૩૮૮૫

# आर्य औषध.

બનાવનાર.


રાવલ વીરજી ઝીણા. એલ. એમ. એન્ડ એસ.

ખંભાળીઆ. ડીસ્પેન્સરી ડાક્ટર.





અમદાવાદમાં.

મામાનીહવેલી મધ્યે અમદાવાદ યુનાઈટેડ પ્રીન્ટીંગ એન્ડ

જનરલ એજન્સી કમ્પની (લીમિટેડના) પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

ઈ. સ. ૧૮૮૯ સંવત ૧૯૪૫

કીંમત રૂ ૫-૦-૦



મહારાજાધિરાજ જામશ્રી વિભાજી. કે. સી. એસ આઈ.

અખંડ પ્રૌઢ પ્રતાપ શ્રીમન્મહારાજા ધિરાજ

## જામ શ્રી ૭ વીભાજી બહાદૂર.

કે. સી. એસ. આઈ. શ્રીમન્મહારાજ.

આપ નામદારની વૈદ્ય વિદ્યા ઉપર પૂર્ણ પ્રીતિ છે,
અનેક વૈદ્યોને આપ આશ્રય આપોછો અને
વિદ્વાન વૈદ્યોથી આપ જન્મથીજ પરિવેષ્ટિત
રહ્યા છો તેથી આકર્ષાઈને તેમજ વૈદકજ્ઞાન
સંબંધની મારી શકિત એ આપની કૃપાનુંજ
ફળ છે તથા આપની નીઘેબાની નીચે નો-
કરી કરી જે સંતોષકારક જીંદગી ભોગવું-
છું વિગેરે વિગેરે આપના અનન્ત
ઉપકારોથી ઉપકૃત થઈ આ મારૂં
પુસ્તક આપ નામદારની હ-
જુર સાદર નમૃતા પૂર્વક
અર્પણ કરૂં છું.

હું છું આપનો કૃપા કાંક્ષી સેવક.

વીરજી ઝીણા રાવલ.

# प्रस्तावना.

માણસોના શરીરમાં પેદા થતા તરેહવાર રોગો જોવામાં આવેછે, જેઓમાંના કેટલા એકની શાંતિ ઓષધોથી થઇ શકે છે અને કેટલા એકની શાંતિ શસ્ત્રક્રિયાથી થઈ શકેછે. જે દરદ શસ્ત્રક્રિયાને લાયક હોયછે તેના પર કેટલેક દરજ્જે ઓષધ લાગુ પડેછે પણ જે દરદ ઓષધને લાયક હોયછે તેના પર બિલકુલ શસ્ત્રક્રિયા લાગુ કરવામાં આવતીજ નથી; જેથી રોગને મટાડવાનાં સાધન તરીકે ઓષધ તથા શસ્ત્રક્રિયા આ બન્નેમાંથી ઓષધનું પ્રાધાન્યપણું અનાયાસ સિદ્ધ થાયછે. ઓષધો વિષે જેટલું આર્ય વૈદ્યક શાસ્ત્રમાં લખાયેલું છે તેટલું અનાર્ય વૈદ્યક શાસ્ત્રમાં હોય એમ જણાતું નથી. અને શસ્ત્રક્રિયા વિષે જેટલું સુધારા વધારાથી અનાર્ય વૈદ્યક શાસ્ત્રમાં વિવેચન થયેલું છે તેટલું આર્ય વૈદ્યક શાસ્ત્રમાં નથી. એટલે આર્ય વૈદ્યક શાસ્ત્રના કર્તાઓએ શસ્ત્રક્રિયા કરતાં ઓષધોપચારને વધારે પસંદ કર્યો અને શસ્ત્રક્રિયાને લાયક રોગોમાં પણ જ્યાં સૂધી ઓષધોપચારથી કામ થતું હોય ત્યાં સૂધી શસ્ત્રક્રિયાનો ઉપયોગ ન કરવો એવો પ્રબંધ બાંધ્યો અને જ્યારે ઓષધોપચાર પોતાનું પરાક્રમ ન બતાવી શકે ત્યારેજ શસ્ત્ર ક્રિયા કરવી એમ ઠરાવ્યું. આવા વિચારને લીધે શસ્ત્રક્રિયા પર વધારે ધ્યાન નહિ આપતાં તેઓ ઓષધની બાબતમાંજ ઉંડા ઉતરી વિચાર કરતા ગયા. રોગીને રોગથી મુક્ત કરવો તથા નિરોગીની આરોગ્યતા સાચવવી આ પ્રમાણે ઓષધ વર્ગના બે પ્રભાવ છે. એટલે કેટલાં એક ઓષધો ફક્ત રોગીને રોગથી મુક્ત કરનારાંજ હોયછે, કેટલાં એક ઓષધ નિરોગીની આરોગ્યતા સાચવનારાંજ હોયછે અને કેટલાં એક ઓષધ રોગીને રોગથી મુક્ત કરનાર તથા નિરોગીની આરોગ્યતા સાચવનાર આ બન્ને કામ કરવાવાળાં હોયછે. તેઓ પર પ્રાચીન આર્ય વૈદ્યક શાસ્ત્રના કર્તાઓ એટલું તો ધ્યાન આપતા ગયાછે અને તેઓના વિષે એટલા તો બારીક શોધ કરતા ગયાછે કે તેમના પછી થયેલા અનાર્ય વૈદ્યક શાસ્ત્રના કર્તાઓએ પોતાના પ્રબંધોમાં તેમનો પુષ્કળ આશ્રય લીધો અને કાળને અનુસરીને તેમાં કેટલાક સુધારો વધારો કર્યો. આવા મહા મુનિઓના આર્ય વૈદ્યક સંબંધના પ્રબંધો સંસ્કૃત ભાષામાં હોવાને લીધે તે ભાષાના જ્ઞાન વગરના પુરૂષો તેમાં રહેલ અમૂલ્ય ઓષધના જ્ઞાનરૂપી ઉત્તમ ધનના ભંડારથી કમ નસીબ રહે એમાં જરા પણ ખોટું નથી. જેથી ગુર્જર બંધુઓ પણ તે બાબતને જાણવા

માટે અશક્ત બને છે. અને ગુજરાતી ભાષામાં તેવા ગ્રંથોની મોટી ખોટ છે. વાસ્તે ઔષધ વિષે વિવેચનના ઉત્તમ ભંડાર રૂપ આર્ય વૈદ્યક શાસ્ત્રનો આધાર લઈ તેમાં અર્વાચીન અમૂલ્ય શોધોનો ઉમેરો કરી ગુણ તથા ઉપયોગના વિવેચન સહિત ઔષધ પ્રકરણ લખીને ગુર્જર બંધુઓની સેવામાં મૂકવું એવા વિચાર રૂપી બીજ કેટલેક વખત થયા મારા અંતઃકરણની અંદર રોપાઈ ચૂક્યું હતું. પછી તે ઉપર તે બાબતના અનુભવ રૂપ જળનું સિંચન જારી હોવાને લીધે કાળને અનુસરી તેમાંથી આ ગ્રંથ રૂપ વૃક્ષ પેદા થયું, જેનો આશ્રય લેવાથી દરદ રૂપ ઉપજેલો તાપ આપો આપ શાંત થઇ જશે એવી મારી આશા છે.

આ પુસ્તક સાથે આર્ય વૈદ્યક શાસ્ત્રનો તમામ બાબતમાં ગાઢ સંબંધ હોવાથી તથા તેમાં ઔષધના વિવેચનની પ્રાધાન્યતા અને જેના પર ઔષધની જરૂર પડેછે એવા વ્યાધિઓના વિવેચનની ગૌણતા દીસવાથી તથા તે ઔષધની બાબતથી ભરપૂર હોવાને લીધે આ ગ્રંથનું નામ આર્ય ઔષધ એ પ્રમાણે રાખેલું છે.

સ્થાવર તથા જંગમ એવા ભેદથી ઔષધના બે પ્રકાર થઈ શકેછે. તેમાં સ્થાવર ઔષધમાં ધાતુઓ તથા વૃક્ષાદિકનો સમાવેશ થાયછે અને જંગમ ઔષધમાં જે પ્રાણીઓના અવયવાદિક ઔષધ રૂપે કામમાં આવેછે તેનો સમાવેશ થાયછે. આ તમામ ઔષધો જો સારી રીત સમજીને યોજવામાં આવે તોજ તે ધારેલું કામ પાર પાડવા સમર્થ થઈ શકેછે, પણ જો સમજ્યા વગર તેજ ઔષધોનો ઉપયોગ કરીએ તો તે જશ અપાવવાને બદલે અપજશ અપાવે છે. ભલે વિષતુલ્ય ઔષધ હોય અથવા તો વિષ રૂપજ હોય તો પણ તેને સારી રીતે સમજીને તેને લાયક જગ્યા પર યોજવામાં આવે તો તે અમૃત સમાન ફાયદો કરનાર થઇ પડેછે. અને ભલે અમૃત જેવું ઔષધ હોય પરંતુ તેને સારી રીતે નહિ જાણતાં તેને અયોગ્ય જગ્યા પર યોજવામાં આવે તો તે વિષ જેવા ગેરફાયદાને આપનારૂં થઈ પડેછે; માટે દરેક ઔષધનાં સ્વરૂપને ઓળખવું એ વધારે અગત્યનું છે. આ ગ્રંથમાં પણ એજ શૈલી રાખી તેનાં પાંચ પ્રકરણ રાખવામાં આવ્યાં છે.

૧ ધાતુ પ્રકરણ. આ પ્રકરણમાં ધાતુ, ઉપધાતુ, રસ, ઉપરસ, લવણ અને ક્ષાર વિગેરે તમામ ખનીજ પદાર્થનું વિવેચન આપવામાં આવ્યુંછે.

મોતી, પ્રવાળ અને શંખ ખરૂં જોતાં પ્રાણી વર્ગની પેદાશ છે તો પણ ધાતુ વર્ગના પદાર્થની પેઠેજ તેમનું શોધન તથા મારણ થાયછે ને તેથી તેમને પણ આ પ્રકરણમાં ગોઠવવામાં આવેછે. દરેક ધાતુના શોધન તથા મારણને માટે અનુભવ સિદ્ધ હકીકત આપીછે અને દરેક રસાયણ સિદ્ધ કરતાં જે જે અડચણો નડી છે તે મે દર્શાવી છે.

૨ વનસ્પતિ પ્રકરણ—આ પ્રકરણમાં તમામ કાષ્ટ પદાર્થોનું વિવેચન કરવામાં આવ્યું છે. પ્રથમ મારો વૃક્ષોનું વર્ણન કરવા વિચાર હતો પણ તેમ કરતાં પુસ્તકનું કદ ધાર્યા ઉપરાંત બહુ વધી જતું હતું તેથી તે કાઢી નાખી તેનું જે અંગ ઔષધમાં વપરાય છે તેની સંપૂર્ણ ઓળખાણ આપીછે અને તેના સંબંધમાં કેટલેકઠેકાણે જરૂર પ્રમાણે વૃક્ષોનું વર્ણન પણ આપવામાં આવ્યું છે.

૩ પ્રાણી વર્ગ પ્રકરણ—આ પ્રકરણમાં જીવવાળાં પ્રાણીઓમાંથી બનતી તમામ ઔષધિની હકીકત આપી છે.

આ ત્રણ પ્રકારનાં ઔષધ આ દુનીઆં ઉપર છે. અને તેમના ઉપયોગનું વિવેચન મેં પ્રધાન્યપણે કરેલ છે. હું આ મારો હેતુ વિસરી નથી ગયો એ મારા સુજ્ઞ વાંચનારાઓને પુસ્તક વાંચ્યે જણાશે. જેટલે દરજ્જે મેં ઓષધોના ઉપયોગનું સ્પષ્ટી કરણ કરેલ છે તેટલે દરજ્જે બાજા કોઈ પણ ગુર્જર પુસ્તકમાં તેમનું સ્પષ્ટી કરણ થયું હોય એમ મને લાગતું નથી.

ચોથુ પ્રકરણ "ચિકિત્સા પ્રકરણ" છે. આમાં દવાઓના વર્ગ પાડી તે વર્ગમાં આવેલ દવા, તે વર્ગની દવાનો કેવો કેવો ઉપયોગ છે અને કઇ કઇ જાતના રોગ ઉપર તે લાગુ પડેછે તે યોગ્ય રીતી એ બતાવ્યું છે તેમજ કેવી જાતના આબ હવાના અને વર્તનના ફેરફારથી રોગો અટકે છે તે પણ બતાવ્યું છે.

પાંચમું પ્રકરણ—व्याधिप्रकरण છે આ પ્રકરણમાં રોગની ગણના કરી તેમના ઉપર લાગુ પડતી તમામ દવા આપીછે. આખું પુસ્તક ગમે તેટલી વાર વાંચી જાય તો પણ અમુક રોગ ઉપર કઈ કઇ દવા વપરાય છે તે જરૂરી પ્રસંગે બધી યાદ આવતી નથી. માટે વ્યાધિ ઉપર લાગુ પડતી તમામ દવાઓ નોંધી તેના ઉપયોગનું વધારે વિવેચન જોવા સારૂં કયે પાને તે દવાનું વિવેચન થયુંછે તે પાનું પણ ટાંક્યુ છે. જેથી એક રોગ ઉપર

વપરાતા સંપૂર્ણ ઔષધોપચારનું તેને ટુંકામાં સ્મરણ થઇ શકેછે. તે સાથે વળી વ્યાધિઓનું ટુંક નિદાન પણ આપ્યું છે.

વિશેષમાં આ પુસ્તકનો કોઇ પણ વિષય શોધવામાં અગવડ ન નડે તેટલા માટે તેમને અક્ષર વારેજ ગોઠવવામાં આવ્યા છે તેમજ વળી પછવાડે અનુક્રમણીકા પણ આપેલ છે જેથી અમારા સુજ્ઞ વાંચનારાઓને કોઇ પણ જાતની હરકત રહેશે નહિ.

કેટલાએક ગ્રંથ કર્તાઓની એવી રીતિ હોયછે કે પોતાના ગ્રંથમાં જે બાબત લખાણ કરવાની ઇચ્છા હોયછે તે બાબતને લગતી બીજી બાબતો પણ તેમાંજ સમાવવાને પોતાના લખાણમાં થોડો થોડો સંકોચ કરેછે જેથી તેમાં કઠિનતા વિગેરે દોષો આવી વખતે મુદ્દાની બાબતનું એકાદ અંગ પણ ખોડ ખાંપણવાળું થઇ જાયછે ને તે ગ્રંથમાંથી ગ્રાહકોને વાંચવા વખત જે તત્વનું દોહન થવું જોઇએ તે તત્વ ખરા સ્વરૂપમાં નહિ દેખાતાં ઢંકાઈ જાયછે. તેમાં પણ જે ગ્રંથો સાધારણ માણસના હાથમાં વિશેષ ઉપયોગમાં આવવાના હોય તેમાં તો ગ્રંથ કર્તાએ એવીજ રીતિ રાખવાની જરૂર છે કે જે પોતાના મુદ્દાની બાબત હોય તેનું પ્રાધાન્યપણું પગલે પગલે સાચવતાં જરૂરની બીજી બાબતોને એવી રીતે તથા એવા સાધારણ સ્વરૂપમાં ગોઠવવી જોઇએ કે તેથી મુદ્દાની બાબત લખવામાં જરા પણ સંકોચ કરવો ન પડે. આથી તે બાબત વાંચતી વખતે તેમાંથી વાંચનારાઓને જે સમજણ થવી જોઇએ તે સમજણ પૂરે પૂરી રીતે થાયછે, તથા જે તત્વ તેમાંથી નિકળવું જોઇએ તે તત્વના ખરા સ્વરૂપને જોવા માટે વાંચનારાઓ શક્તિમાન થાયછે. આવા વિચારથી મેં પણ આ પુસ્તકમાં ઔષધ વિચારને પ્રાધાન્યતા આપી તેને લગતી બીજી બાબતો સાધારણ સ્વરૂપમાં લીધી છે તે સુજ્ઞ વાંચનારાઓને વાંચતી વખત સહેજ સમજાશે.

છેવટ જેટલા અને જેવા વિચારો અનેક માણસોના મગજમાં આવેછે તેટલા અને તેવા વિચારો એક માણસના મગજમાં કદી પણ આવી શકતા નથી. આ નિયમના અનુસારથી મારા મગજમાં આવેલા તમામ વિચારો નિર્દોષજ હશે અને સંપૂર્ણજ હશે એમ મારૂં માનવું નથી. તો પણ તેમાં મેં જેટલું મારાથી બની શક્યું છે તેટલું સંભાળથી અને વિચાર કરીને કામ લીધેલું છે. તેમ છતાં પણ જો વૈદક શાસ્ત્રના અનુભવી

વિદ્વાન્ પુરૂષોને તેમાં કોઇ પણ ઠેકાણે સદોષતા અથવા તો મુદ્દાની બાબતમાં અપૂર્ણતા ખરી રીતે ભાસતી હોય તો તેમણે નિષ્પક્ષ પાત પણેથી મને સૂચના આપવા કૃપા કરવી; જે સૂચના ખરી હશે તો તે પર વિચાર કરવામાં હું જરા પણ દુરાગ્રહ રાખનાર નથી.

પરતંત્રાદિક કેટલીક અડચણોને લીધે આ ગ્રંથ મારી ધારેલી મુદત પ્રમાણે બહાર પાડવામાં જરા ઢીલ થઇછે. જેથી અવકાશ મળતાં તેનું છપાવવાનું તથા પ્રૂફશીટ વિગેરે તપાસવાનું કામ ઘણીજ ઝડપવડે લેવાના સબબથી ગ્રંથમાં ક્યાંક ક્યાંક સરતદોષ રહી ગયો હશે તો તે સુજ્ઞજનો સુધારી વાંચવા કૃપાકરશે એવી આશા રાખુંછું.

શ્રી મન્મહારાજાધિરાજ જામશ્રી વીભાજી કે. સી. એસ. આઇનો મારા ઉપર અપૂર્વ ઉપકાર હોવાથી હું આ પુસ્તક તેમને અર્પણ કરી કૃતાર્થ થયો સમજુછું. આ પુસ્તક ખુદાવંદ મહારાજા જામસાહેબને અર્પણ કરાવવામાં તથા તેમનો ફોટો મારા ગ્રાહકોને બક્ષીસ અપાવવામાં સ્ટેટ વજીર મેહેરબાન રાઘવ જેઠાણીએ ઘણી મહેનત લીધીછે તથા મ૦ દીવાન સાહેબ મગનલાલ બાપુભાઇએ પણ આ પુસ્તક પ્રત્યે સારો આશ્રય અપાવ્યો છે. બાદ આ પુસ્તકની યોગ્ય કદરે થવામાં મને મારા ઉપરી ડાકટર દાદાભાઈ ખરશેદજી રેવીટના એલ. એમ એન્ડ એસ તરફથી પણ સારી મદદ મળી છે. જેથી આ પ્રસંગે તે સર્વે ગૃહસ્થોનો હું ઉપકાર માનુંછું. એજ આમીન.

ફેબ્રુઆરી ૧૮૮૯.

રાવલ વીરજી ઝીણા

કર્ત્તા



# સાંકળીઉં.





# આર્ય ઔષધ.

## વજન.

ઔષધ લેવાના વજનને માટે કોઇ પણ જાતની અગવડ ન નડે તેટલા માટે હાલનાં ચાલુ વપરાતાં વજનો અમે અહીં રાખ્યાં છે; તેઓ નીચે પ્રમાણેઃ—

૧ ઘઉંભાર=ઘઉંના એક સાધારણ દાણાનું વજન.
૨ ઘઉંભાર=એક ચણોઠીભાર; ચણોઠી=રતી.
૩ ચણોઠીભાર=એક વાલ.
૪ વાલ=૧ બેઆનીભાર.
૨ બેઆનીભાર=એક પાવલીભાર.
૨ પાવલીભાર=એક અરધાંભાર. અર્ધાભાર=ગદીઆણું.
૨ ગદીઆણાભાર=એક તોલો.
૫ તોલા=એક નવટાંક.
૨ નવટાંક=એક પાશેર.
૨ પાશેર=એક અધશેર.
૨ અધશેર=એક શેર.
૪૦ શેર=એક મણ.

## ઔષધ આપવાનાં જૂદાં જૂદાં રૂપ.

**અરિષ્ટ**=ઓસડના ક્વાથને અગર તેના કોઇપણ પાકને પાણી, મધ અને ગોળની અંદર એક મટોડીના ઠામમાં ઘણા દિવસ સુધી રાખી, તે વાસણના મોંને ઢાંકણથી બંધ કરી, તેની આજુબાજુ કપડછણ કરી, પખવાડીઆં અગર મહિના સુધી તે છાપરા ઉપર રાખી મુકવું; આથી તેનો ઉત્તમ રસ થઈ ગએલો માલમ પડેછે. જ્યાં કાંઇ પણ માપ ન લખ્યું હોય ત્યાં નીચે પ્રમાણે વજનો લેવાંઃ—૫ શેર ક્વાથ, ૬ા શેર મધ, ૧૨ા શેર ગોળ અને ૩૨ શેર પાણી એને ઉપર કહ્યા પ્રમાણે માટીના ઠામમાં રાખવાં તેથી ઉત્તમ અરિષ્ટ થશે. કેટલીક વખતે સુગંધીને માટે તથા રંગને માટે તેની અંદર યોગ્ય ચીજો નાખવામાં આવેછે. આવી રીતે બનાવેલા અરિષ્ટની માત્રા ૪ તોલા છે.

**અવલેહ:**—અવલેહ કરતી વખતે ઓસડના કરેલ ફાન્ટ અગર ક્વાથને ફરી ઉકાળી તેનું પાણી બધું બાળી દઈ સાકરની ચાસણી જેવો પાક કરવો અને તેને ધીમા તાપથી ખુબ ઘાટો થવા દેવો. જે તૈયાર થાય તેનું નામ અવલેહ. આ અવલેહ સાકર, મધ, દુધ અગરે ક્વાથ જેવા પાતળા પદાર્થ સાથે પણ અપાયછે. અવલેહમાં જો સાકર મેળવવી હોય તો ચોગણી લેવી, ગોળ બમણો લેવો, અને દુધ, ક્વાથ, તથા પાણી વગેરે મેળવવાં હોય તો પાણીથી ચોગણાં લેવાં. જ્યારે અવલેહ બરાબર થાયછે ત્યારે તે પાણીમાં ડુબી જાયછે, તેના ચાસણીની માફક તાર નીકળેછે તથા તે ઉપર આંગળી દાબવાથી તેની રેખા ઉઠી આવેછે. આવી રીતે બનાવેલા અવલેહની માત્રા ૦ાા થી ૧ તોલો છે.

**આસવ:**—આસવની બનાવટ અરિષ્ટના પ્રમાણેજ છે. માત્ર ફેર એટલોજ છે કે અરિષ્ટ બનાવતી વખતે આપણે જે ૫ શેર ઓસડનો ક્વાથ અરિષ્ટમાં લઇએ છીએ તેને બદલે ૧ા શેર ઓસડનું ચૂર્ણ નાખવું. તેની માત્રા પણ અરિષ્ટની પેઠે ૪ તોલા છે.

**અંગરસ:**—લીલી વનસ્પતિ લઈ તેને દસ્તાથી છુંદી રસ કાઢવો અને તે કપડાથી ગાળી લેવો. અંગરસને માટે જે લીલી વનસ્પતિ લેવી તે ચોખી ને સાફ હોવી જોઇએ; જીવજંતુથી ખાધેલી તથા અગ્નિથી બળી ગએલી લેવી નહિ. જો લીલી વનસ્પતિ ન મળે તો સુકી વનસ્પતિ લઈ તેનું ચૂર્ણ કરી તેમાં આઠગણું પાણી નાખી ઉકાળી ચોથો હિસ્સો રાખવો. આ પણ અંગરસને ઠેકાણે વપરાયછે. આ શિવાય અંગરસ કાઢવાની બીજી રીત એવી છે કે સુકી વનસ્પતિને બમણા પાણીમાં નાખી ૨૪ કલાક રાખી મુકવી અને પછી તે પાણીને ગળી લઈ અંગરસની પેઠે વાપરવું. આ પ્રમાણે અંગરસને બદલે જે બે કૃતિઓ અમે બતાવી તેને ક્વાથ કે હિમની સંજ્ઞા આપી શકાતી નથી કારણ કે ક્વાથ અને હિમની અંદર એકથી વધારે ઓસડ હોયછે. પણ એકજ ઓસડનો ક્વાથ બનાવવામાં આવ્યો હોય તો તેનું નામ અંગરસ આપવું. લીલી વનસ્પતિમાંથી કાઢેલા સ્વરસની માત્રા સાધારણ રીતે બે તોલા છે. તે શિવાય શુષ્ક વનસ્પતિમાંથી કાઢેલા અંગરસની માત્રા ૪ તોલા છે. કેટલીક વખતે સ્વરસની અંદર સાકર, મધ, ગોળ, જવખાર, સિંધાલુણ અગર બીજા ઓસડનું ચૂર્ણ નાખવામાં આવેછે. બાળકને માટે સ્વરસની માત્રા અરધો તોલો છે.

અંજનઃ—એ આંખમાં આંજવાની કાંઇપણ બનાવટ છે. તે ચૂર્ણ, ગોળી, વર્તિ, પાસા વિગેરે રૂપમાં રહે છે; પણ તેનો ખાસ ઉપયોગ આંખે લગાડવાનો હોવાથી તેને અંજન એવું નામ આપવામાં આવ્યું છે. તેની કૃતિ બીજી બનાવટોથી કાંઈ જુદી નથી અને ચૂર્ણ, વટી, વર્તિ વિગેરેમાં તે આવી જાયછે.

કલ્કઃ—સૂકાં ઓસડોને બારીક વાટી ઝીણો ભૂકો બનાવવો; ત્યાર બાદ તેને પાણીની અંદર લટી તેની લુબ્દી બનાવવી. લીલાં ઓસડોને વાટી તેની એમને એમ લુબ્દી કરવામાં આવેછે. કલ્કની માત્રા એક તોલાની છે. કલ્કમાં જો ઘી અગર મધ મેળવવાનું કહ્યું હોયતો ઓસડથી બમણાં નાખવાં. સાકર ને ગોળ સમભાગ નાખવાં, તથા દુધ પાણી વિગેરે ચોગણાં નાખવાં.

ક્વાથઃ—એક ભાગ ઓસડ લઈ તેને સોળગણા પાણીમાં મેળવી એક મટોડીના વાસણમાં ઉકાળવું અને આઠમો ભાગ બાકી રહે ત્યારે ઉતારી લેવું. ક્વાથ કરતી વખતે માટીના ઠામ ઉપર ઢાંકણ ઢાંકવા જરૂર નથી. સાધારણ રીતે એક વખતને માટે ક્વાથ કરવાના ઓસડનું વજન ચાર તોલા લેવામાં આવે છે તોપણ કેટલાક ક્વાથની અંદર ફક્ત બે તોલા ઓસડ પડે છે, તેમજ સોળગણા પાણીને બદલે આઠ ગણું પાણી મૂકી ઉકાળવામાં આવે છે અને આઠમો ભાગ પાણી રહે ત્યાંસુધી બાળવાને બદલે ચોથો ભાગ રહે ત્યારે ઉતારી લેવામાં આવે છે. ક્વાથ ઘણું કરીને એકલો અગર યથારૂચિ ક્ષાર, સાકર, ગોળ, લવણ અગર બીજા કોઈ ઓસડના ચૂર્ણ સાથે લેવાયછે. ક્વાથની માત્રા ૪ તોલાની છે. કેટલીક વખતે સવારે કાઢો કર્યા પછી જે ઉકળેલું ઔષધ બાકી રહે છે તેમાં નવું પાણી નાખી સાંઝે પાછું ઉકાળવામાં આવે છે તેને પરકાડો કહે છે. તેની માત્રા પણ કાઢાના જેટલીજ છે તોપણ કાડા જેટલો ગુણ તેમાં રેહેતો નથી.

કોગળા (કવલ):--એ સંસ્કૃત શબ્દ છે અને તે નામથી પ્રસિદ્ધ થયેલી દવાઓ પ્રવાહી હોય છે, અગર જો કોરી હોયતો તેને પાણીમાં નાખવામાં આવે છે તેમજ તેનો ક્વાથ અગર હીમ કરી કોગળા કરવામાં આવે છે. ઓછામાં ઓછા અરધા શેર પ્રવાહીના કોગળા એક દિવસમાં કરવામાં આવે છે. કેટલીક વખતે કોગળા કરવાનો પ્રવાહિ પદાર્થ મોઢાની

અંદર એટલો લાંબો વખત રાખવામાં આવે છે કે તેથી કરી નાકમાંથીને આંખમાંથી પાણી છૂટે છે; એને ગંડૂશ કહે છે. જ્યારે ઘટ પદાર્થો અ-ગર ભુકાઓ આંગળીએથી દાંત ઉપર ને અત્તાળુ ઉપર લગાડવામાં આવે છે ત્યારે તેને પ્રતિ સારણ કહે છે.

ખંડપાકઃ—ખંડ પાક, મુરબ્બા અથવા મિઠાઈ. ઔષધની અંદર ખાંડની ચાસણી નાખી તેની અંદર ઔષધ બરાબર મેળવી કરવામાં આવે છે. કેટલીક વખતે આ ખંડપાકની અંદર મધ નાખવામાં આવે છે. ખંડપાક આંગળીથી ચટાય એવો જાડો હોવો જોઇએ. તેની માત્રા ૨।। રૂપીઆભારથી ૦। શેર સુધી છે.

ગોળીઃ—ઔષધના ચૂર્ણને ગોળ, મધ, અગર પાણીની અંદર મેળવી ગોળી વાળવામાં આવે છે. કેટલીક વખતે ચૂર્ણની અંદર કોઈ ઔષધનો ક્વાથ કરી તેમાંથી ઘન બનાવી તે તૈયાર થયેલા ઘનમાં ગોળી વાળવામાં આવે છે. તે શિવાય ગુગળની અંદર તેમજ ગુંદની અંદર પણ ગોળીઓ વળાય છે. જે ચીજ પોતાના ગુણને માટે ગોળીમાં આવતી હોય તે ચીજ તેની માત્રાના વજનથી લેવાય છે પણ જે ચીજ ફક્ત ગોળી વળે એટલાજ માટે લેવાય છે તેની માત્રાની કાંઈ જરૂર નથી. કદાપી તે ચીજ વધારે થાય તો પણ હરકત નથી, કારણ કે સાધારણ રીતે ગોળી બનાવવા માટે એવા પદાર્થો લેવામાં આવેછે કે તેમાં કોઈ પણ જાતની ઝેરી અસર હોતી નથી. ગોળી સાધારણ રીતે એક વાલની અંદર હોવી જોઇએ. તેની જૂદી જૂદી આકૃતિ તથા કદને લઇને તેને મોદક, વટી, વર્તિ, પીંડી વગેરે જૂદાં જૂદાં નામો આપવામાં આવ્યાં છે, પણ તે દરેકની બનાવટ ગોળીને મળતી છે.

ઘૃતઃ—જે ઔષધનું ઘૃત કરવું હોય તે ઔષધના સ્વરસ કે કલ્કથી ચાર ગણું ઘી લેવું ને ઘીથી ચો ગણાં દુધ પાણી અગર ગૌમૂત્ર લેવાં, અને ધીમો ધીમો તાપ કરવો. જો ઔષધનો કાઢો લેવાનો હોય તો તે ઔષધને સોળ ગણા પાણીમાં ઉકાળી ચોથો ભાગ પાણી રહે ત્યારે તે ગળી લઈ તે ક્વાથમાં ઘી પાણી વગેરે નાખવાં અને તેને રીતસર તાપ આપવો. જ્યારે બધું પાણી બળી જાય ને માથે ફીણ ન રહે ત્યારે ઘૃત પક્વ થઈ રહ્યું એમ સમજવું. આ ઘી જામ્યા પહેલાં તેને ગરણીથી ગળી લેવું, જેથી તેની અંદર નાખેલો કલ્કનો કુચો ઉપર રહી જાય. જ્યારે કોઈ

ધાતુનું ઘી સિદ્ધ કરવું હોય ત્યારે તે ધાતુને શુદ્ધ કરી દુધમાં ઉકાળી તે દુધ જમાવી તેનું દહીં કરવું; ત્યાર બાદ તેને વલોવી અંદરથી માખણ કાઢી લેવું. આ માખણ તાવવાથી જે ઘૃત તૈયાર થાય છે તે તે ધાતુનું ઘી એવા નામથી ઓળખાય છે. ( ગંધ તેલ જુઓ ). જે પ્રમાણે તેને તાપ આપવામાં આવે છે તે પ્રમાણે તેના જૂદા જૂદા ઉપયોગ કરવામાં આવે છે. મૃદુ, મધ્યમ ને સખ્ત. જ્યારે તાપ જરા ઓછો ને ધીમો આપવામાં આવ્યો હોય છે ત્યારે જે પાક થાય છે તે મૃદુ પાક હોય છે; તે સુંઘવાના કામમાં આવે છે. મધ્યમ પાક ખાવાને માટે અને સખ્ત પાક બહાર લગાડવાના કામમાં આવે છે. જેવા પ્રયોજનને માટે ઘૃત કરવું હોય તેવા પ્રયોજનથી તેનો પાક કરવામાં આવે છે. સાધારણ રીતે આ સિદ્ધ થયેલ ઘીની માત્રા ૨ થી ૪ તોલા છે. ઘી એક વરસ પછી હીનવીર્ય થઈ જાય છે. માટે એક વરસનું સિદ્ધ થયેલ ઘી નાખી દેવું.

**ચૂર્ણ**:—સુકાં ઓષધો ભેગાં કરી તેને બારીક ખાંડી કપડેથી ચાળી રાખવાં તેને ચૂર્ણ કહે છે. ચૂર્ણની સાધારણ માત્રા ૦ાા થી એક તોલો છે. ચૂર્ણ ત્રણ મહિના પછી અસર વગરનું થઈ જાય છે.

**તૈલ**:—તૈલની કૃત્તિ પણ ઘીના પ્રમાણેજ છે. માત્ર ફેર એટલોજ કે આમાં ઘીને બદલે તેલ લેવું અને તૈલ સિદ્ધ થાય એટલે કપડાથી ગાળી લેવું. સિદ્ધ થયેલા તેલની અંદર કેટલીક વખતે સુગંધીદાર પદાર્થો નાખવામાં આવે છે. સુગંધી થવા સારૂ ૪ શેર તેલે સાધારણ રીતે ૨ રૂપીઆભાર સુગંધી દ્રવ્ય પડે છે અને સિદ્ધ થયેલ તેલમાં સુગંધી દ્રવ્ય નાખ્યા પછી તેને થોડીવાર ઉકાળવા જરૂર છે.

**ધૂપ**:—ધૂપ અથવા ધુંવાડી લેવી એ ધારાંને માટે તેમજ કેટલાક ત્વક્ દોષની અંદર ઉપયોગી છે. એક પહોળા ઠામની અંદર દેવતા રાખી તે ઉપર ધૂપ આપવાની દવા નાખી માથે માંચી અગર ખુરશી મેલી દરદીને ખુલે શરીરે બેસાડવો, ને માથું ખુલું રાખી ડોકની નીચેનો બધો ભાગ કપડકોટ કરવો. ધુમાડો બહાર નીકળી ન જાય તેને માટે કપડું ઠેઠ ભોંય સુધી પહોંચે એવડું મોટું હોવું જોઇએ. દરદીના રેહેવાના ઘરની હવા શુદ્ધ કરવા માટે ધૂપ વપરાય છે ને તે ધૂપ સાધારણ રીતે ખુલો મુકવામાં આવે છે જેથી તેની સુગંધી હવા ઘરમાંની ઝેરી અને દુષ્ટ હવાને દૂર કરે છે.

**ધૂમ્રપાન**:—જેમ ધૂપનો ધુમાડો શરીર ઉપર લેવાય છે તેમ ધૂમ્ર-

પાનનો ધૂમાડો મોઢેથી યા નાકેથી લેવાય છે. કેટલીક વખતે દેવતા ઉપર ઓસડ નાખી તે ઉપર એક ઉંધું ઠામ ઢાંકી તેમાં તીનું પાડી તેમાં પોલી નળી નાખી તે નળી મોઢામાં રાખી તેનો ધુમાડો મોઢામાં લેવામાં આવે છે. સાધારણ રીતે બીડી અગર ચલમ વપરાય છે તેમજ કેટલીક દવાઓ હોકામાં પીવા માટે પણ અપાય છે. ધૂમ્રપાન વિશેષે કરી છાતીના રોગને માટે બહુ ઉપયોગી છે. ધૂમ્રપાનને માટે બીડી તમાકુ, ટીમરૂ, કે આસું-દરાના પાનની કરવામાં આવે છે. જે પદાર્થો બીડીમાં નાખવામાં આવતા હોય તેની માત્રા તેના ખાસ વિષયમાં આપવામાં આવશે.

**નસ્યઃ**—ઓસડની અંદર જે ચીજ નાકે લગાડવાની હોય છે તેને નસ્ય કહે છે. નાકે લગાડવાની ચીજોમાં ચૂર્ણ, ઘૃત અગર તેલ હોય છે. તેમ કરવાથી નાકમાંથી કેટલીક વખતે પાણી છૂટે છે ને મગજમાં થયેલો લોહીનો જમાવ હલકો પડે છે. તેથી મગજની અંદરનો પિત્તનો પ્રકોપ શાંત થાય છે ને માથાના, આંખના, તથા છાતીના દરદોમાં ફાયદો થાય છે. બહુ છીંકો લાવી નાકમાંથી પાણી છોડાવવાનું હોયતો સાધારણ રીતે તીક્ષ્ણ પદાર્થનું ચૂર્ણ સુંઘાડવામાં આવે છે ને ગરમી શાંત કરવા માટે મુખ્યત્વે કરીને ઘી અગર તેલ વપરાય છે. નાના બાળકો અને અતિ વૃદ્ધ પુરૂષોને બને ત્યાં સુધી નસ્ય ન આપવું એવો રીવાજ છે. સન્નિપાત દોષની અંદર તેમજ બેશુદ્ધિમાં પડેલા દરદીને તીક્ષ્ણ પદાર્થનું નસ્ય આ-પવા કહેલું છે.

**પાકઃ**—કેટલીક વખતે ઔષધો બહુ લાંબી મુદત સુધી ચાલુ રાખવાનાં હોયછે ત્યારે તેને પાકના રૂપમાં આપવાથી દરદી કંટાળતો નથી. જે ઓષધનો પાક કરવાનો હોયછે તેઓષધને ઘીમાં અગર દુધમાં પકવી તેની અંદર સાકરની ચાસણી તથા યથારૂચી મસાલો નાખવાં ને પછી તેનાં ચોસલાં પાડવાં તેને પાક કહેછે. પાકની માત્રા નવટાંક છે.

**પાનઃ**—ઓસડને ૩૨ ગણા પાણીમાં નાખી ઉકાળી અરધ પા-ણી બાકી રહે ત્યારે ઉતારવું ને તે યથા રૂચી પીવા આપવું. એવી રીતના પાન તૃષા મટાડવા માટે દરદીને ભાવે તેટલું પીવા અપાયછે. (હ્રીબેરાદિપાન). ઓસડથી ૩૨ ગણું, ૬૪ ગણું અગર ગમે તેટલું પાણી નાખે તોપણ હરકત નથી પણ અવશ્ય ૩૨ ગણાં પાણીથી ઓછું નાખવું નહિ.

પુટપાકઃ—પુટપાકની અંદર લીલા ઓસડને કચરી તેનો ગોળો કરવો અને તે લુદ્દીને વડના, એરંડાના કે જાંબુના પાનમાં મુકી તે માથે ઘઉંના લોટનો કે મટોડીનો બે આંગળ થર કરવો અને જ્યારે તે પાકીને લાલ થાય ત્યારે કાઢી લેવો ને મટોડીને દૂર કરી તે ઓસડના ગોળાનો રસ નીચોવી લેવો. જો લીલી વનસ્પતિ ન મળે તો સુકી વનસ્પતિ લઈ તેને પાણીમાં અગર જે કાંઈ બીજું ઓસડ કહ્યું હોય તેના રસમાં વાટી ગોળો કરવો ને તેમાંથી રસ નીચોવી કાઢી લેવો. ગમે તેવી રીતે પુટપાક બનાવવામાં આવે તો પણ તેની માત્રા ૨ થી ૪ તોલા છે. તેની અંદર મધ અગર પીપર જે કહ્યાં હોય તે લેવાં.

પ્રમથ્યાઃ—પ્રમથ્યા એ એક જાતનો ક્વાથ છે જેની અંદર ઓષધથી આઠ ગણું પાણી નાખી ચોથો ભાગ જ્યારે બાકી રહે ત્યારે ઉતારી લેવું અને તેની સાથે મધ નાખીને પાવું. માત્રા ક્વાથના જેટલી.

ફલવર્ત્તિઃ—ફલવર્ત્તિ સાધારણ રીતે જાંબુના જેવી આકૃત્તિ વાળી બનાવવામાં આવેછે અને તેનું કદ તેવુંજ કરવામાં આવેછે. ઘી અગર તેલ વાળી કરી યોની અને ગુદાની અંદર તે પેરાવાય છે. યોનામાં પેરાવવાની ફલવર્ત્તિ જરા નાની હોયછે.

ફાન્ટઃ—ઓષધના ચુર્ણને આઠ ગણા પાણીમાં નાખી રાત્રીએ બાર કલાક રેહેવા દેવું. તેની માત્રા ૫ થી ૧૦ તોલા છે. તે પણ ક્વાથની પેઠે અપાય છે.

બસ્તિઃ—પીચકારીમાં ઓસડ ભરી તે પીચકારી મળમૂત્રના સ્થાનમાં મારવી તેને બસ્તિ કહેછે. બસ્તિમાં ઘી, તેલ, પ્રવાહી, પાણી અગર ક્વાથ અગર શીતકશાય અપાયછે. જો ઘી અગર તેલની બસ્તિ આપવી હોય તો ૩ થી ૬ છ તોલા પદાર્થ લેવો અને જો ક્વાથની તથા પાણીની પીચકારી મારવી હોયતો આશરે એક રતલ પ્રવાહિ પદાર્થ લેવો. બસ્તિ કરવામાં હમેશાં એટલું યાદ રાખવાનું છે કે ખાવાથી હમેશાં જેટલી દવા અસર કરેછે તેના કરતાં બસ્તિ કરવાને માટે ડબલ દવા વાપરવી.

બાફઃ—ઘણી રીતે આપવામાં આવેછે. સાંકડા મોઢાનો ઘડો લઈ તેમાં પાણી ઉકાળવું ને દરદીએ તે ઘડો પોતાના ખોળા પાસે રાખી કમર ઉપરના બધા ભાગને વરાળ લાગવા દેવી ને શરીર ઉપર જાડું કપડું ઢાંકી દેવું ને વરાળ ક્યાંએ પણ જવા દેવી નહિ. ઓછામાં ઓછી ૧૫ મિનિટ

સુધી બાફ આપવાની જરૂર છે પણ જો દરદી બહુ મુંઝાય તો ૫ અગર ૭ મિનિટમાં બાફ બંધ કરવા માટે હરકત નથી. કેટલીક વખતે બાફ લેવાના પાણીમાં લવિંગ, ચા, ફુલો વગેરે જૂદી જૂદી જાતની દવાઓ મેળવવામાં આવેછે. તે શિવાય ઈંટ અગર તાવીથાને લાલચોળ કરી છાશ, કાંજી અગર બીજા કોઈ ક્વાથમાં બોળી પગ ઉપર લગાડવામાં આવેછે એને લાંછ આપવી કહેછે. આ શિવાય ગડગુમડની અંદર ઉનાપાણીમાં કપડું બોળી નીચોવી તે કપડું દુખતા ભાગ ઉપર મૂકવામાં આવેછે ને તેથી તેને બાફ લાગેછે. કેટલીક વખતે દરદીને કમર બુડ ઉના પાણીમાં બેસાડવામાં આવેછે. લોપરીનો હેતુ પણ પાક થતા ભાગને બાફ આપવાનો છે. જૂદી જૂદી જાતનાં બંધાણ પેટ ઉપર કરવામાં આવેછે તેથી પેટના અંતર પડને બાફ મળેછે અને દુખની શાંતિ થાયછે.

**ભસ્મ:**—ધાતુઓને શોધી તેને વિધિ પ્રમાણે ગજપુટમાં ફુંકવાથી તે ધાતુની રાખ થઈ જાયછે અને તે તે ધાતુની ભસ્મ એવા નામથી ઓળખાયછે. જૂદી જૂદી ભસ્મોની માત્રા જૂદી જૂદી હોયછે જે તેના ખાસ વિષયમાં આપવામાં આવશે.

**મોદક:**—મોદકની બનાવટ પણ ગોળીના જેવીજ છે. માત્ર ફેર એટલોજ કે તેની અંદર દવાની સાથે સાકર અથવા ગોળ નાખવામાં આવેછે ને તે સ્વાદે ગળ્યો લાગેછે તેમજ ગોળીનું કદ નાનું હોયછે ને મોદકનું કદ મોટું થાયછે.

**મન્થ:**—ઓષધના ચૂર્ણને તેથી ચોગણા પાણીમાં નાખી હલાવવું તેનું નામ મન્થ.

**યવાગુ:**—ચોખા, જવ, મગ વિગેરે અનાજ લઈ તેમાં છ ગણું પાણી નાખી ઉકાળતાં ઘાટું થાય તેનું નામ યવાગુ. યવાગુ, વિલેપી, પેય, યૂશ અને મણ્ડ એ બધી બનાવટો એક સરખી રીતે થાયછે, પણ યવાગુમાં છગણું પાણી પડેછે, વિલેપીમાં ચોગણું, પેય અને મણ્ડમાં ચૌદગણું ને યૂશમાં અગીઆર ગણું. આ બનાવટોમાં કેટલીક વખતે ઔષધ મેળવી અપાયછે.

**લેપ:**—જે ઔષધનું ચૂર્ણ ભીનું સુકું ચોપડવામાં આવેછે તેને લેપ કહેછે. લેપ જૂદા જૂદા રોગ માટે કરવામાં આવેછે, તે ઘણો પાતળો ચોપડાયછે. કેટલાક ઝેરી પદાર્થોનો દોષ દૂર કરવા માટે જે લેપ ચોપડવા-

માં આવેછે તે ઘણો ઘાટો ચોપડાય છે. લેપ ઘણી જાતના થાયછે.

લોપરીઃ—ઘઉંનો લોટ, એરંડીના બીજનો ભુકો, અગર અળશીને ખાંડી તેમાં ઉનું પાણી મેળવવાથી જે લુગ્દી થાયછે તેને લોપરી કહેછે. પાક થતા ભાગ ઉપર તે મુકવામાં આવેછે. કેટલીક વખતે અફીણ વિગેરે પીડાશામક ચીજો લોપરીમાં પડેછે તેમજ ગુમડું ફુટે એવા પદાર્થો પણ લોપરીની સાથે મેળવવામાં આવેછે.

હિમઃ—ઔષધના ચૂર્ણને તેથી છ ગણા પાણીમાં રાત્રી આખી પલાળી મુકવું ને સવારે ગાળી લેવું.



# ધાતુ પ્રકરણ.

ધાતુપ્રકરણની અંદર ધાતુ, ઉપધાતુ, રસ, ઉપરસ, લવણ અને ક્ષાર વિગેરે તમામ ખનીજ પદાર્થ આવી જાયછે. જૂદા જૂદા વિભાગ પાડવાથી વિષય નિરસ થઈ જાય તથા દરેક વિષયની હકીકત ગોતવામાં કેટલીક મુશ્કેલી પડે તેટલા માટે તે અડચણો દૂર થાય તેવા હેતુથી આ બધા પદાર્થોની અક્ષરવાર ગોઠવણ કરી તે દરેકનું પૃથક્ પૃથક્ વિવેચન કરવામાં આવ્યું છે. મોતી, પ્રવાળ અને શંખ બકું જોતાં પ્રાણી વર્ગની પેદાશ છે તોપણ ધાતુ વર્ગના પદાર્થની પેઠેજ તેમનું શોધન તથા મારણ થાયછે અને તેથી તેમને પણ આ વિષયની અંદર ગોઠવવામાં આવ્યાછે.

૧ ધાતુ=સોનું, રૂપું, ત્રાંબુ, કલાઈ, જસત, સીસું, લોઢું અને સોમલ વિગેરેને ધાતુમાં ગણવામાં આવ્યાછે. આમાં સોમલ વગરની બધુ ધાતુ ટીપી શકાયછે અને તેમનો રસ કરી ઢાળ પાડી શકાયછે; અને તેમના વજનમાં ઘટારો થતો નથી.

૨ ઉપધાતુ=અભ્રખ, સુવર્ણ-માક્ષિક, રૌપ્યમાક્ષિક, સુરમો, હરતાળ, મોદાર, ખાપરીઓ, ગેરૂ, મનઃશિલ, હિરાકશી, સિંદુર, મોરથુથુ, શંખજીરૂં, હિંગળોક, રસકપૂર વિગેરે ઉપધાતુમાં ગણવામાં આવેલ છે. આ પદાર્થના દેખાવ ઉપરથીજ તે કહી આપેછે કે તે ખનીજ વર્ગની પેદાશ છે અને તે ઉપલી ધાતુઓની સાથે રસ ઉપરસ તથા ક્ષાર મળવાથી બનેછે.

૩ રસની અંદર પારદ એકજ આવેછે અને તે હમેશાં પ્રવાહિ રૂપેજ રહેછે.

૪ ઉપરસની અંદર ગંધક અને ફટકડી આવેછે. તેમને તપાવવાથી તેમનો રસ થાયછે અને વધારે તાપ આપવાથી પાછો તેનો ભૂકો થઈ જાયછે અને તેમના વજનમાં કેટલોક ઘટારો થાયછે.

૫ ક્ષાર=ટંકણ, નવસાર, સાજીખાર ને સુરોખાર એ ક્ષારમાં આવેછે.

૬ લવણ=મીઠું, વડાગરૂં મીઠું, સિંધાલૂણ, સંચળ અને સાંભર મીઠ વિગેરે લવણમાં આવેછે.

ક્ષાર અને લવણ બન્ને ચોમાસામાં પાણી મૂકેછે અને માટીના ઠામ ઉપર તેનો જમાવ થઈ રહેછે. લવણ એ પણ એક જાતના ક્ષારજ છે; પણ જે પદાર્થો અમે ક્ષારમાં ગણાવ્યા છે તેમાં અને લવણમાં માત્ર

સ્વાદનોજ ફેર છે. લવણનો સ્વાદ ખારોછે અને ક્ષારનો સ્વાદ મીઠાનાથી જરા જૂદો છે.

## અભ્રખ.

વર્ણનઃ—અભ્રખ ચાર જાતનો થાયછે. કાળો, ધોળો, રાતો ને પીળો. બજારમાં ફક્ત બે જાતનો અભ્રખ મળી આવેછે. ધોળો ને કાળો. તેમાંથી કાળો અભ્રખ ઔષધમાં વપરાયછે ને તેને વજ્રાભ્રખ કહેછે. બન્ને જાતના અભ્રખનાં પતરાં આવેછે. એક અભ્રખનું પતરૂં ઘણાં પતરાં મળી થયેલું હોયછે. તેને ભાગવાથી તે નહિ ભાગતાં તેનાં જૂદાં જૂદાં પતરાં થઈ જાયછે. સફેત અભ્રખ રૂપાના જેવો ઝગઝગતો હોયછે અને કાળો અભ્રખ કાળો પણ ચકચકીત હોયછે ને ઠેકાણે ઠેકાણે તેમાં ધોળાં ટપકાં હોયછે. ધોળા અભ્રખ કરતાં કાળો અભ્રખ તોલમાં વધેછે.

શોધન તથા મારણઃ—અભ્રખની ભસ્મ બનાવ્યા પેહેલાં તેને શુદ્ધ કરવો પડેછે. કાળો અભ્રખ લઈ તેને ખૂબ તપાવી ગાયના દુધમાં ઠારવો. આથી તેનાં પતરાં જુદાં પડી જાયછે; પછી તે પતરાંને ખુબ તપાવી સાતવાર ત્રિફળાના કાઢામાં, સાતવાર ગોમૂત્રમાં ને સાતવાર છાશની અંદર બોળવાં. તે શિવાય તેને શોધન કરવાની બીજી રીત એ છે કે અભ્રખનાં પતરાંને આઠ દિવસ સુધી તાંદળજાના રસમાં અને કાંજીમાં બોળી રાખવાં. આવી રીતે શુદ્ધ થયેલા અભ્રખને કાઢી લઈ ધોઈ સાફ કરવો. શોધન કરવાથી અભ્રખ પોતાની ચવડાઈ છોડેછે ને તેનો જલદીથી ભુકો થાયછે. તે શુદ્ધ થયેલા અભ્રખને એક ધાબળાની અંદર નાખી તેમાં તેથી ચોથો ભાગ પરાળ નાખી તે બન્નેને ખૂબ ચોળવાં. જે છેડામાં અભ્રખ ચોળતા હોઇએ તે છેડો પાણીથી ભરેલ તપેલાની અંદર રાખવો કારણ કે ચોળવાથી અભ્રખના જે બારીક કણો ધાબળાના છિદ્રમાંથી નીકળેછે તે પાણીમાં મળેછે. જો કોરા ને કોરા કપડામાં ચોળવામાં આવે તો તે અભ્રખનાં કણો ઉડી જાયછે ને અભ્રખ બીલકુલ હાથ લાગતો નથી. આવી રીતે ચોળવાથી બધો અભ્રખ પાણીમાં આવી જશે ને પરાળનો કુચો ધાબળામાં પડ્યો રેહેશે. બધો અભ્રખ પાણીમાં પડ્યા પછી તે પાણીને આછરવા દેવું અને પાણી આછર્યા પછી તે પાણી નીતારી નાખવું. નીચે ચકચકીત લોટ જેવો અભ્રખનો ભુકો પડ્યો રેહેશે તેને ધાન્યાભ્રખ કહેછે. અભ્રખની ભસ્મ કર્યા પેહેલાં ધાન્યાભ્રખ કરવાની જરૂર

છે. ધાન્યાભ્રખ કર્યાશિવાય અભ્રખની બારીક કટકીઓ કરી તેને સુરાખાર તથા ટંકણખાર સાથે ખલ કરી ×ગજપુટથી ફુંકી દેછે પણ તેથી શુદ્ધ અભ્રખ ભસ્મ થતી નથી તેમજ તેથી સારો ફાયદો પણ થતો નથી. શુદ્ધ અને ઉત્તમ અભ્રખ ભસ્મ કરવાનો સારો રસ્તો એ છે કે ધાન્યાભ્રખને ગોમૂત્રની ભાવના દઈ એક દિવસ ખલ કરી ગજપુટની અંદર ફુંકી દેવો. આવી રીતે બે ચાર વખત ગોમૂત્રમાં ખલ કરી ગજપુટ દઈ દેવા તેથી શુદ્ધ અને નિશ્ચંદ્ર અભ્રખ ભસ્મ થાયછે. તે શિવાય તૈયાર કરેલ ધાન્યાભ્રખને આકડાના છીરમાં બે ચાર વખત ખલ કરી ગજપુટો દેવાથી પણ શુદ્ધ અભ્રખ ભસ્મ થાયછે. ફક્ત એક અથવા બે ગજપુટ ફુંકવાથી જોઇએ તેવી અભ્રખ ભસ્મ થતી નથી. જે પદાર્થની ધાન્યાભ્રખને ભાવના દેવામાં આવે તેમાં તેને ખુબ ખલ કરી શરાવશંપુટમાં ઘાલી માથે કપડ માટી લગાડી અડાયા છાણાનો તાપ દેવો. શુદ્ધ અભ્રખ ભસ્મ લાલ ભુંખરા રંગની હોયછે ને અભ્રખની ચકચકીત કટકીઓ તેની અંદર હોતી નથી. જેની અંદર ચકચકીત કટકીઓ હોયછે તેને અશુદ્ધ ભસ્મ સમજવી. તે વાપરવા માટે અયોગ્ય છે અને તે વાપરવાથી જુદી જુદી જાતના ત્વક્દોષ ફુટી નીકળેછે, સોજો ચડેછે, ને હૃદ-રોગ તથા રક્તપિત્ત જેવાં ચિન્હ જણાયછે. શુદ્ધ અભ્રખ ભસ્મ તૈયાર થયા પછી પણ તેને દુધ, ગોમૂત્ર, ત્રિફળા, અરડુશી, આકડો, એરંડ મૂળ, કુંવાર, અંઘેડો એમ કેટલાંક જૂદાં જૂદાં ઔષધોની ભાવના દેવાયછે ને દરેક ભાવના પછી તેને ગજપુટમાં ફુંકવામાં આવેછે. જેટલી વખત ગજપુટ દઈ ભાવના દઇએ તે પ્રમાણે તેના ગુણમાં વધારો થાયછે અને તે પ્રમાણે તેને એકપુટી, દશપુટી, શતપુટી અને સહસ્ત્રપુટી એવાં જૂદાં જૂદાં નામ આપવામાં આવ્યાંછે. સહસ્ત્રપુટી ભસ્મ સૌથી ઉત્તમ ગણાય છે પણ તે ઘણી કડાકુટવાળી બનાવટ છે જેથી ૫-૧૦ પુટવાળી બનાવટ સાધારણ રીતે વપરાય છે. એક બે પુટવાળી અભ્રખ ભસ્મ ન વાપરવી, કારણ કે તે સાવ નિશ્ચંદ્ર થઈ ગ-

× ગજપુટ=એક ગજ લાંબો, એક ગજ પહોળો અને એક ગજ ઊંડો એવો ખાડો ખોદી તેમાં છાણાં ભરી તે છાણાંની વચમાં શરાવસંપુટ મુકવું અને મોં સુધી તે ખાડો છાણાંથી ભરી દેવો અને તેને સળગાવી તાપ કરવો. એવી રીતે તાપ આપવામાં આવેછે તે ગજપુટ તાપ આપ્યો એમ કહેવાય છે.

અલી હોતી નથી. અભ્રખ ભસ્મનો રંગ લાલ ભુંખરો થાય છે. તે રંગ સારી રીતે આવે તેટલા માટે તેને આકડાના છીરમાં અને વડની જટાના રસમાં ખલ કરે છે. વડની જટામાં ખલ કરવાથી અભ્રખ રાતો રંગ ઘણી જલદીથી પકડે છે. તે શિવાય મજીઠનો પાસ દેવાથી પણ લાલ રંગ જલદીથી આવે છે. કેટલાક વૈદો ઝાઝી ભાવના ન દેતાં રંગને માટે ફકત એક બે ભાવના દઈ અભ્રખ વાપરે છે.

બનાવટઃ—૧ અભ્રખ ભસ્મ ૨ અર્જુનાભ્ર ૩ સુલોચનાભ્ર ૪ શૃંગારાભ્ર ૫ હરિશંકર રસ ૬ મહા લક્ષ્મિ વિલાસ રસ.

૧ અભ્રખ ભસ્મ=આની બનાવટ ઉપરે મારણમાં અપાઈ ગઈ છે.

૨ અર્જુનાભ્ર=શુદ્ધ અભ્રખ ભસ્મને અર્જુન વૃક્ષની છાલના રસની સાત ભાવના દઈ સુકવવી ને વાટી બારીક કરતાં જે તૈયાર થાય તે અર્જુનાભ્ર.

૩ સુલોચનાભ્ર=આઠ તોલા શુદ્ધ અભ્રખ ભસ્મ લઈ કોળાનો ગરભ, ચવક, વાળો, દાડમનું ફળ, લીંબુનો રસ, આંમળાં અને ચાંગેરી એ દરેકનો રસ આઠ આઠ તોલા લઈ તેની એક પછી એક અભ્રખને ભાવના દેવી. એ બધી ભાવના દેવાઈ રહે ત્યારે વાલ વાલની ગોળી વાળવી.

૪ શૃંગારાભ્ર=અભ્રખ ભસ્મ ૧૬ તોલા લઈ તેમાં કપૂર, એળચી, જાયફળ, જાવંત્રી, લવંગ, ગજપીંપર, તેજ પત્ર, જટામાંસી, તાલીસપત્ર, તજ, નાગકેશર, કુષ્ટ, ધાવડીનાં ફુલ, કાળોવાળો અને શુદ્ધ ગંધક એ દરેક એકેક તોલો લઈ ખાંડી બારીક ચૂર્ણ કરી તેમાં ૦ાા તોલો શુદ્ધ પારો બરાબર મેળવી પાણી સાથે તેની બબે રતી ભારની ગોળી કરવી.

૫ હરિશંકર રસ=શુદ્ધ અભ્રખ ભસ્મ લઈ તેને સાત દિવસ સુધી આમળાના રસની ભાવના દેવી.

૬ મહા લક્ષ્મિ વિલાસ રસ=અભ્રખ ભસ્મ ૮ તોલા, શુદ્ધ પારો ૪ તોલા, શુદ્ધ ગંધક ૪ તોલા, બંગ ભસ્મ ૨ તોલા, રૌપ્ય ભસ્મ ૧ તોલો, હરતાળ ભસ્મ ૧ તોલો, તામ્ર ભસ્મ ૦ાા તોલો, સુવર્ણ ભસ્મ ૦ાા તોલો, કપૂર, જાયફળ, અને જાવંત્રી દરેક ચચાર તોલા, શમદર શોષનાં બી બબે તોલા, ધતુરાના બી ૧ તોલો, એ બધાંને સાથે મેળવી નાગરવેલના પાનમાં ખૂબ ખલી વાલ વાલની ગોળી કરવી.

ગુણઃ—પૌષ્ટિક, ધાતુ પૌષ્ટિક, શોધક અને શીતળ.

ઉપયોગઃ—અભ્રખ કૌવત આપનારી દવા ગણાય છે અને તેની

અસર લોહની સાથે લેવાથી ઘણી વધે છે. નબળાઈ. કમકૌવતી, જીર્ણ જ્વર, સંગ્રહણી, જીર્ણ ખાંસી તથા ક્ષય ઉપર તે અપાય છે. જીર્ણ રોગ ઉપર તે સારો ફાયદો કરે છે. જીર્ણ રોગની અંદર જે ઝીણો ઝીણો તાવ રહે છે તેને તે દૂર કરેછે. જ્વર દૂર કરવા માટે અભ્રખની સાથે લોહ ભસ્મની યોજના કરવી એ એક ઉત્તમ પક્ષ છે. તેથી યકૃતોદાર ને પ્લીહોદર દબાય છે, શરીરમાં કૌવત આવે છે, અને જીર્ણ જ્વર ખસે છે. લોહ ભસ્મને અભ્રખ એ બન્નેની રતી રતી ભાર માત્રા અરડુસીના રસમાં ખાવાથી ક્ષયમાં સારો ફાયદો થાય છે. શૃંગરાભ્રની બનાવટ પણ ક્ષય, જીર્ણ સસણી તથા ઉધરસ ઉપર પાન અને આદુ સાથે ચાવી ઠંડે પાણીએ ઉતારવી જોઇએ અને માથે ઘી, દુધ વિગેરે સારો પૌષ્ટિક ખોરાક લેવો જોઇએ. અજીર્ણ, મંદાગ્નિ, ઉલટી, અરૂચી ને થોડી થોડી થેથર અને તેથી થતી કમકૌવતીની અંદર અભ્રખ આપવી બહુ યોગ્ય છે. સુલોચનાભ્રની બનાવટ અજીર્ણના વ્યાધિ ઉપર ઘણી પ્રસિદ્ધ છે તેમજ ધાતુપુષ્ટિને માટે પણ તે વપરાય છે. અભ્રખ ધાતુને પુષ્ટિ આપનાર દવા ગણાય છે અને તેથી કેટલાક ક્ષીણ વીર્ય પુરૂષો તેનું સેવન કરે છે. ધાતુ ક્ષીણતા, કળતર, માથાનો દુખાવો, કમરની પીડા અને શરીરમાં થતી બેચેની અભ્રખ ભસ્મથી દૂર થાય છે. ધાતુને માટે દેશી વૈદ્યકારોએ ઘણાં ગુણો કહ્યાં છે પણ તે પ્રમાણે જોવામાં આવતા નથી તો પણ અભ્રખને માટે એટલું તો સિદ્ધ છે કે જે જે દરદોની અંદર પૌષ્ટિક દવાની જરૂર છે ત્યાં ત્યાં અભ્રખ આપવી યોગ્ય છે, અને તેનો ફાયદો ઘણું કરીને તેના પૌષ્ટિક ગુણમાંજ રહેલો છે. તે શીતળ હોવાથી મૂત્ર વ્યાધિમાં ઘણી ઉપયોગી છે. ગુરદાના જીર્ણ વરમમાં અને આખા શરીરના સોજામાં અભ્રખભસ્મ એકલી અગર હરીશંકર રસ અપાય છે. જીર્ણ પ્રમેહ ઉપર તે ઉપયોગી છે. જે દરદો ઉપર અભ્રખ લાગુ પડે છે તે દરદના જીર્ણ રૂપમાંજ અભ્રખ ઉપયોગી છે. પ્રમેહ તથા ઉધરસના તીક્ષ્ણ રૂપમાં અભ્રખ આપવો નકામો છે. બીજા બધા રોગના કરતાં તે છાતીના અને પેસાબના રોગ ઉપર બહુ લાગુ પડે છે. ક્ષય ઉપર શૃંગારાભ્ર અને અભ્રખ ભસ્મ એ ઘણા સારા ઉપાય છે અને જ્યારે દરદી ઘણો ક્ષીણ થઈ ગયો હોય ત્યારે તેને શક્તિ આપે છે. અર્જુનાભ્રની બનાવટ એ ખસૂસ કરીને હૃદ્ રોગ ઉપર અપાય છે. મહા લક્ષ્મિ રસની બનાવટ ઘણી સારી ધાતુ

પૌષ્ટિક દવા છે. તે ક્ષીણ થયેલા પુરૂષોને ષંઢત્વ દૂર થવા માટે અપાય છે. દરેક જીર્ણ રોગમાં તે રોગને લાગુ પડતી દવાની સાથે અભ્રખ ભસ્મની યોજના કરવી ઘટતિ છે.

**માત્રા:**—શુદ્ધ અભ્રખ ભસ્મ ૧ થી ૨ વાલ, અર્જુનાભ્ર ૧ રતીભાર, સુલોચનાભ્ર ૧ વાલ, શૃંગારાભ્ર ૨ રતીભાર, હરીશંકર રસ ૧ વાલ તથા મહા લક્ષ્મિ વિલાસ રસ ૧ વાલ.

**અનુપાન:**—પ્રમેહ અને મૂત્ર રોગ ઉપર મધ અને પીપર સાથે, ક્ષય ઉપર સોનાના વરખ સાથે, ધાતુપુષ્ટિને માટે સુવર્ણ ભસ્મ સાથે, અજીર્ણના રોગની અંદર ગાયના દુધ અને સાકર સાથે અભ્રખ અપાય છે. જેવા હેતુને માટે અભ્રખ ભસ્મ વાપરવી હોય તેવી ચીજોનું અનુપાન અભ્રખની સાથે નાખવું જોઇએ.

## કલઈ.

**વર્ણન:**—કલઈ એ રૂપાના જેવી ચકચકીત ને પોચી થાય છે અને તેને ખરખડાવ્યાથી અવાજ થાય છે. જેને આપણે સાધારણ રીતે કલઈનાં પતરાં કહીએ છીએ તે કલઈનાં પતરાં નથી પણ લોઢાનાં પતરાંપર કલઈ ચડાવેલ હોય છે.

**શોધન તથા મારણ:**—દવા તરીકે ઉપયોગ કરવામાં કલઈની ભસ્મ વપરાય છે પણ ભસ્મ કરવા પહેલાં તેને શુદ્ધ કરવા જરૂર છે. કલઇની શોધનિધિ એવી છે કે તેને ઉકાળી તેનો રસ થાય ત્યારે તેને આકડાના છીરમાં અગર ગૌમૂત્રમાં ઠારવી અગર તે બન્ને સાથે મેળવી તેમાં ઠારવી. પછી તેને કદમના પાણીથી અગર સાદા પાણીથી ધોઈ લેવી, તેથી કલઈ શુદ્ધ થાય છે. ઉકાળેલ કલઈના રસને આકડાના છીરમાં અને ગૌમૂત્રમાં ઠારતી વખતે વૈદને તથા લુહારને ઘણી સંભાળ રાખવાની જરૂર છે. કલઇનો રસ આકડાના છીરમાં ને ગૌમૂત્રમાં નાખતાં એકદમ ઉડે છે; તેથી દૂર ઉભા રહી હાથ લાંબો કરી સાણછીથી કલઇવાળા વાટકાને મજબુત પકડી ઊંધો વાળી દેવો ને તરત ખસી જવું. આમ કરવાથી કલઈ ઉડે છે પણ માણસ છેટે હોવાને લીધે તેને કાંઈ થતું નથી. જો કોઈ માણસ ભુલથી આકડાના છીરના ઠામ ઉપર મોઢું રાખી કલઇ રેડે તો છીર અને કલઈ ઉડી તેના મોઢા ઉપર ચોંટી રેહેશે. માટે કલઈની શુદ્ધિ કરતી વખતે અવશ્ય સંભાળ રાખવા જરૂર છે. દરેક વખતે જ્યારે કલઇનો રસ

ઠારવામાં આવેછે ત્યારે ઝીણી ઝીણી કરચું ઉડી હાથ એહાથ છેટે પડેછે. માટે દરેક વખતે તે વીણી લઈ ફરીથી ગાળવી એમ સંભાળથી કરવું. છેલે ફેરે તેને ગૌમૂત્રમાં ન નાખતાં તેને ઉકાળી તેનો ઢાળ પાડી લેવો; પછી તેને ટીપીને બારીક પતરાં કરવાં. આવી રીતે શુદ્ધ થએલ કલઇના બારીક કકડા કરવા. ત્યારબાદ બે મોટાં છાંણાં લઈ છાણાની સપાટીપર થોડી પારેવાની ચરક પાથરી તે ઉપર કલઇની કરચું પાથરવી, માથે પાછી પારેવાના ચરક પાથરવી ને પાછી કલઇની કરચું વેરવી એમ બે ત્રણ ચાર પટ દઈ માથે પારેવાની ચરક પાથરી માથે મોટું છાણું મુકવું. આ બન્ને છાણાં અગાઉથીજ ઘસી સીધી સપાટીનાં કરવાં જોઇએ. ત્યારપછી થોડાં છાણાં નીચે મુકી તેની અંદર આ બન્ને છાણાં મૂકી દેવાં; માથે બીજાં થોડાં છાણાં ખડકી તેને સળગાવી દેવાં; આથી ભસ્મ થયેલ કલઇની સફેત ગાંગડીઓ બંધાઈ રહેશે. જ્યારે દેવતા પોતાની મેળે ઠરી જાય ત્યારે અડએ પડએનાં છાણાં ખસેડી ઉપલું છાણું હળવેથી ઉતારી લેવું જેથી ભસ્મ થએલ કલઇની જામી ગયેલ સફેદ ગાંગડી ભુકો થઈ પારેવાની ચરક સાથે મળી ન જાય. જે સફેદ ગાંગડી જામી રહી હોય તે બધી ઉપાડી લેવી. આમ કરવાથી ઘણીખરી કરચું ભસ્મ થઈ જાયછે, તોપણ કેટલીક કરચું કાચી રહી જાયછે ને તેની કડણ ગાંગડીઓ વળી જાયછે તેને ફરીને બીજી વખતે તેજ પ્રમાણે પકવવી. પારેવાની ચરકને બદલે ભાંગ અગર અજમાની ભુકી સાથે મુકીને સળગાવવાથી પણ સફેદ કલઈ ભસ્મ થાયછે. આ શિવાય બંગભસ્મ કરવાનો બીજો રસ્તો એ છે કે શુદ્ધ કલઈને લોઢાના ઠામમાં ઉકાળવી અને જ્યારે તે ગળે ત્યારે તેમાં ચોથો ભાગ જવખાર તથા આમલીનાં ફોતરાંનો ભુકો નાખવો. અને લોઢાની સળીથી હલાવવું. થોડીવાર હલાવવાથી તે કલઇનો બારીક ભુકો થઈ જાય છે તેને ઠંડા પાણીથી ધોઈ લેવો ને જરા ધીમા તાપથી શેકવો. આથી શુદ્ધ બંગભસ્મ તૈયાર થાયછે. શુદ્ધ બંગભસ્મ ધોળા ભુખરા રંગની હોયછે.

બનાવટઃ—૧ બંગભસ્મ. ૨ બંગેશ્વર રસ. ૩ બૃહત્ બંગેશ્વર. ૪ સુવર્ણ બંગ.

૧ બંગભસ્મ=બનાવટ ઉપર આપાઈ ગઈ છે.

૨ બંગેશ્વર રસ=રસ સિંદુર ને બંગભસ્મને સમભાગે લઈ તેને બરાબર મેળવવાં.

૩ બૃહત્ બંગેશ્વર=બંગભસ્મ, શુદ્ધ પારો, રૌપ્ય ભસ્મ, અભ્રખભસ્મ, શુદ્ધ ગંધક એ દરેક બબ્બે તોલા ને સુવર્ણભસ્મ તથા મૌક્તિક ભસ્મ એ બન્ને અરધો અરધો તોલો, એ બધાંને બરાબર મેળવી તેને ભાંગરાના રસની ભાવના દેવી અને બબ્બે ચણોઠીભારની ગોળી કરવી.

૪ સુવર્ણબંગ=શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને બંગભસ્મ એ ત્રણેને સમભાગે લઈ તે ત્રણેની બરોબર નવસાર લઈ તે બધાંને સાથે ઘુંટવાં પછી તે ભૂકાને કાચની શીશીમાં નાખી * વાલુકાયંત્રની અંદર પકાવવો આથી જે ચીજ શીશીના ગળામાં જામી રહે તેનું નામ સુવર્ણબંગ. સુવર્ણ બંગનો રંગ સોનાની પેઠે ઝગઝગતો હોયછે.

ગુણ:—શોધક, પૌષ્ટિક ને મૂત્રલ.

ઉપયોગ:—બંગ મૂત્રમાર્ગના રોગ ઉપર અતી ઉપયોગીછે જીર્ણ મૂત્રના રોગ ઉપર તે બહુ વપરાયછે મૂત્રપીંડના જીર્ણવરમમાં, મધુપ્રમેહ તથા સર્વ જાતના જીર્ણપ્રમેહ ઉપર બંગ અપાય છે બંગના સેવનથી મૂત્ર રોગથી થતો શોક દૂર થાયછે તથા તેથી થતી કમકોવતી અટકે છે. બૃહત્ બંગેશ્વર રસ પાકેલા ઊંબરાના ફળના રસમાં મધુપ્રમેહમાં અપાયછે. તેમજ બંગની બધી બનાવટો સાધારણ રીતે મૂત્ર રોગમાં કામની છે. મૂત્રરોગ ઉપર તેના ખાસ મૂત્રલ ગુણ શિવાય તેનો પૌષ્ટિક ગુણ પણ ઉપયોગી છે. બહુ મૂત્રતામાં અગર મૂત્રની અંદર સફેદ પદાર્થ પડેછે અને તળે જામી રહેછે ત્યારે બંગ આપવી ઘણી ઉપયોગી છે. સોમ રોગની ઉપર બંગભસ્મ એક ઉત્તમ દવા છે. જીર્ણમૂત્ર વ્યાધિની અંદર બંગની ગમે તે બનાવટ આમળાના રસ સાથે આપવી યોગ્ય છે.

જીર્ણ ઉધરસ, ક્ષય, ઉરઃક્ષત, તથા દાક્ષી ઉધરસને તે ફાયદો કરેછે. જ્યારે દરદીને હાંફ ચડેછે તથા દરદીથી જરાપણ મેહેનત થતી નથી ત્યારે બંગનો ઉપચાર પ્રશસ્ત છે. જીર્ણ સંધીવા, કળતર, પાંડુ તથા

---

* પહોળા મોઢાનું માટીનું ઠામ લઈ તેને તળેથી ડગળી કાઢી તે કાણા આડું પાછું એક મોટું ઠીકરૂં મુકી દેવું ને અંદર રેતી ભરી તેની મધ્યમાં અગનશીશી મુકવી. અગનશીશીના મોઢા આડું પણ ઠીકરૂં મુકીને ઉપર કપડમાટી કરવી જેથી ધુંમાડો બહાર જઈ શકે નહીં ને તે ઠામને તાપ આપવો. સ્વાંગશીત થાય ત્યારે તે શીશી ફોડી ગળે ચોટેલો પદાર્થ કાઢી લેવો.

કુમકોવતી ઉપર બંગ અપાય છે. જીર્ણ વાત બ્યાધિમાં બંગનું સેવન કરવું શ્રેષ્ઠ છે. બંગ મગજને પુષ્ટિ આપનાર છે અને તેથી આંખને તથા મગજને ઠંડક થાયછે. દમમાં પણ તે પીપર તથા મધ સાથે અપાયછે. મૂત્ર બ્યાધિમાં મૂત્રલ દવા સાથે અપાય છે.

માત્રા:—બંગભસ્મ, બંગેશ્વર તથા બૃહત્‌બંગેશ્વર ૦ll થી ૧ વાલ, સુવર્ણબંગ ૧ થી ૨ વાલ.

## ખાપરીઓ.

વર્ણન:—ખાપરીઓ બે જાતનો થાયછે. તેના કકડા કાળા રંગનાં ઠીકરાં જેવાં હોયછે ને બીજી જાતના ભુખરા રંગના આવેછે. ભુંખરા રંગના કકડા વળદાર તજના ભુંગળા જેવા હોયછે પણ તે જાડા ને મોટા થાયછે.

શોધન:—ખાપરીઆને સાત દિવસ ગૌમૂત્રમાં દોલાયંત્રે કરીને રા-ખવાથી અગર લીમડાના રસમાં ઘુંટવાથી તેમજ ગૌમૂત્રની અંદર એક પ્રહર પર્યંત ઉકાળવાથી તે શુદ્ધ થાયછે. ગમે તેવી રીતે શુદ્ધ થયેલો ખર્પર ઔષધ તરીકે વપરાય છે.

બનાવટ:—૧ રસકેશ્વર. ૨ ખર્પર અંજન. ૩ વસંત માલીની.

૧ રસકેશ્વર=શુદ્ધ ખાપરીઓ, સિંધાલુણ, ફૂલાવેલ મોરથુથુ, ફૂલાવેલ ટંકણ, સુંઠ, મરી ને પીપર એ બધી ચીજો સમભાગે લઈ તેનું બારીક ચૂર્ણ કરી લીંબુના રસમાં ઘુંટી ગોળી કરી છાંયે સુકવી રાખવી.

૨ ખર્પર અંજન=શુદ્ધ ખાપરીઆને પાણી સાથે ખરલમાં ખુબ વાટવો; જેથી કેટલોક ખાપરીઓ પાણીની સાથે મળી જશે અને કેટલોક કુચાવાળો ભાગ નીચે બેશી જશે. પછી આ પાણી નીતારી લેવું અને તળે રહેલ કુચો ફેંકી દેવો. પછી તે પાણીને એક ઠામની અંદર ઉકાળવું અને ઉકાળતાં જે તળે રહે તેને ત્રિફળાના ક્વાથની ત્રણ વખત ભાવના આપવી. જ્યારે સુકાય ત્યારે તેની અંદર દશમો ભાગ કપૂર નાખવું અને તેને બરાબર મેળવી બારીક લટવું.

૩ વસંત માલીની=એક ભાગ ધોળાં મરી ને બે ભાગ શુદ્ધ ખાપ-રીઓ લઈ તેને ગાયના માખણમાં કાલવી ખલ કરવાં. પાછળથી લીંબુનો રસ નાખતા જવું ને ખલ કરતા જવું. જ્યાંસુધી બધી ચીકાશ મટી જાય ત્યાં સુધી ખરલમાં બરાબર મર્દન કરવું ને સુકાયા પછી વાલ વાલની ગોળી કરવી.

ગુણઃ—પૌષ્ટિક, રોપણ, નેત્ર્ય.

ઉપયોગઃ—ખાપરીઓ પૌષ્ટિક તરીકે ઘણા જુના વખતથી પ્રસિદ્ધ છે. વસંત માલીની રસ અને સુવર્ણ માલીની વસંત જેની બનાવટ સોનાના વિષયમાં આગળ ઉપર આપવામાં આવશે અને જે જીર્ણજ્વરને માટે ઘણી પ્રસિદ્ધ છે તે બન્ને બનાવટમાં ખાપરીઓ આવેછે. દરેક જાતના જીર્ણ જ્વરની અંદર, પ્રદર, અને જીર્ણ પ્રમેહની અંદર તે ઘણો ઉપયોગી છે. ખર્પર અગર વસંત માલીની લીંડી પીપરના ચૂર્ણમાં તથા મધમાં મેળવી ખાધાથી તથા માથે દુધ ભાતનું પથ્ય પાળવાથી દરેક જાતના જીર્ણ જ્વર, વિષમ જ્વર, ધાતુગત જ્વર, લોહીવાળો પાણી જેવો પાતળો ઝાડો, પ્રદર, ગુદભ્રંશ તથા કમકૌવતી વિગેરે દરેક દરદોમાં ઘણો સારો ફાયદો થાયછે. ક્ષયી ૫-૧૫ દિવસ યોગ્ય રીતે ખર્પરનું સેવન કરે તો તેને રાત્રે વળતો બેહદ પસીનો બંધ થાયછે તેમજ તેનો ઝાડો બરાબર બંધાય છે ને તેથી શરીરમાં કૌવત આવેછે. વાત વ્યાધિ જે વાંકે અપસ્માર, હીસ્ટીરીઆ, અને જે જે વાત વ્યાધિની અંદર અમુક મુદતે ખેંચ તાણ ઉપડી આવેછે તેના દરદમાં ખરપરથી ફાયદો થાયછે. તે મગજને બેહદ પુષ્ટિ આપનાર છે. મધુપ્રમેહ, જીર્ણપ્રમેહ, ઉપદંશ તથા દમની અંદર તે ઘણું સારૂં છે.

ખરપરનો ભુકો ગુમડાં, ઘારાં તથા બળી ગએલ ભાગ ઉપર લગાડવાથી તેમજ ભાઠાં ઉપર તેનો ભુકો ભર ભરાવવાથી ઘારાં રૂઝમાં આવેછે. ત્વક્દોષની અંદર તે લગાડવો ઠંડો છે તથા તે અંદરથી દાહને શાંત કરેછે. ખરજવા તથા કચકચના ઘારાં ઉપર તે છાંટવાથી રસીનો ભાગ સુક મારી જાયછે અને તેનો ભુકો ચાંદીના ઘારાં ઉપર દબાય છે.

આંખના દરદની અંદર ખાપરીઓ એક ઉત્તમ દવા તરીકે પ્રસિદ્ધ છે. રસકેશ્વર અને ખર્પર અંજન એ બે તેની સુપ્રસિદ્ધ બનાવટો છે. પિત્તના પ્રકોપથી આંખો બળતી હોય અગર આંખો ભારે રેહેતી હોય તેમજ કમકૌવત દૃષ્ટિવાળાને ખાપરીઆનું અંજન ઉત્તમ છે. જે જે રાતા સુરમાઓ આવેછે તે દરેકની અંદર સાધારણ રીતે ખર્પરનો ભાગ હોયછે. ઝામરની અંદર આંખ આડા થતા પડદા તેમજ આંખ આડો થતો ધુમાડો વિગેરે રસકેશ્વર તથા ખર્પર અંજનના ઉપયોગથી દૂર થાયછે. તેથી તાજું ફુલું ઘસાઈ જાયછે તથા ઝામરની અંદરની થતી બળતરા

બંધ તથા શાંત થાયછે. સાજા માણસોને પણ ખર્પર અંજન આંજવાથી આંખે ઠંડક રહેછે તથા તેમની ટુંકી દૃષ્ટિ થતી નથી. ઉલટી દૃષ્ટિ મજબૂત થાયછે. આંખની અંદર ઉગેલાં તાપોડીઆંને તે બેસાડી દેછે તથા તે ઉપર થતી માંસ વૃદ્ધિને દબાવેછે. કેટલીક જાતનાં રતાંધલાપણાની અંદર ઝાંખ અને ધોડા દેખાવાની અંદર ખાપરીઆનું અંજન સારૂં છું જેમ ખર્પર ખાવાથી મગજને પુષ્ટિ મળેછે તેમ આંખમાં આંજવાથી આંખને પણ પુષ્ટિ મળેછે.

**માત્રાઃ**—શુદ્ધ ખર્પરને વસંત માલની એકેક વાલ.

## ગેરૂ.

**વર્ણનઃ**—ગેરૂ ત્રણ જાતનો થાયછે. સોના ગેરૂ, પાષાણ ગેરૂને મૃદુ ગેરૂ. આ દેશની અંદર ખત્રી લોકો રંગવા માટે જે ગેરૂ વાપરે છે તે માટીના ઢેફાં જેવો હોયછે તથા બીજો ગેરૂ કઠણ પાણા જેવો હોયછે તેને પાષાણ ગેરૂ કહેછે. સોના ગેરૂ સોની લોકો સોનાનાં દાગીનાંને તેજ આપવા સારૂ વાપરેછે. ગેરૂની અંદર ફટકડી અને લોહનો ભાગ ઘણો રહેલોછે તેમજ સિલિકોન નામની ધાતુ પણ તેમાંથી મળી આવેછે. તે બહુધા બહાર લગાડવા માટે વપરાયછે તો પણ કેટલાક વૈદ્યો તેનું શોધન કરેછે.

**શોધનઃ**—ગેરૂને જાંબુના રસમાં ખલ કરી એક દિવસ તડકામાં સુકવવો એટલે તે શુદ્ધ થાયછે.

**બનાવટઃ**—૧ ગેરૂનો લેપ ૨ ગેરૂનો ઉબેરો.

૧ ગેરૂનો લેપ=ગેરૂ, રસાંજન મજીઠ, જેઠીમધ, વાળો, રતાંજળી, અને પદ્મકાષ્ટ એ બધાંને ભેગાં ખાંડવાં અને તે ચૂર્ણ લેપતરીકે વાપરવું.

ગેરૂનો ઉબેરો=ફુલાવેલ મોરથુથુ ત્રણ ભાગ, અને ગેરૂ ૫ ભાગ તેને બરાબર મેળવવાં.

**ગુણઃ**—શીતળ તથા રોપણ.

**ઉપયોગઃ**—વિચર્ચિકા અગર બીજા ત્વક્દોષની અંદર જ્યારે તેમાંથી બહુજ પાણી ઝરતું હોય તથા બહુ બળતરા થતી હોય ત્યાં તે ચોપડવાથી ઠંડક થાયછે. ગેરૂનો ભીના સુકો લેપ કખવા તથા રતવાની ઉપર કરવામાં આવેછે તેમજ ગેરૂના લેપને ઘીમાં કાલવી ક્ષત ઉપર

લગાડાય છે. ચાંદીના ધારામાં ગેરૂનો ઉભેરો દાબવાને માટે વપરાય છે. અને સાદી ટાંકીનું ધારૂં તેથી જલદી રૂઝપર આવી જાયછે. ભમરી, મધમાખ તથા બીજા જંતુના ઝેરી ડંખ ઉપર ગેરૂ ચોપડવાથી બળતરા શાંત થાયછે. ઉનાળાની અંદર જ્યારે છોકરાં છૈયાંને અળાઈ ફુટી આવેછે ત્યારે તેને આખે શરીરે ગેરૂનો લેપ પાણીમાં વાટી ચોપડાય છે તેમજ તેનો શરીરે લેપ કરી રાખ્યો હોય તો ઉની લુ લાગતી નથી. જે ચાંદીના ધારાંમાં સખત બળતરા થાયછે તેવા ધારાંની ઉપર ગેરૂના ઉભેરા કરતાં ગેરૂનો લેપ વધારે માફક આવેછે.

## ગંધક.

**વર્ણન:**—ગંધક ચાર જાતનો થાયછે. લાકડીઓ, આમળસારો, કચ્છી, તથા દાલગંધક. આમળસારો ગંધક સૌથી ચોખો છે. અને તેના પીળા રંગના કટકા આવેછે. તેનો રંગ પાકેલા આંબળાના રંગને મળતો હોવાથી તેને આમળસારો ગંધક નામ આપવામાં આવ્યું છે. તેનો રંગ ચકચકીત હોયછે. લાકડીઓ ગંધક લાકડીના આકારનો હોયછે. તેના પાંચ પાંચ સાત સાત ઈંચના લાંબા કટકા આવેછે. આ બે જાતના ગંધક ઓષધમાં વપરાય છે. આમળસારો ગંધક પેટમાં ખાવા માટે તેમજ બહાર લગાડવા માટે અપાય છે પણ લાકડીઓ ગંધક મુખ્યત્વે કરીને બહાર લગાડવાના કામમાંજ આવેછે, તો પણ આમળસારા ગંધકના અભાવમાં ખાવાને આપવામાં આવે તો પણ કોઈ જાતની હરકત નથી. કચ્છી અને દાળ ગંધક એ બહુ વપરાતા નથી.

**શોધન:**—લોઢાની કડાઇની અંદરના ભાગમાં જરા ઘી ચોપડી ગંધકનો બારીક ભુકો કરી તે કડાઇની અંદર નાખવો. હેઠે બહુ થોડો અંગારાનો તાપ રાખવો; ભડ ભડ બળતો હોય અગર નીચે લાકડાં બળતાં હોય એવો તાપ રાખવો નહિ. આમ કરવાથી ગંધક બળી જશે ને ગંધકનો પીળો રંગ બદલાઈ રાતો થઈ જશે. ગંધક શોધવા મુકીએ ત્યારે કડાઇને જરા તાપની આંચ લાગે કે તે ઓગળવા માંડેછે ને બે ત્રણ મિનિટની અંદર સાવ ઓગળી જાયછે. ગંધક ચુલા ઉપર ફક્ત રસ થાય ત્યાં સુધી રાખવો; રસ આકરો કરવાની જરૂર નથી. જો જરા વધારે રાખવામાં આવશે તો રાતો રગડો થઈ તળે ચોટવા માંડશે. રસ થયો કે તેને તરત દુધની અંદર નાખી દેવો. શેર એક ગંધકના રસને

અટી શેર દુધની અંદર નાખવો. આથી ગંધક દુધની અંદર બુડ થઈ જશે ને દુધમાં ગંધકનો રસ પડ્યો કે તરત ગંધક તળે જામી જશે. જામેલા ગંધકનું પોડું ઉખેડી લઈ તેને બારીક વાટી કપડે ચાળી લેવું. તેનો રંગ શુદ્ધ પીળો થાયછે તથા કાચા આમળસારા ગંધકની પેઠે ચળકાટ રહેતો નથી. ઔષધમાં આ શુદ્ધ ગંધક વપરાયછે. તેની ભસ્મ કરવાની કાંઈ જરૂર નથી. આ શિવાય ગંધક શુદ્ધ કરવાની બીજી રીત એવી છે કે ગંધકને વાટી કપડે ચાળી લોઢાની કડાઇમાં સમભાગ ઘી નાખી હેઠે જરા તાપ કરવો અને જ્યારે ઘી અને ગંધકનો રસ થઈ જાય ત્યારે તેને દુધમાં નાખી દેવું. ઘી દુધ ઉપર તરી રહેછે ને ગંધક શુદ્ધ થઈ દુધ હેઠે જામી જાયછે. આવી રીતે શુદ્ધ કરવામાં પણ તાપ બહુજ ધીમો કરવો નહિતો ગંધક લાલ થઈ જવાની ધાસ્તી રહેછે. તે શિવાય ગંધકનું શોધન કરવાનો ત્રીજો રસ્તો એવો છે કે એક દોણું લઈ તેને સાફ કરી તેની અંદર દુધ ભરવું ને દોણાનું મોઢું ખુબ કપડેથી બાંધવું ને તે કપડેથી બાંધેલ દોણાના કાંઠા ઉપર ઘોળી અગર કોઈ ચીકાસદાર માટીની પાળ કરવી ને વચમાં કપડા ઉપર ગંધકનો ભુકો નાખવો અને તે ઠેઠ પાળ બરાબર ભરવો. આ ગંધક ઉપર લોટી મુકી તે લોટીની ઉપર દેવતાના અંગારા નાખવા. તાપ લાગવાથી નીચેનો ગંધક ઓગળશે ને ટપકી નીચે દુધમાં પડશે ને તેથી ગંધકના ભપકાદાર ફુલ પડેછે. આવી રીતે શોધન કરવામાં મોટો લાભ એ છે કે આકરો તાપ લાગવાની બીલકુલ ધાસ્તી રહેતી નથી, કારણ કે દેવતા વધારે હોય તોપણ તાપ લાગે ને તે ઓગળે કે તરતજ તેનો રસ કપડામાંથી ગળાઈ દુધમાં પડેછે; જેથી રસ થએલા ગંધકને તાપની અસર પાછળથી લાગતી નથી. આવી રીતે કરવાથી સર્વોત્તમ ગંધક થાયછે.

બનાવટઃ—૧ શુદ્ધ ગંધક. ૨ લઘુકવ્યાધરસ. ૩ ગંધકાદિ લેપ. ૪ ગંધકવટી. ૫ સિંહનાદ ગુગળ. ૬ ગંધ તૈલ. ૭ ગંધક રસાયન. ૮ ગંધકાદિ તેલ.

૧ શુદ્ધ ગંધક=ઉપર શોધનના વિષયમાં અપાએલ છે.

૨ લઘુકવ્યાધરસ=શુદ્ધ ગંધક બે ભાગ, શુદ્ધ પારો એક ભાગ, લોહભસ્મ અર્ધો ભાગ, સંચળ એક ભાગ, ટંકણખાર એક ભાગ, મરી એક ભાગ, પીપર બે ભાગ, પીપરીમુળ બે ભાગ, ચીત્રક બે ભાગ, સુંઠ

બે ભાગ, લવિંગ બે ભાગ એ સર્વે પદાર્થોને એકઠા કરી તેને લીંબુના રસની સાત ભાવના દેવી.

૩ ગંધકાદિ લેપ=ગંધક ૧૨ તોલા, મનઃશીલ ૧૨ તોલા પારો ૧૨ તોલા, ચણકબાબ, મોરથુથુ, કઠ, જીરૂ તથા મરી એ દરેક તોલો તોલો ને ઘી ૨૦ તોલા, આમાં ગંધક ને મનશીલ એ બેને ભેગાં ખાંડી તેમાં પારો બરાબર મીલાવી દેવો. પાછળથી તેમાં બીજી ચીજોનું ચૂર્ણ નાખવું અને તે બધાં બરાબર મેળવી તેમાં ૨૦ તોલા ઘી પાછળથી મેળવવું. આ બનાવટમાં પારો મેળવવાને માટે સંભાળ રાખવાની છે.

૪ ગંધકવટી=શુદ્ધ ગંધક ત્રણ ભાગ અને સિંધવ, લસણ, સુંઠ, મરી, પીપર, શેકેલી હિંગ અને જીરૂં એ બધાં એકેક ભાગ સાથે મેળવી તેની ગોળી વાળવી.

૫ સિંહનાદ ગુગળ=શુદ્ધ ગંધક ૮ તોલા, ત્રિફળાનો કાઢો ૭૨ તોલા, એરંડીએલ તેલ ૩૨ તોલા એ બધાંને લોઢાના કડાયામાં નાખી ઘટ થાય ત્યાં સુધી ઉકાળવું.

૬ ગંધ તૈલ=ગંધ તૈલ એ ખરૂં જોતાં ગંધકનું ઘી છે. શુદ્ધ ગંધકને દુધની અંદર ઉકાળીને દુધ જમાવી તેનું દહીં કરવું. ત્યારબાદ તેને વલોવી અંદરથી માખણ કાઢી લેવું. આ માખણ તાવવાથી જે ઘી તેયાર થાયછે તેનું નામ ગંધ તૈલ.

૭ ગંધક રસાયન=શુદ્ધ ગંધક બે ભાગ, શુદ્ધ પારો એક ભાગ; આને બરાબર મેળવી તેમાં કુંવારનો રસ નાખી બરાબર લઢી તેની લુબ્દી કરવી. પછી તેને જરા શેકવી ને જ્યારે ઠરે ત્યારે તેમાં મધ અને ઘી બને બબે ભાગ નાખવાં

૮ ગંધકાદિ તૈલઃ=ધુતરાના ડોડવા ચોરી તેની અંદર ગંધક, મોરથુથુ ને મનશીલ ભરી તેના ઉપર કપડછાણ કરી તેને અગ્નિમાં પકવવા, અને જ્યારે તે પાકી રહે ત્યારે ઉપર છાણ વિગેરે ઉખેડી નાખી તે ડોડવાને એમનેએમ ધુપેલ તેલમાં વાટી નાખવા.

ગુણઃ—શોધક. સારક અને કૃમિઘ્ન.

ઉપયોગઃ—ગંધક પેટમાં ખાવાથી પિત્તના પ્રકોપને શાંત કરે છે અને તેથી ઝાડો સાફ ઉતરે છે. વખતે એક બે દસ્ત પણ થાય છે. અર્શની અંદર ગંધક ઘણો ઉપયોગી છે. અર્શ વાળા દરદીને હમેશાં યકૃતનો

રક્ત દોષ હોય છે જે ગંધક સાફ કરેછે. જ્યારે અર્શની શરૂઆત થઈ હોય અને ગુદાના મુખ આગળ લોહીનો જમાવ થયો હોય અને ત્યાં સોજો ચડેલો દેખાતો હોય ત્યારથી જો ગંધક શરૂ કર્યો હોય તો સારો ફાયદો થાય છે. તેથી તે ભાગના દાહનું શમન થાય છે અને ઝાડો પાતળો ને સાફ આવવાથી જે છોલાવું જોઇએ તે છોલાતું નથી. અર્શ દોષની અંદર શુદ્ધ ગંધક થોડા ઘણા દિવસ સુધી દુધની અંદર લેવું જોઇએ તેમજ ગંધક રસાયન પણ તેવીજ રીતે વપરાય છે. સાધારણ રીતે ઝાડો કબજ રહેતો હોય તો તેથી સાફ આવે છે. આ શિવાય ગંધક પેટના અજીર્ણ રોગ ઉપર વપરાય છે. લઘુત્રણ્બાદરસ અજીર્ણમાં બહુ કામનો છે ને ભોજન સમયે છાશની સાથે આ ચૂર્ણ લેવાથી અજીર્ણ, ગોટો, પેટચુંક, ઉલટી, મોળ વિગેરે મટે છે તથા જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. જીર્ણ અજીર્ણના વ્યાધિમાં ગંધક ઉપયોગી છે. યકૃત્ અને પ્લીહાના વ્યાધિમાં પણ તે અપાય છે. અજીર્ણથી થતા શૂળ ઉપર ગંધક વટી સારૂં કામ કરે છે તેમજ કોલેરામાં પણ તે સારો ફાયદો કરે છે. ગંધકવટી આપવાથી કોલેરાનો ઝાડો ને ઉલટી દબાય છે તેમજ કળતરને ગોટલી પોચાં પડે છે. ગંધક કોલેરાના દરદમાં કેવી રીતે ફાયદો કરે છે તે હજી નકી થયું નથી તો પણ ગંધક લેવા વાળો દરદી જલદી નિસ્તેજ થઈ જતો નથી. ગંધક, રાઈ, લસણ, અજમાના ફુલ એ બધાંને કાંદાના રસમાં વાટી દરદીને પાઈ દેવાથી દરદીના શરીરમાં ઘણું સારૂં ચૈતન્ય આવે છે. ઠંડુ પડતુ શરીર આથી ઉષ્ણ થાય છે. વાત વ્યાધિમાં ગંધક અપાય છે. આમ વાયુ, કટીશૂળ, ગૃધ્રસી તેમજ બીજી જાતના વાત રોગ ઉપર સિંહનાદ ગુગુળ ઘણું સારૂ કામ કરે છે. જ્યારે સાંધાઓ ઝલાઈ ગયા હોય છે અને શ્લેશ્મ રસનો જમાવ તે ઠેકાણે થવાથી તેમની ગતિ કેટલેક દરજ્જે બંધ પડી ગઈ હોય છે ત્યારે ગંધક ઉપયોગી છે. વાત વ્યાધિનું તીક્ષ્ણરૂપ શાંત થયા પછી તેના જીર્ણ રૂપમાં તે અપાય છે. ગંધક ત્વકદોષમાં સૌથી સારો ઉપાય છે અને તે ખાવાને માટે તથા ચોપડવાને માટે અપાય છે. ખસ, ખરજવું, વિચર્ચિકા, દદ્રુ તથા કુષ્ટમાં તેનો લેપ ફાયદાકારક છે. આવા ત્વક્દોષની અંદર સાધારણ રીતે બારીક કીટની ઉત્પતિ થએલી હોય છે જેનો ગંધક નાશ કરેછે તેમજ તેવાં પ્રાણીની ગતિથી થતી ચળને તે દબાવે છે. ખસ ઉપર ગંધકનો મલમ અત્યંત સરસ છે. ત્વક્દોષના લેપની અંદર ગંધકની સાથે કેટલીક

વખતે પારો પણ મેળવવામાં આવે છે. ગંધકાદિ તૈલ અને ગંધકાદિ લેપ બહાર લગાડવા માટે બહુ વપરાય છે અને તેથી ચિત્રી, કરોળીઆ વિગેરે બેસે છે. ગંધક અને પારાની કજ્જળી લક્દોષ ઉપર ભુંસવામાં આવે છે. કોલેરાની ઝેરી હવા દુર કરવા માટે જે ઘરમાં કોલેરા વાળો દરદી ગુજરી ગયો હોય તે ઘરમાં ગંધક બાળવામાં આવે છે. ખસ ઉપર લોકો અનેક રીતે ગંધક ચોપડે છે. ગંધ તૈલ પણ શુદ્ધ ગંધકને ઠેકાણે ખાવાના કામમાં આવે છે.

**માત્રાઃ**—શુદ્ધ ગંધક ૨ થી ૪ વાલ, (શોધક તરીકે); (સારક તરીકે પાવલાભાર). લઘુક્રવ્યાધરસ ૧ થી ૨ વાલ. ગંધક વટી ૨ થી ૪ વાલ. સિંહનાદ ગુગળ પાવલાભાર. ગંધ તૈલ ફક્ત ના રતીભાર પાન ઉપર આપવું. ગંધક રસાયન ૧ વાલ.

## જસત.

**વર્ણનઃ**—જસતનો રંગ ભુખરો વાદળીઓ હોય છે પણ તે વજનમાં ઘણું ભારે હોય છે. જસતના લાટા બે જાતના આવે છે એક જાતનો જાડો આવે છે તે લંબાઈ તથા પહોળાઈમાં ઘણો ટુંકો હોય છે, અને બીજી જાતનો લાટો પાતળો આવેછે તે લંબાઈતથા પહોળાઈમાં વધારે હોય છે. પાતળો લાટો વધારે શુદ્ધ અને ચોખો હોય છે ને તે કાપવાથી ચકચકીત દેખાય છે. ખાપરીઓ જે આંખના ઓસડમાં પ્રસિદ્ધ છે તે જસતનો એક ક્ષાર છે અને તે સ્વભાવિક રીતે ભોંયમાંથી મળી આવે છે. કાંસાંજણ નામે લોળું ઓસડ જે આંખને માટે બહુ ઉપયોગી છે તે પણ જસતમાંથી બનાવવામાં આવે છે અને તે વાસ્તવિક જોતાં તેનાં ફૂલ છે.

**શોધન તથા મારણઃ**—જસતને દેવતા ઉપર પકાવી તેનો પાતળો રસ કરી ૨૧ વાર દુધમાં ઠારવી. તેની ભસ્મ કરવાની રીત એવી છે કે જસતને માટીના ઠામમાં મેલી તે નીચે ખુબ તાપ દેવો; એથી જસતનો રસ થશે. તે રસને લીમડાને લાકડેથી હલાવવો ને નીચે ખુબ તાપ રાખવો; આથી સફેત રંગની ભસ્મ થશે. પછી તે ભસ્મને કુંવાર, ત્રિફળા ને ભાંગરાના રસની ભાવના દેવી અને દરેક ભાવના દેતી વખતે તેને ગજપુટ દેવો; આવી રીતે જે તૈયાર થાય તે જસત ભસ્મ.

**બનાવટઃ**—૧ જસત ભસ્મ ૨ કાંસાંજણ ૩ વાતારિ રસ.

૧ જસત ભસ્મ=આની બનાવટ ઉપર મારણમાં અપાઈ ગઈ છે.

૨ કાંસાંજણ=જસતના કટકા કરી એક જાડી તાવડીપર મુકવા અને હેઠે ધમણથી ખુબ તાપ કરવો; આથી જસત ઓગળશે ને તેનો રસ થશે. રસ થઈ જાય તે છતાં પણ ધમણ ધમે રાખવી. તેથી રસ પાકી જશે. જ્યારે રસ પાકી જાય ત્યારે સળીઆ વડે તેને હલાવવો. આથી રસમાં ફુલ પડવા લાગે છે. તે ફુલ ચકચકીત તેજવાળાં ને બપોરીઆના જેવાં પ્રકાશવાળાં દેખાય છે. જે ફૂલ પડે તે બાજુ ઉપર તારવતા જવું ને હેઠલો રસ હલાવતા જવું. આથી બધા રસના ફુલ પડી જાય છે અને દરેક ફૂલની પોલી ને ધોળી ગાંગડી બંધાઈ ગઈ હોય એમ દેખાય છે. તે ગાંગડીઓને ખરલમાં વાટી કપડે ચાળી તે ભુકો એક ડામમાં ભરી રાખવો ને અંદર જસતની કાચી કટકીઓ રહી ગઈ હોય તે કાઢી લેવી. કંસારા લોકો પણ એ પ્રમાણે કાંસાંજણ બનાવે છે. કાંસાંજણની અસર વધારે શીતળ કરવા માટે તેના રસની અંદર હીમજ નાખે છે ને પછી ફૂલ પાડે છે.

૩ વાતારિ રસ=જસત ભસ્મ ૫ વાલ, રોપ્ય ભસ્મ ૧ રતીભાર, અને ગળો સત્વ ૧૦ વાલ એ ત્રણ ચીજ મીલાવી અરધા અરધા વાલની ગોળી કરવી.

ગુણ:—પૌષ્ટિક, રોપણ, અને શીતળ.

ઉપયોગ:—જસત તેના પૌષ્ટિક ગુણને લીધે પ્રદરની અંદર ઘણું ઉપયોગી છે. પ્રદરવાળા દરદીને જસત ભસ્મ લેવાથી ગર્ભાશયમાંથી પડતો શ્વેત પદાર્થ અટકે છે અને શરીરમાં કૌવત આવે છે. જસતની અસર પૌષ્ટિક હોવાને લીધેજ આ ફેરફાર થાય છે તેમજ તે જીર્ણ પ્રમેહ, પાંડુ તથા આંખના દરદ ઉપર ઘણી ઉપયોગી છે. જસત ભસ્મ ક્ષયની અંદર તાવ અટકાવવા માટે બહુ સારો ઉપાય છે; જસત ભસ્મ અને ખાપરીઆના ગુણ આ બાબતમાં એક સરખા છે. વાત બલાસક અને પ્રલેપકજ્વર જે આખો દિવસ શાન્ત રહી સાંજે હમેશાં ચડે છે અને જે કોઇ પણ ભાગમાં પાક થવાની નિશાની છે તેવા જ્વરની અંદર જસત ભસ્મ ઘણું કામ કરે છે. તેથી ક્ષયનો બેહદ પસીનો અટકે છે. આ બધી અસર મગજને પુષ્ટિ આપવાથી થાય છે. મગજનાં વ્યાધિ જેવા કે અપસ્માર, હિસ્ટીરીઆ તથા મુદતે ઉપડતા અનેક જાતના વાત વ્યાધિ ઉપર જસત ભસ્મ અપાય છે. અપસ્માર અને અપસ્મારને મળતાં દરદ જેમાં દરદીને પ્રસંગે ફીણ આવે છે યા નથી આવતા, અને પ્રસંગે હાથ પગ

જણાય છે તેવા દરદોમાં જસત ભસ્મ, આપવી યોગ્ય છે. જ્યારે આવું દરદ ઉપડયું હોય ત્યારે જસત ભસ્મ આપવાથી કાંઇ પણ ફાયદો નથી પણ તે બેશી ગયા પછી જો વાતારિ રસ ચાલુ રાખવામાં આવે તો તેવું દરદ બીજી વખતે થતું અટકે છે, અગર તેની ઉપડવાની મુદત લંબાય છે. ઓછામાં ઓછી એકેકી ગોળી સવાર સાંજ ત્રણ માસ સુધી ખાવી જોઇએ. ત્રણ માસની મુદત ફક્ત તેની અસર જણાવા માટે આપી છે પણ તેના ખરેખરા ફાયદાને માટે તો તે ઘણા લાંબા વખત સુધી લેવાની જરૂર છે. જેમ જસત ભસ્મ ખાવા માટે અપાય છે તેમ કાંસાંજણ બહાર લગાડવાને કામ લાગે છે. જસત ભસ્મ પણ કાંસાંજણને ઠેકાણે વાપરી હોય તો તેવોજ ફાયદો થાયછે પણ તે બનાવવી ઘણી મહેનતવાળી છે તેથી તેને બદલે કાંસાંજણ વપરાય છે. જૂદી જૂદી જાતના અભિષ્યંદની અંદર તેમજ આંખો જ્યારે ખરજડી આવે છે ત્યારે તથા કૃષ્ણ મંડળના ક્ષતની અંદર કાંસાંજણ આંજવામાં આવે છે. કાંસાંજણ સાધારણ રીતે ચોળા ભરણના નામથી પ્રસિદ્ધ છે. રોપણ તરીકે તેની શક્તિ ઘણી ઉગ્ર છે. સાદું વ્રણ તેમજ ઉપદંશ વ્રણ ઉપર લગાડવાથી રૂઝ તરતજ વળી આવે છે. આંખની પાપણ ઉપર જ્યારે ફોડલી થઈ આવે છે અને જ્યારે આંખમાંથી બહુજ પાણી ઝરતું હોય ત્યારે કાંસાંજણ આંજવું કહેલ છે તેમજ ગંડમાળ અને બીજા રક્ત વિકારથી થએલા ક્ષતની અંદર કાંસાંજણ ને જાત્યાદિ ઘૃત અગર બીજા યોગ્ય મલમ સાથે કાલવી લગાડવામાં આવે છે. ક્ષત અગર વ્રણ જે સાધારણ રીતે મોટા કદનાં હોયછે ને જેમાંથી પરૂ વહ્યાં કરેછે તે ઉપર કાંસાંજણનો મલમ વાપરવો, અને ખીલ, મુંઢ ગુંમડાં, તાપોડીઆં તથા વિસર્પને લીધે ચામડીનું તડતડી આવવું તથા બીજા કેટલાક ત્વક્‌દોષ જ્યાં પરૂ નથી હોતુ તેવે ઠેકાણે તેને સ્નેહ પદાર્થ (તેલ ઘી વિગેરે) સાથે મેળવવું નહિ. આવે પ્રસગે તેને સુખડ સાથે ઓરસીયાપર ઘશી લગાડવું. જૂદી જૂદી જાતના ત્વક્‌દોષ જેવાં કે ખરજવું, વિચર્ચિકા, પાદદારી, વિસફોટક, વિગેરે દરદોમાં કાંસાંજણ ઘણું ઉપયોગી છે. નાનાં બાળકોને ગળાંનો ભાગ, સાથળના મુળનો ભાગ. અને પેટનો ભાગ કેટલીક વખતે લાલચોળ થઈ આવે છે ત્યારે તે ઉપર કાંસાંજણને સુખડ સાથે ઘશીને લગાડવાથી ઘણો ફાયદો થાય છે. શરીરનો કોઈ પણ ભાગ દાહયુક્ત થઈ લાલાશ પકડે છે અને જેને લોકો રતવા કહે છે તેવા

દરદની અંદર કાંસાંજણનો લેપ એક અકસીર ઇલાજ છે તેમજ જંતુના કરડથી થયેલી લાલીને પણ તે દૂર કરે છે.

**માત્રાઃ**—જસત ભસ્મ ૧ થી ૨ રતી ઘીમાં લેવી.

## ટંકણખાર.

**વર્ણનઃ**—કેટલાક તળાવની અંદર ટંકણ રહેલો છે, જે તેનું પાણી સુકાઈ જવાથી તળે જામી રહેછે. તે શિવાય બે ત્રણ જૂદી જૂદી જાતનાં ક્ષારો ભેગા કરી ઉકાળી તેમાંથી ટંકણ બનાવવામાં આવેછે. ટંકણ બે જાતનો થાયછે. સોહાગો ને પાટીઓ. આમાં સોહાગો વધારે મેલો હોયછે અને તેની સફેદ ગાંગડીઓ થાયછે. પાટીઓ ટંકણખાર પ્રમાણમાં વધારે ચોખો થાયછે તોપણ જે ટંકણખાર અહીં બજારમાં મળેછે તે શુદ્ધ ને ચોખો હોતો નથી. શુદ્ધ ટંકણખારના સ્વચ્છ પારદર્શક કટકા આવેછે અને તે પડ્યો પડ્યો થોડો થોડો ઓગળે છે. અશુદ્ધ ટંકણ ખારને શુદ્ધ કરવાની રીત એવી છે કે એક રતલ ટંકણ લઈ તેમાં અર્ધા રૂપીઆભાર કળીચુનો નાખી ચાર રતલ પાણીમાં ઉકાળવો પછી તે કપડાથી ગળી લેવા ને તે પાણી સુકાવી નાખવું. શુદ્ધ ટંકણખારના આથી પાસા બંધાઈ જશે.

**ગુણઃ**—મૂત્રલ ઋતુ લાવનાર, વેણ લાવનાર, ક્ષાર હર અને રોપણ.

**ઉપયોગઃ**—ટંકણખાવાની દવા તરીકે એકલી આપવાના કરતાં બીજી દવાની સાથે બહુ અપાયછે. તે ખાંસી, દમ, સંગ્રહણી અને અજીર્ણની અંદર ઉપયોગી છે. ગર્ભાશયની વ્યાધિમાં ને ખસૂસ કરીને સૂતિકા રોગને માટે તે એક ઉત્તમ ઉપાય છે. તે તેમજ તે કેટલીક રસાયનની અંદર તે પડેછે. કફની વ્યાધિમાં જેવાં કે જીર્ણ સસણી, ને કફકાશ જેમાં બડખા ઘણા ને બહુ ચીકણા નીકળેછે ત્યાં બડખાની ચીકાશ તોડવાને માટે ટંકણ અપાયછે અને તેથી કફ ઘણી સેહેલાંઈથી બહાર નીકળી આવેછે. વછનાગ અને ધંતુરાના જેવી ઉગ્ર દવાઓની સાથે તે દમના રોગમાં અપાયછે. ગર્ભાશયના વ્યાધિમાં ટંકણ ઘણા જુના વખતથી પ્રસિદ્ધ છે. જણતી વખતે જો સ્ત્રી બહુ કષ્ટાતી હોય ને વેણ આવતી બંધ થઈ ગઈ હોય અગર ધીરી પડી ગઈ હોય તો ટંકણ એને જાગૃત કરેછે તેમજ ગર્ભાશયમાંથી થતા અત્યંત રક્તસ્ત્રાવને તે અટકાવેછે. નષ્ટાર્તવ તથા પીડિતાર્તવમાં પણ ટંકણ આપવું યોગ્ય છે. નષ્ટાર્તવમાં અથવા અનાર્તવની અંદર જ્યારે

ઓને અટકાવ બહુ ચડી જાયછે ત્યારે ટંકણની સાથે એળીઓ અને મંડુર મેળવી અપાયછે અને પીડિતાર્તની અંદર જ્યારે કમરનો સખ્ત દુખવો થાયછે ત્યારે ટંકણ એક વાલ ને શેકેલું અફીણ અરધી રતી નાખી તેની ગોળી કરી ગળી જવાથી ઘણો સારો ફાયદો થાયછે. પ્રદરની અંદર જરા ઉકણ અને કાંઇક ક્ષાર યુક્ત શ્વેત પદાર્થોનો સ્રાવ થવાથી યોનીનું મર્મસ્થાન તતડી આવેછે ત્યારે ટંકણના પાણીની પીચકારી મારવાથી ફાયદો થાયછે તેમજ બીજા કોઈ પણ કારણથી યોની મુખ ઉપર ચેળ આવતી હોય અગર ડીલ બોલતુ હોય તો ટંકણનાં પોતાં મેલાયછે. સૂતિકાના અતિસારમાં, સૂતિકાના સન્નિપાતમાં, ને ધનુરમાં ટંકણને ફૂલવી આપવાથી સારો ફાયદો થાયછે.

ક્ષારહર તરીકે ટંકણ મૂત્રાશયના વ્યાધિમાં વપરાય છે. પેશાબની અંદર રેતી પડતી હોય અગર પેશાબમાં બહુ દાહ થતો હોય તો ટંકણ ખવરાવવાથી અગર ઉષ્ણોદક સાથે તેની પીચકારી મારવાથી પણ દરદીને શાંતિ થાયછે તેમજ તેની મૂત્રલ અસર ઘણી સરસ હોવાને લીધે તે પેસાબ છુટ લાવેછે અને તેટલા માટે તે મૂત્ર રોગ અને જલંદરમાં અપાયછે. અજીર્ણ, અરૂચી અને ખાધાની પેહેલાં પેટમાં દુખતુ હોય ત્યારે ટંકણને વાત હર તથા દીપન પદાર્થ સાથે મેળવવામાં આવેછે.

મોઢામાં ફોડલા ઉપડ્યાહોયઅગર ચાંદાંપડ્યાં હોય અગર જીભઉપરઘારાંપડ્યાંહોયત્યારે ટંકણબહુ લાગુ પડેછે.મોટા માણસને ટંકણનાકોગળા કરવાથીસારો ફાયદો થાયછે. ટંકણ૪ વાલ અને પાણી ૧૦ રૂપીઆભાર એ પ્રમાણે કોગળા કરવા માટે વજન લેવું. બાળકને કોગળા કરવાની ખબર નહિ હોવાથી તેમને ટંકણ મધમાં મેળવી મોઢામાં આંગળી વતી ચોપડાય છે ને ખસૂસ કરીને બાળકોને મોઢાનાં ઘારાંમાં ટંકણ બહુ ઉપયોગી છે. મોટા માણસોને એટલો ફાયદો થતો નથી. બાળકોને અજીર્ણ યાને ઝાડામાં પણ મોઢું આવી જાયછે ને ગમે તેવા કારણથી મોઢું આવ્યું હોય તો પણ ટંકણ અપાયછે. ટંકણ મોઢું સાફ કરેછે એટલુંજ નહિ પણ દાંત સાફ કરવાનો ગુણ પણ તેમાં રહેલોછે અને જે સઘળાં દાંતનાં મંજન આવેછે તેમાંનાં ઘણાં ખરાંમાં ટંકણ રહેલો છે. ટંકણ પોતે ક્ષાર હોવાને લીધે દાંતની એરીને પોચી પાડેછે અને તેથી દાંત સાફ થાયછે તેમજ દાંતમાંથી નીકળતું લોહી બંધ થાયછે. ૧૦ રૂપીઆભાર

ફુલાવેલ મોરથુથુ ૨૦ રૂપીઆભાર ફુલાવેલ ટંકણખાર ૩૦ રૂપીઆભાર ફુલાવેલ ફટકડી ૪૦ રૂપીઆભાર આક ૨ રૂપીઆભાર તજ ને ૨ રૂપીઆભાર લવંગ એ બધી ચીજોનું ચૂર્ણ કરી મંજન તરીકે વાપરવાથીદાંત સ્વચ્છ થાયછે, મેરી ઉખડી જાયછે, દાંતનાં પેઢાંમાંથી લોહી નીકળતું બંધ થાયછે ને અવાળુમાં લોહી ચડ્યુ હોય તો તે પણ નીકળી જાયછે આ મંજનમાં તજ અને લવીંગ ફક્ત સુગંધીને માટેજ મેળવવામાં આવ્યાંછે.

ત્વક્દોષમાં ટંકણનું પાણી કરી ચોળવાથી ચેળ કમતી થાયછે તથા ખરજવું, વિચર્ચિકા, દદ્રુ, ખસ વિગેરેમાં મલમ સાથે મેળવી લગાડવાથી ફાયદો થાયછે. ત્વક્દોષની અંદર ખસૂસ કરીને ગંધક અને ટંકણનો સંયોગ અતિ ઉપયોગી છે. મોઢા ઉપરના સાદા ખીલ જે પાકવા ઉપર નથી આવ્યા તેવા ખીલ ઉપર ટંકણને ગુલાબજળની અંદર મેળવી લગાડવાથી ખીલ બેશી જાયછે તેમજ માથાની દાદ્રૂ ઉપર ટંકણનું પાણી ફેરવવાથી અગર ટંકણના પાણીવડે માથું ધોવાથી જલદી આરામી આવેછે. મોઢામાંથી જ્યારે બહુ થુંક વહેછે ત્યારે ટંકણના પાણીના કોગળા કરવામાં આવેછે. ઉદંશ વિકૃતિની અંદર જ્યારે કોઇપણ દાંતની આસપાસની ગ્રંથી સોજેછે ને મોઢામાંથી બહુ થુંક વહેછે ત્યારે, અગર કોઇપણ જાતના મુખપાકથી બહુ થુંક વેહેતું હોય ત્યારે, તેમજ પારો, રસકપૂર, હિંગળો, વિગેરે ખવરાવવાથી મોઢું આવેછે ત્યારે ટંકણના કોગળા ઘણા ઉપયોગી નીવડેછે.

**માત્રાઃ**—૨ થી ૪ વાલ; કોગળા કરવામાં એક ભાગ ટંકણ ને ૨૦ ભાગ પાણી; મધની સાથે કાલવી લગાડવામાં એક ભાગ ટંકણ અને પાંચ ભાગ મધ.

## ત્રાંબુ.

**વર્ણનઃ**—ત્રાંબાનાં પતરાં લઈ તેને ખુબ ટીપી શૂળ ખોસવાથી તે સોંસરી ચાલી જાય તેવાં બારીક પતરાં કરવાં. આ કંટકવેધી પતરાંને ત્રણ કલાક સુધી ગૌમૂત્રની અંદર ઉકાળવાથી શુદ્ધ થાયછે. તે શુદ્ધ કરેલાં પતરાંને ગંધક અને લીંબુના રસનો લેપ કરી તેમનો એક ગોળો બનાવી વાલુકાયંત્રની અંદર બાર કલાક સુધી મુસનું મોં બંધ કરી ખુબ તાપ દેવો. સ્વાંગશીત થાય ત્યારે તેને કહાડી લેવો. આવી રીતે તામ્રભસ્મ થાય છે. પછી આ તામ્રભસ્મને કાંજીમાં ખલ કરીને તેનો ગોળો કરવો અને

સૂરણના કલ્કનો ઉપર થર દઈ ગજપુટથી ફુંકી દેવો. સ્વાંગશીત થાય ત્યારે કહાડી લેવો. આથી કરીને શુદ્ધ દોષરહિત તામ્રભસ્મ થાયછે. જો સૂરણના રસનો પુટ દેવામાં ન આવે તો તેથી ઝાડો ને ઉલટી થાયછે. તામ્રભસ્મનો રંગ ભુખરો કાળા રંગનો થાયછે અને તેની ઝીણી ઝીણી ગાંગડીઓ બાઝી જાયછે. બધી ધાતુઓમાં સૌથી ભયંકર ત્રાંબું છે, માટે ત્રાંબુ વાપરતાં દરેક વૈદ્યે વિચાર રાખવો. લોહ અને સુવર્ણની માફક તે સૌમ્ય ધાતુ નથી.

બનાવટ:—૧ સ્વચ્છંદભૈરવ રસ. ૨ ગુલ્મકલાનન રસ. ૩ તામ્રેશ્વર રસ ૪ હૃદયાર્ણવ રસ. ૫ વિશ્વતાપ હરણ રસ. ૬ શીતારિ રસ.

૧ સ્વચ્છંદભૈરવ રસ=તામ્રભસ્મ અને વછનાગ સમભાગે લઈ ધંતુરાના પાનના રસમાં તેને ખુબ ખલી તેની અરધી અરધી રતીની ગોળી કરવી.

૨ ગુલ્મ કલાનન રસ=શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, તામ્રભસ્મ, હરીતાલ ભસ્મ, ટંકણ, યવક્ષાર, એ દરેક બબ્બે તોલા લેવા ને મોથ, મરી, સુંઠ, પીપર, ગજપીંપર, હરડે, વજ અને કુષ્ટ એ દરેકનો તોલો તોલો લેવો; પછી તે સઘળાંને બારીક ખાંડી સાથે મેળવવાં અને તેને અપામાર્ગની, પટોળની અને પીતપાપડાની ભાવના દેવી અને સુકવવું.

૩ તામ્રેશ્વર રસ=તામ્રભસ્મ, લોહભસ્મ, શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, મરી એ દરેકને સમભાગે લઈ તેને લીમડાના પંચાંગની, ગરમાળાના ગરની, ને ત્રિફળાના ક્વાથની ભાવના દેવી અને પછી તૈયાર કરી રાખી મૂકવું.

૪ હૃદયાર્ણવ રસ=શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, બન્ને એકેક ભાગ ને તામ્રભસ્મ બે ભાગ એને બાર કલાક સુધી ત્રિફળાના ક્વાથમાં ને [1]કાકમાચીના સ્વરસની અંદર ખૂબ લઢવાં અને પછી તેમાંથી બબ્બે રતીની ગોળી કરવી.

૫ વિશ્વતાપહરણ રસ=તામ્રભસ્મ એક તોલો, શુદ્ધ પારો એક તોલો, શુદ્ધ ગંધક એક તોલો, શોધેલું ઝેરકોચલું એક તોલો, શોધેલાં નેપાળાનાં બીજ એક તોલો, હરડે એક તોલો, પીપર એક તોલો, કડુ એક તોલો,

---

૧ કાકમાચી એ ભોરીંગણીની જાતનો છોડ છે. તે એક બે હાથ ઊંચો થાયછે ને તેમાં નાનાં નાનાં ધોળા ફુલનાં ઝુમખાં થાયછે. તેનાં ફળ ગોળ કાળા રંગનાં થાયછે. તેનું પંચાંગ રેચક અને મૂત્રલ છે; અને યકૃતોદર, પ્લીહોદર તથા જીર્ણત્વક્દોષમાં ઉપયોગી છે.

નસોત્તર એક તોલો એ પ્રમાણે બધી ચીજો લઈ પ્રથમ તેમાંથી પારા અને ગંધકની કજળી કરવી; પછી તેમાં બાકીની ચીજો નાખી તે બધી ચીજોને ધંતુરાના રસમાં એક દિવસ ખલ કરીને વાલવાલની ગોળી કરવી.

૬ શીતારિ રસ=ત્રાંબાની ભસ્મ, શોધ્યો ગંધક, ફુલાવેલ ટંકણ, શોધેલું સોમલ, શુદ્ધ પારો, શુદ્ધ આપરીઓ, શુદ્ધ મોરથુથુ ને હરીતાળ ભસ્મ એ દરેક ચીજને સરખે વજને લઈ તેને કારેલાના રસમાં ખલી એક એક રતીની ગોળી બાંધવી.

ગુણઃ—પૌષ્ટિક, શોધક ને જ્વરઘ્ન.

ઉપયોગઃ—ત્રાંબુ સાધારણ રીતે પુષ્ટિની ઉપયોગી દવા ગણાયછે અને તેટલા માટે તે વપરાયછે. ધાતુ પૌષ્ટિક તરીકે તે ઘણી વખણાઈ ગઈ છે ને તેથી લોકોમાં તેનો ઘણો મોહ છે. ઘણા લોકો આવી રીતે ત્રાંબુ ખાયછે ને પછી તેમને ફુટી નીકળેછે. ત્રાંબા ઊપર ખસૂસ કરીને ઘી અને દુધનો માવરો રાખવાની જરૂર છે. તેની વાજીકર અસર વિષે વધારે શોધ કરતાં કાંઇપણ વધારે ખાત્રી થતી નથી માટે તે બાબત વધારે વિવેચન કર્યું નથી.

ત્રાંબુ જૂદી જૂદી જાતના તાવનો ને તેમાં ઘણું કરીને વિશમજ્વરની અંદર તે અકસીર ઉપાય છે. સતત્જ્વર, એકાહિક જ્વર, દ્વાહિક, ત્ર્યાહિક ને ચાતુર્થિક જ્વરની અંદર અને તેથી થતા બીજા દરદોની અંદર ત્રાંબુ અત્યંત ઉત્તમ દવા છે. જે તાવની અંદર વધારે ટાઢ આવેછે તેને તામ્ર ભસ્મ ઘણો સારો ફાયદો કરેછે. વિશ્વતાપહરણ રસ ને શિતારિ રસ જે બન્ને બનાવટો ઉપર આપવામાં આવી છે તે તાવની અંદર ઘણી ઉપયોગી છે. શીતારિ રસ તેનું નામ કહી આપેછે તે પ્રમાણે વિષમજ્વરનો વેરી છે અને વિશ્વતાપ હરણરસ સાધારણ રીતે સખ્ત નવા અને તાજા વિષમજ્વરમાં ઘણું કામ કરેછે. શીતારિરસ જીરા અને સાકરની સાથે દિવસમાં બે વખત લેવાથી જીર્ણ વિષમજ્વર નાશ પામેછે ને વિશ્વતાપહરણ રસ દિવસમાં બે વખત આદુના રસમાં ખવાય છે. તે શિવાય શીતભંજી રસ નામની જે બનાવટ છે તે વિષમજ્વરની અંદર ઘણી સરસ છે. આ બનાવટની અંદર તામ્રભસ્મ પડતી નથી પણ બીજીજ રીતે ત્રાંબુ મારવામાં આવેછે. બે ભાગ શુદ્ધ હરીતાલ, શુદ્ધ પારો એક ભાગ, શુદ્ધગંધક અરધો ભાગ ને શુદ્ધ મનઃશીલ પા ભાગ આ દરેક ચીજો શુદ્ધ લઈ તેને

કારેલીના રસમાં ખલ કરવી; પછી જેટલું આ દવાનું વજન થાય તેટલે વજને ત્રાંબાનું પત્રુ લઈ તે ઉપર તેનો લેપ કરી દેવો ને તેને કુલડીમાં મૂકી વાલુકા યંત્રમાં બાર કલાક સુધી તીવ્રાગ્નિથી તાપ દેવો. ઠરે ત્યારે ત્રાંબાનાં પતરાં કાઢી લઈ તેને વાટી બારીક ભુકો કરવો. આ બનાવટ ગમે તેવી કડકડતી ટાઢ આવતી હોય તેવા તાઢીઆ તાવની અંદર ઉપયોગી છે, અને ઘણો સારો ફાયદો કરે છે. આ રસની અરધો વાલ માત્રા ચાર કાળાં મરીની સાથે નાગરવેલના પાનમાં લેવામાં આવે છે. (એન્ટી પીરીઓડીક) મુદતસર થતા રોગ ઉપર ફાયદો કરનારી અસર જો ધાતુમાં લેવા એ-શીએ તો તે ફક્ત ત્રાંબા અને હરતાળમાંજ રહેલી છે. તે શિવાય સ્વચ્છંદ ભૈરવરસ ફક્ત અરધી રતી માત્રાથીજ આદુના રસ, સાકર, અને સિં-ધાલૂણ સાથે આપવાથી ઘણો સારો ફાયદો થાય છે. તામ્રની જે જે બ-નાવટો અહીં આપી છે તે તે બનાવટો વિષમ જ્વરની, યકૃતની ને પ્લી-હની વ્યાધિને દૂર કરનાર છે તો પણ યકૃત ને પ્લીહની વ્યાધિમાં તામ્ર ભસ્મની સાથે અગર તે દરદના જ્વર ઉપર લાગુ પડતી ત્રાંબાની કોઈ પણ બનાવટની સાથે લોહનો સંયોગ કરી દરદીને આપવામાં આવે તો તેથી યકૃતોદાર, પ્લીહોદર, જલોદર, શોફ, પાંડુ, હલીમક કમળો વિગેરે રોગ દૂર થાય છે. જો વિષમ જ્વરની અંદર કોઈ મૂત્ર માર્ગનો વ્યાધિ માલમ પડી આવે તો તેની તાવને હણનારી બનાવટોની સાથે યવક્ષારા-દિનું મેળવણ કરવું યોગ્ય છે.

ઉદર રોગ ને તેમાં ખસૂસ કરીને જ્યારે પેટની અંદર ગુલ્મ થાય છે તેને માટે ત્રાંબુ એક ઉત્તમ ઈલાજ છે. ગુલ્મ કલાનન રસ-હીમજની સાથે બે વાલ માત્રામાં આપવાથી પેટના શૂળને બેસાડે છે. જ્યારે પેટના જીર્ણ રોગની અંદર પેટ સાધારણ રીતે દુખ્યા કરે છે, વખતો વખત આફરો ચડી આવે છે અને સાધારણ રીતે પેટ મોટું ને કઠણ લાગે છે અગર વાયુનો ભરાવ થઈ જવાને લીધે જરા ઠોકવાથી નગારા જેવું વાગે છે ત્યારે ગુલ્મ કલાનન રસ આપવો યોગ્ય છે. તેમજ શૂળ ઉપર પણ ત્રાંબુ ઘણું સરસ છે. ગુલ્મ રોગમાં હમેશાં શૂળ હોય છે અને તેની અંદર ત્રાંબુ ઉ-પયોગી છે. તે ત્રિદોષજ્વરની હેડકીની અંદર ઘણો સારો ફાયદો કરે છે. તામ્ર ભસ્મ, કડુ ને ગેરૂ એ ત્રણે સમભાગ લઈ બીજોરાના રસની ભા-વના દઈ બે રતીભાર મધની સાથે ચાટવાથી હેડકી ખસૂસ બેસે છે તથા

પેટનો આફરો હલકો પડેછે. શૂળ ઉપર તામ્ર ભસ્મની એક બીજી બનાવટ છે જે ઘણી ઉપયોગી છે. શુદ્ધ પારો એક ભાગ અને ગંધક બે ભાગ લઇ તે બન્નેને એકઠા કરી એક પ્રહર ખલ કરવાં. તે કજ્જલીની સમાન ત્રાંબાનાં પતરાંને લઇને સંપુટની આકૃતિ કરી તેની અંદર તે કજલી ભરવી અને એક માટીનું ઠામ લાવી અરધું મીઠેથી ભરી વચમાં તે તામ્રનો સંપુટ મૂકી બાકીનું વાસણ મીઠેથી ભરી દેવું ને તે માથે બીજું ઠામ મૂકી કપડકોટ કરી ગજપુટ દેવો. પછી પોતાની મેળે ઠંડુ થાય ત્યારે તામ્ર સંપુટનું બારીક ચૂર્ણ કરવું. આનું નામ ગજ કેશરી રસ છે. આની રતીભાર માત્રા નાગરવેલના પાન સાથે આપવાથી શૂળ બેશી જાય છે. જેમ જીર્ણ મૂત્ર વ્યાધિમાં બંગ ઘણું ઉપયોગી છે તેમજ જીર્ણઉદર રોગની અંદર ત્રાંબુ છે.

ત્રાંબુ દમના વ્યાધિની અંદર બહુ વપરાય છે સૂર્યાવર્તરસ નામની બનાવટ દમને માટે દેશી ઔષધિમાં ઘણી પ્રસિદ્ધ છે. પારો ને ગંધક શોધેલાં સમ ભાગે લઈ છ કલાક સુધી કુંવારના રસમાં ખલ કરવાં; પછી તે બન્નેની સમભાગે ત્રાંબાનાં પતરાં લઈ તેનો તે ઉપર લેપ કરવો અને તેને મુસની અંદર મૂકી મોઢું બંધ કરી બાર કલાક સુધી વાલુકા યંત્રમાં તાપ આપવો. સ્વાંગશીત થાય ત્યારે ત્રાંબાનાં પતરાં કાઢી લઈ બારીક વાટી ભુકો કરવો. બે રતીભાર માત્રા મધ અને અરડુશીના રસ સાથે આપવાથી દમની અંદર ઘણો સારો ફાયદો થાય છે.

જેમ દમની અંદર સુર્યાવર્ત રસ છે તેમ હૃદય રોગની અંદર હૃદયાર્ણવ રસ નામની બનાવટ ઘણી ઉપયોગી છે. બે રતીભારની તેની ગોળી કાકમાચી અને ત્રિફળાના ક્વાથની અંદર આપવાથી હૃદય રોગની અંદર ઘણો સારો ફાયદો થાય છે.

ત્રાંબુ ત્વક્દોષની અંદર ઘણું ઉપયોગી છે અને તામ્રેશ્વર રસ નામની બનાવટ એ ખસૂસ કરીને ત્વક્દોષને માટે છે. તામ્રભસ્મ જો સૂરણના પુટ દીધા શિવાયની હોય તો તે ઉલટી અને ઝાડો કરે છે અને તેટલા માટે તેવી તામ્ર ભસ્મ કાંઈ ઝેરી પદાર્થ પેટમાં ગયાનો શક આવે ત્યારે મધની સાથે ચાટવા અપાય છે. શુદ્ધ તામ્ર ભસ્મથી ક્વચિતજ ઉલટી કે ઝાડો થાય છે બલકે તે અતિસાર અને ઉલટીને દબાવે છે. વખતો વખત તેની અંદર સ્તંભન ગુણ માલમ પડી આવે છે.

**માત્રાઃ**—તામ્ર ભસ્મની શોધક ગુણ તરીકે એકથી બે રતી, ઉલટી

કરવા માટે ત્રણવાલ, સ્વચ્છંદ ભૈરવ રસની અરધી રતી, ગુલ્મ કલાનલ રસ એકથી બે વાલ, સુર્યાવર્ત રસ બે રતી, હૃદયાર્ણવરસ બે રતી, તામ્રેશ્વર રસ બે રતી, વિશ્વતાપ હરણ બે વાલ, શીતારિ રસ એક રતી.

**અનુપાનઃ**—વિષયમાં આગળ કહેલા છે.

તામ્ર ભસ્મ સેવન કરવા વાળાએ ખસૂસ કરીને ઘી અને દુધનો મહાવરો રાખવો; ઘણું કરીને તેને ઘણો ખોરાક પચે છે અને તેટલા માટે તેને મુખ્યત્વે કરીને ચરબી વાળો ખોરાક આપવો પડે છે.

## નવસાર.

**વર્ણનઃ**—નવસાર બજારની અંદર પુષ્કળ મળે છે અને તેના લાંબા રેસાદાર ક્ષારના કટકા થાયછે. ભાંગવાથી તે ક્ષારની કટકીઓ જૂદી પડી જાય છે અને તે ઘણી ચવડ છે. જો કે તે સાધારણ દવા છે તો પણ તે ઓસડમાં અતિ ઉપયોગી છે.

**બનાવટઃ**—૧ રાજ વલ્લભરસ.

૧ રાજવલ્લભરસ=૧ તોલો શુદ્ધ પારો, ૩ તોલા શુદ્ધ ગંધક, ૧ તોલો આત્રક, ૧૮ તોલા નવસાર એ બધી ચીજોને સાથે મેળવી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

**ગુણઃ**—તીક્ષ્ણ, છેદન, શોધક, ઋતુ લાવનાર, અને પિત્તનો સ્રાવ કરનાર.

**ઉપયોગઃ**—નવસાર યકૃતો દરપર ઘણોજ પ્રસિદ્ધછે; જૂદી જૂદી જાતના સતતજ્વર સંતતજ્વર અને સન્નિપાતજ્વરમાં વખતો વખત યકૃત્‌ની અંદર લોહીનો જમાવ થતો આપણે જોઇએ છીએ. આવે પ્રસંગે યકૃત્ જરા ફુલેલું હોય છે; પેટના જમણા પડખામાં દુખાવો થાયછે અને તે ભાગ સાધારણ રીતે ચડેલો દેખાય છે. આવા દરદીને દિવસની અંદર બે ત્રણ અગર ચાર વખત બે વાલ માત્રાથી નવસાર બીજી યોગ્ય જ્વરહર દવા સાથે આપ્યો હોય તો તેથી ઘણોજ સારો ફાયદો થાયછે. જેમ જ્વરહર દવાઓ જ્વરનો નાશ કરેછે તેમ તેની સાથે યોજેલો નવસાર યકૃત્‌ના બાધિને તોડેછે. જ્વર જન્ય યકૃત્‌ના તાજા બાધિમાં સાધારણ રીતે ટાઢા દેવાની જરૂર પડેછે પણ જો અગાઉથી યોગ્ય નિદાન કરી નવસારનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તો ટાઢા દેવાની કશી પણ જરૂર રહેતી નથી. તેથી યકૃત્‌માં થએલો સોજો હટેછે ને તે ભાગનો દુખાવો શાન્ત થાયછે અને આવે પ્રસંગે

રહેલું બંધકુષ્ટ દૂર થાય છે, તથા યકૃત્ પોતાનું યોગ્ય કામ બજાવવા પાછું લાગેછે. કેટલીક વખતે યકૃત્નો પાક થાયછે અને તે ઝાડા માર્ગે અગર શ્વાસ નળીઓને માર્ગે ફુટે છે. અગાઉથી જો નવસાર સારી રીતે વાપરવામાં આવે તો વખતે આવો ભયંકર સમય આવતો નથી. કલેજાના દરદ ઉપર તેની ખાસ અસર છે ને ખસૂસ કરીને તે પિત્તના સ્રાવને વધારેછે તથા પાકના પૂર્વરૂપને દૂર કરેછે. યકૃત્માં પાકનું પૂર્વરૂપ થતું હોય તો નવસાર આપવો. તે શિવાય જો શરિરના કોઇપણ ભાગમાં પાક થશે એમ માલમ પડે તો અગાઉથીજ તેપર નવસારનાં પોતાં મુકવાં. પાકના પૂર્વ રૂપની નિશાની એ છે કે જે ભાગમાં પાક થવાનો હોય તે ભાગમાં લોહીનો જમાવ થાયછે, તે ઠેકાણે થોડો સોજો માલમ પડેછે ને તે ભાગ શરૂઆતમાં લાલાશ તથા પાછળથી કાળાશ પકડેછે તેમજ તે ભાગ ઉપર થોડો થોડો દુખાવો થાયછે. આવે ઠેકાણે નવસારને ઠંડા પાણીમાં નાખી તેનાં પોતાં જો મૂક્યાં હોય તો પાક થતો અટકેછે. કમળો, હન્નીમક તથા જે જે દરદોની અંદર પિત્તનું રૂંધન થએલું હોયછે, તેવા દરદોમાં નવસાર સારો ફાયદો કરેછે. પ્લીહોદર તેમજ પિત્તના પ્રકોપને લીધે થતા માથાના દુખાવામાં પણ તે ઉપયોગી છે. યકૃત્ના પોતાના વ્યાધિમાં તેમજ યકૃત્ના વ્યાધિની અંદર બીજા જે જે ઉપદ્રવ થાયછે તેની અંદર પણ નવસાર કામ કરેછે. જલંદર અને અર્શ જે સાધારણ રીતે યકૃત્ના ફેરફારથીજ થઈ આવેછે તેમાં નવસાર આપવો યોગ્ય છે. અર્શની અંદર નસોની ઉપર વધતું ઓછું દબાણ થવાને લીધે સફરાના નીચલા ભાગમાં લોહીનો જમાવ થવા સંભવ છે ને જ્યાં જ્યાં લોહીનો જમાવ થાયછે ત્યાં ત્યાં નવસાર લાગુ પડેછે. અર્શની અંદર નવસાર આપવાથી પિત્તનો સ્રાવ વધેછે અને સફરાની અંદર થતો લોહીનો જમાવ હલકો પડેછે. કેટલીક વખતે અર્શ જ્યારે બહુ પીડા કરેછે ત્યારે દરદીઓ નવસાર ખાવાની ટેવ પાડેછે અને તેથી તેને તેનું બંધાણ થઈ જાયછે. રક્તપિત્તની અંદર પણ નવસાર અપાય છે. રક્તપિત્તની અંદર હોઠેથી, મોઢેથી, નાકેથી અગર ગમે ત્યાંથી લોહી પડતું હોય તોપણ નવસાર આપવો યોગ્ય છે. આ દરદની અંદર હમેશાં પિત્તનો પ્રકોપ હોયછે. રાજવલ્લભ રસ નામની બનાવટ જે અર્શ ઉપર ઘણી ઉપયોગી છે તેમાં પણ નવસારનો મુખ્ય ભાગ આવેછે.

સ્તનપાક અને સ્ત્રિઓને સ્તનની અંદર દુધ થતી વખત સુવાવડમાં

ત્રીજે કે ચોથે દહાડે જે દુખાવો થાય છે તથા સોજો થઈ આવેછે એ નવસારના પાણીનાં પોતાં મુકવાથી દૂર થાયછે, તેમજ સ્તનપાક થઈ ફૂટવાથી સ્તનની અંદર કઠણ ગાંઠો બંધાઈ જવા સંભવછે તે ગાંઠો ઉપર પણ નવસારનાં પોતાં મુકાયછે અને તેથી તે ઘણી સારી રીતે પોચી પડી જાયછે.

કેટલાક દરદની અંદર દરદની શાંતિ કરવા માટે તે ભાગનો સંકોચ કરવાની જરૂર છે. અને તેટલા માટે અત્યંત ઠંડુ પાણી અગર બરફ વપરાયછે. પણ જો બરફ ન મળતો હોય અને તે ભાગને સંકોચ કરવાની અવસ્ય જરૂર હોય તો પાણીની અંદર નવસાર નાખી તેનાં પોતાં મુકવાથી તેજ ફાયદો થાયછે. વધરાવળ, સારણ અને બદની અંદર નવસાર પોતાં મુકવાને માટે વપરાયછે. જ્યારે અંતરગળ ઉતરેછે ત્યારે બને ત્યાં સુધી તો હસ્તક્રિયાથી આંતરડું પાછું ચડાવવું. કેટલીક વખતે હસ્તક્રિયાથી પણ આંતરડું પાછું ચડતું નથી ત્યારે દરદીએ નવસારનાં પોતાં મુકવાં. આથી થોડા ઘણા વખતમાં તે પોતાની મેળે ચડી જશે અગર હસ્તક્રિયાથી ચડાવવું સહેલ પડશે. અંતરગળ વાળો દરદી ગમે તેવી ભયંકર સ્થિતિમાં પડ્યો હોય અને ગમે તેવી ઉલટી થતી હોય તોપણ નવસારનાં પોતાં લગાડવા ચુકવું નહિ. ફૂલેલું વૃશણ તેથી સંકોચને પામેછે તથા આંતરડું થોડી ઘણી કલાકની અંદર પાછું ચડી જાયછે. બાળકોને સાધારણ રીતે વધરાવળમાં એક વૃશણ બીજા કરતાં બમણું ત્રમણું વધી જાયછે અને વખતે બન્ને વૃશણો વધી મોટાં થાયછે. તે લાલ રંગનાં દેખાયછે ને તેમાં વખતે થોડી થોડી પીડા પણ થાયછે. થોડા દિવસ નવસારનાં પોતાં મુકવાથી આ વધરાવળ પોતાની મેળે મટી જાયછે. વધરાવળ એ વૃશણ વૃદ્ધિની સામાન્ય સંજ્ઞા છે.

અનિયમિત્ત આર્તવ અને અનાર્તવની અંદર તે લાગુ પડેછે. અટકી રહેલું ત્રતું તે પાછું લાવેછે. આવી રીતનો ત્રતુદોષ ગર્ભઅંડની અંદર લોહીનો જમાવ થવાથી થાયછે. ગર્ભઅંડની અંદર લોહીનો જમાવ થવાથી કેટલીક વખતે જલંદર જેવું તે સ્થાનમાં દેખાયછે. નવસાર આવા ગર્ભઅંડના વ્યાધિને બેસાડેછે અને તેથી થતા રોગને અટકાવેછે. ઉધરસના દરદ જેવાં કે ક્ષય, જીર્ણકાસ, સસણી, દમ વિગેરેમાં જ્યારે કફ ઘણો ભર્યો હોયછે ત્યારે નવસાર અપાયછે. તેથી કફની ચીકાશ ત્રુટેછે ને બડખો જલદી બહાર આવેછે. રક્તદોષની અંદર જ્યારે દાહ ઘણો થાયછે

ને ચેળ ઘણી આવતી હોય ત્યારે નવસારનાં પોતાં મુકવાં યોગ્ય છે. માથાંના દુખાવાપર તેનાં પોતાં મુકાય છે તેમજ બીજા ભાગપર વાયુથી સોજો થઈ આવ્યો હોય તો તેમાં પણ તે ઉપયોગી છે. કેટલાક શૂળ રોગની અંદર તે વપરાય છે પણ ત્યાં તેની માત્રા મોટી છે.

**માત્રાઃ**—૨ થી ૩ વાલ. શૂળ ઉપર ૮ થી ૧૦ વાલ. રાજવલ્લભ રસ ૨ થી ૪ વાલ. પોતાંને માટે એક ભાગ નવસારને ૧૦ ભાગ પાણી.

## પારદ.

**વર્ણનઃ**—પારો એ આર્ય રસાયનમાં સૌથી ઉત્તમ રસાયન છે. તેનું નામ રસ છે અને જેમાં તે આવેછે તે બધી બનાવટો રસાયનની ગણાયછે. સંસ્કૃત વૈદ્યકારો જેવો પારાનો બહોળો ઉપયોગ કરેછે તેવો બીજી એકે ધાતુનો કરતા નથી. પારોએ પ્રવાહી, વજનદાર અને ખાખી રંગનો પદાર્થ છે. તેમાં તેજ બહુ થાયછે. ભુખરા, પીળા કે ધોળા રંગની ઝાંયવાળો પારો અશુદ્ધ ગણાયછે અને તે ઓષધમાં વપરાતો નથી. તે શિવાય તેની અંદર સીસું, ધૂળ, કાંકરી વિગેરે કેટલીક જાતનો મેલ હોયછે. ઓષધની અંદર તેનો ઉપયોગ કરવાને માટે તેમાંથી આ બધી ચીજો કાઢી નાખવી જોઇએ.

**શોધનઃ**—પારદનું શોધન ઘણીક જૂદી જૂદી રીતે થાયછે. પારદ શુદ્ધ કર્યા એટલે ગમે તે ઠેકાણે વાપરવાની હરકત નથી. જ્યાં પારદ ભસ્મ વાપરવાનો લેખ હોય ત્યાં શુદ્ધ પારદ વાપરે તો પણ ચાલે. પારદ અશુદ્ધ હોય તો શોધન કરવાથી તેની અંદર શીસું, કલઈ વિગેરે જે કાંઈ મેલ હોય તે દૂર થાયછે. પારદના કેટલાક અઢાર સંસ્કાર લખેછે અને કેટલાક આઠ સંસ્કાર લખે છે. અહીંઆં અમે જેવી રીતે પારદનું શોધન કર્યું છે તેવીજ રીતે આપ્યું છે. પારદ શોધન કરવાની રીત ઘણી કડાકુટવાળી છે તેથી જ્યારે તે કરવા વિચાર થાય ત્યારે સામટું તેનું શોધન કરવું; વળી ધાતુ જેમ જુની થાય તેમ તેના ગુણમાં વધારો થાય છે માટે સામટુંજ કરવું. અર્ધોશેર રાઈ અને અર્ધોશેર લસણની ફોતરા ઉતરેલ કળીઓ વાટી બે મુસ તૈયાર કરવાં. રાઇને જેમ વધારે સારી રીતે વટાશે તેમ તે વધારે ચીકાસ પકડે છે; માટે તે બન્ને સારી પેઠે મેળવી તેમાંથી અર્ધ ઝાઝેરો લાંદો લઈ તેનું એક મુસ કરવું. બાકીના લોદાનું બીજું મુસ કરી એક મુસમાં પારો ભરવો ને માથે બીજું મુસ મૂકી તેને બરાબર

મળવી દેવું. આથી રાઈ અને લસણના પોલા દડાની અંદર પારો આવી જાય છે. પછી તે દડાને એક જગન્નાથીના કોરા કટકામાં બાંધી તે કટકાને છેડે તે બાર ઝીલ એવો જાડો દોરો બાંધવો. બાદ એક માટીનું કાચું મોટું માટલું લઈ તેની અંદર આઠ શેર કાંજી ભરવી; માટલું આઠ શેર કાંજી નાખતાં આશરે અર્ધ ઉપરાંત ભરાય એવડું લેવું. પછી તે પારદ વાળો દડો માટલામાં કાંજીથી ઉંચે રાખી તેના મોમાં બેસતી આવે એવી બીજી દોણી લઈ તે ઉપર સરખી બેસાડી દેવી. દોણી બેસાડતાં તેના તળાના મધ્યમાં એક છેદ પાડવો, જેમાંથી પારદવાળી પોટલીએ બાંધેલો દોરો બાહાર કાઢી શકાય; એક દાતણ તે છેદ આડું રાખી તે દાતણે પેલા દોરડાની સખ્ત ગાંઠ વાળી રાખવી. આથી તે પોટલી અધર લટકી રહેછે અને નીચે કાંજીમાં પડવા પામતી નથી. પછી તેનું મોઢું બંધ કરી માથે માટી લગાડવી તેમજ દોણીના તળાના છેદ ઉપર જ્યાં દાતણ રાખ્યું હોયછે ત્યાં પણ માટી લગાડી લેવી કે જેથી વરાળ ત્યાંથી પણ નીકળવા પામે નહિ ને નીચે ધીરો ધીરો તાપ રાખવો. આથી કાંજીમાંથી વરાળ ઉત્પન્ન થાયછે ને તેથી અંદરનો પારો બફાય છે. આવી રીતે ઝીણો ઝીણો તાપ ત્રણ દિવસ સુધી આપવો. તાપ બીલકુલ આકરો કરવો નહિ; જો તાપ આકરો થયો ને વરાળનો જોસ વધ્યો તો તે આપણી કરેલી મુખમુદ્રાને ઉખેડી નાખશે. વળી પારદનું પોટલું કાંજીમાં બુડ રાખવું નહિ કારણ કે આપણે પારદનું સ્વેદન કરવું છે; કાંઇ તેને કાંજીમાં ઉકાલવો નથી. કેટલાક લોકો પારદની પોટલી ટાંગવા સારૂ ઉપર છેદ કરવાને બદલે બે પડખે બે છેદ કરેછે ને તે સોંસરૂં દાતણ કાઢે છે; પણ આ નકામી કુટ છે, કારણ કે વરાળ ન જાય તેટલા માટે પાછાં તેના બન્ને મોંઢાં બંધ કરવાની જરૂર પડેછે. ત્રણ દિવસ પછી જ્યારે તે હાંડલું એની મેળે ટાઢું થાય ત્યારે ઉતારી લેવું. ને મુખમુદ્રા ઉખેડી તેમાંથી પોટલું લઈ છોડવું. તે મુસને તળે એક સળી ખોસવાથી તેની અંદરથી પારદ નીચે રાખેલા ઠામમાં નીકળી આવશે. આ પારદ ઘણો સ્વચ્છ અને ચકચકીત થએલો હોય છે. આગલા પારામાં જે ધૂળની કપોટી કે થર જેવું હતુ તે દૂર થઈ ગયું હોય છે, તેમાં ઘણોજ ચળકાટ હોયછે ને તેમાં જોવાથી આપણું પ્રતિબિંબ સ્વચ્છ રીતે દેખાય છે. જેણે આવી રીતે સ્વેદન કરેલો પારો નજરે જોયો હોય તેનું મન સાક્ષી પુરેછે કે હવે આ પારો ખરેખરો સ્વચ્છ અને નિ-

મેળ થયો છે. તે મુસની પોલ ઉએડી જોતાં તેની અંદર પારદનો મેલ જામી ગએલો દેખાય છે. આવી રીતે સ્વેદન કરેલા પારાનું પછી ચાર દિવસ સુધી મર્દન કરવું. પેહેલે દિવસે કુંવારના રસથી, બીજે દિવસે ચિત્રાના ક્વાથથી, ત્રીજે દિવસે કાકમાચીના રસથી, તથા ચોથે દિવસે ત્રિફળાના ક્વાથથી. કુંવારના લફરાની ઉપલી લીલી છાલ કાઢવાથી તેમાંથી ધોળો સફેદ સ્ફટિક જેવો ગર્ભ નીકળેછે અને તેજ કુંવારનો રસ છે. પાંચ છ કટકા આશરે ઇન્ચ ઇન્ચના હોય તો શેર એક પારામાં પૂરતા થઈ રહે છે. જ્યારે કુંવારનો રસ પડેછે કે તરતજ એક રસ જે પારાનો પ્રવાહી હતો તેના છૂટા બારીક દાણા દાણા પડી જાયછે. આ બધા દાણા શુદ્ધ પારાના જેવા ચળકેછે અને દરેકની અંદરથી પ્રતિબિંબ જણાઈ રેહેછે. કુંવારના રસની અંદર સારી પેઠે મર્દન કરવું. પછી જેમ જેમ કુંવારનો રસ તેની અંદરથી સૂકાતો જાયછે તેમ તેમ તે દાણા પાછા મળતા જાયછે અને પાછો બધો પારો મળી જાયછે. ચિત્રાના ક્વાથથી, કાકમાચીના રસથી, તેમજ ત્રિફળાના ક્વાથના મર્દનથી પણ તેવીજ રીતે દાણા પડેછે અને તે શુષ્ક થતાં તે પાછો મળી જાયછે. આવી રીતે મર્દન થએલ પારાને કાંજીથી ધોઈ નાખવો. ત્યાર બાદ પારાને ખરલની અંદર નાખી તેમાં પારાથી અર્ધું સિંધાલુણ નાખવું અને તેને એક દિવસ લીંબુના રસમાં ખલ કરવો. પછી રાઈ, લસણ અને નવસાર એ બધી ચીજો પારાની બરાબર લઈ તેમને અને પારાને કમોદના પરાળના કાઢામાં સારી પેઠે ઘુંટવાં અને જ્યારે તે સુકાઈ જાય ત્યારે તેની ચાનકી કરવી અને તે ચાનકીને હિંગનો લેપ કરવો; આ ચાનકીને એક હાંડલીમાં મૂકી તે માથે મીઠું નાખવું ને તે હાંડલીના મોઢા ઉપર બીજી દોણી બેસતી કરી તેમને કપડ માટી કરવા. ત્રણ પોહોર સુધી ખૂબ આકરો તાપ આપવો ને ઉપલા દોણકા ઉપર ટાઢા પાણીના પોતાં મુકયે જવાં; તેથી તે દોણકાને તળે પારો જામી રેહેશે. આ શુદ્ધ થએલો પારો સર્વોત્તમ છે, અને તે ઔષધમાં વપરાય છે.

આ શિવાય હીંગળાને લીંબુના રસમાં મર્દન કરી ઉર્ધ્વપાતન રીતીએ તેમાંથી પારો ખેંચવામાં આવેછે. ઉપલા મગ માટીના પ્યાલામાં પારાની બારીક કણીકાઓ જામી રેહેછે તે ઉએડી મર્દન કરવાથી પારાનો રસમય પદાર્થ મળી આવેછે. આ પારો શુદ્ધછે અને આવી રીતે ખેંચેલા પારદની પુનઃશુદ્ધિ કરવી રેહેતી નથી. હિંગળો એ પારદ અને ગંધકનું બંધારણ

છે અને જ્યારે તેમાંથી પારદ ખેંચાઈ જાયછે ત્યારે તેને ઠેકાણે ગંધક અગર બીજો તેની સાથે જે પદાર્થ મળેલા હોય તેની રાખ પડી રહેછે. આ રાખ પણ ધારાં, ગુમડાં ઉપર ચોપડાયછે.

આવી રીતે પારો તૈયાર થયો તે શુદ્ધ પારો છે અને જ્યાં શુદ્ધ પારો વાપરવાનું લખ્યું હોય ત્યાં આ બેમાંથી એક રીતે શુદ્ધ કરેલા પારો લેવો.

બનાવટઃ— ૧ પારદ ભસ્મ. ૨ રસસિન્દુર. ૩ રસપર્પટિ. ૪ પંચામૃત પર્પટિ. ૫ ચિંતામણી ચતુર્મુખ. ૬ સમશાન્નીવટી. ૭ વન્હિ રસ. ૮ ત્રિવિક્રમ રસ. ૯ ગલિતકુષ્ટ કુઠાર.

૧. પારદ ભસ્મ=શુદ્ધ કરેલો પારદ અને ગંધક બન્ને સમભાગે મેળવી તેની કજ્જળી કરવી. આ કજ્જળીને કડાઈમાં શેકી કાઢવી. તેથી શુદ્ધ પારદ ભસ્મ થાય છે. આ કજ્જળી જ્યાં પારદ ભસ્મ વાપરવી લખી હોય ત્યાં વપરાય છે.

૨. રસસિંન્દુર=એ પણ એક પારાની બનાવટ છે. શુદ્ધ ગંધકઅને શુદ્ધ પારદ સમભાગે લઈ તેની કજ્જલી કરવી અને તેને વડના કુંપળીઆંના રસમાં ત્રણ દિવસ સુધી મર્દન કરવું. ત્યાર બાદ તેને આગન શીશીમાં નાખી કપડ માટી કરી વાલુકા યંત્રની અંદર બાર કલાક સુધી પકવવું. આથી શીશીને ગળે રાતાં ચળકતાં કપોટાં જામી જશે તે રસ સિંદુર.

૩. રસપર્પટિ=શુદ્ધ પારદ અને શુદ્ધ ગંધકને લોઢાની કડાઈમાં ઘી ભુંસી તેમાં ઉકાળવા અને જ્યારે રસ થાય ત્યારે છાણના ગોર ઉપર પાથરેલ કેળના પાન ઉપર તેને ઢાળી દેવો ને માથે કેળનું પાન મૂકી ઉપર છાણાનો ગોર નાખવો. ઠરે ત્યારે કાળા રંગના કપોટા જામી ગએલા માલમ પડશે તેનું નામ રસ પર્પટિ.

૪ પંચામૃત પર્પટિ=શુદ્ધ ગંધક અને શુદ્ધ પારદ બન્ને ચચાર તોલા, લોહ ભસ્મ બે તોલા, અભ્રખ ભસ્મ એક તોલો અને તામ્રભસ્મ ૦। તોલો; એને બરાબર ખરલમાં મેળવી લોઢાની કડાઇમાં રસ કરી તેને રસપર્પટિની માફક ઢાળી દેવો. જે તૈયાર થાય તેનું નામ પંચામૃત પર્પટિ.

૫ ચિન્તામણી ચતુર્મુખ=રસસિંદુર ૨ તોલા, અભ્રખભસ્મ ૨ તોલા, લોહભસ્મ ૧ તોલો અને સુવર્ણભસ્મ ૦।। તોલો એ બધાંને કુંવારના રસમાં ખલ કરી બબે ઘઊંભારની ગોળી કરવી.

૬ સમશાલીવટી=શુદ્ધ પારદ અને કાથો બન્ને અર્ધા અર્ધા તોલો, અકલકરો એક તોલો અને મધ દોઢ તોલો લઈ ખુબ મર્દન કરવું. પારદના બીંદુ અદૃશ્ય થયા પછી તેની ૦। રૂપીયાભારની ગોળી કરવી.

૭ વન્હિ રસ=શુદ્ધ પારદ ૪ ભાગ, શુદ્ધ ગંધક, હળદર, અને ત્રિફળા એ દરેક ત્રણ ત્રણ ભાગ; સુંઠ, મરી, પીપર, દંતીમૂળ અને જીરૂં એ દરેક આઠ આઠ ભાગ; એ બધાનું બારીક ચૂર્ણ કરી તેમને અરણીના અને ભાંગરાના રસની ભાવના દઈ તેની એરંડીઆ તેલમાં ગોળી કરવી.

૮ ત્રિવિક્રમ રસ=શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક અને તામ્રભસ્મ એ દરેક સમભાગે લઈ તેને નગોડના રસની ભાવના દેવી અને તેના કલ્કને વાલુકા યંત્રમાં જરા તાપ આપવો.

૯ ગલિતકુષ્ટ કુઠાર=પારદભસ્મ, ગંધક, લોહભસ્મ, તામ્રભસ્મ, ગુગળ, ત્રિફળા, બકાન, લીમડો, ચિત્રક અને શિલાજીત એ બધી ચીજો એકેક ભાગ અને કરંજ બીજ અને અભ્રખભસ્મ એ બન્ને તે બધાંના સમગ્ર વજનથી ચ્યાર ગણા; તે બધાંને બરાબર મેળવવું અને તેની ઘીમાં ગોળીઓ કરવી.

ગુણ:—શોધક, પૌષ્ટિક.

ઉપયોગ:—આર્ય ઔષધમાં જેવો પારદનો બહોળો ઉપયોગ થાયછે તેવો બીજી એકે ધાતુનો કરવામાં આવતો નથી. તેની અંદર બધા ગુણ રહેલા છે અને તેથી તેનો તમામ રોગ ઉપર ઉપયોગ થઈ શકેછે. પારો ચાર જૂદા જૂદા રૂપમાં તૈયાર કરવામાં આવેછે પણ તેનો ઉપયોગ બહુધા બે રીતેજ થાયછે. ૧ પારદ કજ્જલી અથવા કૃષ્ણભસ્મ ૨ રસસિન્દુર અથવા રક્તભસ્મ, આ બે રીતેજ પારાનો ઘણો ખરો ઉપયોગ કરવામાં આવેછે. ૩ શ્વેતભસ્મ અથવા રસકપૂર બનાવવાની કડાકુટમાં વૈદ્યો પડતા નથી કારણ કે તે બજારમાં તૈયાર મળેછે. તેનો ઉપયોગ તેના ખાસ વિષયમાંજ આપેલ છે. ૪ પિત્તભસ્મ—પારદ અને ગંધકની સમભાગ કજ્જલીને સાત દિવસ સુધી ભોંયઆમળાં અને હસ્તિશુંડીના રસની ભાવના દઈ તેને મુસમાં મૂકી વાલુકાયંત્રની અંદર બાર કલાક સુધી તાપ આપવો. આથી તેની પીળી ભસ્મ થાયછે. આ બનાવટ પણ વૈદ્યો કરતા નથી અને વાપરતા નથી. ત્યારે પારાનો મુખ્ય ઉપયોગ પારાકજ્જલીના અને રસ સિન્દુરનારૂપે કરવામાં આવેછે.

પારાની અંદર છએ રસ રહ્યા છે અને તે ત્રણે પ્રકૃતિની જૂદી જૂદી અગર તેમાંની કોઈ બેની અગર તે ત્રણેની સંયુક્ત વિકૃતિને મટાડેછે. જે જે ઓસડોના સાથે તેને મેળવવામાં આવે તે તે ઓસડોના ગુણમાં તે વૃદ્ધિ કરેછે.

પારદ તમામ જાતના જ્વર ઉપર લાગુ પડેછે. સતત્ અને સંતત્ જ્વરમાં તે સારી પેઠે લાગુ પડેછે. પારદ કજ્જળી લેવાથી ઝાડો સાફ આવેછે અને સાધારણ તાવ ગોચો પડેછે. એક ભાગ પારાને ત્રણ ભાગ આકમાં મીલાવી તેમાંથી એક કે બે રતી માત્રા આપવાથી બાળકોને એક બે દસ્ત સાફ આવેછે, પેટનો ભાર મટેછે અને સાધારણ તાવ ગોચો પડેછે. નવીન જ્વરને માટે જે જુદા જુદા રસસંસ્કૃતપુસ્તકોમાં કહ્યા છે તેમાં પારદ આવેછે, તેમજ જીર્ણજ્વર ઉપર લાગુ પડતી તમામ પ- ગૈટિઓમાં પણ પારદ રહેલ છે. જીર્ણજ્વરની અંદર દરદીને કૌવત આ- પવાની જરૂર છે, જે ગુણ પારદમાં સારી રીતે રહ્યો છે. પારદની જે બે બનાવટો બહુધા વપરાય છે તેમાં કજ્જળી મુખ્યત્વે કરીને શોધક ગુણને માટે વપરાયછે અને રસસિન્દુર પૌષ્ટિક ગુણ માટે વપરાય છે. જીર્ણજ્વર જ્યારે કાંઇપણ અમુક સ્થાનમાં રહેલી લોહીની વિકૃતિથી આવેછે ત્યારે કજ્જ ળી સારૂં કામ કરેછે. આ લોહી વિકૃતિથી શરીરમાં કાંઈ બહુ ક્ષીણતા થતી નથી પણ જુદા જુદા ઉપદ્રવો જણાઈ આવેછે. કજ્જળી આ બધા ઉપદ્રવો સારી રીતે દબાવેછે. જે લોહી વિકૃતિથી આખું શરીર શોષાઈ જાયછે અને દીનપર દીન ઘટતું જાયછે ત્યારે રસસિન્દુર બહુ માફક આવેછે. કજ્જળી શરીરના પિત્તાધિક્ય દોષનું શમન કરેછે અને રસ સિન્દુર કફાધિક્ય દોષનું શમન કરેછે. પૈત્તિકદોષ શમન કરવાના તેના ગુણમાં વૃદ્ધિ થવા માટે કજ્જળી સાથે સારક અને પિત્ત શામક ચીજો મેલવાય છે; અને કફાધિક્ય દોષ શમન થવા સારૂ રસ સિન્દુર સાથે ખાસ પૌષ્ટિક અને કફઘ્ન ચીજો મેળ- વવામાં આવેછે. વાતાધિક્ય દોષ ઉપર કજ્જળી અને રસ સિન્દુર બન્ને જૂદી જૂદી રીતે અસર કરેછે, અને વાતાદિ દોષ શમન કરવા સારૂ તે બન્ને સાથે ઉષ્ણ અને વાતહર દવાઓ મેળવાયછે. ઉષ્ણ અને વાતહર દવા મેલવી આપવાથી વાત વ્યાધિની અંદર પ્રથમ કજ્જળીથી લોહીનું શો- ધન થાયછે અને કજ્જળી સાથે રહેલી વાતહર અને ઉષ્ણ દવાઓ વાત પ્રકૃતિના શુદ્ધ પણહીનાંશને સતેજ કરી તેને તેના યોગ્ય પ્રમાણમાં લાવે-

છે. રસ સિન્દુર સાથે ઉષ્ણ અને વાતહર દવાઓ આપવાથી વાત વ્યાધિની અંદર પ્રથમ રસ સિન્દુરથી તેનો જે કાંઈ ક્ષીણતાનો દોષ હોય તે દૂર થાયછે, અને જે પરમાણું જતાં રહ્યાં હોય અગર ઘટી ગયાં હોય તે તેથી પાછા આવેછે અગર વધે છે; અને તેની સાથે રહેલી ઉષ્ણ અને વાતહર દવાઓ પ્રથમ જતાં રહેલા પણ પાછલથી રસ સિન્દુર વડે પાછા આવેલ અને તેથી તેના શુદ્ધ પણહીનાંશને સતેજ કરેછે વાત પ્રકૃતિ એટલે જ્ઞાન તંતુ પર આધાર રાખનારી પ્રકૃતિ અને વાત વ્યાધિ એટલે જ્ઞાનતંતુ અને જ્ઞાનસ્થાનમાં ફેરફારથી થતા રોગ. આ શિવાય સંધિવા, નજળો, કોઈ પણ ભાગનું અકડાઇ જવું, શૂળ, ચસકા વિગેરે પણ વાત વ્યાધિમાં ગણાયછે. જેમ આગળ એરંડાના વિષયમાં સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. તે પ્રમાણે વાત વ્યાધિના તેના ચિન્હ ઉપરથી બે વિભાગ થઈ શકેછે. જેજે વાત વ્યાધિમાં જકડાઈ જવું, શૂળ, અને સોજો હોય ત્યાં કજ્જળી સાથે ઉષ્ણ અને વાતહર દવાઓ અપાય છે; અને જે વાત વ્યાધિમાં ખાસ મગજમાં કાંઈ ફેરફાર થએલો હોયછે, અને જ્યાં કંપ અને ગતિ મતિનો ભ્રમ પ્રાધાન્ય રૂપે રહેલાં છે ત્યાં ઉષ્ણ અને વાતહર દવાઓ સાથે રસસિન્દુર કામનો છે. કજ્જળી વાત વ્યાધિમાં લોહીની સાથે મળેલા દુષ્ટ પદાર્થોને દૂર કરી ફાયદો કરેછે એને રસસિન્દુર ખાસ મગજને પુષ્ટિ આપી ફાયદો કરેછે.

કજ્જળી પિત્તાધિક્ય દોષ શમન કરનાર છે અને સારક તરીકે ઉનીયા તાવમાં અને મળા વરોધ વાળા તાવમાં સારો ફાયદો કરેછે. યકૃત્‌માં જ્યારે લોહીનો જમાવ થવા સંભવ છે ત્યારે કજ્જળીનો યોગ્ય ઉપયોગ થવાથી લોહીનો જમાવ થતો અટકેછે અને તેથી ત્યાં પાક થતો નથી અને મુંઝારાની ગાંઠ બંધાતી નથી. તીક્ષ્ણ સન્નિપાત જ્વરમાં પારદ કજ્જળી ઘણું સારૂં કામ કરેછે સન્નિપાત ઉપર લાગુ પડતી તમામ આર્ય રસાયણોમાં પારદ આવેછે અને જોકે તેની સાથે બીજી ધાતુ મેળવવામાં આવેછે પણ ત્યાં રાજા તરીકે પારદજ હોયછે. તે લેવાથી કમળો હટેછે. ત્વકદોષમાં હમેશાં પિત્તાધિક્ય દોષ હોય છે ને તેથી પારદ કજ્જળી ઘણી સારી માફક આવેછે. વાત રક્ત, કુષ્ટ, શીતપિત્ત, વિચર્ચિકા વિગેરે દરદોમાં પારદ ઉપયોગી છે. ગળીત કુષ્ટ કુઠાર એ વાત રકત જેવા દુષ્ટ, ત્વકદોષ ઉપર ઘણો ઉત્તમ પ્રયોગ છે ને તેમાં પારદ કજ્જલી રૂપે રહેછે. ગંડ માળા,

વિસ્ફોટક અને ઉપદંશ વિકૃતિમાં પણ લોહીની અંદર કાંઇ દુષ્ય પદાર્થ મળેલો હોયછે અને તેટલા માટે તે દરદોમાં કજ્જળી ઘણી ઉપયોગી છે. થોડા ઘણા દિવસ પારદનું સેવનકરવાથી થએલ જમાન વૃદ્ધિ, અગર ગાંઠુ પોચાં પડે છે અને તે ભાગ પોતાની યોગ્ય સ્થિતિ ધારણ કરે છે જ્યારે દરદીનું શરીર સાધારણ રીતે ઉનું રહેછે ત્યારે કજ્જલી વાળી કોઈ પણ પિત્તશામક રસાયન માફક આવે છે. વળી એટલું પણ ધ્યાનમાં રાખવાનું છેકે જે પિત્તાધિક્ય દોષ જીર્ણ રૂપે રહેછે તેમાં કજ્જલી ફાયદો કરે છે. તીક્ષ્ણ પિત્તાધિક્ય જે કેવળ દાહ રૂપે દેખાય છે તેમાં કજ્જળી કામની નથી. રસ સિન્દુરને માટે પણ એવોજ નિયમ છે. જે ક્ષીણતા ધીરે ધીરે થાયછે તેમાં રસ સિન્દુર ફાયદો કરેછે. તીક્ષ્ણ યક્ષ્મા જેમાં દરદીનું શરીર એકદમ લેવાઈ જાયછે ત્યાં કેવળ ઉષ્ણ વીર્ય દવાઓજ કામ કરેછે. બ્રાન્ડી, હીરણ્યગર્ભ વિગેરે ત્યાં ઉપયોગીછે. બાદ કજ્જલીમાં શોધક સાથે પૌષ્ટિક ગુણ પણ રહેલા છે.

રસ સિન્દુર પૌષ્ટિક ગુણ ને માટે ઘણો વપરાયછે. ક્ષય, જીર્ણ ઉધરસ વીર્યસ્ત્રાવ, અત્યંત ક્ષીણતા, નબળાઈ વિગેરેમાં રસ સિન્દુર અપાયછે. ક્ષયની અંદર મૃગાંક નામની બનાવટ ઘણી સરસ છે; તેમાં પણ રસ સિન્દુર આવેછે. જોકે ત્યાં પારદ ભસ્મનો લખ્યછે પણ ત્યાં પારદ ભસ્મ કજ્જળી રૂપે નાખવા કરતાં રસ સિંદુર રૂપે વાપરવી ઉત્તમછે. પૂર્ણ ચંદ્રોદય જે વીર્યસ્ત્રાવ અને ધાતુપુષ્ટિને માટે વપરાયછે તેમાં પારદ રસ સિન્દુર રૂપે આવેછે. રસ સિન્દુર વાજીકર તરીકે બહુ ઉપયોગીછે.

પેટમાં ખાવાને માટે તમામ રોગમાં પારાનો ઉપયોગ કરવાનું આર્ય વૈદક શાસ્ત્રમાં લખેલ છે અને તેટલા માટે તેની અનેક બનાવટો તૈયાર રાખવામાં આવેછે. જે બનાવટો ઉપર આપવામાં આવીછે તેનો ઉપયોગ નીચે પ્રમાણે. રસ પર્પટિ અને પંચામૃત પર્પટિ જીર્ણ રક્તાતિસાર અને સંગ્રહણીની અંદર કામનાં છે. પર્પટિ સાધારણ રીતે સશોફ અતિસારમાં ઘણું સારૂં કામ કરેછે. પર્પટિઓ ખાધા માથે ઘી દુધનો ખોરાક રાખવો. પંચામૃત પર્પટિ તેની શોધક અસર શિવાય ખાસ પુષ્ટિને માટે પણ વપરાયછે. પર્પટિઓમાં પારદ કજ્જલી રૂપે રહેલોછે. કજ્જલીમાં પૌષ્ટિક ગુણ છે પણ રસ સિન્દુરની પેઠે તે બહુજ તેજદાર પૌષ્ટિક નથી. ચિન્તામણી ચતુર્મુખમાં પારદ રસ સિન્દુર રૂપે રહેલ છે, અને તેટલા માટે

તે ખાસ પૌષ્ટિક છે; તેથી તે ક્ષય, જીર્ણ ઉધરસ, અપસ્માર, અને મગજની નબળાઈમાં ઘણુંજ કામનું છે. સકંપ વાત બાધિ જેની અંદર ગતિ મતિનો ભ્રમ થયેલો હોયછે. તેવા દરદોમાં ચિન્તામણી ચતુર્મુખ વાપરવું ઉચિત છે.

ઉપદંશની અંદર પારદ ખાસ ઉપયોગી છે અને તેથી તેની જૂદી જૂદી વિકૃતિ દબાયછે. કજ્જલી, રસકપૂર, અને હિંગૂલ એ ત્રણે રૂપમાં પારદ ઉપદંશ ઉપર વપરાયછે. જ્યારે કજ્જલી વાપરવી હોયછે ત્યારે તેની સમ શાલીવટી નામની બનાવટ વાપરવી વધારે ઉત્તમ છે અને તે ચાલતી હોય ત્યાં સુધી ખાટું ખારૂં ખાવાનો પ્રતિબંધ છે. રસકપૂર અને હિંગૂલ એ બન્ને પારદના ક્ષાર છે અને પારદ અને હિંગૂળ વાપરવાથી પણ શરીરના ઉપર રસકપૂરના જેવીજ અસર થાયછે; માટે ઉપદંશ ઉપર પારદના ઉપયોગને માટે રસકપૂરની પેઠેજ સમજવું. વન્હિરસ નામની બનાવટ જળંદર ઉપર ખાસ ઉપયોગી છે. પારદની શોધક દવા સાથે તેમાં રેચક દવાઓ પણ મળેલી છે, તેથી તે જળંદર ઉપર સારૂં કામ કરેછે ને એકથી બે વાલ માત્રામાં ઉના પાણી સાથે અપાયછે. જળંદર ઉપર આ દવા ખાસ ઉપયોગી છે. ત્રિવિક્રમ રસ મૂત્રબાધિ ઉપર અને ગલિત કુષ્ટ કુઠાર વાત રક્ત ઉપર ઉત્તમ ઉપાયછે. ત્રિવિક્રમ રસ બીજોરાના કવાથમાં અપાયછે અને તેથી પેશાબમાં રેતી પડતી હોય તો તે બંધ થાયછે. બહાર લગાડવા તરીકે પારદ ત્વક્દોષ ઉપર કામનો છે. પારદ કજ્જલી દાબવાથી ઉપદંશનું ઘારૂં રૂઝાય છે. એક ભાગ પારાને ત્રણ ભાગ સાદા મલમ સાથે મેળવી લગાડવાથી કેટલીક ગાંઠું ગળી જાયછે. કુષ્ટ વૃણની આસપાસ જે સોજો રહેછે તે પારાનો મલમ લગાડવાથી હલકો પડેછે. ખસ, ખાજ, વિચર્ચિકા વિગેરે ત્વક્દોષ ઉપર પારાનો મલમ ચોપડાય છે. ઉપદંશની વિકૃતિમાં બાળકોને જ્યારે પારદ ખવરાવવો યોગ્ય નથી લાગતો ત્યારે પારાનો મલમ બગલમાં અને સાથળના મૂળમાં ઘસવાથી પણ તેવોજ ફાયદો થાયછે. જે જે બારીક જંતુઓ ત્વક્દોષ ઉપડવાનું મૂળ કારણ થઈ પડેછે તેવા જંતુઓનો તેથી નાશ થાયછે. પારો માથામાં નાખવાથી જુનો નાશ થાયછે.

**માત્રાઃ**—પારદ કજ્જલી ૧ રતીથી ૧ વાલ, રસ સિન્દુર ૧ રતી; રસપર્પટિ અને પંચામૃત પર્પટિ ૧ રતીથી ૧ વાલ, ચિન્તામણી ચતુર્મુખ

૧ રતી; સપ્તશાલીવટી બે આનાથી પાવલાભાર; વન્હીરસ ૧ રતીથી ૧ વાલ, ત્રિવિક્રમરસ ૧ વાલ; ગલિત કુષ્ટ કુઠારરસ ૧ વાલ.

## પ્રવાલ.

**વર્ણન:**—ઔષધમાં પ્રવાલની ડાંડલી વપરાયછે પ્રવાળાં બે જાતનાં થાયછે, એક શુદ્ધ ગોળાકાર જેનાં માળા વગેરે દાગીના કરવામાં આવેછે તથા બીજી પ્રવાલની ડાંડલી જે રાતા રંગની તથા બંગડીના કટકા જેવી બે લાંબીઆંગળી હોયછે.

**શોધન તથા મારણ:**—પ્રવાલને ત્રિફળાના ક્વાથમાં સારી પેઠે ઉકાળવાથી શુદ્ધ થાયછે, અને શુદ્ધ પ્રવાલની ડાંડલીને ગોમૂત્રની અંદર ખલ કરી ગજપુટ દેવાથી તેની ભસ્મ થાય છે.

**બનાવટ:**—૧ વસંત કુસુમાકરરસ. ૨ પ્રવાલ ભસ્મ.

૧ વસંત કુસુમાકરરસ=સુવર્ણ ભસ્મ અને કપૂર બબે તોલા, બંગ, લોહ અને નાગભસ્મ દરેક ત્રણ ત્રણ તોલા; અભ્રખ, મોતીને પ્રવાલ એ દરેક ચચાર તોલા, એ બધાંને મેળવી તેને દુધની, શેરડીના રસની, અરડુસીના રસની, લાખ અને વાળાના ક્વાથની, કેળના ફુલ અને મૂળના રસની, કમલના મૃણાલના રસની ને માલતીના રસની, એ દરેકની જુદી જુદી ભાવના દેવી, ત્યારબાદ કસ્તુરીને આઠગણા પાણીમાં ૧૨ કલાક રાખી, તે પાણીની ભાવના દઇ બબે રતીભારની તેની ગોળી વાળવી.

૨ પ્રવાલ ભસ્મની બનાવટ ઉપર અપાઈ ગઇછે.

**ગુણ:**—પૌષ્ટિક, શોધક, અને વૃષ્ય.

**ઉપયોગ**—પ્રવાળનો ગુણ મોતીને મળતો છે. જીર્ણ મૂત્રરોગ ઉપર ને છાતીના દરદની અંદર તેનો મુખ્ય ઉપયોગ છે. ક્ષય અને જીર્ણ સસણીમાં તે ફાયદો કરેછે. તેથી શરીરમાં પુષ્ટિ વધેછે, કૌવત આવે છે, ને શરીરની કમ કૌવતી દૂર થાયછે. વસંત કુસુમાકરની ગોળી સાકર, મધ અને ઘીની સાથે લેવાથી જીર્ણ મૂત્રરોગ જીર્ણ પ્રમેહ, મધુપ્રમેહ, નપુંસકત્વ, અને કમ કૌવતીની અંદર ફાયદો થાયછે ને શુક્ર દોષ દબાયછે. પ્રમેહ પીટીકામાં, અજીર્ણમાં તથા વીર્ય સ્ત્રાવમાં આ દવા ઘણી ઉપયોગીછે. આવસંત કુસુમાકર રસ કુશાવલેહ સાથે શુક્ર દોષમાં બહુ અપાયછે.

**માત્રા:**—ભસ્મ એકવાલ, વસંત કુસુમાકર રસ. ૧૨ તીથી એકવાલ.

# ફટકડી.

વર્ણનઃ—ફટકડીના ચકચકીત સફેદ કડકા આવેછે, અને તે સ્વાદે ખાટી ને તમતમી હોયછે. ઓષધની અંદર ફટકડી એમનેએમ અગર ફુલવીને વપરાય છે. ફટકડી ફુલવવાની રીત એવીછે કે તેને છીંછરા ઠામની અંદર મૂકી નીચે તાપ આપવો. આથી ફટકડીનો રસ થાયછે, અને તે ઘણો ચીકાશદાર હોયછે. વહોરા લોકો કાચનો સામાન ચોટાડવા માટે આવી રીતે ફટકડીનો રસ કરી તેનો ઉપયોગ કરેછે, અને તેથી કાચ સજડ ચોટી જાયછે. ફટકડી ફુલાવવામાં આથી વધારે વખત તાપ આપવો પડેછે; તેથી ફટકડીનો રસ થઈ તેની અંદર ફીણ થતા જાયછે અને ફટકડી ઉપસીને ઠામ આખું ભરાઈ જાયછે. આખરે જ્યારે ફીણ આવવા બંધ થાય અને કાંઈ પણ રસનો ભાગ ન રહે, ત્યારે તેને ઉતારી લેવી. ફુલાવેલ ફટકડી સફેદ શંખ ભસ્મ જેવી થાયછે, અને તે હાથે ચોળવાથી તેનો બારીક ભૂકો થઈ જાયછે. ફટકડી ફુલાવવાથી જેટલી આપણે ફુલાવવા મૂકી હોય તેનું ફક્ત અરધું વજન રહેછે, બાકીનો પાણીનો ભાગ ઉડી જાયછે. જો ફટકડી પુરેપુરી પાકયા વગર, ને તેની અંદર રસનો ભાગ છતાં ઉતારવામાં આવે તો તે ઠામ સાથે ચોટી જાયછે; ને કદાપિ તેનું કપોટું ઉખડેછે, તોપણ તેને ખાંડતાં ઘણો મહેનત પડેછે.

ગુણઃ—ગ્રાહી સ્તંભન અને રક્ત સ્તંભક.

ઉપયોગઃ—ફટકડી ઓષધમાં બે રીતે વપરાય છે એક સ્વતઃ ને બીજી ફુલવીને. સાદી ફટકડી વાપરવા કરતાં ફુલાવેલ ફટકડી વધારે ફાયદા કારક છે. ઝાડો, અતિસાર, તથા જીર્ણાતિ સારમાં, કે જ્યાં લોહી પડતું હોયછે ત્યાં ફટકડી આપવાથી ફાયદો થાયછે. ઉરઃક્ષતમાં તથા બીજાં કેટલાંક ફેફસાંના દરદમાં જ્યારે લોહી પડેછે તથા અતિશય લોહીના બડખા પડેછે ત્યારે બીજી યોગ્ય દવા સાથે ફટકડી અપાયછે; તેથી કફની બીજી વધારે ઉત્પત્તિ થતી બંધ થાયછે. આ શિવાય મોટી ઉધરસમાં તથા ગળાના રતવામાં ફટકડી ઠીક છે. જ્યારે ગળાના રતવાની અંદર ગળા આડું લાલ પડ બંધાએલું હોયછે. ને તેથી દરદીનો શ્વાસ બહુજ ખેંચાયછે અને દરદી ઘણીજ ભયભીત સ્થિતિમાં આવીગએલ જણાય છે ત્યારે ચાર વાલ ફટકડી પાણી સાથે આપવાથી દરદીને ઉલટી થાય છે ને ગળા આડું જામેલું જાડું તરેછે. આ દરદ બાળકોને થાય છે

અને ફટકડી તેને માટે ઘણોજ અકસીર ઉપાય છે. પેચોટી પડવાથી ઝાડો સાદો કે રક્ત મિશ્રિત થતો હોય તેમજ પછાટ લાગી હોય ત્યારે તથા ધુમસા અને કચર વિગેરેમાં ફટકડીને ગોળસાથે અપાય છે. રક્ત-પિત્ત ગમે તો ઉર્ધ્વગ અગર અધોગ હોય તોપણ ફટકડી આપવી યોગ્યછે; માટે મોઢામાંથી, ફેફસામાંથી, હોજરીમાંથી, તથા આંતરડામાંથી, અગર ગમે ત્યાંથી લોહી પડતું હોય તો પણ ફટકડી આપવાથી ફાયદો થાય છે.

ફટકડીનું પાણી તથા ફુલવેલી અથવા સાદી ફટકડીનો ભુકો બહાર લગાડવાના કામમાં ઘણો ઉપયોગી છે. મોઢું આવી ગયું હોય, અવાળુ ચડી આવ્યાં હોય, અવાળુમાંથી લોહી નીકળતું હોય, તેમજ મોઢામાં અગર જીભમાં ચારાં પડી આવ્યાં હોય, અને તેથી થુંક બહુ વેહેતું હોય, ત્યારે ફટકડીના કોગળા કરવા આપવાથી ફાયદો થાયછે. મુખની અંદરના દરદોમાં ફટકડી ઘણી સારી છે ને તેટલા માટે દાંતના મંજન તરીકે તેનો ઉપયોગ કરવામાં આવેછે, અને તેની અસર આખા મોઢામાં પહોંચેછે; તેથી દાંત મજબુત થાયછે, અને દાંતની પડએથી અવાળુમાંથી નીકળતું લોહી બંધ થાયછે. ફટકડી, માક, મોરથુથુ, ટંકણ વિગેરે મેળવી તેનું મંજન કર્યું હોય તો તે ઘણું ફાયદાકારક નીવડેછે. પારો ખવરાવવાથી જ્યારે મોઢું આવી જાયછે, ને જીભ, અવાળુ તથા તાળવું વિગેરે બેહદ સુજી આવેછે ત્યારે તેનાં પાકનાં ચિન્હ શાંત થયા પછી ફટકડીના કોગળા ફાયદો કરેછે. જ્યાં સુધી પાક થતો હોય, અગર દરદનું તીક્ષ્ણ જોર હોય, ત્યાંસુધી ફટકડી વાપરવી નહીં. તેથી તે ભાગ ઉલટો તણાય છે ને તેની અંદર દાહ ઉલટો વધેછે. જ્યારે તાવ વિગેરે કાંઈ ન રહે ત્યારેજ ફટકડી વાપરવી શરૂ કરવી. જેમ તે મોઢાના આગલા ભાગના રોગ ઉપર લાગુ પડેછે તેમ મોઢાના ઊંડા ભાગમાં રહેલ મર્મસ્થાનના વરમમાં પણ તેના કોગળા ઉપયોગી થઈ પડેછે. કાકડો બહુ વધ્યો હોય, અગર ચોરીઆના જીર્ણ વરમમાં, અગર તાળવામાં જો કાંઈપણ ચારાં પડ્યાં હોય ત્યારે અગર તે ભાગ ઉપર લોહીનો જમાવ થવાથી તે લાલચોળ થઈ આવ્યા હોય ત્યારે ફટકડીના કોગળા કરવા ઘણા ઉત્તમ છે.

નાકમાંથી વારંવાર નસકોરી ફુટી લોહી નીકળતું હોય તો તેને ફટકડીના પાણીની પીચકારી ગુણ કરેછે. આંખના કેટલાક વ્યાધિમાં ફટકડી

ઘણી સરસ અસર કરેછે. ફટકડી, રસાંજન અને અફીણ એ ત્રણે ચીજ સાથે મેળવી પાંપણ ઉપર લગાડવાથી સોજો હલકો પડેછે. સાધારણ રીતે જ્યારે આંખ આવેછે ત્યારે ફટકડીનું ટીપું આંખમાં નંખાય છે. જ્યારે આંખ ઉપર લોહી ચડી આવે છે, ડોળો લાલચોળ થઈ આવેછે, ત્યારે તેનું ટીપું નાખવાથી લોહી તુટે છે. નવાં જન્મેલાં બાળકોને ચેપ અડી જવાથી આંખો એકદમ ઉઠી આવે છે, પાંપણ સોજી જાય છે, અને એ પાંપણો સાથે ભેગી ચોટી રહેછે, ને બાળક પોતાની આંખો ઉઘાડી શકતું નથી. ઉના પાણીવડે તે પાંપણને ધોઈ ઉથલાવવાથી પાંપણની અંદરનો ભાગ લાલચોળ ને સોજેલો માલમ પડેછે. આવાં બાળકોને ફટકડીનું ટીપું દિવસમાં ચાર, છ અગર આઠ વખત આંખમાં નાખવાથી ઘણું સારૂં પરીણામ નીપજે છે. મોટા માણસોને પ્રમેહનો ચેપ અડવાથી આંખ અત્યંત સોજી આવે છે, અને આંખનો ડોળો ઘણો મોટો વધીને બહાર દેખાય છે, તથા કૃષ્ણમંડળને પણ ઘણી ઇજા પહોંચેલી હોયછે; આવા દરદીને ફટકડીનું ટીપું ફાયદાકારક છે. ઓરી, માતા, અછબડા, વિગેરે ઓખો નીકળેછે, ત્યારે કેટલીક વખતે આંખ ઉઠી આવેછે. કૃષ્ણમંડળને જો કાંઈ પણ ઇજા પહોંચી ન હોય તો ફટકડીનું ટીપું નાખવાથી ઉઠેલી આંખ બેશી જાયછે. ઉઠેલી આંખે ચડેલું લોહી તોડવાને માટે ફટકડીની સાથે વખતો વખત અફીણ નાખવામાં આવેછે. ગમે તે કારણથી આંખમાંથી બહુ પાણી ઝરતું હોય ત્યારે ફટકડીનાં ટીપાં પડેછે.

કર્ણસ્ત્રાવ એટલે કાનમાંથી પરૂ કે પાણી વહેતું હોય તો કાનમાં તેની પીચકારી મારવામાં આવેછે. કાનના અર્બુદમાં અગર તેની અંદરના ક્ષતમાં પણ તે તેજ પ્રમાણે વપરાય છે.

યોનીપ્રદર, ગર્ભાશય પ્રદર, તથા કમળ કંદના મુખમાં ક્ષત હોય તો ફટકડીની પીચકારી આપવી યોગ્ય છે. અત્યાર્તવ તથા ગર્ભાશયમાંથી જણા પછી જ્યારે બહુ લોહી વહેછે ત્યારે ફટકડીની પીચકારી અપાય છે. સુવાવડ પછીના સખ્ત રક્તસ્ત્રાવમાં વખતે ફટકડીના પાણીની પીચકારી નબળી માલમ પડેતો ફટકડીનો કટકો ઠેઠ ગર્ભાશયમાં રાખવાથી બારીક ધમીનીના તુટેલાં મુખો બંધ થાયછે, ગર્ભાશયનું શ્લેષ્મ પડ સંકોચને પામે છે, અને રક્તસ્ત્રાવ અટકે છે. પ્રદરની અંદર તેની પીચકારી નાખવાથી સફેદસ્ત્રાવ બંધ થાયછે. પ્રદર અને આર્તવવિકારની અંદર સ્ત્રીને પીચકા-

રીની સાથે સાધારણ રીતે પૌષ્ટિક ઉપાય આપવાની જરૂર છે. આ શિવાય તાળવી, ડીલનું બહાર નીકળવું, તથા આમણની અંદર ફટકડીનું પાણી છાંટવાથી તે અવયવો સંકોચને પામેછે તથા પોતાની અસલ સ્થિતિ ધારણ કરે છે. કેટલીક વખતે સુવાવડને લીધે ગર્ભાશય તથા યોનીના ભાગ ઢીલા થઈ જવાથી બેસતી અગર ઉઠતી વખતે જ્યારે પવનને ગતી મળે છે ત્યારે તેમાંથી અવાજ થાય છે. તે અવાજ જનનેંદ્રીય ઉપર ફટકડીનું પાણી છાંટવાથી દૂર થાય છે. દુષ્ટવ્રણ તથા ધારાં ફટકડીના પાણીથી ધોવાયછે તેમજ દાદર ઉપર ફટકડીનું પાણી ચોપડાય છે. ફટકડી ફુલાવતી વખતે તેમાં લીંબુનો રસ નાખ્યો હોય, તો તે દાદર, ઉંદરી, વિચર્ચિકા વિગેરે ઉપર સારી રીતે અસર કરે છે. ખરજવામાં તથા બીજા ત્વક્ દોષની અંદર જ્યારે બહુ ચેળ આવેછે ત્યારે ફટકડીના પાણીનાં પોતાં મૂકવાથી ચેળ કમી થાયછે.

માત્રાઃ—એકથી બે વાલ. પોતાં તથા પીચકારીને માટે પાવલાથી અર્ધાભાર સુધી ફટકડી તથા એક રતલ પાણી.

## બોદાર.

વર્ણનઃ—એ સીંસાનો ક્ષાર છે, તેના ગોપીચંદનની માફક ઝુંખરા પીળા રંગના ખડીના જેવા વજનદાર કટકા આવે છે. બજારમાં તે સાધારણ ચીજ છે.

બનાવટઃ—૧ બોદાર વિરેચન.

૧ બોદાર વિરેચન=બોદારકાંકરો ત્રણ ભાગ, વરીઆળી ૩ ભાગ. ગંધક બે ભાગ, એળચી એક ભાગ. એ ચારે ચીજોનું ચૂર્ણ કરવું.

ગુણઃ—રેચક અને રોપણ.

ઉપયોગઃ—બાળકના જુલાબને માટે બોદાર વપરાય છે. જ્યારે પેટમાં ભાર રહ્યો હોયછે ત્યારે તેનો જુલાબ આપવાથી પેટ પોચું પડે છે. કેટલાંક બાળકોને ધૂળ ખાવાની ટેવ હોયછે અને તેથી તેનું પેટ કઠણ થઈ રહેછે, અને ખાઈ શકાતું નથી, ને હાંફ્યા કરે છે. બોદાર વિરેચન ચૂર્ણ બે વાલ માત્રાથી ધાવણમાં અગર ગાયના દુધમાં આપવાથી બાળકને રેચ લાગેછે અને જે ધૂળ ખાધી હોયછે તે નિકળી જાય છે. આવી રીતે ધૂળ ખાવાવાળા બાળકના બોદારના રેચ પછીના ઝાડા જોશો તો તે કાળા

કીટોડા જેવા અને ધૂળ મિશ્રિત દેખાશે. ધૂળ ખાવાવાળા બાળકને માટે, બોદાર એ ઘણીજ ઉત્તમ દવા છે. બહાર લગાડવામાં તે ઠંડો છે. ઘારાં તથા જખમ ઉપર તેને ઘીની સાથે કાલવી લગાડવામાં આવેછે. તેથી રૂઝ તરત વળી આવેછે.

માત્રાઃ—બોદાર એક વાલ, બોદારે વિરેચન બેથી ત્રણ વાલ.

## મનઃશીલ.

વર્ણનઃ—મનઃશીલ એ સોમલ અને ગંધકનો ક્ષાર છે. તેના લાલ રંગના કટકા આવેછે. ગાંધી લોકો તેને મીનસાર કહેછે; તેમજ ગુજરાતના કેટલાક લોકો તેને મનસરસના નામથી ઓળખેછે.

શોધનઃ—મનઃશીલને લીંબુના અગર આદુના રસમાં તેમજ ગોમૂત્રની અંદર ઘુંટવાથી શુદ્ધ થાયછે, અને તે શુદ્ધ થયો એટલે ઓષધમાં વપરાયછે. પછી તેની ભસ્મ કરવાની કોઇપણ જાતની જરૂર નથી.

બનાવટઃ—૧ ચંડેશ્વર રસ. ૨ શ્વાસ કુઠાર. ૩ મનઃશીલાદિલેપ. ૪ મનઃશીલાદિ ધૂમ્રપાન.

૧ ચંડેશ્વર રસ=શુદ્ધ મનઃશીલ, શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને શુદ્ધ વછનાગ એ સર્વ સમભાગે લઈ તેને નગોડ અને આદુના રસની ત્રણ ત્રણ ભાવના દેવી ને તેની રતી રતીભારની ગોળીઓ કરવી.

૨ શ્વાસકુઠાર=મનઃશીલ, વછનાગ, પારો, ગંધક, ટંકણ એ દરેક શુદ્ધ કરેલ એકેક ભાગ, કાળાં મરી સાત ભાગ, તથા સુંઠ અને લીંડીપીપર બંને ત્રણ ત્રણ ભાગ; એ બધાં સાથે મેળવી પાણી સાથે ખુબ ઘુંટવાં અને તેની બબે રતીભારની ગોળીઓ કરવી.

૩ મનઃશીલાદિ લેપ=મનઃશીલ, પારો, સિંદોર, ગંધક, મરી, જીરૂં, શાહજીરૂં, હળદર અને આંબાહળદર, એને સાથે મેળવી ઘીમાં ખુબ ખલ કરી તેનો મલમ બનાવી રાખવો.

૪ મનઃશીલાધિ ધૂમ્રપાન=મનઃશીલ, મરી, જટામાંસી, નાગરમોથ અને કેરડાની પાડ તથા ગોળ એ છને સમભાગે નાખી તેની ત્રણ ત્રણ વાલની બીડી કરવી.

ગુણઃ—જ્વરઘ્ન, કફઘ્ન ને ત્વક્ દોષહર.

ઉપયોગઃ—મનઃશીલીનો જ્વરઘ્ન તરીકે આર્ય વૈદ્યોએ ઘણો બહોળો ઉપયોગ કર્યો છે. જેમ તામ્ર ભસ્મ વિષમ જ્વરમાં ઘણી ઉપયોગી છે

તેમ મનઃશીલ સખ્ત અણઉતાર તાવમાં ઘણું વપરાય છે. વખતો વખત જ્વરની અંદર તેનો યોગ પારદ અને હરતાળની સાથે કરવામાં આવેછે. સંતત્ જ્વર અને સન્નિપાત જ્વરની અંદર મનઃશીલ ઘણું કામ કરેછે. ચંડેશ્વર રસ નામની બનાવટની એક રતી ભાર માત્રા લેવાથી સંતત્ જ્વરમાં સારો ફાયદો થાયછે તેમજ સન્નિપાતની ખેભાનીની અંદર પણ તે અપાયછે. જ્વરની અંદરે મનઃશીલની અસર કેવી રીતે થાયછે અને તાવ કેવી રીતે ઉતરેછે તે હજી નક્કી થઇ શકતું નથી તો પણ ચંડેશ્વરરસ નામની બનાવટ જ્વરની અંદર જે ઘણો સારો ફાયદો કરેછે તે અસર મનઃશીલ કરતાં પારદ, અને વછનાગની વધારે હોય એમ માનવાને કારણ મળી આવેછે. શ્વાસ કુઠાર નામની બનાવટ ભૂકો કરી સુંઘવાથી અગર મનઃશીલના ચૂર્ણને વજ, અને લસણના રસમાં ઘુંટી સુકવી તેનો ભુકો સુંઘાડવાથી એ શુદ્ધિ ઉડી જાયછે. તે શિવાય જ્વરથી જ્યારે સખ્ત માથું દુખતું હોય ત્યારે તથા આધાશીશીની અંદર પણ તે ચૂર્ણ સુંઘાડવામાં આવે છે.

મનઃશીલ ઉધરસની અંદર તેમજ છાતીના દરદની અંદર બહુજ ઉપયોગી છે. દમની અંદર તે દવા ઘણીજ વખણાયછે. ઉધરસના જોરને લીધે છાતીનો થતો દુખાવો તેથી બંધ થાયછે અને દમ બેસેછે. શ્વાસ કુઠાર નામની બનાવટ ખાવાથી તેમજ મનઃશીલ એકલાની ધુંવાડી લેવાથી અગર મનઃશીલને બીડીના રૂપમાં પીવાથી દમ હેઠો બેસેછે. મનઃશીલાદિ ધૂમ્રપાન જે એક એક બીડીમાં ત્રણ ત્રણ વાલ પડેછે તે જરૂર પ્રમાણે અરધી અગર આખી બીડી પીવી. આથી ઉપડેલો દમ હેઠો બેસેછે. તે શિવાય મનઃશીલ ધતુરાના ડાંડલા અને ત્રિકટુ એ ત્રણે ચીજ સમભાગે લઈ તેની બીડી કરી બે કે ત્રણ દમ લેવાથી દમ બેશી જાયછે. દમને માટે મનઃશીલ બહુ સારો ઉપાયછે.

ત્વક્દોષની અંદર મનઃશીલ બહાર લગાડવામાં સારૂં છે. જાદી જૂદી જાતના કુષ્ટ, દદ, ચિત્રી, તથા બીજા કેટલાક ત્વક્દોષની અંદર તે ઉપયોગી છે. જે જે ત્વક્દોષની અંદર ચામડીપર ચાઠાં પડી જાયછે તે તે ઠેકાણે તેનો લેપ કરવાથી તે ચાઠાંનો રંગ બદલાઈ ખરી ચામડીનો રંગ દીઠામાં આવેછે. કુષ્ટનાં સફેદ ચાઠા, ચિત્રીનાં ચાઠાં તથા કરોળીઆ વિગેરે દરદોની અંદર તે લગાડવામાં આવેછે. ચાઠાં સાથે તેનું ઘર્ષણ

થવાથી તેના રંગમાં ફેરફાર થાયછે અને તે ચાઠાંની કોરનો ચડેલો ભાગ ખવાઈ બરાબર ચામડીની સપાટીની સાથે તે ચાઠું મળી જતું હોય તેમ લાગેછે. ખસ, ખરજ વિગેરે દરદોમાં પણ તે બીજી દવા સાથે વપરાયછે. મનઃશીલાદિ લેપ ખસૂસ કરીને આ બન્ને દરદો ઉપર ઉપયોગી છે. જે જે ત્વક્દોષની અંદર પરૂ નથી હોતું ત્યાં ત્યાં આ લેપ કોરા પાણીમાં વાટી ચોપડવો અને પરૂવાળા ત્વક્દોષમાં હમેશાં ઘી વિગેરે પદાર્થ સાથે મેળવવો. વિશેષમાં ત્વક્દોષની અંદર રહેતાં બારીક કીટનો તે નાશ કરેછે. દદ્રુ, ચિત્રી, કરોળીઆ વિગેરે ત્વક્દોષ એક જાતના જંતુને લીધે થાયછે અને તેથી મનઃશીલ ઉપયોગી થઈ પડેછે. જેમ મનઃશીલ ત્વક્દોષનાં ચાઠાંને દુર કરેછે તેમ આંખની અંદરનાં તેવાં ચાઠાંઓમાં પણ તે ઉપયોગી છે. જે હેતુથી તે કુષ્ટ ઉપર વપરાયછે તેજ હેતુથી તે શ્વેત પુષ્પ ઉપર પણ લગાડવામાં આવેછે. (ચંદ્રોદયાવર્ત્તિ જુઓ.)

**માત્રાઃ**—ચંડેશ્વર રસ એક રતી, શ્વાસ કુઠાર બે રતી,

## મોતી.

**વર્ણનઃ**-મોતી ઘણી જાૂદી જાૂદી જાતનાં થાયછે. સાધારણ મોતી જે આપણે વાપરીએ છીએ તે દરિયાની અંદર શરદ ઋતુમાં તરતી છીપોમાં વરસાદનાં બીંદુ જામી જવાથી થાયછે. ઔષધમાં વગર વીંધેલાં એમને એમ મોતી વાપરવામાં કોઈ જાતની હરકત નથી. કેટલાક વૈદ્યો મોતીને અભાવે છીપો તથા કડા વાપરેછે. તે શિવાય હાથીના માથામાંથી તેમજ સરપની ફેણમાંથી મોતી નીકળેછે, પણ આવાં મોતી કવચિતજ મળી આવેછે; તેથી ઔષધમાં તેનો ઉપયોગ થતો નથી.

**શોધન** તથા **મારણઃ**—મોતીને જયંતીના રસમાં દોલાયંત્રથી ત્રણ કલાક સુધી ઉકાળવાં. તે શિવાય મોતીને તપાવી કુંવારના રસમાં ઠંડાં કરવાથી પણ તેની શુદ્ધિ થાયછે. શુદ્ધ થએલા મોતીને બારીક ખાંડી તેને ત્રિફળાના કવાથમાં ખલ કરી ગજપુટ દેવાથી તેની શુદ્ધ ભસ્મ થાયછે.

**બનાવટઃ**—૧ પિત્તાંકરસ ૨ મુક્તાપંચામૃત ૩ મૌક્તિક ભસ્મ.

૧ પિત્તાંકરસ=જાયફળ, જાવંત્રી, જટામાંસી, કુષ્ટ, તાલીસપત્ર, **શુદ્ધ વછનાગ, શુદ્ધમનઃ શીલ** તથા **શુદ્ધ** સુવર્ણ માક્ષીક, **લોહ ભસ્મ, અભ્રખ ભસ્મ એ બધી ચીજો સમભાગે લેવી અને તે બધાંની બરાબર શુદ્ધ મોતીની ભસ્મ લઈ પાણીથી ખુબ ઘુંટી બબે રતીની ગોળી કરવી.**

૨ મુકતા પંચા મૃતરસ=મોતી એક ભાગ, પ્રવાળ ચાર ભાગ, બંગ બે ભાગ, શંખ એક ભાગ, છીપ એક ભાગ, તથા કરીઆતું એક ભાગ લઈ તેને વિદારી કંદના રસની, કુંવારના રસની, શતાવરીના રસની અંદર બે પ્રહર ખલ કરવું અને તેને મૃદુ અગ્નિના પાંચ પુટ દેવા.

૩ મૈક્તિક ભસ્મઃ—આની બનાવટ ઉપર અપાઈ ગઈ છે.

ગુણઃ—પૈષ્ટિક, ધાતુ પૈષ્ટિક, પિત્તશામક, ચક્ષુષ્ય.

ઉપયોગઃ—મોતીકમ કોવતીને માટે પ્રવાળાની પેઠે બહુ વપરાયછે. સુવર્ણ માલીની વસંત નામની બનાવટમાં સાચાં મોતી આવેછે અને તે જીર્ણ જ્વરમાં સારો ફાયદો કરેછે. પિત્તાંક રસથી પિત્ત કમી થાયછે. મોતી શીતવીર્યછે અને તેથી જ્યાં પિત્તનો પ્રકોપ જણાય ત્યાં તે અપાયછે યકૃતના જીર્ણ વ્યાધિને લીધે તેમજ જ્યારે પિત્તનું બંધારણ અવ્યવસ્થિત થઈ જાયછે ત્યારે દરદીને વખતો વખત ઉષ્ણપૂર્વ જ્વર આવેછે તેવા દરદીને મોતી ઘણું ફાયદાકારકછે. પિત્તાંક રસની અંદર અભ્રખ, લોહ અને માક્ષીક રહેલાં છે તે બધાં શીત વીર્ય હોવાથી સેજસાજ તપી આવતા તાવની અંદર આ બનાવટ ફાયદા કારકછે. આ પિત્તાંકરસને કેટલાક વૈદ્યો પિત્તભંજી રસ પણ કહેછે અને તેથી તપેલું લોહી ઠંડું થાય છે અને આંખની અંદરની હમેશ રહેતી પીળાશ હો છે. અજીર્ણ, કમળો, હમલીક, તથા બીજા કેટલાક યકૃત્ના વ્યાધિ તેથી નાશ પામે છે. યકૃત્ના જીર્ણ વ્યાધિમાં તેમજ રકતપિત્ત, અર્શ અને બડખામાં લોહી પડતું હોયછે ત્યારે મોતી આપવાને માટે મજબૂત ભલામણ કરવામાં આવે છે. મોતી ખાવાથી મગજની અંદરની ગરમી શાંત થાય છે. શુક્ર દોષ તથા ધાતુ પુષ્ટિને માટે તે બહુ વપરાયછે.

મોતી આંખના દરદ ઉપર અત્યંત ઉપયોગીછે. જે જૂદી જૂદી જાતના સુરમાઓની અંદર મોતી પડે છે તે આંખે આંજવાથી ઠંડક થાયછે અને આંખ ઉપરની ચડી ગયેલી ગરમી દૂર થાયછે. જ્યારે ગરમાઈથી કરીને આંખે ઝાંખ આવે છે અને જોવામાં ફેર પડેછે ત્યારે શુદ્ધ મોતીનો સુરમો આંજવાથી વધારે સારૂં દેખાય છે. પિત્ત પ્રકૃતિ હોવાને લીધે કેટલાક દરદીની આંખો હમેશાં બળતી રહેછે તેને મોતીનો સુરમો આંજવાથી ઠંડક થાય છે. શુદ્ધ મોતીનો સુરમો હમેશાં આંજવાને કેટલાક માણસોને ટેવ હોયછે.

**માત્રાઃ**—પિત્તાંક રસ બે રતીભાર, મુક્તા પચામૃતરસ એક વાલ. મૌક્તિકભસ્મ એક વાલ.

## મોરથુથું.

**વર્ણનઃ**—મોરથુથુ એ ત્રાંબાનો ક્ષારછે. તેના આસમાની રંગના કટકા આવેછે. તે બજારમાં ઘણો સાધારણ હોવાથી તેની વધારે હકિકત લખવાની જરૂર નથી.

**શોધનઃ**—ઔષધની અંદર વાપરવાને માટે મોરથુથુને શુદ્ધ કરવાની જરૂર છે. મોરથુથુને ઘી અને મધની અંદર કાલવી કુલડીના અંદર તાપ દેવો. પછી તેને ત્રણ દિવસ સુધી કાંજીમાં મર્દન કરી તડકે સુકવી નાખવો.

**બનાવટઃ**—૧ફુલાવેલો મોરથુથુ,૨ ગ્રહણીકપાટરસ, ૩ગર્ભ વિલાસરસ

૧ ફુલાવેલા મોરથુથુ=મોરથુથુને લોઢાના વાટકામાં મુકી નીચે ખુબ તાપ કરવો જેમ જેમ મોરથુથુને તાપ લાગતો જાય છે તેમ તેમ મોરથુથુનો રંગ બદલાઈ ભુંખરો થઈ જાય છે. ફુલાવેલ મોરથુથુ વજનમાં ઓછો થાય છે

૨ ગ્રહણીક પાટરસ=શુદ્ધ મોરથુથુ, શુદ્ધ હરતાળ, શુદ્ધ પારદ, લોહ ભસ્મ, સુવર્ણ માક્ષિક ભસ્મ, શુદ્ધટંકણ, અને શુદ્ધ ગંધક એ દરેક એકેક ભાગ અને શંખ ભસ્મ ત્રણ ભાગ એ બધાંને લીંબુના રસમાં ખલ કરી તે દવાના લોદાને જરા શેકવો.

૩ ગર્ભ વિલાસ રસ=શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, શુદ્ધ મોરથુથુ દરેક સમભાગે લઈ ત્રણ દિવસ સુધી લીંબુના રસમાં ખલ કરી તેમાં એકેક ભાગ નીચે લખેલું ચૂર્ણ નાખવું. જીરૂં, કાળીજીરી, લીંડીપીપર, મરી અને સુંઠ અને તે બધાંને બરાબર મીલાવી તેની વાલવાલની ગોળી કરવી.

**ગુણઃ**—પૌષ્ટિક, સ્તંભન, વાંત્તિકર અને રોપણ.

**મોરથુથુ વાપરતી વખતે રાખવી જોઈતી સાવચેતીઃ**—વાપરતી વખતે મોરથુથુ જો હદ ઉપરાંત લેવાય તો તેથી ઉલટી થાય છે. ત્રાંબું જે આપણે ભસ્મ કરી વાપરીએ છીએ તેમાં ત્રાંબા સાથે ગંધકનો સંયોગ થવાથી કેટલાક ભાગ મોરથુથુ થઈ જાયછે જે લેવાથી ઘણી વખત ઉલટી થાયછે. જો વધારે મોરથુથુ લેવાય તો જીભનો કાકડો ચટપટે છે, ગળામાં ચરાડો પડે છે, અને જઠર તથા શ્વાસ નળીકાના શ્લેમ પીંડનો ક્ષોભ થાય છે. જો મોરથુથુ વધારે લેવાય તો તેને અટકાવવાને માટે ઘી

પાવું, અગર ઇંડાનો રસ આપવો. આથી મર્મસ્થાનના શ્લેષ્મ પીંડનો ક્ષોભ થતો નથી ને તેમાં છીદ્ર પડતાં અટકેછે.

ઉપયોગઃ—મોરથુથુ, ઉલટી કરાવવા માટે ઘણો ઉપયોગી છે. કેટલીક વખતે કાંઈ ઝેર અપાઈ ગયું હોય એવો શક થાય છે ત્યારે મોરથુથુ આપવાથી એકદમ ઉલટી થાયછે. વળી ઉલટી કરાવનારી બીજી દવાઓથી જેમ દરદી નિસ્તેજ થઈ જાયછે તેમ મોરથુથુથી થતો નથી, કારણકે તે ઉષ્ણ વીર્ય છે. વિષથી જોકે દરદી બે શુદ્ધ થઈ ગયો હોય તો પણ મોરથુથુ અસર કરેછે, ને તેટલામાટે તે ઉના પાણી સાથે અપાય છે.

જીર્ણ અતિસાર, રકતાતિસાર અને સંગ્રહણીની અંદર મોરથુથુ ઘણો ઉપયોગી છે. ગ્રહણીકપાટ રસ અતિસાર ઉપર ઘણો પ્રશસ્ત છે ને ક્ષયના સખ્ત ઝાડાને પણ રોકેછે. એક રતી મોરથુથુ, એક રતી અફીણ, એક રતી ગળો સત્વ, અને એક વાલ જાવંત્રીને સાથે મેળવી તુળશીના રસમાં ચાર ગોળી કરી એક ગોળી સવાર સાંજ આપવાથી સંગ્રહણી અને ક્ષયના ઝાડામાં ઘણો સારો ફાયદો થાયછે. તેમજ તે અરધી ગોળી સવારે તથા અરધી ગોળી સાંજે આપવાથી બાળકોનાં જીર્ણ અતિસાર જેમાં ઘણીક ગ્રાહી અને સ્તંભન દવાનો ઉપયોગ નિષ્ફળગયો હોયછે તેમાં ઘણો ફાયદો થાયછે. અતિસારની સાથે થતી પેટચુંક પણ તેને લીધે બેસેછે તથા કેટલાક ગુલ્મ પણ દબાયછે. રક્તપિત્તમાં પણ પડતા લોહીના પ્રવાહને તે અટકાવેછે. બાદ એંદરરોગોમાં તેની બસ્તિ અપાયછે. પ્રદર, જીર્ણપ્રમેહ, નાકમાંથી લોહીનું પડવું વિગેરે દરદોમાં તેની પીચકારી ફાયદા કારકછે.

ગર્ભીણી સ્ત્રીના તેમજ સુવાવડી સ્ત્રીના ઉદર વ્યાધિમાં મોરથુથુ ઘણો ઉપયોગી છે. ગર્ભીણી સ્ત્રીના પેટ શુળમાં તથા અજીર્ણમાં તે વપરાય છે. ગર્ભવિલાસ રસ ઉર્ફે સૂતીકા વિનોદરસ એ બાબતમાં બહુ વપરાય છે. ગમે તે કારણથી સૂતીકાની ઉદર વ્યાધિ થઈ હોય, પેટ મોટું રહીગયું હોય, અગર ગર્ભાશય ગાફલાઈને લીધે યોગ્ય સંકોચને પામ્યું નહોય તો આ સૂતીકા વિનોદરસ લેવો યોગ્યછે.

વાત વ્યાધિમાં મોરથુથુ ઘણો સરસ છે. તે મગજને પુષ્ટિ આપનાર છે. અપસ્માર, હિસ્ટીરીયા, અને મગજની નબળાઈ ઉપર તે બહુ વપરાયછે. ⅛ રતીભાર માત્રાથી જો તે લાંબા વખતસુધી લેવામાં આવે તો

અચૂક તેથી ફાયદો દેખાવા સંભવછે. જસત ભસ્મ બે ભાગ, શુદ્ધ મોરથુથુ એક ભાગ, રૌપ્ય ભસ્મ એક ભાગ, ગળો સત્વ બે ભાગ એ પ્રમાણે મેળવી તેને વેખંડના રસમાં ત્રણ દિવસ સુધી ખલી અરધા વાલની ગોળી કરી દિવસમાં બે વખત લેવાથી અપસ્માર આવવાની મુદતમાં ફેર પડે છે; અને જો દરદની શરૂઆતમાંજ આક્રમ જારી રાખવામાં આવેતો આ દરદ વખતે અટકે છે ઉન્માદ રોગની અંદર પણ મોરથુથુ આપવું યોગ્યછે. મોરથુથુ લેવાથી ક્ષુધા બહુ લાગેછે, અને મગજના ઉપર તેની પૌષ્ટિક અસર થવાથી મતિભ્રમ દબાયછે.

બહાર લગાડવામાં મોરથુથુ ઘણો ઉપયોગી છે; અને અક્ષી રોગમાં મોરથુથુ અતિ ઉત્તમ ઉપાય છે. અભિષ્યંદની અંદર તીક્ષ્ણ ચિન્હ શાંત થયા પછી મોરથુથુનું ટીપું નખાયછે. તેથી સ્રાવ બંધ થાય છે, તથા રતાશ કપાયછે. જ્યારે આંખમાં ખીલ પડેછે ત્યારે જરૂર પ્રમાણે દરરોજ અગર એક બે દિવસને આંતરે ખીલ ઉપર મોરથુથુનો કટકો ફેરવવાથી ખીલ હલકા પડેછે તેમજ કૃષ્ણ મંડળના રક્તજન્ય પુષ્પની અંદર અને કેટલીક વખતે સાદાં શ્વેત પુષ્પની અંદર મોરથુથુનાં ટીપાં નંખાયછે. ઘણું કરીને આ દરદોનું મૂળ કારણ ખીલ હોયછે જે મોરથુથુથી મટેછે અને તેથી પુષ્પ વિગેરે તેનાં ઉપદ્રવો પણ શાંત થાયછે. રતન જોતની સળીઓ જે જુદા જુદા રંગની આવેછે અને આંખમાં અંજાયછે તેમાં પણ મોરથુથુ છે. એક ભાગ મોરથુથુ, એક ભાગ ફટકડી, અને એક ભાગ સુરોખાર એ ત્રણે ચીજ ભેગી કરી તાપ આપશો એટલે તેનો રસ થશે; તેનીઅંદર તે ત્રણેનાં વજનથી પચાસમા ભાગનું કપૂર નાખવું અને તેની સળીઓ કરવી. આ સળીઓને રતન જોતની સળીઓ કહેછે. તે પાંપણ ઉથલાવી દિવસમાં આશરે બે ત્રણ વખત ફેરવવાથી ખીલ ઘસાઈ જાયછે. અસ્રુ એટલે આંખમાંથી ગમે તે કારણથી પાણી બહુ ઝરેછે તેનું મુખ્ય કારણ ઘણું કરીને ખીલ હોયછે; માટે તે દરદમાં પણ મોરથુથુનો કટકો ફેરવાયછે અને તેનાં ટીપાં આંખમાં પડેછે. બાળકોની આંખો ઉઠેછે તેમજ પ્રમેહનો ચેપ અડવાથી જે અક્ષી પાક થાયછે, તેમાં મોરથુથુનો કટકો ફેરવવો યોગ્ય છે. આ શિવાય બીજી કેટલીક વર્તિની અંદર મોરથુથુ આવેછે જે પુષ્પ ઉપર સારો ફાયદો કરેછે. આંખના ખુણામાંથી કૃષ્ણ ભાગ તરફ થતી માંસ વૃદ્ધિ ઉર્ફે વેલમાં પણ મોરથુથુનાં ટીપાં પડે

છે. એક રતીભાર મોરથુથુને બે તોલા પાણીમાં નાંખી તેનાં ટીપાં બનાવવાં. નાનાં બાળકોને ચેપ અડવાથી જ્યારે આંખો ઉઠી આવેછે તેમજ શીળી, ઓરી, વિગેરે ઓખાની અંદર જ્યારે આંખ ઉઠેછે ત્યારે વરમનાં સખ્ત ચિન્હ શાંત થયા પછી મોરથુથુનાં ટીપાં નંખાયછે.

આ શિવાય મોરથુથુ ત્વક્દોષની અંદર ઘણું વપરાય છે. તેનો ગુણ સ્તંભન હોવાને લીધે ખસ, ખરજવું, દાદર વિગેરેમાં જ્યારે કોઈ પણ ભાગ કચકચતો હોયછે ત્યારે યોગ્ય પદાર્થ સાથે મોરથુથુની યોજના કરવામાં આવેછે. ખસને માટે જે ગંધકાદિ લેપછે તેમાં પણ મોરથુથુનો મુખ્ય ભાગછે તેમજ ખસ ઉપર જે જૂદા જૂદા મલમો બનાવવામાં આવેછે, તેમાં ઘણું કરીને પારો, ધંતુરો અને મોરથુથુ નંખાયછે. સાધારણ રીતે મોરથુથુને પાણીમાં નાંખી તે પાણી કચકચતા ભાગ ઉપર રેડવાથી રસી સુક મારી જાયછે અને રૂઝ જલદીથી આવેછે. માથાની ઊંદરી ઉપર તેમજ માથાના ગુમડા ઉપર પણ મોરથુથુવાળો મલમ સારૂં કામ કરેછે. જ્યારે શરીરના કોઈ પણ ભાગ ઉપર મોટાં ઘારાં પડેછે તેમજ કેટલાંક વૃણો રૂઝ ઉપર આવતાંજ નથી અને જારી રહેછે અને ઘણુંજ દુષ્ટ રૂપ ધારણ કરેછે ત્યારે મોરથુથુનો કકડો અડાડવાથી અગર તેના પાણીવડે પ્રક્ષાલન કરવાથી વૃણની દુષ્ટતા દૂર થાયછે. જ્યારે કારીખાર (આરજેંટી-નાઈટ્રસ) લગાડવાથી બળતરા ઘણી થાયછે ત્યારે મોરથુથુનો કકડો લગાડવો યોગ્ય છે; તેથી બળતરા થોડી થાયછે. ઉપદંશના ઘારાંમાં મોરથુથુને ફૂલાવી તેને સમભાગ ગોપીચંદન સાથે મેળવી તેનો ઉભેરો દબાયછે. જો આ ઉભેરો દાબવાથી કદાપિ તે ઘારામાં બળતરા થાય તો તેમાં ગોપીચંદનનો ભાગ વધારવો. કેટલીક વખત આ ઉભેરામાં ગોપીચંદનને બદલે ગેરૂ પડેછે. તેથી બળતરા બીલકુલ થતી નથી ને ઠંડક થાયછે. વિસ્ફોટકની અંદર જ્યારે આખા શરીર ઉપર ઘારાં પડી આવેછે, દાઢી વિગેરેનો બધો ભાગ સડી જાયછે, અને તે ઉપર બધું કચકચે છે, ત્યારે મોરથુથુના પાણીથી તે ભાગ ધોવા જોઇએ. દરેક કચકચતા ભાગ ઉપર મોરથુથુના પાણીથી સાફ કરવું કહેલછે. બાદ મોરથુથુના પાણીને તેલ સાથે મેળવી શરીર ઉપર ચોપડવાથી ચિત્રી ઘણીજ જલદીથી મટેછે.

મુખપાકની અંદર મોરથુથુના પાણીના કોગળા કરવા ઘણાજ ફાયદાકારક છે. જીભ, અવાળુ, તથા તાળવા ઉપર જ્યારે ઘારાં પડેછે

અને પરૂ નીકળ્યા કરેછે ત્યારે મોરથુથુના પાણીના કોગળા કરવા ઘણાજ યોગ્યછે. મોરથુથુની સાથે બીજા કેટલાક સ્તંભન તથા ક્ષારહર પદાર્થો મેળવી તેનો ઉબેરો ઘારાંપર છાંટવાથી રૂઝ તરત આવેછે. તે જૂદી જૂદી જાતનાં દાંતના મંજન વપરાયછે. મંજનને માટે સાધારણ રીતે ફૂલાવેલ મોરથુથુ પસંદ કરવામાં આવેછે.

## દંતમંજન.

ફૂલાવેલ મોરથુથુ એક ભાગ.
ફૂલાવેલ ટંકણ બે ભાગ.
ફૂલાવેલ ફટકડી ત્રણ ભાગ.
ચાક આઠ ભાગ.

આ પ્રમાણે મંજન કરી દાંતે લગાડવાથી ઘણો સારો ફાયદો થાય છે, તેથી દાંત સજડ બને છે, મોઢાની છારી દૂર થાય છે, અને અવાળુ પોચાં પડી તેમાંથી લોહી નીકળતું હોય તો તે પણ બંધ થાય છે. કેટલાક લોકો આ મંજનની સાથે કાથો અને કાંટાળુ માયું મેળવેછે. ગળાની અંદર પડેલાં ઘારાંમાં મોરથુથુના પાણીના કોગળા કરવા અપાય છે. બાળકોને જ્યારે અજીર્ણ થાયછે ત્યારે અને તેને જ્યારે ધાવણ માફક નથી આવતું ત્યારે કેટલીક વખત મોઢાની અંદર થુલીઆં ઉપડી આવેછે. કુમળા બાળકને માટે જેમ બને તેમ શાંત ઉપાય કરવા જોઇએ, અને તે પ્રમાણે કાથો મધની અંદર મેળવી લગાડાય છે; અને કદાપિ થુલાં બહુ જોરમાં હોય અને ફાયદો ન થાયતો પછી મોરથુથુ લગાડવાથી ફાયદો થાય છે. બાદ મોરથુથુના પાણીની પીચકારી બીજા સ્તંભન પદાર્થોની પેઠે પ્રમેહ અને પ્રદર ઉપર વપરાય છે. ગુદભ્રંશ ઉપર પણ તેનું પાણી છંટાય છે. ભગંદર અને અર્બુદના ઘારાંમાં મોરથુથુના કટકા લગાડવા કહેલ છે.

માત્રાઃ—પૌષ્ટિક અને સ્તંભન તરીકે પાથી અરધી રતી. ઉલટી માટે એક વાલ. આંખની અંદર નાખવા માટે એક રતી મોરથુથુ અને બે તોલા પાણી. બીજાં ઘારાં ઉપર એક વાલ એક તોલો પાણી.

## રસકપુર.

રસકપૂર એ પારાનો ક્ષાર છે. આપણા બજારનો રસકપૂર સાધારણ રીતે ઘણોજ અશુદ્ધ આવે છે અને તેથી તે વાપરતાં ઘણીજ સંભાળ રાખવી પડેછે. રસકપૂર એ મહા ઝેરી પદાર્થ છે, અને કેટલાક હકીમો

હાથથી તેનો ગેરઉપયોગ થવાને લીધે ઘણાક મૃત્યુ નીપજે છે. રસકપૂર મુંબઇની અંદર બનાવવામાં આવે છે. તેના સફેદ અને જરા પીળી ઝાંઇવાળા ઘણા વજનદાર કડકા આવે છે. તેનો સ્વાદ ઘણો તમતમીઓ અને સખ્ત ચરેડી પડે તેવો છે. રસકપૂરની બનાવટ વિષે બેથી ત્રણ જૂદા જૂદા મત નિઘંટવાળાએ આપ્યા છે, પણ સાધારણ રીતે દેશીવેદો રસકપૂર હાથે બનાવતા નથી પણ બજારનો વાપરે છે.

બનાવટઃ—૧ કેશરાદિ ગુટીકા.

૧ કેશરાદિ ગુટીકા=કેશર, રસકપૂર, સાકર, સુખડ, લવિંગ, જાવંત્રી સમભાગે લઇ મગ જેવડી ગોળી કરવી.

ગુણઃ—શોધક, ઉપદંશ વિધ્વંસક.

**રસકપૂરની ઝેરી અસરઃ**—મુંબઈ ઇલાકાની અંદર જે ઝેરી પદાર્થો વેચવાનો સાધારણ રીતે પ્રતિબંધ છે તે ઝેરી પદાર્થોના લીસ્ટમાં રસકપૂર દાખલ કરવામાં આવ્યોછે. રસકપૂરની ઝેરી અસર બે રીતે થાય છે. એક તીક્ષ્ણ અસર અને બીજી જીર્ણ અસર. તીક્ષ્ણ અસરની અંદર રસકપૂરનો ઘણો મોટો ભાગ લેવાય છે, અને આત્મહત્યા કરવાવાળાઓ તેનું સેવન વધારે કરીને કરેછે., ખુન કરવાના હેતુથી રસકપૂરનો ઉપયોગ થઈ શકવો ઘણો મુશ્કેલ છે, કારણકે તે મોઢામાં લેવાથી ઘણું ઉગ્ર, દાહકારક અને ગળામાં ચરેડી પડે તેવુંછે, અને તેથી લેનાર માણસને ખબર પડ્યા વિના રહે નહીં.

**રસકપૂરના ઝેરી ચિન્હોઃ**—જ્યારે રસકપૂરની બહુ મોટી માત્રા લેવામાં આવી હોય, ત્યારે લેનાર માણસને તેનો ઉગ્રસ્વાદ, તથા ગળાની અંદર દાહ જણાય છે, અને ગળે મુંઝ આવતી હોય તેમ તેને લાગે છે. તે ઠેઠ પેટસુધી બળતરા થયા કરેછે. થોડી મિનિટમાં પેટની અંદર સખ્ત દુખાવો થાયછે, અને પેટ ઉપર હાથ મૂકી શકાતો નથી. દરદીને મોળ આવે છે, તરતજ ઉલટી થાય છે, અને ઉલટીની અંદર લોહી પડે છે. તેમજ સખ્ત ઝાડો થઈ આવેછે, અને તેમાં પણ લોહી પડે છે. નાડી જલદ અને અનિયમિત થાયછે, દરદી મુંઝાય છે, તેનો શ્વાસ ઘુંટાયછે, હોઠ કાળા પડી જાય છે, અને આંખો ઉંડી ઉતરી ગએલ જણાયછે. શરીરે પરસેવો વળે છે, ડીલ ઠંડુ થતું જાય છે, હાથપગમાંથી ધ્રુજ છુટેછે, કેટલીક વખતે પગમાં ગોટલી ચડે છે, પેશાબ બંધ થાય છે, મોઢું ફીકું પડી જાય છે,

અને દરદી બેભાન થઈ થોડા વખતમાં ગુજરી જાય છે. એક વાલ રસકપૂર મોટા માણસને મૃત્યુ કરવા માટે બસ છે.

**રસકપૂરના જીર્ણ ઝેરી ચિન્હઃ**—જ્યારે ઉપદંશને માટે અને ફીરંગને માટે ઉંટ વૈદ્યો રસકપૂર વાપરે છે, અને તેઓ માત્રાની ભૂલ કરે છે, અગર તે વાપરતી વખત દરદીની યોગ્ય સંભાળ નથી રાખતા ત્યારેજ રસકપૂરનાં જીર્ણ ઝેરી ચિન્હ માલમ પડે છે, અને આપણામાં સાધારણ રીતે લોકો તેને રસકપૂર ફુટી નીકળ્યો કહે છે. જ્યારે રસકપૂર દરદીને ખવડાવવો ત્યારે બે વખત દરદીની યોગ્ય સંભાળ લેવી જોઇએ, અને રસકપૂરની અસર શરીર ઉપર થઈ છે એમ માલમ પડે કે તરતજ તેનો ઉપયોગ બંધ કરવો જોઇએ. જ્યારે રસકપૂર આવી રીતે ખવરાવવામાં આવે છે ત્યારે તેનું ચિન્હ પેહેલ વહેલું એ દેખાયછે કે મોઢાની અંદર થુંક ઘણું વધેછે. બે ચાર કે આઠ દિવસ રસકપૂર આપ્યા પછી આ ચિન્હ દેખાઈ રેહે છે. અવાળુ સૂઝી આવે છે, ને તે પોચાં પડી તેમાંથી લોહી નીકળે છે, તથા શ્વાસ ગંધાય છે. જો આટલેથીજ ચેતી તેનો યોગ્ય ઉપાય કરવામાં ન આવે અને રસકપૂર વધારે અપાય તો ગળાની ગાંઠો સૂજી આવેછે, જીભ સૂજીને જાડી થઈ જાય છે, મોઢું આવી જાય છે, આંખો ચેહેરો સૂજેલો જણાયછે, અને દાંત બધા સડીને પડી જાયછે. કેટલીક વખત તેની અસરથી બીજા ભાગના હાડકાંમાં પણ સજો પેસેછે. ઘણું કરીને આવી સ્થિતિમાં દરદી થોડા દિવસ રહી ગુજરી જાયછે, અને જો કદાપિ તે જીવેછે, તો તેની અસર કેટલાંક વર્ષ સુધી અગર જીંદગી પર્યંત તેને ભોગવવી પડે છે. કેટલાકને જીંદગી પર્યંત દાંત જાસલ રહે છે, બરાબર ચવાતું નથી, તેમજ મરચાં કે ગરમ ચીજ ખવાતી નથી. કેટલાકને છાતીમાં દાહ અને બોંસ થાય છે, અને બડખામાં લોહી પડે છે. કેટલાક ઉદર રોગના ભોગ થઈ પડે છે અને જરા ગરમ ચીજ ખાવાથી તેમને લોહીખંડ ઝાડો થઈ આવે છે. એકને પેશાબમાં દાહ થાયછે, તો બીજાનાં હાડકાં વળી જાય છે, અને ત્રીજાને વખતો વખત પેટ પીડ ઉપડે છે.

**ઉપાયઃ**—જ્યારે તીક્ષ્ણ રસકપૂરનાં ઝેરી ચિન્હો માલમ પડે છે, ત્યારે દરદીને ચીકાશદાર ચીજો આપવી. તકમરીઆનો લુઆબ લેવાથી અગર તેને પાણીમાં નાંખી સાકર સાથે પીવાથી તેમજ ઇસબગોલને

પાણીમાં નાંખી પલાળીને તે પીવાથી સારો ફાયદો થાય છે. ઈંડાંનો સફેદ પ્રવાહી પદાર્થ રસકપૂરની તીક્ષ્ણ ઝેરી અસરને દૂર કરવાનો અતિ ઉત્તમ ઉપાય છે. એક ઈંડાંનો સફેદ ભાગ અરધા વાલ રસકપૂરની ઝેરી અસરનું શમન કરેછે. તેમજ દૂધ વગેરે આપવાથી પણ સારા ફાયદા થાય છે. જીર્ણ ઝેરી અસર દૂર કરવા માટે એકદમ રસકપૂરનો ઉપયોગ બંધ કરવો જોઇએ. મોઢું અને મોઢાની અંદરના તમામ ભાગો ગરમ પાણીથી એકદમ સાફ કરવા. મીઠું અને ગરમ ચીજનો ઉપયોગ તદન બંધ રાખવો, અને યોગ્ય ઉપાયવડે વરમના સખ્ત ચિન્હ શાંત થયા પછી મોરથુથુ અને ફટકડીના પાણીના કોગળા કરવા. સખ્ત પાકના ચિન્હ શાંત થવા માટે વરમ શાંત થવાની યોગ ચિકિત્સા કરવી. મોઢાઉપર ઉના પાણીનો શેક કરવો. ઉના પાણીના કોગળા કરવા, ને સાવ સડી ગયેલ દાંત કાઢી નાંખવા. પરૂનો ભાગ સાફ કરવો, તેમજ અંદર ખાવાને માટે અહી ફેનની સાથે બીજી શીતળ અને પેટનો દાહ શમન થાય એવી દવા આપવી જોઇએ.

ઉપયોગઃ—જે જે દરદો ઉપર પારો ઉપયોગી થઈ પડે છે, તે તે દરદો ઉપર રસકપૂર વાપરવો યોગ્ય છે. ઉપદંશની દરેક વ્યાધિમાં રસકપૂર અપાયછે. ઉપદંશ એટલે ગરમી અગર ચાંદી જે ફુટી નીકળે છે, તેમાં રસકપૂર એક અકસીર ઈલાજ છે. શરીરમાં થએલાં ચાંદા રસકપૂરના સેવનથી રૂઝાય છે. હાડકાની અંદરનું દુખવું તથા સાંધાની પીડા તેમજ કેટલાંક દુષ્ટ વૃણ જે ઘણા લાંબા વખત સુધી ચાલેછે અને રૂઝાતા નથી તથા જૂદા જૂદા ભાગમાં સળો કરી ઠેઠ હાડકાં સુધી ઉતરી જાયછે, તેવાં દરદોમાં કેશરાદિ ગોળી આપવી યોગ્ય છે. ઉપદંશને લીધે ખરી પડતા વાળ અને ચામડીની ઉપર ફૂટીનીકળતા ફોડલા અને ગ્રંથીની અંદર રસકપૂર ખાવા અપાય છે. તે શિવાય દાઢી ઉપરનો સળો, કેટલીક જાતના મૂખપાક, તાળવાનું સડવું, નાકનું બેશી જવું.જૂદી જૂદી ગાંઠોનું ઉપડવું, વૃષણનું સોજી આવવું, તેમજ પૂંઠના મસા વિગેરે દરેક ઉપદંશજન્ય વ્યાધિમાં કેશરાદિ અગર રસકપૂર અપાય છે. એક ભાગ રસકપૂર અને એક ભાગ નવસારને નવસેંસાઠ ભાગ પાણીમાં મેળવી, તે પાણીમાંથી જરૂર પ્રમાણે દિવસમાં એક, બે, અગર ત્રણ વખત બે આનીથી પાવલાભાર પાણીની માત્રા બે ચાર માસ સુધી લેવાથી, શરીરે ફૂટી નીકળતી ગરમી

દવાયછે. ઉપદંશને માટે જ્યારે રસકપૂર વાપરવાનો હોય ત્યારે તે ઘણી લાંબી મુદત સુધી વાપરવો જોઇએ, અને તે વાપરતી વખતે વચમાં થોડા ઘણા દિવસસુધી તેનો ઉપયોગ બંધ પણ કરવો જોઇએ. આંખ, કાન, નાક તથા દાંત ઉપર ગરમીથી થએલી વિકૃતિને તે દૂર કરે છે. ઉપદંશની અંદર જેમ રસકપૂર ખવાય છે, તેમજ ઉપદંશથી પડેલાં ચાંદાંમાં તેના પાણીનું પ્રક્ષાલન ઘણું ઉત્તમ છે. ગંભીર ગુમડાની અંદર પણ રસકપૂરનો ઉપયોગ કરવો કહેલો છે. હવાની અંદર બારીક ઝેરી જંતુઓ જે ફરે છે, અને જે કાપકૂપ કરેલા ભાગ ઉપર અડવાથી અમુક જાતનો ઝેરી સજો ઉત્પન્ન કરે છે, તે જંતુઓનો રસકપૂર નાશ કરેછે. હાથ, પગ વિગેરે કેટલાક અવયવોને કાપ્યા પછી જ્યારે રૂઝ નથી આવતી અને સજો થયા કરેછે ત્યારે ઝેરી જંતુઓનો અગર ઉપદંશનો શક પડે છે. એક ભાગ રસકપૂરને સો ભાગ પાણી સાથે મેળવી તે પાણી વડે જખમ ધોવાથી રૂઝ ઘણી જલદીથી વળી આવે છે. જ્યારે શરીરના સાંધા બધા ઝલાઈ જાય છે ત્યારે કેશરાદિ ગોળી આપવાથી સાંધા છુટે છે. ફીરંગ વ્યાધિ જે ઉપદંશનો ભેદ છે અને જે ઉપદંશનું એક સત્તરૂપ છે, તેની અંદર રસકપૂર ઘણો પ્રશસ્ત છે. રસકપૂરથી જૂનો એક દમ નાશ થાય છે. કેટલાક ત્વક્દોષની અંદર તે ફાયદો કરે છે. તેમજ તેનાં ટીપાં કેટલીક વખત અધિમન્થ રોગની અંદર આંખમાં પણ નાખવામાં આવે છે.

માત્રાઃ—રસકપૂરની ૧/૧૬ થી ૧/૪ ઘઉંભાર, કેશરાદિની એકથી ચાર ગોળી.

પૃથ્યઃ—તેલ, મરચું, મીઠું વગેરે ખાવું નહીં. જ્યાંસુધી કેશરાદિક રસકપૂરની કોઇપણ બનાવટ ચાલતી હોય, ત્યાંસુધી દાંતે હમેશાં મંજન ઘસવું, અને મોઢું સાફ રાખવું.

## રૂપું.

રૂપુંઃ—રૂપું પણ સોનાની માફક દવામાં વપરાય છે. દવા તરીકે તેની ભસ્મ ઉપયોગી છે. સોનાની માફક તેનો પણ વરક થાયછે.

શોધન તથા મારણઃ—રૂપાનાં બારીક પતરાં કરી, અગ્નિ ઉપર તપાવી, તેને તેલમાં, કાંજીમાં, ગૌમૂત્રમાં ને કળથીના ક્વાથમાં ત્રણ ત્રણ વખત બોળવાં, તેથી તેની શુદ્ધિ થાયછે; પછી એક ભાગ હરતાળ લઈ તેને લીંબુના રસમાં ઘુંટી, તેથી ત્રણગણું રૂપું લઈ તેના માથે હરતાળનો લેપ કરી તેને મૂસની અંદર મૂકી, તેનું મોઢું બંધ કરી તેને ત્રીસ અડાયાં

છાણાનો તાપ દેવો. આ પ્રમાણે ચૌદ વખત તાપ દેવાથી શુદ્ધ રૈપ્ય ભસ્મ થાયછે.

બનાવટ:—૧ રૈપ્યભસ્મ. ૨ વાતગજાંકુશ.

૧ રૈપ્યભસ્મ=આની બનાવટ ઉપર અપાઈ ગઈ છે.

૨ વાતગજાંકુશ=શુદ્ધ પારદ, અભ્રખભસ્મ, લોહભસ્મ, સૂવર્ણભસ્મ, તામ્રભસ્મ, રૈપ્યભસ્મ, શુદ્ધ હરતાળ, શુદ્ધ ગંધક, સુંઠ, ધાણા, આકણાના(ખાપઠના) મૂળીઆં, કાયફળની છાલ, કાકડાશીંગી, વછનાગ, પીપર, મરી એ બધાં એકેક ભાગ, હરડાં બે ભાગ એ બધાંને બરાબર મેળવી તેને નગોડ અને મુંડીના રસમાં એકેક દિવસ ઘુંટી તેની બબે રતીભારની ગોળી કરવી.

ગુણ:—પૌષ્ટિક તથા વાતહર.

ઉપયોગ:—રૂપાની ભસ્મ સોનાની માફક પૌષ્ટિક ગણાય છે, પણ તેટલી તે અસરકારક નથી. વિવિધ પ્રકારના વાત વ્યાધિ ઉપર તે બહુજ અપાય છે. નબળાઈ, અપસ્માર, હીસ્ટિરીઆ, તેમજ મગજના બીજા જીર્ણ રોગ ઉપર રૂપું પ્રશસ્ત છે તે દેવાથી આક્ષેપ આવવાની મુદત લંબાય છે. તેમજ રૈપ્ય ભસ્મ, રક્તપિત્ત અને અર્શના ઉપાયમાં આવે છે, ક્ષય, જીર્ણ ઉધરસ, પાંડુ વગેરે દરદોમાં રૈપ્ય ભસ્મ વપરાય છે. જીર્ણ પ્રમેહ, તથા પ્લીના વ્યાધિમાં તે ઘણો સારો ઉપાય છે. રૈપ્ય ભસ્મ શીત વીર્ય છે; તેથી તે પિત્તના પ્રકોપને શાંત કરે છે. વાતગજાંકુશ જૂદી જૂદી જાતના વાતવ્યાધિ ઉપર અપાય છે.

માત્રા:—રૈપ્યભસ્મ $\frac{1}{16}$ થી $\frac{1}{4}$ ઘઉંભાર, વાતગજાંકુશ ૨ રતીભાર.

પથ્ય:—સોનું ખાવાના કરતાં રૂપું ખાવામાં વધારે સંભાળ રાખવાની જરૂર પડે છે. તેલ, મરચું, હીંગ, ગરમ ચીજ તથા મીઠાની સખ્ત મનાઈ કરવામાં આવેછે.

## રૈપ્ય માક્ષિક.

જેમ સોના મૂખના પીળા ચકચકતા કટકા આવે છે, તેમ રૂપામખીના ધોળા કટકા આવે છે.

**શોધન તથા મારણ:**—રૂપામખીને ખૂબ ઝીણી ખાંડી કપડે ચાળી, તેનો બારીક ભૂકો કરી તેને જૂદો રાખવો. પછી તે ભૂકાને લીંબુના રસમાં ઘુંટી સખ્ત તડકામાં એક દિવસ સુધી સુકવવો. આથી તેની શુદ્ધિ થાયછે. કેટલાક વૈદ્યો તેને લીંબુના રસમાં નાંખી ખૂબ ઘુંટી તડકે સૂકાવવાને

બદલે નીચે ખૂબ તાપ આપેછે, અને જ્યારે લાલ પાકે ત્યાં સુધી હલાવે છે. આ બેમાંથી ગમે તે રીતથી શુદ્ધ કરેલી રૌપ્ય માક્ષિક કામ લાગેછે; કારણ કે શેકવાથી તેનો ગુણ ભસ્મ જેવો થઈ જાયછે. તોપણ તેની ભસ્મ બનાવવાનો બીજો રસ્તો એવો છે કે લીંબુના રસમાં ઘુંટી તડકે સૂક-વી શુદ્ધ કરેલ રૂપામખીને કળથીના કવાથની ભાવના દઈ શરાવ સંપુટમાં નાંખી ગજપુટનો તાપ દેવો.

ગુણ:—પૌષ્ટિક.

ઉપયોગ:—તેના ગુણ સુવર્ણ માક્ષિકને મળતા છે, તોપણ તે સુવર્ણ માક્ષિક જેટલી દવામાં વપરાતી નથી. પ્રમેહ, કુષ્ટ, પાંડુ, તથા અપસ્માર વિગેરે દરદોમાં તે વપરાયછે; તે રૂપાનો એક ક્ષાર છે.

માત્રા:—શુદ્ધ રૌપ્ય માક્ષિકની, અથવા તેની ભસ્મની એકથી બે વાલ.

## લવણ.

લવણ આઠ જાતનાં થાયછે. ૧ સિંધવ અથવા સિંધાલૂણ. ૨ સમુદ્ર મીઠ અથવા સાધારણ મીઠું. ૩ બીડ લોણ અથવા બીટ્ લવણ અથવા વડાગરૂં મીઠું. ૪ સૌવર્ચલ એટલે સંચળ. ૫ સાંભર મીઠ જે મારવાડની અંદર એક તલાવની અંદર જામેછે તે. ૬ ઔદ્ભિદ. ૭ ગુટિકા. ૮ પાંશુજ. આમાંના પેહેલા પાંચને પંચલવણ અથવા લવણ પંચક કહેછે. જ્યારે કોઈ પણ જાતનું લવણ ન મળતું હોય ત્યારે તેના અભાવમાં સિંધાલૂણ લેવાનો ચાલછે.

૧ સિંધવ અથવા સિંધાલૂણ=એ સિંધુ નદીની તરફ થાયછે. આ સિંધુ નદીના ખારા પાણીમાં ક્યાંઈ પણ જામેલું મીઠું છે. હાલમાં તે જથાબંધ ખાણોમાંથી નીકળી આવેછે. સિંધાલૂણ ત્રણ જાતનું થાયછે. ૧ ધોળું ૨ રાતું અને ૩ પાસાવાળું. સાધારણ રીતે પાસાવાળું સિંધાલૂણ બવે મળી આવેછે. તેને ભાગવાથી સરખાં ચપટાં કપોટાં ઉખડે છે. જે સફેદ સિંધાલૂણ મળેછે તે હવાની અંદરના પાણીના ભાવને લીધે કરીને જામી ગએલું સિંધાલૂણ હોય તેવું દેખાયછે. તેની અંદર પાણીનો ભાગ વધારે રેહેલો હોયછે.

૨ સમુદ્ર મીઠ=આપણે જે મીઠું સાધારણ રીતે વાપરીએ છીએ તે આ સમુદ્ર મીઠછે. દરિયાના પાણીમાંથી તડકાને લીધે જામી ગએલું

તે મીઠું છે. અપવાસની વખતે અને જ્યારે મીઠું નથી ખવાતું ત્યારે તેને બદલે સિંધાલૂણ વાપરવામાં કોઈ પણ જાતની હરકત નથી.

૩ બીડલોણ=એ વડાગરૂં મીઠું છે. તે આમળાના પાણીની અંદર મીઠાને ઉકાળવાથી બને છે. કાલાનીમક (વડાગરૂં મીઠું) ને બીડ્લવણની બનાવટ એકજ છે. લવણની સાથે પ્રસારણીના કલ્કનો સંજોગ કરી તેને અગ્નિ આપવાથી બીડ લોણ તૈયાર થાયછે.

૪ સંચળ=સંચળને પણ કાલાનીમક કહે છે, અને મરાઠી લોકો તેને પાદેલૂણ કહે છે.

૫ સાંબરમીઠ=એ અજમેરની પાસે એક સાંબર નામે તળાવ છે, તેનું જમાવેલ મીઠું છે.

૬ ઓદ્ભિદ=એ એક જાતની ખારી ભોંયમાંથી ઉપસી આવી જામી રહેલું મીઠું છે.

૭ ગુટિકા=એ મીઠું હાલમાં મળવું મુશ્કેલ છે, પણ મીઠાને ઉકાળવાથી તેની ગાંગડીઓ બંધાઈ જાય છે અને તેથી તેને ગુટિકા નામનું મીઠું કહે છે.

૮ પાંશુજ=ખારી ભોંયમાંથી આ મીઠું નીકળે છે, અને તે ધૂળ સાથે મળેલું હોય છે, તેથી તેને પાંશુજ કહેછે.

બનાવટઃ—૧ ભાસ્કર લવણચૂર્ણ, ૨ સોમાગ્નિ મુખરસ.

૧ ભાસ્કર લવણ ચૂર્ણ=મીઠું બત્રીશ તોલા અનેસંચળ વીસ તોલા; બીડલવણ, સિંધાલૂણ, ધાણા, પીપર, પીપરીમૂળ, કાળીજીરી, તાલીસપત્ર, નાગકેશર, તમાલપત્ર, [1]આમ્લવેતસ એ દરેક આઠ આઠ તોલા; મરી, જીરૂં અને સુંઠ એ ચાર ચાર તોલા; દાડમના બીજ સોળ તોલા; તજ, એલચી બબે તોલા. એ બધાંને ભેગાં કરી ચૂર્ણ કરવું.

૨ સોમાગ્નિ મુખરસ=પંચલવણ સમભાગે લઈ તેને આદુના રસની પંદર દિવસ સુધી ભાવના દેવી અને તેની ચણાના જેવડી ગોળી કરવી.

ગુણઃ—દીપન, સારક, વાતહર, અને વાન્તિકારક.

ઉપયોગઃ—આ બધા લવણના ગુણ મળતા છે, અને તેનો ઉપયોગ પણ મળતો છે; તેમજ એક બીજાના અભાવમાં એક બીજાને વાપર્યાં હોય, તો તેમાં ઝાઝો ફેર પડતો નથી. અજીર્ણના જૂદા જૂદા રૂપમાં

---

૧. ક્ષુણી.

આ બધાં લવણો વપરાય છે. તેથી પેટ શૂળ મટેછે, આફરામાં અને પેટ ચુંકમાં ફાયદો થાયછે. તેથી અપાનવાયુનો મોક્ષ થાયછે, ક્ષુધા લાગેછે, અને રૂચી ઉત્પન્ન થાય છે. પાચનશક્તિને માટે સિંધાલુણ અને બીડ લવણ એ બીજા લુણ કરતાં જરા ચડીઆતાછે અને તેથી તે અજીર્ણની અંદર અપાય છે. બડેલની વૃધીમાં ને ઉદરરોગમાં તેમની યોજના મુખ્ય છે. સમુદ્ર મીઠ અથવા સાધારણ મીઠું એ વધારે કરીને સારકછે અને સંચળની અંદર બધા લવણ કરતાં અપાન વાયુનો મોક્ષ કરવાનો ગુણ વધારે રહેલો છે; જેથી આવી રીતે પંચ લવણનો સંજોગ ભેગો કરવાથી ઝાડો સાફ આવેછે, પવન છૂટે છે, પેટ ચડેલું હલકું પડે છે, અને અનાજનું પૂરેપૂરૂં પાચન થાય છે. મીઠાને તેમજ સિંધાલુણને ઉષ્ણોદક સાથે પીવાથી ઉલટી થાય છે, અને તેથી પિત્ત શાંત થાય છે તેમજ લવણનો ઉપયોગ ઝાડા વાટે પણ પિત્તને મુક્ત કરે છે. પિત્તના ગુલ્મ ઉપર લવણ સાધારણ રીતે વપરાય છે. આ દેશની અંદર મીઠાનાં પોતાં જખમ ઉપર મૂકવામાં આવે છે, અને તેથી રકતસ્રાવ જલદીથી બંધ થાય છે. મીઠાનાં પાણીનાં પોતાં મૂકવાં એ સાદા પાણી કરતાં દરદીને વધારે દુઃખદાયક છે. કોલેરાની અંદર લવણનો ઉપયોગ ઘણાજૂના વખતથી કરવામાં આવે છે. થોડીમાત્રામાં લવણભાસ્કર ચૂર્ણ આપવાથી ઉલટી દબાય છે, અને ઝાડામાં ફેર પડે છે. તે શિવાય સિંધાલૂણથી સિદ્ધ કરેલું તેલ ચોળ્યું કે તરત કોલેરાની સખ્ત ગોટલી દબાય છે. સિંધાલૂણ અને કુલીંજન સમભાગે લઈ તેને તેલમાં કકડાવવાં, અને તે તેલ ચોળવાના ઉપયોગમાં લેવું, અગર સિંધાલૂણ અને કુલીંજન લઈ તેથી ચોગણું મીઠું તેલ નાંખો, માંહે સોળ ગણી છાશ નાખીં, છાશનો ભાગ બળીજતાં ફકતતેલનો ભાગ બાકી રહે ત્યારે ઉતારવું. આ તેલ ચોળવાથી કોલેરાની ગોટલી બેશી જાય છે, સાંદી કળતર દબાય છે, અને કોઈ પણ ભાગમાં શૂળ કે વેદના થતી હોયતો તે ઉપર ચોપડવાથી ફાયદો થાય છે. તે શિવાય આ તેલ ઉરૂસ્તંભ અથવા બીજા સાંધા ઝલાઈ ગયા હોય તે ઉપર ચોળવાથી સાંધા છૂટ થાય છે. જ્યારે કોઈ પણ જખમ થવાથી અગર મોટું વૃણ થવાથી તે ભાગ રૂઝાતી વખતે સંકોચાઈને ટૂંકો થઈ જાય છે, અને વળતો નથી ત્યારે પાંચ પંદરદિવસ તે ભાગઉપર સિંધાલૂણનો કડકો રાખવાથી ઘણો સારો આરામ થાય છે. કટીશૂળ અને કટી-

ગૃહ કેટલીક વખતે અજીર્ણની વિકૃતિમાંથી થઈ આવે છે, તેમજ કેટલીક અજીર્ણની વિકૃતિ આમવાતની વિકૃતિમાંથી ઓળખવી પણ મુશ્કેલ પડે છે ત્યારે લવણ ભાસ્કરચૂર્ણ આપવું યોગ્ય છે. આમવાતની અંદર તે અપાય છે. પ્લીહોદર અને યકૃતોદરની અંદર સંચળ બીજા ક્ષાર કરતાં વધારે સારો ફાયદો કરે છે. સાધારણરીતે કેટલાક ભાગની અંદરની પીડા ઉપર, તેમજ કેટલીક ગાંઠો ઉપર મીઠાની ખીર ચોપડવાનો રીવાજ આ દેશમાં ચાલે છે, અને તેથી ફાયદો પણ થાય છે. મીઠાના પાણીવડે દુષ્ટ વ્રણ ધોવાથી તેનો સડો દૂર થાય છે અને રૂઝ તરત આવે છે. આંખના ફુલાની અંદર અને આંખના ખીલની અંદર, તેમજ અભિષ્યંદની અંદર વડાગરા મીઠાને છાશના ટીપા સાથે વાટી તેનું ભરણ ભરવાથી આંખના કાળા ભાગ ઉપર પડેલાં વાવલાં દૂર થાય છે. કૃષ્ણમંડળનાં ક્ષતના પૂર્વ ચિન્હ તરીકે કૃષ્ણ મંડળ ઉપર કેટલીક વખતે ધોળાં ધોળાં ટપકાં દેખાય છે. એ ત્રણ ભરણ આંજવાથી આંખ સાફ થાય છે. સિંધાલૂણનું કકડાવેલ તેલ કર્ણશૂળમાં પડે છે. તેમજ તે તેલ કાનની આસપાસના ભાગમાં ચસકા નીકળતા હોય તે ઉપર પણ ચોપડાય છે.

**માત્રાઃ—**લવણ ભાસ્કર ચૂર્ણ પાથી અરધો તોલો, સોમાગ્નિ મૂખરસ એકથી બે ગોળી.

## લોહ.

લોઢું ત્રણ જૂદા જૂદા રૂપથી ઓષધમાં વપરાય છે ૧ કાન્તલોહ જેમાંથી લોહભસ્મ બનેછે તે, ૨ લોહકીટ જેમાંથી મંડુર થાયછે તે અને ૩ લોઢાના જુદા જુદા ક્ષાર. ઔષધની અંદર ખરૂં લોઢું તેમજ ગજવેલ વપરાયછે, અને સાધારણ રીતે વૈદ્યો ઘોડા છાપની ગજવેલમાંથી લોહભસ્મ બનાવે છે. ઘોડાછાપની ગજવેલમાંથી લોહભસ્મ બનાવવામાં આવી હોય અગર ખરા લોઢામાંથી લોહભસ્મ બનાવવામાં આવે તોપણ તેમના ગુણમાં કાંઈ ફેર નથી. તે બન્નેના ગુણ એકસરખાજ છે. મંડુર બનાવવાને માટે જેમ બને તેમ જૂના કટોડા લેવા. ઓછામાં ઓછા બે હજાર વરસ ઉપરાંતના કટોડા હોયતો વધારે સારૂં.

**શોધન તથા મારણઃ—**ઘોડા છાપની ગજવેલ અગર ખરૂં લોઢું લઈ તેનાં પાતળાં પતરાં કરવાં, અને તે પતરાંને તપાવી સાત સાત વખત તેલમાં, છાશમાં, ગોમૂત્રમાં અને કળથીના ક્વાથમાં બોળવાં. લોઢાનાં પત-

રાંને તપાવી આ પદાર્થની અંદર બોળતી વખતે તેઓ તદન ઠરી જાયછે. તેલ, છાશ વગેરે ચૂશી શકાય તેટલો પ્રવાહી પદાર્થ ચૂશી લે ત્યાં સુધી તેમને તે પ્રવાહીમાં રહેવા દેવાં. તપાવેલ પતરાંને ઝબોળી તરત કાઢી લેવાં નહીં કારણ કે તેથી તેઓ પૂરેપૂરો પ્રવાહી ચૂશી શકતા નથી, અને તેથી પૂરેપૂરાં શુદ્ધ થતાં નથી. ગોમૂત્ર અને કળથીના ક્વાથમાં બોળતી વખતે બહુ સંભાળ રાખવાની કાંઈ જરૂર નથી. પણ તેલમાં અને છાશમાં બોળતી વખતે વૈદ્યે સંભાળ રાખવી જોઇએ. છાશમાં પતરાં બોળવાથી છાશ એકદમ ઉભરાય છે, અને બધી છાશ ઢોળાઈ જાયછે; માટે તેને પહોળા ઠામમાં રાખવી, અને જેમ જોઇએ તેમ છાશ લેવી. એક સામટી બધી છાશની અંદર પતરાં બોળવાથી તે બધી છાશ ઉડી પડે છે. તેલની અંદર પતરાં બોળતી વખતે તેમાંથી એકદમ ધુમાડાના ગોટેગોટા નીકળે છે. આ ધુમાડો નુકશાનકારકછે, માટે વૈદ્યે તે ધુમાડો લેવો નહીં. નુકશાનકારક થઇને તેમાં કાંઈ ઝેરી અસર રહી નથી પણ તેની ઉગ્ર દુ-ર્ગંધીને લીધે માથું ચડી આવવા સંભવ રહે છે એક બે વખત પતરાં બોળ્યા પછી તેલ પાકી જાય છે અને પછી તપેલ પતરાં તેમાં બોળતી વખતે તેમાંથી એકદમ ભડકો થાય છે, અને બધું તેલ એકદમ બળવા માંડે છે; આમ થાય કે વૈદ્યે એકદમ તેપર બીજું વાસણ ઢાંકી દેવું. તેની અંદર પવન નહીં જવાથી ભડકો એકદમ ઠરી જશે. જો આ સંભાળ રાખવામાં નથી આવતી તો વખતે છાપરા સુધી ઝાળ પહોંચી જાય છે; માટે જ્યારે તે બળવા માંડે કે તેની અંદર બીજું કાચું તેલ રેડી દેવું જોઇએ. ઉપર કહ્યા પ્રમાણે ચારે ચીજમાં બોળવાથી લોહ શુદ્ધ થાય છે. તે શુદ્ધ થએલ પતરાંને કાનસથી ઘસી ઝીણો ભૂકો કરવો. આ શુદ્ધ ભૂકાના વજનથી તેમાં બારમા ભાગનો હીંગળો નાંખવો ને પછી કુંવરના રસમાં બે પ્રહર મર્દન કરવું. ત્યારબાદ શરાવસંપુટ કરી કપડ માટી લગાડી ગજપુટમાં ફુંકી દેવું. આવી રીતે સાત વખત કરવું. આઠમો પુટ દેતી વખત હીંગળો ન નાખવો ને ફક્ત કુંવારના રસથી ખલ કરી શરાવસંપુટની અંદર ગજપુટ આપવો. સ્વાંગશીત થાય ત્યારે ખરલમાં કાઢી ખુબ લટવું. જે તૈયાર થાય તેનું નામ લોહભસ્મ. શુદ્ધ લોહભસ્મની નિશાની એ છે કે પાણીમાં નાખવાથી તે તરે છે, અને માથે ઘઉંનો દાણો નાખીએ તોતે પણ બૂડતો નથી. જો લોહભસ્મ પાણીની અંદર બૂડી જાયતો સમ-

જવું કે તેની અંદર કાચું લોઢું રહી ગયું છે. આ મારણની રીત આ દેશની અંદર સુપ્રસિદ્ધ છે, અને આ દેશના વૈદ્યો એજ રીતે લોહભસ્મ બનાવે છે. કેટલાક વૈદ્યોનો મત એમ પડે છે કે શુદ્ધ લોહના ભૂકાની અંદર હીંગળો ન નાંખતાં ફક્ત કુંવારના રસની ભાવના દઈ શરાવસંપુટ કરવાથી લોહભસ્મ તૈયાર થાય છે.

બનાવટઃ—૧ મંડુર, ૨ લોહભસ્મ, ૩ મંડુરવટિ, ૪ આમ્લકાદિલોહ, ૫ ગુડમંડુર, ૬ લોહાસવ, ૭ પ્રદરારિ લોહ, ૮ કલેક્.

૧ મંડુર=લોઢાના જુનામાં જુના કાટોડા લઈ તેને ખૂબ તપાવી સાત વખત ગોમૂત્રમાં બોળવાથી તેની શુદ્ધિ થાયછે. શુદ્ધ લોહકીટના બારીટ ચૂર્ણને ત્રિફળાના કવાથમાં ખલ કરી શરાવસંપુટ દેવાથી શુદ્ધ મંડુર થાયછે. શુદ્ધમંડુર પણ લોહભસ્મની માફક વપરાય છે.

૨ લોહભસ્મ=આની બનાવટ ઉપર આપાઈ ગઇ છે.

૩ મંડુરવટિ=શુદ્ધ મંડુર એક ભાગ, ગળોસત્વ એક ભાગ, હિંગાષ્ટક બે ભાગ, એ પ્રમાણે મેળવી તેની વાલ વાલની ગોળી કરવી.

૪ આમ્લકાદિલોહ=આમળાં ને લીંડીપીંપર બન્ને એકેક ભાગ, સાકર બે ભાગ, લોહ ચાર ભાગ, એ ચારે ચીજને બરાબર મેળવવી.

૫ ગુડમંડુર=ગોળ, આમળાં ને હીમજ એ દરેક એકેક ભાગ, અને શુદ્ધમંડુર ત્રણ ભાગ; એને ઘી અને મધની સાથે મેળવી રાખવાં.

૬ લોહાસવ=શુદ્ધ લોઢાનો ઝેર, ત્રિફળાનું ચૂર્ણ, સુંઠ, લીંડીપીપર, મરી, અજમો, વાવડીંગ, ચિત્રક, એ દરેક બત્રીસ બત્રીસ તોલા લઈ તેનું બારીક ચૂર્ણ બાંડી પાંચસો બાર તોલા મધ, આડસો તોલા ગોળ અને ૪૦૯૬ તોલા પાણીમાં નાખી રાખી મૂકવા અને તે ઠામની મૂખમુદ્રા એક માસ સુધી બંધ રાખવી. આથી ઉત્તમ પ્રકારનું લોહાસવ તૈયાર થાયછે.

૭ પ્રદરારિ લોહ=કડાછાલ ચારસો તોલા લઈ, તેની અંદર ૪૦૯૬ તોલા પાણી નાખવું, અને ઉકાળતાં જ્યારે ચોથો ભાગ બાકી રહે ત્યારે તે પાણીને ગળી લેવું, અને ફરી તાપપર મૂકીને પાછું ઘાટું કરવું, અને તેમાં નીચે પ્રમાણે ચીજો નાખવીઃ—મોચરસ, મજીઠ, કાળીપાટ, બીલાં, મોથ, અતિવિષની કળી અભ્રખભસ્મ ને લોહભસ્મ એ દરેક આઠ આઠ તોલા; જે તૈયાર થાય તે પ્રદારિલોહ.

૮ કલેક્=લોઢાનો ભૂકો બે તોલા, કેરીની ગોટલી પાંચ તોલા, હરડાં

બે તોલા, આમળાં બે તોલા, બેહડાં એક તોલું એ બધાં ઓસડને એકઠા પાણીની અંદરે ધુંટી એક રાત સુધી લોઢાના ઠામની અંદર રાખી મૂકવા.

ગુણ:—રકતશોધક અને પૌષ્ટિક.

ઉપયોગ:—લોઢું લોહીને સુધારે છે, અને તેના લાલ રકત કણનો વધારો કરે છે. લોહીની અંદર આવા રકત કણો રહેલાં છે. જ્યારે નિયમિત પ્રમાણથી આ બીંદુઓ ઓછાં થાયછે ત્યારે શરીર પીળું અને ફીકું લાગેછે અને તે દરદને પાંડુરોગ કહે છે. લોખંડની દવા લેવાથી ઓછાં થઈ ગએલાં રકત બીંદુ વધેછે અને આપણે જોઇએ છીએ કે થોડા દિવસમાં ગજવેલ અગર મંડુરનું સેવન કરવાથી ફિકાશ મટે છે, દરદી લાલ ચોળ થાય છે, તેમજ તેના હોઠની અંદરનો ભાગ, અને પાંપણની અંદરનો ભાગ. ફિકાશ છોડી રકતતા ધારણ કરે છે. દરદીમાં કૌવત અને શકિત વધેલાં દેખાય છે, અને તેથી નબળાઈ દૂર થાય છે. સ્નાયુ તથા શ્લેષ્મ પીંડનું બંધારણ ચોખ્ખું લોહી આવવાથી મજબૂત થાય છે, અને તેમની શીથીલતા જતી રહેછે. તે ઉત્તમ પૌષ્ટિક દવા છે, અને જ્યાં જ્યાં પુષ્ટિની સાથે રકત દોષ સુધારવાની જરૂર હોય, ત્યાં ત્યાં લોહ અપાયછે. બેહદ નબળાઈ થઈ ગયેલ તમામ દરદની અંદર લોઢું પ્રશસ્ત છે. તમામ પૌષ્ટિક દવાઓમાં લોઢું સૌથી ઉત્તમ પૌષ્ટિક તેમજ સોજી દવા છે. તેથી તે સાધારણ નબળાઈ, પાંડુ, જીર્ણજવર, ક્ષય, યકૃતોદર, પ્લીહોદર, સોમરોગ,વાતરોગ, ત્વક્રોગ વગેરેમાં ઘણું ઉપયોગી છે.જેમ માંદા માણસને તે માફક આવે છે, તેમ તંદુરસ્ત માણસોને પણ લોખંડની દવા લેવાથી સારો ફાયદો થાય છે. જેમ જીર્ણ રોગ તેમ લોખંડનો ઉપયોગ વધારે ફાયદો કરે છે· તીક્ષ્ણ રોગમાં લોખંડ આપવું યોગ્ય નથી. તેથી ઉલટો તાવ વધારે આવે છે. જીર્ણરોગની અંદર શરીર હમેશાં ઘસાઇ જાય છે, લોહી ઓછું અને ફિકું થઇ જાય છે, અને શરીર અત્યંત ક્ષીણ જણાય છે; આવા દરદીને ગજવેલનો ઉપયોગ ઇશ્વરી બક્ષીસ તુલ્ય છે.

ઘણા દિવસનો વિષમ જ્વર ઉતરી ગયા પછી , તથા જીર્ણ જ્વર આવતો હોય ત્યારે તેમજ તે ઉતાર્યા પછી કેટલાકને યકૃત્ અને બડેલ વધેલાં રહેછે તે, તે લોહાસવ અગર મંડુર વટિ આપવાથી તાવ જતો રહેછે. અને યકૃત્ અને પ્લીહની વૃદ્ધિ હલકી પડેછે. સતત એકાહિક દ્વયાહિક ત્યાહિક, ચાતુર્થિક. વિગેરે વિષમ જ્વર પછી હમેશાં બડેલ વધેલીજ દેખાયછે.

અને કેટલીક વખત જમણી બાજુપર યકૃત્ પણ વધેછે માટે આવા વિષમજ્વર મટ્યા પછી થોડા ઘણા દિવસ સુધી લોહનો ઉપયોગ કરવો જરૂરનો કહેલછે. "રોહીતક લોહ" નામની બનાવટ છે તે ખાસ આવી ઉદર વૃદ્ધિ ઉપર લાગુ પડેછે. રક્ત રોયડો ખાસ યકૃત્ના રોગ ઉપર બહુ સારો છે, અને તે અવયવોના કેટલાક ગુલ્મને તે દૂર કરે છે, તથા ત્યાં જમાવ થએલા લોહીને ત્રોડે છે, અને લોહ રક્તકણ વધારી આપી આખા શરીરને પુષ્ટિ આપે છે. આવા દરદીના હાથ પગના માંસના લોચા પોચા પડી ગયેલ તથા લબડતા દેખાય છે, જે લોહના યોગ્ય સેવનથી દૃઢ અને મજબૂત થાય છે તેમજ દરદીનું શરીર ફેફરેલ જેવું હોય, તો તે પણ સારૂં થાય છે. હલીમક. કમળા વિગેરેમાં લોહ અપાય છે. પિત્તનો નાશ કરનાર અને સારક દવાનો ઉપયોગ પહેલ વેહલો કરવો. પછી આ દરદમાં લોહ આપવું ઘટે છે.

અર્શ, સંગ્રહણી, અતિસાર, રક્તાતિસાર તથા રક્તપિત્ત વિગેરે દરદોમાં દેખીતો લોહીનો ક્ષય થાયછે. બેહદ લોહી જવાથી શરીરમાં એકદમ ફિકાશ અને નિસ્તેજપણું આવે છે, જઠરાગ્નિમંદ થઈ જાય છે, અને શરીર કમકૌવત થવાથી હાથે પગે સોજા ચડે છે, તેમજ આંખે પણ પેથર જેવું જણાય છે આ ઠેકાણે દરદને અટકાવવાના યોગ્ય ઉપાયની સાથે લોહ ભસ્મ, તેમજ દીપન અને પાચન દવાઓ વાપરવી જોઇએ. આમ કરવાથી થોડા દિવસની અંદર આપણે દરદીને સુધરતો દેખીએ છીએ. આ દરેક દરદની અંદર સાધારણ રીતે પિત્તનો પ્રકોપ પણ હોય છે; આમલક્યાદિલોહ રક્તપિત્તમાં ઘણું ઉપયોગી છે. બડખામાં લોહી પડે ત્યારે આ દવા ઘણું સારૂં કામ કરે છે. ઉરઃક્ષત અને તંબોળીઆ એનની અંદર લોહ અચૂક અપાય છે. અર્શ શિવાયના તમામ દરદમાં લોહી પડતુ હોય તેવા દરદની અંદર લોહની સાથે અફીણનું મેલવણ થઈ શકે છે. આકડાના રેવયડાં, અફીણ અને લોહભસ્મ સમભાગે મેળવી અરધાવાલની માત્રા સીતોપલાદિ ચૂર્ણમાં અગર ઘીની અંદર આપવાથી લોહીના બડખા પડતા અટકે છે. રક્તમૂત્રતા અગર પેશાબમાં લોહીનો ભાગ જે જાય છે તેમાં પણ લોહ ફાયદો કરે છે. રક્ત પડતું હોય તેવા રોગની અંદર લોહની બીજી બનાવટો કરતાં આમલક્યાદિ લોહ વધારે ઉપયોગી છે.

યક્ષ્મા ગમે તે જાતનો હોય પણ લોહ આપવું ઉચિત છે. તે દેવાથી

તેનો જીર્ણજ્વર અટકે છે, ભૂખ લાગે છે, અને શરીરમાં કૌવત આવે છે. જો બડખામાં લોહી પડતું હોયતો તે પણ અટકે છે અને શરીરમાં સ્ફુરતી વધારે જણાય છે. લોહની દવા સાથે બીજી પાચન દીપન દવા પણ અપાય છે ને ઘણા દિવસસુધી લોહનો ક્રમ જારી રાખવો પડે છે. લોહ સાથે સોનું, અભ્રખ વગેરે બીજી પૌષ્ટિક ચીજ મેળવવાથી તેની અસરમાં વધારો થાયછે. આવા યોગથી યક્ષ્માની અંદરનું શરીરનું ગળવું અટકે છે. યક્ષ્માશિવાય બીજા ગમે તે કારણથી જીર્ણજ્વર આવતો હોય ત્યારે પણ લોહભસ્મ ફાયદો કરે છે. ધાતુક્ષય, મજ્જા ક્ષય, વગેરે ગમે તે ભાગમાં ક્ષયની અસર પોચી હોયતો પણ લોહ સાફ કરે છે. બીજી ધાતુઓની પેઠે લોહની પણ પર્પટી થાય છે, ને તે ક્ષયમાં ઘણી સારી છે.

મગજના વ્યાધિમાં લોહ અપાય છે. અપસ્માર, મગજની નબળાઇ, જૂદી જૂદી જાતના જીર્ણ વ્યાધિ, તેમજ નબળાઇને લીધે મગજની અંદર ચકરી આવવી, વખતો વખત આંખે અંધારાં આવી જવાં તથા માથાના દુખાવા વગેરેમાં લોહ અપાય છે. નબળા અને નાજુક માણસોના મગજમાં લોહી ઓછું હોય છે, અગર મગજ ખાલી પડી ગયું હોય છે. આવા દરદીને પ્રસંગે ભ્રમ થાય છે, તે પોતે અગર તેના હાથમાંની કાંઈ પણ ચીજ સંશયથી પડી જાય છે. આવા દરદીને અચૂક લોહ આપવું જોઈએ. કમરમાં દુખાવો, પગની કળતર, પક્ષાઘાત, અર્ધાંગવાયુ, ગૃધ્રસી તથા સાંધાની નબળાઈ વિગેરેમાં લોહ પ્રશસ્ત છે. હૃદ્રોગ અને મૂત્રપીંડના વ્યાધિમાં લોહ બહુ અપાય છે. હૃદ્રોગની અંદર લોહને કકુભ વૃક્ષની છાલના કવાથની સાથે મેળવવામાં આવે છે. મૂત્રપીંડના વ્યાધિમાં તેમજ હૃદ્ રોગની અંદર ઘણું કરીને શોફ હોય છે, દરદીના શરીરમાં બીલકુલ તાકાદ રહેતી નથી, મહેનત કરવાને માટે તેનું વલણ થતું નથી અને દરદી હમેશાં ફેફરેલ લાગે છે. આમાંના ઘણાં ખરાં ચિન્હો લોહથી દબાય છે.

સૃષ્ટ્યુત્પત્તિ કર્મ અવયવોના રોગમાં લોહ અકસીર ઉપાયછે. જ્યારે અત્યંત વિષય લાલસાથી અગર હાથરસથી નપુંસકપણું આવે છે, વીર્યનો ક્ષય થઈ ગએલો હોયછે અને તે અવયવની શક્તિ ઘણી નબળી પડી ગએલી હોયછે ત્યારે બ્રહ્મચર્ય વૃત્તની સાથે લોહનો ઉપયોગ સર્વોત્તમ છે. વીર્યસ્રાવ, ઘણા દિવસ સુધી લોહ લેવાથી અટકેછે. લોહ પર્પટી જે બીજી

સાધારણ પર્પટીઓની પેઠે બનાવવામાં આવે છે તે અને પંચામૃત પર્પટી આ દરદને માટે બહુ કરીને વપરાય છે. વીર્યસ્રાવ અને અત્યંત રતિવિલાસ એ ક્ષીણતાના મુખ્ય કારણો છે, તેથી કમરમાં દુખાવો થાય છે, પગમાં ત્રુટ થાયછે, અને દરદીના શરીરનું ધીરે ધીરે શોષણ થતું જાય છે. લોહ આ બધું નુકશાન અટકાવવા સમર્થ છે. નાજુક બાંધાની સ્ત્રીઓને સાધારણ રીતે પ્રદરનો રોગ થાય છે જે મંડુરનું સેવન કરવાથી દબાય છે. આવી સ્ત્રીના હોઠ બહુધા કાળા રહે છે, મહેનત કરવાથી શ્વાસ ચડી આવે છે, ત્રતુ અનિયમિત રીતે દેખાય છે, અગર તે થોડું આવે છે, યાતો તેમાં પીડા થાય છે, તેમજ નબળાઇને લીધે કેટલીક વખતે તદન બંધ થઈ જાય છે. આ બધાં દરદો લોહના સેવનથી સમાય છે. પ્રદરારિ લોહની બનાવટ સ્ત્રીઓના પ્રદર રોગની અંદર ખસૂસ કરીને ઉપયોગી છે. સ્ત્રીઓને જનનેંદ્રિય મારફત શ્વેત અગર રક્ત પાણી અગર ગમે તે પડતું હોય ત્યારે લોહ ઉપયોગી છે. કેટલીક વખત સ્ત્રીઓના ગર્ભાશયમાંથી ઉનું કળકળતું પાણી નીકળે છે અને તે ઘણાજ લાંબા વખત સુધી ટકે છે, તેમને કટીશૂળ તથા માથાનું દુખવું બહુ પીડે છે. આ બધાં દરદો શરીરમાં કૌવત આવવાથી દૂર થાય છે, જેને માટે લોહની યોજના કર્યા વગર છૂટકો નથી.નબલાઇનાં ચિન્હ તરીકે બાળકને તેમજ મોટા માણસોને બહુ મૂત્રતા જણાય છે ને તેટલા માટે લોહનું સેવન કરવાનું કહેવામાં આવે છે. મધુપ્રમેહ અને પેશાબમાં જ્યારે સાકર પડતી હોયછે ત્યારે લોહ અપાય છે.

જુદી જુદી જાતના ત્વક્દોષની અંદર લોહી સુધારવાની અવશ્ય જરૂર છે. માતા, ઓરી તેમજ બીજા કેટલીક જાતના ઓખા પછી શરીરનું લોહી બગડી ગએલું હોય છે. શરીરની અંદર જુદાં જુદાં ગુમડાં ફૂટી આવેછે તેમજ વિચર્ચિકા, કુષ્ટ, ખરજ વિગેરે દરદોની અંદર લોહી સુધારવાની અને પુષ્ટિ વધારવાની અવશ્ય જરૂર છે. વિદ્રધી, ગલગંડ, અપચી, ગંડમાળ વિગેરે દરદોમાં લોહી સુધારવા સારૂ કાંચનારગુગળ સાથે લોહ યા મંડુરની કોઈ પણ બનાવટ લેવામાં આવે છે. લોહી સુધારવાને માટે લોખંડ વગર બીજો એકે સારો ઉપાય નથી. જીર્ણ પ્રમેહ અને છાતીના થડકામાં લોખંડથી સારૂં થાય છે. લોખંડ કેશ રંગવાને માટે અતિ ઉપયોગી છે. જૂદી જૂદી જાતના કલેફ જે આવે છે તેમાંના

ઘણાંખરાંમાં લોહ રહેલો છે. જે કલેફની બનાવટ ઉપર આપેલ છે તે કલેફ પાણીમાં વાટી લગાડવાથી સફેદ વ.ળ કાળા બને છે.

માત્રાઃ—લોહભસ્મ ૧ રતીથી ૧ વાલ, મંડુર ૧ થી ૨ વાલ. મંડુરવટિ ૨ થી ૪ વાલ, લોહાસવ ૪ તોલા, પ્રદરારિ લોહ ૦। થી ૦॥ તોલો, ગુડમંડુર ૦॥ તોલા ભાર, આમલક્યાદિ લોહ ૧ થી ૨ વાલ.

**લોખંડ લેતી વખત રાખવી જોઇતી સાવચેતી.**—લોહની દવા લેતી વખત ઝાડો કબજ થાયછે અને તે કાળા રંગનો ઉતરેછે. જ્યારે એ ઝાડો ઘણો કાળો ઉતરે ત્યારે થોડા દિવસને માટે લોહ બંધ રાખવું. જ્યાં સુધી લોહનું સેવન કરવું હોય ત્યાં સુધી ખાટી ચીજ ખાવી નહિ તેમજ મીઠાનો ઉપયોગ બંધ રાખવો. બીજા પૌષ્ટિક પ્રયોગની પેઠે લોહ ભસ્મ પણ ૧૫-૨૦ દિવસ સુધી આપવી અને પાછી બંધ રાખવી અને પાછી શરૂ કરવી. તીક્ષ્ણ વરમની અંદર તેમજ જે શરીરે રૂષ્ટ પુષ્ટ હોય તેવા દરદીને લોખંડ આપવું નહિ.

## શીલાજીત.

**વર્ણનઃ**—શીલાજીતને માટે લોકોમાં તરેહવાર ગપ ચાલેછે. પંજાબી લોકો તે આ દેશમાં લાવે છે. તેને વિષે એવું કહેવાયછે કે તે એક જાતની રાતી ચીકણી માટી છે. કેટલાકોનો એવો મત છે કે પર્વત ઉપર જે મોટી શીલાઓ છે તે ઉપર ઉનાળાનો તાપ પડવાથી તેમાંથી એક જાતનો રસ નીકળે છે તેને શીલાજીત કહે છે. ખરો શીલાજીત ક્વચિતજ મળી આવે છે. સાધારણ રીતે બજારમાં આપણે કૃત્રિમ શિલાજીત જોઇએ છીએ. શીલાજીતની પરિક્ષા કરવાને માટે એમ કહેવામાં આવ્યુંછે કે જો શીલાજીત ખરો હોય તો તે ઘેરો લાલ રંગનો હોયછે અને તેની અંદર જરા કાળા રંગની ઝાંઈ પડતી જણાય છે. તેને દેવતા ઉપર મૂકવાથી ધૂમાડો નીકળતો નથી અને તેની સુગંધી ગૌમૂત્રના જેવી છે. પાણીમાં નાખવાથી તેની શેડો ફૂટે છે.

**શીલાજીતની શુદ્ધિઃ**—શીલાજીતને ગાયના દૂધમાં, ત્રિફળાના કાઢામાં, તથા ભાંગરાના રસમાં ખૂબ મર્દન કરવું અને તેને એકેક દિવસ સુકવવું. તૈયાર થાય તે શુદ્ધ શિલાજીત. શીલાજીતને શુદ્ધ કરવાની બીજી રીત એ છે કે શીલાજીતને ઠંડા પાણીથી ધોવું. ત્યાર બાદ લોઢાના ઠામમાં તે બુડે એટલું ગરમ પાણી નાખવું અને શીલાજીતને હાથે વતી આ

ઉના પાણીમાં ખૂબ ચોળવું. પછી તે ઠામને તડકે મૂકી દેવું. આથી પાણીમાંથી ફીણ વાળી તર પાણી ઉપર જામી રહેશે. તર ઉતારી લેવી. જ્યાં સુધી આવી તર ઉપર આવ્યા કરે ત્યાં સુધી તે ઠામ તડકામાં રાખવું અને તર કાઢતા જવું અને તેની અંદર ગરમ પાણી નાખતા જવું. એક દમ વધારે પાણી ન નાંખવું, કારણ કે તેમ કરવાથી ફીણ ઉપર ચડતાં નથી ને શીલાજીત હાથ આવતો નથી. શુદ્ધ શીલાજીતનો ભાગ પાણીમાં તરની પેઠે ઉપર તરી આવેછે. નીચે જે રગડો રહેછે તેમાં ધૂળ અને માટીનો ભાગ રહી જાયછે માટે તે રગડો ફેંકી આપવો. શીલાજીતની જે તર એકઠી કરી હોય તેને તડકે સૂકવવી. આવી રીતે શુદ્ધ થએલ શીલાજીતને ત્રિફળાની, ભાંગરાની અને ગૌમૂત્રની ભાવના દેવી.

બનાવટઃ—૧ યોગરાજ. ૨ ચંદ્રપ્રભા ગુટિકા

યોગરાજઃ—શુદ્ધ શીલાજીત ૫ તોલા, લોહ ભસ્મ ૫ તોલા, સુવર્ણ માક્ષિક ૫ તોલા, રૌપ્ય ભસ્મ ૫ તોલા, ત્રિફળા, ૩ તોલા, ત્રિકટુ ૩ તોલા, ચિત્રક મૂળ ૧ તોલું, વાવડીંગ ૧ તોલું, સાકર ૮ તોલા એ સઘળી ચીજો-ને ખાંડી તેનું ચૂર્ણ કરવું.

૨ ચંદ્રપ્રભા ગુટિકા=કચોરો, વજ, નાગર મોથ, કરીઆતુ, ગળો, દેવદાર, હળદર, અતિવીષ, દારૂ હળદર, પીપરી મૂળ, ચિત્રક મૂળ, ધાણાં, હરડાં, બેહડાં, આમળાં ચવક, ગજપીપર, સુંઠ, મરી, પીપર, સુવર્ણ માક્ષિક ભસ્મ, જવખાર, સાજીખાર, સિંધવ, સંચળ, બીડ લવણ એ સઘળાં પા પા તોલો; નસોતર, દાંતીમૂળ, તમાલ પત્ર, તજ, એલચી, વંશ લોચન એ સઘળાં તોલો તોલો; લોહ ભસ્મ ૨ તોલા, સાકર, ૪ તોલા, શીલાજીત ૮ તોલા, ગુગળ ૮ તોલા, એ સઘળાં સાથે ખાંડીને તેની ગોળી આશરે બબે વાલની કરવી.

ગુણઃ—પૌષ્ટિક, મૂત્રલ અને શોધક.

ઉપયોગઃ—શીલાજીત મૂળથીજ મૂત્ર રોગને માટે અતિ પ્રસિદ્ધ છે. તે પેશાબની બળતરા શાંત કરેછે તથા તેની વૃદ્ધિ કરેછે. ઉનવા, તણખી-ઓ, પ્રમેહ, મૂત્ર કૃચ્છ્ર, અશ્મરી તથા બીજા કેટલાક દરદોમાં મૂત્રની વૃદ્ધિ કરી રોગને શાંત કરવો હોય ત્યારે શીલાજીત અપાયછે. ચંદ્રપ્રભા નામની બનાવટ મૂત્ર રોગને માટે બહુ સારી છે તેમજ ગરમ પ્રકૃતિને લીધે થએલ પિત્ત પ્રકોપને તે શમાવેછે. પ્રમેહ તથા ગરમીની અસરને

લીધે જ્યારે લોહી બગડેલું હોયછે ત્યારે લોહી સુધારવાને માટે ઘણા વખત સુધી ચંદ્રપ્રભાની યોજના કરવામાં આવેછે. કેટલીક વખતે ચંદ્રપ્રભાની સાથે બંગ વગેરે ધાતુઓ અપાયછે. ગરમીને લીધે શરીરમાં જે કાંઈ બીજા ફોડલાં, ગુમડાં વિગેરે થયાં હોય તેને ચંદ્રપ્રભા સુધારે છે. જે ઝીણી ઝીણી રસી અને સ્રાવ, પૂરૂષની જનનેંદ્રિયમાંથી નીકળે છે તે શિલાજીત એકલાના અગર ચંદ્રપ્રભાના સેવનથી દૂર થાયછે. શીત પિત્ત ઉદર્દ, કુષ્ટ, સિધ્મ ચિત્રી, વાતરક્ત વિગેરે તમામ ત્વક્દોષની અંદર ચંદ્રપ્રભા ફાયદો કરેછે. ત્વચાના જીર્ણ વ્યાધિના અંદર શરીરનું શોધન કરવાની જરૂરછે અને મૂત્રલ ઉપચાર શોધન વિધિની અંદર આવી જાયછે. તેથી ચંદ્રપ્રભા જીર્ણ ત્વક્દોષમાં સારી પેઠે ઉપયોગી થઈ પડેછે. વિર્યસ્રાવ, કમકૌવતી, કળતર, કટીશૂળ, શરીરમાં નબળાઈ રહેવી, નપુંસકત્વ વિગેરે દરદમાં કૌવતને અને મરદાઇને માટે લોકો દુધની સાથે શીલાજીત પીએ છે. તેથી તમામ જાતના શૂક્ર દોષ દબાયછે. તે વૃષ્ય અને ધાતુને ચેતવનારી દવા ગણાય છે. શીલાજીતની પૌષ્ટિક અસરનો લોકોમાં ઘણો મોહ છે એને તેટલા માટે ઘણા લોકો તે લઇને પોતાના ઘરમાં રાખેછે, અને પ્રસંગે તેનો ઉપયોગ કરેછે. પ્રદર તથા ઋતુદોષને તે સુધારે છે તથા સ્ત્રીના દુષ્ટ ગર્ભાશયનું શીલાજીત શોધન કરેછે. શીલાજીત પુરૂષને માટે સ્ત્રીના કરતાં પુરૂષને વધારે યોગ્યછે. તેથી જઠરાગ્નિ પ્રબળ થાયછે. શીલાજીત ઉધરસ, ક્ષય, અને શ્વાસના રોગમાં પણ બહુ વપરાયછે. તે મગજને કૌવત આપેછે અને જૂદી જૂદી જાતના વાત રોગ ઉપર અપાય છે. યોગરાજ એ કૌવતને માટે તથા શોધક દવા તરીકે ઉપયોગમાં આવેછે. યોગરાજ અને યોગરાજ ગુગળ એ બન્નેની બનાવટ તદન જૂદીછે. યોગરાજ ગુગળની બનાવટ ગુગળની અંદર બનાવવામાં આવી છે. યોગરાજ લેવાથી જ્વર દૂર થાયછે. અર્શ અને મૂત્ર વ્યાધિમાં તે બહુધા અપાયછે. ચંદ્રપ્રભાની બનાવટ તેની અંદરની ચીજો ઉપરથી વધારે કરીને પિત્ત શામક છે. તેથી જીર્ણ જ્વરની અંદર થયેલા હલીમક, કમળા વિગેરે દરદમાં તે અપાયછે. તેથી પિત્તનો સ્રાવ વધેછે અને શરીર, આંખ તથા હોઠની પીળાશ કમતી થાય છે. શીલાજીતને તેની પૌષ્ટિક અસરને માટે જીર્ણ જ્વરની અદર લોહની સાથે આપવું યોગ્યછે.

**માત્રાઃ**—શુદ્ધ શીલાજીત ૧ થી ૨ રતી, યોગરાજ ૨ આનાથી પાવલા ભાર, ચંદ્રપ્રભા ૨ વાલ.

## શંખ.

**વર્ણનઃ**—શંખ ભસ્મ એ પણ એક જાતનો ચુનો છે જેમ ધોળી કાંકરીમાંથી ચુનો થાયછે તેમ શંખને બાળવાથી પણ ચુનો થાય છે. માટે શંખ ભસ્મના મથાળા નીચે ચુના વિષે પણ હકીકત સમજવી. ઔષધ તરીકે કળી ચુનો વપરાયછે. મકલાઈ પાણાને ભઠ્ઠીમાં પકવવાથી કળી ચુનો તૈયાર થાય છે તેમજ શંખ, કોડી તથા બીજી જાતની છીપો બાળવાથી પણ ચુનો તૈયાર થાય છે. જે ચીજનો ચુનો કરવામાં આવ્યો હોય તે ચીજ પ્રમાણે સંસ્કૃતમાં શંખ ભસ્મ, કપર્દિક ભસ્મ, શુક્તિક ભસ્મ અને શંબુક ભસ્મ વિગેરે નામ આપેલાંછે. શંખ બે જાતનો થાય છે. દક્ષિણાવર્ત્ત, અને વામાવર્ત્ત.

**શોધન તથા મારણઃ**—શંખને લીંબુના રસની અંદર દોલાયંત્રથી બે ચાર કલાક રાખવાથી શુદ્ધ થાય છે. પછી તેને મુસમાં નાખી તેનું મોઢું બંધ કરી બાળી રાખી મૂકવો.

**બનાવટઃ**—૧ શંખ ભસ્મ, ૨ અગ્નિ કુમાર રસ ૩ શંખ વટિ ૪ ચંદ્રોદયાવર્ત્તિ ૫ કળી ચુનાનું પાણી.

૧ શંખ ભસ્મ=આની બનાવટ ઉપર આપાઈ ગઈ છે.

૨ અગ્નિ કુમાર રસ=શુદ્ધ ટંકણ, શુદ્ધ પારો, અને શુદ્ધ ગંધક એ ત્રણે એકેક ભાગ; શુદ્ધ વચ્છનાગ, કોડી ભસ્મ, તથા શંખ ભસ્મ એ ત્રણે ત્રણ ત્રણ ભાગ, તથા મરી આઠ ભાગ. એ સઘળાંને લીંબુના રસમાં ૧૨ કલાક સુધી ખલ કરી તેની ગોળી વાલ વાલની વાળવી.

૩ શંખ વટિ=આમલીની છાલની રાખ ૪ તોલા અને પંચ લવણ ૪ તોલા મેળવી ખરલની અંદર લીંબુના રસમાં ભીંજવી રાખવા. પછી ૪ તોલા શંખના કડકા લઈ હાથે ઝીણો ભૂકો થાય ત્યાં સુધી અગ્નિમાં તપાવી આગલા લીંબુના રસમાં નાખી તે સર્વે ચીજનું મર્દન કરી તેમાં હીંગ, મરી, સુંઠ, અને પીપર એ દરેક એકેક તોલો નાખી તેમાં શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ તથા શુદ્ધ પારો દરેક પા પા તોલો નાખવાં અને એ બધાંને સાથે મેળવવાં. ત્યાર બાદ ખરલમાં નાખી તેનું ખુબ મર્દન કરવું, પછી તેની બોરના ઠળીઆ જેવડી ગોળીઓ કરવી.

૪ ચંદ્રોદયા વર્ત્તિ=શંખ નાભી, બેહેડાંનોગર, હરડાં, મનઃશીલ, પીપર, મરી, કઠ તથા વજ એ સઘળાંને સમભાગે લઈ તેને બકરાના દૂધમાં બારીક વાટી તેની જવના જેવડી જાડાઇની લાંબી વાટ કરવી.

૫ કળી ચુનાનું પાણી=એક ભાગ કળી ચુનો અને એકસો સાઠ ભાગ સારૂં પાણી. કળી ચુનાને પાણીમાં ડોઈ તે પાણી આછરી રહે ત્યારે ઉપરથી નીતારી લેવું.

ગુણ:—વાતહર, પાચક, રોપણ તથા દંમક.

ઉપયોગ:—શંખ ભસ્મ અજીર્ણને માટે ઉત્તમ દવા છે. જ્યારે મોળ આવેછે અગર ખાટા ખાટા ઘચરકા આવી દાંત અંબાઈ જાયછે તેમજ પેટ ચડી આવી આફરો થઈ આવ્યો હોય છે ત્યારે શંખની કોઈ પણ બનાવટ લેવાથી ફાયદો થાય છે. શંખ વટીની એક અગર બે ગોળી લેવાથી તેમજ અગ્નિ કુમાર રસ વાલ માત્રામાં લેવાથી પેટ ચુંક એકદમ બેસી જાય છે. જ્યારે જઠરાગ્નિની અંદર અમ્લરસની ઘણી વૃદ્ધિ થઈ હોય છે અને તેથી ઉલટી તથા ઝાડો થયા કરે છે તથા દહીં જેવાં શફેટાં વાળો ઝાડો ઉતરે છે ત્યારે કળી ચુનો અગર શંખની કોઈ પણ બનાવટ લેવાથી ફાયદો થાય છે. બાળકોને જ્યારે દૂધ માફક નથી આવતું, અગર અજીર્ણની અંદર ઉલટી કરી દૂધ કાઢી નાખે છે ત્યારે બે ભાગ દૂધ અને એક ભાગ કળી ચુનાનું પાણી નાખી પીવાથી તે દૂધ બાળકને પચેછે, અને પેટમાં છમે છે. મોટા માણસોને પણ જમ્યા પછી થતી ઉલટી દબાવવાને માટે કળી ચુનાનું પાણી આપવું યોગ્ય છે. જમ્યા પછી ૨–૪ કલાક પેટમાં દુખાવાનો ભાવ જણાય છે અને તેથી પેટના જૂદા જૂદા ભાગમાં તેમજ વાંસામાં શુળ નીકળે છે તથા વખતો વખત ઝાડે જવાની બણસ થાય છે ત્યારે શંખ વટીની ગોળી ઘણી અસર કારક નીવડે છે. વિષૂચિકા અથવા કોલેરામાં શંખવટી એ ઘણો સારો ઉપાય છે. તેથી કાંઈ અજીર્ણનો અંશ રહી ગયો હોય તો તરત દૂર થાય છે તેમજ તે ઉષ્ણ વીર્ય છે. તે યકૃતોદર તથા પ્લીહોદર ઉપર સારૂં કામ કરે છે તથા હેડકી બેસાડવાને માટે અપાય છે. અર્શ અને સંગ્રહણીની મંદાગ્નિને તે હટાડે છે તથા જઠરાગ્નિને તે પ્રદિપ્ત કરે છે. શંખ ભસ્મ લીંબુના રસમાં પ્લીહોદર તથા ગુલ્મોદર ઉપર અપાય છે.

અજીર્ણની વિકૃતિ શિવાય દેશી વૈદ્યો શંખનો બીજા દરદોમાં ખાવાને માટે ઉપયોગ કરતા નથી પણ બહાર લગાડવાને માટે તેઓ તેનો ઘણ ઉપયોગ કરેછે જે જે ત્વક્દોષની અંદર ઘણી ચેળ આવતી હોય તે ઉપર કળી ચુનાનાં પાણીના પોતાં મૂકવાથી ચેળ શાંત થાયછે તથા રસ

જલદી આવે છે, ને અંદરના પરૂ વિગેરેથી ક્ચક્ચતા ભાગને શુષ્કતા આપે છે અગ્નિથી બળેલા ભાગ ઉપર ફડ ફોલ્લાની ચામડી ઉખડી જઈ ઉપલો ભાગ આલો થઈ જાય છે ત્યારે કળી ચુનાનું પાણી અને અળશીનું તેલ સમભાગે મેળવી તેને હલાવી તેમાં કપડું બોળી તે બળેલા ભાગ ઉપર મૂકવાથી ઘણો સારો ફાયદો થાય છે. તેથી દાહનું શમન થાય છે, અંદર હવાનો ભાગ પેશી શકતો નથી, શોજો થવાનું કારણ દૂર થાયછે અને રૂઝ જલદીથી આવે છે. અજગલ્લીકા નામનો જે ક્ષુદ્ર ત્વક્દોષ છે તેની ફાડેલી પોચી પાડવાને માટે છીપનો ચુનો અને ફટકડી કોઈ ક્ષાર સાથે વારંવાર મેળવી લગાડવામાં આવે છે.

દંભક તરીકે કળી ચુનો, સાજીખાર અને મૂળાના ક્ષારનો લેપ પાણીમાં વાટી લગાડવાથી નાના મસા ખરી પડે છે તથા મોટી ગાંઠો અર્બુદ વિગેરે ગળી પોચાં પડી જાય છે. કેટલીક વખતે આ લેપ સાથે મોરથુથુ અને ટંકણ નાખવામાં આવે છે. કળી ચુનો ચોપડવાથી વાળ ખરી પડેછે અને તે લગાડવાની રીત એવી છે કે કળીચુનો અને હરતાળ સમભાગે લઈ પાણીમાં નાખી ગરમ કરી તેનો વાળ વાળા ભાગ ઉપર લેપ કરવો. આથી વાળ તરતજ ખરી પડે છે. હરતાળ પાવલાભાર કળી ચુનો દોઢ રૂપીઆભાર અને પલાશનો ક્ષાર અર્ધા રૂપીઆભાર એ સઘળાંને આકડાના છીરની અંદર ખલ કરી વાળ ઉપર લગાડવાથી વાળ ખરી પડે છે. બાળવાના કામમાં તેમજ વાળ ખેરવાના કામમાં કળીચુનાને બદલે કેટલાક લોકો સાદો ચુનો પણ વાપરેછે. કળીચુનો ને નવસાર બન્ને સમભાગે ભેગાં કરી તે સુંઘવાથી છીકો આવે છે અને તેથી માથું દુખતું મટી જાય છે.

આંખના રોગની અંદર શંખ એમને એમ વપરાય છે. ચંદ્રોદયા વર્તિની અંદર શંખનાભી એમને એમ કામ લાગે છે. તે આંજવાથી આંખનું તાજું ફુલું કપાય છે તથા ઝામરની અંદર આંખે આવતું અંધારૂં દૂર થાય છે તેમજ તેના શ્વેત પડની ઉપર થતી માંસની વૃદ્ધિ કપાય છે.

**માત્રાઃ**—શંખ ભસ્મ ૧ વાલ, શંખ વટી ૧ થી ૨ ગોળી, અગ્નિકુમાર રસ એકથી ૨ વાલ, કળી ચુનાનું પાણી ૧ થી ૧૦ રૂપીઆ ભાર.

## શંખ જીરૂં.

**વર્ણનઃ**—શંખ જીરાના ધોળા ભુખરા રંગના જેવા ચિકાશ વાળા કટકા આવે છે.

બનાવટ:—શંખ જીરાનો લેપ.

૧ શંખ જીરાનો લેપ = શંખ જીરૂં ૫ ભાગ, કાથો ૧ ભાગ, એ બન્ને સાથે મેળવી તેનો ઘીની અંદર લેપ કરવો.

ગુણ:—સ્તંભન અને રક્ત સ્તંભક.

ઉપયોગ:—શંખ જીરૂં એ ક્ષોભક પદાર્થ છે, અને તેટલા માટે કેટલાક વૈદ્યો તે બને ત્યાં સુધી ખાવાને માટે નથી વાપરતા. અતિસાર, રક્તાતિસાર, અત્યાર્તવ તથા ગમે તે ભાગમાંથી લોહી પડતું હોય ત્યારે તે અપાય છે. તેની ક્ષોભક અસર ન જણાય તેટલા માટે તે ખાંડમાં અગર દુધના તરની અંદર અપાય છે. ઉપદંશ વૃણની અંદર તેમજ બીજા કોઈ ભાગની અંદર ઘારૂં પડ્યું હોય ત્યારે તેનો લેપ લગાડેથી સારૂં થાય છે. તેથી રસીનો ભાગ સૂકાઈ જાય છે અને રૂઝ જલદીથી આવે છે. કાથાનો અને શંખજીરાનો જે ઉપેરો ઉપર બતાવ્યો છે તે ઉપદંશને માટે ઘણો સારો છે.

માત્રા:—૧ વાલ.

## સાજીખાર.

વર્ણન:—સાજીખાર પંજાબની અંદર બને છે. અહીં બજારમાં તેના કાળા કડકા આવે છે અને તેને માથે મીઠાનો તર જામી રહેલા દેખાય છે. જેવી રીતે માટીના વાસણમાં આપણે મીઠું રાખીએ તો એક બે ચોમાસા પછી માટીના ઠામ ઉપર મીઠાનો થર બહાર જામેલા દેખાય છે તેમ સાજીખારના કાળા કડકા ઉપર મીઠાનો ખાર જામી ગએલો હોયછે. તેને ભાંગતાં અંદરથી કાળો બળી ગએલ ભાગ નીકળે છે તથા અંદર ઠેકાણે ઠેકાણે ધોળાં ધોળાં ટપકાં હોય છે. પંજાબની અંદર ખારી માટીની ભોંય ઉપર કેટલીક જાતનાં ઝાડો ઉગે છે. તે ઝાડોને કાપી સૂકવી છ ફીટ ઉંડી અને ત્રણ ફુટ પહોળી ભઠ્ઠીમાં બાળવામાં આવેછે. ભઠ્ઠીની અંદર મોં બંધ ત્રણ ચાર ઉંધા ઘડા મૂકેલા હોય છે અને તેના ઉપલા ત્રણે ભાગોમાં બારીક છિદ્ર પાડેલ હોય છે. જેમ જેમ ઝાડવાં બળતાં જાયછે તેમ તેમ તેમાંથી રસ નીકળે છે તે ઘડાની અંદર પડી જામતો જાયછે. આ સાજીખાર કેહેવાય છે અને તે સૌથી ઉંચો ગણાયછે. આ રસ ઘડાની અંદર પડેછે તેથી તેને લોટા સાજી કહેછે. ભઠ્ઠીની અંદર બળેલાં લાકડાં, ધૂળનો ભાગ, તથા થોડોક રસ ઉપર જામી રહે છે તે

સાદો સાજીખાર છે અને તે ઘણો હલકો છે.

બનાવટઃ—સર્જિકાદિ ચૂર્ણ.

૧ સર્જિકાદિ ચૂર્ણ= સાજીખાર ૧ ભાગ, જવખાર ૧ ભાગ અને પંચલવણ ૫ ભાગ એ ત્રણે ચીજને બીજોરાના રસમાં અથવા દાડમના રસમાં ખૂબ ખલ કરી તે ચૂર્ણ તડકે સૂકવવું.

ગુણઃ—પાચન, દીપન અને વાતહર.

ઉપયોગઃ—એનો ઉપયોગ યવક્ષારને મળતો છે. પેટચુંક, આફરો, ગોટો તથા પેટના કેટલાંક દરદોની અંદર તે વપરાય છે. તેથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાયછે, ભૂખ લાગેછે, અને પેટની અંદરનું શૂળ બંધ થાયછે. સર્જિકાદિ ચૂર્ણ પાવલાભાર માત્રામાં લેવાથી જમ્યા પછી પેટમાં ચુંથ થતી હોય અથવા ખાટા ઘચરકા આવતા હોય, તથા દાંત અંબાઈ ખાટા થઈ જતા હોય તો સારો ફાયદો થાયછે. અજીર્ણના દરદમાં સાજીખાર ઘણો ઉપયોગી છે. સાજીખાર, મેંદાલકડી, તથા આંબા હળદર એ ત્રણેને વાટી નવશેકાં કરી કચર, ઘુમઘા, તથા મૂઢ માર ઉપર લગાવાથી જામી ગએલું લોહી ત્રુટેછે અને સોજો હલકો પડેછે. સાજીખાર અને જવખારને પાણીમાં વાટી તેની લુબ્દી કરી પાકતા ગુમડા ઉપર લગાડવાથી તે તરત ફુટે છે.

માત્રાઃ—સાર્જિકાદિ ચૂર્ણ પાવલાભાર.

## સીંદૂર.

વર્ણનઃ—સીંદૂર એ સીસાંનો એક ક્ષાર છે અને તે બજારમાં પુષ્કળ મળેછે. સીંદૂરને શુદ્ધ કરવાની રીત એવીછે કે તેને લીંબુના રસમાં ખલ કરી તડકે સૂકવી નાખવું. સીંદૂર ખાવાને માટે ક્વચિતજ વપરાય છે.

બનાવટઃ—સીંદૂરાદિ તૈલ.

૧ સીંદૂરાદિ તેલ=સીંદૂર ૪ તોલા, જીરૂં ૮ તોલા, સરશીઉંતેલ ૬૪ તોલા તથા પાણી ૨૫૬ તોલા નાખી તેનું રીતસર તેલ સિદ્ધ કરવું.

ગુણઃ—વ્રણશોધન તથા રોપણ.

ઉપયોગઃ—સીંદૂર ત્વક્દોષ ઉપર બહુ ચોપડાય છે. ખરજવું, ખસ, દદ્રુ, કુષ્ટ વિગેરે ઉપર સીંદૂર સારૂં કામ કરેછે. સીંદૂર અને મરીને ઘીની સાથે મેળવી ખરજવા ઉપર લગાડવાથી ખરજવું મેશી જાય છે, તેમજ

સીંદૂરાદિ તેલ આંજણી ઉપર ચોપડવાથી આંજણી હલકી પડેછે. પામા, વિચર્ચિકા, વિગેરે અનેક જાતના કુષ્ટ ઉપર સીંદૂર લાગુ પડેછે.

## સીંસુ.

**વર્ણનઃ**—સીંસાના કાળા તેલવાળા મોટા કડકા આવેછે. તે પોચું અને ઘણું વજનદાર હોયછે. સફેતો, સીંદૂર, સૂરમો અને બોદાર કાંકરો એ બધાં સીંસાના ક્ષાર છે.

**શોધન તથા મારણઃ**—સીંસાને અગ્નિપર તપાવી તેનો રસ કરી તે રસને આકડાના છીરમાં ઠારવો. એક હાંડલીમાં આકડાનું છીર ભરી તે ઉપર સછિદ્ર ઢાંકણુ કરી તે છિદ્રમાંથી સીંસાનો રસ રેડવો. જો વાસણ ખુલ્લું રાખ્યું તો સીંસાનો રસ છીરમાં પડવાથી ઉડશે અને બંદુકની ગોળીની પેઠે શરીર ઉપર ચોટી રહેશે. માટે આકડના છીરના ઠામ ઉપર ઢાંકણુ ઢાંકવું એટલુંજ નહિ પણ ફકત છિદ્ર ખુલ્લું રાખી અડખે પડખે ઢાંકણુની ઉપર પણ મોટાં વજન રાખવાં; કારણ કે તેમ નહિ કરવાથી સીંસાના જોરથી તે ઢાંકણુ ઉડશે અને શરીરને ઇજા કરશે. ત્રણવાર ઠારવાથી સીંસુ શુદ્ધ થાયછે. આકડાના છીર વગર કુંવારના રસમાં, ત્રીફળાના કાઢામાં તેમજ ગૌમૂત્રમાં ઠારવાથી પણ શુદ્ધિ થાયછે પણ આકડાનું છીર ઉત્તમ છે. શુદ્ધ સીંસાંને અગ્નિ ઉપર તપાવી રસ કરી તેમાં તેથી ચોથા ભાગનો અપામાર્ગ ક્ષાર નાખી અઘેડાના લાકડાથી હલાવવો. આથી તેનું બારીક ચૂર્ણ થશે. ચુર્ણ થયા પછી તેનો આઠમો ભાગ શુદ્ધ મનઃશીલ નાખી લીંબુના રસમાં ખલ કરી ગજપુટ દેવો; તેથી શુદ્ધ નાગભસ્મ થાયછે. એ ચાર વખત પુટ દેવાથી ઉત્તમ ભસ્મ બનેછે. આ શીવાય કેટલાક વૈદ્યોનો મત એવો પણછે કે સીસું ઉકળે ત્યારે તેની અંદર અપામાર્ગ ક્ષાર નહિ નાખતાં ફક્ત શુદ્ધ મનઃશીલ નાખવું. તે શિવાય સીસાંની ભસ્મ કરવાનો રસ્તો એવો છે કે સીસાનો રસ થાય ત્યારે માથે આમલીના છોડીઆંનો ભુકો થોડો થોડો નાખતા જવું અને લોઢાની સળીથી ઘુટવું. ફક્ત સીસાથી ચોથા ભાગનો આમલીનો ભૂકો નાંખવો. એક પ્રહર ઘુટવાથી સીસાંની ભસ્મ થાયછે. ત્યાર પછી તેમાં સમભાગ મનઃશીલ નાખી કાંજીમાં વાટી શરાવસંપુટકરી ગજપુટ દેવો. આથી શુદ્ધ નાગભસ્મ થાયછે. નાગભસ્મ ધોળા અને રાતા એવા બે રંગની કરવામાં આવે છે. લાલ રંગ

આવવાનું કારણ મનઃશીલ છે. સફેત રંગની નાગ ભસ્મમાં મનઃશીલ નાખવામાં નથી આવતું.

**બનાવટ:**—૧ વડવાનળ રસ. ૨ નાગ ભસ્મ.

૧ વડવાનળ રસ=૧ ભાગ શુદ્ધ હરતાલ, ૧ ભાગ શુદ્ધ પારો, ૧ ભાગ સીસાની ભસ્મ, ૨ ભાગ શુદ્ધ ગંધક, અને ૧૬ ભાગ મરી એ બધાં બરાબર મેળવ્યાં.

૨ નાગભસ્મ=આની બનાવટ ઉપર અપાઈ ગઈ છે.

**ગુણ:**—પૌષ્ટિક,

**ઉપયોગ:**—નાગ ભસ્મ એકલી કવચિતજ વપરાય છે. ઘણું કરીને બીજી ધાતુઓની સાથે કેટલીક બનાવટમાં તે આવે છે. ક્ષય, મેહ, સંગ્રહણી, અગ્નિમાંધ ઉપર તે અપાય છે. તે પૌષ્ટિક ગણાય છે અને તેને વીર્યની વૃદ્ધિ કરનાર માનવામાં આવે છે. વડવાનળ રસ ઘીમાં લેવાથી કોલેરા, શૂળ, બળેલ, પેટના રોગ, વાયુ, મંદાગ્નિ વિગેરે દૂર થાય છે. સીસું વાપરવું એ ઘણુંજ જોખમ ભરેલું છે માટે તે વાપરતી વખતે દરેક વૈદ્યે ઘણીજ સંભાળ રાખવી. જો તે અશુદ્ધ વપરાય તો ઘણીક જાતની નુકસાની થાય છે. તેથી ગુલ્મ, કુષ્ટ, રક્ત વિકાર વિગેરે થઇ આવેછે.

**માત્રા:** - વડવાનળ ચૂર્ણ ૧ રતીભાર, નાગ ભસ્મ ૧/૮ ઘઉંભાર.

## સુરમો.

**વર્ણન:**—સુરમો બે જાતનો થાયછે. ૧ સૌવીરાંજન તથા બીજો સ્રોતાંજન. સૌવીરાંજન કાળા રંગનો થાયછે, તથા અંદર ચકચકીત કટકીઓ દેખાયછે. તે સીસાં અને ગંધકનો સંયોગ જન્ય પદાર્થ છે તથા તેની અંદર ચકચકીત કટકીઓ દેખાય છે. સ્રોતાંજન જરા ઝુંખરો છે અને તે ગુણમાં સૌવીરાંજનથી જરા ઉતરતો છે. તે હિંદુસ્તાન તરફથી આ દેશમાં આવે છે.

**શોધન:**—સુરમાને બારીક વાટી તેને લીંબુના રસમાં ખલ કરી ૧ દિવસ તડકામાં સૂકવવાથી તે શુદ્ધ થાય છે.

**બનાવટ:**—૧ શુદ્ધ સુરમો, ૨ નયનામૃત.

૧ શુદ્ધ સુરમો=શુદ્ધ કરેલ સુરમાને અગ્નિ ઉપર તપાવી ત્રિફળાના હીમની અંદર ઠંડો કરી ખરલમાં ખૂબ લઢવો. આવી રીતે સાત દિવસ સુધી તેને ગરમ કરી ત્રિફળાના હીમની ભાવના દેવી. પછી જ્યારે ખૂબ

બારીક થાય ત્યારે તેની અંદર એક શેર સુરમો, ધોળા મરી દાણા ૧૦, તથા એલચીના દાણા ૧૫ તથા ૦। રૂપીઆભાર ભીમસેની કપૂર નાખી તેને ખરલમાં ખૂબ લઢવું. બાદ તેને ત્રણ દિવસ સુધી દરરોજ ગુલાબ જળની ભાવના દઈ ખલ કરવો. છેલે દિવસે સાવ સૂકાય ત્યારે ફરી એક વાલ ભીમસેની કપૂર નાખી ખલ કરી શીશીમાં ભરી રાખવો.

**૨ નયનામૃત**=સીંસું શુદ્ધ કરી તેને અગ્નિ ઉપર તપવતાં તે પાતળું (ઓગળેલ) થાય, ત્યારે તેની અંદર તેટલોજ શુદ્ધ પારો નાખવો. પછી તે બંનેની બરાબર સુરમો નાખી ખૂબ હલાવવું ને બરાબર તે ત્રણેનું ચૂર્ણ મળી જાય ત્યારે ત્રણેના સમગ્ર ચૂર્ણથી દશમાભાગનું ભીમસેની કપૂર નાખી તે સઘળાંને ખૂબ ખલ કરવાં. જે અંજન તૈયાર થાય તેનું નામ નયનામૃત.

ગુણ:—ચક્ષુષ્ય.

**ઉપયોગ:**—સુરમો આંખના દરદોમાં અત્યંત ઉપયોગી છે. સુરમો આંખના દરદની અંદર એટલો બધો પ્રસિદ્ધ છે કે સુરમા શિવાય બીજા કેટલાક પદાર્થોના અંજનને પણ સુરમો એવું નામ આપવામાં આવે છે. એ પ્રમાણે ખાપરીઆના અંજનને રાતો સુરમો કહે છે અને મોતીના અંજનને ધોળો સુરમો કહે છે, પણ તેમાં આ ખરો સુરમો આવતો નથી. સુરમો આંજવાનો ચાલ પંજાબ દેશની અંદર બહુ છે. કેટલાક લોકો ફક્ત ખુબસુરતીની ખાતર સુરમો આંખમાં આંજે છે. ખુબસુરતીને માટે આંજવામાં આવે તોપણ તે આંખને ફાયદો કરે છે. તેથી આંખને ઠંડક થાય છે અને પુષ્ટિ મળે છે. કેટલાક ઉંચી જાતના સુરમામાં સાચાં મોતી પડે છે અને તે પ્રમાણે તેની કીમત થાય છે. સુરમો આંખમાં આંજવાથી આંખની બળતરા, ઝાંખ, આંખનું બળવું વિગેરે શાંત થાયછે. જ્યારે આંખ આડા ધુમાડા ધુમાડા દેખાય છે તથા દરદીને કેટલીક ચીજો વિકૃતિ પામેલી દેખાય છે તેવા દરદોમાં સુરમો હીતકારક છે. બહુ વાંચવાથી આંખમાં થએલી કમકોવતી તેથી સુધરે છે. સુરમો પોતે આંખની અંદર ઠંડો છે તોપણ તેની અંદર બીજી ચીજો પડવા પ્રમાણે તેનાં ગુણનો ફેરફાર થાય છે. સુરમાની અંદર એવી ચીજો મેળવવામાં આવે છે કે તે આંજવાથી પહેલ વહેલું આંખમાંથી પાણી છુટે છે અને પાછળથી ઠંડક થાય છે. જ્યારે આંખની અંદર ગરમી રહેવાને લીધે માથાની અંદર

દુખાવો થાય છે ત્યારે સુરમો આંજવાથી માથું દુખતુ મટે છે.

## સુરોખાર.

વર્ણનઃ—સુરોખાર બે જાતનો આવે છે એક ધોએલો અને બીજો વગર ધોએલો. ધોએલો સુરોખાર રંગે સફેત હોય છે અને વગર ધોએલો સુરોખાર સફેત પણ જરા મેલો હોયછે. ઓષધમાં ધોએલો સુરોખાર વપરાયછે. સુરોખાર ધોવાનીરીત એવી છે કે તેને ઉના પાણીમાં ગાળવો ને જે ડોળ વિગેરે ઉપર આવે તે કાઢી લેવો. પાછળથી તે પાણીને સ્વસ્થ રાખવું એટલે સુરોખાર નીચે બેસશે. ઉપલું પાણી કાઢી લઈ નીચે રહેલ સુરાખારની પાર્શ્વે કણિક બંધાવા દેવી. વગર ધોએલ સુરોખાર વાપરવાથી ઉલટી થાય છે ને તે પીવો ઘણો મુસ્કેલ છે. ખત્રી લોક તે રંગવાના કામમાં વાપરે છે.

ગુણઃ—મૂત્રલ, સ્વેદળ અને શીતળ.

ઉપયોગઃ—સુરોખાર સ્વેદળ હોવાને લીધે સખ્ત જ્વરની અંદર કામ લાગે છે સંતત્ જ્વર, સતત્ જ્વર, ફેફસાનો તીક્ષ્ણ વરમ તેમજ યકૃત્‌ના તીક્ષ્ણ વરમમાં જ્યારે તાવ અણઉતાર ભર્યો રહે છે ત્યારે બીજી સ્વેદળ દવાની સાથે સુરોખાર અપાય છે. જે દરદોની અંદર તાવ ભર્યો હોય ત્યાં પસીનો લાવવા માટે સુરાખારની યોજના કરવામાં આવે છે. તાવની અંદર પેસાબ ઘણુંજ થોડું અને વધારે ક્ષારવાળું હોય છે. સુરોખાર લેવાથી પેશાબ વધે છે અને તેથી પડતુ ઘાટું લાલ પેશાબ સ્વચ્છ ઉતરે છે; તથા પેશાબની અંદરનો દાહ શાંત થવાને માટે તે પ્રમેહ અને તણખીઆની અંદર પુષ્કળ પાણીની સાથે અપાય છે, તેમજ મૂત્ર કૃચ્છ્રની અંદર થયેલી પેશાબની અટકાયતને તે દૂર કરે છે. મૂત્રલ અને સ્વેદલ એ બન્ને ગુણો તેમાં હોવાથી તે જ્વરાદિક દોષની અંદર બહુ યોગ્ય છે. બાદતાવની અંદર જેમ તે પસીનો લાવે છે તેમ તે તૃષાને શાંત કરે છે તથા દાહને બેસાડે છે. મૂત્રલ ગુણને માટે તે જલંદર તથા કમળામાં અપાય છે. જલંદરની અંદર હમેશાં પેશાબ થોડું ઉતરે છે, તેથી પેટ ચડે છે, અને દરદીને હાંફ ચડે છે. સુરોખાર લેવાથી આ બધી હરકતો દૂર થાય છે.

ચંદ્રપ્રભા ગુટિકાની અંદર શીલજીત આવે છે પણ જો શીલજીત ન મળતો હોય તો તેને અભાવે સુરોખાર નાખવાની કોઇ પણ જાતની અડચણ નથી. બાળકની અંદર જ્યારે મૂત્રકૃચ્છ્ર બંધાય છે ત્યારે સુરોખાર

સારો ફાયદો કરેછે. તિક્ષ્ણ તેમજ જીર્ણ સંધીવાની અંદર જેમાં દરદીનું લોહી સાધારણ રીતે તપેલું હોયછે તેવા દરદીને બીજી યોગ્ય દવા સાથે સુરોખારનું સેવન કરવું ઉચિત છે. પ્રમેહની અને પીડિ તાર્તવની અંદર તે ઉપયોગી છે. દમની અંદર સુરોખાર ઘણું સારૂં કામ કરે છે અને તે વાપરવાની રીતી નીચે પ્રમાણે છે.

૧૦ રૂપિઆભાર સુરોખાર લઈ તેને ૮૦ રૂપીઆ ભાર ઉના પાણીમાં નાખવો અને તેની અંદર અમદાવાદી કાગળ બે ત્રણ મિનિટ બોળી રાખવા પછી તેને તડકે અગર દેવતાપર છેટેથી સુકવવા. આ કાગળમાંથી ચાર ચાર ઈંચના ચોરસ કડકા કાપી રાખી તેમાંથી એક અગર બે કડકા બાળી તેનું ધૂમ્રપાન કરવાથી ઘણોજ સખ્ત દમ હોય તે પણ જાયછે. આ ઉપાય ઘણોજ સરસ છે અને તે દરેક વૈદ્યે અજમાવવા જેવોછે.

દાંતના મંજનની અંદર સુરોખાર આવેછે. તેની અસરથી બેરી ગળી જાયછે અને દાંત સાફ થાયછે. આવું મંજન થોડા ઘણા દિવસ સુધી ચાલુ રાખવું જોઇએ.

**માત્રાઃ**—૧ થી ૪ વાલ.

## સુવર્ણ માક્ષિક.

**વર્ણનઃ**—સોના મુખીના પીળા ચકચકીત કડકા આવેછે અને તેની અંદર સોનાની કટકીઓ જેવું તેજ હોયછે. તે ઉપરથી કોઇએ એમ ન ધારવું કે તેની અંદર સોનુંછે. તે ગંધક અને લોઢાનો એક સંયોગજન્ય પદાર્થ છે.

**શોધન તથા મારણઃ**—સોના મુખીના કડકા લઈ ખુબ ખાંડી કપડે ચાળી ઝીણો ભૂકો કરી તેથી ત્રીજે ભાગ સિંધાલૂણ મેળવી લીંબુના રસમાં ખુબ ઘુંટી લોઢાની કડાઈમાં નાખી નીચે ખુબ તાપ કરવો અને લોઢાની કડછીથી હલાવવું. જ્યાં સુધી લોઢાની કડાઈ અને ઉપર લખેલ દવા લાલ થાય ત્યાં સુધી હલાવ્યા રાખવું. પછી તેને ઉતારી લેવું. આવી રીતે સુવર્ણ માક્ષિક લાલ થાય ત્યારે શુદ્ધ થઈ કેહેવાય છે. શુદ્ધ થયા પછી તેને કળથીના ક્વાથમાં તેલની અંદર અગર બકરીના મૂત્રની અંદર ખલ કરી ગજપુટ દેવો તેથી શુદ્ધ સુવર્ણ માક્ષિક ભસ્મ થાયછે.

**બનાવટઃ**—૧ સુવર્ણ માક્ષિક ભસ્મ ૨ ગર્ભ વિનોદ રસ.

૧ સુવર્ણ માક્ષિક ભસ્મ=આની બનાવટ ઉપર અપાઈ ગઈછે.

૨ ગર્ભ વિનોદ રસ=સુવર્ણ માક્ષિક ભસ્મ ૪ તોલા, હીંગળો ૪ તોલા સુંઠ ૩ તોલા, મરી ૩ તોલા, લવીંગ ૩ તોલા, જાવંત્રી ૩ તોલા એ સર્વ પાણી સાથે મેળવી બબ્બે રતીની એકેકી ગોળી કરવી.

ગુણઃ—શોધક અને પૌષ્ટિક

ઉપયોગઃ—પૌષ્ટિક તરીકે તેના ગુણ લોખંડને મળતા છે. પાંડુરોગ મૂત્રરોગ, જળોદર, શોફ તથા નેત્ર રોગની અંદર તે ઉપયોગી છે અને જે જે જગ્યોએ લોહ આપવું યોગ્ય લાગે તે તે જગ્યોએ સુવર્ણ માક્ષિક પણ અપાયછે. જીર્ણ મેહ, અર્શ, કુષ્ટ, વિગેરે વ્યાધિમાં તે ઉપયોગી છે. સુવર્ણ માક્ષિક ભસ્મ અને ગળોસત્વ સમભાગે મેળવી તેની ગોળી કરી લેવાથી જીર્ણ પ્રમેહમાં ઘણો સારો ફાયદો થાયછે.

સુવર્ણ માક્ષિક એ શોધક પૌષ્ટિક દવાછે અને તેટલા માટે બીજી શોધક પૌષ્ટિક દવા જેવી કે પારો, અબરખ વિગેરેમા મેળવી અપાયછે. ગર્ભિણી સ્ત્રીના કેટલાક રોગમાં તેમજ કમકૌવત સ્ત્રીના ગર્ભાશય જ્યારે નબળાં પડી જાયછે ત્યારે વખતો વખત ગર્ભપાત થવાનો સંભવ રહેછે તથા કસુવાવડ થાયછે. સુવર્ણ માક્ષિક આવા દરદીને ઘણોજ ફાયદો કરેછે. ઘણું કરીને આવા દરદની અંદર ઉપદંશનો શક જાયછે અને ગર્ભ વિનોદ રસ નામની બનાવટની અંદર હીંગળાનો સારો ભાગ આવવાથી ઉપદંશની અનેક વિકૃતિઓ ઉપર તે ખાસ ઉપયોગી છે. કમકૌવતી અગર ઉપદંશ અગર તે બન્નેના સંયોગથી કે ગમે તે કારણથી ગર્ભપાત થતો હોય ત્યારે ગર્ભ વિનોદ રસ વાપરવા કહેલછે. સાધારણ રીતે કોઈ પણ સ્ત્રીને કસુવાડ થતી હોય અને બીજું કાંઈ પણ કારણ ન મળ્યું હોય તેવા અનિશ્ચિત રસ્તામાં ગર્ભ વિનોદરસ પ્રશસ્ત છે.

સોનામુખીને મધની અંદર વાટી આંખની અંદર આંજવાથી આંખનું ફુલું કપાય છે.

**માત્રાઃ**—સુવર્ણ માક્ષિક ભસ્મ ૧ થી ૨ વાલ, ગર્ભ વિનોદરસ ૧ થી ૨ રતીભાર.

**પથ્યઃ**—ગર્ભ વિનોદરસ ચાલતો હોય ત્યાં સુધી તેલ, મરચું, ખટાઈ વિગેરે ખાવું નહિ ને ઘી સાકર વિગેરે પૌષ્ટિક ખોરાક વાપરવો.

# સોનું.

સોનું દેશી ઓષધિમાં એક ઉત્તમ ઓષધ ગણાય છે. ઓષધમાં સોનાનો વરખ તથા તેની ભસ્મ વપરાય છે તેમજ બીજી કેટલીક માત્રામાં સોનું આવે છે. ઓષધની અંદર ચોખ્ખું સોનું વાપરવું જોઇએ. તેની અંદર રૂપાનો કે ત્રાંબાનો ભેગ હોવો ન જોઇએ. સોનાનાં બારીક પતરાં બઈ હરણનાં ચામડાંના બેવડમાં નાખી મોગરીથી કુટી કુટીને તેનાં બહુ પાતળાં પતરાં કરવામાં આવે છે તેનું નામ વરખ.

**શોધન તથા મારણઃ**—ચોખ્ખું કુંદન લઈ તેને તપાવી કાંજીમાં, તેલમાં, કળથીના ક્વાથમાં, ગૌમૂત્રમાં, છાશમાં ઠંડું કરી શુદ્ધ પાણીથી ધોઇ નાખવું તેથી શુદ્ધ સોનું થાય છે. સોનાનાં શુદ્ધ કરેલાં ચોખ્ખાં પતરાં લઈ તેમાં બે ભાગ પારો નાખી લીંબુના રસની અંદર ખુબ ઘુંટી તેનો ગોળો કરવો અને તે ગોળાના વજન પ્રમાણે ગંધક લઈ અરધો ગંધક એક શરાવની અંદર મૂકી તે ઉપર તે ગોળો મૂકવો અને અરધો રહેલો ગંધક માથે નાખી તે ઉપર બીજું શરાવ મૂકી કપડ માટી કરી ૩૦ અડાયાં છાણાનો તેને તાપ દેવો. ઠંડું થાય ત્યારે બહાર કાઢી લેવો. એ પ્રમાણે ૧૪ વખત કરવું એથી શુદ્ધ સુવર્ણ ભસ્મ થાય છે

બનાવટઃ—૧ સુવર્ણ ભસ્મ ૨ સુવર્ણ માલિની વસંત ૩ સુવર્ણ પર્પટિ ૪ રાજ મૃગાંક ૫ હીરણ્ય ગર્ભ પોટલી ૬ પૂર્ણ ચંદ્રોદય.

૧ સુવર્ણ ભસ્મ=આની બનાવટ ઉપર અપાઈ ગઈ છે

૨ સુવર્ણ માલિની વસંત=સોનાનાં પાના ૧ ભાગ, હીંગળો ૩ ભાગ ખાપરીઓ ૮ ભાગ, મોતી ૨ ભાગ, મરી ૪ ભાગ એ બધાંને માખણની અંદર ભેગાં કરી લીંબુનો રસ તેની અંદર નાખી જ્યાં સુધી સોનાનાં પરમાણું અદૃશ્ય થાય ત્યાં લગી ખુબ ઘુટવું.

૩ સુવર્ણ પર્પટિ= સોનાનો વરક એક ભાગ, શુદ્ધ પારો આઠ ભાગ, શુદ્ધ ગંધક, આઠ ભાગ, એ સઘળાંને લોઢાની કડાઈમાં ઘી લગાડી એકત્ર કરી હેઠે જરા તાપ આપવો. રસ થાય કે તરતજ છાણાના ભૂકા ઉપર કેળનું પાન મૂકી તે ઉપર રસને ઢારી દેવો; માથે બીજું પાન મૂકી તે ઉપર છાણાનો ભૂકો નાખવો. જ્યારે પોતાની મેળે ઠરે ત્યારે તેના જામી ગએલા કપોટાં ઉખેડી લેવાં.

૪ રાજમૃગાંક=પારદ ભસ્મ ૩ ભાગ, સુવર્ણ ૧ ભાગ, અભ્રખભસ્મ ૧ ભાગ, મનઃશીલ, હરતાળ અને ગંધક એ ત્રણે શુદ્ધ કરેલ બબે ભાગ એ સઘળાંને ભેગાં કરી ખૂબ બારીક લટવાં પછી શંખની અંદર તે ભરવું; ટંકણખારને બકરીના દૂધમાં વાટી તેથી શંખની મુખ મુદ્રા બંધ કરવી. પછી તેને શરાવ સંપુટ કરી ગજપુટ દઈ દેવો. ઠંડું થાય ત્યારે ઔષધને બહાર કાઢી ખૂબ લટવું.

૫ હિરણ્યગર્ભપોટલીરસઃ—પારો ચાર ભાગ અને સોનાના વરખના બારીક ચોખાપત્રાં ૪ ભાગ લઈ તે બન્ને બરાબર મેળવી તેમાં બાર ભાગ ગંધકના નાખી તેની કજ્જલી કરવી. પછી તેમાં ૧૬ ભાગ મોતીની ભસ્મ, ૨૪ ભાગ શંખભસ્મ અને એક ભાગ ટંકણ મેળવી, તે બધાને પાકેલા લીંબડાના પાનનાં રસમાં ઘુંટવાં; અને તેનો ગોળો કરી શરાવ સંપુટથી ગજપુટ દઈ દેવો. પોતાની મેળે ઠરે ત્યારે તે કાઢી લઈ લઈ રાખી મુકવું. જે તૈયાર થાય તે "હીરણ્યગર્ભપોટલી."

૬ પૂર્ણચંદ્રોદયરસઃ—સોનાનો ચોખો વરક ચાર તોલા, શુદ્ધ પારો ૩૨ તોલા અને શુદ્ધગંધક ૬૪ તોલા લઈ તેમની કજ્જલી કરવી. આ કજ્જલીને રાતા કાપૂસના રસમાં (જાસૂસ) અને કુવારના રસમાં ખલ કરવી અને સુકવવી. પછી આગનશીશીમાં આ કજ્જલી નાખવી. બહુ તો તે અર્ધાઅર્ધ શીશી ભરવી. આખી શીશી ભરવી નહીં, અને તેના ગળાસુધી કપડમાટી કરી વાલુકાયંત્રમાં તે શીશી મુકી તાપ આપવો. શીશીઆડુ આકનું બુચ આપવું. શરૂઆતમાં તાપ ધીમો આપવો અને પછી વધારવો. ઓછામાં ઓછા ત્રણ પ્રહરસુધી તાપ આપવાની જરૂરછે. થોડીવાર પછી બુચ કાઢી લેવું. આથી ગંધક શીશીને મોઢે બળ્યા કરેછે. જે જમાવ શીશીને ગળે જામેછે તે ચંદ્રોદય, પછી તે શીશીમાંથી ચંદ્રોદય કાઢી એક તોલા ચંદ્રોદયે બરાસકપૂર, જાયપત્રી, મરી, લવીંગ, સુંઠ અને પીંપર દરેક ચચાર તોલા અને કસ્તુરી ફક્ત બે વાલ મેળવવી તેની બબે વાલની ગોળીઉ કરવી. ને આ ગોળીઉં નાગરવેલના પાનમાં લેવી.

ગુણઃ—પૌષ્ટિક અને શોધક.

ઉપયોગઃ—સોનું પુષ્ટિ માટે બહુ વપરાયછે. ક્ષયની અંદર તેમજ જીર્ણ ઉધરસ, શ્વાસ, દમ તથા છાતીના દરદોમાં થએલી કમકૌવતીને તે ઘણું સારૂં છે. ક્ષયની શરૂઆતમાં જો સોનું યોગ્ય રીતે આપવામાં

આવે તો તેથી ક્ષય અટકે છે. ક્ષયીને સોનું આપવાથી શરીરમાં કૌવત આવેછે, શરીરનું વજન ઘટતું બંધ થાયછે, કળતર વિગેરે મટેછે તથા શરીર સતેજ રહેછે. ક્ષયની અંદર સુવર્ણ માલિની વસંત, રાગમૃગાંક, તેમજ બીજા કેટલાક પૌષ્ટિક પ્રયોગો જેમાં સોનું આવેછે તે વાપરવા સારાછે. સોનાની દરેક બનાવટ ક્ષયીને આપવાની છૂટછે એટલુંજ નહિ પણ કાચું સોનું આપવું પણ યોગ્યછે ને કાચું સોનું વરકના રૂપમાં વપરાય છે. સોનાનો વરક માખણ, સાકર તથા મધ સાથે આપવાથી જીર્ણ ઉધરસ, તથા ક્ષય દબાયછે. જે દરદીને બડખામાં લોહી પડતું હોય તથા શરીર ઘણું ક્ષીણ પડી ગયું હોય તેવા દરદીને સોનાનો વરક ફાયદો કરેછે. થોડા ઘણા દિવસ સોનાનો વરક લેવાથી ક્ષયીનો જીર્ણજ્વર અટેછે.

મગજના વ્યાધિ, અપસ્માર, મગજની કમકૌવતી, મગજનું ભારે રેહેવું વિગેરે મગજના જીર્ણવ્યાધિની અંદર સોનું સારૂંછે. નપુંસક પણાને માટે તથા વીર્યસ્ત્રાવને માટે સોનું અક્સીર ઉપાય ગણાયછે. કમરનો દુખાવો, પગની કળતર, વીર્યનું મૂત્ર માર્ગની અંદર ઝરવું તેમજ નપુંસક પણાથી થતા દરેક ચિન્હની અંદર સોનું ઘણો ફાયદો કરેછે. મૃગાંક અને ચંદ્રોદય નામની બનાવટ આ દરદીને માટે અતિ ઉત્તમ ઉપાયછે. નપુંસકત્વને માટે ચંદ્રોદયની સાથે કસ્તુરી વિગેરે ઉષ્ણવીર્ય દવાઓ મેળવવામાં આવેછે અને તેથી મગજ તર રહેછે. સ્ત્રીને ઋતુ દોષ, પ્રદર અને બીજા કેટલાંક જીર્ણગર્ભાશયના દરદમાં સોનું અપાયછે.

સન્નિપાતની અંદર તથા બીજા કેટલાક ત્રિદોષ જન્યચિન્હની અંદર સોનાનું ઉકાળેલ પાણી પીવાથી ફાયદો થાયછે. જ્યારે શરીર ક્ષીણ થઈ જાય છે, દરદી બેભાન હોયછે, મોઢા ઉપર તંન્દ્રા ભરી હોયછે અને દરદી બડબડ્યા કરેછે ત્યારે હીરણ્યગર્ભનો ઘસારો પીંપરની સાથે આપવાથી દરદી સચેત થાયછે અને કેટલીક વખતે બેશુદ્ધિવાળો દરદી વાતો કરતો આપણે જોઇએ છીએ.

જે જીર્ણ જ્વરની અંદર કમકૌવતી ઘણીજ વધી ગઈ તેમાં સોનું ઘણો સારો ફાયદો કરેછે. ઘણા દિવસના અતિસાર, સંગ્રહણી તથા જીર્ણ રક્તાતિસારની અંદર દરદીના શરીર ઉપર જ્યારે શોફ થઈ આવેછે તથા દરદી ઘણો કમકૌવત થએલો માલમ પડેછે ત્યારે સુવર્ણ પર્પટિ આપવી યોગ્ય છે. સાધારણ રીતે દરેક પપટિઓ સશોફ અતિસા-

રની અંદર અપાયછે. જ્યારે સોફ હોય ત્યારે પર્પટિવાળી દવા આપવી એવો નિયમ છે. બાળકના શોષ રોગની અંદર સોનું ઘણું ઉપયોગી છે. છોકરૂં જ્યારે ગળતુ જાયછે, તેના સ્નાયુ શીથીળ થાયછે, માંસના લોચા ગળેલા તથા પીંડી વિગેરે ઠેકાણાની ચામડીનો ભાગ વૃદ્ધ માણસની પેઠે ગળી ગયેલો હોય ત્યારે દરદીને સોનું આપવું ઉચિતછે. જે સ્ત્રીઓના ધાવણ ખરાબ હોયછે તે સ્ત્રીના બાળકને સોનું આપવું જોઇએ; તે તેના અસ્થિને દૃઢ કરેછે તથા બાંધો વધારે છે. ષંઢ રોગ ઉપર પણ સોનું બહુ સારુંછે. જીર્ણ પ્રમેહ, હસ્તક્રિયા, અગર બીજા કારણોને લીધે જ્યારે ક્રમકૌવતી થાયછે ત્યારે સોનું આપવું યોગ્યછે. સોનાની રત્નગિરી ગામની બનાવટ નવીન જ્વરની અંદર ઘણી પ્રશસ્ત છે; તેથી ગમે તેવો સખ્ત જ્વર હોય તેપણ અટકે છે. માથે મગનું ઓસામણને ભાત ખવાયછે. સુવર્ણ ભસ્મ હેડકીમાં ફાયદો કરેછે અને ખસૂસ કરીને ત્રિદોષ અવસ્થામાં જે હેડકી થાય છે તેમાં તે ઉપયોગી છે. ગલગંડની અંદર સુવર્ણ અને લોહ સાથે અપાય છે.

**માત્રાઃ**—સુવર્ણ ભસ્મ ૧ થી ૨ રતી, સુવર્ણ માલિની વસંત ૧ થી ૨ રતી, સુવર્ણ પર્પટિ ૧ વાલ, રાજમૃગાંક ૧ થી ૨ રતી, હીરણ્યગર્ભ પોટલી એક ઘસારો. પૂર્ણ ચંદ્રોદય ૧ થી ૨ રતી.

**અનુપાન અને પથ્યઃ**—સુવર્ણ ભસ્મ, ઘી માખણ અને સાકર, સાથે. વસંત માલિની મધ અને પીપર સાથે; રાજ મૃગાંક, દશ પીપર અને ઓગણત્રીશ મરીના ચૂર્ણ સાથે; સુવર્ણની બધી બનાવટો ખાતી વખતે ઘી, દૂધ, માંસ વિગેરે પૌષ્ટિક ખોરાક ખાવો તથા તેલ, મરચું, ખટાઈથી દૂર રહેવું.

## સોમલ.

**વર્ણનઃ**—સોમલ એ સૌથી ઝેરી દવા છે. બજારની અંદર સોમલ બે જાતનો થાય છે. એક સાવ સફેત આવે છે અને બીજો રતાશપર આવે છે. સોમલને અહીં શંખીઓ પણ કહે છે. તે વેચવાને અહીં લાઈસંસ આપવામાં આવે છે. લાઇસંસ વગર બીજાથી તે વેચી શકાતો નથી. હીણ કૃત્ય કરવાવાળા આ ઝેર બીજાને ખવરાવે છે. તેના ઝેરની અસરથી માણસ ૫ થી ૧૫ કલાકની અંદર ગુજરી જાય છે. સોમલ નિઃસ્વાદુ હોવાથી ગમે તે ખોરાકની ચીજ સાથે સહેલાઈથી ભેળવી શકાય

છે. વૈદ્યોએ સોમલવાળી દવા વાપરતાં ઘણી સાવચેતી રાખવી જોઈએ-છીએ. આગળ તે આપણા દેશમાં આટલું બધું પ્રસિદ્ધ નહતું પણ હાલ તે બહુ વપરાય છે. સંસ્કૃતમાં તેને શંખ વિષ, ફેનાશ્મ ભસ્મ અથવા દારૂ મુચ્ કહે છે.

**શોધનઃ**—સોમલને લીંબુના અથવા કેળના રસમાં રાખવાથી તે શુદ્ધ થાય છે અને શુદ્ધ સોમલ ઔષધ તરીકે વપરાય છે.

**સોમલની ઝેરી અસરઃ**—ઝેર તરીકે સોમલનો ઉપયોગ થયા પછી એક કલાકની અંદર તેની અસર જણાઈ રહે છે અને જો તેની ઘણી મોટી માત્રા આપવામાં આવી હોયતો તેનાં ચિન્હ તરત જણાઈ આવે છે. તે ખોરાકમાં અગર પાન વિગેરેમાં અપાયછે. તેથી દરદીને તરતજ બે ચેની થાય છે, મોળ આવે છે, ઉલટી થાય છે અને પેટમાં સખ્ત વાઢ ઉપડે છે તથા બળતરા થાયછે અને પેટ ઉપર દાબ્યું ખમી શકાતું નથી. પેટની અંદરનો દુખાવો ધીરે ધીરે વધતો જાય છે, અને ઉલટી ઘણી સખ્ત થાય છે, તથા ઉલટીમાં લોહી પડે છે. તરતજ દરદીને ઝાડો થાય છે, અને સખ્ત આંકડી આવે છે, ઝાડામાં પણ લોહી પડે છે, પાણીની તૃષા બહુ લાગે છે, કાંઈ પણ ચીજ પેટમાં જવાથી ઉલટી થાય છે, ગળાની અંદર સખ્ત બળતરા થાય છે, અને ગળે કોઈ દાબતું હોય એમ દરદીને જણાય છે. તૃષા વધતી જાય છે, શરૂઆતમાં જરા શરીર તપે છે, પછી-થી પસીનો આવે છે, અને શરીર ઠંડું થવા લાગે છે. નાડી ઘણી બા-રીક, ઉતાવળી અને અનિયમિત થાય છે; પેટ ઉપર સખ્ત પીડા થતી હોયછે, અને તેથી શ્વાસ પૂરો લેવાતો નથી. આંખની ઉપર લોહી ચડી આવે છે, પેશાબમાં બળતરા થાય છે અને લોહી પડે છે. અતિ દુઃખી હોય તેવી રીતે અફાળા માર્યા કરે છે, પણ થોડીજ વારમાં તે બેભાન થાય છે અને પછી તરતજ મરણ પામે છે.

**ઉપાયઃ**—એકદમ ઉલટી કરાવવી: રાઇનો ભુકો ઉના પાણી સાથે પાવો; ગળામાં આંગળી નાખી ઘસવાથી પણ ઉલટી થાયછે. જો ઝેર અપાણે ઘણી વાર થઈ હોય તો એક દમ આકરો રેચ આપવો. આશરે ૫ તોલા વિલાયતી એરંડીઉં એકદમ આપવું. ઉનું કરી ઘી પાવાથી ઉલટી થાયછે તેમજ ઝેરનો કાંઈ પણ ભાગ તે ઘીની અંદર વીંટલાઈ નીકળી આવેછે. કળી ચુનાનું પાણી, તેમજ ઇંડાનો સફેત રસ પણ

પચાય છે. દરદી તદન બે ભાન થઈ જવા લાગે તો તેને સતેજ કરવાને માટે ઉષ્ણ વીર્ય દવા આપવી.

**જીર્ણ ઝેરી અસરઃ**—ઓષધ તરીકે સોમલ દરરોજ થોડું થોડું આપતી વખતે જો દરદીની યોગ્ય સંભાળ રાખવામાં ન આવે તો તેની જીર્ણ અસરના ચિન્હો મળી આવેછે અગર મારી નાખવા માટે સોમલની યોજના કરવામાં આવી હોય ત્યારે તેની માત્રા ઓછી રહી ગઈ હોય તો પણ આવાં ચિન્હ મળી આવેછે.

**ચિન્હઃ**—આંખો લાલ ચોળ થઈ આવે છે, તેજ સહન થઈ શકતું નથી, માથામાં બળતરા થાય છે અને નાકમાં પણ અગ્નિ અગ્નિ થઇ રહે છે; નાક ચૂવા કરે છે, અને આખા શરીરમાં બળતરા લાગી રહે છે. કેટલીક વખતે શરીરમાં ઝીણી ઝીણી ફોડલી ઉપડી આવે છે, અને તેમાંથી સફેત વરેણું ચીકટ પાણી નીકળ્યા કરે છે. વખતે આવા ફોડલા ફૂટી જાય છે, અને ત્યાં ખાડા પડી રહે છે, આવા છિદ્રો મુખ્યત્વે કરીને હથેળી ઉપર અને પગને તળીએ વધારે જોવામાં આવે છે, અને વૈદ્યો ભૂલથી તેને વિચર્ચિકાનો ભેદ ગણે છે. હાથ પગમાં ઝણઝણાટ અને જીભ ઉપર બળતરા થાય છે, તથા જીભ લાલ ચોળ અને આળી થઇ રહે છે. વખતે વાળ ખરી પડે છે, અને આખા શરીરની ઉપત્વચ્ ઉખડી જાય છે. કેટલીક વખતે પેશાબમાં દાહ થાય છે. આ ચિન્હ જણાય કે તરતજ સોમલનો ઉપયોગ બંધ કરવો.

**સોમલ વાપરવામાં રાખવી જોઈતી સાવચેતીઃ**—સોમલ વાપરવા માટે પેટની અંદર કાંઇ પણ બાદી હોય તો તે દૂર થવી જોઇએ. તેટલા માટે વિલાયતી એરંડીઆનો સાદો જુલાબ આપવો. તેની માત્રા જમ્યા પછી તરતજ આપવી; ભૂખ્યે પેટે કદી આપવી નહિ તથા તેની સૌથી ઓછામાંઓછી માત્રા આપવી.સોમલ આપતુ હોય ત્યાં સુધી દરદીને દરરોજ બે વખત જોવો અને બરોબર નિયમિત વખતે દવા અપાય છે કે નહિ તેનો બરાબર તપાસ રાખવો. જો આંખ તથા પોપચાં સુજ્યાં હોય અગર આંખે ગરમી ચડી લાલચોળ થઈ ગઈ હોય તો સોમલ બંધ કરવો અને યોગ્ય વારણ આપવું. કદાપિ છાતીમાં ગરમી જણાય અને તેથી ઉધરસ ઉપડી આવતી હોય અગર નાકમાં ગરમી જણાય તોપણ સોમલ એ કદમ બંધ કરવો જોઇએ. તેમજ પેશાબમાં બળતરા થતી હોય અગર પેશાબ થોડું અને લાલચોળ ઉતરતુ હોય ત્યારે તેમજ ઝાડામાં પણ

કંઈ બળતરા થતી હોય ત્યારે સોમલનો ઉપયોગ બંધ કરવાની જરૂર છે. કોઈ પણ મર્મસ્થાનમાં તીક્ષ્ણ વરમ હોય ત્યાં સુધી સોમલ આપવુંજ નહિ. જીર્ણ વ્યાધિ થાય ત્યારે સોમલ આપવો યોગ્ય છે. સોમલની માત્રા પખવાડીઆ સુધી આપ્યા પછી તેનો ઉપયોગ બે ત્રણ દિવસ સુધી બંધ રાખવો અને તે દરમીઆનમાં તેને એક સાદો જુલાબ આપવો.

બનાવટઃ—જ્વર બ્રહ્માસ્ત્ર ૨ દારૂ બ્રહ્માસ્ત્ર ૩ સોમલની ગોળી.

૧ જ્વર બ્રહ્માસ્ત્ર=શુદ્ધ શંખીઓ લઈ તેને ગૌમૂત્રની અંદર ત્રણ દિવસ સુધી પલાળી રાખવો ને પછી એક દિવસ સુધી [1]કુક્ષીમ્બાના રસમાં પલાળવો. આવી રીતે પલાળેલા શુદ્ધ સોમલને ઠંડા પાણીથી ધોઈ નાખવો અને તેને બારીક વાટી ઓસડની અંદર વાપરવો.

૨ દારૂ બ્રહ્માસ્ત્ર=શુદ્ધ સોમલ, હીંગળો, ધતુરાના બી, લીડીંપીપર એ બધાંને સમભાગે લઈ લીંબુના રસની અંદર તેની ગોળીઓ વાળવી.

૩ સોમલની ગોળી=એક ભાગ સોમલ અને ૭ ભાગ કાળા મરી લઈ તેની ગોળી કરવી.

ગુણઃ—શોધક, જ્વરઘ્ન, તથા પૌષ્ટિક.

ઉપયોગઃ—જ્વરઘ્ન તરીકે સોમલ હાલમાં ઘણી પ્રસિદ્ધિને પામ્યોછે. સંતતજ્વર, સતતજ્વર એકાહિક, દ્વાહિક, ત્ર્યાહિક અને ચાતુર્થિક વિગેરે વિષમજ્વરની અંદર તે ઘણોક સરસછે. કાષ્ટની બીજી જ્વરઘ્ન દવાઓથી જ્યારે તાવને અસર થતી નથી ત્યારે આવા હઠીલા તાવને માટે સોમલ ઘણો અક્સીર ઉપાયછે. વિશેષમાં હાલમાં ક્વીનાઈન નામની ઈંગ્રેજી દવા જે જે વિષમજ્વર અટકાવવામાં સાર્વજનીક ઉપયોગની થઈ પડી છે તેથી પણ જ્યારે તાવ નથી હઠતો ત્યારે સોમલ ફાયદો કરેછે. જ્યારે બહુજ ઠંડી આવેથી શરીર ધ્રુજે છે તેવા [2]મેલેરિયાની ઝેરી હવાથી ઉત્પન્ન થયેલા

---

૧ કુક્ષીમ્બાને સંસ્કૃતમાં કુલાહલ કહેછે. તે બહુધા ભીની જગ્યામાં થાયછે. તે બ્રાહ્મીની જાતની પેદાશ છે, અને તેના પ્રતિનિધિ તરીકે બ્રાહ્મી વપરાય છે. તેનો ગુણ શીતળ અને ગ્રાહી છે.

૨ મેલેરિયાની ઝેરી હવાનું જોર ભાદ્રપદ માસની આખરથી શરૂ થાય છે, ને તે કાર્તક માસના અંત સુધી રહે છે. જે જગ્યાએ વરસાદનું પાણી ઘણું પડી ભરાઈ રહ્યું હોય તેવી જગ્યોએ ભાદ્રપદ માસમાં સુર્યનાં સખ્ત કિરણો માથે પડવાથી તેમાં એક જાતની ઝેરી હવા નીકળે છે જેની અસરથી અનેક જાતના વિષમ જ્વર ઉત્પન થાય છે. આ હવાને મેલેરીઆ કહે છે.

વિષમજ્વરમાં સોમલ ઉપયોગી છે.

જ્વર બ્રહ્માસ્ત્ર નામની દવા એક રતીભાર લઈ તેને સાકર સાથે મેળવી તેના ૧૮ ભાગ કરવા ને તેનો એક ભાગ તાવ આવવાની પહેલાં એક કલાકે દરદીને ખવરાવી દેવો. એથી દરદીને નવીન જ્વર તથા જીર્ણ જ્વર તેમજ બીજાં સતત્ જ્વરમાં ફાયદો થાયછે. ઘણું કરીને ત્રણ કે ચાર વાર આ માત્રા આપવાથી ઘણા દિવસનો જીર્ણ વિષમજ્વર દૂર થાયછે.

દારૂ બ્રહ્માસ્ત્ર નામની દવાની એક રતીભાર માત્રા તુલશીનારસમાં આપવાથી સખ્ત સંતતજ્વર જેની અંદર દરદીને ધ્રુજ છૂટતી હોય, બોલવાનું ભાન ન રેહેતું હોય, તેમજ બેહદ પસીનો વળતો હોય. તેવા દરદીને ફાયદો થાયછે. જ્યારે તાવની અંદર કોઈ પણ મર્મસ્થાનનો પાક ન થયો હોય અગર કાંઈ પણ લોહીના જમાવનાં ચિન્હ ન જણાય ત્યારેજ સોમલ આપવો યોગ્ય છે. જીર્ણ જ્વરને પણ સોમલ દબાવે છે.

સોમલ વાત રોગની અંદર ઘણો સારો છે અને તે મગજને પુષ્ટિ આપનાર ગણાયછે. અપસ્માર, હિસ્ટિરિયા તેમજ તેને મળતા બીજા વાત રોગની અંદર સોમલનો ઉપયોગ ઘણા દિવસ સુધી જારી રાખવાથી તે દરદ ઉપડવાની મુદત લંબાયછે ને વખતે દરદ નાબુત પણ થાય છે. જો વાત વ્યાધિની અંદર જસત ભસ્મ અગર રૌપ્ય ભસ્મનો સંયોગ તેની સાથે કરવામાં આવે તો તેની અસર ઘણી સરસ જણાઈ રહેછે. જે દરદો અમુક મુદતે ઉપડેછે, પાછાં બેશી જાયછે, ને પાછાં ઉપડેછે તેવા દરદોમાં સોમલની અસર ઘણી સરસ છે. દમ, શૂળ, આધાશીશી, મોટી ઉધરસ વિગેરેમાં સોમલનો ઉપયોગ કહ્યો છે. વિષમજ્વર તથા વાત વ્યાધિમાં દરદ પોતાની મુદતેજ ઉપડેછે અને તેટલા માટે સોમલનો ઉપયોગ દરેક રોગમાં ફાયદાકારક છે. જીર્ણ સંધીવાવાળા દરદીને સોમલ સારોછે.

આ શિવાય સોમલ તેની શોધક અસરને માટે ત્વક્દોષની અંદર ઘણો વપરાયછે. કુષ્ટ તથા વાત રક્ત જે અસધ્ય ગણાયછે તેની અંદર સોમલનો ઉપયોગ ફાયદાકારક છે. સોમલથી જો કે આ દરદો મટતાં નથી તોપણ એટલું તો નકી છે કે જો વાતરક્તમાં શરૂઆતથી સોમલ વાપરવામાં આવ્યું હોય તો તેથી ખસૂસ ફાયદો થાયછે. વાતરક્તને માટે દેશી વૈદ્યો જે પોતાની ખાસ બનાવટો કાઢેછે તેમાંની ઘણી ખરીમાં સોમલ હોયછે.

સોમલની ગોળી વાતરક્તમાં ઘણો સારો ફાયદો કરેછે. આ ગોળીની અંદર મરી અને સોમલ શિવાય બીજી કેટલીક ચીજો નાખવામાં આવેછે તો પણ તે ઔષધનો રાજા સોમલ છે. ઉંદર કરડવાથી એક જાતનો ત્વક્દોષ ઉપડી આવેછે જે વાતરક્તને મળતો છે. જો આ દરદની અંદર ભૂલથી સોમલનો ઉપયોગ કર્યો હોય તો તેથી ઉલટું દરદીને નુકસાન થાયછે કારણકે તે રોગની અંદર ફક્ત સારક દવાની જરૂર છે. સોમલમાં કોઈ પણ જાતનો સારક ગુણ રહ્યો નથી. વળી સોમલ ઉષ્ણ વીર્ય હોવાથી ઉલટો દરદીના દાહમાં વૃધિ કરેછે. વાતરક્ત અને ઉંદરના ઝેરમાં નીચે પ્રમાણે ફેરછે.

વાતરક્ત સાધારણ રીતે ૨૦ થી ૨૫ વરસની ઉમરની અંદર શરૂ થાયછે અને શરૂ થયા બાદ તે દશથી બાર વરસની અંદર ફૂટ કરેછે.

ઉંદરનું ઝેર, જે દરદીને ઉંદર કરડ્યો હોય તેની ગમે તે ઉમર હોય તો પણ કરડ્યા પછી થોડા વખતમાં ફૂટ કરેછે. પચાસ વરસની ઉમરના માણસને ઉંદર કરડ્યા પછી જો આવાં ચિન્હ થયાં હોય તો ઉંદરથીજ થયાંછે એમ માનવું જોઇએ. વાતરક્તની ઉત્પત્તિનો કાળ અને તેનો ફૂટવાનો કાળ એ વાતરક્તની ખાતરી કરી આપવાને બસ છે. વાતરક્તની અંદર ખસૂસ કરીને સોમલ વાપરવાની ભલામણ કરવામાં આવે છે ને બે ચાર છ મહિના સુધી તે વાપરવાની જરૂર છે.

સર્પદંશની અંદર સોમલની ગોળી ઘણી વખણાય છે. ઘણા ઝેરી સરપના કરડમાંથી પણ સોમલની ગોળી ખાવાવાળા દરદી બચેછે. જીર્ણ શીત પિત્ત, ઉદંબર તથા બીજા ત્વક્દોષની અંદર સોમલ ફાયદો કરેછે.

પૌષ્ટિક તરીકે સોમલ ઘણો ઉપયોગી છે. કેટલાક લોકો ઔષધની ખાસ બનાવટ કરી તેમાં સોમલ નખાવે છે ને ધાતુ પુષ્ટિને માટે તેનો ઉપયોગ કરેછે.

**માત્રાઃ**—શુદ્ધ સોમલ $\frac{1}{32}$ રતી, જ્વર બ્રહ્માસ્ત્ર $\frac{1}{24}$ રતી, દારૂ બ્રહ્માસ્ત્ર ૧ રતી, સોમલની ગોળી ૦।।

## હરતાલ.

**વર્ણનઃ**—હરતાળ બે જાતની થાયછે એક પતરાં અને બીજી પીંડ હરતાળ. પત્ર હરતાલ સોનાના જેવી તેજસ્વી છે ને તેમાંથી અભ્રખની પેઠે તેજસ્વી કણીકાઓ દેખાઈ રહેછે. પીંડ હરતાળ ઔષધમાં નથી વ-

પરાતી. તે નિસ્તેજ છે અને રંગ વિગેરેના કામમાં આવેછે. હરતાળ ઔષધ તરીકે વાપરવા પહેલાં તેનું શોધન કરવાની જરૂર છે.

**શોધન તથા મારણ:**—હરતાળના બારીક કકડા કરી એકેક પ્રહર પર્યંત દોલાયંત્રથી કાંજીમાં, કોળાના રસમાં, તલના તેલમાં, અને ત્રિફળાના કાઢામાં ઉકાળવાં. તે દરેકના ઠંડા રસમાં રાખ્યાથી હરતાળ શુદ્ધ થતી નથી પણ તેમાં ઉકાળવાથી થાયછે.

શુદ્ધ કરેલ પત્ર હરતાળ લઈ તેને પુનર્નવાના રસની અંદર એક દિવસ ખલ કરી તેનો ગોળો કરવો. પછી ગાગરની અંદર અર્ધો અર્ધ પુનર્નવાની રાખ ભરી તે માથે હરતાળનો ગોળો મુકવો. આ ગોળો છુટ મૂકવાને બદલે કાંઇક પાનના વેષ્ટનમાં રાખવો. પછી ગાગર પુનર્નવાની રાખથી ભરી દેવી અને તેને એક દિવસ અહોરાત અગ્નિ આપવો. તેથી શુદ્ધ હરતાળ ભસ્મ થાય છે. જ્યારે પોતાની મેળે ઠરે ત્યારે તે ગોળો લઈ વાટવો. ગાગરને તાપ દેતી વખતે ગાગરમાંથી ધુમાડો નીકળવા નહિ દેવો જોઇએ. માટે જો ધુમાડો નીકળવા માંડે તો તે માથે ખૂબ પુનર્નવાની રાખ દાબવી; તેથી કરીને હરતાળ ઉડી જવા પામશે નહિ. હરતાળની ભસ્મ કરતી વખતે તેને ઉડી જવાની ઘણી બીતિ રહે છે. હરતાળની શુદ્ધ ભસ્મ અગ્નિ ઉપર નાખ્યાથી તેમાંથી ધુમાડો નીકળતો નથી. અગ્નિ ઉપર નાખ્યાથી ધુમાડો નીકળે તે કાચી છે એમ સમજવું.

**બનાવટ:**—૧ હરતાળ ભસ્મ. ૨ ભૂત ભૈરવ રસ. ૩ તાલ કેશરી રસ. ૪ હરીતાલ રસ. ૫ હરીતાળનો લેપ.

૧ હરતાળ ભસ્મ=આની બનાવટ ઉપર અપાઈ ગઈ છે.

૨ ભૂત ભૈરવ રસ=શુદ્ધ હરતાળ અને શુદ્ધ શંખ ભસ્મ બન્ને સમભાગે લેવાં એને તેની અંદર તે બન્નેના વજનથી નવમો ભાગ મોરથુથુ નાખી તે બધાંને કુંવારના રસની અંદર ખલ કરવાં. ગજપુટ દઈ સ્વાંગ શીત થાય ત્યારે કાઢી લેવું. જે તૈયાર થાય તે ભૂત ભૈરવ રસ.

૩ તાલ કેશરી રસ=શુદ્ધ હરતાળ, શુદ્ધ સુવર્ણ માક્ષિક ભસ્મ, પારદ ભસ્મ, ટંકણ, સિંધવ એ દરેક એકેક ભાગ લેવાં અને તે બધાંને લીંબુના રસમાં એક દિવસ સુધી ખલ કરવાં. તે સમગ્ર ઓસડના વજનથી ત્રીશમો ભાગ વછનાગ નાખતાં જે તૈયાર થાય તે તાલકેશરી રસ.

૪ હરીતાલ રસ=શુદ્ધ હરતાળ ૨ ભાગ, શુદ્ધ પારો ૧ ભાગ ને ફટકડી

૫ ભાગ; એ સઘળાંને એકઠાં કરી ઘોળી સાટોડીના રસમાં ખલ કરી તેને શરાવ સંપૂટમાં નાખી કપડ માટી કરી ગજપુટ દેવો. સ્વાંગ શીત થાય ત્યારે કાઢી લેવું. તૈયાર થાય તે હરતાળ રસ.

૫ હરતાળનો લેપ—હરતાળ બે ભાગ, મનઃશીલ એક ભાગ, બાબચી એક ભાગ, કુવાડીઆનાં બીજ બે ભાગ, મોરથુથુ એક ભાગ, ટંકણ એક ભાગ, ગંધક બે ભાગ, કપૂર એક ભાગ એ પ્રમાણે ચીજો મેળવી તેનું ચૂર્ણ કરી લીંબુના રસમાં લેપ કરવો.

ગુણ:—શોધક, દંભક તથા જ્વરઘ્ન.

ઉપયોગ:—જ્વરઘ્ન તરીકે હરતાળ પણ સોમલના જેવીજ ઉપયોગી છે. હરતાળ, સોમલ અને ગંધકનો બનેલો પદાર્થ છે અને તેથી સોમલને મળતા ગુણ તેમાં રહ્યા છે તેમજ સોમલની પેઠે હરતાળ આપવામાં પણ કેટલીએક જાતની સાવચેતી રાખવાની જરૂર છે; તો પણ સોમલના જેવી તે કાંઈ ઝેરી નથી. ટાઢીઆ તાવ જેવાકે સંતત્, સતત્, એકાહિક દ્વયાહિક, ત્ર્યાહિક, ચાતુર્થિક વિગેરે વિષમ જ્વરની અંદર તે વપરાયછે. જેમ જીર્ણ રોગ તેમ હરતાળ વધારે ઉપયોગી થઈ પડે છે. ભૂત ભૈરવ રસ નામની બનાવટ સતત્ જ્વરને એકદમ રોકે છે ને તેની એક રતી ભાર માત્રા સાકર સાથે અપાય છે. ભૂતભૈરવ રસ લેવાથી કેટલીક વખતે ઉલટી થાય છે. સાધારણ રીતે હરતાળની સાથે પારદ વચ્છનાગ વિગેરે બીજી જ્વરઘ્ન દવાઓ મેળવવામાં આવેછે.

જૂદી જૂદી જાતના વાત વ્યાધિ ઉપર હરતાલ સરસ છે. પક્ષાઘાત, અર્ધાંગ, ગૃધ્રસી, અર્દિત તેમજ બીજી જાતના વાત રોગ જેને લઈને શરીરના કોઈ પણ ભાગની શક્તિ જતી રહે છે તેવા દરદોમાં હરતાળનો ઉપયોગ કરવો યોગ્ય છે. આવા વ્યાધિ જ્યારે જીર્ણ થાય ત્યારે હરતાળ વાપરવું અને તેનો ઉપયોગ ઘણા કાળ સુધી જારી રાખવો. તીક્ષ્ણ વાત વ્યાધિમાં હરતાળ વાપરવું એ ઘણુંજ નુકસાનકારક છે. જીર્ણ વ્યાધિમાં તેના ઉપયોગથી હાથ પગ વિગેરે અવયવોમાં પોતાની મૂળ શક્તિ પાછી આવે છે, તેઓ અસ્થિર મટી દૃઢ થાય છે ને તે કેટલીક મહેનત કરવાને શક્તિમાન થાય છે. આવા જીર્ણ રોગમાં કેટલી અસર હરતાળથી થાય છે અને કેટલી અસર કાળે કરીને થાય છે ને તે નકી કહી શકાતું નથી તોપણ તેથી થોડો ઘણો ફાયદો થાય છે એ નકી છે. અપસ્માર અને તેને મળ-

તા બીજા કેટલાક દરદોમાં હરતાલની યોજના કરવી કહેલ છે. ત્વક્‌દોષને માટે હરતાળ ઘણો પ્રસિદ્ધ ઉપાય છે. ઘણા જુના અને હઠીલા ત્વક્‌દોષને તે હઠાડે છે. ગલિત કુષ્ટ, વાત રક્ત, વિચર્ચિકા, શીતપિત્ત, ચિત્રી, ઉંદબર, અને ઘણા લાંબા વખત સુધી ચાલનારા ત્વક્‌દોષમાં હરતાળ ઉત્તમ દવા છે. દેશી દવાઓમાં જીર્ણ ત્વક્‌દોષને માટે હરતાળના જેવી બીજી એક ચીજ પ્રસિદ્ધ નથી. સવૃણ જીર્ણ ત્વક્‌દોષની અંદર તે વૃણના સ્રાવને બંધ કરે છે, વૃણને રૂઝવે છે, તથા તેની થતી વૃદ્ધિને અટકાવે છે. તેથી દાહ તથા ચેળ કમી થાય છે. ગમે તે કારણથી ત્વક્‌દોષ થયો હોય તો પણ હરતાળ ઉપયોગી છે અને હરતાળની ગમે તે બનાવટ વાપરવાની છૂટ છે. તાલ કેશરી રસ નામની બનાવટ તમામ જાતના કુષ્ટ ઉપર બહુ ઉપયોગી છે અને તે ૧ વાલ માત્રાથી ભેંસના ઘી સાથે ખવરાવવામાં આવે છે અને માથે બે આની ભાર કાળીજીરી ચાવવાને અપાય છે. કેટલાક વૈદ્યો કાળીજીરીને બદલે બાબચી આપે છે. જ્યાં સુધી આ દ- વા ચાલતી હોય ત્યાં સુધી દરદીને મીઠું, મરચું, તેલ, હીંગ, પતકાળું વિ- ગેરે ગરમ ચીજ તમામ બંધ કરવામાં આવે છે ને દુધ, સાકર, ઘી વિગેરે ખોરાક અપાય છે. કેટલાક વૈદ્યો તો આ ખોરાક નહિ આપતાં ફકત એ- કલા ચણા ખાવાજ કહે છે. કુષ્ટ અઢાર જાતના થાય છે અને તેની અં- દર એક જાતના કુષ્ટમાં આખા શરીરમાં રાતાં રાતાં ચાંભાં કુંડાળા જેવાં થાય છે. આવા દરદીને ત્રણ મહિના સુધી હરતાળ તથા ચ- ણાનો ખોરાક ખવરાવવાથી તે રોગનું શમન થાય છે. જેમ હ- રતાળ ત્વક્‌દોષની અંદર ખવરાવવામાં આવેછે તેમ તે બહાર લગાડવામાં પણ ઉપયોગી છે. કેટલાંક ત્વક્‌દોષ જેવાં કે ઉંદરી, વિચર્ચિકા, કરોળીઆ તથા ચિત્રી વિગેરેમાં કોઈ પણ જાતના કીડની ઉત્પતિ થઈ હોય એવો શક જાયછે ત્યારે હરતાળનો લેપ લગાડવાથી તે કીડનો નાશ થાયછે અને દરદ વધતું અટકેછે તથા નાબુદ થાયછે. માથાના વાળમાં જ્યારે ખોડો પડેછે ત્યારે હરતાળનો કોઈ પણ લેપ લગાડવામાં આવેછે. હરતાળ અને કળીચુનો લીંબુના રસમાં ઘુંટી લગાડવાથી વાળ ખરી પડેછે. હરતાળ દાદર ઉપર ઘણો સારો ફાયદો કરેછે અને જે લેપ અમે ઉપર આપ્યો છે તે લેપને લીંબુના રસમાં ઘુંટી તેની સોગઠીઉં કરી તૈયાર રાખવામાં આવેછે. આ માંહેની ફક્ત એક કે બે સોગઠી

લગાડવાથી દાદર બેસી જાયછે. જૂદી જૂદી જાતના ત્વક્‌દોષ ઉપર શંખ ભસ્મ, હરતાળ, મનઃશીલ, સાજીખાર એ દરેકને સમભાગે પાણીમાં વાટી ચોપડવામાં આવેછે. તેનો ઉપયોગ ક્ષોભકછે અને જે ભાગ ઉપર તેનો લેપ કરવામાં આવેછે તે ભાગ ઉપર થયેલાં ચાઠાં, ચકાંભાં, અને ધ્રામ-ઠાં વિગેરેને બેસાડે છે.

**માત્રાઃ**—હરતાલ ભસ્મ ૧ રતી, તાલ કેશરી રસ ૧ વાલ, ભૂત ભૈરવ રસ અને હરીતાલ રસ ૧ રતી.

**પથ્યઃ**—હરતાળ માથે કોઇ પણ જાતની ગરમ ચીજ ખાવી નહિ અને ખસૂસ કરીને માથે ચણાનો ખોરાક આપવો. અશુદ્ધ હરતાળનું સેવન કરવાથી જૂદી જૂદી જાતના ત્વક્‌દોષ ફુટી નીકળે છે. તેથી પિત્તનો પ્રકોપ થાય છે, શરીરમાં દાહ થાય છે અને કુષ્ટની માફક ચાંભાં થઈ આવે છે.

## હીંગળો.

**વર્ણનઃ**—હીંગળો, લાલ જાસુસના ફુલ જેવો હોય છે અને તેમાં ચકચકીત પારાના બીંદુ જણાય છે. તે પારાનો અને ગંધકનો એક જાતનો ક્ષાર છે અને તે વજનમાં ઘણો ભારે છે.

**શોધન તથા મરણઃ**—હીંગળાને સાત પુટ મેંઢીના દૂધના અને સાત પુટ લીંબુના રસના દેવાથી તે શુદ્ધ થાય છે. શુદ્ધ હીંગળાનો ભૂકો ૧ તોલો લઈ તેમાં પા તોલો હરતાળ તથા ૧ તોલો લવંગ નાખી બે તોલા આદુના રસમાં ખૂબ ઘુંટવું. પછી તેને શરાવ અગર મુસમાં નાખી કલાક અગર દોઢ કલાક સુધી મંદાગ્નિથી તાપ આપવો. પોતાની મેળે ઠંડું થયા પછી તેને કાઢી લેવું.

☞ હીંગળામાંથી પારો કાઢવામાં આવેછે અને તે પારો વપરાશને માટે ઘણો શુદ્ધ ગણાય છે. હીંગળાને લીંબુના રસમાં એક પ્રહર ઘુંટી તેને ડમરૂ યંત્રની અંદર ચડાવી દેવો. નીચે તાપ આપવો અને ઉપલા ભાગ ઉપર ભીનું કપડું રાખી મૂકવું. હીંગળામાંથી શુદ્ધ પારો નીકળે તે ઉપલા ઠામની અંદર જામી રહે છે; આ જામેલો પારો ખેરી લેવો તે શુદ્ધ પારો છે. પારદ ખેંચવાને માટે જે લીંબુના રસમાં ઘુંટેલ હીંગળાની લુબ્દી આપણે મૂકેલી હોય છે તેના સૌથી નીચલા ભાગમાંથી આ પારો ખેંચાય છે ને ઉપલો ભાગ એમનો એમ રહે છે જેથી તે લુબ્દીને તળે

પારો ઉડી જતાં બાકી રહેલી ગંધકની રાખ પડી રહે છે. આ રાખ પણ વ્રણ ઉપર ચોપડવાને માટે ઘણી ઉપયોગી છે.

**બનાવટઃ**—૧ હીંગુલ ભસ્મ ૨ હીંગુલેશ્વર ૩ કાસકેશરી ગુટિકા ૪ દરદાદિ પુટપાક ૫ હીંગુલાદિ ધૂમ્રપાન ૬ હીંગુલાદિ લેપ.

૧ હીંગુલ ભસ્મ=આની બનાવટ ઉપર અપાઈ ગઇ છે.

૨ હીંગુલેશ્વર=શુદ્ધ હીંગળો, શુદ્ધ વચ્છનાગ, અને લીંડી પીપર એ ત્રણે સમભાગે લઈ બએ રતીભારની ગોળી કરવી.

૩ કાસકેશરી ગુટિકા=શુદ્ધ હીંગળો, મરી, નાગરમોથ, ટંકણ અને શુદ્ધ વચ્છવાગ એ સઘળી ચીજને અરડુશીના રસમાં ખલ કરી મગ જેવડી ગોળી કરવી.

૪ દરદાદિ પુટપાક=શુદ્ધ હીંગળો ૧ ભાગ, અફીણ દોઢ ભાગ, ટંકણખાર ૦॥ ભાગ, જાયફળ ૧ ભાગ એ ચારેને ભેગાં કરી પુટપાકની રીતે પકવવાં અને તેની મગ જેવડી ગોળી કરવી,

૫ હીંગુલાદિ ધૂમ્રપાન=હીંગળો, આકડાનું મુળ, અને એકલકંટાનું મૂળ એ ત્રણે ચીજને ચલમમાં ભરી પીવું.

૬ હીંગુલાદિ લેપ=હીંગળો, ગંધક, સંચળ, સિંદૂર, કુવાડીઆનાં બી, વાવડીંગને ઉપલેટ એટલાં સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.

**ગુણઃ**—પૌષ્ટિક અને શોધક.

**ઉપયોગઃ**—હીંગળો લોહીને સુધારે છે. તે પારાનો એક ક્ષાર છે અને જ્યાં જ્યાં પારો અને રસ કપૂર અપાય છે ત્યાં ત્યાં શોધક તરીકે તેની યોજના કરવામાં આવે છે. ઉપદંશની અંદર તે સરસ છે. ઉપદંશની જૂદી જૂદી વિકૃતિ જે ફિરંગ વાયુના નામથી પ્રસિદ્ધ છે તેમાં હીંગળો વપરાય છે. હીંગળો ખાવાથી તેમજ ચલમમાં પીવાથી મોઢું આવે છે અને જ્યારે મોઢું આવે છે ત્યારે તેની અસર લોહીમાં પહોંચી એમ મનાય છે. વિસ્ફોટક, માથાનું દુખવું, પગની અંદર થતી કળતર, હાડકા ઉપરની ગાંઠો, સંધીવા તથા બીજી ઉપદંશની વૃકૃતિમાં તે અપાય છે. દાંતનાં કેટલાક રોગ જેમાં દાંત સાવ ખવાઈ જાય છે ત્યારે તથા જડબાંના રોગમાં તથા બીજા અસ્થિ રોગમાં હીંગળો અપાય છે. વ્રણ જ્યારે રૂઝાતાં નથી અને ઉપદંશનો શક જાય છે ત્યારે બે ભાગ હીંગળો અને એક ભાગ મનઃશીલ એકઠાં કરી તેના ચૂર્ણનો ત્રણ વાલ ભૂકો લઈ

બોરડીના સળગતાં છોડીઆં ઉપર નાખી કપડ કોટ કરી ધુંવાડી લેવાથી તે વ્રણ જલદીથી રૂઝાય છે. ભગંદર, ગંડમાળ તથા બીજા જીર્ણ રોગમાં હીંગળાનો ઉપયોગ સારો છે.

હીંગળો પૌષ્ટિક છે અને પૌષ્ટિક તરીકે તે જીર્ણ વાત વ્યાધિમાં તથા ક્ષયમાં વપરાય છે. જીર્ણ સસણી, દમ, શ્વાસ, તથા ભરાઇ આવવામાં તે ફાયદો કરે છે. કાસકેશરી નામની ગુટિકા દમના રોગ ઉપર ઘણી ઉપયોગી છે અને તેને આદુના રસમાં આપવાથી દમ બેસી જાય છે. હીંગળો ધાતુ પુષ્ટિને માટે બીજી ઝેરી દવા સાથે અપાય છે અને તેટલા માટે તેને ખોરાસાની અજમો, જાયફળ, અફીણ, વિગેરે સાથે મેળવવામાં આવે છે. જીર્ણ અતિસારમાં જે અસર પારદ કરે છે, તેજ અસર હીંગળો કરે છે. જીર્ણ ત્વક્દોષમાં હીગળાનો લેપ અગર મલમ બહુ વપરાય છે. તેથી જંતુનો નાશ થાય છે. આંખના પાંપણની કોર ઉપર જે ઝીણી ઝીણી ફોડલીઓ ઉપડ્યા કરે છે અને તેથી આંખમાં બહુ ચેળ આવે છે ને પાણી ઝર્યા કરે છે તે દૂર કરવાને માટે હીંગળાનો મલમ અતિ ઉપયોગી છે. પાંપણના મૂળમાં કેટલીક વખતે કીટ હોય છે જેનો હીંગળો નાશ કરેછે. ચાંદીનાં ધારાં ને મોટ હીંગળો ૧ ભાગ અને કાથો ૪ ભાગ બન્ને સાથે મેળવી તે ભાગ ઉપર ભભરાવવાથી ધારૂં બેસી જાય છે. દાદર, ચિત્રી, ઉદંબર તથા કુષ્ટ ઉપર હીંગળાનો લેપ ફાયદા કારક છે. હીંગુલાદિ લેપ લીંબુના રસમાં ઘુંટી દાદર ઉપર લગાડવામાં આવે છે.

હીંગળો જ્વરની અંદર સારો છે. વિષમ જ્વર જેવા કે એકાહિક, દ્વયાહિક, ત્ર્યાહિક તેમજ સંતત્ અને સતત્ જ્વર ઉપર તે અપાય છે, હીગુલેશ્વર નામની બનાવટની અરધ વાલ માત્રા મધની સાથે આપવાથી વાત જ્વર દૂર થાય છે. હીંગળો ઉષ્ણ વીર્ય છે ને તેથી વાત જ્વરમાં જ્યારે તંદ્રા તથા બેશુદ્ધિ હોય છે ત્યારે તે ઘણું કામ કરે છે. જ્યારે જ્વરની અસર મગજમાં થએલી હોય છે ત્યારે હીંગુલેશ્વરની સાથે નેપાળો મેળવવામાં આવે છે.

**માત્રાઃ**—હીંગુલ ભસ્મ ૦ાા રતી, હીંગુલેશ્વર ૦ાા થી ૧ વાલ. દરદાદિ પુટપાક ૧ થી ૨ રતી, કાસકેશરી ગુટિકા ૧ રતીથી ૨ રતી.

## હીરાકસી.

**વર્ણનઃ**—હીરાકસી લોખંડ તથા ગંધકનો એક જાતનો ક્ષાર છે.

તેના લીલા રંગના ગાંગડા મળી આવે છે અને તે બજારમાં સાધારણ છે.

બનાવટ:—૧ કાશી સાદ્ય તેલ.

૧ કાશી સાદ્ય તેલ=હીરાકસી, કળલાવી[1], કોઠ, સુંઠ, પીંપર, સિંધવ, મનઃશીલ, કરેણ, વાવડીંગ, ચિત્રો, અરડુશો, દાંતીમૂળ, કુકડવેલ, ચોકર અને હરતાળ એ બધાં ઓસડો એક એક તોલો લઈ તેને તેલ ૬૪ તોલા અને ગોમૂત્ર ૨૫૬ તોલામાં મેળવી,તેમાં થોરનું અને આકડાનું છીર આઠ આઠ તોલા નાખવું અને તેલ સિદ્ધ કરવું.

ગુણ:—પૌષ્ટિક ને સ્તંભન.

ઉપયોગ:—લોખંડની બીજી બનાવટોની પેઠે હીરાકસી પણ લોહી સુધારવાને માટે અપાય છે. પાંડુરોગમાં તથા છાતીના થડકામાં જ્યારે હોઠ કાળા થઈ આવે છે ને શ્વાસ ભરાઈ આવે છે ત્યારે બીજા પૌષ્ટિક પદાર્થ સાથે હીરાકસી અપાય છે. જેવી રીતે ગજવેલ શરીરને મજબૂત કરે છે ને લોહીને પુષ્ટિ આપે છે તેવીજ રીતે હીરાકસીથી પણ થાય છે. તેથી લોહીના રક્તબીંદુ વધે છે ને ફીકાશ દૂર થાય છે. પ્લીહોદર, યકૃતોદર તેમજ વિષમ જ્વરની રહી ગએલી વિકૃતિની અંદર હીરાકસી આપવો યોગ્ય છે. વિષમ જ્વરના સખ્ત માથાના દુખાવાને તે બંધ કરે છે. એકાંતરીઆ તથા તરીઆ તાવની અંદર હીરાકસીને કડાછાલના અવલેહમાં ગોળી કરી આપવાથી જૂદી જૂદી જાતના વિષમ જ્વર અટકે છે. યકૃતોદર અને પ્લીહોદરની અંદર રેચક દવાની સાથે હીરાકસી નાખવાથી સારો ફાયદો થઈ આવે છે. સંગ્રહણી, અતિસાર, જીર્ણ અતિસાર, રક્તાતિસાર તથા રક્ત પિત્તની અંદર હીરાકસીની સ્તંભન અસરથી ઝાડો કઠણ થાય છે ને આંતરડાનું ક્ષત રૂઝાય છે. સાધારણ નબળાઈ તથા કમકૌવતીને માટે હીરાકસી અપાય છે. હીરાકસીનું પાણી છાંટવાથી આમણ બેસી જાય છે અને જખમ તથા વૃણ જલદીથી રૂઝપર આવે છે. કાશી સાદ્ય તેલ નામની બનાવટ અર્શના મસા ઉપર લગાડવાથી મસા ખરી

---

૧ લાંગુલી જુઓ. ૨ તેને અહીંના એકુ પેહલીનો છોડ કહેછે. તેનો વેલો ચોભડાના વેલા જેવા થાય છે. તેના દાણા પીળા રંગના અને ભીંડીના દાણાની આકૃતિના થાય છે. તે રંગે પીળા થાય છે અને તે દ-થી મગમાં અને કળથીમાં બહુ હોય છે.

પડે છે ને તેનો ગુણ દંભક છે. બીજી એક બનાવટ કાશી સાદ્યુ તૈલના નામથી પ્રસિદ્ધ છે જેમાં ફકત હીરાકસી, આસંધ, લોદર, ને ગજ પીપર આવે છે. આ દરેક ચચાર તોલા લઈ તેને ૬૪ તોલા તેલ અને ૨૫૬ તોલા પાણીમાં મેળવી તેનું રીતસર તૈલ સિદ્ધ કરવું. આ તેલના લેપથી સ્ત્રીના સ્તન તથા સ્ત્રી પુરૂષોની જનનેંદ્રિઓ દૃઢ થાય છે.

પાંડુરોગને લીધે કેટલીક વખતે અટકાવ બંધ થઈ જાય છે ત્યારે હીરાબોળને એળીઆની સાથે હીરાકસી અપાય છે.

માત્રાઃ—૧ રતીથી ૧ વાલ.



# વનસ્પતિ પ્રકરણ.

### આ પ્રકરણમાં તમામ કાષ્ટ ઔષધિઓનું વર્ણન અક્ષર વાર ક્રમ પ્રમાણે આપવામાં આવ્યું છે.

## અકલકરો.

વર્ણન:—અકલકરો શુશ્રુત અને વાગ્ભટમાં ક્યાંય પણ વપરાતો જણાતો નથી; તે ઉપરથી એમ અનુમાન થાય છે કે તેનો ઉપયોગ ઘણા પાછળના વખતથી કરવામાં આવ્યો છે. શારંગધર અને ભાવપ્રકાશમાં તેના ઉપયોગના દાખલા મળી આવે છે ઔષધમાં તેનાં મૂળીઆં વપરાય છે. તેનાં મૂળીઆં ત્રણ ચાર ઇંચ લાંબાં, અંગુઠા જેવાં જાડાં અને એક છેડે મૂળીઆંના રેસા લટકતા હોય છે તથા બીજી તરફ ખરી ગએલા પાનની ઉપર થઈ રહેલી નિશાનીઓ દેખાઈ આવે છે. તે ખરબચડું ખવાઈ ગયેલ અને ભુખરા રંગનું મૂળીઉં છે. તેનો સ્વાદ તીખો અને જલદ છે અને તે ખાવાથી જીભને તમતમાટ લાગે છે તથા મોઢામાં થુંક આવે છે.

બનાવટ:—આકારકરભાદિ ચૂર્ણ.

૧ આકારકરભાદિચૂર્ણ=અકલકરો. સુંઠ, કંકોલ, કેશર, પીંપર, જાયફળ, લવીંગ, સફેદ ચંદન, એ આઠ ઔષધ એકેક તોલું ને અફીણ ચાર તોલા, તે સઘળાનું બારીક ચૂર્ણ કરવું.

ગુણ:—ઉષ્ણ, ક્ષોભક, અને થુંક લાવનાર.

ઉપયોગ:—અકલકરાનો કટકો મોઢામાં રાખવાથી તમતમાટ થાય છે ને મોઢાની અંદર અગ્નિ અગ્નિ જણાય છે; તેટલા માટે ત્રિદોષ અવસ્થામાં અકલકરો, કુલીંજન અને સુંઠ એ ત્રણેનું ફાન્ટ કરી પીવાય છે. તેથી તંદ્રાદૂર થાય છે અને વાયુનો પ્રકોપ વિશેષે કરીને હઠે છે. તે ચાવવાથી થુંક છુટે છે ને દાંત દુખતા હોય ત્યારે અસૂસ કરીને ચાવવા માટે અપાય છે. આ શિવાય જો કાકડો વધી ગયો હોય અગર ચોરીઆનો જીર્ણ સોજો હોય તો ત્યારે પણ તે મોઢામાં રાખવાથી ફાયદો થાય છે. પેટના દુખાવા અને આફરાની અંદર બીજી વાતહર દવા સાથે અકલકરો આપવામાં આવે છે. બીજી યોગ્ય દવા સાથે મેળવવાથી તે જૂદી જૂદી જાતના વાત વ્યાધિ ઉપર ઉપયોગી થઈ પડે છે. આકારકરભાદિ ચૂર્ણનો

ગુણ સ્તંભન છે અને વીર્ય સ્રાવને માટે લોકો તેનો ઉપયોગ કરે છે. તેથી ધાતુ કબજ થાય છે. આ ઔષધની ખરેખરી અસર અફીણને લીધે છે. તે શિવાય ચૂર્ણમાં અફીણની સાથે બીજી ઉષ્ણ અને વાતહર દવા મળે છે તેથી તે અતિસાર, રક્તાતિસાર અને જ્યારે પેટમાં ઘણીજ વીંટ અને મરડો આવતો હોય તે ઉપર પણ ઘણો ફાયદો કરે છે. બાળા ગોળીમાં પણ તે પડે છે. અકલકરો પોપટને ખવરાવવાથી તે બોલતાં શીખે છે. અકલકરાને બીજી ઉષ્ણ ચીજો સાથે મેળવી તેનો નસ્ય આપવાથી મે શુદ્ધિ ઉડે છે.

માત્રાઃ—આકારકરભાદિ ચૂર્ણ ૧ થી ૨ રતીભાર રાત્રે મધની સાથે ચાટી જવું. અકલકરો એકલો ક્વચિતજ વપરાય છે પણ તે કવાથમાં તથા ચૂર્ણમાં બીજા પદાર્થો સાથે આવે છે. તે ઝેરી નહિ હોવાને લીધે તેની વધુ ઘટુ માત્રા સામું જોવાનું નથી. ૧ થી ૪ વાલ સુધી તે લેવાય છે,

## અખોડ.

વર્ણનઃ—અખોડનું ઝાડ મોટું અને જબરૂં થાય છે. તેનાં ફળ આપણા દેશનો સાધારણ મેવો છે અને તે અખોડના નામથી ઓળખાય છે. તેનું ફળ મોટા મીંઢોળ જેવડું થાય છે અને તે ભાંગવાથી તેની અંદરથી જે ગરભ નીકળે છે તે ખવાય છે. તેનાં ઝાડ મોટાં પચાસ પચાસ ફૂટ ઉંચાં થાય છે. તેનાં પાન પાંચ સાત ઇંચ લાંબા અંડાકૃત્તિ વાળાં તથા અણીશુદ્ધ હોય છે અને તે ઉપર ધોળો ધોળો તેજમય ભાગ જામેલો દેખાય છે. તેનાં ફૂલ નાનાં અને સફેદ હોય છે ને ફૂલનો ઝુમખો દરેક ડાળખીને મથાળે થાય છે. અખોડને પીલીને તેલ કાઢવામાં આવે છે અને તે ગુણે બદામના તેલને મળતું છે.

ગુણઃ—વૃષ્ય, રક્તદોષહર.

ઉપયોગઃ—જેમ બદામ પૌષ્ટિક ગણાય છે તેમજ અખોડને માટે પણ માનવામાં આવે છે અને વૃષ્ય તરીકે લોકો તેનો ઉપયોગ કરે છે. ખાલી પડેલ મગજ તેથી ભરાઈ આવે છે, આંખે આવતાં અંધારાં તથા માથાનો ભ્રમ દૂર થાય છે, તેમજ કાનની અંદર થતો ઘોંઘાટ દબાય છે. અખોડ જડ અને દુર્જર છે ને તે ઝાઝી ખાવાથી તરત પચતી નથી. તેમાંથી જે તેલ નીકળે છે તે આપવાથી રેચ લાગે છે ને તેની અસર એ-

રેંડીઆના તેલને મળતી આવેછે. વિશેષમાં તેથી મોળ અને પેટની અંદર ચુંક બીલકુલ થતાં નથી તેમજ તેનો સ્વાદ અને ગંધ ખરાબ નથી.

**માત્રા:—** અખોડનું ફળ યથારૂચી. તેલની માત્રા ૨ થી ૪ તોલા (રેચક તરીકે દુધની સાથે.)

## અગથીઓ

**વર્ણન:—** અગથીઓ હાલમાં આ દેશમાં ઘણો સાધારણ છે ને તે બે જાતનો થાય છે. રાતો તથા ધોળો. તેનાં ફૂલ તથા શીંગોનું શાક કરવામાં આવેછે અને તેની શીંગોનું શાક સ્વાદે સેગાને મળતું થાય છે તથા ફૂલનું શાક જરા ગળચટું થાય છે. શાક તરીકે ફક્ત ધોળા અગથીઆનાંજ ફૂલ વપરાય છે ને શીંગો બેઉની વપરાય છે. તેનું ઝાડ આપણા દેશમાં સાધારણ છે. તેનાં ફૂલ વાંકાં ને કાત્રાદાર હોય છે. તેની છાલ ભુખરા કાળા રંગની થાય છે ને તેમાં ચીરાડીઆં પડી ગએલાં જણાય છે. તેની અંદર ચીકણો ગુંદ જામી રહે છે; તે લાલ હોય છે ને પાછળથી કાળો પડી જાય છે. ઔષધમાં તેની છાલ, પાન, મૂળ, ગુંદ વિગેરે વપરાય છે. અગથીઆને મળતુ એક બીજું ઝાડ છે જેને જયંતી કહે છે. કેટલાક ઔષધને ભાવના દેવામાં તેનો રસ કામ આવે છે. જયંતીને અભાવે અગથીઆનો રસ ચાલે છે.

**ગુણ:—** ગ્રાહી, વાતહર, ને કફઘ્ન.

**ઉપયોગ:—** અગથીઆની છાલ કટુ પૌષ્ટિક તરીકે જ્વરાદિક ઉપર ક્વાથમાં પડેછે. કેટલાકોનું એમ માનવું છે કે તેમાં સ્તંભન ગુણ પણ રહેલો છે પણ તેમ નથી. ફક્ત તેના ગુંદમાંજ સ્તંભન ગુણ રહેલો છે માટે જો છાલની સાથે ગુંદ રહ્યો હોય તોજ તેની સ્તંભન અસર જણાયછે. અગથીઆનાં પાંદડાં અને ફૂલનો સ્વરસ શ્લેષ્મ, માથાનું ભારે રહેવું તેમજ સસણીની અંદર મધની સાથે આપવાથી ફાયદો થાયછે. શિવાય તેનાં રસનાં નાકમાં ટીપાં નાખવાથી નાકમાંથી પાણી ઝરેછે ને માંથાનો દુખાવો કમતી પડેછે. અગથીઆંના મૂળ એકલાં અગર તેની સાથે ધતુરાનું મૂળ વાટીને તેનો કલ્ક ચોપડવાથી સંધી વા તેમજ દુખતા સોજામાં ફાયદો થાયછે.

**માત્રા:—** સ્વરસની એકથી બે તોલા.

## અગર.

વર્ણન:—અગર અહીં બજારમાં બે જાતનો મળી આવેછે. એક કૃષ્ણાગર અથવા કાળો અગર અને બીજો ભુંખરો અગર. અગરને બદલે કેટલાક ગાંધીઓ તગરનું લાકડું આપેછે. અગર સુગંધીવાળો પદાર્થ છે. તેનું લાકડું પોચું થાયછે અને તે કાળા ભુંખરા રંગનું હોયછે. દેવતા ઉપર નાખવાથી તેમાંથી સુગંધી ફોર છૂટે છે. જ્યારે આ લાકડું ખવાઈ જાયછે ત્યારે તેમાંથી એક જાતની સુગંધી નીકળેછે. ઘણોજ સુગંધીવાળો અગરનો કટકો કાળો ભારે અને તેલવાળો દેખાય છે અને તે પાણીમાં નાખવાથી તરતો નથી. બજારમાં તેની અગરબતી બનાવવામાં આવેછે.

બનાવટ:—વેદના રક્ષાનિ ધૂપ.

વેદના રક્ષાનિ ધૂપ=અગર, ગુગળ, રાળ, વજ, સરશવ, લીંબડાના પાન, મીઠું ને ઘી બધાંને ઘીની અંદર કાલવી રાખવાં.

ગુણ:—શીતળ, ઉષ્ણ, અને દુર્ગંધી દૂર કરનાર.

ઉપયોગ:—અગર બહાર લગાડવામાં ઠંડો છે અને તેથી બળતરા દૂર કરવાને માટે તેનો બીજા શીતળ પદાર્થો સાથે લેપ કરવામાં આવેછે. રતવા તથા બીજા દાહયુક્ત વૃણ ઉપર ચોપડવાથી ઠંડક વળેછે. કપાળ ઉપર કપૂર, ચંદન, અને વાળાની સાથે અગર વાટી તેનો લેપ કરવાથી તડકાને લીધે ચડેલ માથાની ગરમી ઉતરેછે તેમજ આંખની ગરમી ઓછી થાયછે. પિત્તજ્વરની અંદર બીજા શીતળ પદાર્થો સાથે માથાના દુખવાની અંદર લેપ તરીકે તે કામ લાગેછે, અને ક્વાથની અંદર તે પડેછે. તે પિત્તને શાંત કરનાર છે અને પિત્તજ્વરની ઉલટીને તે બેસાડેછે. વેદના રક્ષાનિધૂપ નામની બનાવટને દેવતા ઉપર નાખી ધૂપ કરવાથી કાપ કૂપ કરતી વખતે દરદીને થતી પીડા કમતી જણાયછે. તેથી વાતાવરણ સાફ અને શુદ્ધ થાયછે અને કાંઈ ખરાબ હવા તથા ઝેરી જંતુ શરીરને સ્પર્શ કરી શકતાં નથી.

માત્રા:—તે એકલું કવચિતજ અપાયછે.

## અઘેડા.

વર્ણન:—અઘેડો આપણા દેશમાં ઘણો સાધારણ છે ને તેના છોડ ચોમાસામાં આડે રસ્તે મળી આવેછે. તેનાં ડાળ, મૂળ, ફુલવાળી

કળીઉં, બીજ તથા રાખ વિગેરે સઘળું કામમાં આવેછે. તેના છોડને બાળવાથી તેની રાખ થાયછે. તેની અંદર એક જાતનો ક્ષાર રહેલોછે જે કપડાં ઉપર લગાડવાથી કપડાં સાફ થાયછે. અઘેડો બે જાતનો થાયછે એક જે આપણે નાનો શહેરમાં જોઇએ છીએ તે તથા બીજો રાની મોટો થાયછે ને તેનાં પાંદડાં પણ મોટાં થાયછે.

બનાવટઃ—૧ અપામાર્ગ ક્ષાર ૨ અપામાર્ગ ક્ષાર તેલ.

અપામાર્ગ ક્ષાર=અઘેડાને બાળી તેની રાખ કરી તે રાખને તેથી ચોગણા પાણીમાં ડોહી તે પાણી સ્વસ્થ રહેવા દેવું. બાર કલાક પછી આછરેલ પાણી ઉતારી લેવું. આ પાણીને બાળતાં જે તળે જામી રહે તે અપામાર્ગ ક્ષાર.

૨ અપામાર્ગ ક્ષાર તેલ. અઘેડાની રાખને માટીના વાસણમાં ચોગણા પાણીમાં મેળવી તેને રાતના ચાર પહોર રાખી મૂકવી. પછી સવારે આછરી ગએલ બધું પાણી લઈ પાણીથી ચોથો ભાગ તેલ નાખી ફક્ત તેલ બાકી રહે ત્યાં સુધી પકવવું. જે તૈયાર થાય તે અપામાર્ગ ક્ષાર તૈલ.

ગુણઃ—કફઘ્ન, ઉષ્ણ અને મૂત્રલ.

ઉપયોગઃ—કફઘ્ન તરીકે અપામાર્ગ ક્ષાર, ખાંસી, કફ, દમ, શ્વાસ વિગેરેમાં તે સારો ફાયદો કરે છે. તે કફની ચીકાશ તોડે છે, અને તેથી બડખા સેહેલાઈથી નીકળી આવે છે અને છાતીનો ડાંસો ઓછો થાય છે. મૂત્રલ તરીકે અપામાર્ગ ઘણો સરસ છે અને જળોદર, શોફ તથા બીજા ઉદર રોગની અંદર તે ઉપયોગી છે. અપામાર્ગના પંચાંગને સોળ ગણા પાણીમાં નાખી તેનું ફાન્ટ કરી ચચાર તોલા દિવસમાં બે ત્રણ વખત પીવાથી જળોદરવાળા દરદીનું પેટ તણાતું હલકું પડે છે અને મૂત્ર છૂટ આવે છે. તેની ફુલ વાળી કળીનો રસ વીંછી અથવા બીજા ઝેરી જંતુના ડંખ ઉપર ચોપડવાથી તેનું ઝેર ચડતું નથી, તેમજ સર્પ દંશ ઉપર પણ તેવીજ રીતે લગાડવાથી ફાયદો થાય છે. તેનાં પાન તથા બી વાટીને પીવાથી ઉલટી થાય છે અને સર્પ દંશ તેમજ હડકવામાં અપાય છે. તેનો ક્ષાર પેટમાં ખવરાવવાથી પેટ ચુંક, ગુલ્મ, આફરો વિગેરે મટી જાય છે. તેનાં બી અત્યંત દુર્જર છે. તેની ખીર કરી ઘણા માણસો ખાય છે ને તેથી ઘણા લાંબા વખત સુધી ભૂખ લાગતી નથી ને તેટલા માટે ભસ્મક રોગની અંદર તેની યોજના કરવામાં આવે છે. તેના બીનો કલ્ક ચોખા-

ના ધોણમાં પીવાથી રકતાર્બુદનો નાશ થાય છે. અપામાર્ગ ક્ષાર તેલનાં ટીપાં નાખવાથી કર્ણ શૂળ, કર્ણનાદ, બેશી જાય છે. કાનમાં ચસકા નીકળવા તેમજ અવાજ થવા એ એક જાતનો વાયુનો પ્રકોપ છે જેને અપામાર્ગ ક્ષાર તેલ દબાવે છે. અપામાર્ગ ક્ષાર અને હરતાળ સાથે મેળવી લગાડવાથી દાહ ઘણો થાય છે અને નાના મોટાં મસા ઉપર લગાડવાથી તે ખરી પડે છે.

અઘાડાનું મૂળ ૧ તોલો માત્રા રાતે લેવાથી રતાંધળાપણું દુર થાય છે અને તેનાં મૂળને પાણી સાથે ઘશી આંખે આંજવાથી પુષ્પ ઝાંખું પડે છે.

માત્રાઃ—અપામાર્ગ ક્ષાર ૧ થી ૨ વાલ.

## અજમો.

વર્ણનઃ—અજમો ઘણો જૂદી જૂદી જાતનો થાય છે. ૧સાધારણ અજમો, ૨ બોડી અજમોદ, ૩ ધુંવારી અજમોદ, ૪ ખુરાસાની અજમો, ૫ દીવેચી અજમો, ૬ કીરમાણી અજમો. અજમો જે સાધારણ અજમો છે તેના ઝીણા બારીક દાણા આવે છે. આ દાણા લંબ ગોળ થાય છે અને તેમાં એક કોરે વરીયાળીની પેઠે વાંક હોય છે. બોડી અજમોદના દાણા ગોળ થાય છે અને તેને કેટલાક જંગલી અજમાના નામથી ઓળખે છે. સાધારણ અજમો અહીં થાય છે અને તેના પાનની તથા અજમાની બન્નેની સુગંધી એકજ સરખી છે. જે અજમાના પાનનાં આપણે ભજીઆં કરીએ છીએ તેમાંથી અજમાના દાણા પણ થાય છે. ધુંવારી અજમો વગર ઝાટકેલ અને ડાખળા સુદ્ધાંત મળી આવે છે. તેનો સ્વાદ કડવો તથા સુગંધી કીરમાણીના પાનને મળતી છે અને તે ઉપરથી નકી થાય છે કે ધુંવારી અજમો એ સાદા અજમાને કીરમાણીના પાનમાં ચોળી તૈયાર કરવામાં આવેલ છે અને તેથી તેની વાસ તેમાં બેસી જાયછે. કીરમાણી અજમાના દાણા લંબગોળ ને પીળાશપર હોય છે ને તેમાં લીલી ઝાંઈ પડતી દેખાય છે. તેને હથેળીમાં ચોળ્યાથી લીલા કીરમાણીના પાનને ચોળ્યા જેવી સુગંધી આવે છે. ખુરાસાની અજમો એ તદન જૂદીજ જાતની પેદાશ છે ને તેનું વર્ણન આગળ ઉપર આપવામાં આવ્યું છે.

બનાવટ:—૧ અજમોદાદિ ચુર્ણ, અજમોદાદિ ગુટિકા,

૧ અજમોદાદિ ચુર્ણ=અજમો, સંચળ, સિંધાલુણ, જવખાર, હીમજ, અને હરડે એ બધી ચીજો સમભાગે લઈ ખાંડી વસ્ત્ર ગાળ ચૂર્ણ કરવું.

૨ અજમોદાદિ ગુટિકા=અજમો એક ભાગ, હરડે એક ભાગ, ખારેક એક ભાગ, કેશર એક ભાગ, જાયફળ, મોચરસ અને અફીણ ત્રણે અરધો ભાગ, મધ, જાવંત્રી અને લવંગ ત્રણે બબે ભાગ. તેની બાજરાના કણ જેવડી ગોળી કરવી.

ગુણ:—ઉષ્ણ, દીપન અને વાતહર.

ઉપયોગ:—પેટચુંક, આંકડી તથા વાયુ ઉપર અજમો સારૂં કામ કરેછે. અજીર્ણ અને આફરાની અંદર સંચળ અને અજમાની ફાકી ભરાયછે. રેચક દવાઓની અંદર પેટમાં વાઢ ઓછી અગર ન જણાય તેટલા માટે અજમો વિગેરે દવાઓ તેની સાથે મેળવવામાં આવેછે. કોલેરાની બીજી સ્તંભન દવા સાથે અજમો મેળવવો યોગ્ય છે. તે સારી પેઠે વાતહર છે અને અજમો સિંધાલૂણ, હીંગ અને હીમજ ગમે તે કારણથી પેટે પીડ થતી હોય તો તેને દબાવે છે. જીર્ણ આવને તે બંધ કરેછે. જીર્ણ સસણીમાં જ્યારે પુષ્કળ બડખા પડતા હોય ત્યારે તે ઉપયોગી છે. અજમાની પોટલીવડે શેક કરવાથી આંખમાં થતી પીડા શાંત થાયછે. ખોડી અજમોદના ગુણ અજમાને મળતા છે અને તે ગોળની સાથે અઠવાડીઆ સુધી લેવાથી શીલસ બેસી જાયછે. ખોડી અજમાથી મૂત્ર માર્ગનું શૂળ, હેડકી, ઉલટી વિગેરે દબાયછે. સાદા અજમા કરતાં તે વધારે ઉષ્ણછે. અજમો ખસૂસ કરીને પેટમાં થતી પીડાને માટે ઘણો માફક આવેછે, અને તે ઘણી સાધારણ દવા છે. બધી સ્ત્રીઓ તે પોતા પાસે રાખેછે. ઘણી ખરી બાળા ગોળીમાં અજમો પડેછે. જે અજમોદાદિ ગુટિકા અમે ઉપર આપીછે તે ખાસ બાળકોને માટે વધારે ઉપયોગી છે. બાળક જો નિંદ્રામાંથી થડકી ઉઠતું હોય અગર તેને નિંદ્રા ન આવતી હોય તેમજ ઝાડો, ઉલટી, ઉભરો વિગેરે થયાં હોય ત્યારે તેમને એક અગર બે ગોળી ઉમર પ્રમાણે સવાર સાંજ અપાયછે. છુંવારી અને કીરમાણી અજમા વિશેષ કરીને કૃમિની ઉપર વધારે લાગુ પડેછે. અજમાનું લૂણ કરવાથી હાથ પગનાં દુખતાં સાંધાઓમાં ફાયદો થાયછે.

અને મૂર્છા તથા ભ્રમવાળા દરદીને તે શરીરે ઘસાય છે. કોલેરામાં જ્યારે શીત વળતુ હોય ત્યારે અજમો ઘસાયછે. અજમાનું કકડાવેલ તેલ દુખતા સાંધા ઉપર ચોપડાયછે તેમજ જે સાંધા વાએ ઝલાઈ ગયા હોય, કળતર થતી હોય, તેમજ જીર્ણ સંધીવાની અંદર તેનું એકલાનું અગર માલ કાંકણ સાથે કકડાવેલ તેલ ચોપડવામાં આવેછે.

માત્રાઃ—અજમો અને અજમોદાદિ ચૂર્ણ બે આનીથી ૦। તોલો, અજમોદાદિ ગુટિકા ૧ થી ૨ ગોળી.

## અડદ.

વર્ણનઃ—અડદ એ આપણા દેશમાં સાધારણ પૌષ્ટિક કઠોળ છે. તમામ ખાવાના પદાર્થ કરતાં તેમાં પૌષ્ટિક ગુણ વધારે રહેલો છે.

બનાવટઃ—માશાદિ મોદક ઉર્ફે અડદીઆ લાડુ.

માશાદિ મોદક=અડદની ચોખ્ખી છડી દાળનો લોટ શેર ૫ લઈ તેને સવાશેર ઘી તથા સવાશેર દુધનો ધ્રાબો દેવો અને તેને ચાળી લેવો. ધ્રાબો દેવાથી અડદના લોટની ગાંગડીઉં વળી જાયછે જેથી ચાળતી વખતે તે ગાંગડીઉં ભાંગવી પડેછે. આ ગાંગડીઉં બહુજ ચવડી હોવાથી ભાંગતાં ઘણી મેહેનત પડેછે. ચાળ્યા પછી તેને ઘીમાં શેકવો અને લાલ દાણો પડવા દેવો. જ્યારે પાકો લાલદાણો પડશે ત્યારે તેમાંથી તેની ખાસ ખુશબો નીકળશે. પછી તેમાં સાડાસાત શેર સાકર ચાળી નાખવી. કેટલાક સાકરની ચાસણી કરેછે પણ ચાસણી કરવાથી પાક લીસો થાયછે ને ખાધામાં લીજત આપતો નથી. બીજા બધા પાકની પેઠે આમાં પણ બદામ, પીસ્તાં, ચારોળી, દ્રાક્ષ, ખસખસ, એલચી, કેશર વિગેરે નખાયછે.

ગુણઃ—પૌષ્ટિક.

ઉપયોગઃ—અડદ ઘણો પૌષ્ટિક છે ને ખસૂસ કરીને તે મગજને પુષ્ટિ આપનાર છે. તેથી શરીરમાં કૌવત આવેછે ને શરીરમાં કામ કરવાનું કૌવત વધેછે. અર્ધાંગ, પક્ષાઘાત, અર્દિત વિગેરે વાત વ્યાધિમાં અડદ સારાછે. માશબલાદિ ક્વાથ જે આગળ ઉપર ચીકણાંના વિષયમાં આપેલ છે તે વાત વ્યાધિને માટે ઘણો સારોછે. જીર્ણ સંધીવા, ગૃધ્રસી તથા કટીગ્રહની અંદર પણ જ્યારે દરદનું કારણ ફક્ત નબળાઈ હોયછે ત્યારે અડદ બહુ સારૂ કામ કરેછે. આ દેશમાં શિઆળામાં લોકો પુષ્ટિને

માટે અડદ ખાયછે, અડદીઆ લાડુ શિયાળાની મોસમમાં સર્વોત્તમ ખોરાક અને સર્વોત્તમ મીઠાઈ છે. તેથી મગજ ભરાયછે, આંખોમાં તેજ આવેછે અને શરીરમાં સ્ફૂર્તિ વધેછે. જે માશાદિ મોદક અમે ઉપર આપેલ છે તે પણ અડદીઆની માફક પુષ્ટિને માટે વપરાયછે. ધાતુ પુષ્ટિને માટે તેમજ શુક્રદોષને માટે અડદીઆ બહુ સારા છે.

માત્રાઃ—માશાદિ મોદક દરરોજ ૧ લાડુ.

## અતિ વિષની કળી.

વર્ણનઃ—અતિ વિષની કળી જોકે વચ્છનાગ અને વખમાની જાતના ઝાડની પેદાશ છે તો પણ તે કાંઇ ઝેરી નથી. અતિ વિષની કળી અહી બે જાતની મળી આવે છે એક સફેત અને બીજી ભુંખરા કાળા રંગની. સફેત જાતની કળી ટુંકી, નીચે જાડી, ઉપરથી સાંકડી તથા ઉપર જતાં તેમાંથી બે ભાગ થયા હોય એમ બે અણીની પેઠે ફૂટેલી હોય છે. તેની આકૃતિ લસણની કળીના જેવી છે પણ તે લસણની કળી કરતાં વધારે જાડી અને વધારે મોટી થાય છે. તેની લંબાઇ એકથી બે ઇંચ સુધીની છે. તેને ભાંગવાથી ધોળો લોટ જેવો ભૂકો ખરે છે અને જો જરા જૂની થઈ તો તેને ચુનામાં રગદોળી રાખી હોય તેવી દેખાય છે, તેમજ તેમાં છિદ્ર પડવાને લીધે તેમાંથી ભૂકો ખર્યાં કરે છે. કાળી જાતના લાંબા વળદાર કટકા આવે છે. ધોળી અતિ વિષની કળી જેવી આ કળી ગુણકારી નથી અને તે સસ્તિ કિમતે મળે છે. તે બન્નેનો સ્વાદ ઘણો તીખો હોય છે.

બનાવટઃ—૧ બાળ ચાતુર્ભદ્રક ચૂર્ણ ૨ અતિ વિષાદિ ગુટિકા ૩ અતિ વિષનો કાઢો.

૧ બાળ ચાતુર્ભદ્રક ચૂર્ણ=અતિ વિષની કળી, મોથ, કાકડા શીંગી ને પીપર સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.

૨ અતિ વિષાદિ ગુટિકા=અતિ વિષની કળી ૧ તોલો, કાંકચના ફોકલાં મીજ ૧ તોલો ગળો સત્વ ૦ાા તોલો, આ ત્રણે ચીજને બરાબર મળવી કડાછાલના ઘનમાં ગોળી વાળવી.

૩ અતિ વિષનો કાઢો=અતિ વિષની કળી, લીમડાની અંતર છાલ અને ગળો આ ત્રણે ચીજ સમભાગે લઈ તેને અધ કચરી કરી તેના બબે તોલાની એકેક પડીકીને ૩૨ તોલા પાણીમાં નાખી ઉકાળી કઢો

કરવો. જ્યારે આઠ તોલા પાણી રહે ત્યારે ઉતારી લેવું.

ગુણ—કટુ પૌષ્ટિક, જ્વરઘ્ન, કૃમિઘ્ન.

ઉપયોગ:—અતિ વિષની કળી થોડી માત્રામાં પૌષ્ટિક છે. તેથી ખોરાકનું પાચન સારૂં થાય છે. જ્યારે ઉલટી થઇ પેટમાં કાંઇ ન રહેતું હોય ત્યારે અતિ વિષાદિ ગુટિકા લેવાય છે. વિશેષમાં તેમાં કૃમિ નાશ કરવાનો ગુણ સરસ રહ્યો છે ને કૃમિને લીધે જે જે વિકૃતિ થતી હોય તે તમામમાં અતિવિષ અપાય છે. અતિ વિષની કળી બાળકોને માટે બહુ સારી છે. તમામ જાતની બાળા ગોળીમાં અતિ વિષનો ભાગ આવે છે. બાળ ચાતુર્ભદ્ર નામની બનાવટ બાળકને મધની સાથે ચટાડવાથી તાવ, ખાંસી, ઉલટી, વિગેરે દબાય છે. દૂધ માફક નહિ આવવાથી છોકરૂં વખતો વખત ભાળતું હોય અગર તેથી ઝાડો થઈ આવતો હોય તેમજ તાવ વિગેરે ગમે તે કારણથી બાળક માંદુ થઈ આવ્યું હોય ત્યારે આ ચૂર્ણ અપાય છે. બાળકને માટે આ ચૂર્ણ ઘણું સારૂં છે ને તેથીજ તેનું નામ બાળ ચાતુર્ભદ્રક પાડયું છે. જ્વરઘ્ન તરીકે અતિવિષ મૂળથી પ્રસિદ્ધ છે. વિષમ જ્વર જેવા કે એકાંતરીઆ, રોજીઆ, તરીઆ, સંતત જ્વરમાં તે અપાય છે. પરસેવો આવવા લાગે કે તરતજ ત્રણ ચાર વાલ માત્રા અતિવિષની આપવાથી તાવ અટકે છે. વિશેષમાં તાવ ભર્યો હોય તે છતાં અતિવિષ આપવામાં કોઈ જાતની અડચણ નથી. અતિ વિષનો કાઢો સવાર સાંજ લેવાથી વિષમ જ્વર તેમજ બીજા જીર્ણ જ્વરમાં ફાયદો થાય છે. તાવ ઉતરી ગયા પછી આરામીના વખતમાં પણ થોડા દિવસ સુધી અતિ વિષનું સેવન કરવામાં આવે છે.

માત્રા:—કટુ પૌષ્ટિક તરીકે ૧ વાલ, જ્વરઘ્ન તરીકે ૨ થી ૪ વાલ; બાલ ચાતુર્ભદ્રક ૧ વાલ, અતિવિષાદિ ગુટિકા ૨ વાલ. અને અતિ વિષનો કાઢો ૪ તોલા.

## અનંત મૂળ.

વર્ણન:—અનંત મૂળને ઉપલસાર તથા ઉપલ સરી કહે છે. તે ગુણમાં ઈંગ્રેજી દવા સારસા પરીલાને મળતુ છે. સંસ્કૃતમાં તેને **सारिवा** કહે છે. અનંત મૂળ તરીકે **सारिवा** અને **श्यामलता** એ બન્નેનાં મૂળીઆં એક બીજા સાથે વપરાય છે અને તે બન્નેને સંયુક્ત દર્શાવવાને માટે સારિવેદ્વે એવો લેખ પ્રાચીન વૈદક પુસ્તકોમાં મળી આવે છે. શ્યા-

મલતાનું મૂળીઉં જરા ગળચટું થાય છે. બજારની અંદર અનત મૂળની નનકડી પુડીયું બાંધેલ મળે છે જેમાં એક કરતાં વધારે છોડનાં મૂળીઆં આવી જાય છે. તે કેટલાક ફુટ લાંબા હોય છે અને તેની અંદર થોડોક ભાગ થડનો પણ આવી જાય છે. તેનાં મૂળીઆં લાંબાંને વાકાં થાય છે ને તેની છાલ ઉપરથી ઉખડી પડેલી હોય છે. તે છાલ ઉખેડતાં તેમાંથી કઠોર પીળા રંગનું લાકડું જણાઇ રહે છે, તાજાં સુકેલાં મૂળીઆંની અંદર એક જાતની સારી સુગંધી રહી છે. અનંત મૂળ પણ સ્વાદે જરા મીઠું અને તમતમું હોય છે.

બનાવટઃ—સારિવાદિ કવાથ.

૧ સારિવાદિ કવાથ=અનંત મૂળ, શ્યામલતાનું મૂળ, ઈંદ્રવર્ણાનું મૂળ ને પટોળ, એ સઘળાં અરધો અરધો તોલો લઈ તેને ૩૨ તોલા પાણીમાં ઉકાળી ૮ તોલા પાણી રહે ત્યારે ઉતારી લેવું અને તે પીપર તથા ગુગળ સાથે રૂપિઆ ૪ ભાર સવારે તથા ૪ ભાર સાંજરે પાવું.

ગુણઃ—શોધક મૂત્રલ ને સ્વેદળ.

ઉપયોગઃ—આ દવામાં શોધક ગુણ ઘણો સરસ છે અને ઉપદંશની બગડેલું લોહી તે સુધારે છે. જે જે ઠેકાણે લોકો સારસા પરીલાનો ઉપયોગ કરે છે તે તે ઠેકાણે અનંત મૂળ વાપરવું યોગ્ય છે. સંધિવા, વિસ્ફોટક, વાળનું ખરી પડવું, શરીરની અંદર જૂદે જૂદે ઠેકાણે ગરમીના ફોડલા ફૂટી નીકળવા વિગેરે અનેક ઉપદંશની વિકૃતિમાં તેમજ બીજા કેટલાક ક્ષુદ્ર રોગ તથા કુષ્ટની અંદર અનંત મૂળ ઉપયોગી છે. જીર્ણ ત્વક્દોષમાં અનંત મૂળનું ઘણા દિવસ સુધી સેવન કરવું પડે છે. તેથી લોહી સુધરે છે ને શરીરમાંથી વધારે દરદનું ફૂટી નીકળવું બંધ થાય છે. અનંત મૂળનો કવાથ લેવાથી તૃષા, વમી અને ઉબકો બંધ થાય છે, પેશાબ સાફ ઉતરે છે, પસીનો આવે છે, અને જ્વરની અંદર સારો ફાયદો થાયછે. અનંત મૂળ, મોથ, સુંઠ. કડુને વાળો એ પાંચેને ભેગાં ખાંડી તેનો તોલા એકનો ફાકડો ઉના પાણીમાં સવારે લેવાથી બે ત્રણ દસ્ત સાફ ઉતરે છે ને જ્વર પોચો પડે છે. અનંત મૂળને કેળના પાનમાં બાંધી તેને ખુબ શેકવું; પછી તેને જીરાંને સાકર સાથે લઈ જવું; તેથી ઉનવા અને પેશાબમાં થતી બળતરા શાંત થાય છે, અને મૂત્ર માર્ગના વરમની અંદર ફાયદો થાય છે. કેટલીક વખતે ઉપલું સાકરવાળું ચૂર્ણ ઘી સાથે લેવાય છે. તે-

ની મૂત્રલ અસર ઘણી સરસ છે. પાંચ રૂપિઆભાર અનંત મૂળ (અ. ને સારિવા સાથે) ને ૫૦ રૂપિઆભાર પાણીમાં નાંખી તેનું હીમ કરી તે હીમ પીવાથી પેશાબ પુષ્કળ થાય છે ને પસીનો પુષ્કળ આવે છે, જે જ્વરાદિકની અંદર ફાયદો કરે છે. તે પાચક છે ને ભૂખ લગાડેછે.

માત્રાઃ—અનંત મૂળ ા થી ાા તોલો સારિવાદિ કવાથ ૪ તોલા.

## અફીણ.

વર્ણનઃ—દેશી ઔષધિમાં અફીણ અત્યંત ઉપયોગી દવા છે અને તેના છોડને ખસખસના છોડ કહે છે. ખસખસના છોડ જ્યારે કાચા હોય છે ત્યારે તેમાં છરકા દેવાથી તેનો રસ બહાર નીકળી જાય છે તેને અફીણ કહેછે. એકના એક ડોડવા ઉપર બેચાર પ્રસંગે જૂદે જૂદે ઠેકાણે છરકા દેવામાં આવે છે. છરકા સાધારણ રીતે સાંજે દેવામાં આવે છે ને અફીણ સવારે ઉતારી લેવામાં આવે છે. પછી તેને એક માટીના ઠામની અંદર અળશીના તેલમાં બોળે છે. આથી તેના વજનમાં કેટલોક વધારો થાય છે. આ શિવાય તેનાં પાંદડાનો ભુકો પણ તેમાં ભેળવવામાં આવે છે. અળશીના તેલમાં બોળ્યા પછી તેને કેટલાક દિવસ સૂકવવામાં આવે છે. આથી વધારે પડતું તેલ હોય તે ઉડી જાય છે. આપણા કરતાં તુર્કસ્તાનનું અફીણ ઉંચું આવે છે. આપણા દેશમાં અફીણનો મોટો પાક માળવા, પટણા, તથા હિમાળયની તળાટીમાં થાય છે. અફીણ તદન ઝેરી પદાર્થ છે ને આત્મઘાત કરવામાં લોકો તેનો ઉપયોગ કરેછે. થોડું અફીણ લેવાથી શરીરમાં કાંટો રહે છે ને તેથી કેટલાક લોકોને દિવસમાં બે ત્રણ વખત અફીણ ખાવાની ટેવ પડી જાય છે. આપણા દેશના લોકોમાં અફીણ ખાવાની ટેવ બહુ છે. ચીનની અંદર લોકો અફીણ હુંકામાં પીએ છે. કેટલીક માતાઓ બાળકને બાળાગોળી ખવરાવવાની ટેવ પાડે છે, અને ઘણી ખરી જાતની બાળાગોળીમાં અફીણનો ભાગ આવેછે ને તેથી જરૂર વગર તેની ટેવ પાડવી એ અત્યંત નુકસાનકારક છે.

અફીણની અસરઃ—થોડી માત્રા લેવાથી પ્રથમ શરીરમાં કાંટો આવે છે, ચહેરો પ્રફુલ્લિત થાય છે, આંખો સતેજ રહે છે, ને મગજ ખુશનુમય વિચારથી ભરપૂર બને છે. પાછળથી જ્યારે અફીણની અસર જતી રહે છે ત્યારે માથું ભારે થઈ રહે છે, આદમી ઉઠવા માંડે કે ચકરી

આવે છે, ભૂખ લાગતી નથી તથા ઝાડો કબજ થઈ ગએલ હોય છે. જો માત્રા જરા વધારે લેવાય તો શરીર વધારે પ્રફુલ્લિત થાય છે પણ તેવી સ્થિતિમાં માણસ થોડીવાર રહે છે ને એકદમ ઝોલાં ખાવા માંડે છે, તેને કાંઈ ભાન રહેતું નથી તેમજ બેસવાની શક્તિ તેનામાં હોતી નથી અને તે લાંબો થઇ પડવા માંડે છે. જો અફીણની માત્રા આથી જરા વધારે થઈ હોય તો દરદી એવો બેભાન થઇ જાય છે કે તેને રાડો પાડી પૂકારવાથી અગર તેને અત્યંત હલાવવાથી અગર નાક ઉપર કાંઈ ગરમ પદાર્થ ઘસવાથી તેમજ ભીનો રૂમાલ મોંઢા ઉપરથી મારવાથી પણ તે બોલતો નથી. આંખની કીકી સાંકડી થઈ જાય છે તથા તેને અજવાળું અંધારૂં સૂઝતું નથી. કોઈ માણસને ઝાઝું અને કોઇને થોડું ખાવાથી આવાં સખ્ત ચિન્હ થઈ આવે છે. બાળકને અફીણ સહન કરવાની શક્તિ ઘણી થોડી હોય છે.

**અફીણની ઝેરી અસરઃ**—ઝેર ખાવાના હેતુથી જે માણસો અફીણ લેછે તે સાધારણ રીતે તેની મોટી માત્રા લેછે ને તેથી તેને નિદ્રા આવવાનાં ચિન્હ જણાય છે. તરતજ ફેર આવે છે, જીવ મુંઝાય છે, ને તે ઘેનમાં પડી જાય છે. તેને કાંઈ પણ વિચાર કરવાની શક્તિ રહેતી નથી. જ્યારે તેને જોસ્સમાંથી હાક મારીએછીએ ત્યારે જવાબ આપેછે ને પાછો ઉંઘવા માંડે છે. નાંડી ધીમી, મંદ અને અનિયમિત થાય છે, શ્વાસ ઝડપથી ચાલે છે ને જીવ ઘુંટાય છે, તથા શરીર ઉપર પસીનાના સેદ સેદ વળે છે. હોઠ જીભ અને નખ કાળા પડી જાય છે ને ચહેરો ફીકો લાગે છે. આંખની કીકી જે શરૂઆતથી નાની થઇ ગઈ હતી તે પાછી મોટી થઇ જાય છે. હાથ પગના સ્નાયુ શીથીળ થઇ જાય છે અને ઝાડો પેશાબ બંધ થઇ પેટ ચડી આવે છે. ગળાની અંદર કાંઇક અવાજ થતો જણાય છે ને થોડીવારમાં શ્વાસ ઘુંટાવાથી દરદી ગુજરી જાય છે. કેટલીક વખત મરવા પહેલાં ખેંચ તાણ અને આંચકી ઉપડે છે. જો આત્મઘાત કરવાવાળા માણસે અફીણ ઘણું ઝાઝું લીધું હોય તો તેથી તેને ઉલટી થાય છે. અફીણ લીધા પછી એક કલાકની અંદર તેની ઝેરી અસર જણાય છે.

**અફીણનું ઝેર ઉતારવાના ઉપાયઃ**—શરૂઆતમાંજ દરદીને ઉલટી કરાવવી; ને જેટલી બની શકે તેટલી ઉલટી કરાવી પેટની અંદરની તમામ

બીજ કાઢી નખાવવી. ખુંદનો કાવો એકદમ પાવો અને જાવંત્રી, તજ,લવીંગ વિગેરે ઉષ્ણ બીજો ચવરાવવી; તેને ઉંઘવા ન દેવો. મોઢા ઉપર ઠંડું પાણી છાંટ્યા કરવું ને ભીનો રૂમાલ મોઢા ઉપર માર્યા કરવો. આંખની અંદર ગરમ ચીજનું અંજન કરવું, નાક આગળ કળી ચુના અને નવસારનું ચૂર્ણ ધરવું તેમજ પેટ અને પીંડી ઉપર રાઇનાં પ્લાસ્ટર મારવાં અને દરદીને શુદ્ધિ આવતી ન જણાય તો બ્રાન્ડીના એક બે પ્યાલા પાવા.

**અફીણ ખાવાની ટેવથી શરીરપર થતી અસર:**—અફીણના બંધાણીનું શરીર નબળું થતું જાય છે, તેનો ચહેરો નિસ્તેજ બને છે ને આંખો ઉંડી ઉતરી ગએલી હોય છે. અફીણના બંધાણીનો ચહેરો એક જૂદી જાતનો ખાસ દેખાવ આપે છે જે જોઇને માણસ તરતજ તેને ઓળખી કાઢે છે. તેના શરીરના દરેક અવયવો કમકૌવત થઈ જાય છે, દસ્ત સાફ ઉતરતો નથી, જઠરાગ્નિ મંદ થાય છે, અનાજનું સારી પેઠે પાચન થતું નથી, હાથ પગ ગળી ગએલ જેવા દેખાય છે અને શરીરના સ્નાયુ પોચા અને ઢીલા પડી જાય છે. જ્યારે અફીણ લેવાય છે ત્યારે કાંઇક સુખ જણાય છે પણ તેનામાં કામ કરવાની ઝાઝી તાકાત રહેતી નથી અને તેનું માનસીક બાળ પણ ઘણું હઠી ગએલું હોય છે. તેમને જરા વેહેલી જણાય છે ને મૃત્યુ વેહેલું આવે છે. જે બાળકોને બાલ્યાવસ્થામાં અફીણ ખવરાવવાની ટેવ પાડવામાં આવે છે તેઓ બીજાં બાળકોની પેઠે રૂષ્ટ પુષ્ટ થતાં નથી.

**અફીણને મૂકવાથી શરીરપર થતી અસરને તેની ચિકિત્સા:**—અફીણનું બંધાણ બે રીતે મૂકાયછે ને તે બાબતમાં બંધાણીને ખાસ ઇચ્છા હોવી જોઇએ. બંધાણીએ કોઈ પણ રીતે છાનું અફીણ ખાવું નહિ. અફીણ મૂકનાર માણસો કેટલીક વખતે વૈદ્યો પાસે હા કહેછે ને પાછળથી છાનામાના અફીણ ખાયછે; માટે આ બાબતમાં વૈદ્યે સાવચેત રેહેવું જોઇએ અને તેમ કરતાં બંધાણીને અટકાવવો જોઈએ. જો બંધાણી છાનું અફીણ ખાતો હોય તો તેવા બંધાણીને અફીણ મુકાવવાનું પ્રયત્ન કરવુંજ નહિ.

**અફીણ મૂકાવવાની રીતી:**—અફીણ હમેશાં બરાબર વજનથી અને નિયમિત વખતે લેવું. જોખ્યા વગર અફીણ લેવાથી હમેશાં વધારે લેવાનો સંભવછે કારણકે તેમને માવાના કરતાં ઓછું અફીણ લાગે તો

તેમને અફીણ ચડતું નથી ને ફરીથી તેટલુંજ અફીણ લેવું પડેછે; માટે હમેશાં અફીણ જોખીનેજ લેવું ને પછી ધીરે ધીરે ઓછું કરવું. દરરોજ ભીંત ઉપર અગર લાકડા ઉપર એક એક ઘસારો વધારે દેવો; અગર હમેશાં અર્ધ રતીભાર જોખીને ઓછું લેવું. આથી થોડા અફીણ ખાવાવાળા બંધાણીમાંના કેટલાકનું બંધાણ જાયછે ને કેટલાકનું ઓછું થાયછે. આવી રીતે અફીણ મૂકવું એ ઘણું કુટ ભરેલુંછે ને ઘણા મોટા બંધાણી તો આવી રીતે બંધાણ મૂકી શકતાજ નથી. માટે એકદમ અફીણ મૂકાવી દેવું એજ ઉત્તમ રસ્તો છે. પાવલા પાવલા ભાર અફીણ એક ટંકે ખાનાર બંધાણી પણ એકદમ મૂકવાની રીતથી એક પખવાડીઆની અંદર અફીણ મુક્ત થાયછે; પણ આમ કરવામાં વૈદ્યે અને બંધાણીએ ઘણી હિમત રાખવાની છે. જે બંધાણીનું અફીણ મુકાવવું હોય તે બંધાણીને વૈદ્યે દિવસમાં ચાર પાંચ અગર છ વખત જોવો, અને દિલાસો તથા હિમત આપવાં. જ્યારે અફીણ એકદમ બંધ કરવામાં આવે ત્યારે તેને બેહદ શરીરમાં પીડા થાયછે, તેનું શરીર શીથીળ થઈ જાયછે ને તે હાથ પગ ઘસવા માંડે છે. તે મનમાં અત્યંત બીએ છે ને જેને દેખે તેની પાસેથી અફીણ માગેછે. આખો દિવસ અફીણ ઝંખ્યા કરેછે. જીભ માથે ધોળી છારી વળેછે, હાથ પગમાં સખ્ત કળતર થાયછે, કમર દુખેછે, વાંસો ફાટેછે, પેટમાં ચુંથ થાયછે ને ઝાડો જે આટલા દિવસ સુધી કબજ રેહેતો હતો તે એકદમ વધી પડેછે ને પેટ છુટી પડેછે. દિવસમાં ચાળીશ કે પચાસ વખત ઝાડા થાયછે ને આખા શરીર ઉપર પરસેવાના સેદ સેદ વળેછે. બંધાણીને રાત્રી કે દિવસ બીલકુલ નિદ્રા આવતી નથી, મોઢામાંથી લાળ ઝરેછે, ને આંખમાંથી તથા નાકમાંથી પાણી ટપક્યા કરેછે; તૃષા સખ્ત લાગેછે, જઠરાગ્નિ મંદ થાયછે, ને કેટલીક વખતે પુષ્કળ પેશાબ છુટી પડેછે; દરદી આવે વખતે મુંઝાઈ જાયછે ને અફીણ વગર હું મરી જાઇશ એવી રીતનો પૂકાર કર્યા કરેછે તો પણ આ બધી બિતી ખોટી માનસીક છે; માટે તે બાબત વૈદ્યે હિમત રાખતાં અને તેને યોગ્ય દિલાસો આપતાં ઝાડો પેશાબ તથા શરીરના જૂદા જૂદા ભાગ ઉપર જે પીડા વિગેરે થાય તેના યોગ્ય ઇલાજ કરવા જોઇએ. આ બધાં ચિન્હો ઘણામાં ઘણાં તો એક અઠવાડીઆ પર્યંત રહેછે. સાધારણ રીતે ચોથે દિવસે આ ચિન્હ હલકાં પડેછે તો પણ એક અઠવાડીઆ સુધી વૈદ્યે

હિંમત રાખી બંધાણીની માવજત કરવાની અવશ્ય જરૂરછે.

ઉપાયઃ—અફીણ મૂકનાર બંધાણીને યોગ્ય દિલાસો આપતાં તેને કડુ પૌષ્ટિક પદાર્થો હમેશાં આપવા. કાળીપાટ, પટોળ, લીંબડો ને ગળો એ ચારે ચીજનો કાડો દિવસમાં ચાર પાંચ વખત આપવો. આથી કરીને બંધાણીના શરીરમાં કૌવત આવે છે, ને તેને બંધાણ મૂકવું વસમું લાગતું નથી. આ કાડો અફીણ મૂકાવવું ત્યારથી તે અઠવાડીઆ સુધી જારી રાખવો. નિદ્રા ન આવે તો દિવસમાં એક બે વખત વિજયા ચૂર્ણ શેકીને આપવું. ખૂબ કઢેલું દૂધ દિવસમાં પાંચ સાત વખત પાવું ને ઓછામાં ઓછું આખા દિવસમાં બેક રતલ દૂધ આપવું. કદાપિને તેથી ઓછું દૂધ ખવાય તો પણ હરકત જેવું નથી. દરદીને જે સખ્ત ઝાડો થાય છે તે બંધ કરવા માટે અફીણ કે બીજી સ્તંભન દવા આપવી નહિ. અફીણ આપવાથી જો કે સારૂં થશે તો પણ તે આપવાથી તેને અફીણની ટેવ જશે નહિ અને બીજી સ્તંભન દવાઓ આપવાથી પેટ ચડી આવશે. આ ઝાડો બે ત્રણ દિવસ રહી પોતાની મેળે હલકો પડવા માંડશે માટે સ્તંભન દવાનો ઉપયોગ ન કરવો. બંધાણી માગે તો વખતે ગાંજાની કે તમાકુની ચલમ દિવસમાં બે ત્રણ વખત આપવી; વખતે બીડી માગે તો તે પણ આપવામાં કોઈ જાતની અડચણ નથી. આમ કરવાથી પાંચ છ દિવસમાં બધાં ચિન્હો દૂર થશે. અવલથી તે આખર સુધી કઢેલું દૂધ શીરો વિગેરે સારો પૌષ્ટિક ખોરાક આપવો. એટલું તો અવશ્ય ધ્યાનમાં રાખવાનું છે કે અફીણ મુકનારા બંધાણી માણસને પુષ્કળ દૂધ પીવાળા ખોરાકમાં કોઈ પણ જાતની કસુર થવી નહિ જોઇએ. અફીણનું બંધાણ મૂકવાથી જે વસમું લાગે છે તે કાંઈ પણ ઓષધની મદદ શિવાય ફક્ત સારા ખોરાકથીજ બંધાણી સહન કરી શકે છે અને તે ગાંજતો નથી. પાછળથી તેના શરીરના જૂદા જૂદા ભાગ ઉપર પીડા તથા ત્રુટ થાય છે જેને માટે શીંગડાઆ વછનાગનો તાજા ઘીની અંદર એક ઘસારો આપવો બસ છે. એક મહિના સુધી કડુ પૌષ્ટિક દવાને સારો પૌષ્ટિક ખોરાક આપવાથી બંધાણી અફીણ મુક્ત થાય છે. પાંચ છ દિવસ પછી સખ્ત ચિન્હો શાંત થવા માંડે છે અને ધીરે ધીરે તેના મનમાં નવું કૌવત આવતું હોય એમ લાગે છે; તેનું મન શાંત થાય છે ને અફીણનું બંધાણ કર્યા પછી કદી નહિ અનુભવેલો એવો સંપુર્ણ આનંદ તેને આવે છે.

બનાવટઃ—૧કુંકુમવટી ૨ આમરાક્ષસી ૩ દુગ્ધવટી ૪ આકાર કરભાદિ ચૂર્ણ ૫ અર્ક અહીફેનાદિ ગુટિકા ૬ અહીફેનાદિ ગુટિકા ૭ શંભુનાથ રસ.

૧કુંકુમવટી=અફીણ અને કેશર સમભાગે લઈ તેની મધની અંદર ચોખાના જેવડી ગોળી કરવી.

૨ આમરાક્ષસી=અફીણ, જાયફળ, લવીંગ, શુદ્ધ હીંગળો અને કપૂર એ સમભાગે લઈ તેની બબ્બે રતીભારની ગોળી કરવી.

૩ દુગ્ધવટી=વછનાગ અને અફીણ એ બન્ને ચાર ચાર વાલ, લોહ ભસ્મ પાંચ રતી ને અભ્રખ ભસ્મ ૭ રતી એ બધાંને દૂધની સાથે મેળવી તેની ગોળી કરવી.

૪ આકાર કરભાદિ ચૂર્ણ=અકલકરો, સુંઠ, નાગ કેશર, કંકોલ, પીંપર, જાયફળ, લવિંગને રતાંજળી એ બધાં બબ્બે તોલા અને અફીણ આઠ તોલા. એ બધાંનું ચૂર્ણ કરી કપડેથી ચાળી લઈ તે ચૂર્ણની અંદર તેના વજન જેટલી સાકર નાખવી.

૫ અર્ક અહીફેનાદિ ગુટિકા=આકડાના સુકાએલા રવાઈડાનો ભૂકો બે તોલા, સીંધાલુણ બે તોલા ને અફીણ શેકેલું ૦॥ તોલો, એ ત્રણેને મેળવી વાલ વાલની ગોળી કરવી.

૬ અહીફેનાદિ ગુટિકા=અફીણ ૪ તોલા, જાવંત્રી ૪ તોલા, કસ્તુરી ૧ તોલો ને કપૂર ૧ તોલો એ સઘળાંને ભેગાં મેળવી રતી રતીની ગોળી કરવી.

૭ શંભુનાથ રસ=શુદ્ધ હરતાળ, શુદ્ધ મનઃશીલ, શુદ્ધ હિંગુળ, શુદ્ધસોમલ, શુદ્ધ ટંકણ, શુદ્ધ વછનાગ, ને ફટકડી એ દરેક એકેક ભાગ, શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક ને અફીણ એ ત્રણે સાત સાત ભાગ એ બધાંનું ભેગાં કરી તેને સાત સાત દિવસ સુધી ભાંગના, નગોડના, લીંબડાના, ને ધંતુરાના રસની ભાવના દેવી. ને તેની રતી રતીભારની ગોળી કરવી.

ગુણઃ—ગ્રાહી, પીડા શામક, નિદ્રા લાવનાર, સ્વેદળ તથા પુરૂષત્વ આપનાર.

ઉપયોગઃ—ઝાડામાં અફીણ સૌથી ઉપયોગી દવા છે. અફીણ ઝાડો કબજ કરે છે એ વાતથી અજાણ્યા ઘણાં થોડાંજ માણસો હશે. તીક્ષ્ણ મરડો, જીર્ણ મરડો, સંગ્રહણી, અતિસાર, રક્તાતિસાર અને કોલેરામાં

અફીણનો ઘણો બહોળો ઉપયોગ કરવામાં આવે છે, અને આ દરદોની અંદર અફીણની સાથે બીજા ગ્રાહી પદાર્થો મેળવાય છે. કેટલીક વખતે અફીણ આપવાથી ઝાડો કબજ થઈ પેટ ચડી આવે છે. તેથી તેની સાથે પાચન તથા દીપન દવા મેળવવી યોગ્ય છે. કુંકુંમવટી નામની બનાવટ ચોખા જેટલી આપવાથી ઘણો સખ્ત ઝાડો એકદમ દબાય છે તેમજ આમ રાક્ષસી નામની બનાવટ કોલેરાના સખ્ત ઝાડાને શાંત પાડે છે. બાદ તેની અંદર ઉષ્ણ પદાર્થો હોવાથી તે શરીરને સતેજ કરે છે અને તેથી તે દરદમાં ચડતી ગોટલીઓ વિગેરે બંધ થાય છે, તેમજ તેમાં આવેલાં કપૂર અને હીંગુલ કોલેરાની અંદર સારૂં પરિણામ લાવવામાં ભાગ લે છે. સંગ્રહણીની અંદર જ્યારે આખે શરીરે સોજા થઈ આવ્યા હોય છે, જઠરાગ્નિ મંદ થઈ ગઈ હોય છે ત્યારે દુગ્ધવટી દરરોજ સવારે દૂધ સાથે લેવાથી દરદીને સારૂં થાય છે. ખોરાકમાં હમેશાં જ્યા સુધી દુગ્ધવટી ચાલતી હોય છે ત્યાં સુધી એકલું દૂધજ લેવું અને પાણી તથા મીઠું તમામ બંધ રાખવું. કેટલીક વખતે જીર્ણ સંગ્રહણીની અંદર વખતોવખત તાવ ચડી આવે છે, અને ઘણા ભયંકર રૂપની અંદર તો તાવ બીલકુલ ઉતરતોજ નથી, ત્યારે શંભુનાથ રસ આદુના રસમાં લેવાથી તાવ પોચો પડે છે ને ઝાડો દબાય છે. તીક્ષ્ણ અજીર્ણમાં જ્યારે ઝાડો થાય છે ત્યારે અફીણ સાથે વિલાયતી એરંડીઉં અગર બીજી કોઈ સારક દવા મેળવવામાં આવે છે. પેટમાં ચુંક આવવાથી શૂળ નીકળતુ હોય અગર સખ્ત વાઢ થતી હોય તો એકલું અફીણ આપવાથી દરદીના દુખમાં કેટલોક ફાયદો થાય છે. જો સખ્ત પેટ પીડ થતી હોય ને ઘણો તાવ હોય અગર પેટના કોઈ પણ ભાગનો વરમ છે એમ માલમ પડે તો અફીણ અને પારાનો સંયોગ કરવો સ્તુત્ય છે. આ શિવાય વાંસામાં, પડખામાં, ખભામાં અગર ગમે ત્યાં શૂળ નીકળતુ હોય તો અફીણ તે દબાવે છે. પેટમાં ગમે તેવું શૂળ નીકળતું હોય અગર શા કારણથી પેટમાં દુખે છે તે માલમ ન પડતું હોય ત્યાં સુધી અફીણ દેવાનો રીવાજ છે. પિત્તની કાંકરી ઉતરતી હોય ત્યારે પેટની અંદર કલેજાંના ભાગ નીચે સખ્ત પીડા થાયછે અને કેટલીક વખતે દરદી તેથી બેવડ વળી જાયછે ને અફાળા માર્યા કરે છે. આવી સખ્ત પીડા અફીણનો કસુંબો આપવાથી બેસી જાયછે. ઉન્માદ રોગમાં અફીણ ઘણી સારી અસર કરે છે. ઉન્માદની શરૂઆતથીજ

અફીણ યોગ્ય વજનસર આપવામાં આવે તો વખતે ઉન્માદ થતો અટકેછે. ઉન્માદમાં જ્યારે દરદીને પોતાના શરીરની ધાસ્તી રહે છે અને જ્યારે વખતો વખત જોસ્સો ચડ ઉતર થાય છે ત્યારે અફીણ ઘણો સારો ફાયદો કરે છે. આ રોગની અંદર દર વખતે રતી રતી ભાર અફીણ આપવું પડે છે. ઉન્માદની અંદર અફીણની ઘણી મોટી માત્રા દરદી શહન કરી શકે છે અને વખતો વખત ઘણી મોટી માત્રાથી પણ અફીણનાં ઝેરી ચિન્હ જણાતાં નથી. વિશેષમાં તે રોગને લીધે રહેતી અનિદ્રા દૂર થાય છે. જે ઉન્માદની અંદર ચહેરો ફીકો ને નાડી મંદ હોયછે ને ઉજાગરાને લીધે શરીર ક્ષીણ થઈ જાય છે ત્યારે અફીણ આપવુ યોગ્ય છે. ચહેરો લાલચોળ થઈ આવ્યો હોય અગર કપાળ અને મોઢાની નસોમાં લોહી ચડ્યું હોય ત્યારે અફીણ અપાતુ નથી. આંચકી, ખેચતાણ, ધનુર અને હડકવાની અંદર અફીણ અપાય છે.

કટીશૂળ, મસ્તકશૂળ, તથા આધાશીશીમાં અફીણ આપવાથી પીડા શાંત થાયછે; ઝામરો, બળવું, પાઠાં, અસ્મરી, અર્બુદ અને વાગવા વિગેરેની અસહ્ય વેદના દરદીને ન જણાય તેટલા માટે અફીણ આપવામાં આવેછે. જે ભાગમાં દુખાવો હોય તે ભાગ ઉપર અફીણ ચોપડવાથી આરામ થાયછે. જે કૃષ્ણ મંડળના વ્યાધિમાં આંખની અંદર ક્ષત પડેછે અને જેમાંથી અધિમંથ રોગ થવા સંભવ છે તેમાં તેમજ કનીનીકાના વ્યાધિમાં અફીણ અપાયછે. અફીણ ચોપડવાથી એટલી સંભાળ રાખવાની છે કે આળી અગર છોલાએલ જગ્યા ઉપર તે ચોપડવું નહિ. આળી જગ્યા ઉપર ચોપડવાથી તે લોહીમાં મળી જાયછે અને તેની ઝેરી અસર જણાઈ રહેછે. વાળા ઉપર કેટલાક લોકો અફીણ અને કરેણનાં ફૂલ વાટીને ચોપડેછે. તેઓનું એમ માનવું છે કે આથી વાળાને ઝેર ચડેછે અને તે નિર્માલ્ય થઈ જાયછે, પણ આ તેઓનું માનવું વજનદાર નથી. પાર્શ્વશૂળમાં અફીણ ઉપયોગી છે.

જ્યારે નિદ્રા નથી આવતી ત્યારે અફીણ અપાયછે. જ્વર વગરના જૂદા જૂદા રોગની અંદર અફીણના જેવી નિંદ્રા લાવનારી બીજી એક ચીજ નથી. કેટલાંક દરદો એવાં છે કે જો તેમાં નિંદ્રા આવે તો તેનું જોર હલકું પડેછે, ત્યાં અફીણ અપાયછે. રક્ત પિત્તમાં જ્યારે ઉધરસની સાથે લોહી પડેછે તેમજ તે દરદમાં ગમે તે રસ્તે લોહી પડતુ હોય ત્યારે અફી-

ણ આપવું સારૂં છે. તંબોળીયું એન અથવા ઉરઃક્ષતમાં દરદીને જ્યારે રક્ત મિશ્રિત બડખા પડેછે ત્યારે અફીણ આપવાથી સારો ફાયદો થાયછે. અર્ક અહી ફેનાદિ ગુટિકા આ રોગમાં ઘણી સરસ છે. રાત્રે સખ્ત હેરાન કરતી ઉધરસ એકદમ જોસ બંધ આવેછે, પાછી બંધ થઈ જાયછે, ને પાછી આવેછે તેવી ઉધરસમાં અફીણની કણી દીવે શેકી ખાવાથી ઉધરસ હલકી પડેછે. ગર્ભિણી સ્ત્રીને આસપાસના અવયવો ઉપર ગર્ભાશયનું દબાણ થવાથી કેટલીક વખતે એવી સખ્ત ઉધરસ આવેછે કે તેથી વખતો વખત ઉલટી થઈ જાયછે તથા સ્ત્રી ઉંઘવા પામતી નથી. આવી સખ્ત ઉધરસ પણ અફીણ શેકી આપવાથી એકદમ બેશી જાયછે. ઉધરસના દરદ સાથે જ્યારે તાવ ભર્યા હોય ત્યારે અફીણ નહિ આપવું જોઇએ. ઉધરસ, દમ, શ્વાસ, વિગેરે દરદો જ્યાં સુધી અફીણનું જોસ હોય ત્યાં સુધી જોરો કરી શકતાં નથી; તેથી આવા રોગથી પીડાતા કેટલાક દરદીઓ નીરંતર અફીણનું સેવન કરેછે. દમની અંદર અફીણ અને કસ્તુરીનો સંયોગ ઘણો સારોછે. ઉધરસના રોગમાં અફીણ આપવાનો એવો નિયમ છે કે છાતીમાંથી પેહેલ વહેલો કફ કાઢી નંખાવવો અને પછી અફીણ આપવું. જેથી અફીણ વાત કાસ કે ઠાલી ઉધરસની અંદર ઘણું સારૂંછે. કફજન્ય કાસની અંદર અફીણ આપવાથી ઉલટો છાતીમાં કફનો જમાવ થઈ રહેછે ને તેથી નુકસાન થાયછે.

પીડિ તાર્તવ તથા અત્યાર્તવની અંદર અફીણ વપરાયછે. પીડિતાર્તવમાં પેડુની પીડ તથા વાંસાની ફાટને અફીણ દબાવેછે,તથા અત્યાર્તવમાં ઘણું લોહી જતું હોય તે પણ બંધ કરેછે. કસુવાવડ થવાની ટેવવાળી ગર્ભિણી સ્ત્રીને ત્રીજે અગર ચોથે મહિને લોહી વેહેવા માંડે કે તરતજ અફીણનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો ગર્ભપાત થતો અટકેછે. સ્ત્રીને જણતી વખતે અથવા જણવા પહેલાં અગર જણ્યા પછી જો અત્યંત લોહી વેહેતું હોય ને બંધ થતું ન હોય તો અફીણ આપવાથી બંધ થાયછે. સાદી ઉલટી અગર ગર્ભિણી સ્ત્રીની ઉલટી દબાવવામાં અફીણ સારૂં કામ કરેછે. પ્રમેહમાં જ્યારે ઇંદ્રી વાંકી થઈ જાયછે ને વચમાં ખાંચ પડી જાયછે ત્યારે તેમજ ઇંદ્રી જાગૃત થતાં અત્યંત પીડા થતી હોય તેવા દરદમાં અફીણ અને કપૂર સાથે આપવાથી પીડા દબાયછે, એટલુંજ નહિ પણ વાંકી થએલી ઇંદ્રી સીધી થાયછે. સૂતિકા સન્નિપાતની

અંદર તથા નાની ઉમરની સ્ત્રીઓને પુત્ર પ્રસવ થવાથી કેટલીક વખતે પેસછા થાયછે તેમાં અફીણ આપવું યોગ્ય છે. અફીણની માત્રા ઉપર ધ્યાન રાખી તેની ગમે તે બનાવટ આપી શકાય છે. જીર્ણ સંધિવાની અંદર અફીણ ખાવાને માટે તેમજ ચોપડવાને માટે અપાયછે. આંખો ઉઠી હોય ત્યારે અફીણ અને અજમાની પોટલીથી શેક કરવામાં આવેછે, તથા અફીણ અને ફૂલાવેલ ફટકડી ભેગાં કરી તેનું ટીપું નંખાયછે. કર્ણશૂળની અંદર પણ અફીણનું ટીપું નાખવાથી ચસકા બંધ થાયછે. દાંત દુખતો હોય અગર દાંતની અંદર કોતર પડ્યુ હોય તો અફીણની કટકી દાંત ઉપર તુળશીના પાન સાથે મોઢામાં રાખવાથી ફાયદો થાયછે. જ્યારે મોઢામાંથી થુંક બહુ આવેછે, ત્યારે તથા મોઢું આણવામાં આવેછે ત્યારે થુંક બંધ કરવામાં ને મોઢું પાછું વાળવામાં અફીણ કામ લાગેછે.

વાતરક્ત, ઉંદરનું ઝેર, કુષ્ટ તથા વિચર્ચિકા જેવા મહા અસાધ્ય ત્વકૂદોષ ઉપર અફીણ કેટલોક ફાયદો કરે છે. જોકે અફીણથી આવા રોગો મટતાં નથી તો પણ એટલું તો નક્કી છે કે આવા રોગને તે અસૂસ કરીને દાબમાં રાખે છે. વાતરક્તનો દાહ અફીણથી શાંત થાય છે. પીંડીની અંદરની સખ્ત કળતર અફીણ બેસાડી દેછે. માથાની ઉંદરી ઉપર અફીણ લીંબુના રસમાં ભેળવી ચોપડાય છે. અફીણની અંદર વૃષ્ય (વીર્ય વૃદ્ધિ કરવાનો) ગુણ નથી પણ તેમાં સ્તંભન ગુણ હોવાને લીધે તે ટકાવ કરી શકે છે. આટલા માટે કેટલાક પુરૂષો અફીણનું બંધાણ કરે છે, પણ આમ કરવામાં તેમની મોટી ભૂલ છે. અફીણને બીજા વૃષ્ય, સ્તંભન, તથા ઉષ્ણ પદાર્થ સાથે પુરૂષત્વ આપવા માટે લેવાય છે. અફીણ લેવાથી દરદીને શ્રમ જણાતો નથી અને તેથી તેમાં વાજીકર ગુણ રહેલો છે એમ લોકોનું માનવું છે.

મધુ પ્રમેહની અંદર અફીણ ઘણો સારો ઇલાજ છે. નીરંતર અફીણ આપવાથી તેને કેટલોક ફાયદો થાય છે. અહીફેનાદિ ગુટિકા નાગર વેલના પાન સાથે અપાય છે, મધુ પ્રમેહની અંદર અફીણ આપવું જોઇએ એટલુંજ નહિ પણ તેની મોઠી મોટી માત્રાઓ અપાય છે. દરરોજ એકથી બે વાલ અફીણ જ્યારે દરદીને ખવરાવીએ ત્યારે તેની કાંઈક અસર થાય છે. જોકે અફીણથી દરદી તદન આરામી ઉપર આવતો નથી તોપણ બીજા ઓષધો કરતાં તે વધારે ફાયદો કરે છે. આવી મોટી માત્રાઓ મધુ પ્રમેહની અંદર ઘણા દિવસ સુધી જારી રાખવી

જોઇએ. જેમ જીર્ણ પ્રમેહ ને જેમ ઘરડા માણસને મધુ પ્રમેહ તેમ તે વધારે ફાયદો કરે છે. જુવાન માણસને અફીણ એટલો બધો ફાયદો કરતું નથી. દરેક વૈદ્યે એટલું તો યાદ રાખવું જોઇએ કે મધુ પ્રમેહની અંદર દરદીને પાણીની સખ્ત તૃષા લાગે છે ને ગમે તેટલું પાણી પીએ તોપણતેનું મન શાંત થતું નથી. મધુ પ્રમેહની આવી સખ્ત તૃષા શાંત થવાને અફીણ જેવો બીજો એકે ઉપાય નથી. તેથી પેશાબની અંદર સાકર ઓછી પડે છે ને શરીરની શક્તિ ઓછી ક્ષીણ થાય છે. અફીણની સાથે કાંટાળુ માયાનો ભૂકો નાખવાથી તેની અસર વધારે થાય છે. અરધી રતી અફીણ ને એક વાલ કાંટાળુ માંયાની ભૂકીની ગોળી કરી દિવસમાં બે વખત આપવી.

અફીણના ડોડવાને ગરમ પાણીમાં નાખી તેનો શેક કરવાથી ગુમડાં અને પાકની પીડા શાંત થાય છે. ખસખસનો ગુણ સ્તંભન અને વાજીકર છે અને તે પાક તથા બીજી ખાવાની ચીજમાં મસાલા તરીકે પડે છે.

માત્રાઃ—અફીણ ૦ થી ૦॥ રતી, કુંકુમવટી ચોખાના દાણા જેટલી, આમ રાક્ષસી અને દુગ્ધવટી તથા અહીફેનાદિ ગુટિકા અને શુંભુનાથ રસ એ બબે રતી, આકાર કરભાદિ ચૂર્ણ ૨ વાલ.

## અર્જુન વૃક્ષ.

વર્ણનઃ—અર્જુન વૃક્ષને સાદડનું ઝાડ કહે છે. તેનો સંસ્કૃત પર્યાય કકુભ છે. તેની છાલ ½ ઇંચ જાડીને કેટલાક ઇંચ લાંબી થાય છે. તે રંગે લાલ રંગની હોય છે ને સ્વાદે સહેજ સાજ તમતમાટ કરાવે તેવી છે. તેનું ઝાડ બહેડાંના ઝાડને મળતું છે. ઓષધમાં તેની છાલ વપરાય છે.

બનાવટઃ—૧ અર્જુનઘૃત.

૧ અર્જુનઘૃત=અર્જુન વૃક્ષના સ્વરસ અને કલ્કને તેથી ચોગણા ઘી અને સોળ ગણા પાણીમાં નાખી રીતસર ઘી સિદ્ધ કરવું-

ગુણઃ—શીતળ, પૌષ્ટિક અને સ્તંભન.

ઉપયોગઃ—હૃદ્રોગની અંદર અર્જુન વૃક્ષની છાલ ઘણીજ ઉપયોગી છે. તેની છાલનો કવાથ કરી તે દુધની સાથે પીવાય છે અગર તેની છાલનો ભૂકો દૂધમાં, ગોળમાં, અગર પાણીમાં પીવાથી તેજ અસર થાય છે. તેનું સિદ્ધ કરેલ ઘી પણ હૃદ્રોગમાં ફાયદો કરે છે. ઘણી સખ્ત કચર લાગી હોય તેમજ જ્યારે કોઈ પણ હાડકું ભાંગી ગયું હોય ત્યારે

અર્જુન વૃક્ષની છાલ દૂધની સાથે લેવાથી હાડકું જલદી સંધાય છે અને મરેલ લોહીની ગાંઠ ગળી જાય છે. ધારાં અને સડેલો ભાગ ધોવાને તેનો ક્વાથ વપરાય છે. જેમ તે હૃદ્રોગમાં સારો ફાયદો કરે છે તેમ તેથી આવતા જીર્ણ જ્વરને પણ તે દૂર કરે છે, અને બડખામાં લોહી પડતું હોય તેને પણ દબાવે છે. અર્જુન વૃક્ષને બાળી તેની રાખને સમભાગ કાથા સાથે મેળવી તેનો ઉભેરો દાબવાથી ઇંદ્રી ઉપરનું ચાંદું સુકાઈ જાય છે.

**માત્રા:**—અર્જુન વૃક્ષની છાલ ા તોલો, અર્જુન ઘૃત ૨ તોલા.

## અરડુશી.

**વર્ણન:**—અરડુશીનો છોડ આપણા દેશમાં ઘણો સાધારણ છે. અરડુશા નામનું એક બીજું મોટું ઝાડ થાય છે જેની સાથે અરડુશીની ભૂલ ખાવી ન જોઇએ. અરડુશીના પાન લીલાં ત્રણથી ચાર ઇંચ લાંબાં તથા આશરે ઇંચ સવા ઇંચ પહોળાં થાય છે. ઉપરથી તે અણીઆળાં હોય છે અને તેનાં ફુલ ધોળાં થાય છે. તેનો છોડ ચારથી આઠ ફીટ ઉંચો હોય છે. અરડુશાનું ઝાડ મોટું લાંબું અને જબરૂં થાય છે અને તેનું પાન એકથી બે હાથ લાંબું અને લીંબડાના પાંદડાંની માફક તેમાં ઘણાં પાતરાં થાય છે. તેનાં પાન તથા છાલ વિગેરે સર્વ પીળા ભુંખરા રંગનાં થાય છે. અરડુશાના પાનમાં તથા આખા ઝાડમાં એક જાતની ખરાબ વાસ રહેલી છે. તેનાં ઝાડને ગમે તે ઠેકાણે અડીએ તો પણ હાથ ગંધાય છે. મરાઠીમાં આ ઝાડને મહારૂખ કહે છે ને ગુજરાતીમાં તેને અરડુશો કહે છે. જેને ગુજરાતીમાં આપણે અરડુશી કહીએછીએ તેને સંસ્કૃતમાં **वासा** ને મરાઠીમાં અડૂલસા કહે છે. જેને ગુજરાતીમાં અરડુશી ને અરડુશો કહે છે તેને મરાઠીમાં અડૂલસા અને મહારૂખ કહે છે.

**બનાવટ:**—૧ વાસા વલેહ ૨ વાસા પુટપાક ૩ વાસા ખંડ પાક.

૧ વાસાવલેહ=અરડુશીના પાનનો રસ ૨૫૬ તોલા, ખડીસાકર ૬૪ તોલા, લીંડી પીપર ૧૬ તોલા, તાજું ઘી ૧૬ તોલા, એ બધાં ઘટ થાય ત્યાં સુધી ઉકાળવાં. જ્યારે ઠરે ત્યારે રૂપિઆ ૧૦ ભાર અંદર મધ નાખવું ને તેને હલાવી બરાબર મેળવવું.

૨ વાસા પુટપાક=અરડુશીનાં લીલાં પાંદડાં લાવી તેને કુટી તેનો

ગોળો કરી રીતસર પુટપાકની રીતે પકવવો. પછી તે બહાર કાઢી લઇ તેમાંથી રસ કાઢી મધ નાખી પીવો.

૩ વાસાખંડ પાક=અરડુશી ૪૦૦ તોલા લઈ ૩૨૦૦ તોલા પાણીમાં નાખી ઉકાળવી. ચોથે ભાગ પાણી રહે એટલે તેની અંદર ૧૦૪૦ તોલા હરડેનું ચૂર્ણ તથા ૪૦૦ તોલા ખડીસાકર નાખી ખૂબ પકવવું. જ્યારે ઠંડું થાય ત્યારે ૩૨ તોલા મધ, ૧૬ તોલા વંશ લોચન, ૮ તોલા પીંપર અને ૪ તોલા ચાતુર્જાત એ સર્વેનું ચૂર્ણ એકત્ર કરી નાખવું. જે તૈયાર થાય તે વાસાખંડ પાક.

ગુણ:—કફઘ્ન, રક્ત સ્તંભક.

ઉપયોગ:—અરડુશી ઉત્તમ કફઘ્ન છે. કફઘ્ન તરીકે તેનાં પાંદડાંનો સ્વરસ ઘણો વપરાય છે. ૧ તોલો તાજો રસ લઈ તેમાં પીંપર અને મધ નાખી પીઇ જવાથી ઉધરસ હલકી પડે છે અને છાતીમાં જે કફ ભરેલો હોય છે તે નીકળી જાય છે. ક્ષયની અંદર ઘણા દિવસ વાસા વલેહ અને વાસા પુટપાક લેવાથી ફેફસું ખવાતુ અટકે છે, અને તેનો જીર્ણ જ્વર શાંત પડે છે. આ બધો ફાયદો કફ નીકળવાને લીધે થાય છે. જ્યારે બડખાની અંદર લોહી પડે છે ત્યારે તેની અસર એકદમ જણાઈ રહે છે; બડખામાં ગમે તેટલું લોહી પડતું હોય તોપણ તે એક અગર બે દિવસની અંદર બંધ થાય છે. કફ જ્વર અને શ્લેષ્મ જ્વર વિગેરે તેથી પોચાં પડે છે. આ શિવાય જ્યારે શરદીને લીધે બાળક ભરાઈ આવે છે, ગળામાં સૈડકી બોલે છે, તાવ ચડી આવ્યો હોય છે, અને શ્વાસ ઘણો જલદ ચાલે છે ત્યારે અરડુશીના પાંદડાનો સ્વરસ નવશેકો કરી પાવાથી તથા તેનાં પાંદડાંનો કુચો નવશેકો કરી છાતી ઉપર લગાડી તે માથે ધીમો ધીમો શેક કરવાથી બાળક એકદમ સાજું થઇ જાય છે. કેટલીક વખતે આવી કફની વિકૃતિમાં બાળક ઘણી ભયંકર સ્થિતિમાં દેખાય છે અને તેને માટે ઘણી ધાસ્તી રહે છે તેવી સ્થિતિમાં પણ અરડુશી પોતાનો ફાયદો જણાવ્યા વગર રહેતી નથી. જીર્ણ ઉધરસ, દમ તથા છાતીના દરેક વ્યાધિમાં તેની અસર ઘણી સારીરીતે સિદ્ધ થએલી છે. રકત પિત્તની અંદર તે એક અકસીર ઉપાય છે. રક્ત પિત્ત ગમે તો ઉર્ધ્વગ હોય યાને અધોગ હોય તોપણ વાસા ખંડ નામની બનાવટના બે તોલા દિવસમાં એક અગર બે વખત લેવાથી લોહી પડતું અટકવામાં

ઘણો સારો ફાયદો થાય છે. તેના મૂળનું રીતસર સિદ્ધ કરેલ ઘી પણ ક્ષયમાં અપાય છે. કેટલીક વખતે વાસાની અંદર બીજી કફઘ્ન દવાઓ મેળવવામાં આવે છે. તે પિત્ત શામક અને શીત વીર્ય હોવાને લીધે જે દરદીનું લોહી સાધારણ રીતે તપેલું હોય છે તેને તથા પ્રમેહ હલીમકને કમળાના દરદીને તે ફાયદો કરે છે, ને તેની ગમે તે બનાવટ લેવાથી સારો ફાયદો થાય છે. અતિસાર, રક્તાતિસાર, અને ત્રિદોષ અવસ્થામાં દરદીને વાસા પુટપાક અપાય છે. અરડુશીના પાન, ગળો, ભોરીંગણી, હિમજ, કીસમીસ, પીપર એ બધાં સમભાગે લઇ તેનો રીતસર કાઢો કરી પીવાથી દમ, ઉધરસ, ક્ષય, તથા કફ જ્વરમાં સારો આરામ થાય છે.

માત્રાઃ—વાસા વલેહ ૧ થી ૨ તોલા, વાસા પુટપાક ૧ થી ૨ તોલા, વાસા ખંડ ૧ થી ૨ તોલા, અરડુશીના પાનનો ભૂકો ૦। થી ૦॥ તોલો.

## અરડુશો.

વર્ણનઃ—અરડુશાની છાલ ઔષધમાં વપરાય છે, અને તેનું ઝાડ ઘણું મોટું થાયછે. તેની છાલ જાડી અને ભુંખરા રંગની થાયછે. જ્યારે રેડું નથી મળતું ત્યારે તેને બદલે અહીંના લોકો અરડુશો વાપરેછે.

ગુણઃ—કટુ પૌષ્ટિક, જ્વરઘ્ન, ગ્રાહી.

ઉપયોગઃ—તેની છાલ બીજી જ્વરઘ્ન દવા તરીકે ઉપયોગમાં આવે છે અને તે સ્વાદે ઘણી કડવી છે. અજીર્ણની અંદર બીજા વાતહર પદાર્થની સાથે તે વપરાય છે. તેમજ જીર્ણ વ્યાધિ પછીથી રહેલી નબળાઇની અંદર તે ઉપયોગી છે. અતિસાર, રક્તાતિસારમાં તે ઘણો સારોછે. વૃદ્ધ ગંગાધર ચૂર્ણમાં તે પડે છે. તે ઉષ્ણછે ને સૂતિકા સ્ત્રીને ઘણું કરીને વધારે માફક આવેછે. સુંઠ અને ગોળની સાથે તેની તાજી છાલ લેવાથી જણ્યા પછીની સખ્ત વ્યાધિ દબાય છે.

માત્રાઃ—૧ વાલ.

## અરણી.

વર્ણનઃ—અરણીનું ઝાડ આપણા દેશમાં સાધારણ છે. તેનું ઝાડ આશરે વીસપચીસ ફુટ ઉંચુ થાયછે અને તેનું થડ ટુંકું હોયછે. તે દશ મૂળમાં આવે છે અને બૃહત્ પંચ મૂળના ઝાડમાંહેનું એક ઝાડછે. તેના ઝાડમાંથી એક ખરાબ ગંધ નિકળ્યા કરે છે. તેના પાન ચાર પાંચ ઇંન્ચ લાંબા અને અણીવાળાં થાય છે. તેના પાનની બન્ને બાજુ લીસી હોય

છે. તેમાં બારીક ઝુંખરા સફેદ રંગના ફુલ થાય છે. તેના ફળ વટાણા જેવડાં અને કાળાં થાય છે.

બનાવટઃ—અગ્નિ મંથાદિ લેપ.

૧ અગ્નિમંથાદિ લેપઃ—અરણી, કાળીજીરી, કીડામારી, સરપંખો ને સુંઠ આ પાંચે દવા સમભાગે લઈ તેને ખાંડી તેનો બારીક ભૂકો કરવો.

ગુણઃ—ઉષ્ણ, વાતહર, શોથઘ્ન ને કફઘ્ન.

ઉપયોગઃ—અરણીનું મૂળ દશ મૂળમાં આવે છે અને તેની સાથે તે ઘણા જૂદા જૂદા રોગ ઉપર વપરાય છે. અરણીનાં પાંદડાં સોજા ઉપર બહુ કામ લાગે છે. અગ્નિ મંથાદિ લેપને પાણીમાં લઢી જરા નવશેકો કરી આખા શરીર ઉપર લગાડી દેવાથી મહા ભયંકર શોફ દૂર થાય છે. એ લેપ ચોપડતી વખતે એટલી સંભાળ રાખવાની છે કે તે આંખમાં જવો ન જોઈએ નહિતર આંખ બળવા માડે છે. આ લેપની ભીનાશથી દરદીને ટાઢ વાવા લાગે તો નીચે શેક નાખવો. સંધિવાને લીધે દુખતા તથા સુજી ગએલા સાંધા ઉપર આ લેપ ચોપડાય છે. સાધારણ રીતે સૂતિકા રોગમાં વાયુનો પ્રકોપ ઘણો હોય છે ને અગ્નિ મંથાદિ લેપ ગરમ હોવાને લીધે સૂતિકાના શોફ ઉપર ઘણી સારી અસર કરે છે તેમજ જીર્ણ સંગ્રહણીના તથા વાયુથી થએલા શોફને તે હઠાવે છે. પેટની અંદર પણ ઉષ્ણ તથા વાતહર દવા તરીકે તેનો ઉપયોગ કરવામાં આવેછે અને દરદના જોરથી થએલી તંદ્રાને તે દૂર કરે છે. તેના મૂળની અંદર સારી સુગંધી રહેલી છે. તેનું ફાન્ટ પીવાથી વાત જ્વર દૂર થાય છે. ને અનાજનું પાચન થાય છે. તેનાં પાંદડાંનો સ્વરસ મરી સાથે લેવાથી શરદી મટે છે. જેને અકલગરો, સુંઠ, અને પીપર વિગેરે દવાઓ ઘણી ગરમ લાગે છે તેને આ દવા લેવી યોગ્ય છે.

માત્રાઃ—સ્વરસની ૧ તોલો, અરણીના મૂળની છાલ ૦ા થી ૦ાા તોલો.

## અરીઠાં.

વર્ણનઃ—અરીઠાંનું ઝાડ મોટું અને જબરૂં થાય છે. ઔષધમાં તેનાં ફળજ વપરાય છે. અરીઠાના ઝાડની ખુબી એવી છે કે તેનાં પાંદડાં બીલીની પેઠે ત્રણ ત્રણ ભેગાં થાય છે. તેનાં ફળ ગોળાશપર થાય છે ને ત્રણ ત્રણ ફળ ભેગાં જોડાએલ હોય છે. અરીઠાંના ફળને પાણીમાં ઘસવાથી તેનાં ફીણ થાય છે અને તે વાળ ધોવાના કામમાં આવેછે.

ગુણઃ—વાંતિ કારક ને ઉષ્ણ.

ઉપયોગઃ—અફીણ વિગેરે કાંઈ પણ ઝેરી પદાર્થ ખવાણો હોય ત્યારે અરીઠાનું પાણી પીવામાં આવે છે. પાણીની અંદર અરીઠા ઘસવાથી ફીણ વળે છે અને થોડી વાર તેને સ્વસ્થ રાખવાથી આ ફીણ બેશી જાય છે તથા પાણી ચોખ્ખું આછરી જાય છે. ત્યારે તે પાણી સરપ જેવા ઝેરી જનાવરે ડસેલ ને તેમજ અતિસાર અને કોલેરાના દરદીને આપવાથી શરીર સતેજ થાય છે. તેના પાણીનું ટીપું નાકમાં નાખવાથી બેશુદ્ધિ દૂર થાય છે અને માથું આધાશીશી વિગેરે મટી જાય છે. શોક ઉન્માદ તથા હિસ્ટિરિયામાં તેનો ધુમાડો ઘણી સારી અસર કરે છે. તેનું પાણી પીંડી ઉપર ચોપડવાથી કળતર બેશી જાય છે. તેનું મૂળ કફઘ્ન છે. તેના ફળની ઉપલી છાલને ખાંડી તેની સોગઠીઓ બનાવી સ્ત્રીઓ નષ્ટાર્તવમાં પહેરે છે. દમમાં અરીઠા ઘણા ઉપયોગી છે. તેનો કૃમિઘ્ન તરીકે ઉપયોગ કરવામાં આવે છે. અરીઠાના ફળનું અંજન કરવાથી સરપના ઝેરનો નાશ થાય છે.

માત્રાઃ—અરીઠાનું પાણી ઉલટી કરાવવા સારૂ રૂપિઆ ૧૦ ભાર.

## અશેળીઓ.

વર્ણનઃ—અશેળીઆના દાણા બજારમાં ઘણા સાધારણ છે અને તે રંગે રતાશપરે હોય છે. દેખાવમાં તે ખડબચડાં જણાય છે અને તે માથે એકેકું ધોળું ટપકું હોય છે. તે રાઈની જાતનો પદાર્થ છે.

બનાવટઃ—૧ ચંદ્રસૂર રસ.

૧ ચંદ્રસૂર રસઃ—અશેળીઆના દાણા લઈ આઠ ગણા પાણીમાં નાખી સારી પેઠે ચોળવાથી જરાવારમાં તે પાણીમાં મળી જશે ને તેનો ચીકણો લુવાબ થશે; તે ગાળી લેવો. જે તૈયાર થાય તેનું નામ ચંદ્રસૂર રસ.

ગુણઃ—પૌષ્ટિક, વાતહર.

ઉપયોગઃ—અશેળીઓ ઘણો પૌષ્ટિક છે ને ધાતુ પુષ્ટિને માટે બીજી વાજીકર દવા સાથે અપાય છે. તેથી વીર્યની વૃદ્ધિ થાય છે તથા પેશાબ સાફ ઉતરે છે. અશેળીઆને પાણીમાં નાખવાથી તેનો ચીકણો લુઆબ થાય છે અને તે હેડકી ઉપર ઘણો સારો વખણાય છે. ચંદ્રસૂર નામનો રસ ખરેખર હેડકી ઉપર ઘણો સારો છે. અશેળીઆને દૂધમાં પલાળી તેમાં રૂ બોળી તે રૂનાં પોલ આંખો સુજીઆવી હોય ત્યારે મૂકવામાં આવે

છે ને તેથી પાંપણનો શોફ ઉતરી જાય છે. પ્લીહોદર તથા યકૃતોદરની અંદર થએલા લોહીના જમાવને તે તોડે છે તથા તે અવયવોની વૃદ્ધિને સંકુચિત કરે છે. સંધિવા, કમર શૂળ તેમજ ગોઠણ તથા કાંડું વિગેરે કોઈ પણ અવયવો ઝલાઈ જાય છે ત્યારે અશેળીઆની રાબ પીવાનો રીવાજ આ દેશમાં ચાલે છે. વાતહર તરીકે તેનો લેપ વાત વ્યાધિ ઉપર કરવામાં આવે છે. અશેળીઓ, હળદર, સાજીખાર અને મેંદા લકડીને સાથે વાટી કચર તથા ધુમધા ઉપર ચોપડાય છે.

માત્રાઃ—ચંદ્રસૂરરસ ૨ તોલા, અશેળીઓ બે આનીથી પાવલાભાર.

## અળશી.

વર્ણનઃ—અળશીના દાણા પાતળા ચપટા ને કળથીના દાણાને મળતા થાયછે. પણ કળથીના દાણાનો રંગ કાળાશપર થાયછે ને અળશીના દાણાનો રંગ રાતો ગુઢાશપર થાય છે તેમજ કળથીના કરતાં અળશીના દાણા જરા ઝીણા હોય છે.

બનાવટઃ—૧ અળશીનું તેલ ૨ અળશીની પોલટીસ.

૧ અળશીનું તેલ=અળશીને ઘાણીની અંદર પીલી તેનું તેલ કાઢવામાં આવેછે.

૨ અળશીની પોલટીસ=અળશીને ખાંડી તેની અંદર ઉનું પાણી નાખી હલાવી લૂગડા ઉપર ઘાટી પાથરી દેવી.

ગુણઃ—શીતળ તથા મૂત્રલ.

ઉપયોગઃ—મૂત્રલ હોવાને લીધે ઉનવા, પ્રમેહ, અને સોમ રોગમાં તે વપરાય છે. તેના દાણાનો ક્વાથ કરી અગર તેના તેલનાં દૂધમાં પચીસથી પચાસ ટીપાં નાખી પીવાથી ફાયદો થાયછે. તે શ્લેષ્મમાં ઉપયોગી છે. અળશીનો મુખ્ય ઉપયોગ તેના દાણાની પોલટીસ કરવામાં રહેલોછે. ફેફસાંના તીક્ષ્ણ વરમમાં, તીક્ષ્ણ ઉધરસમાં, મુંઝારાની ગાંઠ ઉપર, પેટના પડદાના સોજા ઉપર, હૃદયના વરમમાં તેમજ જ્યારે જ્વરની સાથે કોઈ પણ મર્મસ્થાનની અંદર લોહી ચડી આવેછે અને તેમાં પાક થાયછે તે વખતે જો અળશીની પોટીસ દિવસમાં બે ચાર વખત મૂકી હોય તો ઘણો સારો ફાયદો થાયછે. આવી રીતે લોહીના થએલાં જમાવને તે તોડે છે અને તે ઠેકાણે નીકળતા શૂળને તે દબાવેછે. અળશીની પોટીસથી પાક વધારે સેહેલાઇથી થાયછે અને પાકનો જ્વર બહુ જોર કરતો નથી

તેમજ તેથી દરદી બહુ ક્ષીણ થતો નથી. આ શિવાય બીજા બંહારના ગડ ઉપર તેમજ સંધિવાના પાક થએલા સાંધા ઉપર તેની પોટીસ બાંધવામાં આવેછે. જો દુખતા ભાગની અંદર બહુ પીડા થતી હોય તો સાદા પાણીને બદલે અફીણના ડોડવાના ઉકાળેલ પાણીથી પોટીસ બાંધવી. અળશીની પોટીસ ચોટે નહિ એટલા માટે લૂગડાના બે પડ વચ્ચે નાખી તે દુખંતા ભાગ ઉપર બાંધવામાં આવેછે. સુવાવડમાં કેટલીક વખતે ગર્ભાશયના આસપાસના ભાગોનો વરમ થાયછે તેમજ [1]સ્ત્રી અંડનો સોજો થઈ આવેછે. તે ઉપર અળશીની પોટીસ લગાડવાથી ફાયદો થાયછે. બદ વિગેરે બીજી કેટલીક ગાંઠો ઉપર અળશીની પોટીસ લાગુ પડેછે. કાનની અંદરનો સખ્ત દુખાવો કાનની પછવાડેના હાડકા ઉપર અળશીની પોટીસ લગાડવાથી દૂર થાયછે. આ વખતે ઘણું કરીને કાનની અંદરના ભાગનો વરમ થએલો હોયછે ને તેથી દરદીને થોડો ઘણો તાવ પણ આવેછે. અળશીના તેલને કળી ચુનાના પાણીમાં સમભાગે મેળવી બળેલા ભાગ ઉપર લગાડવાથી રૂઝ જલદી આવેછે. અફીણના લીલા ડોડવા ઉપર છરકા દેવાથી જામેલા અફીણને એકઠું કરી તેને અળશીના તેલમાં બોળવામાં આવેછે.

માત્રાઃ—તેલ ૨૫ થી ૩૦ ટીપાં, ફાન્ટ તરીકે રૂપિઆ ૫ ભાર દિવસમાં બે વાર.

## આકડો.

વર્ણનઃ—આકડો બે જાતનો થાયછે. એક રાતા ફૂલવાળો અને બીજો ધોળા ફૂલવાળો. ધોળા ફૂલવાળાને આકડો કહેછે ને રાતા ફૂલવાળાને મંદાર કહેછે. ઔષધની અંદર તેનાં પાન, મૂળ, ફૂલ, ફળનું રૂ, છીર વિગેરે વપરાય છે. ઉનાળાની અંદર તેનાં મૂળીઆં ખોદાવી સૂકવીને તેનું ચૂર્ણ કરી રાખવું.

બનાવટઃ—૧ અર્ક તૈલ, ૨ અર્કાદિ ચૂર્ણ ૩ અર્કાદિ ક્વાથ ૪ અર્ક અહિ ફેનાદિ ગુટિકા ૫ કાસ કર્તરી ગુટિકા ૬ અર્કાકુર રસ.

---

૧ સ્ત્રીઅંડ સ્ત્રીઓને ડાબે તથા જમણે પડખે રહેલાંછે. જેમ પૂરૂષની અંદર વીર્ય વૃશણમાં રહે છે તેમ આની અંદર સ્ત્રીનું શોણીત રહે છે. જે સ્ત્રીને આવાં અંડ હોતાં નથી તે સ્ત્રી વંધ્યા હોયછે. તેને રતી વિલાસ બીલકુલ રૂચતો નથી.

૧ અર્કતૈલ=મીઠું તેલ ૧ રતલ, આકડાનું છીર ૪ રતલ અને હળદર અને મનઃશીલ એ બન્ને અરધો અરધો રતલ એ સઘળાંને ઉકાળી તેનું રીતસર તેલ સિદ્ધ કરવું.

૨ અર્કાદિ ચૂર્ણ=આકડાનાં મૂળીઆં ૧ ભાગ, લીંબડાની અંતર છાલ આઠ ભાગ ને ગળો આઠ ભાગ એ પ્રમાણે ત્રણે ચીજો લઈ તેને સૂકવી ચુર્ણ કરવું.

૩ અર્કાદિ ક્વાથ=ગજપીપર, મરી, સુંઠ અને સિંધાલૂણ એ ચારે ચીજો સમભાગે લઈ તેના સમગ્ર વજનથી વીસમો ભાગ આકડાની છાલ નાખવી અને તેનો રીતસર ક્વાથ કરી આપવો.

૪ અર્ક અહિફેનાદિ ગુટિકા=આકડાનાં રેવાઇડાં ને સિંધાલૂણ ચાર વાલ, અફીણ એક વાલ અને અજમો અરધો તોલો, એ ચાર ચીજો બરાબર મેળવી તેની ચણા જેવડી ગોળી કરવી. કેટલાક વૈદ્યો વખતે અજમો નાખતા પણ નથી.

૫ કાસકર્તરી ગુટિકા=૧૨૫ રેવાઇડાંને સૂકવી તેમાં એકેક તોલો જાયફળ, લવીંગ, જાવંત્રી અને અકલકરો સાથે મેળવી બબે આની ભારની ગોળી કરવી.

૬ અર્કાંકુર રસઃ—આકડાનાં કુણાં કુણાં પાંદડાં લઇ તેમને લીંબુના રસમાં વાટી તેમાં થોડું તેલને થોડું સિંધાલૂણ નાખી ગોળો કરવો. પછી તેને જાંબુના પાનની અંદર બાંધી માથે કપડ માટી લગાડી પૂટપાકની કૃતિ પ્રમાણે રીતસર પકવવો. પાકે ત્યારે તે ગોળો બહાર કાઢી લઈ તેનો રસ નીચોવી લેવો.

ગુણઃ—ઉષ્ણ, શોધક, સ્વેદળ, વમન કરનાર, કફઘ્ન, ક્ષોભક તથા વાતહર.

ઉપયોગઃ—આકડાના મૂળને ચૂર્ણ તરીકે અગર બીજી દવાઓ સાથે ક્વાથમાં નાખી પીવાથી લોહી સુધરે છે. કોઢ, વાતરક્ત, તથા ઉપદંશ વિગેરે જૂના રોગોને તે ઘણે દિવસે દાબમાં લાવે છે. શોધક તરીકે તેની માત્રા ઘણી નાની છે. એકથી બે વાલ માત્રા ઘણા દિવસ સુધી જારી રાખવાથી લોહી સુધરે છે. એક વખતે તેની મોટી માત્રા લેવામાં આવતો તેથી ઉલટી થાય છે. અર્કાદિ ચૂર્ણ શોધક તરીકે ઘણું સારૂં છે. કફના વ્યાધિ ઉપર આકડો ઘણો પ્રખ્યાત છે. આકડો પોતે કફના વ્યાધિમાં ફાયદો

કરે છે એટલુંજ નહિ પણ જે જે દવાઓને આકડાના છીરની ભાવના દેવામાં આવી હોય છે તે તે દવાઓ પણ કફ ઉપર સારો ફાયદો કરે છે. અર્ક અહિફેનાદિ ગુટિકા ઠાલી ઉધરસ, દમ, રકતપિત્ત, ઉરઃક્ષત અને ક્ષયની અંદર આપવાથી ઉધરસમાં સારો ફાયદો થાય છે. આકડાની અસર શ્વાસ નળીકા ઉપર ઘણી સરસ છે ને વખતો વખત તે ઠાલા કફનું શમન કરે છે. સિંધાલૂણ કફની ચીકાશને ત્રોડે છે અને તેથી તેને બહાર નીકળી આવવાને યોગ્ય કરે છે, અને જે શ્વાસો શ્વાસની ક્રિયા ઇશ્વરી નિયમ પ્રમાણે શરીરમાં ચાલ્યા કરે છે તેથી કફ બહાર નીકળી આવે છે. આવી રીતે કફ બહાર નીકળતાં વધારે ઉધરસ થવાની જરૂર છે ને વધારે ઉધરસ આવવાથી દરદીની છાતી ન દુખે ને તેને વસમું ન લાગે તેટલા માટે અફીણ જેવી પીડા શામક દવાની તેની સાથે યોજના કરવામાં આવી છે. વિશેષમાં જ્યારે દમ ચડે છે ત્યારે ઉલટી કરાવવાથી દમની શાંતિ થાય છે ને તેવોજ વમન ગુણ આકડામાં રહેવાથી તે તીક્ષ્ણ દમના જોસને બેસાડે છે. છ વાલ આકડાનું ચૂર્ણ ઉના પાણીમાં આપ્યું હોય તો તેથી ઉલટી થાય છે. આવી રીતે દમનો જુસો બેસી ગયા પછી દમ ફરીને ન ઉપડે એવી સાવચેતીને માટે કાસ કર્તરી ગુટિકાનું દરદી સેવન કરે છે. તે શિવાય આકડાના મૂળના ચૂર્ણને આકડાનાજ રસની ભાવ-ના દઈ તેને સૂકવવું, અને તેમાંથી બતીકું કરી તેનો ધુમાડો દમ ઉપર લેવો. બાદ આકડાની ને જેઠી મધની ગોળી ઠાલી ઉધરસને દબાવે છે. જે અભ્રખને આકડાના છીરની ત્રણી ભાવના દેવાય છે તે અભ્રખ દમ ઉપર વધારે સારી અસર કરે છે તેમજ તેના છીરની ભાવના દેવાથી અભ્રખ ગુલાબી રંગ જલદી પકડે છે.

પ્લીહોદર, યકૃતોદર, જળોદરને કેટલાક ઉદર વ્યાધિમાં આકડો આપવાથી સારો ફાયદો થાય છે અને તેટલા માટે તેને ઉષ્ણ અને વાતહર પદાર્થ સાથે મેળવવામાં આવે છે. અકાદિ કવાથ ખસૂસ કરીને ઉદરના રોગ ઉપર વધારે માફક આવે છે. તેથી બડેલ અગર યકૃત્ વધ્યાં હોય તે પોચાં પડે છે. આકડાના પાંદડાંભેગુ સિંધાલૂણ નાખી એક ઠામની અંદર ખૂબ બાળવાં અને તેનો ધુમાડો બહાર જવા ન દેવો. આની રાખ કાંજી સાથે જૂદી જૂદી વ્યાધિમાં અપાય છે. આકડાનાં પાંદડાં શેકી કપાળે રાખવાથી સખ્ત ભરેલો અણઉતાર તાવ પોચો પડે છે

અને પસીનો આવે છે. તાવને લીધે દુખતું માથું તેથી મટી જાય છે. તડકામાં ચાલતી વખતે લૂ ન લાગે તેટલા માટે આકડાનાં પાન* કપાળ ઉપર બંધાય છે. આથી પુષ્કળ પસીનો છૂટે છે ને મગજ ઠંડું રહે છે. તે શિવાય આકડાના પાન શેકી પેટ ઉપર મૂકવાથી ગાંઠ, સોજો, વાયુ તથા ઝાડાની કબજીઅતમાં ફાયદો થાય છે. એરંડીઉં તેલ અગર ઘી ચોપડીને શેકવાથી તેની અસર વધારે સારી જણાય છે તેમજ બીજા ભાગની અંદર પણ વાયુનો સોજો થઇ આવ્યો હોયતો આકડાના પાન બાફીને બંધાય છે. વાળાની અંદર આકડાનાં પાંદડાં ઘણો સાધારણ ઉપાય છે. આકડાનાં પાંદડાંને તેલ લગાડી જરા વરાળીઆં કરી વાળાના મોઢા ઉપર એરંડીઆ તેલનું પોતું મૂકી તે ઉપર તે પાન મૂકી પાટો બાંધી દેવો. તેથી વાળો વધારે સારીરીતે સચવાય છે. આકડાનું પાન રાખવાથી વહેલો વાળો બહાર નીકળી આવે છે એમ લેકોનું માનવું છે પણ તે કાંઇ સપ્રમાણ નથી. અર્કાંકુર રસનું ટીપું કાનમાં નાખવાથી કાનના ચસકા, કર્ણનાદ વિગેરે દૂર થાય છે. કાનના ચસકાની અંદર આ ઘણો સારો ઉપાય-છે. આકડાનું છીર ઘણું ક્ષોભક છે ને જે જે જગ્યોએ તે લગાડીએ તે જગ્યો તતડી આવે છે. જ્યારે સાંધાઓમાંથી ચસકા નીકળતા હોય છે તથા તે સાંધા સૂજી ગએલા હોય છે ત્યારે તે જગ્યો એ આકડાનું છીર કેટલાક લોકો ચોપડે છે. કેટલાક લોકો આકડાનું અને થોરનું છીર ભેગું કરી તેનો લેપ કરે છે. જ્યારે કોઇ પણ બનાવટની અંદર આકડાના ગુણ લેવા હોય અને આકડો નાખવાનો વિચાર ન હોય તો એ બનાવટને આકડાના છીરની ભાવના દેવામાં આવે છે. બંગ, નાગ વિગેરે ધાતુનું શોધન આકડાના છીરમાં થાય છે તેમજ અભ્રખને આકડાના છીરમાં ઘુંટી કેટલાક પુટ દેવાય છે. ચામડાને રંગ દેવાને માટે તથા તે ઉપરના વાળ ખેરવાને માટે ચમાર લોકો આકડાનું છીર વાપરે છે ને તેથી આકડાનું છીર બીજા મારફત મંગાવવાના કરતાં ચમાર મારફત મંગાવવું વધારે સહેલું પડે છે; કારણ કે તેઓને છીર લેવાની ટેવ હોય છે. આકડાના ફળને આંહીના લોકો આકડાનો પોપટ કહે છે. તેનો રંગ પોપટના રંગને મળતો છે. તેની અંદર એક જાતનું રૂ થાય છે જે ગરમ અને રેચક છે. તે રૂનાં ગાદલાં ભરી તે ઉપર સુવાથી સંધિવા મટી જાય છે. છીરની ક્ષોભક અસર ત્વક્દોષમાં કામની છે. ઉંદરી અને હરસના મસા કાઢવાને

તે ઉપયોગી છે. દારૂ હળદરના ચૂર્ણને આકડાના ને થોરના રસમાં ઘુંટી ભગંદર અને નાળને લગાડવાથી તે જલદી રૂઝાય છે. અર્ક તેલ લગાડવાથી ખસ ખરજવાં વિગેરે દૂર થાય છે. તેનો ગુણ દંભક છે. તે તેલ લગાડવાથી અર્શના મસા સુકાઈ જાય છે તથા કેટલીક વખત ખરી પડે છે.

માત્રા:—આકડાની છાલનું ચૂર્ણ ૧ વાલ, વમન તરીકે બે આનીથી પાવલા ભાર, અર્કાદિ ચૂર્ણ પાવલા ભાર, અર્ક અહિ ફેનાદિ ગુટિકા ૧ વાલ, કાસ કર્તરી ગુટિકા ૧ ગોળી, અર્કાદિ ક્વાથ ૪ તોલા.

## આદુ.

વર્ણન:—આદુ એ એક જાતના મસાલાનો પદાર્થ છે. તે સૂકાય ત્યારે તેને સુંઠ કહેછે. ચટણીના મસાલાની અંદર તે પડેછે. આદુ એટલી પ્રસિદ્ધ ચીજ છે કે તેનું વર્ણન આપવાની કાંઈ જરૂર નથી.

ગુણ:—ઉષ્ણ, પાચન, દીપન, વાતહર અને રૂચીકર.

ઉપયોગ:—આદુ પેટમાં ચુંક નીકળતી હોય અગર પેટ ચડી આવ્યું હોયં તો બેસાડી દેછે. દીપન પાચન તરીકે મંદ થએલી જઠરાગ્નિને તે પ્રદિપ્ત કરેછે. ગમે તે કારણથી તંદ્રા થઈ હોય તો આદુનો રસ પીવાથી તેમજ ચોપડવાથી તંદ્રા દૂર થાયછે. બેભાન દરદીને સતેજ કરવા સારૂ આદુનો રસ પવાયછે. આદુના રસનું સાકું ટીપું અગર આદુના રસને સિંધાલૂણ સાથે તેલમાં નાખી કકડાવી તે તેલનું ટીપું કાનમાં નાખવાથી કાનના ચસકા બેસેછે. દાંતના સખ્ત દુખાવામાં આદુના કટકાને તુળશીના પાન સાથે દાંત વચે રાખવાથીદાંત દુખનો બંધ થાયછે. કેટલીક દેશી દવાઓના અનુપાનમાં આદુ આવેછે, તથા કેટલીક ગોળીઓ આદુના રસથી વાળવામાં આવેછે. તેનો સ્વરસ મધની સાથે પીવાથી ઉધરસ, શ્લેષ્મ, તથા ભરાઈ આવવું હલકું પડેછે. તેમજ તેના સ્વરસને દૂધમાં નાખી સુંઘવાથી માથું દુખતું મટેછે. અજીર્ણ તથા અર્શમાં આદુ સારૂં છે. અજીર્ણના કેટલાક ચૂર્ણને આદુના રસની ભાવના દેવાયછે. આદુનો અને લીંબુનો રસ ભેળાં કરી તેમાં સિંધાલૂણ નાખી અજીર્ણ ઉપરનું ચૂર્ણ તે રસમાં ઘુંટવાથી તે ચૂર્ણનો સ્વાદ સારો થાયછે ને અગ્નિ પ્રદિપ્ત થાયછે.

# આંબલી.

વર્ણનઃ—આંબલીનું ઝાડ આપણા દેશમાં ઘણું સાધારણ છે. ઓષધમાં તેના ફળનો ગરભ, પાંદડાં, છાલ તથા છાલની રાખ વિગેરે વપરાય છે. તેના બીને આંબલીઆ અથવા કચુકા કહે છે. કેટલાક લોકો તેને શેકીને અગર એમને એમ સોપારીને બદલે ખાય છે. તેને શેકવાથી તેમાં કેટલીક ચીકાશ આવે છે અને તેને પથર ઉપર પાણી સાથે ઘસી ગુંદને બદલે કાગળ ચોટાડવાને માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે. આંબલીમાં ખટાશ ગુણ હોવાથી તે દાળ કઢી વિગેરેમાં પડે છે. આંબલી બે જાતની થાય છે એક મીઠી ને બીજી ખાટી. મીઠી આંબલી નાની થાય છે, પણ પાન બન્નેનાં સરખાં છે. મીઠી આંબલીના કચુકા ટુંકા અને કાળા રંગના થાય છે.

બનાવટઃ—૧ અંબલીકા પાન ૨ અંબલીકા મંથ.

૧ અંબલીકા પાન=થોડોક આંબલીનો ગર લઈ પાણીમાં ચોળવો. પછી તે કપડેથી ગાળી લઈ તેની અંદર મરી, સાકર, લવીંગ, એલચી અને કપૂર નાખવાં.

૨ અંબલીકા મંથ=ખજુર, દ્રાક્ષ, આંબલી, દાડમનાં બી, ફાલસાનાં[૧] ફળ, અને પાકેલાં આમળાં દરેક તોલો તોલો લઈ તેમને ભેગાં કરી ખાંડવાં અને ૩૨ તોલા પાણીમાં નાખી હલાવવા.

ગુણઃ—સારક, રૂચીકર અને પિત્ત શામક.

ઉપયોગઃ—આંબલી પિત્ત શામક તરીકે પિત્ત જ્વરમાં તાવની ગરમી શાન્ત કરવાને માટે ઉપયોગી છે ને તરસ છીપાવવાને માટે શરબત તરીકે પાવામાં આવે છે. "અંબલીકા પાન અને અંબલીકા મન્થ એ તાવની સખ્ત તૃષાને શાન્ત કરે છે ને તેની સાથે અનાજ ઉપર રૂચી ઉત્પન્ન કરાવે છે તેમજ તેની અંદર થોડો ગુણ સારક હોવાને લીધે તે ઝાડો સાફ ઉતારે છે; જેથી પેટની અંદર રહેલી બાદી દૂર થાય છે ને ક્ષુધા પ્રદિપ્ત થાય છે. પિત્તના પ્રકોપને લીધે ઉલટી થતી હોય તો તેનું મન્થ તથા પાન લેવાથી બેસી જાય છે, તેનાં પાનને છુંદી તેનો સ્વરસ

---

૧ ફાળસાના ફળ કરમદાં જેવડાં થાય છે અને તે સ્વાદે ખટમીઠાં છે. તે શીતળ અને પિત્ત શામક છે અને તેનું શરબત થાય છે.

પીવાથી પેશાબની ગરમી શાન્ત થાય છે. તેના પાનને બાફીને બાંધવાથી આંખ ઉપરનો સોજો હલકો પડે છે તેમજ બીજી કોઈ જગ્યાએ સોજો થઈ આવ્યો હોય તો તે પણ દૂર થાય છે. તેના પાનનો સ્વરસ ૧ તોલો પીવાથી ફુઝતાં હરસ બંધ થાય છે. તેને બાળવાથી તેની રાખ થાય છે. રાખને માટે તેનાં છોડીઆં બાળવામાં આવે છે. આ રાખ પ્રમેહ, પેશાબની બળતરા વિગેરે ઉપર ઘણી સારી કામ લાગે છે. શંખવટીની અંદર આંબલીના છાલની રાખ આવે છે. તેનો ગુણ દીપન પાચન છે. પાનો મોદમાં ૫ રૂપિઆભાર મન્થ આપવાથી ફાયદો થાય છે.

**આંબલીના ઉપયોગ સામે ચેતવણીઃ**—કાચી આંબલી કદી પણ ખાવી નહિ અને પાકી આંબલી પણ જેને માફક આવે તેણેજ ખાવી. પાકલ આંબલીમાંથી કચુકા કાઢો તેના ગરની સાથે તેથી દસમા ભાગનું મીઠું નાખી પછી તેને ઉપયોગમાં લેવી. આંબલી ખાવી માફક આવે છે એમ દરદી ખાત્રી આપતો હોય તોજ આંબલી આપવી નહિતર વખતે તે ઉલટી વિકૃતિ કરે છે. સાજા માણસના પણ આંબલી ખાવાથી દાંત અંબાઈ જાય છે, જડબું દુખે છે, માથું ચડી આવે છે, અને વખતે સખ્ત જ્વર આવી જાય છે. કેટલીક વખતે તેથી ઉધરસ, સસણી, દમ વિગેરે ઉપડી આવે છે. જે માણસની કફ પ્રકૃતિ હોય તેણે તો આંબલી વાપરવીજ નહિ. જ્વરવાળા દરદીને તેમજ રૂતુસ્નાતા સ્ત્રીને આંબલી ખાવાથી કેટલીક વખતે આંચકી ઉપડી આવવાની ભીતિ રહે છે.

**આંબલીની ઝેરી અસરનો ઉપાયઃ**—જો દાંત અંબાઈ ગયા હોય તો મીઠું ચવરાવવું. જડબું અથવા માથું દુખી આવે ત્યારે તજ, લવીંગ, સુંઠ, અજમા વિગેરેનો ગરમ લેપ ચોપડવો. તાવ સસણીને માટે સ્વેદળને જ્વરઘ્ન દવાઓ વાપરવી. મરી, સુંઠ. પીંપર, ઉકાળીને પાવાં. સુદર્શન ચૂર્ણ આપવું. આંચકીને માટે આંચકીના યોગ્ય ઉપાય કરવા. દમને માટે ઉલટીની દવા આપવી.

**માત્રાઃ**—અમ્લીકા પાનની મરજી મુજબ, અમ્લીકા મન્થ ૫ તોલા.

## આંબાહળદર.

**વર્ણનઃ**—આંબાહળદરના પીળા અર્ધ ચોરસ સરખા કાતરેલ કટકા હોય છે. તે હળદરની જાતની ચીજ છે ને તેને જંગલી હળદર કહે છે.

**માત્રાઃ**—રોપણ, કફઘ્ન, તથા શોધક.

ઉપયોગ:—આ દવા એકલી વાપરી શકાય તેવી જોસદાર નથી તો પણ બીજી દવાઓની સાથે વાપરવામાં આવે છે. તે શોધક છે. તેથી રક્તાશય અને ચામડીના જીર્ણ રોગમાં તેનો ઉપયોગ થાય છે. મુંઢ માર તથા જખમ ઉપર સાજીખાર સાથે વાટી તેને ચોપડવામાં આવે છે. સાધારણ રીતે તે પાચન શક્તિ વધારે છે ને રૂચીકર છે અને અગ્નિનું દીપન કરે છે. કફઘ્ન તરીકે શ્વાસ, દમ, ઉધરસ, વિગેરેમાં અપાય છે. નેત્ર રોગની અંદર તે ઉપયોગી છે. આંબાહળદર, કડુ, અજમા, અને હરતાળની સાથે સર્પ દંશની અંદર ઘણી ઉપયોગી છે.

## આંબો.

કેરી આપણા દેશનો ઉત્તમ મેવો છે. તેનો રસ ખાવાથી શરીરમાં ઠંડક થાય છે. તે રૂચીકર અને સ્વાદિષ્ટ છે. ઉનાળામાં જ્યારે સખ્ત ગરમીનું જોર હોય છે ત્યારે કેરીનો ખોરાક ઉત્તમ ગણાય છે. તેનું ઝાડ તથા ફળ ઘણુંજ સાધારણ છે. ઔષધમાં તેનું ફળ, તેના ફળની ગોટલી અને તેનાં પાંદડાં, ફુલ, છાલ તથા તેના ઝાડમાંથી નીકળતો ચીકણો રાતો ગુંદ પણ ઉપયોગી છે.

બનાવટ:—૧ આમ્રાદિ હીમ.

૧ આમ્રાદિ હીમ=આંબાની છાલ, જાંબુની છાલ, તથા અર્જુન વૃક્ષની છાલ સમભાગે લઈ તેનું ચૂર્ણ કરી તેનું રીતસર હીમ કરવું.

ગુણ:—પિત્ત શામક, ગ્રાહી ને કૃમિઘ્ન.

ઉપયોગ:—આંબાનું આખું ઝાડ ગ્રાહી ગુણથી ભરેલુંછે. ફક્ત પાકેલી કેરીનો રસ સારક છે, ને તે બંધકુષ્ટવાળા દરદીને ઘણી સારી માફક આવેછે. તેની ગોટલી અને છાલ ઝાડા, રક્તતાતિસાર, ને રક્ત પિત્ત ઉપર ઘણાં ઉપયોગી છે તેમજ તે કુક્ષના હર્ષ તથા અત્યાર્તવ ઉપર સારો ફાયદો કરેછે. કૃમિઘ્ન તરીકે પણ તેનો ઉપયોગ ઘણો પ્રશસ્ત છે. તેની ગોટલી શેકીને ખાવાથી ઉલટી બેસી જાયછે. ગોટલીમાંથી તેલ નીકળે છે ને જીર્ણ સંધિવા તથા દાહ સહિત શુળ નીકળતું હોય તે ઉપર ચોપડવાથી ફાયદો થાયછે. તેના ઝાડમાંથી ચીકણો લાખ જેવો રસ નીકળેછે તે લીંબુના રસ સાથે મેળવી ખસ, દાદર ઉપર ચોપડાયછે. તેની છાલ પણ ગોટલીની પેઠે ગ્રાહી છે અને અતિસાર રક્તાતિસાર રક્ત પિત્ત ઉપર બીજી યોગ દવાઓ સાથે અપાય છે. નાકમાંથી લોહી પડતું હોય ત્યારે

તેની ગોટલીનો સ્વરસ સુંઘવાથી લોહીપડવું એકદમ બંધ થઈ જાયછે. આંબાના વૃક્ષનો જે શુષ્ક ભાગ છે તેની અંદર ગ્રાહી ગુણ રહેલો છે. અને જે જે ભાગ લીલો છે જેવાં કે પાન, ફળ, ફુલ તેની અંદર પિત્ત શામક ગુણ રહેલોછે. આંબાનો મોર પિત્ત, પ્રમેહ, તથા પ્રદર ઉપર અપાયછે. આંબાના પાનનો સ્વરસ પણ સખ્ત પિત્ત જ્વરની અંદર ઓકારી, તૃષા, અતિસાર વિગેરેને દબાવેછે તેમજ તેના પાનનો રસ મધમાં ખાવાથી ઝાડો બેસી જાયછે. તેની છાલની રાખ થાયછે. અને તેમાંથી ક્ષાર નીકળેછે જે ગુણમાં ગ્રાહી, શીતવીર્ય તથા પાચન છે. કાચી કેરી જ્યારે મોટી મોટી થાયછે અને જાલી બંધાયછે તેવી કેરીનો મુરબ્બો થાયછે, જે ખાવાથી શરીરમાં પુષ્ટિ મળેછે તથા પિત્તનું શોધન થાયછે. તેથી હાથ પગનો દાહ શાન્ત થાયછે તથા આંખે ચડેલી ગરમી ઉતરેછે. પિત્ત પ્રકૃતિવાળા માણસોને કેરીનો મુરબ્બો સેવન કરવો યોગ્યછે.

માત્રા:—આમ્રાદિ હીમ ૫ થી ૧૦ તોલા મધની સાથે. ગોટલીના ૪ વાલ. છાલની ૮ વાલ.

## આંમળાં.

વર્ણન:—આમળાં દેશી ઔષધની અંદર એક ઉત્તમ દવાછે અને તે ત્રિફળાની અંદર આવેછે. તેનાં ફળ મોટાં બોર જેવડાં હોયછે ને તેનો રંગ પીળો તથા જરા રાતાશપર થાયછે. કાચા આંમળાંનો રંગ સાવ લીલો હોયછે ને તેનાં ફળમાં છ હાંશો થાયછે. સૂકેલાં આંમળાં જે બજારમાં મળેછે તે પાક્યા પછી સૂકવવામાં આવેછે. આ શિવાય એક બીજી જાતનું ઝાડ થાયછે તેના ફળને પણ આંમળાં કહેછે. આ ઝાડ જૂદાજ વર્ગનું છે. તેનાં ફળ નાનાં બોર જેવડાં થાયછે અને તે સ્વાદે ખટમીઠાં હોયછે. આ બન્ને ફળને જૂદાં પાડવાને માટે નાનાં ફળને આમળી કહેછે. તેના ફળનો રંગ સાવ પીળો હોય છે અને તેનું કદ મોટાં આમળાંના કરતાં અરધું હોયછે. આંમળાંના પાકાં ફળનો મુરબ્બો થાયછે.

બનાવટ:—૧ ત્રિફળા ૨ પંડા મલકિ ૩ ચ્યવન પ્રાશ્યા વલેહ ૪ ધાત્રી લોહ ૫ રસાયન ચૂર્ણ ૬ ધાત્રી અરિષ્ટ.

૧ ત્રિફળા=આમળાની છાલ ૪ રૂપિઆભાર, બેહેડાંની છાલ ૨ રૂપિઆભાર, ને હરેડાની છાલ ૧ રૂપિઆભાર એ ત્રણે ચીજને મળવી તેનું ચૂર્ણ કરવું.

૨ ખંડા મલકિ=જૂના કોળાનો ગરભ ૪૦૦ તોલા લઈ સૂકવવો અને તેને ૧૮૮ તોલા ઘીમાં તળવો. પછી ૨૫૬ તોલા આમળાનો રસ તથા ૨૫૬ તોલા કોળાનો રસ લઈ તેની અંદર ૪૦૦ તોલા ખડી સાકર નાખી તેને ધીમો તાપ આપવો. જ્યારે તેની શરબત જેવી જાડી ચાસણી થાય ત્યારે તેમાં આગળ તળેલ કોળાનો ગર તથા નીચે પ્રમાણે ચીજોનું ચુર્ણ નાખવું. કાળીજીરી, લીંડીપીપર ને સુંઠ એ સોળ સોળ તોલા; મરી ૮ તોલા; ધાણા, તજ, તમાલપત્ર, એળચી, નાગકેશર, મોથ અને તાલીશપત્ર એ દરેક બબે તોલા. આ બધાનું ચુર્ણ કરી ચાસણીમાં નાખી હલાવવું. પછી તેની અંદર ૬૪ તોલા મધ નાખવું અને મીઠાઈની માફક મળી જાય ત્યાં સુધી હલાવવું અને ચાટવા જેવું જાડું કરવું. જે તૈયાર થાય તેનું નામ ખંડા મલકિ.

૩ ચ્યવન પ્રાશ્યાવલેહ=મોટાં મોટાં ૫૦૦ આંમળાં લઈ એક હાંડલાંની અંદર ભરવાં અને તેની અંદર દશમૂળ ૪૦ તોલા, જીવનીયગણ અથવા તેના પ્રતિનિધી ૪૦ તોલા, પીંપર, કાકડાશીંગી, કાળીદ્રાક્ષ, ગળો, હરડે, ચીકણાં મૂળ, ભોંય[1] આંમળાં, અરડુશી, કચોરો, નાગર મોથ, પોખર મૂળ, [2]કાવળીનાં મૂળ વિદારી કંદ, પુનર્નવા, એળચી, કાળો અગર એ દરેક ઓસડો ચાર ચાર તોલા લઈ થોડાં થોડાં કુટી

---

૧ ભોંય આમળાંનો છોડ આશરે વેંતક ઉંચો થાયછે. તેના પાડદા આમળાંના પાંદડા જેવાંજ થાયછે અને તે ચોમાસામાં વાડુંની આસપાસ ઉગેછે. તેનો ગુણમૂત્રલ અને કટુપૌષ્ટિકછે. તે કમળામાં અને પ્રમેહમાં વપરાયછે. તેના પંચાગની માત્રા બે આનીથી પાવલાભારછે. તેના પંચાંગનું હીમ કરી પીવાથી રક્તાતિસારમાં ફાયદો થાયછે.

૨ કાવળીમૂળ અનન્તમૂળને મળતુંછે અને તે દેખાવમાં પણ તેના જેવુંજછે. તે આકડાના વર્ગનો છોડછે અને તેમાંથી આકડાની પેટે છીર નિકળેછે. તેના પાન ત્રણચાર ઇન્ચ લાંબા અને ઘાટા લીલા રંગના થાયછે. તેની ઉપલી બાજુ ચળકતી હોયછે ને હેઠલી બાજુ ભુંખરીછે. સર્પના ડંસ ઉપર તેના મૂળનો ભૂકો દબાયછે. તેનો ક્વાથ પાવાથી ઉલટી થાયછે. તેમાં પીળાં ફુલ થાયછે. તે ઘણા બારીકછે અને તેની વચમાં સફેદ પરાગ વળગેલુંછે, જેથી સેનાનાની અંદર મોતી જડેલું હોય તેવું તેનું ફુલ શોભેછે. સંસ્કૃતમાં તેને मेषशृंगी કહેછે.

આમળાવાળા હાંડલામાં નાખવાં ને તેમાં ૧૦૨૪ તોલા પાણી નાખી ઉકાળવું અને તેનું પાણી બળતાં જ્યારે આઠમો ભાગ રહે ત્યારે તે કાઢો જૂદો ગાળી લેવો. કલી વાળા વાસણને જાડું મજબૂત કપડું બાંધી તેમાં ઉકાળેલાં આંમળાં નાખવાં અને તેને હાથથી ખૂબ મસળવાં. આથી તેનો મગજ કપડામાંથી ગળાઇને નીચે પડશે. આ મગજને ૨૮ તોલા ઘીમાં નાખી તેને મંદાગ્નિથી પકાવી બરાબર કીટી કરવી. બાદ જેટલો મગજ હોય તેથી અરધે વજને ખડી સાકર લઇ તેમાં આગળ ગાળેલું કાઢાનું પાણી તથા કીટી પાડેલ આંમળાંનો મગજ નાખવો; પાણી બળી જઈ સારો પાક થાય ત્યાં સુધી ધીમો તાપ આપ્યા કરવું. જ્યારે તે ચાટવા જેવું ઘાટું થાય ત્યારે તેમાં પીપર તોલા ૮, વંશ લોચન તોલા ૧૬ ને તજ, એલચી, તમાલપત્ર તથા નાગ કેશર દરેક પોણા પોણા તોલો નાખીને ૨૪ તોલા મધ મેળવવું; જે તૈયાર થાય તે ચ્યવન પ્રાશ્યાવલેહ.

૪ ધાત્રી લેહ=આમળાં ૬૪ તોલા, લોહ ભસ્મ ૩૨ તોલા, જેઠી મધનું ચૂર્ણ ૧૬ તોલા એ બધાંને બરાબર મેળવી તેને ગળોના રસની સાત ભાવના દેવી.

૫ રસાયન ચૂર્ણ=આમળાં, ગોખરૂને ગળો એ સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.

૬ ધાત્રી અરિષ્ટ=૨૦૦૦ આંમળાંનો રસ કાઢીં તેમાં આઠમા ભાગનું મધ નાખવું. તથા લીંડી પીપર ૧૬ તોલા અને શાકર શેર ૧૦ નાખી તેને થોડો વખત ઉકાળવું ને બધું એક માટીના ઠામમાં ભરી મૂખ મુદ્રા બંધ કરી એક માસ રાખી મૂકવું. જે તૈયાર થાય તે ધાત્રી અરિષ્ટ.

ગુણઃ—અમ્લ, શીતળ, પિત્તશામક, ને ત્ર્ય, શોધક, પૌષ્ટિક, કેશ્ય અને સારક.

ઉપયોગઃ—પિત્તશામક તરીકે પિત્ત જ્વરની અંદર તાવનો જોસ્સો કમતી પાડવા માટે અપાય છે. ઉનિયા તાવ અથવા ઉષ્ણ પૂર્વ જ્વરની અંદર હમેશાં પિત્તનો પ્રકોપ હોય છે જેમાં બીજી યોગ્ય પિત્તશામક દવા સાથે આંમળાં અપાય છે. પિત્તને લીધે આંખો પીળી પડી ગઈ હોય, મોઢું સૂકાઇ જતું હોય, જ્વરની અંદર સખ્ત ઉલટી થતી હોય, અગર મોળ આવતી હોય, તો તે દબાવવામાં આંમળાંનો સ્વરસ ઘણો સરસ છે

જ્યારે પેટની અંદર કાંઈ પણ ચીજ છબતી નથી અને એકમદ ઉલટી થઈ જાય છે ત્યારે દરદી સજ્વર હોય અગર જ્વર રહીત હોય તોપણ આંમળાં, દ્રાક્ષ અને સાકરવાળું પાણી પીવાથી ઉલટી બેસી જાય છે. પાંચ પાંચ રૂપિઆભાર પાણી બબ્બે કલાકને અંતરે પીવાથી સખ્ત તૃષા અને સખ્ત ઉલટી બેસે છે. જીર્ણ વ્યાધિની અંદર સૂકેલાં આમળાં શોધક તરીકે વધારે ફાયદો કરે છે અને લીલાં આમળાંનો ગુણ દરદની અંદર તરત જણાય છે. તેનો સ્વરસ સાકર ને મધ સાથે લેવાથી હેડકી, ઉલટી વિગેરે બેસી જાય છે તથા તૃષા શાંત થાય છે. તીક્ષ્ણ પિત્ત પ્રકોપની અંદર આંમળાંનો સ્વરસ આપવો યોગ્ય છે. ખંડામલકિ, ચ્યવન પ્રાશાવલેહ, ધાત્રી લોહ તેમજ બીજી આમળાંની બનાવટો જીર્ણ પિત્ત વિકૃતિ દબાવવાને માટે અત્યંત ઉપયોગી છે. અર્શ, રક્ત પિત્ત, અજીર્ણ, પાંડુ, ક્ષય એ દરેક રોગની અંદર આમળાંનો ઉપયોગ કહેલો છે. જ્યારે જમ્યા પછી પેટની અંદર દુખાવો થાય છે, ખાધેલું અનાજ ઉલટી મારફત નીકળી જાય છે, વાંસામાં અગર પડખામાં શૂળ નીકળે છે, અને અનાજનું બરાબર પાચન થતું નથી, તેવી અજીર્ણની વિકૃતિની અંદર ખંડામલકિ વધારે માફક આવે છે. અર્શની અંદર પિત્તનો પ્રકોપ ઘણો હોય છે, દરદીનું પેટ તપાસતાં જમણી બાજુએ યકૃતની વૃદ્ધિ જણાય છે, શરીર તદન પીળું પડી ગએલું જણાય છે અને કમળાનો ભાવ સ્પષ્ટ જણાઈ આવે છે. આવા દરદીને ચ્યવન પ્રશ્યા વલેહ અગર આમળાંનો મુરબ્બો સેવન કરવાની ભલામણ કરવામાં આવે છે. જે દરદીનું શરીર સહેજ સાજ તપી આવે છે તેવા દરદીનું લોહી સુધારવાને માટે આમળાં અપાય છે. રક્ત પિત્તમાં આમળાં સાથે દાડમ, બીલી વિગેરેનું મિશ્રણ કરવામાં આવે છે, તેમજ અરધાભાર આમળાનો કલ્ક મધ સાથે ચાટી જવાથી અત્યાર્તવ તથા ગર્ભાશયમાંથી થતો રકતસ્રાવ બંધ થાય છે. કસુવાવડ થશે એવી ધાસ્તી રહેતી હોય તો આમળાં આપવાં જોઈએ. જે સ્ત્રીઓને વખતોવખત કસુવાડ થવાની ટેવ હોયછે તેવી સ્ત્રીઓમાં સાધારણ રીતે પિત્તનો પ્રકોપ હોય છે. તેમને આમળાનું સેવન કરવાથી કસુવાવડ થતી અટકે છે. તેમના શરીરમાં ગરમીનો ભાગ ઘણો રહે છે, તેમની આંખુ વિગેરે બળ્યા કરે છે, તથા મોઢું શુષ્ક રહે છે. શરીર તદન ક્ષીણ થઈ ગયું હોય, અજીર્ણની માફક અનાજનું પાચન ન થતું હોય, હોઠ

અને આંખની પાંપણની અંદરના ભાગ ફીકા દેખાતા હોય, તેવા પાંડુ વાળા દરદીને આમળા સાથે લોહ અપાય છે. ધાત્રી લોહની બે વાલ માત્રા આપવાથી પાંડુ રોગ તથા યકૃત્ અને પ્લીહની વૃદ્ધિ દબાય છે. કાસ, ક્ષય, શ્વાસ, તથા હાંફણની અંદર પણ ચ્યવન પ્રાશ્યા વલેહ કામનો છે. ક્ષયવાળા દરદીને તે અવલેહ આપવાથી ભૂખ સારી પેઠે લાગે છે તથા અનાજ પચે છે. વિર્યસ્ત્રાવની અંદર આંમળાં ઉપયોગી છે. રસાયનચૂર્ણ પિત્ત પ્રકોપવાળા તમામ શુક્ર દોષને હણે છે અને તે મર્મ-સ્થાનોના અયોગ્ય ઉત્પાત ને દબાવે છે. વીર્યાશયના શ્લેષ્મ પીંડમાં કોઇ પણ જાતનો વધુ પડતો ઉત્પાત થયા શિવાય વીર્ય વિના કારણ વારં-વાર સ્ખલિત થવા સંભવ નથી.

જુદી જુદી જાતના ત્વક્દોષ ઉપર આમળાં ઘણી સારી અસર કરેછે. શરીરની અંદરની ખોટી ગરમીને તે બહુધા દબાવેછે. ગુમડાં, તાપોડી-આં, લુખસ, વિચર્ચિકા, વાતરક્ત તથા કુષ્ટ વિગેરેમાં આમળાંનું સેવન કરવું યોગ્ય છે. આમળાંની ગમે તે બનાવટ આપવાથી લોહીનું શોધન થાયછે. દુષ્ટ વૃણ જે ઘણા દિવસ થયાં રૂઝતા ન હોય તેને તથા નાસુરને તે જલદી રૂઝવેછે. ત્વક્દોષની અંદર તેની અસર જણાવવાને માટે ઘણા દિવસ સુધી તેનું સેવન જારી રાખવાની જરૂર છે. હાથ પગમાં અત્યંત પરસેવો વળતો હોય તથા હાથ આખો દિવસ ભીનાજ રેહેતા હોય તેવા માણસને આમળાનું ચૂર્ણ ખાવાથી તથા આમળાના પાણીથી દિવસમાં પંદર વખત હાથ ધોવાથી પરસેવો કમી થાયછે. પાદ દારીવાળા માણ-સને પણ આમ કરવું કહેલ છે. ત્વક્દોષ ઉપર સાધારણ રીતે આમળાંનો મુરબ્બો ને ચ્યવન પ્રાશ્યા વલેહ આપવાં યોગ્ય છે. ઘણા દિવસની જાથુ મુસાફરીમાં જ્યાં બરાબર જમવાનો નિયમ રેહેતો નથી, ટાઢાં ભાતાં વિગેરે ખવાયછે, નિદ્રા કોઈ વખત વહેલી ને કોઈ વખત મોડી એમ અનિયમિત રીતે લેવાયછે, ત્યારે માણસના શરીરમાં પિત્તનો પ્રકોપ થઈ આવેછે. શરીરે લુખસને તાપોડીઆં ઉપડેછે ને આખે શરીરે ચેળ, લુખસ વિગેરે થવાથી દરદી ખરજ કર્યા કરેછે. આ માણસે પોતાને સ્થાનકે પોચ્યા પછી થોડા દિવસ સુધી ચ્યવન પ્રાશ્યા વલેહ અગર આમ-ળાનો મુરબ્બો સેવન કરવો જોઇએ. આમળાના પાણી વડે નાવાથી ચેળ તથા બળતરા મટેછે. બહાર લગાડવામાં તેનો ગુણ રોપણ છે. આમળાનું

તેલ માથામાં નાખવાથી જુનો નાશ થાયછે તથા વાળ રૂક્ષ મટી લીસા થાયછે ને વધે છે. તેમાં કાળા રંગનો પાસ રહેલો છે તેથી વાળ રંગવાના કલપની અંદર આમળાં આવેછે. તેનો કલપ લગાડવાથી ધોળા વાર કાળા થાયછે.

આમળાના ભૂકાને પાણીમાં પલાળી પીવાથી અગર તેની પીચકારી મારવાથી પ્રમેહની બળતરા શાંત થાયછે તથા ઉનવા મટેછે. પીવાને માટે આમળાના પાણીમાં સાકર, ગોખરૂ વિગેરે મેળવવામાં આવેછે. તડકામાં રખડવાથી જો પેશાબમાં ગરમી જણાઈ આવી હોય અગર ઝાડો થઈ આવ્યો હોય તો આમળાનું પાણી પીવાયછે. ત્રણ તોલા રસાયન ચૂર્ણ અને પાશેર સાકર એક શેર પાણીમાં પલાળી રાખી તે પાણી દિવસની અંદર ત્રણ ચાર વખતમાં પૂરૂં કરવાથી મૂત્ર રોગમાં સારો ફાયદો જણાયછે. આમળાનો કલ્ક પેડુ ઉપર ચોપડવાથી બહુ મૂત્રતા બંધ પડેછે.

દૂધની અંદર આમળાનું ચૂર્ણ લેવાથી બેશી ગએલો સાદ પાછો ઉઘડે છે.

આંખના દરદની અંદર આંમળાં ઘણાં સારાં છે. મગજ ઉપર ચડેલી ગરમીને તે ઉતારેછે. ગરમાઇને લીધે આંખે ઝાંખ આવતી હોય અગર આંખો બળ્યા કરતી હોય તો આંમળાં લેવાં યોગ્ય છે. ત્રિફળા પણ જૂદી જૂદી રીતે આંખની અંદર વપરાયછે. ત્રિફળાનું હીમ આંખે છાંટવાથી આંખની બળતરા હલકી પડેછે અને ઝામરની અંદર આંખ આડા થતા ધુમાડા ઓછા થાયછે. સોનાગેરૂ, આમળાં અને હળદર એ ત્રણે ચીજને જળની અંદર ઘસી આંખમાં આંજવાથી ફમળો દૂર થાયછે. આમળાં જ્યારે ઝાડ ઉપર હોય ત્યારે તેની અંદર છરકા મારવાથી જે રસ નીકળે તે તરતની ઉઠેલી આંખમાં નાખવાથી ફાયદો થાયછે.

માત્રાઃ—આમળાનો સ્વરસ ૧ થી ૨ તોલા, ત્રિફળાનું ચૂર્ણ ૦। થી ૦॥ તોલો, ખંડામલકી, ચ્યવન પ્રાશ્યાવલેહ ૨ થી ૪ તોલા, ધાત્રી લોહ ૨ થી ૪ વાલ, રસાયન ચૂર્ણ ૦। તોલો, ધાત્રી અરીષ્ટ ૫ તોલા.

## આવળ.

વર્ણનઃ—આવળ આપણે ત્યાં સાધારણ મળી આવે છે. કેટલાક લોકો તેનો દાંતણ તરીકે ઉપયોગ કરે છે.

ગુણઃ—શોથઘ્ન અને ગ્રાહી.

ઉપયોગઃ—સોજા ઉપર તેનો શેક અગર બંધાણ કરવામાં આવે છે તથા તેનાં પાન મોઢામાં રાખવાથી ગરમીથી આવી ગએલ મોઢું મટે છે. તેનાં બી ચીમેડની પેઠે ભરણના કામમાં આવે છે. તેની છાલ બીજા કેટલાક યોગ્ય પદાર્થ સાથે ક્વાથમાં આવે છે. ઔષધ તરીકે તે એકલી કવચિતજ વપરાય છે.

## આસોંદરો.

વર્ણનઃ—આસોંદરાનું ઝાડ મોટું થાય છે અને તેનાં પાન કાંચનારના પાનને મળતાં થાય છે. આસોંદરાના પાનને આ ભાગમાં બીડીના પાન કહે છે અને તેના પાનમાંથી પીવાની બીડીઓ બનાવવામાં આવે છે.

ગુણઃ—મૂત્રલ અને શોધક.

ઉપયોગઃ—આસોંદરો મૂત્રલ હોવાને લીધે પ્રમેહ, ઉનવા વિગેરેમાં અપાય છે. આસોંદરાનું મૂળીઉં તેમજ તેની છાલ દવાના કામમાં આવે છે. તેના પાનની પીવાની બીડી બને છે. વાયુ અને સોજામાં તેના મૂળીઆં તીખાં સાથે વાટી પીવાથી તેમજ ચોપડવાથી ફાયદો થાય છે. બીજા કેટલાક વાત રોગ ઉપર પણ તે ક્વાથમાં અપાય છે. પિત્તઘ્ન તરીકે સતત્ જ્વરના દાહ, તૃષા, ઉલટી વિગેરેને તે દબાવે છે. તેના મૂળનો કાઢો કાળા મરી સાથે પીવાથી મુંઝારાની ગાંઠ ઉપર સારી અસર થાય છે. તે ઝાડો સાફ લાવે છે અને પિત્તનો સ્રાવ કરે છે. યકૃત્ ઉપર થોડો ઘણો લોહીનો જમાવ થયો હોય ત્યારે પણ તે ફાયદો કરે છે. સજ્વર સખ્ત માથાના દુખાવાની અંદર તેના સ્વરસને મરીની સાથે કપાળ ઉપર ચોપડવાથી માથાનો દુખાવો હલકો પડે છે. તેની શોધક અસર ત્વક્દોષમાં ફાયદાવાળી છે. ઉંદરનું ઝેર, વિચર્ચિકા તથા વાતરક્ત વિગેરે બીજા જીર્ણ ત્વક્દોષ ઉપર લોહી સુધારવા સારૂ આ દવા મરીની સાથે ચાર છ મહિના સુધી લેવાની જરૂર છે.

માત્રાઃ—સ્વરસની ૧ તોલો, છાલની ૦ તોલો.

## આસંધ.

વર્ણનઃ—આસંધને સંસ્કૃતમાં **અશ્વગંધા** કહે છે. આપણે તેને ઘોડા આસંધના નામથી ઓળખીએ છીએ, આસંધ ઘણું કરીને રાફડા ઉપર ઉગે છે તે વધારે સરસ ગણાય છે. જે આસંધ આપણને બજારમાં

મળી આવે છે તે આસંધનાં મૂળીઆં છે અને તે લગભગ ૭ થી આઠ ઇંચ લાંબાં થાય છે. તે ભુંખરા પીળા રંગના થાય છે ને તે ભાંગવાથી તેમાંથી ધોળો ભૂકો ખરે છે.

બનાવટ:—૧ અશ્વગંધાદિ ચૂર્ણ ૨ અશ્વગંધાદિ ઘૃત.

૧ અશ્વગંધાદિ ચૂર્ણ=અશ્વગંધાને વરધારો બન્ને ચાળીશ ચાળીશ તોલા લઈ તેનું ચૂર્ણ કરી એક રીઢાં ઠામમાં રાખી મૂકવું.

૨ અશ્વગંધાદિ ઘૃત=આસંધનો ઉકાળો ૧ ભાગ, દૂધ ૧૦ ભાગ અને ઘી ૧ ભાગ એને સાથે ઉકાળતાં ઘી બાકી રહે ત્યારે ઉતારી લેવું.

ગુણ:—પૌષ્ટિક, શોધક, અને ધાતુ પૌષ્ટિક.

ઉપયોગ:—ઘોડા આસંધ પૌષ્ટિક તરીકે ક્ષય, નબળાઈ તથા તેથી થતા બીજા રોગની અંદર ઉપયોગી છે. ધાતુ પૌષ્ટિક તરીકે પણ તે ઘણી પ્રસિદ્ધ છે અને દરેક જાતનાં પૌષ્ટિક ચૂર્ણ, ગોળી, કવાથ, પાક વિગેરેમાં તે પડે છે. જે છોકરાંઓનો બાંધો ઘણો નબળો હોય છે અને પેટ દંડુડી જેવું થઈ ગયું હોય તેમને થોડા દિવસ સુધી દૂધની સાથે આસંધ પાવાથી તેમનું શરીર વળી આવે છે. અશ્વગંધાદિ ઘૃત પણ તેવીજ રીતે બાળકોની ક્ષીણતામાં ઉપયોગી છે. તેનો ઉકાળો લીંડી પીપર, મધ અને ઘી સાથે આપવાથી ક્ષયીને સારો ટેકો રહે છે. પગની કળતર અને કમરનો દુખાવો બંધ થાય છે. સંધિવા ઉપર તે કવાથમાં અપાય છે. તેનાં પાનને વાટીને સોજેલા સાંધા ઉપર લગાડાય છે તેમજ યોગ્ય દવા સાથે બીજા વાત રોગ ઉપર પણ તે વપરાય છે. અશ્વગંધાદિ ચૂર્ણ ધાતુ પુષ્ટિને માટે વપરાય છે. બીજાં ધાતુ પૌષ્ટિક દવામાં આસંધ પડેછે. પુષ્ટિને માટે આસંધનો ઉપયોગ દૂધની સાથે કરવો યોગ્ય છે.

માત્રા:—અશ્વગંધાદિ ચૂર્ણ બેઆનીથી પાવલા ભાર, ઘૃત ૨ તોલા, આસંધ ૦ા થી ૦ા તોલો.

## ઇન્દ્રજવ.

વર્ણન:—ઇન્દ્રજવ બે જુદી જુદી જાતના ઝાડની પેદાશ છે. કાળોકડો ને દૂધલો. કાળાકડાની શીંગોમાંથી જે ઇન્દ્રજવ નીકળેછે તે ખરો ઇન્દ્રજવ છે. દૂધલાની શીંગોમાંથી જે ઇન્દ્રજવ નીકળે છે તેમાં આગલા ઇન્દ્રજવના જેવા ગુણ રહેલા નથી. દૂધલાનું ઝાડ સફેત રંગનું થાય છે ને તેમાં છીર થાય છે. તેનું લાકડું ઘણું પોચું ને હલકું થાય છે; તેથી સંઘાડીઆ

લોકો તેમાંથી ઘોડીઆના પાયા વિગેરે ઉતારે છે. દુધલાનું ઝાડ બહુ મોટું થતું નથી. કાળા કડાનું ઝાડ મોટું અને કઠણ થાય છે ને તેનાં લાકડાં ઇમારત બાંધવાના કામમાં આવે છે. દૂધલાનાં બી કાળા કડાના જેવાં કડવાં થતાં નથી અને તેથી તેને કેટલાક લોકો મીઠો ઇંન્દ્રજવ કહે છે. કાળા કડાનાં બી કડવા ઇંન્દ્રજવના નામથી પ્રસિદ્ધ છે. કાળા કડાની છાલ ઓષધમાં બહુ વપરાય છે અને તેને કડાછાલ કહે છે. આ પ્રમાણે કાળા કડામાંથી કડા છાલ અને ઇન્દ્રજવ એવી બે ઉત્તમ દવાઓ આપણને મળે છે. મીઠો ઇન્દ્રજવ કડવા ઇન્દ્રજવ સાથે સરખાવતાં તદ્દન નકામો છે.

બનાવટ:—૧ ઇન્દ્રયવાદિ ચૂર્ણ ૨ ઇન્દ્રયવાદિ કાઢો ૩ ઇન્દ્રયવાદિ પ્રમથ્યા.

૧ ઇન્દ્રયવાદિ ચૂર્ણ=ઇન્દ્રજવ, નાગરમોથ, કુણાં બીલાં, લોદર, મોચરસ અને ધાવડીનાં ફૂલ. આ છ ઓસડો એકઠાં કરી તેનું ચૂર્ણ કરવું. આ ચૂર્ણને લઘુ ગંગાધર ચૂર્ણ પણ કહે છે.

૨ ઇન્દ્રયવાદિ કાઢો=ઇન્દ્રજવ, ધાણા, અને પટોળ એ ત્રણે ચીજનો રીતસર ક્વાથ કરી મધ અગર સાકર નાખી પીવો.

૩ ઇન્દ્રયવાદિ પ્રમથ્યા=ઇન્દ્રજવ અને મોથ ચચાર તોલા લઈ પાણીમાં વાટી લુબ્દી કરી તેમાં ૬૪ તોલા પાણી નાખી ઉકાળવું. આઠ રૂપિઆભાર બાકી રહે ત્યારે તેને ઠંડું પાડી અંદર મધ નાખી પીવું.

ગુણ:—ગ્રાહી, દીપન, પાચન, જ્વરઘ્નને કૃમિઘ્ન.

ઉપયોગ:—ઇન્દ્રજવ આપણા લોકોમાં ઝાડાની દવા તરીકે ઘણો પ્રસિદ્ધ છે. તેમાં કોઇ પણ જાતનો ઝેરી ગુણ નહિ હોવાને લીધે તે દરેક ઘરમાં રાખવામાં આવે છે અને નિર્ભયપણે બાળકોને અપાય છે. સાદો ઝાડો ને રક્તાતિસાર તેમજ ગરમીનો ઝાડો પણ આથી મટે છે. ઝાડો, અર્શ, રક્તાતિસાર તેમજ ગમે તે આંતરડાના વ્યાધિમાં જ્યારે પુંઠેથી લોહી પડેછે ત્યારે ઇન્દ્રજવ અપાયછે. તેનો કાડો તથા પ્રમથ્યા દરેક જાતના અતિસાર તથા રક્ત પિત્ત ઉપર ઘણા સારા લાગુ પડેછે બાળકોના સજ્જ મરડાને તે બેસાડે છે તેમજ તે મોટા માણસને પણ ઘણો સારો છે. લઘુ ગંગાધર ચૂર્ણ ઘણુંજ સારૂં સ્તંભન છે, ઇન્દ્રજવમાં ગ્રાહીની સાથે પાચન ગુણ હોવાને લીધે તે બીજી સ્તંભન દવાઓ કરતાં વધારે સારૂં કામ કરે છે. ઇન્દ્ર-

જવને લીધે એક તરફથી ઝાડો બંધ થાય છે ને બીજી તરફથી આમનું પાચન થાય છે, જેથી ઝાડો બંધ થતાં ઝાડો થવાનું કારણ પણ દૂર થાય છે અને ઝાડો કબજ થવાથી પેટ ચડી આવવાની પણ ધાસ્તી રહેતી નથી. ઇન્દ્રજવ બાળકોને પાવાથી ઉલટી દબાય છે અને પિત્ત-શામક હોવાને લીધે જ્વરની અંદર તે વપરાય છે. તેની પ્રમથ્યા પીવાથી પિત્ત જ્વરની તૃષા અને ઉલટી હલકી પડે છે. કટુ હોવાને લીધે પેટ ચુંક, કૃમિની અંદર તે લાગુ પડેછે. ઇન્દ્રજવને વાટી દૂધમાં પવાય છે. મોટા માણસો પણ પેટના દુખાવા તથા કૃમિને માટે ઇન્દ્રજવનો ફા-કડો મારછે.

**માત્રા:**—ઇન્દ્રજવ ૦। રુપિઆભાર, કાઢો રુપિઆ ૪ ભાર, પ્રમથ્યા રુપિઆ ૪ ભાર.

## ઇન્દ્રવર્ણું.

**વર્ણન:**—ઇન્દ્રવરણું સાધારણ રીતે વગડામાં આડે રસ્તે મળી આવેછે અને તે બે જાતનું થાયછે. એક મોટું અને એક નાનું. સંસ્કૃતમાં તેનું નામ **इंद्रवारूणी** છે. મોટી ઇન્દ્રવારૂણીને ગાવસુકણું કહેછે. તે ઔષધમાં વપરાતુ નથી. ઇન્દ્રવર્ણાના ફળ લંબ ગોળ કંટોલા જેવડાં થાયછે ને તે માથે કાંટા કાંટા હોયછે. ગાવસુકણું જરી મોટું અને કોઠીંબા જેવડું થાયછે ને લીસું હોયછે તથા તેને માથે કાંટા હોતા નથી અને ઉપર લી-લા પીળા રંગના પટા હોયછે. ઔષધમાં સાધારણ રીતે ઇન્દ્રવર્ણું વપરાય છે, ગાય વસુકણું વપરાતુ નથી. કેટલાક ગામડીઆ લોકો ગાય વસુકણાંનાં મૂળીઆં વાપરેછે ને તેથી ઘણો સખ્ત રેચ લાગેછે. ઇન્દ્રવર્ણાંનો રેચ એટલો સખ્ત નથી. ઔષધમાં ઇન્દ્રવર્ણાની પાડ, ફળ તથા ગરભ શીંજ વપરાય છે.

**બનાવટ:**—૧ જ્વરઘ્નિ ગુટિકા.

૧ જ્વરઘ્નિ ગુટિકા=શુદ્ધ પારદ ૧ ભાગ, શુદ્ધ ગંધક, ઇન્દ્રવર્ણાંનો-ગર, એળચી, લીંડી પીપર, હરડાં ને અકલકરો એ ચાર ચાર ભાગ. આ બધાંને ભેગાં કુટી ઇન્દ્રવર્ણાંની પાડના રસથી ઘુંટી તેને ગોળીઓ કરવી.

**ગુણ:**—રેચક, કૃમિઘ્ન અને પિત્તનો નાશ કરનાર.

**ઉપયોગ:**—ઇન્દ્રવર્ણું રેચને માટે ઘણું ઉપયોગી છે અને તેની

રેચક અસરને લીધે તે જૂદા જૂદા રોગમાં વપરાયછે. તેનો રેચ લાગવાથી પિત્તનો સ્રાવ થાયછે અને અજીર્ણ દુર થાયછે. અજીર્ણ, મળાવરોધ, પેટના જીર્ણ રોગ, યકૃતો દર, પ્લીહોદર, કૃમિ વિગેરે ઉપર ઇન્દ્રવર્ણું સારૂં કામ કરેછે. યકૃત્ અને પ્લીહની અંદર જ્વરને લીધે લોહીનો જમાવ થાયછે અને તેથી તે મર્મસ્થાનોની દીર્ઘ વૃદ્ધિ થાયછે. આ અવયવોના ભાગ ઉપર દાબવાથી કોઈ પણ જાતનો દુખાવો થતો નથી. બએ અગર ચચાર દિવસને આંતરે બીજા ક્ષાર અને વાતહર પદાર્થ સાથે ઇન્દ્રવર્ણું આપવાથી ફાયદો થાયછે. આવા જીર્ણ ઉદર વ્યાધિમાં કેટલાક વૈદ્યો થોડા દિવસ સુધી લાગઠ ઇન્દ્રવર્ણાનો રેચ આપેછે પણ તેમ કરવામાં એટલી સંભાળ રાખવાની છે કે તેમાંથી મરડો ન થાય અગર આંતરડાની અંદર કોઈ પણ જાતનું ક્ષત ન પડે. ઘણા દિવસ સુધી રેચ લેવાથી આંતરડાને ઇજા થવા સંભવ છે. કમળાની અંદર અને મળાવરોધની અંદર તે થોડા થોડા દિવસને આંતરે અપાયછે. જળોદરની અંદર પણ તેનો રેચ આપવો વ્યાજબી છે. દેશી વૈદ્યોનું એમ માનવું છે કે તેનો રેચ જળંદરની અંદર ઘણો ઉપયોગી છે અને તેથી પાણીનું શોષણ થાયછે પણ આ તેઓનું માનવું વ્યાજબી નથી. જળંદર ઉપર ઇન્દ્રવર્ણાની ખાસ અસર નથી. ફક્ત રેચ માર્ગે મળ નીકળી જવાથી આંતરડાં ખાલી પડેછે અને જળંદરના પાણીને પાછું હડવાની જગ્યો મળેછે. આમ થવાથી પેટનું તણાવું પોચું પડેછે અને તેથી હાંફ કમતી જણાયછે. બેભાન અવસ્થામાં અને ઉન્માદ રોગની અંદર જ્યારે મગજમાં લોહીનો જમાવ બહુ થયો હોયછે ત્યારે ઇન્દ્રવર્ણાનો રેચ અપાયછે. પેટ ચુંકની અંદર સાધારણ રીતે ગામડાના લોકો ઇન્દ્રવર્ણાની પાડ ચાવેછે. સંધિવાની અંદર ઇન્દ્રવર્ણાની પાડ અને લીંડીપીપર સમભાગે લેવાયછે. નવીન જ્વર, સંધિવા, અને જે જ્વરને લીધે મગજમાં કાંઇ પણ ફેરફાર થયો હોયછે તેવા જ્વરમાં જ્વરઘ્નિ ગુટિકા સારૂં કામ કરેછે; તેમજ મળાવરોધ વાળા તીક્ષ્ણ જ્વરમાં પણ તે અપાયછે. બીજા વાત વ્યાધિમાં તેમજ નજળાની અંદર તેની ગોળી લેવામાં આવેછે. ચુનાની લોકો ઇન્દ્રવર્ણાની અંદર મરી ભરી તેનો વાતહર તરીકે ઉપયોગ કરેછે અને તે વાપરવાની રીત નીચે પ્રમાણે છેઃ—

"ઇન્દ્રવર્ણાની અંદર એક છીદ્ર પાડી તેની અંદર મરીના દાણા ભરે

છે ને તે છિદ્રને બંધ કરી તે ફળની ઉપર માટીનો લેપ કરી થોડા દિવસ સુધી ઉની રાખની અંદર તેને ડાટી મૂકે છે. પછી તેમાંથી મરી કાઢી લઈ રેચક તરીકે તેને વાપરે છે".

સાધારણ મંદ કુષ્ટવાળા દરદીને આ રેચ બહુ અસર કરે છે તેથી ઝાડો સાફ આવે છે ને જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. ઇન્દ્રવાણું એકલું વાપરતાં તેની સાથે બીજાં વાતહર પદાર્થો વાપરવાની જરૂર છે. તેથી ચુંક લાવવાની ઇન્દ્રવર્ણની અસર જણાતી નથી. ઇન્દ્રવર્ણાનું ફળ અને પાન તાપોડીઆં તથા સાધારણ ગુમડા ઉપર વાટીને ચોપડાય છે. જ્યારે આંગળીનું ટેરવું વિગેરે પાકે છે ત્યારે આંગળીની અંદર ઇન્દ્રવાણું પહેરીને ફરતાં દરદીને આપણે જોઇએ છીએ.

માત્રા:—ઇન્દ્રવર્ણના ગર અને પાન ૧ વાલ. જ્વરઘ્નિ ગુટિકા ૧ થી ૨ વાલ. તેના મરીની માત્રા ૨ વાલ.

અનુપાન:—જ્વરઘ્નિ ગુટિકા ગળોના રસમાં, ને મરી, સુંઠ તથા સિંધાલૂણ સાથે.

## ઈસબગુલ.

વર્ણન:—ઈસબગુલ એ મૂળ આપણા દેશની પેદાશ નથી. ઇરાન તરફથી તે આપણા દેશમાં આવે છે અને તે ઓથમી જીરાના નામથી પ્રસિદ્ધ છે. તેના ઝીણા ચકચકીત જાંબુડા રંગના દાણા થાય છે. દેખાવમાં તેના બી અળશીના જેવાં હોય છે. અળશીના દાણા જરા મોટા અને ચપટા થાય છે. તેને પાણીમાં નાખવાથી તક મરીઆની પેઠે ચીકણો લુઆબ થાય છે.

ગુણ:—શીતળ અને ગ્રાહી.

ઉપયોગ:—અતિસાર, રક્તાતિસાર, આમાતિસાર ને પિત્તાતિસારમાં તે બહુ ફાયદો કરે છે. તેના બીને પાણીમાં પલાળી સાકર નાખી પીવાથી ઘણો જીર્ણ અને સખ્ત ઝાડો મટે છે. જ્યારે આંતરડામાં કાંઈ પણ ઝાડો રહેતો નથી અને વખતો વખત ઝાડે જવાની ખણસ થાય છે ત્યારે ઓથમી જીરાની ઠંડી અસર ફાયદો કરે છે. ઉલટી અને તૃષાને તે બેસાડે છે. ઓથમી જીરાને શેકી દહીંમાં પીવાથી પણ ઝાડો બંધ થાય છે. બાળકોને માટે આ એક સાધારણ ઉપાય છે. ઉનવા, તણખીઓ અને તડકામાં રખડવાને લીધે થતી પેશાબની બળતરામાં પણ તે અપાય છે. અત્યાર્તવ, ધાતુક્ષય તથા પ્રદર ઉપર તેનો ઉપયોગ કરવામાં આવે છે.

તેને ખાંડી તેલ મળવી લાપરી કરી બાંધવાથી સંધિવાનો ને નજળાનો સોજો હલકો પડે છે. તેમજ સિંદોર નાખી તેની પોલ્ટીસ લગાડવાથી વાળામાં ફાયદો થાય છે.

માત્રાઃ—પાવલાથી અરધા ભાર.

## ઇસસ.

વર્ણનઃ—ઇસસ, હીરાબોળ, ગુગળ, મોણો હરમા એ ચારે એકજ વર્ગના ઝાડની પેદાશ છે અને તે બધાંના ઝાડ એક સરખાં થાય છે. લોબાન જે ઉપયોગમાં ઇસસને મળતો છે અને જેને બદલે ઇસસ વાપરી શકાય છે તે તદન જૂદીજ જાતના ઝાડની પેદાશ છે. આ ઝાડ અર્બસ્તાનમાં અને આફ્રિકા ખંડમાં ઘણાં થાય છે. ગુગળ અને હીરાબોળનું વર્ણન તેમના વિષયમાં આપવામાં આવશે. ઇસસને અહીંના લોકો શેશ ગુંદર કહે છે. અહીંના ગાંધીઓ ઇસસ જુદી રાખતા નથી પણ હીરાબોળમાં જે વધારે ઝીણા ને પીળા ચકચકીત રંગના કટકા હોયછે તે વીણીને ઇસસને બદલે આપેછે. ખરૂં જોતાં હીરાબોળને ઇસસ એ બંને જૂદીજ જાત છે. હીરાબોળના કટકા વધારે સફેત અને ભુંખરા રંગના થાયછે અને તેનો રંગ ઘેરો ભુંખરો હોયછે. ઇસસનો રંગ ચકચકીત પીળો ને તે જસ્વી હોયછે. અને તે દેખાવામાં રૂમી મસ્તકીને મળતો છે.

બનાવટઃ—૧ ઇસસનો લેપ.

૧ ઇસસનો લેપ=ઇસસ, લોબાન, ફટકડી, આંબાહળદર, એળીઓ, [1]ગુજર, મેદાલકડી, રેવંચીનો શીરો અને [2]જદ્વાર એ પ્રમાણે સૌજો સમભાગે લઈ તેનું ચુર્ણ કરી તેને મહુડાના દારૂમાં ખુબ વાટી લેપ કરવો.

ગુણઃ—રોપણ, ઉષ્ણ ને કફઘ્ન.

ઉપયોગઃ—ઇસસ દવામાં ઘણો ઉપયોગી છે. તેની અંદર એક ખાસ ખુશબો રહેલી છે. જીર્ણ ઉધરસ, દમ, તથા ક્ષયની ઉધરસમાં ખાવાને માટે અપાય છે. તેની અસર ફેફસાંના રોગમાં ઘણી ચમત્કારી

---

૧ ગુજરના ભુંખરા રાતા રંગના કટકા આવેછે. તે એક જાતના ઝાડનો જામી ગએલ રસ છે. હાડ વૈદ્યોના લેપમાં ગુજર મુખ્ય છે.

૨ જદ્વાર વછનાગના વર્ગની ચીજ છે પણ તે ઝેરી નથી. તેના લીસા કટકા આવેછે અને તેમાંથી અફીણના જેવી સુગંધી નીકળેછે. તે ગુણે કટુ પૌષ્ટિક અને શોધક છે.

છે. તેના સેવનથી બડખો ચીકાસ ત્રોડી દેછે અને કફ ઘણી સેહેલાઈથી બહાર નીકળી આવે છે. ઉના પાણીની અંદર નાખી હોકાની પૈ૦ પીવાથી ઉધરસમાં ફાયદો થાય છે. જ્યારે કફથી છાતી ભરી હોય છે ત્યારે આમ કરવું યોગ્ય છે. ઉધરસને લીધે દુખતી શ્વાસ નળીકામાં તેથી શાંતિ જણાય છે અને ખાસ શ્વાસ નળીકા ઉપર તેનું પીડા શામકપણું દેખાઇ રહે છે. દરદીને સન્નિપાત અવસ્થમાં કફ કમતી કરવા સારૂ ઇસસ અપાય છે. સન્નિપાતના જે રૂપમાં શરીરને શાંત કરનારી માદક ચીજ નથી અપાતી તે રૂપમાં ઇસસ તેના ઉષ્ણ અને કફઘ્ન ગુણને માટે અપાય છે.

બહારનાં ગુમડાં ઉપર તે ઉપયોગી છે. તેનો મલમ બનાવવામાં આવે છે. તેમાં ચોસ લેવાનો ગુણ ઘણો સરસ રહેલો છે અને તે વૃણમાં જે ખરાબ ભાગ હોય તેને ખેંચી બહાર કાઢી નાખે છે. તેટલા માટે સાદા ગુમડાંના કરતાં ભર નીંગળ ગુમડાં ઉપર તે વધારે વપરાય છે. બદની ગાંઠને તે પોચી પાડે છે. ઇસસનો લેપ સોજા, કચર તથા દુખતા ભાગ ઉપર લગાડવામાં આવે છે. જે ભાગ ઉપર તેનો લેપ કરવામાં આવે છે તે ભાગ ઉપર તે ચોટી જાય છે, અને તે ભાગના લોહીને દુશીત કરનાર આમને તે ખસેડે છે. કળતા ભાગો આ લેપથી સુધરી આવે છે. શેશ ગુંદર લોહી બંધ કરવાને માટે ઘણો ઉપયોગી છે. જ્યારે કોઈ પણ સાધારણ કદની નાડી કપાયછે અને ઠંડું પાણી, સ્તંભન પદાર્થો, આગળાનું દબાણ, તથા બીજા કેટલાક ઉપયો કર્યા છતાં પણ લોહી બંધ થતું નથી અને દરદી ભયાનક સ્થિતિમાં આવી જાય છે અને લોહી વહેવાથી તે વધારે ભયાનક સ્થિતિમાં આવી પડશે એવી ધાસ્તી રહે છે તેવો સખ્ત રક્ત સ્રાવ શેશ ગુંદરનો ભૂકો દાબવાથી બંધ થાય છે. કેટલીક વખતે તેની સાથે હીરાબોળ મેળવવામાં આવે છે. દાંત ઉખેડ્યા પછી અગર દાંત પોતાની મેળે પડી ગયા પછી જ્યારે લોહી નીકળે છે ત્યારે ઇસસનો ભૂકો દબાય છે. શેશગુંદર અને ઝેરર વધરાવળને માટે લેવાય છે. ધારાં, પાઠાં અને અર્બુદના દુષ્ટ વૃણ ઉપર તેની આગળી મારવામાં આવે છે.

**માત્રા:**—૧ થી ૩ વાલ.

## ઉટંગણ.

**વર્ણન**—ઓષધમાં તેના દાણા વપરાય છે અને તેનો રંગ ભુંખરો

રાખના જેવો હોય છે. પાણીમાં પલાળવાથી તેનો ચીકણો લુઆબ થાય છે.

ગુણ:—ધાતુ પૈષ્ટિક અને મૂત્રલ.

ઉપયોગ:—ધાતુ પુષ્ટિના જૂદા જૂદા પાક, ચુર્ણ વિગેરેમાં તે પડે છે, ચીકાશદાર ચીજ ખાવાથી જેમ ધાતુને પુષ્ટિ મળે છે તેમ આથી પણ થાય છે એમ લોકોનું માનવું છે. પેશાબની બળતરા શાંત કરવાને માટે તે અપાય છે.

માત્રા:—બે આનીથી પાવલાભાર.

## ઉતકંટારો.

વર્ણન:—ઉતકંટારો આ દેશમાં ઘણો સાધારણ છે અને તે બે ત્રણ વેંત ઊંચો થાય છે. કુબાની પેઠે તેમાં ડોડવા થાય છે જેમાં તેનાં ફૂલ હોયછે. તેના ફૂલ આસમાની રંગના ને ફરતી ધોળી કોર હોય છે. તેના ઝાડમાં અતિશય કાંટા થાય છે.

ગુણ:—શીતળ અને મૂત્રલ.

ઉપયોગ:—મૂત્રકૃચ્છ્ર, પાણવી, પ્રમેહ, ઉનવા વિગેરે ઉપર અપાય છે. આખા છોડનું પંચાંગ ઉકાળી પીવાય છે. સંતત્ જ્વરની તૃષા ઉપર આ દવાથી ફાયદો થાય છે. પણ તે લોકોમાં બહુ વપરાતી નથી. અડબાઉ છોડ તરીકે તે ઓખામાં સઘળે ઠેકાણે ઉગે છે. બીજા ધાતુ પૈષ્ટિક પદાર્થ સાથે તે શુક્ર દોષમાં અપાય છે.

માત્રા:—પાવલાથી અરધાભાર.

## ઉંદરકાની.

વર્ણન:—તે સાટોડીના જેવી થાયછે, અને તેનાં પાન તેનાં જેવાં ટૂંકા હોયછે. તેના પાનની આકૃતિ ઉંદરના કાનને મળતી આવવાથી લોકો તેને ઉંદર કાનીના નામથી ઓળખેછે. તેનો વેલો થાયછે ને વેલો જેમ જેમ વધતો જાયછે તેમ તેમ ઠેકાણે ઠેકાણે ભોંય ઉપર મૂળ નાખતો જાયછે. તેના પાનની કોરે કરકરીઆં હોયછે અને ડાંડલા ઉપર રુવાંટી હોયછે. તે ઘણું કરીને પાણીની આસપાસ થાયછે અને શીઆળામાં તેનાં ફૂલ થાયછે. છેટેથી તેનો દેખાવ બ્રાહ્મીને મળતો છે. બ્રાહ્મીના અભાવમાં આ દેશમાં વૈદ્યો તેનો ઉપયોગ કરેછે.

ગુણ:—શોધક અને મૂત્રલ.

ઉપયોગઃ—તેનો શોધક ગુણ ઘણો સરસ છે. તેનાં પાંદડાંનો સ્વરસ પીવાથી વિકાર પામેલું લોહી સુધરે છે ને ખાસ પિત્તની વિકૃતિ હોય તો તે ઉપર ઘણું સરસ કામ કરેછે. શરીરના કોઈ પણ ભાગમાં થતો દાહ, વાતરક્ત તથા ઉંદરવાની અંદર હાથ પગની સજા બળતરા ઉંદરકાનીનો રસ પીવાથી શાંત થાયછે. દાહ શાંતિને માટે ઉંદરકાનીનાં પાંદડાં વાટીને પણ ચોપડાયછે. ઉંદરવા તેમજ બીજા એવા રોગ ઉપર તેની અસર થવા માટે ઓછામાં ઓછા ત્રણ માસ સુધી તેનો ઉપયોગ જારી રાખવાની જરૂરછે. બહાર લગાડવાથી જે ઠંડક થાયછે તે ફક્ત તેની લીલાસને લીધે છે. સૂકાઈ ગયા પછી પાછી બળતરા શરૂ થાયછે. કેટલીક વખત જ્વરની અંદર દાહ વિગેરે શાંત થવા માટે તે અપાયછે. રતવા ઉપર પણ તે ચોપડવામાં આવેછે. ઉંદરવા ઉપર ઉંદરકાનીની ઘણી ખાસ અસર છે એમ લોકોનું માનવુંછે પણ તે તેમની મોટી ભૂલછે.

માત્રાઃ—સ્વરસની ૧ થી ૨ તોલા.

## ઉનાબ.

વર્ણનઃ—ઓષધમાં તેનાં સૂકાઈ ગએલાં ફળ તથા મૂળની છાલ વપરાયછે. તેનાં ફળ બોર જેવાં થાયછે અને તેનું ઝાડ પણ બોરડીના જેવું થાય છે. તેનાં ફળ દેખાવમાં ખારેક જેવાં, જરા રાતાં હોય છે અને તેમાં ખારેકના જેવો લાંબ ગોળ ઠળીઓ થાય છે.

ગુણઃ—શીતળ, સ્વેદળ ને કફઘ્ન.

ઉપયોગઃ—તેનાં ફળ મીઠાં ને સ્તંભન છે. તાવ અને શ્લેશ્મમાં તે અપાય છે. તે પિત્તશામક છે. જ્વરાદિકની તૃષા તેથી બેસે છે. તેના મૂળની છાલથી જખમ ઘારાં વિગેરે ધોવાય છે. જેમ આપણા દેશમાં બાવળ અને બોરડીની છાલનું હીમ ઘારાં, જખમ વિગેરે ધોવાને માટે વપરાય છે તેમ અર્બસ્તાનમાં ઉનાબનું હીમ વપરાય છે. તેનાં પાન ચાવવાથી થોડા વખતને માટે જીભની સ્વાદ જાણવાની શક્તિ જતી રહે છે. તેની છાલમાંથી જે રસ નીકળે છે તેને લાખ કહે છે. તેનાં કુણાં પાનને ઉંબરાના પાન સાથે વાટી લુગ્દી કરી વીંછીનાં ડંખ ઉપર લગાડવાથી વેદના હલકી પડે છે. તેનું મૂળ અને તેના ફળનું હીમ જ્વરમાં તૃષાની શાંતિને માટે વખતો વખત અપાય છે. ઉનાબની જાતનું બીજું

એક જંગલી ઝાડ થાય છે જેની લાખમાંથી જોડા ઉપર ચોપડવાનો કાળો રંગ ( બ્લાકીંગ ) નીકળે છે.

**માત્રાઃ**—હીમની ૨ થી ૫ તોલા.

## ઉપળેટ.

**વર્ણનઃ**—ઉપળેટને સંસ્કૃતમાં **કુષ્ટ** કહે છે ને ઓષધમાં તેનાં મૂળીઆં વપરાય છે. તેનું મૂળીઉં ભૂખરા રંગનું ને હલકું હોય છે અને તેમાં એક જાતની મીઠી ખુશબો રહેલી છે. જે ઉપળેટ આપણે ત્યાં આવે છે તે ખવાઇ ગએલી હોય છે અને તેમાંથી ભૂકો ખર્યા કરે છે. ચોખી ઉપલેટ હલકીને ભરેલી હોવી જોઇએ. ઉપલેટનું ઝાડ નાનું થાય છે ને ભોંય ઉપર તેનાં પાંદડાં ફૂટી નીકળતાં દેખાય છે. તેનું થડ ભોંયથી વધારે ઉંચું ઉપડતું નથી. જેમ તાજી ઉપળેટ તેમ સારી. ચાર વરસ પછી તેનો ગુણ ઉડી જાય છે. તેના બબે ત્રણ ત્રણ ઇંચના કટકા લાંબાને વળદાર હોય છે. તેનો સ્વાદ તીખો હોય છે ને તેની સુગંધી જટામાંસીને મળતી છે. ઉપળેટની અંદર કેટલીક જાતનો ભેગ કરવામાં આવે છે અને તેમાં મુખ્યત્વે કરીને પોખર મૂળનો ભેગ હોય છે. પોખર મૂળ ઉપળેટના કરતાં વજનમાં ઘણું હલકું હોય છે અને તેનો ઘણો ભાગ અંદરથી ખવાઈ ગએલો હોય છે. ઉપળેટ એટલી સહેલાઇથી ખવાઈ જતી નથી. શિવાય ગાંધી લોકો તેને બદલે કાળીપાટ પણ આપેછે.

**બનાવટઃ**—૧ અગ્નિમુખ ચૂર્ણ, ૨ કુષ્ટાતૈલ, ૩ કુષ્ટદિતૈલ, કુષ્ટાદિહીમ.

૧ અગ્નિમુખ ચૂર્ણ=હીંગ ૧ ભાગ, વજ ૨ ભાગ, પીપર ૩ ભાગ, સુંઠ ૪ ભાગ, અજમો ૫ ભાગ, હરડે ૬ ભાગ, ચિત્રક ૭ ભાગ, અને ઉપળેટ ૮ ભાગ એ બધાંને ભેગાં કરી ખાંડી તેનું વસ્ત્ર ગાળ ચૂર્ણ કરવું.

૨ કુષ્ટતૈલ=ઉપળેટનું તેલ=ઉપળેટ, એરંડીએલ તેલને કાંજી એક, ચાર, અને સોળના પ્રમાણમાં નાખી રીતસર તૈલ સિદ્ધ કરવું.

૩ કુષ્ટાદિતૈલ=ઉપળેટ અને સિંધાલૂણ બન્ને એકેક ભાગ, શરસીઉં તેલ ૮ ભાગ અને કાંજી ૩૨ ભાગ લઈ તેનું રીતસર તેલ કરવું.

૪ કુષ્ટાદિ હીમ=કુષ્ટ ૩ ભાગ, એળચી ૧ ભાગ અને ૩૨ ભાગ પાણીમાં ૧૨ કલાક પલાળી રાખવાં.

ગુણઃ—શોધક, પૌષ્ટિક, ઉષ્ણ, વાતહર, જંતુનાશક.

ઉપયોગઃ—કુષ્ટનો ઉપયોગ વાતહર તરીકે ઘણો છે અને તે અજીર્ણમાં બહુ વપરાયછે. અગ્નિમુખ ચૂર્ણ મંદ જઠારાગ્નિ માટે દ્રાક્ષ સાથે અપાયછે તેમજ તે પેટ ચુંક અને પેડુના દુખાવા ઉપર લાગુ પડેછે. ઉધરસ, દમ વિગેરે દરદોમાં તેની યોજના થાયછે. બીજી યોગ્ય દવા સાથે તે જ્વરાદિક ક્વાથમાં પડેછે. તેનો ધૂપ કરવામાં આવેછે. ઉપળેટ ઘણુંજ સરસ શોધક છે અને તે જૂદી જૂદી જાતના ત્વક્‌દોષમાં ને જીર્ણ રોગમાં અપાયછે. કેટલાકના માનવામાં તે મૂત્રલ, ઋતુ લાવનાર, પિત્તનો સ્રાવ કરનાર, કફને છુટો પાડનાર, પૌષ્ટિક ને કૃમિઘ્ન, છે. અને તમામ રીતે શોધક ગુણથી ભરપૂર છે. તેમાં ગમે તેટલા ગુણ થોડા થોડા હોય તો પણ તેમાં એકે ઉગ્ર ગુણ રહ્યો નથી. દમની અંદર તે ઉપયોગી છે અને ધૂમ્રપાન તરીકે તેનો ઉપયોગ કરવાથી દમ, ઉધરસ વિગેરે શાંત થાયછે. એક વખતે તે અફીણને બદલે શરીરમાં ટેક રાખવાને માટે વપરાતી હતી અને હુકામાં પીવાતી હતી. હાલમાં તે તેની અંદર રહેલી ખુશબો ને માટે વપરાયછે. બનાત, રેશમ વિગેરે કિમતી કપડાંને ઉધી ખાઈ ન જાય તેટલા માટે તેનો ભૂકો કપડામાં છાંટવામાં આવેછે. તેનો ઉષ્ણ ગુણ ઘણો સરસ છે અને કોલેરાની અદર અરધી અરધી કલાકે તેનું હીમ પીવાને માટે અપાયછે, જેથી શરીરમાં જરા જોસ્સો આવેછે. ઉપળેટ બહાર લગાડવાના કામમાં ઘણી ઉપયોગી છે. સાંધા દુખતા હોય ત્યારે તેનું તેલ ચોપડાયછે તેમજ ગમે તે ભાગમાં ચસકા નીકળતા હોય ત્યારે તથા કટીશૂળમાં, માથાના દુખવા ઉપર તે લગાડવામાં આવેછે. જે જે પીડા વાત જન્ય છે તેમાં ઉપળેટનું તેલ લગાડવાથી ઉત્તમ ફાયદો થાયછે. ગુમડાં અને ઘારાં ઉપર ઉપળેટનો ઉકાળો કરી છાંટવાથી તેમાંના કૃમિ દૂર થાયછે, તેમજ તેનો ભૂકો પણ જખમ ઉપર છાંટવામાં આવેછે. દુષ્ટ વ્રણ ઉપર તેનો મલમ બનાવી ચોપડવાથી તે વ્રણ જલદી રૂઝાયછે તથા તેના ઉકાળાના પાણીવડે વાળ ધોવાથી જું મરી જાયછે ને વાળ સાફ થાયછે. તે સુગંધી પદાર્થ હોવાથી ધુપેલ તેલના વસાણામાં આવેછે.

માત્રાઃ—અગ્નિમુખ ચૂર્ણ બે આનીથી પાવલાભાર, કુષ્ટાદિહીમ ૨ થી ૪ રૂપિઆભાર.

## એખરો.

વર્ણનઃ—સંસ્કૃતમાં તેને **कोकिलाक्ष** અને **इक्षुगंधा** કહેછે. તેનો

છોડ આશરે બે ત્રણ હાથ ઉંચો થાયછે. તેના થડમાં ને ડાળામાં ગાંઠો હોયછે અને તે માથે ઝીણી રૂવાંટી હોયછે. ઓષધમાં તેનાં બી, મૂળ, પાન તથા ઝાડની રાખ વિગેરે વપરાયછે. તાજા કાપેલ ઝાડની સુગંધી શેરડીને મળતી છે અને તેથીજ તેને **इक्षुगंधा** એવું નામ આપેલું છે.

બનાવટઃ—ધાતુ પૌષ્ટિક ચૂર્ણ.

૧ ધાતુ પૌષ્ટિક ચૂર્ણ=એખરો, ગોખરૂ, શતાવરી, કૌચાં, મુશળી, એ બધાં ચચાર તોલા, મોચરસ, નાગકેશર, જેઠીમધ બબે તોલા, જાવંત્રી, સુંઠ અને લવીંગ એકેક તોલો એ પ્રમાણે ચીજો મળવી તેનું ચૂર્ણ કરવું. અને તે સમગ્ર ચૂર્ણના વજનની બરાબર સાકર મેળવવી.

ગુણઃ—મૂત્રલ અને ધાતુ પૌષ્ટિક.

ઉપયોગઃ—એખરો, જળંદર, સંધિવાયુ, તથા સોજા ઉપર અપાય છે તેમજ તે યકૃત્‌ના વ્યાધિમાં ઉપયોગી છે. તેથી પેશાબ પુષ્કળ છૂટે છે અને સંધિવામાં ઘણો ફાયદો થાય છે, તથા તે પ્રમેહ અને મૂત્ર રોગમાં સારૂં કામ કરે છે. તેનાં મૂળીઆંનો ઉકાળો કરી પીવાથી તેમજ તેના ઝાડની રાખ આશરે બે આનીભાર માત્રામાં લેવાથી જળંદર અને શોફ-ની અંદર ઘણો સારો સુધારો થાય છે. તેથી પિત્ત કમી થાય છે અને લોહીનું શોધન થાય છે. ગુજરાત અને કાઠિયાવાડ દેશમાં એખરો ધાતુ પુષ્ટિ માટે ઘણો વપરાય છે અને તેના કાળા ભુંખરા રંગના દાણા બજારમાં ઘણા સાધારણ છે. આશરે અર્ધો તોલો એખરો દૂધ અગર સાકરમાં સવાર સાંજ ખાવાથી શરીરમાં ઘણું કૌવત આવે છે. આ દવા વૃષ્ય છે. કમકૌવત અગર નબળાઇને લીધે સાંધા દુખતા હોય તથા કળતર થતી હોય તો એખરો દુધમાં પીવાથી આરામ થાય છે. ઉપલું ધાતુ. પૌષ્ટિક ચૂર્ણ સવાર સાંજ દૂધની સાથે લેવાથી શરીરમાં ક્ષીણતા થતી નથી અને સારો ટેકો રહે છે. એખરો પાણીવાળી જગ્યામાં બહુ ઉગે છે. બીજી વાતહર દવા સાથે લેપ કરવાથી વાતજન્ય શોફ હલકો પડે છે. એખરો, સુંઠ, સરગવાની છાલ અને પીલુડી પોપટીને શરસીઆ તેલમાં કકડાવી તે તેલ વાએ રહી ગએલા ભાગ ઉપર ચોપડાય છે.

માત્રાઃ—એખરાનાં બી ૦। થી ૦॥ તોલો, તેના ઝાડની રાખ ૦। તોલો.

# એરંડો.

વર્ણનઃ—એરડાનું ઝાડ આપણા દેશમાં ઘણું સાધારણ છે. તે બે જાતનો થાય છે. એક ધોળો અને બીજો રાતો. રાતો એરંડો વધારે ફાયદા કારક છે એમ મનાય છે. રાતા એરડાના દાણા ઘણું કરીને મોટા થાય છે અને ધોળાના નાના થાય છે. એના બીને એરંડી કહે છે અને નેપાળાની પેઠે એની પણ શુદ્ધિ થાય છે. તે ઉપરથી ફોતરી ઉતારી નાખી તેને દૂધમાં ઉકાળવાથી શુદ્ધ થાય છે પણ તેને એમને એમ વાપરવાને કોઈ જાતની અડચણ નથી. ઔષધમાં તેનાં મૂળ, પાન, તેલ, બી વિગેરે વપરાય છે. એરંડીમાંથી પીલીને તેલ કાઢવામાં આવે છે. આ તેલ ઘણું મેલું હોય છે. વિલાયતી એરંડીઓલ તેલ ઘણું ચોખ્ખું આવે છે જેથી તે ઔષધ તરીકે ખાવાને માટે વપરાય છે અને દેશી એરંડીનું ફકત બહાર લગાડવાના કામમાં આવે છે. પોખર મૂળનું ઝાડ એરડાને મળતું છે અને તેના મૂળને બદલે એરડાનું મૂળ વપરાય છે.

ગુણઃ—રેચક, શોધક, ને વાતહર.

ઉપયોગઃ—એરંડીનું તેલ રેચક તરીકે ઘણું સાધારણ છે. જોકે તેનાં મૂળનો ઉપયોગ રેચક અગર સારક તરીકે કરવામાં આવે છે તોપણ તે એકલું વપરાતું નથી ને બીજી યોગ્ય દવા સાથે ક્વાથમાં અપાય છે. એરંડીઓલ તેલ દૂધની સાથે પીવાથી સાધારણ જુલાબ લાગે છે. અજીર્ણની અંદર તેનો જુલાબ ઉત્તમ છે. તેથી નહિ જરેલો ખોરાક મળ માર્ગે બહાર નીકળી જાય છે ને પેટનો દુખાવો બંધ થાય છે. ઝાડામાં જ્યારે આપણને એવો શક પડે છે કે કોઈ પણ ઠેકાણે આંતરડામાં મળ ભરાઈ રહ્યો છે અગર કાંઈ ગરીષ્ટ પદાર્થનો ભાર રહ્યો છે ત્યારે જો કે તે વખતે દરદીને ઝાડો હોય છે તે છતાં એરંડીઆ તેલનો જુલાબ આપવો યોગ્ય છે. તેથી ઝાડો થવાનું કારણ દૂર થાય છે અને ઝાડો બંધ થાય છે. તેવાજ હેતુથી અગાઉ કોલેરાની શરૂઆતમાં એરંડીઆનો જુલાબ આપવાનો રીવાજ હતો. ઝાડો થવાનું કારણ—કાંઈ અજીર્ણ કરે એવી ચીજ પેટમાં લેવાણી છે એવા હેતુથી આ નિયમ દાખલ કરવામાં આવ્યો હતો પણ હાલમાં બહુ મતે એમ નકી થયું છે કે કોલેરાની શરૂઆતમાં અફીણ સાથે સ્તંભન તથા ઉષ્ણ દવાઓ આપવી અને એરંડીઆનો જુલાબ આપવો નહિ. પેટ ચુંક, ગુલ્મ, વાયુ વિગેરેના દરદમાં એ-

રેંડીઆ તેલનો જુલાબ અપાય છે તેમજ જળોદરે અને બીજા ઉદર રોગની અંદર એરંડ મૂળનો ક્વાથ બીજી યોગ્ય દવાની સાથે દેવામાં આવે છે. તેથી પેટની અંદરની આંક ગળે છે ને પેટ પોચું પડે છે. છોકરાંના પેટમાં કોઈ પણ જાતનો ભાર હોય અને છોકરૂં ગચરા પચરૂં રહેતું હોય ત્યારે એરંડીઆ તેલનો જુલાબ આપવો જોઈએ. બાળકોને પેટ ઉપર એરંડીઉં ચોપડવાથી જુલાબ થાય છે. બાળકોને, સ્ત્રીઓને તથા નાજુક પુરૂષને માટે એરંડીએલ તેલનો જુલાબ ઉત્તમ છે અને તેટલા માટે સાધારણ રીતે તે હરેક ઘરમાં રાખવામાં આવે છે. શોધક તરીકે જૂદી જૂદી જાતના ત્વક્‌દોષ ઉપર તેલને બદલે મૂળીઆં વપરાય છે. તેના મૂળનો ક્વાથ વાત રક્ત, શરીરમાં રહેતી ખોટી ગરમી, કુષ્ટ અને બીજા જીર્ણ ત્વક્‌દોષમાં આપવા કહેલ છે. એરંડીઉં તેલ ગળોના રસમાં પીવાથી લોહી સુધરે છે અને તેથી વાતરક્ત વિગેરે જીર્ણ ત્વક્‌દોષમાં સારો ફાયદો દેખાય છે.

એરંડાના ઝાડને વાતારિ એવું નામ આપવામાં આવ્યું છે અને તે વાયુ ઉપર અકસીર દવા છે. ગમે તે વાત જન્યરોગ ઉપર તેનો ક્વાથ કરી આપવાથી ફાયદો થાય છે. વાયુને લીધે ઘણું કસીને જકડાઈ જવું, શૂળ, અને સોજો એ ત્રણે વાનાં થાય છે. આ ત્રણે વાનાં એરંડાના સેવથી દબાય છે. એરંડાના મૂળનો ક્વાથ બીજી યોગ્ય ઉષ્ણ દવા સાથે આપવાથી કટીશૂળ, પાર્શ્વશૂળ, રાંઝણ વિગેરે બેસે છે. એરંડીની ઉપલી ફોતરી ઉતારી લુબ્દી કરી દૂધ અને પાણીની અંદર ઉકાળી કટીશૂળ, ગૃધ્રસી વિગેરે વાત વ્યાધિ ઉપર અપાય છે. જે વાત વ્યાધિ ખાસ મગજના ફેરફારથી થાય છે, અને જેમાં કંપ, મતિ ભ્રમ, વિગેરે ચિન્હો થઈ આવે છે તેમાં એરંડો કામ કરતો નથી પણ જે જાતના વાત વ્યાધિમાં શૂળ, સોજો ને જકડાઈ જવું એ ત્રણે ચિન્હો પ્રાધાન્ય રૂપે રહેલાં છે તેમાં એરંડો ઉપયોગી છે. આગલી જાતના વાત વ્યાધિમાં ખાસ મગજને પુષ્ટિ આપનારી દવાની જરૂર છે. બીજી જાતના વ્યાધિ જેને પણ વાત વ્યાધિમાં ગણવામાં આવ્યા છે તેમાં શોધક અને સારક દવાની જરૂર છે. ખરૂં જોતાં આ વ્યાધિમાં લોહી દુશીત થએલું હોય છે અને લોહીની અંદર એક જાતનો ચીકટ [1]પદાર્થ ભળેલો હોય છે. કેટલીક

૧ આ પદાર્થને લેકટીક એસીડ કહે છે.

વખતે એરંડ મૂળના કવાથમાં યવક્ષાર નાખવામાં આવે છે. જ્યારે વાથી કમર રહી જાય છે તથા દરદી વાંકો દેખાય છે ત્યારે શોધક પૌષ્ટિક દવાની સાથે એરંડ મૂળનું ચૂર્ણ આપવાથી દરદીની કમર જલદી છૂટે છે. સંધિવા, નજળો વિગેરે દરદોમાં તે ફાયદો કરે છે અને તેમાં તેના મૂળ અને તેલ એ બન્ને વપરાય છે. સશૂળ આમ વાતની અંદર એરંડ મૂળનો કવાથ અત્યંત ઉપયોગી છે. આમવાતની અંદર તેમજ મરડાની અંદર લોહી પડતાં પેટની અંદર સખ્ત શૂળ થાય છે ત્યારે થોડી સુંઠ લઈ તેને ખાંડી એરડાના રસની અંદર ઘુંટી તેનો ગોળો કરી તે ગોળાને એરડાના પાનની અંદર વીંટી પૂટપાકની અંદર પકવી તે પુટપાકનો સ્વરસ પીવાથી મરડો જલદી બેસી જાય છે, જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે, અને પેટની સખ્ત શૂળ બેસે છે. ક્રોષ્ટુ શીર્ષ ઉર્ફે જાનવો વા જેની અંદર ગોઠણમાં સખ્ત સોજો થાય છે, અને દરદીને ઘણી પીડા થાય છે ત્યારે દશ મૂળની સાથે એરંડ મૂળ આપવાથી દરદીને આરામ જણાય છે. સૂતિકા સ્ત્રિને જણ્યા પછી કેટલીક વખતે સખ્ત શૂળ ઉપડે છે તે દશ મૂળને એરંડાના કવાથથી એકદમ બેસી જાય છે. સૂતિકા સ્ત્રીના શરીરમાં હમેશાં વાયુનો પ્રકોપ હોય છે ને તેથી તેના વ્યાધિમાં એરડો ઉપયોગી છે. એરડાના પાન ઉપર તેલ ચોપડી વરાળીઆં કરી સોજા ઉપર બાંધવાથી સોજો હલકો પડે છે. ભારેવગી સ્ત્રીનાં જ્યારે સ્તન પાકે છે ત્યારે તેમજ છોકરૂં ધાવતું હોય ત્યારે સ્તન પાકે તો એરડાના પાન સ્તન ઉપર મૂકવાથી સોજો હલકો પડે છે તેમજ દૂધ ઝરતુ બંધ થાય છે. એરડાના પાનને પાણીમાં ઉકાળી તે પાણીવડે શેકવાથી તેવોજ ફાયદો થાય છે. વાતાભિષ્યંદની અંદર જ્યારે આંખના પાંપણ ઉપર સોજો ચડે છે ત્યારે એરડાનું પાન નવશેકું કરી આંખ ઉપર બાંધવાથી સોજો ઉતરે છે અને ખટકો બેસે છે. એરંડ તેલ અને ગુગળ એ બન્ને સાથે મેળવી ગૌમૂત્ર સાથે પીવાથી અંડ વૃદ્ધિમાં સારો ફાયદો થાય છે. પ્રમેહ પછી વૃષણનો જે વરમ થાય છે અને વૃષણ સોજી આવી દુખાવો કરે છે ત્યારે એરંડાનું પાન તેલવાળું અને નવશેકું કરી બાંધવાથી તેમજ એરંડીએલ તેલ અને ગુગળ ગૌમૂત્ર સાથે પીવાથી પીડા પાર પામે છે. એરડાના બીજને એરંડી કહે છે. એરડીનાં બીજ કાઢી ખાંડી તેની લોપરી કરી મૂકવાથી પાક જલદીથી થાય છે. આ લોપરીમાં વખતે ઘઉંનો લોટ પણ મેળવવા-

માં આવે છે. જે સ્ત્રીઓને અટકાવ ઘણો ઓછો આવતો હોય અને ઋતુમાં અનિયમિત પણું દેખાતું હોય તેને એરંડીઓલ તેલના જુલાબ ફાયદાકારક છે. એરંડીઓલ તેલ વ્રણ રોપણ છે. તે લગાડવાથી ઘારાં રૂઝાય છે. ઘણા જીર્ણ રોગમાં જ્યારે ખાટલે પડી રહેવાથી ભાઠાં પડેછે ત્યારે એરંડીઓલ તેલ ચોપડવાથી તરત રૂઝ આવે છે. વાળા ઉપર એરંડો ઘણી રીતે વપરાય છે. જ્યારે જંતુ બહાર નીકળે છે ત્યારે એરંડીઓલ તેલનાં પોતાં મૂકવાથી તે જલદીથી સૂકાઇ જતો નથી અને ધીરે ધીરે બહાર નીકળી આવે છે. વાળાને લીધે થએલા સોજાપર એરંડાના પાન મૂકાય છે તેમજ વાળો નીકળી ગયા પછી તેનો રહેલ સોજો પોચો પાડવાને માટે એરંડીઓલ તેલ ચોપડાય છે.

માત્રાઃ—મૂળનું ચૂર્ણ પાવલાથી અર્ધાભાર, તેલ ૨ રૂપિઆભાર, બે વર્ષની અંદરના બાળકને તેલની માત્રા બે આનીથી પાવલાભાર, બેથી પાંચ વર્ષના બાળકને પાવલાથી અર્ધા ભાર, પાંચ વર્ષની ઉપરના બાળકને એક રૂપિઆભાર.

## એળચી.

વર્ણનઃ—એળચી આપણે ત્યાં ઘણી જાતની આવે છે, કાગદી, મલબારી અને ધોએલી એ ત્રણ મુખ્ય છે. તે શિવાય મોટા એળચા પણ આવે છે. ખાવાને માટે મુખ્યત્વે કરીને કાગદી અને મલબારી એલચી વપરાય છે. ધોએલી એલચી સ્વાદે એટલી સારી લાગતી નથી. એલચી આ દેશમાં મુખવાસની મુખ્ય ચીજ છે. તે પોતાની સુગંધી તથા સ્વાદને માટે પાકમાં પડે છે.

બનાવટઃ—૧ એલાદિ ચૂર્ણ.

૧ એલાદિ ચૂર્ણ=એલચી ૫ ભાગ, મોથ ૪ ભાગ, પીપર ૩ ભાગ, રાલ, રતાંજળી ને લવીંગ દરેક બબે ભાગ અને નાગકેશર ૧ ભાગ, આ બધાંનું ચૂર્ણ કરવું.

ગુણઃ—શીતળ.

ઉપયોગઃ—એલચી બહુ જમેલા દરદીને ખવરાવવાથી અછોછીને મોળ મટે છે અને ખસૂસ કરીને દૂધના ખોરાક ઉપર તે ખાવી વધારે યોગ્ય છે. તેથી ખાધેલા ખોરાકનું જલદીથી પાચન થાય છે. તે ચાવવાથી મુખની શુદ્ધિ થાય છે. તે ઠંડી છે ને ગરમીને લીધે થએલી ઉધરસમાં ફા-

પેદા કરે છે તથા ગરમ ચીજને લીધે સાદ બેસી ગયો હોય તો એલચી, ચણકબાબ તથા સાકર મોઢામાં રાખવાથી સાદ ઉઘડે છે. તેથી લોહી સુધરે છે ને લોહીની ગરમી હલકી પડે છે. એળચી ખાવાથી પેટ ચુંક, આફરો વિગેરે બેસી જાય છે. એલાદિ ચૂર્ણ ઉલટી દબાવવાને માટે ઘણું કામનું છે. સીતોપલાદિ, ત્રિજાતક તેમજ ચાતુરજાતક ચૂર્ણની અંદર એલચી આવે છે. બહાર લગાડવામાં તે ઠંડી છે. તે દશાંગ લેપની અંદર પડે છે. એળચી આંખને બહુ ગુણકારી છે અને ઘણા ખરા સુરમામાં તે મેળવવામાં આવે છે. તેથી આંખે ચડેલી ગરમી ઉતરે છે અને ઠંડક થાય છે.

માત્રાઃ—એલાદિ ચૂર્ણ ૨ થી ૪ વાલ.

## એળીઓ.

વર્ણનઃ—એળીઓ એ કુંવરનો સૂકાઇ ગએલો રસ છે. આપણા દેશમાં એળીઓ કરવાની કૃતિ નથી. તે આફ્રિકા અને અર્બસ્તાન તરફથી આપણા દેશમાં આવેછે. કાઠિયાવાડની અંદર જાફરાબાદના સીદી લોકો એળીઓ બનાવે છે પણ આ દેશની ગરજ પૂરી પાડે એટલો એળીયો બનતો નથી. ભોંયની અંદર ખાડો ખોદી તેમાં ચામડું પાથરી તે ખાડાના કાંઠા ઉપર કુંવારના કાપેલાં બફરાં મૂકવામાં આવે છે ને તેમાંથી રસ ઝરી ઝરીને નીચે પડે છે તે એળીઓ કહેવાય છે. તાજો એળીઓ ઝગ ઝગતો પીળા રંગનો હોવો જોઇએ પણ ચામડાના પાસને લીધે તેમજ તેમાં કેટલીક રજતજ પાડવાથી તથા ઝાઝે ઠેકાણે ફરવાથી કરીને તે કાળો પડી જાય છે.

બનાવટઃ—૧ કન્યા લોહાદિ ગુટિકા ૨ એળીઆની ગોળી ૩ હીરાબોળ અને એળીઆની ગોળી.

૧ કન્યા લોહાદિ ગુટિકા=એળીઓ ૧૦ તોલા, હિરાકસી ૭ાા તોલા, તજ ૫ તોલા, એળચી ૫ તોલા, સુંઠ ૫ તોલા ને ગુળકંદ ૨૦ તોલા, એની બબે વાલની ગોળી કરવી.

૨ એળીઆની ગોળી=એળીઓ ૧ તોલો, કુંબાવેલ ઝેર કોચલું બેઆનીભાર, તજ ૧ તોલો, કલંબો ૧ તોલો, ને કડુ ૨ તોલા એ સઘળાંનું ચૂર્ણ કરી તેને બીજોરાંના રસમાં ઘુંટી બબે વાલની ગોળી કરવી.

૩ હીરાબોળ અને એળીઆની ગોળી=એળીઓ ૧૦ તોલા, હીરા-

બોળ ૫ તોલા, કેસર ૨॥ તોલા ને ગુલકંદ ૧૨॥ તોલા તેની પણ બબે વાલની ગોળી કરવી.

ગુણઃ—રેચક તથા ઋતુ લાવનાર.

ઉપયોગઃ—બંધ કુષ્ટવાળા દરદીને એળીઓ ઝાડો સાફ લાવવાને માટે પેહેલા નંબરની દવા છે. દરરોજ અગર એક બે દિવસને આંતરે અગર જેમ અનુકુળ પડે તેમ રાત્રે સુતી વખતે એળીઆની ગોળી લેવાથી સવારે એક અગર બે ઝાડા સાફ આવેછે. જ્યારે દરદીની જઠરાગ્નિ મંદ થઈ ગએલી હોયછે અને ઝાડે અનિયમિત રીતે જવું પડેછે ત્યારે એળીઆની સાથે દીપન પદાર્થ લેવાથી સારો ફાયદો થાયછે. ઉપર બતાવેલી એળીઆની ગોળીમાં દીપન દવાઓ નાખવામાં આવીછે તેથી તે ખસૂસ કરીને જઠરાગ્નિ પ્રદિપ્ત કરતાં અજીર્ણમાં ફાયદો કરેછે. સૂતિકા સ્રીને ઝાડો કબજ થવાથી ઉન્માદ અને ખેંચતાણ થાયછે ત્યારે તે દરદ ઉપરની યોગ્ય દવાની સાથે એળીઓ પણ મેળવવામાં આવેછે; અને જ્યારે ઝાડો સાફ આવેછે ત્યારેજ તે સ્રીનું ખેંચ તાણ હલકું પડેછે. હિસ્ટિરિયાવાળા દરદીને પણ એળીઓ આપવો ઉત્તમ છે. એને પણ વખતો વખત ઝાડો કબજ થાયછે જેથી એળીઆની યોજના યોગ્ય છે. હિસ્ટિરિયામાં એળીઆની સાથે હીંગ મેળવવી વધારે ગુણકારી છે. એળીઆનો રેચ સાધારણ રીતે પિત્તનો સ્રાવ કરનારછે અને તેથી પિતના પ્રકોપને લીધે જે જે દરદો થાયછે તે તમામ દરદોમાં એળીઆનો રેચ ઉપયોગી છે. કમળો, હલીમક, અને યકૃતોદરની અંદર એળીઆનો રેચ એકાંત્રે આપવો જોઇએ. તે શિવાય આંતરડાંના જંતુને પણ તે કાઢેછે. એળીઓ પેટ ચુંક બેસાડેછે ને તેટલા માટે ડેકામાળીને એળીઆ સાથે વાટી પેટ ઉપર ચોપડાયછે. અજીર્ણને લીધે માથું દુખેછે તેમજ કેટલાક દરદીને અમૂક મૂદતે માથું ચડી આવેછે ત્યારે એળીઆનો રેચ લેવો ઉપયોગી છે. અર્શમાંથી લોહી પડતું જ્યારે બંધ થાયછે અગર સ્રીઓને અટકાવ ચડી જાયછે ત્યારે માથાનો ને કમરનો દુખાવો થાયછે. એળીઆના ઉપયોગથી દુખાવો હલકો પડેછે ને રજો દર્શપુનઃદેખાય છે. અનાર્તવ અથવા સ્રીઓને જ્યારે અટકાવ મોડો મોડો આવેછે અગર મુદતસર નહિ આવવાને બદલે બબે ત્રણ ત્રણ મહિને દેખાયછે તેવી સ્રીઓને એળીઓ ઘણો ઉપયોગી છે. આ અનિયમિત ઋતુદોષ સુધારવાને માટે

હીરાબોળ અને એળીઆની ગોળી વધારે માફક આવેછે. જ્યારે સ્ત્રી અત્યંત કમકૌવત હોય અગર પાંડુ રોગથી બીમાર હોય અને તેથી ઋતુ સ્રાવ અનિયમિતને ઘણી મુદતે આવતો હોય ત્યારે કન્યા લોહાદિ ગુટિકા આપવી સારી છે. જીર્ણ શીળસ અને વિચર્ચિકાના રોગમાં એળીઆનો જુલાબ આપવો બીજા કરતાં વધારે સારોછે. ભાઠાં અને ઘારાંની અંદર એળીઆનો મલમ કરી લગાડવાથી રૂઝ તરત આવેછે. એળીઓ વાપરવાથી અર્શવાળા દરદીને ફાયદો થાયછે પણ ત્યારે એળીઓ ફક્ત સારક તરીકેજ આપવો જોઇએ. રેચ લાગે એવી મોટી માત્રા આપવાથી કોઈ પણ જાતનો ફાયદો થતો નથી. ઘણા દિવસ સુધી એળીઓ વાપરતાં સાવચેતી રાખવી જોઇએ. તેથી વખતે મરડો ને અર્શ થઈ આવેછે ને પુંઠ બળેછે. એળીઓ ગર્ભવંતી સ્ત્રીઓને આપતાં ઘણો વિચાર રાખવો જોઇએ. બને ત્યાં સુધી ઝાડો સાફ લાવવાને માટે ગર્ભિણી સ્ત્રીને એળીઓ ન આપવો એ ઉચિત છે. તેનામાં ઋતુ લાવવાનો ગુણ છે અને તેથી વખતે ગર્ભપાત થવા સંભવછે; માટે એરંડીઆ તેલ જેવી કોઈ સારક ચીજ આપવી જોઇએ. પીડિતાર્તવ, અત્યાર્તવ તેમજ સ્નાતા સ્ત્રીને પણ એળીઓ આપવા પ્રતિબંધ છે.

માત્રાઃ—એળીઓ ૧ થી ૩ રતી, કન્યા લોહાદિ ગુટિકા ૨ વાલ, હીરાબોળ અને એળીઆની ગોળી ૨ વાલ. એળીઆની ગોળી ૨ વાલ.

## અંકોલ.

વર્ણનઃ—અંકોલનું ઝાડ કરેણના જેવડું થાય છે અને તેનાં પાન પણ કરેણના પાનને મળતાં છે. ફક્ત તેનું થડ કરેણના કરતાં વધારે જાડું હોય છે. ઔષધમાં તેના મૂળની છાલ અને આખું મૂળીઉં કામ આવે છે.

ગુણઃ—શોધક, વાંતિકર અને સ્વેદળ.

ઉપયોગઃ—અંકોલ લોહી વિકારમાં ઘણું સારૂં કામ કરે છે. ઉપદંશ, વાતરક્ત, ને ઉંદરના ઝેરથી બગડેલા લોહીને તે સુધારે છે. તેના લાકડાને ઘસી તેનો રસ પીવાથી ઉંદરના ઝેરનો નાશ થાય છે. ઉંદરના ઝેરથી લાલ ચાંદાં ઉપડ્યાં હોય તેમાં તથા તેથી થતા હાથ પગના દાહમાં તથા સખ્ત ચસકામાં અંકોલ સારૂં કામ કરે છે. ઉંદરના ઝેરથી જે ઘારાં પડ્યાં હોય તે ઘારાં રૂઝવવાને આ દવા ઘણી અકસીર છે. ઉંદરવાનાં ઘારાં વાતરક્તને મળતાં છે અને ઉંદરવામાં દરદીનું સ્વરૂપ પણ વાતરક્ત વાળા દર-

દીને મળતુ આવે છે, જેમાં અંકોલનું લાકડું ઘસીને પીવાથી ફાયદો થાય છે. બીજી શોધક ચીજ સાથે તે ક્વાથમાં પડે છે. ઉંદરવામાં થએલું સજા ઘારૂં અંકોલનું લાકડું પાણીમાં ઘસી ચોપડવાથી રૂઝાઈ જાય છે. એજ પ્રમાણે બીજાં કેટલાંક ઝેરી પ્રાણીના ડંખ ઉપર પણ તે કામ લાગે છે. વાતરક્ત અને ત્વક્દોષની અંદર તેની શોધક અસર ઘણીજ સરસ છે. ઉલટી કરાવવાને માટે તેની પાવલાભાર માત્રા અપાય છે. તેની છાલ સ્વાદે કડવી છે ને ઘણી ઓછી માત્રામાં લેવાથી પસીનો આવે છે. ત્વક્દોષમાં તેની શોધક અસર આકડાને મળતી છે. તેનાં પાન નવશેકાં કરી બાંધવાથી વાતજન્ય શોફ ઉતરી જાય છે.

માત્રા:—ઉલટી કરાવવાને માટે તેનું ચૂર્ણ પાવલાભાર, સ્વેદળ તરીકે ૧ થી ૨ વાલ, શોધક તરીકે ૧ રતીથી ૧ વાલ.

## કચોરો.

વર્ણન:—કચોરો એ હળદરની જાતનો પદાર્થ છે અને તેની અંદર સારી સુગંધી ખુશબો રહેલી છે. તેના ગોળ ભુંખરા રંગના કટકા આવે છે. તેની સુગંધી કપૂરને મળતી છે.

ગુણ:—શોધક.

ઉપયોગ:—જ્વરની અંદર તે અપાય છે, તેમજ લોહી વિકારને લીધે થએલા ત્વક્દોષની અંદર તે ઉપયોગી છે. બીજી યોગ્ય દવા સાથે તે ક્વાથમાં પડે છે તેમજ કેટલાક તેલમાં પણ તે આવે છે, કુષ્ટ, શીળસ, અપચી, ગળગંડ વિગેરેમાં તે ઉપયોગી છે.

માત્રા:—પાવલાથી અર્ધાભાર.

## કડવીનઈ.

વર્ણન:—ઓષધમાં કડવીનઈની ગાંઠ વપરાય છે. એની ગાંઠ જાડી ગોળ અને નીચે અણીઆળી હોય છે; તેનો દેખાવ ઉપરથી ડોંડા વાળો હોય છે. તેનો વેલો બહુ પાતળો હોય છે અને તે અમથી પડી હોય તો પણ તેમાંથી કોંટા ફૂટ્યા કરે છે.

ગુણ:—કટુ પૌષ્ટિક અને શોથઘ્ન.

ઉપયોગ:—કડવીનઈની ગાંઠ પાવાથી ઝીણો ઝીણો તાવ હોય તે ઉતરી જાયછે. હાથ પગના દાહમાં તે ચોપડાયછે અને કોઈ પણ જાતની

ક્ષીણતાથી જ્યારે હાથે પગે શોફ થઈ આવેછે ત્યારે તે ચોપડવાથી શોફ ઉતરે છે.

માત્રાઃ—બેઆનીથી પાવલાભાર.

## કડાછાલ.

વર્ણનઃ—કડાછાલ ઇન્દ્રજવના ઝાડની છાલ છે. કાળો કડો જે-માંથી કડવો ઇન્દ્રજવ નીકળેછે તેની આ છાલ છે. દુધલાની છાલ દવામાં વપરાતી નથી. તેની છાલ જાડી ગુલ્હા લાલ રંગની ને ઘણી હલકી થાયછે. તે સ્વાદે ઘણી કડવી હોયછે ને ચાવવાથી જીભ રાતી થતી નથી.

બનાવટઃ—૧ ઘન ૨ કુટજા વલેહ ૩ કુટજારિષ્ટ ૪ ઘન મિશ્રિત ક્વીનાઇનની ગોળી ૫ કુટજાષ્ટક ૬ કુટજ પુટપાક ૭ કુટજાદિ ચૂર્ણ.

૧ ઘન=૪૦૦ તોલા કડાછાલને અધ કચરી ખાંડી તેમાં ૪૦૯૬ તોલા પાણી નાખી ઉકાળવું. ૧૦૨૪ તોલા પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લેવું. ને ફરી તેને ઉકાળતાં ઘાટું થાય ત્યારે ઉતારી લેવું. જે તૈયાર થાય તેનું નામ ઘન.

૨ કુટજા વલેહ=૪૦૦ તોલા કડાછાલ લઇ તેને અધ કચરી ખાંડી ૧૦૨૪ તોલા પાણીમાં નાખી ઉકાળવી. ચોથો ભાગ બાકી રહે ત્યારે તેની અંદર ૧૨૦ તોલા ગોળ નાખવો ને ફરી તે ઉકાળવું. ઘાટું થાય ત્યારે તેમાં નીચે મુજબ ચીજો નાખવી. રસાંજન, મોચરસ સુંઠ, મરી, પીપર, હરડાં, બેહેડાં, આંમળાં, રીસામણી, ચીત્રો, કાળીપાટ, કુણાં કુણાં બોલાં, ઇન્દ્ર-જવ, ભીલામો, અતિ વિષ, વાવડીંગ, વાળો. એ દરેક ઓષધના ચચાર તોલા લઈ તેમનું ચૂર્ણ કરી નાખવું અને તેની અંદર એક [1]કુડવ ઘી નાખી થીજવવું. જ્યારે ઠરે ત્યારે તેની અંદર એક કુડવ મધ નાખવું. જે તૈયાર થાય તેનું નામ કુટજા વલેહ.

૩ કુટજા રિષ્ટ=૪૦૦ તોલા કડાછાલનું ચૂર્ણ લઈ ૨૦૦ તોલા તેમાં દ્રાક્ષ નાખી તેની અંદર ચાળીસ ચાળીસ તોલા મોડાંનાં ફુલ અને શીવણના ફુલ નાખવાં, અને તેને ૪૦૯૬ તોલા પાણીમાં નાખી ઉકાળવાં. ૧૦૨૪ તોલા પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લઈ તેમાં ૮૦ તોલા ધાવડી-નાં ફૂલ તથા ૪૦૦ તોલા ગોળ નાખવો; પછી એક માટીના ઠામમાં નાખી

---

[1] કુડવ=ચાર આંગળ લાંબું ચાર પોહોળું અને ચાર ઉંડું એવું પ્રવાહિ ભરવાનું જે પાત્ર તેને કુડવ કહે છે.

મોઢું બંધ કરી એક માસ સુધી રાખી મૂકવું. જે તૈયાર થાય તેનું નામ કુટજારિષ્ટ.

૪ ઘન મિશ્રિત [1]ક્વીનાઈનની ગોળી=ક્વીનાઈન અને ઘન સમભાગે મેળવી તેની વાલ વાલની ગોળી કરવી.

૫ કુટજાષ્ટક=કડાછાલ, અતિવિષની કળી પાટ, ધાવડીનાં ફૂલ, લોદર, નાગરમોથ, કાળો વાળો, આ આઠે ઓસડો સમભાગ લઇ તેનો રીતસર કાઢો કરવો.

૬ કુટજ પુટપાક=કડાછાલને બારીક ખાંડી ચોખાના ધોણમાં વાટી ગોળો કરવો ને તે ગોળાને જાંબુના પાનમાં વીંટી માથે બે આંગળ ઘઉંના લોટનો લેપ કરવો; ને તે ઉપર માટીનો લેપ કરવો, ઉપલી માટી પાકી લાલ થાય ત્યાં સુધી તેને તાપ આપવો. પછી માટી તથા પાન એસવી તે ગોળાને નીચોવી તેમાંથી રસ કાઢી લેવો.

૭ કુટજાદિ ચૂર્ણ=કાળીપાટ, ચીત્રો, સુંઠ, મરી, પીપર, જાંબુની છાલ, દાડમની પાડ, ધાવડીનાં ફૂલ, કડુ, અતિવિષ, મોથ, દારૂ હળદર, કરીઆતુ, ઇન્દ્રજવ એ બધાં સમભાગે લઇ તે બધાંની બરાબર કડાછાલ લેવી, અને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

ગુણ:—ગ્રાહી, જ્વરઘ્ન, શીતળ તથા પિત્તશામક.

ઉપયોગ:—અતિસાર, રક્તાતિસાર, પિત્તાતિસાર અને આમાતિસાર ઉપર આ દવા ઘણી સરસ છે. ઝાડાના મરજમાં તે જૂદી જૂદી રીતે વપરાય છે. ક્વાથ, અવલેહ, પુટપાક, ચૂર્ણ વિગેરેમાં તે અપાય છે. તે શિવાય ઝાડામાં બીજાં કેટલાંક ચૂર્ણ આપવામાં આવે છે જેની અંદર કડાછાલ હોય છે. ઝાડાની અંદર જ્યારે સખ્ત મરડો આવે છે તથા લોહી પડે છે ત્યારે કડાછાલ ઘણી ઉપયોગી છે. ગમે તેવો સખ્ત રક્તાતિસાર હોય તથા ગમે તેવી સખ્ત આંકડી આવતી હોય તોપણ કડાછાલ બેસાડી દેછે. મરડાંમાં તથા રક્તાતિસારમાં કડાછાલની બરોબરી કરી શકે એવું બીજું એક આર્ય ઔષધ નથી. ઇંગ્રેજી દવામાં આઇ પીકે [2]કયુ એન હા નામની

---

૧ ક્વીનાઇન એ ઇંગ્રેજી બનાવટની દવાછે અને તે સિન્કોનાના છોડી આમાંથી કાઢવામાં આવેછે. તે વિષમ જ્વર ઉપર ઘણીજ અકસીર દવાછે.

૨ એ નામની એક ઇંગ્રેજી દવા છે જે રક્તાતિસાર ઉપર અકસીર ગણાય છે.

દવા જે સખ્ત અને તીક્ષ્ણ રકતાતિસાર ઉપર ઘણી ઉપયોગીછે તેની બરાબરી કડાછાલ કરી શકે છે. પુટપાક અને અવલેહ એ બન્ને બનાવટો ઘણી જલદીથી અસર કરે છે અને તેથી તીક્ષ્ણ મરડામાં ઘણી ઉપયોગી છે. તેનું ચૂર્ણ તથા કાઢો જ્યારે દરદનું બહુ જોર ન હોય ત્યારે વપરાય છે; તથા કુટજારિષ્ટ જીર્ણ રોગમાં ઘણું સરસ છે, અર્શ અને રક્ત પિત્તમાં પણ કડાછાલ તેવીજ રીતે ફાયદો કરે છે. કુટજા વલેહ લેવાથી અર્શના દરદીનું લોહી પડવું બંધ થાય છે, તથા અગ્નિ પ્રદિપ્ત થાય છે, તેમજ તે ગરમ પણ પડતુ નથી. બીજા દરદોમાં જ્યારે ઝાડો થઇ આવે છે ત્યારે તેની યોગ્ય ચિકિત્સા કરતાં તેની સાથે કડાછાલ પડે છે. વૃદ્ધ ગંગાધર ચૂર્ણ જે દેશી ઓષધોમાં સ્તંભન તરીકે પ્રશસ્ત છે તે પણ કડાછાલ અને બીજા સ્તંભન પદાર્થોની બનાવટ છે. (મોચરસ જુઓ). રક્તપિત્તમાં તે રકતસ્ત્રાવને દબાવતાં પિત્તાધિક્ય દોષનું શમન કરે છે. અર્શ ઉપર કડાછાલની ખાસ અસર છે; તેથી લોહી પડતું બંધ થાય છે, શરીરમાં કૌવત આવે છે, શરીર પીળું મટે છે, ને ડોળાની ફીકાશ પણ ઓછી થાય છે,

જ્વરઘ્ન તરીકે કડાછાલ વિશમ જ્વરમાં ઘણો સારો ઉપાય છે. તરીઆ, એકાંતરીઆ, રોજીઆ અને સઘળા મુદતે આવનારા તાવમાં તે ખસૂસ ઉપયોગી છે, તેમજ પિત્તજ્વર તથા બીજા સાદા તાવમાં તે વપરાય છે. જ્વરઘ્ન તરીકે ઘન તેની બીજી બનાવટો કરતાં વધારે કામ કરે છે. ઇંગ્રેજી દવા કવીનાઇનથી આ જરાક ઉતરતું છે અને ક્વીનાઇન અને કડાછાલ એ બન્નેનું મિશ્રણ કરવાથી તેની અસરમાં વધારો થાય છે. વિશમજ્વરમાં જ્યારે કવીનાઇન એકલું અગર ઘન એકલું કામ નથી કરતુ ત્યારે આ ઘન મિશ્રિત કવીનાઇનની ગોળી ઘણી અકસીર અસર બતાવે છે. વિશમજ્વરમાં પિત્તાધિક્ય દોષ વિશેષ હોય છે અને કેટલીક વખતે નાજુક બાંધાના દરદીને ક્વીનાઇન ગરમ પડે છે. જે વિષમ જ્વરમાં વાતદોષ પ્રાધાન્ય છે ત્યાં એકલી કડાછાલ આપવાથી તે દોષમાં વૃદ્ધિ થાય છે; જેથી ક્વીનાઇન તેની સાથે મેળવવાથી તેનું દૂષણ ટળે છે; જેથી વાતાધિક્ય અને પિત્તાધિક્ય વિષમ જ્વરમાં ઘન મિશ્રિત ક્વીનાઇનની ગોળી લેવી જોઇએ. કફ દોષ પ્રાધાન્યવાળા વિષમ જ્વરમાં એકલી કડાછાલ એકલું ક્વીનાઇન અગર તે બન્ને ભેળાં વાપરો તોપણ

હરકત નથી, તોપણ તે સાથે કફહર પદાર્થ નાખવાથી સારૂં પરિણામ નીકળી આવે છે.

કડાછાલ કૃમિ ઉપર ઘણી સારી દવા છે. કૃમિ કુઠાર નામની બનાવટ જે કપૂરના વિષયમાં આપી છે તેમાં કડાછાલ આવે છે. કડાછાલનો ગુણ કૃમિ કાઢવાના કરતાં તેને નહિ ઉત્પન્ન થવા દેવાનો વધારે છે, કડાછાલનો સ્વરસ મધ સાથે લેવાથી કમળામાં અને પ્રમેહમાં ફાયદો થાય છે. પ્રદરની અંદર લોહની સાથે કડાછાલ ખવાય છે પ્રદરારિ લોહમાં ઘન આવે છે અને તે અત્યાર્તવ અને પ્રદરમાં ફાયદો કરે છે. તેમાં કટુ પૌષ્ટિક અસર સારી પેઠે રહેલી છે.

માત્રાઃ—ઘન ૧ થી ૨ વાલ, ઘન મિશ્રિત ક્વીનાઈનની ગોળી ૧ થી ૨ વાલ, અવલેહ પાવલાથી અર્ધાભાર, અરિષ્ટ ૨ થી ૫ તોલા, પુટપાક ૨ તોલા, કુટજાષ્ટક તથા કુટજાદિ ચૂર્ણ પાવલાભાર.

## કડુ

વર્ણનઃ—કડુ આપણા દેશમાં ઘણી સાધારણ દવા છે. ઔષધમાં તેનાં મૂળીઆં વપરાયછે. તે બજારમાં તૈયાર મળેછે. તેના લાંબા એક બે ઈંચના કટકા આવેછે અને તેની બાજુપર હળદરની પેઠે ખાડા હોયછે, જે તેનાં મૂળના તાંતણાંની નીશાની છે. તે સ્વાદે ઘણું કડવું છે.

બનાવટઃ—૧ ભર્જીત ૨ કટુકી ચુર્ણ.

૧ ભર્જીત=કડુને લોઢી ઉપર શેકી જ્યારે તે બળી જાય ત્યારે તેનો ભૂકો કરવો.

૨ કટુકી ચૂર્ણ=કડુ, વજ, હીમજ ને ચીત્રો સમભાગે લઈ ખાંડી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

ગુણઃ—સારક, પાચન અને જ્વરઘ્ન.

ઉપયોગઃ—કડુ જ્વરઘ્ન તથા પાચન દીપન તરીકે અપાયછે. તેમાં સારક ગુણ હોવાને લીધે સાદા જ્વર ઉપર બહુ ઉપયોગી છે. સેહેજ સાજ જ્વરમાં અજીર્ણનો ભાવ હોય છે અને બાળકોને જે સાદો તાવ આવેછે તેનું મૂખ્ય કારણ પેટમાં કાંઈ પણ ભાર હોવાનું હોયછે. કડુની ભર્જીત નામની બનાવટ ઉના પાણી સાથે આપવાથી એક બે ઝાડા સાફ આવેછે ને જ્વર હલકો પડેછે. બાળકોના સાદા જ્વરમાં આ ભર્જીત ઘણુંજ ઉપયોગી છે અને તેટલા માટે તે દરેક વૈદ્યે ઉપયોગમાં લીધા

જેવું છે. બાળકોને સેહેજ સાજ તાવ આવવો એ તેનાં ઘણાંક દરદોનું ચિન્હ છે. સાધારણ રીતે ખાવામાં બાળકોને અનિયમિતપણું થવાનો સંભવ છે અને ધૂળ વિગેરે નુકશાનકારક ચીજો પણ તે ખાયછે. ભર્જીતની વાલ માત્રા મધની સાથે ચટાડવાથી બાળકને એક બે દસ્ત આવેછે, પેટનો દંડુડો પોચો પડેછે, તાવ ઉતરી જાયછે ને થોડીવાર પેહેલાં જે બાળક માંદુ હતુ તે રમવા મંડી જાયછે. મોટા માણસોને પણ કડુ તાવમાં ફાયદો કરેછે. એકાંતરીઆ, તરીઆને રોજીઆ તાવમાં તે અપાયછે. તરીઆ તાવવાળા દરદી તાવ આવવાની પેહેલાં બે કલાક આગળથી એક કટકો કડુનો અને એક કટકો સાકરનો એમ પાંચ સાત કટકા ઉપરા ઉપર ચાવી જાયછે ને કેટલીક વખતે દરદીને તેથી ફાયદો પણ થાયછે. કડુમાં પિત્ત શામક ગુણ હોવાને લીધે તે પિત્ત જ્વરમાં અપાયછે. કડુ, જેઠીમધ, દ્રાક્ષ, લીંબડાની અંતરછાલ એ દરેક અરધો અરધો તોલો લઈ ૩૨ તોલા પાણીમાં નાખી ઉકાળવું ને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તે દરદીને પાઈ દેવું. તેથી જ્વર પાકેછે, મળાવરોધ દૂર થાય છે, ને તાવ ઉતરી જાય છે. આ બનાવટને વૈદ્યોએ કટુકી પાચન એવું નામ આપેલું છે. અજીર્ણની અંદર પણ તે ઉભણુ તથા બીજી વાતહર દવા સાથે આપાય છે. કટુકી ચૂર્ણ ગોમૂત્રની સાથે આપવાથી પેટ ચુંક બેશી જાયછે, અને આફરો મટેછે. મળાવરોધથી થતા તમામ ઉપદ્રવો કડુનું સેવન કરવાથી શાંત થાયછે. આશરે અર્ધા રૂપિઆભાર કડુ, સાકરને ઉના પાણી સાથે લેવાથી હલકો રેચ લાગેછે.

માત્રાઃ—કડુ ૫ા તોલો, ભર્જીત ૦ા તોલો, બાળકને માટે ૧ વાલ. કટુકી ચૂર્ણ ०। તોલો.

## કપીલો

વર્ણનઃ—કપીલો એ એક જાતના ઝાડની ઉઘડતી ફૂલની ટીશીઓ છે. તે શિવાય તે ઝાડ ઉપર કેટલીક ગાંઠો બંધાય છે તે પણ કપીલા તરીકે ઉતારવામાં આવે છે. જે ઝાડ ઉપર કપીલો થાય છે તેનું નામ પુન્નાગ છે. કપીલાનો રાતા રંગનો ભૂકો થાય છે.

બનાવટઃ—૧ કંપીલક ચૂર્ણ.

૧ કંપીલક ચૂર્ણ=કપીલો, વાવડીંગ, સંચળ, જવખાર ને હીમજ એ પાંચે ચીજો સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.

ગુણઃ—કૃમિઘ્ન, રેચક તથા રોપણ,

ઉપયોગ:—કપીલા પેટના કૃમિ ઉપર બહુ ઉપયોગી છે. ચપટા કરમનો તે જલદી નાશ કરે છે. કપીલાનું ચૂર્ણ અરધો તોલા ગોળની સાથે લેવાથી પેટની અંદરના કૃમિ નીકળી જાય છે તેમજ તે ચૂર્ણ છાશની સાથે પણ લેવાય છે. જો કપીલાની મોટી માત્રા લેવામાં આવે તો તેથી રેચ લાગે છે ને પેટમાં સખ્ત ચુંથ થાય છે. એક તોલા કપીલા આપવાથી સખ્ત ચુંથ સાથે રેચ લાગે છે અને ત્રીજે કે ચોથે દહાડે મરેલાં કૃમિ બહાર પડે છે. આવી મોટી માત્રા આપવી યોગ્ય નથી, જેથી તેનું ચૂર્ણ આપવું એ વધારે સારૂં છે.

કપીલા બહાર લગાડવામાં ઠંડો છે. કચકચતાં ધારાં તેમજ વિચર્ચિકા ને વિસ્ફોટક ઉપર કપીલાનો મલમ લગાડવાથી રૂઝ તરત આવે છે. કપીલા અને હીરાદખણ એ બેઉનો સમભાગે ભૂકો ઘીમાં કાલવી પરૂવાળા ભાગ ઉપર ચોપડવાથી તે ભાગ સાફ થાય છે. દાદર, વિચર્ચિકા અને ખીલ ઉપર તે ચોપડાય છે. તે ખસના કીડનો એકદમ નાશ કરે છે અને તે લગાડવાથી ચેળ કમતી થાય છે. તે વૃણ રોપણ છે અને દુષ્ટ વૃણમાં પણ જલદીથી રૂઝ લાવે છે.

માત્રા:—કપીલાની બે આનીથી પાવલા ભાર, કંપીલક ચૂર્ણ ૦॥ તોલા.

## કપૂર.

વર્ણન:—કપૂર બે જાતનો થાયછે. એક પક્વ અને બીજો અપક્વ. આપણે ત્યાં જે સાધારણ કપૂર આવેછે તે પક્વ કપૂર છે ને તે ઘણો હલકો તથા સસતો છે. તેને અગ્નિથી પકવવામાં આવેછે ને તેથી તેને પક્વ કપૂર કહેછે. અપક્વ કપૂર એ એક જાતના ઝાડવાનો રસ છે અને તેને એમને એમ જમાવવામાં આવેછે. જેમ ઝાડ જૂનું અને મોટું તેમ તેના જામેલ કટકા મળી આવેછે. પક્વ કપૂર એ પણ એક જાતનો પાકેલા ઝાડનો રસ છે તોપણ તેનો પાછળથી અગ્નિવડે સંસ્કાર થાયછે. અપક્વ કપૂર એ બહુ ચોખ્ખું ને ઉંચું ગણાયછે અને તેની કિમત ઘણી આકરી હોયછે. અપક્વ કપૂરનો ભાવ સાધારણ રીતે એક રતલના રૂપિઆ ૧૦૦ પડેછે અને સાદા કપૂરના રતલ એકનો રૂપિઆ ૦॥ પડેછે. અપક્વ કપૂરને કેટલાક લોકો બરાસ કપૂર કહેછે ને કેટલાક લોકો ભીમસેની કહેછે. ભીમસેની કપૂરની બનાવટ બીજી કેટલીક વિધિવડે કરીને સા-

ધારણ કપૂરમાંથી કરવામાં આવેછે અને વેદ્યો તેને ભીમસેની કપૂરના નામથી વેચેછે. કેટલાક વેદ્યો આ ભીમસેની કપૂરને બરાસ કપૂરની સાથે મળવી વેચેછે અને તેની મોટી કિમત લેછે. આ જે ઉંચો બરાસ કપૂર થાયછે તે બોર્નીઆના ટાપુમાંથી આવેછે. ઘણામાં ઘણો તો એક ઝાડમાંથી દસ રતલ બરાસ કપૂર નીકળેછે.

કૃતિઃ—ભીમસેની કપૂરઃ—કપૂરના થોડા કટકા લઈ તેને પાણી-વાળા કરી ધ્રો, ચણકબાબ, એળચી, મોથ અને હીમજ એ પાંચે વસ્તુનું સમભાગે ચૂર્ણ કરી તે ચૂર્ણ ત્રાંબાના ત્રાંસમાં પાથરી તે માથે કપૂરના ભીના કટકા મૂકવા. તે ચૂર્ણ ઉપર બીજો એક પીતળનો વાટકો ઉંધો ઢાંકી દેવો. આ વાટકાના મોંની અંદર પેલું ચૂર્ણ ને કપૂરના કટકા આ-વી જવા જોઈએ. ત્રાંસ અને પીતળના વાટકાના કાંઠા જ્યાં અડતા હોય ત્યાં સફેદ ચીકણી માટીને પાણીમાં પલાળી તેની સંધી બંધ કરવી કે જેથી વરાળ ક્યાંયથી પણ નીકળવા પામે નહિ. તે ત્રાંસની નીચે ધીનો દીવો કરવો ને પવન ન લાગે તેવી જગ્યામાં રાખવો. વાટકા ઉપર ટાઢા પાણીમાં બોળેલ કપડું મૂકી રાખવું. જેમ જેમ દીવાનો તાપ તે ત્રાંસને લાગશે તેમ તેમ કપૂર ઉડીને વાટકાને તળે જામી જશે. વાટકો ઉનો થવાને લીધે કરીને કપડું કોરૂં થતું જાય તેમ તેમ તે ઉપર ટાઢું પાણી છાંટતા જવું; એમ આઠ દશ કલાક સૂધી રાખવું. પછી તે ત્રાંસ ઉતારી લઈ ધૂળ ખસેડીને વાટકો લઈ લેવો. વાટકામાં જે કપૂર જામી ગયો હોય તેનું નામ ભીમસેની કપૂર. પછી તેનાં કપોટાં છરી વતે ઉખેડી એક શીશીની અંદર મરીના દાણાની સાથે રાખી મૂકવાં. તે ઉપર ખૂબ તંગ બૂચ મારવું કે જેથી તે ઉડી ન જાય.

બનાવટઃ—૧ અહીફેન કર્પૂરાદિ ગુટિકા ૨ કૃમિ કુઠાર.

૧ અહીફેન કર્પુરાદિ ગુટિકા=કપૂર પાંચ ભાગ અને અફીણ એક ભાગ લઈ તેની ગોળમાં ગોળી કરવી.

૨ કૃમિ કુઠાર=કડાછાલ, ત્રાયમાણ, અજમો, વાવડીંગ, હીંગળો, વછ-નાગ, કેશર, પીતપાપડો એ દરેક સમભાગે લઈ તે સઘળાંના વજન જેટલું કપૂર નાખી તેનું ચૂર્ણ કરી તેને ખાંડી અને ઉંદરકાનીના રસની ભાવના દેવી. જે તૈયાર થાય તે કૃમિ કુઠાર.

ગુણઃ—ઉષ્ણ, સ્વેદળ અને સ્નાયુ સેંથીલ્યકૃત્.

ઉપયોગઃ—જ્યારે તાવ અણઉતાર ભર્યો હોયછે ત્યારે સ્વેદળ દવાની સાથે કપૂર આપવામાં આવેછે, અગર સખ્ત તાવને લીધે શરીર જ્યારે ક્ષીણ થાયછે ત્યારે કપૂર આપવાથી ચૈતન્ય વધેછે ને સુસ્તિ દૂર થાયછે. જ્વર અગર બીજા રોગની અંદર ત્રિદોષ અવસ્થામાં દરદી જ્યારે બક્યા કરેછે અને કપડાં ફેકી નાખેછે, ત્યારે કપૂર દરદીને મંદ અને શાંત કરી ફાયદો દેખાડેછે; અને જો બેભાન અવસ્થામાં પડી ગણ ગણ્યા કરતો હોય તો તેની ઉષ્ણ અસર પ્રદિપ્ત કરી દરદીને વધારે હુશીઆર કરેછે. કપૂર ઘણું કરીને બીજી દવાની મેળવણી તરીકે વપરાય છે. સૂતિકા જ્વરમાં પણ તે તેજસ્વી રીતે કામ લાગેછે.

કોલેરાની બેભાન અવસ્થામાં કપૂર ઉત્તમછે. તેથી ઠંડું પડી ગએલું શરીર ગરમ થાયછે, અને હાથ પગમાં ઉષ્ણતા આવેછે. જો કપૂર કોલેરાની શરૂઆતથીજ આપવામાં આવ્યું હોયતો તેથી ઝાડાને ઉલટી બંધ થાયછે ને ગોટલી ચડતી અટકેછે. કોલેરાના દરદીને આગમચેતી તરીકે કેટલાક લોકો કપૂરનો ઉપયોગ કરવા ભલામણ કરેછે. કેટલાક કોલેરાના વખતમાં ગજવામાં કપૂર રાખેછે; કેટલાક રાત્રે સુતી વખતે પથારીમાં કપૂર વેરેછે; ને કેટલાક ઘરમાં બાળેછે. કેટલાક લોકો કપૂરનું પાણી કરીને પણ પીએછે. કપૂરનું તેલ ચોપડવાથી ગોટલી બંધ થાયછે. ઘણું કરીને હવાની અંદર ઝેરી જંતુઓ ફર્યા કરેછે. કપૂર આવા બારીક કીડનો નાશ કરેછે; જેથી કોલેરામાં તેનો આટલો બધો ઉપયોગ કરવામાં આવેછે.

મગજના કેટલાક વ્યાધિમાં કપૂર અપાય છે. ઉન્માદ, આંચકી તથા ખેંચ તાણમાં આપવાથી મગજ શાંત થાય છે. આવા વાત વ્યાધિમાં બીજી શરીરને શાંત કરનારી દવા સાથે કપૂર આપવું યોગ્ય છે, તેમજ તેમાં કપૂરની ઘણી મોટી માત્રાઓ વપરાય છે. જો થોડી માત્રાથી કપૂર વપરાય તો દરદીને ઉલટો વધારે જુસ્સો આવે છે; માટે ઉન્માદ રોગના અંદર કપૂરની મોટી માત્રા વાપરવી જોઇએ. વાલ વાલ કપૂર દિવસમાં ત્રણ અગર ચાર વખત અવશ્ય આપવું જોઇએ.

દમ, ઉધરસ, સસણી, મોટી ઉધરસ, અને બીજા કેટલાક શ્વાસ નળીકાના રોગોની અંદર કપૂર ઘણો ફાયદો કરે છે. તે કફ શામક દવા ગણાય છે. હાલી ઉધરસને તે બેસાડે છે. ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે જે જે દવાઓની મેળવણી ઉધરસને માટે કરવામાં આવે છે તેમાં ઘણું કરી કપૂરનું પાણી વપરાય છે.

સૂષ્ટયુત્પત્તિ કર્મ અવયવના રોગોમાં કપૂર ઘણો ફાયદો કરે છે. પીડિતાર્તવમાં અગર ગર્ભાશયમાં તેમજ ગર્ભપીંડમાં કંઇ ફેરફારને લીધે તે અવયવમાં અગર તેની આસપાસના ભાગમાં જો શૂળ નીકળતુ હોય તો બીજા પીડા શામક પદાર્થો સાથે કપૂર આપવાથી ફાયદો થાય છે. તેમજ કપૂરનું તેલ કમર અને પીઠ ઉપર ચોપડવાથી પણ તેવીજ અસર થાય છે. ગર્ભીણી સ્ત્રીને સાતમે અગર આઠમે મહિને કમરમાં પીડા થતી હોય તો કપૂર ઉપયોગી છે આવા દરદોમાં કપૂર તથા શેકેલી ભાંગનું સમભાગ ચુર્ણ કરી તેમાંથી વાલ અગર બે વાલ ચુર્ણ લીધું હોય તો તે ફાયદો કરે છે. કપૂર સ્ત્રી પૂરૂષોની કામાન્ધ પ્રેરણાને મંદ કરે છે ને તેમનો જુસ્સો હલકો કરી નાખે છે. પ્રમેહને લીધે કેટલીક વખતે ઇંદ્રી વાંકી વળી ગએલ હોય છે ને તે જાગૃત થતી વખતે ઇંદ્રીમાં સખ્ત પીડા થાય છે, ત્યારે અરધી રતી અફીણ અને બે રતી કપૂરની ગોળી કરી તેવી બે ત્રણ ગોળી દિવસમાં આપવાથી સારો ફાયદો માલમ પડે છે. વીર્યસ્ત્રાવના દરદમાં કપૂર પ્રશસ્ત છે. જ્યારે ઇંદ્રી જાગૃત થઇ એકદમ વીર્યસ્ત્રાવ થઇ જાય છે ત્યારે એક વાલ કપૂર એક રતી અફીણ સાથે દિવસમાં બે ત્રણ વખતમાં થઇ લેવાથી વીર્યસ્ત્રાવ થતો અટકે છે. વીર્યસ્ત્રાવના દરદી અંદર કપૂરની અસર જણાય તેટલા માટે તેને મહિનો અગર પંદર દિવસ સુધી ખાવાની જરૂર છે,

ઝેર કોચલાનું ચૂર્ણ જો વધારે ખવાઈ ગયું હોય ને તેથી કાંઇ પણ ઝેરનાં ચિન્હ થતાં હોય તો તેમાં કપૂર આપવું યોગ્ય છે.

કપૂર જેમ ખવરાવવાથી સારો ફાયદો કરે છે તેમજ બહાર લગાડવામાં પણ તેની અસર તેવીજ છે. સંધિવા, ચસકા, કટિશૂળ તથા કળતર વિગેરેમાં કપૂરનું તેલ ચોળવા અપાય છે. ભાઠાં પડ્યાં હોય ત્યારે કપૂરને દ્રાક્ષા સવમાં મેળવી ધારૂં સાફ રાખવાથી ભાઠું તરત રૂઝાય છે. દાદર, ખરજવું, તથા બીજા ત્વકદોષમાં જ્યારે ઘણી ચેળ આવતી હોય છે ત્યારે તેને લાગુ પડતા મલમમાં કપૂર મેળવવામાં આવે છે. કપૂર જંતુનાશક છે. ખરાબ ગંદી જગોમાં કપૂર બાળવાથી તેની હવા સ્વચ્છ થાયછે ને તેથી સાધારણ રીતે કપૂરની આરતી ઉતારવાનો રીવાજ પ્રસર્યો હોય એમ લાગે છે. ધારાંમાં જીવડા પડ્યા હોયતો તે ઉપર ખાંડ અને કપૂર નાખવામાં આવે છે. ધારાંની અંદરના જીવડાઓ કાંઈ કપૂરથી મરતા

નથી માટે તેને આમળાવડે ઉપાડી લેવા તથા તેના બારીક ઇંડારના નાશને માટે કપૂર વાપરવું.

દાંતને લગાડવાના મંજનમાં કપૂર આવે છે અને તે મોઢાની દુર્ગંધીને દૂર કરેછે. સડેલું અનાજ દાંત વચે ભરાઇ રહીને બારીક જંતુઓ ઉત્પન્ન કરે છે; જેથી દાંત રફતે રફતે ખવાઈ જાય છે. આવા જંતુઓનો કપૂર નાશ કરેછે.

કપાળ છાતીમાં કપૂર ઘણું કામ કરે છે. તેને માટે એમ માનવામાં આવે છે કે તેની અંદર કોઇ પણ જાતનો બારીક જંતુ હોય છે, જેનો નાશ કપૂરનું ટીપું ઘણી ત્વરાથી કરે છે.

કપૂર આંખના રોગની અંદર એક ઉત્તમ ઉપાય છે. તેથી આંખની ગરમી શાન્ત થાય છે તથા આંખને ઠંડક વળે છે. આંખે આવતી આંખમાં તે ફાયદો કરે છે, તથા દૃષ્ટિને મજબૂત કરે છે. કેટલાક અંજન તથા સુરમાની અંદર કપૂર નખાય છે. કપૂરની સાથે લીલીઘો, ચણક બાબ અને એળચી નાંખી તેનાં ફૂલ પાડવામાં આવે છે જેને ભીમસેની કપૂર એવું કહે છે. આ ભીમસેની કપૂર આંખના રોગમાં અત્યુત્તમ દવાછે. વડના છીરમાં કપૂર ઘસીને આંખમાં આંજવાથી આંખનાં ફુલાંમાં ઘટાડો થાય છે.

માત્રાઃ—કપૂર ૧ રતીથી ૧ વાલ. અહિફેન કર્પૂરાદિ ગુટિકા ૧ રતીથી ૨ રતી. કૃમિ કુઠાર બેઆનાની ભાર.

## કપૂર કાચલી.

વર્ણનઃ—કપૂર કાચલી એ આપણા દેશનું એક સુગંધી દ્રવ્ય છે. સુગંધી અને ઠંડા તેલમાં તે પડે છે તેને અહીં આપણે કઠ કહીએ છીએ. તેના ગોળ કટકા આવે છે અને તે કલંબાના કટકા કરતાં માંડ ચોથા ભાગના હોય છે. વચલો ભાગ સફેત હોય છે ને તેની ઉપરની છાલ રાતી હોય છે. અબીલની બનાવટમાં તે પડે છે. કઠ, વાળો, સુખડ અને તપખીર એ ચાર ચીજનો સફેત અબીલ બને છે. કેટલાક લોકો કઠને કુલીંજન ટેવે છે. જો કે તે બન્નેના ગુણ એકાદ બાબતમાં મળતા છે તો પણ તે બન્નેચીજ એક નથી.

ગુણઃ—શીતળ.

ઉપયોગઃ—કઠ ઉબકામાં બાળકોને અપાય છે, તેમજ તે બીજી યોગ્ય

દવા સાથે જીર્ણ ત્વક્દોષની અંદર લોહી સુધારવાને માટે વપરાય છે. તેનો મૂખ્ય ઉપયોગ બહાર લગાડવાનો છે. સુગંધી તેલ તેમજ અગરબતીમાં તે પડે છે. બહાર લગાડવામાં તે ઠંડી છે. મગજને તે ઠંડક કરે છે. ખરજ, ચુખસ વિગેરેમાં ચેળ આવતી હોય તેમાં લગાડવાથી ફાયદો થાય છે. તેલમાં તેનો ભૂકો નાખી કકડાવી તે તેલ વપરાય છે. ગરમીને લીધે કપાળ બળતું હોય તો તેમાં ફઠ ચોપડાય છે. માથાના વાળમાં જે ગુમડાં થાય છે ને કચકચે છે તેમાં કપૂર કાચલી બાર્જીને તેલમાં વાટી ચોપડવાથી ફાયદો થાય છે.

**માત્રાઃ**—॰। તોલો.

## કમળ.

**વર્ણનઃ**—કમળકાકડી એ રક્ત કમળના ફળ છે. સફેદ કમળને પુંડરીક, લાલ કમળ ને રક્ત કમળ અથવા કોકનાદ, આસમાની કમળને ઈંદીવર, અને લીલા કમળને નીલોત્પલ કહે છે. કમળનાં ફૂલ સઘળાં એકજ આકૃતિનાં થાય છે પણ તેમના રંગમાં ફેર હોય છે. તેનાં ફૂલમાં કેટલાંક પાંખડાં થાય છે અને તે હારબંધ ગોઠવાએલ હોય છે. દરેક જાતનું પુષ્પ ઘણા અસલના વખતથી પવિત્ર ગણાયું છે અને તે દેવાર્ચનમાં કામ લાગે છે. તેનાં પાન સમદર શોષના જેવાં પહોળાં ને ગોળ થાય છે અને પાણી ઉપર તરતાં દેખાય છે. સમદર શોષના અગ્ર ભાગ તરફ કાંઇક અણી જેવું હોય છે પણ કમળનાં પાન સરખાં ગોળ હોય છે. તેનું મૃણાલ કેટલાક ફુટ લાંબું થાય છે. કમળ કાકડીનાં કાળાંફળ આપણે ત્યાં ઘણાં સાધારણ છે અને તે પબડીના નામથી પ્રસિદ્ધ છે. તેને ભાંગતાં તેમાંથી લીલું મીંજ નીકળે છે. ઔષધમાં કમળાક્ષ (કમળ કાકડી) કમળ કેશર (તેના ફુલની અંદરના તાંતણા) અને મૃણાલ (પાનનું ડાંડવું) વપરાય છે.

**બનાવટઃ**—૧ ઉત્પલાદિ શૃતમ.

૧ ઉત્પલાદિ શૃતમ=નીલોત્પલ, પુંડરીક ને કોકનાદ પુષ્પના તાંતણા અને જેઠીમધ દરેક અર્ધો અર્ધો તોલો લઈ તેને ૩૨ રૂપિઆભાર પાણીમાં નાખી ઉકાળવું, ને ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી લેવું.

**ગુણઃ**—શીતળ અને ગ્રાહી.

**ઉપયોગઃ**—કમળના તાંતણા, કમળકાકડી એ બધું શીતળ ગુણને

માટે વપરાયછે ને શરીરના કોઈ પણ ભાગમાં દાહ થતો હોય ત્યારે તે ઉ પર તે વાટીને ચોપડાયછે તેમજ પીવાય છે. કમળકાકડી એ સ્વાદિષ્ટ મેવો છે અને તે પાકમાં પડેછે. તેનું પાણી કરી પીવાથી પિત્ત જ્વરની સખ્ત તૃષા અને ઉલટી બેસેછે. કમળકાકડીનાં લીલાં મીંજ, તેનાં પાંદડાં અગર કેશર, મધની સાથે લેવાથી અતિસાર બંધ પડેછે, અને ગુદભ્રંશ થતો અટકેછે. તે શિવાય પણ અર્શની અંદર થતો રક્તસ્ત્રાવ, અત્યાર્તવ-માં તેમજ ગર્ભાશયમાંથી પડતુ લોહી ઉત્પલાદિ શૃતમ્ લેવાથી અટકેછે. જે સ્ત્રીને વખતો વખત કસુવાવડ થતી હોય તેવી સ્ત્રીને જો ગર્ભાશયમાંથી લોહી પડવા મંડ્યું હોય તો તે તથા ગર્ભ પડતો હોય તો તે ઉત્પલાદિ શૃતમ્ લેવાથી અટકેછે. રતવામાં અને બીજા બળતરાવાળા ત્વક્દોષની અંદર કમળનાં ફૂલ પાંદડાં શીએ રતાંજળી સાથે વાટી ચોપડાયછે. સખ્ત દાહની અદર કમળનાં પાંદડાંની શય્યા ઉપર સુવાથી દરદીનો દાહ શાંત થાયછે તેમજ સખ્ત જ્વરમાં જ્યારે દરદીના શરીરમાંથી અગ્નિ છૂટેછે ત્યારે પણ કમળની શય્યા વાપરવી યોગ્ય છે. મખાણ નામનો એક સફેત રંગનો તપખીર જેવો પદાર્થ કમળના મૂળની અંદરથી નીકળેછે. તે ઘણો હલકો અને જલદી પચે તેવોછે. દુકાળની અંદર ગરીબ લોકો તેનો ઉપયોગ કરેછે. મખાણ એ દરદીને માટે બહુ સારો ખોરાક છે.

કમળ અને સુખડનો લેપ કપાળે લગાડવાથી આંખને ઠંડક થાયછે.

**માત્રાઃ**—કમળ કાકડીનાં બીજ ૦ાા તોલો, ઉત્પલાદિ શૃતમ્ ૫ તોલા.

## કરીઆતું.

**વર્ણનઃ**—કરીઆતું આ દેશની સાધારણ દવા છે. તેની પુળીઉં ને પુળીઉં ગાંધી લોકો લાવેછે. ગામડાના લોકો તેને બદલે શિદરડી વાપરેછે. તે બન્નેના ગુણ મળતા છે. તેની ડાંડલી કરતાં પાંદડી અને ફૂલમાં વધારે કડવાસ હોયછે.

**બનાવટઃ**—૧ લઘુ સુદર્શન ચૂર્ણ ૨ કરીઆતાનું હીમ.

૧ લઘુ-સુદર્શન ચૂર્ણ=ગળો, પીપર, પીપરી મૂળના ગંઠોડા, કડુ, હરડે, સુંઠ, લવીંગ, લીંબડો, તજ, ચંદન એ બધાં સમભાગે લઈ તે બધાંની બરાબર કરીઆતું લેવું ને તેને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

૨ કરીઆતાનું હીમ=બે તોલા કરીઆતું લઈ તેમાં ૩૨ તોલા પાણી નાખી ૧૨ કલાક પછી કાઢી લેવું.

**ગુણઃ**—જ્વરઘ્ન, કટુ પૌષ્ટિક, સારક અને કૃમિઘ્ન.

**ઉપયોગઃ**—બધી જાતના તાવ, જીર્ણજ્વર, તથા ટાઢીઆ તાવ ઉપર આ દવા અપાયછે. તાવ ઉતરી ગયા પછી રહેલ નબળાઈ તે દૂર કરેછે. લઘુ સુદર્શન ચૂર્ણ, કરીઆતાનું હીમ, વિગેરે જ્વરની અંદર અપાયછે. શિવાય સુદર્શન ચૂર્ણ નામની એક બીજી બનાવટ છે જેમાં કરીઆતાનો મૂખ્ય ભાગછે અને તે પણ જ્વરમાં અપાયછે. શરીરમાં જ્યારે ઝીણો ઝીણો તાવ રેહેતો હોય ત્યારે સુદર્શનનો ઉપયોગ કરવો યોગ્ય છે. લઘુ સુદર્શન અને સુદર્શન ચૂર્ણ જે દેશી વૈદ્યોમાં તાવને માટે ઘણાં પ્રશસ્ત છે તે બન્નેના ગુણ સરખાજ છે. આ ચૂર્ણ નો ફાકડો મારવામાં આવે છે અગર પાણીમાં વાટીને પણ પીવાયછે. કરીઆતું ત્રણે દોષને મટાડનાર ગણાયછે અને તેને વાપરવાને કોઈ પણ જાતની અડચણ જેવું નથી. કરીઆતું આ દેશમાં તાવને માટે એટલી બધી પ્રસિદ્ધ દવા છે કે તેનાથી બાળકો પણ ભાગ્યેજ અજાણ્યા હશે. બાળકોના સાધારણ જ્વરમાં કરીઆતું અને સોનામુખી સમભાગે ઉકાળી ગોળની સાથે આપવાથી પેટનો ભાર તથા તાવ હલકાં પડેછે.

**માત્રાઃ**—લઘુ સુદર્શન ૦। તોલો, હીમ ૨ થી ૫ તોલા.

## કરેણ.

**વર્ણનઃ**—કરેણ ચાર જાતની થાયછે. ધોળી, રાતી, પીળી, ને ગુલાબી. તેમાં પીળી કરેણ એ ફક્ત જૂદીજ જાતની છે. બાકી ત્રણે કરેણ એક છે. ફક્ત તેના ફૂલનોજ ફેર છે. ઔષધમાં તે બહુ ખાવાની દવા તરીકે વપરાતી નથી, કારણ કે તે ઝેરી છે. ફક્ત પીળી કરેણની છાલજ જ્વરની અંદર વપરાયછે. કેટલાક વૈદ્યો ધોળી કરેણની જડ પણ વાપરેછે.

**બનાવટઃ**—કરવીરાદિ તૈલ.

૧ કરવીરાદિ તૈલ=ધોળી અગર રાતી કરેણના મૂળનો ક્વાથ ૮ શેર, ગોમૂત્ર ૮ શેર, મીઠું તેલ ૪ શેર, ચીત્રક મૂળ તથા વાવડીંગ બન્ને અરધો શેર એ બધાં સાથે ઉકાળવાં અને તેનું રીતસર તૈલ સિદ્ધ કરવું.

**ગુણઃ**—જ્વરઘ્ન અને કુષ્ઠત્વકદોષ હર.

**ઉપયોગઃ**—જ્વરઘ્ન તરીકે ફક્ત પીળી કરેણની છાલજ વપરાયછે.

તેની એક રતીભાર માત્રાથી વિષમજ્વર અટકેછે. વધારે આપવાથી તેની ઝેરી અસર એકદમ જણાઈ રહેછે. ધોળી કરેણની જડ ધાતુપૌષ્ટિક મનાયછે. તેટલા માટે કેટલીક વખત ધાતુ પૌષ્ટિક ચૂર્ણની અંદર તેપડે છે. ધાતુપૌષ્ટિક તરીકે પણ તેની ૧ રતીથી વધારે માત્રા બીજા ઓષધ સાથે મેળવવી નહિ જોઇએ, કારણ કે તે ઘણી ઝેરી છે, અને ત્યાં સુધી કરેણ ખાવાને માટે ન આપવી એજ ઉત્તમ છે.

બહાર લગાડવાથી ત્વક્‌દોષમાં તે ઘણો સારો ફાયદો કરેછે. ખરજવું, વિસ્ફોટક, દદ્રુ અને બીજા કેટલાક ત્વક્‌દોષમાં કરવીરાદિ તેલ લગાડવાથી ફાયદો થાયછે. ધોળી અગર રાતી કરેણનાં મૂળ પાણી સાથે વાટી તૈયાર કરેલી લુગ્દી ચાંદાં ઉપર અગર ઇંદ્રીના બીજાં ઘારાં ઉપર લગાડાયછે. કરેણ જંતુનો નાશ કરનાર ગણાયછે ને તેથી તે ખસ ઉપર ચોપડાય છે. ખસમાં બારીક કીડ હોય તેનો તે નાશ કરેછે. તે શિવાય કરેણનું તેલ વાતરક્ત ઉપર વપરાય છે.

**માત્રા:**—પીળી કરેણની છાલ તથા ધોળી કરેણની જડ ૧ રતી.

## કરંજ.

**વર્ણન:**--કરંજનું ઝાડ મોટું અને જબરૂં થાયછે. તેનાં ફળ બદામ જેવાં થાયછે. તેની અંદરથી બીજ નીકળેછે, તેને પીસીને તેલ કાઢવામાં આવેછે. ત્રણ શેર બીજમાંથી આશરે એક શેર તેલ નીકળેછે. ઓષધમાં તેનું તેલ અને તેની છાલ વપરાયછે. તેની તાજી છાલની સુગંધી ઘણી ખરાબ અને ઉગ્રછે.

**બનાવટ:**—૧ પૃથ્વિ સાર તેલ ૨ તિક્તાદિ ઘૃત.

૧ પૃથ્વિ સાર તેલ=કરંજનું તેલ ૧ શેર ને કાંજી, ચિત્રકમૂળ, કરેણનું મૂળ, વછનાગ અને [1]નાડીકનાં બી દરેક પાંચ પાંચ તોલા લઈ તે બધાંને કાંજીમાં વાટી લુગ્દી કરી તેને કરંજના તેલમાં નાખવી અને તે તેલને તડકામાં રાખી મૂકવું. જે તૈયાર થાય તે પૃથ્વિ સાર તેલ.

૨ તિક્તાદિ ઘૃત=કરંજના પાન અને ફળ, કડુ, મીણ, હળદર, જેઠીમધ, પટોળનાં પાન માલતી અને લીંબડો એ બધાં સમભાગે લઈ તેનો

---

૧ આ નાડીકના દાણાને મુંબઇમાં રાની જીરૂં કહે છે. તેનો છોડ બહુ ફળીના જેવો થાય છે. તેના દાણા પણ બહુ ફળીને મળતા છે, તેને પાણીમાં નાખવાથી ચીકણો લુઆબ થાય છે.

કલ્ક કરી તે કલ્કથી ચોગણું ઘી અને ૧૬ ગણું પાણી લઈ રીતસર ઘી સિદ્ધ કરવું

ગુણઃ—વાતહર.

ઉપયોગઃ—કરંજ એકલું ખાધાને માટે વપરાતું નથી તોપણ કેટલાક શોધક ક્વાથમાં તે પડેછે અને ત્વક્દોષ ઉપર અપાયછે. અપસ્માર અને ઉદર રોગના ક્વાથમાં પણ તે આવેછે. તેનો મુખ્ય ઉપયોગ બહાર લગાડવાનો છે. વાથી ઝલાઈ ગએલ સાંધા ઉપર તેનું તેલ ચોપડાયછે. તેના પાનની પોટીસ દુષ્ટ વ્રણ ઉપર લગાડવામાં આવેછે. ખાજી, વિચર્ચિકા, ઉંદરવા તેમજ બીજી જાતના દુષ્ટ વ્રણ ઉપર કરંજ ઘણું ઉપયોગી છે. કરોળીઆ અને ચિત્રી ઉપર કરંજ તેલ ચોપડવાથી ફાયદો થાયછે. પૃથ્વિ-સાર તેલ પણ તેવીજ રીતે ત્વક્દોષ ઉપર વપરાયછે. અને તિક્તાદિ ઘૃત દુષ્ટ વ્રણ તથા ધારાં ઉપર મલમ તરીકે લગાડવામાં આવેછે. દુષ્ટ વિચર્ચિકાના રોગમાં કરંજનું તેલ, કડવાં કોઠાંનું તેલ, ગંધક અને કપૂરનો લેપ ફાયદા કારક છે. જ્યારે જખમમાં જીવડા પડ્યા હોય છે ત્યારે કરં-જનું, લીંબડાનું અને નગોડનું તેલ મિશ્ર કરી તે જખમ ઉપર રેડવાથી જીવડા નીકળી પડે છે. પૃથ્વીસાર તેલ ચોપડવાથી કુષ્ટનું દુષ્ટ વ્રણ પણ જલદી સાધ્ય રૂપ ધારણ કરે છે. કરંજના તેલને લીંબુના રસમાં મેળવી ખુબ હલાવી દાદર ઉપર લગાડવાથી દાદર દૂર થાય છે. તે શિવાય ભ-ગંદર વિગેરેમાં જખમ સાફ કરવાને તે વપરાય છે. કકુ, ખસ, ખરજવું વિગેરે તેનાથી સાફ રહે છે તેમજ જખમ વિગેરે ધોવાઈ જાય છે. કરંજ અને ચિત્રકના પાનને મરીની સાથે ચૂર્ણ કરી દર્દીની અંદર આપવાથી વાતરક્તમાં સારો ફાયદો થાય છે.

માત્રાઃ—પાંદડાં અને છાલ ૦ા તોલો.

## કલંભો.

વર્ણનઃ—કલંભો આ દેશની ઘણી સાધારણ દવા છે. તેના રૂપિઆથી મોટા અને રાળના જેવડાં પતીકાં આવે છે. તેનો રંગ ઉપરથી ભું-ખરો અને અંદરથી પીળો હોય છે. વધારે જુના પતીકામાંથી પીળા રં-ગનો ભૂકો ખરે છે. આ પતીકા તેના મૂળમાંથી કાપી કાઢવામાં આવે છે. તેનાં પતીકાં બહુ હલકાં અને સ્વાદે કડવાં હોય છે.

ગુણઃ—કટુ પૌષ્ટિક, પાચન અને ભેદક.

ઉપયોગઃ—કલંભો કડવો છે; તેથી સાધારણ જ્વરમાં જે ક્વાથ અપાય છે તેમાં તે પડેછે ને ઝીણા ઝીણા તાવ તેથી ઉતરી જાય છે. દરેક કટુ પદાર્થની પેઠે કલંભો જઠરાગ્નિ પ્રદિપ્ત કરનાર છે. તેથી અનાજ વધારે પચેછે ને શરીરની નબળાઈ દૂર થાય છે. ઘણા દિવસનો મંદવાડ મટ્યા પછી જે નબળાઈ રહી જાય છે તેમાં કલંભાની ચા આપવી સારી છે. આવે પ્રસંગે સાધારણ રીતે જઠરની શક્તિ પણ મંદ થઇ ગએલી હોયછે ને અનાજ પૂરે પૂરૂં લેવાતું નથી; ત્યારે અવશ્ય કલંભાનું હીમ પાવું યોગ્ય છે. તે અજીર્ણમાં ઉપયોગી છે. કલંભાનો ક્વાથ અગર તેને ઠંડા પાણીમાં ઘસીને બાળકોને દાંત આવતી વખતે ઉલટી તથા ઝાડો થયાં હોય ત્યારે અપાય છે. ગર્ભિણી સ્ત્રીની ઉલટીમાં પણ તેનો ઉપયોગ સારો છે. બાળક અને નબળા માણસને કલંભો બહુ માફક આવે છે. તે આમનું પાચન કરેછે ને તેથી જીર્ણ અતિસારમાં બીજી સ્તંભન દવા સાથે મેળવવામાં આવે છે. વિશેષમાં તે ભેદક હોવાને લીધે કાંઇ અજીર્ણ અંશ રહેલો હોય તો તે પણ દૂર થાય છે. તેનું સેવન કરવાથી કૃમિનો નાશ થાય છે ને ફરીને પડવા પામતાં નથી

માત્રાઃ—કલંભાનું ચૂર્ણ ૧ થી ૪ વાલ.

## કવચાં.

વર્ણનઃ—કવચાંનું ઝાડ લીંબુના ઝાડ કરતાં જરા મોટું થાય છે તેની શીંગને બરડા ડુંગરના કમાડી લોકો ભેરવ શીંગ કહે છે અને તેના ઝાડને ભેરવ શીંગીનું ઝાડ કહે છે. તેની શીંગમાં ભુંખરા રંગનાં રૂંછડાં અગર કાંટા હોય છે, જેને અડકવાથી આખા શરીરમાં ખરજ ઉપડે છે ને તેથી તેને કેટલાક લોકો ખાજવણી પણ કહે છે. આ શિવાય બીજા ગોઠણ જેવડા જંગલી છોડ થાય છે, જેની ડુંડી અડવાથી શરીરમાં બહુજ ખરજ થાય છે અને તેને પણ ખાજવણી કહે છે. કવચાંની શીંગ વાંકી થાય છે. તે આશરે ત્રણ ચાર ઈંચ લાંબી હોય છે અને તેમાં પાંચ કે છ બી હોય છે. તેની શીંગના કાંટા $\frac{1}{10}$ થી $\frac{1}{8}$ ઈંચ લાંબા થાય છે. ભૂલ ચૂકથી કદાપી તે શીંગને અટકી જવાય ને ખરજ ઉપડે તો શરીર ઉપર દહીં અગર માખણ ઘસવું. ઔષધની અંદર તેના કાંટા, મૂળીઆં, બી વિગેરે વપરાય છે.

બનાવટઃ—૧ આરમ ગુમાદિ ચૂર્ણ; ૨ વૃદ્ધ દંડ ચૂર્ણ; ૩ વાનરી વટિકા.

૧ આત્મગુપ્તાદિ ચૂર્ણ=કવચાં અને ગોખરૂ સમભાગે લઈ તે બન્નેની બરોબર સાકર મેળવવી. તે ત્રણેના ચૂર્ણને આત્મ ગુપ્તાદિ ચૂર્ણ કહે છે. આત્મ ગુપ્તા એ કવચાંનું સંસ્કૃત નામ છે.

૨ વૃદ્ધ દંડ ચૂર્ણ=કવચાં, ગોખરૂ, ધોળી મુશળી, ધોળા શેમળાનું મૂળ, આમળાં અને ગળો સત્વ એ બધી સમભાગે લઇ તે બરોબર સાકર મેળવવી.

૩ વાનરી વટિકા=કવચાંને આડગણા દુધમાં સારી પેઠે ઉકાળવાં. આથી તેની ફોતરી પોચી પડશે તે ઉતારી તેને ખાંડી તેની પુષ્કળ ઘીમાં કીટી કરવી. પછી કોચાંના વજનથી બમણી સાકર લઇ તેની ચાસણી કરી તેમાં કોચાંની કીટી નાખી દેવી. અને તેના નાના ગોળા કરી મધમાં બુડ રાખી મુકવા.

ગુણઃ—(કાંટા) કૃમિઘ્ન, (બીજ) ધાતુપૌષ્ટિક, (મૂળ) વાતહર.

ઉપયોગઃ—ભેરવશીંગના કાંટા છરી વડે ખેરી દહીં, દૂધ, મધ અગર ગોળમાં નાખી આપવા. એમ બે ત્રણ દિસ સુધી દરરોજ સવારે આપવાની જરૂર છે. પાછળથી જુલાબ આપવો એટલે જખમી થએલા કૃમિ બહાર નીકળી પડશે. ત્રણ ચાર વરસના બાળકને માટે એક શીંગના કાંટા બસ છે. કાંટા લાગવાથી જંતુ જખમી થાય છે; તેથી તેઓ પોતાનું સ્થાનક છોડી બહાર આવે છે ને પછી જુલાબ આપવાથી મળ ભેગા બહાર નીકળી પડે છે.

કવચાંનાં બી ધાતુ પૌષ્ટિક ચૂર્ણમાં આવેછે ને તે ધાતુની વૃદ્ધી કરેછે. સાધારણ રીતે ધાતુ પૌષ્ટિક પાક, ચૂર્ણ, ગુટિકા જે કાંઈ બનાવવામાં આવેછે તેમાં કવચાંના બી પડેછે. આત્મ ગુપ્તાદિ ચૂર્ણ દૂધમાં પીવાથી શરીરની કમકોવતી દૂર થાય છે અને શરીર બળવાન થાયછે. થોડા દિવસ સુધી તેના ચૂર્ણનું સેવન કરવાથી સાધારણ રીતે આખા શરીરનું દુખવું કે જે નબળાઈનું ચિન્હ છે તે દૂર થાય છે, તન અને મન વધારે પ્રફુલિત બને છે, અને શરીરમાં આગળ ન હતું એવું તેજ દેખાય છે અને સ્ફુર્તિ વધે છે. મહેનતપર જે અરૂચી દેખાતી હતી તે તેના સેવનથી દૂર થાય છે. વૃદ્ધદંડ ચૂર્ણ પણ તેવીજ રીતે ઉપયોગી છે. કમકોવતીની શંકા કરનારને આ ચૂર્ણ સેવન કરવાની ખસૂસ ભળામણ કરવામાં આવે છે. મંદ પડી ગએલું પુરૂષત્વ પાછું સતેજ થાયછે. જેમ વૃદ્ધ માણસોને લાકડીની અવશ્ય જરૂર છે તેમ

કમકોવત થઈ ગએલ યુવાનોને આ ચૂર્ણ જરૂરનું છે. તેથી કમરનો દુખાવો અને કળતર વિગેરે મટે છે. વાનરી વટિકાનો દરરોજ સવારે એક લાડુ ખાવાથી શરીરમાં સારી શક્તિ થાયછે. આત્મ ગુપ્તાદિ ચૂર્ણ અને વૃદ્ધ દંડ ચૂર્ણ લીધા પછી દુધ પીવાની જરૂર છે. વીર્યસ્ત્રાવની અંદર કવચાંની પેઠે તે બનાવટ લેવી ઉચિત છે. કવચાં ઉત્તમ ધાતુ પૌષ્ટિક દવા છે.

તેના મૂળનો ક્વાથ પીવાથી અર્દિત વિગેરે વાત વ્યાધિ દબાય છે. જીર્ણ વાત વ્યાધિમાં આ દવા ઉપયોગી છે ને બીજી યોગ્ય દવા સાથે તે ક્વાથમાં પડે છે. પક્ષાઘાત તેમજ શરીરનો બીજો કોઇ પણ ભાગ વાયુથી શક્તિ હીન થઇ ગયો હોય ત્યારે કવચાંવાળો ક્વાથ અપાય છે.

માત્રાઃ—આત્મ ગુપ્તાદિ ચૂર્ણ, વૃદ્ધદંડ ચૂર્ણ અને વાનરી વટીકા ૦ાા થી ૧ તોલો.

## કળથી.

વર્ણનઃ—આપણા દેશમાં એક સાધારણ કઠોળ છે. તેની પોટલીને ગૌમૂત્રની અંદર પલાળી તેનાં ફોતરાં ઉતારી ઝીણી વાટી તેની અંદર સિંધવ, હીરાબોળ અને હળદર નાખી ત્રણ દિવસ સુધી રાત્રે લેપ કરવાથી ઉઠેલી આંખ સુધરે છે. તેનો લોટ શરીરે ઘસવાથી અત્યંત પસીનો વળતો અટકે છે. તેનો ક્વાથ પેશાબમાં રેતી પડતી હોય તે ઉપર અપાય છે તેમજ ધાતુઓનું શોધન કરવાને માટે તેમને તપાવી કળથીના ક્વાથમાં બોળવામાં આવે છે.

## કાંકચ.

વર્ણનઃ—કાંકચના ઝાડ આ દેશમાં ઘણા સાધારણ છે. તેનાં પાન ટુંકાં અને સામ સામાં હોય છે. તેના ઝાડની અંદર કાંટા રેહે છે. થડ તથા ડાળી કાંટાથી ભરપૂર હોય છે એટલુંજ નહિ પણ તેનું એક પાન કાંટા વગરનું હોતુ નથી. તેના ફળને કાંકચીઆ અથવા કાંકચ કહેછે. તે ગોળ ભુંખરા વાદળીઆ રંગના થાય છે. તેમાંથી સફેત મીંજનો ગોળો નીકળે છે, જે ઘણો સખ્ત કડવો હોયછે. ઔષધમાં તેનાં બીજ, પાન તથા મૂળ વપરાય છે.

બનાવટઃ—પૂતિ કરંજાદિ ચૂર્ણ.

૧ પૂતિ કરંજાદિચૂર્ણ=કાંકચી આદિ ચૂર્ણ=કાંકચના મીંજ તથા કાળાં મરી સમભાગે લઇ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

ગુણઃ—કૃમિઘ્ન, કટુ પૌષ્ટિક, જ્વરઘ્ન, પાચન.

ઉપયોગઃ—કાંકચનાં બીજ વિષમ જ્વરમાં અતિ ઉપયોગી છે. એકાંતરીઆ, તરીઆ તથા ચોથીઆ વિગેરે તાવમાં કાંકચનાં મીંજ ગળવાથી ફાયદો થાય છે. વિષમ જ્વરમાં એકે દેશી દવા કવીનાઇનની બરોબરી કરી શકે તેવી નથી તો પણ કાંકચ વિષમ જ્વરમાં ઘણા ઉપયોગી છે. કેટલીક વખતે બીજથી અસર થતી નથી તો મૂળના ચૂર્ણથી અસર થાય છે. કવીનાઇનનો ફાયદો નિશ્ચિત છે અને કાંકચાનો ફાયદો અનિશ્ચિત છે. કેટલીક વખતે તે કાર કરેછે અને કેટલીક વખતે ખાલી જાય છે.

પેટ ચુંક, અજીર્ણ, આફરો વિગેરે વ્યાધિમાં કાંકચ અને લવીંગ સાથે લેવાથી ફાયદો થાય છે તથા ગુલ્મ બેસે છે. સઘળા કટુ પદાર્થની પેઠે તે પાન શક્તિ વધારે છે અને વાયુના ઢેકૂને દૂર કરે છે. વધરાવળની અંદર લોકો કાંકચનું ચૂર્ણ ખાય છે તથા એરંડાના પાન ઉપર તેને છાંટી વધરાવળ તથા વૃષણના વરમ ઉપર બાંધવામાં આવે છે. તેના પાનના રસમાં આંબા હળદર અને પીત પાપડો વાટી પીવાથી કૃમિનો નાશ થાય છે. ચાર તોલા કાંકચનો રસ પીવાથી વારાને દિવસે આવતો વિષમ જ્વર અટકે છે. શરીર સાધારણ રીતે તુટતું હોય ને તાવનો ભાવ જણાતો હોય તો કાંકચનું બી ખાવાથી તે ચિન્હ દબાય છે. ગોળની સાથે કાંકચનું બી લેવાથી હિસ્ટિરીયામાં વાયુનો કોપ શાન્ત થાય છે.

માત્રાઃ—કાંકચનાં મીંજ ૨ વાલ, કાંકચીઆદિ ચૂર્ણ ૪ વાલ, કાંકચનાં પાનનો રસ ૨ થી ૫ તોલા.

## કાકડાશીંગી.

વર્ણનઃ—કાકડાશીંગી એ એક જાતના ઝાડની ડાળીઓ ઉપર જીવડાંને લીધે ટેકસની માફક થયેલો જમાવ છે. તે ડોઢ બે ઇંચ લાંબી, એક ઇંચ પહોળી. અને ½ ઇંચ જાડી થાયછે. તેની કોકટી પાનની મોટી નસ ઉપર અગર ડાળ ઉપર બાઝે છે. તેના શેકટાની અંદર એક જાતનો જંતુ રહેછે, જે જંતુ પાછળથી નીકળી જાયછે. નજર આગળ ભાંગતાં તેમાંથી રાતો ભૂકો ખરેછે, જંતુના શરીરના ભાગનો જે તેની સડેલી ઇંડારનો અને મળનો બનેલો જણાય છે. કાકડાશીંગી લાંબી, પહોળી, અને અણીઆરી થાયછે.

બનાવટઃ—૧ શૃંગ્યાદિ ચૂર્ણ, ૨ શૃંગી ભારંગ્યાદિ ચૂર્ણ.

૧ શૃંગ્યાદિ ચૂર્ણ=કાકડાશીંગી, અતિ વિષમની કળી તથા પીપર સમભાગે લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

શૃંગી ભારંગ્યાદિ ચૂર્ણ=કાકડાશીંગી, ભારંગી મૂળ, દાક્ષ, કચોરો પીપર અને સુંઠ એ ચીજો સમભાગે લઈ તેને ખાંડી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

ગુણુઃ—કફઘ્ન.

ઉપયોગઃ—આ દવા બાળકોને ઘણી ઉપયોગી છે. ભરાઈ આવેલ બાળકોના તાવ, ઉધરસ વિગેરેનું તે શમન કરેછે. શૃંગ્યાદિ ચૂર્ણ વાલ માત્રામાં બાળકને ચટાડવાથી તેનું હાંફણ હલકું પડેછે અને ઉધરસ બેસેછે. બાળક ભળતું હોય તો તેથી બંધ થાયછે. દમ, ઉધરસ, અને ક્ષયની અંદર પણ તે ફાયદો કરેછે. ફેફસાંના સખ્ત રોગમાં કાકડાશીંગી ઘણી ઉપયોગી છે. મોટા માણસોને તે તાવ તથા ઉધરસ ઉપર ક્વાથમાં અપાય છે તેમજ તેના ચૂર્ણની મોટી માત્રા લેવાય છે. ઠાલી ઉધરસમાં અગર વાત જન્યકાસની અંદર કાકડાશીંગી કાયફળ અને પીપર સમભાગે મેળવી તેની રૂપિઆ ૦ થી ।।। ભાર માત્રા લેવાથી મોટા માણસને ઘણો ફાયદો થાયછે. યક્ષ્માની ઉધરસ તે ચાટવાથી બેસેછે. તેનો લેપ વિચર્ચિકાની અંદર પ્રશસ્ત છે. શ્લેષ્મ તથા બાળકોને તીક્ષ્ણ સસણી ઉપર પણ તે ઉપયોગી છે.

માત્રાઃ—કાકડાશીંગી, શૃંગ્યાદિ ચૂર્ણ, ને શૃંગી ભારંગ્યાદિ ચૂર્ણ દરેકની ૧ થી ૨ વાલ. મોટા માણસોને ૦ થી ૦ાા તોલો.

## કાકડીનાં બી.

વર્ણનઃ—કાકડીનાં બી ઓષધમાં પાક્યા પછી વપરાયછે. તડબુચનાં બી. ચીભડાંનાં બી અને કાકડીનાં બી પીવાથી બંધ થએલો પેશાબ છૂટેછે તેમજ પ્રમેહની બળતરા શાંત થાયછે. પ્રમેહ, ઉનવા, મૂત્રકૃચ્છ્ર ઉપર તે અપાય છે. તૃષા શાન્ત થવા માટે તેનું હીમ વપરાયછે.

## કાકમારી.

વર્ણનઃ—કાકમારીનાં બી વપરાયછે. આ ચીજ ઘણી ઝેરી છે તેથી પેટમાં ખાવાને માટે વપરાતી નથી. ભામનો ઈજારો મોંઘો પડવાને લીધે ઢેઢ લોકો લોટની સાથે તે ઢોરને ખવરાવે છે તેમજ માછીઆ લોકો માછલા મારવા માટે આ દવાનો ઉપયોગ કરેછે. તેનાં ફળ ખાધાથી મોળ તથા ઉલટી આવેછે ને પેટમાં ચુંથ થાયછે; ગળામાં તે પેટમાં સખ્ત બળતરા થાયછે, અને પેટની ચુંથ વધતી જાયછે. મૃત્યુ થાય તેવા સખ્ત કેસમાં

જઠરની અંદર છિદ્રો પડેછે તથા દરદી બેબાન થઈ ગુજરી જાયછે.

બનાવટઃ—કાકમારીનો મલમ.

૧ કાકમારીનો મલમ=ફોતરાં ઉતારેલ કાકમારીનાં બીજ ૧ ભાગ તથા *સાદો મલમ ૬ ભાગ તે બન્નેને બરાબર મેળવવાં.

ગુણઃ—જંતુઘ્ન.

ઉપયોગઃ—તેનાં બી વાળ સાફ કરવાના કામમાં આવેછે અને તેથી જુંનો નાશ થાયછે. જે જે ત્વક્‌દોષ જંતુથી થાયછે તેમાં એ મલમ ઉપયોગી છે. ખસ, ખજવું, વિચર્ચિકા, ઉંદરી વિગેરે ઉપર તેથી સારો ફાયદો થાયછે. તેના પાનના રસમાં લાંગુલીને વાટી તેનો કલ્ક લગાડવાથી વાળો મટેછે.

## કાંચનાર.

વર્ણનઃ—કાંચનારનું ઝાડ આસોંદરાની જાતનું છે. આને કેટલાકો કંચનનું વૃક્ષ કહેછે. આસોંદરાના પાનની બીડી વળેછે. કાંચનારના પાનનો આકાર બીડીના પાનના જેવોજ છે જેથી તેની આસોંદરાના સાથે ભૂલ થાયછે. આસોંદરાના પાન નાનકડા થાયછે અને કાંચનારના પાન મોટા થાયછે. કાંચનારના ફૂલ ઘણા ખુબસુરત થાયછે. તેમાં લાલ ગુલાબી વિગેરે જૂદા જૂદા રંગના ફૂલ થાયછે. ઔષધમાં તેની છાલ વપરાયછે.

બનાવટઃ—કાંચનાર ગુગળ.

કાંચનાર ગુગળ=કાંચનારની છાલ ૪૦ તોલા; બેહડાંને આમળાં દરેક આઠ આઠ તોલા; સુંઠ, મરી, પીપર, અને વાય વરણો દરેક ચચાર તોલા; તજ, એલચી અને તમાલપત્ર દરેક એકેક તોલો; એ બધાંને કુટી તેનું ચૂર્ણ કરી તેમાં તે બરાબર ગુગળ નાખીને તેમાંથી ૦ા તોલાની ગોળી કરવી.

ગુણઃ—શોધક, પૌષ્ટિક, સ્તંભન અને રોપણ.

ઉપયોગઃ—જીર્ણ વ્યાધિમાં જ્યારે શરીરની ધાતુ, ઉપધાતુ બગડી ગયાં હોયછે, શરીરમાં જીર્ણ જ્વરમાં રહેછે તથા શરીર બરાબર વધી શકતું નથી તેમજ શરીરના જૂદા જૂદા ભાગોપર ગ્રંથી ગ્રંથી ઉપડેછે ત્યારે કાંચનાર ઘણું ઉપયોગી છે. આવી સ્થિતિમાં ગળાની અંદર જૂદી જૂદી

* સાદા મલમની બનાવટને માટે મીણ જુઓ.

ગાંઠો થવાનો સંભવ છે; આવા ગળગંડને તે દબાવેછે. અપચી અને વિદ્ર-દ્ધિની ગાંઠોને પણ તે ફાયદાકારક છે. આવી ગ્રંથીઓ જ્યારે અસ્થિવાળા ભાગ ઉપર આવી રહેછે ત્યારે તે પાસેના હાડકાને સોજાવેછે ને તેથી તેમાં દુષ્ટ વ્રણ થાયછે; તે વ્રણ રૂઝવવાને કાંચનાર ઉપયોગી છે. કાંચનાર ગુગળ ખાવાને માટે અપાયછે, અગર કાંચનારની છાલને ચોખાના ધોણ-માં વાટી અંદર સુંઠ નાખી પાવાથી ગળાની ગાંઠો બેસેછે. જ્યારે બરડાની કરોડના કોઈ મધ્ય ભાગના હાડકામાં અગર મધ્ય ભાગની નીચેના હા-ડકામાં સડો પેસેછે ત્યારે તે ભાગ નબળો થઈ જાયછે. અને શરીરનો ભાર ઝીલી શકતો નથી. ઉપલા ભાગના દબાણથી સડેલો ભાગ જરા બહાર નીકળી આવેછે અને ખુંધ જેવું જણાયછે. આવા દરદોમાં કાંચ-નાર આપવું યોગ્ય છે. આવું દરદ સાધારણ રીતે અસાધ્ય છે અને પંદર સતર વરસની ઉમર પછી જો તે દરદ થઈ આવ્યું હોય તો દરદીને જી-વવાની આશા થોડી રહેછે અને બે ત્રણ વરસમાં દરદી ક્ષીણ થઇ મરણ-પામેછે; તોપણ શરૂઆતથીજ જો કાંચનાર આપવામાં આવ્યું હોય તો કેટલોક ફાયદો થાયછે અને વખતે દરદનો વધારો થતો અટકે છે, યાને તે ઘણું ધીમે ધીમે જોસ કરેછે. બાલ્યાવસ્થામાં જો આવું દરદ ઉપડ્યું હોય તો કાંચનાર ઘણો સારો ફાયદો કરેછે અને દરદને તરત નાબુદ કરી નાખેછે. બાલ્યાવસ્થામાં દરદ ઉપર કાંચનારની અસર ઘણી ચમત્કારી છે. મોટી ઉમરે દરદ અસાધ્ય હોવાથી કાંચનાર કાંઈ કાર [illegible] શકતું નથી. કાંચનાર બાળકોની કમકોવતીને દૂર કરેછે. તથા લોહીને સુધા-રેછે. ગમે તે જાતના રક્ત વિકાર ઉપર કાંચનાર આપવું યોગ્ય છે. કુષ્ટ, વાતરક્ત, વિચર્ચિકા, ફટકીઆં ગુમડાં વિગેરે તમામ લોહી વીકારથી થતાં ગુમડાંમાં કાંચનાર ઉપયોગી છે. કાંચનારની છાલનો ઉકાળો દુઝતા અર્શ, રક્તાતિસાર, તથા અત્યાર્તવની અંદર ઉપયોગી છે તેમજ તેના ઉકાળા-ના કોગળા કરવાથી અત્યંત મોઢામાંથી થુંક વેહેતું હોય તો તે બંધ થાયછે અગર મોઢું આવી ગયું હોય તો તે મટેછે. તેની રોપણ શક્તિ અતિ ઉગ્રછે.

માત્રાઃ—કાંચનાર ગુગળ ૦ા તોલો, કાંચનારની છાલ ૦ા તોલો.

અનુપાનઃ—કાંચનાર ગુગળ ખેરસારના કાઢાની અંદર અગર હર-ડેના ક્વાથની અંદર પીવાય છે. કાંચનારનો કાઢો સુંઠ નાખી પીવાય છે.

## કાંટા શેળીઓ.

વર્ણનઃ—કાંટાં શેળીઆના છોડ બે ત્રણ હાથ ઉંચા થાયછે ને તેમાં

પીળા રંગના ફૂલ થાય છે. તેમાં લાંબા કાંટા હોય છે જે ઉપરથી તેને કાંટા શેળીઓ નામ આપવામાં આવ્યું છે.

ગુણ:—કફઘ્ન, સ્વેદળ, શોધક અને રોપણ.

ઉપયોગ:—બાળકોને ભરાઇ જવાથી કાંટા શેળીઆનો સ્વરસ પવાય છે. તેથી પરસેવો વળે છે, ઉધરસ હલકી પડે છે, અને શરદી દૂર થાય છે. તેની છાલનો કાઢો મોટી ઉધરસમાં અપાય છે તેમજ તેની છાલ વિચર્ચિકા, કુષ્ટ, કંડુ, વાતરક્ત વિગેરે દરદોમાં બીજી યોગ્ય રકત શોધક દવા સાથે કવાથમાં અપાય છે. તેના પાનની રાખ કરી ઘીમાં કાલવી ભરનીંગળ ગુમડાં ઉપર ચોપડવાથી તે ફુટાઈ જાય છે. તેની લીલી છાલનો રસ દૂધમાં પીવાથી સોજો હટેછે તેમજ વરસાદને લીધે ચોમાસામાં પગ ન ફાટે તેટલા માટે દક્ષિણમાં લોકો તેના પાનનો રસ પગે ચોપડે છે.

માત્રા:—પાન અને છાલનો સ્વરસ ૨ તોલા અને છાલનું ચૂર્ણ ૦। તોલો.

## કાથો.

વર્ણન:—કાથો અહીંની બજારમાં બે જાતનો મળેછે; એક કેવડીઓ અને બીજો ધૂળીઓ. કેવડીઓ કાથો જરા ગુઢાશપર થાયછે અને તે પાનમાં ખાવા માટે વપરાયછે. ભૂંખરો અથવા ધૂળીઓ કાથો નળીઆના ભૂકાના રંગનો થાય છે. કાથો ખેરના લાકડાના ઉકાળામાંથી બનાવવામાં આવે છે.

બનાવટ:—૧ કાથવટી ૨ કાથાનું ચૂર્ણ.

૧ કાથવટી=જાયફળ, કપૂર, નાગકેશર, લવીંગ, ચંદન અને એળચી એ દરેક એકેક ભાગ અને કાથો છ ભાગ એને બરાબર મળવી તે ચૂર્ણની કસ્તુરીના પાણીમાં ગોળી વાળવી.

૨ કાથાનું ચૂર્ણ=કાથો બે તોલા, હીરા દખણ એક તોલો, તજ અને તમાલ પત્ર અર્ધા અર્ધા તોલા; તેમને બરાબર મળવી તેમનું ચૂર્ણ કરવું.

ગુણ:—સ્તંભન, શીતળ અને રોપણ.

ઉપયોગ:—કાથો અતિસાર, રકાતાતિસારમાં ઉપયોગી છે. જ્યારે અતિસારનું તીક્ષ્ણ રૂપ મટી જીર્ણ રૂપ થઈ ગયું હોયછે ત્યારે કાથો વાપરવો યોગ્ય છે. તેની અસર વધારે સારી જણાય તેટલા માટે તેની સાથે અફીણ મળવવું ઉત્તમ છે. જ્યારે મોઢામાં ચારાં પડેછે ત્યારે કાથો મધમાં

કાસની ચોપડાય છે. ગરમ ચીજ ખાવાથી જ્યારે મોઢું આવી જાયછે ત્યારે મોઢામાં કાથો રાખવો સારો છે. સાદ બેસી ગયો હોયતો કાથો રાખવાથી ઉઘડે છે. કાથો કચકચતાં ઘારા ઉપર છંટાય છે તથા સાદા મલમ સાથે મેળવી લગાડવામાં આવે છે. કાથો બીજી યોગ્ય ચીજ સાથે મેળવી ઉમેરો કરી લગાડવાથી ઉપદંશનું ક્ષત રૂઝાય છે. મુખ શુદ્ધિને માટે કાથાની ગોળી પાનમાં નાખી ખવાય છે.

માત્રા:—કાથો ૧ વાલ. કાથાનું ચુર્ણ ૨ વાલ.

## કાયફળ.

વર્ણન:—ઔષધમાં કાયફળની છાલ વપરાય છે. તે એક જાતના ઝાડની છાલ છે ને તે આશરે અર્ધો ઇંચ જાડી, ભુંખરા રંગની અને ખરબચડી ખાડાવાળી હોય છે. તે છાલની અંદરનો ભાગ રેસાશપર હોય છે અને તેમાં પાણી નાખ્યું હોયતો તે લાલચોળ થઇ જાય છે. તેના નામ ઉપરથી તે ફળ છે એમ કોઇએ ટેવવું નહિ.

બનાવટ:—કટ્ફળાદિ ચૂર્ણ.

૧ કટ્ફળાદિ ચૂર્ણ=કાયફળ, મોથ, કડુ, કચોરો, કાકડાશીંગી અને પોખર મૂળ એ ૭ ચીજો સમ ભાગે લઇ તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું.

ગુણ:—ઉષ્ણ, કફઘ્ન અને વાતહર.

ઉપયોગ:—શરદી, ઉધરસ અને તાવમાં તે ઉપયોગી છે. ઠંડી લાગવાથી જ્યારે તાવ ચડી આવેછે ને છાતીમાં કફનો જમાવ થાયછે ત્યારે કટ્ફળાદિ ચૂર્ણ મધમાં ચટાડવાથી ફાયદો થાયછે તેમજ ક્ષય, જીર્ણ જ્વર, તથા જીર્ણ અતિસારમાં તે અપાયછે. તે ઉષ્ણ છે તેથી તેને સુંઠ સાથે મેળવી કોલેરાના દરદીને તથા શીતાંગ સન્નિપાતવાળા દરદીને શરીરે ઘસવાથી શરીરમાં ગરમાઈ આવેછે. સળેખમ, દમ તથા ગળાની તાંત બોલતી હોય ત્યારે પણ કટ્ફળાદિ ચૂર્ણ અપાયછે. કફજ્વરમાં તે આપવાથી કફ દૂર થાયછે, છાતી હલકી પડેછે, તથા દરદી મુંઝાતો હોય તો આરામ થાયછે. શરદીને લીધે જ્યારે માથું ચડી આવેછે ત્યારે કાયફળ એકલું અગર તજની સાથે સુંઘાડવાથી છીંકો આવેછે અને માથું હલકું પડેછે. તે ચુંક, વાયુ વિગેરે ઉપદ્રવમાં અપાયછે તથા ઉલટી બેસાડેછે. બીજી યોગ્ય દવા સાથે તે ક્વાથમાં પડેછે અને તે કફાતિસાર, બહુમૂત્રતા તથા બીજા કફ પ્રકોપવાળા દરદો ઉપર ઉપયોગી છે. તેનો ભૂકો

છાંટવાથી અગર તેના ઉકાળાવડે ધોવાથી દુષ્ટ વૃણ સાફ થાયછે. તેના કોગળા કરવાથી દાંત દુખતા મટેછે ને મજબૂત થાયછે અને મંજનમાં તેનું ચૂર્ણ પડેછે.

માત્રા:—કાયફળ તથા કટ્ફળાદિ ચૂર્ણ ૦। તોલો.

## કાળાદાણા.

વર્ણન:—કાળાદાણાનું ઝાડ નશોત્તરના જેવું થાય છે. કાળાદાણા નાનાને કાળા રંગના થાય છે. સમદર સોશના બીના કરતાં તે નાના થાય છે અને એક ફળની અંદર ચાર દાણા હોય છે. તે દાણા સાથે હોવાથી એક બીજાની હાંસો એક બીજા ઉપર પડી રહે છે. ગરણીનાં બી પણ કાળા દાણાને મળતા થાય છે પણ તેમાં કાળા દાણાની પેઠે હાંસો પડી રહેતી નથી.

બનાવટ:—કાળાદાણા ચૂર્ણ.

૧ કાળાદાણા ચૂર્ણ=કાળાદાણા ૫ તોલા, સિંધાલૂણ ૨ તોલા અને સુંઠ ૧ તોલો તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું.

ગુણ:—રેચક અને કૃમિઘ્ન.

ઉપયોગ:—રેચક તરીકે તે મળાવરોધ, અજીર્ણ વિગેરેમાં અપાય છે. બદેલ, યકૃતોદર, જળોદર, અને ફીઓ વધવામાં તેનો જુલાબ સારોછે. કાળાદાણા નસોત્તરની જાતનું ઓસડ છે અને તેની પેઠેજ તેનો રેચ લાગેછે. તે એકલા લેવાથી મરડો અને પેટમાં વીંટ બહુ આવે છે અને તે લેતાં પેટમાં ચુંક ઓછી થાય તેટલા સારૂ તેની સાથે સુંઠ, સિંધાલૂણ મેળવવામાં આવે છે. પેટમાં કોઈ જાતનો ગુલ્મ હોય યાને મગજમાં લોહી ચડેલું હોય અને તેનો જુસ્સો કમતી કરવો હોય તો કાળાદાણા આપવા ઉચિત છે. આખા શરીરના શોફમાં પણ કાળાદાણાનો રેચ અપાય છે. સુખાકારી રેચ જોઇતો હોય તો એરંડીઆથી બીજા નંબરની આ દવા છે. તેનો રેચ લેવાથી કૃમિ નીકળી જાય છે.

માત્રા:—કાળાદાણા પાવલા ભાર, કાળાદાણાનું ચૂર્ણ અર્ધાભાર.

## કાળીજીરી.

વર્ણન:—કાળીજીરીના છોડ આપણા દેશમાં બધે ઠેકાણે મળી આવે છે. તે આશરે બે ત્રણ હાથ ઉંચાં થાય છે. તેનાં બીજ લાંબાંને કાળા રંગનાં થાય છે ને એક બાજુને છેડે ધોળું ચાઠું હોય છે. બાબચી અને

કાળીજીરીને માટે બાકુચી એવો શબ્દ હોવાથી કેટલાક લોકો બાકુચીને માટે ભૂલ ખાય છે. કેટલાકો કાળીજીરીને બાબચી કહે છે અને કેટલાકો બાબચીને કાળીજીરી ટેવ છે, કારણ કે તે બન્નેને માટે "બાકુચી" એક સંજ્ઞા હોવાથી તે બન્ને ચીજ એકજ છે એમ ગણી શકાય, પણ તેમ નથી કાળીજીરીના દાણાની આકૃતિ ચોખાના દાણાને મળતી છે. બાબચીના દાણા ચપટા થાય છે. બાબચીને દાબતાં તેમાં તેલના જેવો કાંઈ ઓકાસ ભાવ દેખાય છે. કાળીજીરીને દાબતાં અગર ખાંડતાં બરાબર ભૂકો થઈ જાય છે અને તેલવાળી ચીજની પેઠે તેને ખાંડતાં તેમાં કુચા વળતા નથી.

બનાવટઃ—૧ કાળીજીરી ચૂર્ણ ૨ અવલ્ગુજાદિ લેપ ૩ બૃહત્ સોમરાજિ તેલ.

૧ કાળીજીરી ચૂર્ણ=કાળીજીરી અને કાળા તલને સમભાગે મેળવી ખાંડી તેનું ચૂર્ણ કરવું.

૨ અવલ્ગુજાદિ લેપ=કાળીજીરીનો લેપ=કાળીજીરી, કાસ[1]મર્દ, કુવાડીઓ, હળદર અને સંચળ એ ચીજો સમભાગે લઈ તેને ખાંડી તેનો લેપ કરવો.

૩ બૃહત્ સોમરાજિ તેલ=કાળીજીરી એક રતલ લઈ તેને પાંચ રતલ પાણીમાં ઉકાળવી તથા એક રતલ કુવાડીઓ લઈ તેને પાંચ રતલ પાણીમાં ઉકાળવો અને જ્યારે તે બન્ને સવા સવા રતલ રહે ત્યારે ઉતારી લેવાં. પછી તે બન્ને ઉકાળાને ભેગાં કરો તેમાં સવા રતલ ગોમૂત્ર, સવારતલ સરશીઉં તેલ નાખી તેની અંદર નીચે પ્રમાણે ચીજોનું ગા રૂપિઆભાર ચૂર્ણ નાખવું ને રીતસર તેલ સિદ્ધ કરવું. તેમાં નાખવાની ચીજોની વિગત.

| | | |
|---|---|---|
| ચીત્રો | લાંગુલી | સુંઠ. |
| હળદર | કુષ્ટ | કરંજનાં બી. |
| ગરણીનું મૂળ | કરેણનું મૂળ | આકડાનું મૂળ. |

---

૧ કાસમર્દનો છોડ પણ કુવાડીઆ જેવડોજ થાય છે ને તેના પાન પણ મળતાં થાય છે. કુવાડીઆનાં પાનમાં પાત્રાની સામી ત્રણ ત્રણ હારૂં હોય છે ને કાસમર્દમાં ૯ થી ૧૨ હારૂં હોય છે. કુવાડીઆના પાત્રાં રાત્રે ભેગાં મળી જાય છે ને કાસમર્દના પાન મળતાં નથી. કુવાડીઆનું બી કાપેલુ હોય તેમ એક બાજુપર ટોંડાળું છે અને કાસમર્દનું બી સરખું થાય છે. તે બન્નેના છોડમાંથી ખરાબ દુર્ગંધી નીકળે છે.

| | | |
|---|---|---|
| સાતવીણની છાલ | ખદીરનું લાકડું | લોદર. |
| કાળાંમરી | લીંબડાનાંપાન | કાસમર્દનાંપાન. |
| ગાયનું છાણ | હરતાળ | મનઃશીલ. |

ગુણઃ—શોધક ત્વક્દોષહર અને કૃમિઘ્ન.

ઉપયોગઃ—કાળીજીરી ત્વક્દોષમાં ઘણી ઉપયોગી ગણાયછે. જીર્ણ ત્વક્દોષ જેવાં કે વિચર્ચિકા, કોઢ, દાદર, શીળસ વિગેરેમાં તે ઘણીજ ઉપયોગી છે. કાળીજીરીથી આવા ત્વક્દોષમાં ફાયદો થવાને માટે ઘણા દિવસ સુધી તેનું સેવન કરવું પડેછે. કુષ્ટ વિગેરે દરદોની અંદર સારી પેઠે મેહેનત કર્યા પછી પસીનો વળ્યા બાદ કાળીજીરી ચૂર્ણ આશરે બે ચાર માસ લેવાથી ઘણો સારો ફાયદો થાયછે. ચીત્રી, કરોળીઆ તેમજ વાત રક્ત ઉપર પણ તેનો ઉપયોગ કરવો કહેલ છે. જીર્ણ શીળસની અંદર કાળીજીરીના ફાકડા દિવસમાં બે ત્રણ વખત લેવાથી તે દબાય છે. જ્યારે શીળસ ઉપડેછે ત્યારે ઉની રાખ ચોપડવાની સાથે કાળીજીરીનો ફાકડો મારવા અપાયછે. તે શિવાય ત્રિફળા સાથે મેળવી કાળીજીરીનું ત્વક્દોષમાં ઘણાદિવસ સુધી સેવન કરવું પડેછે. પેટના દરદની અંદર પણ કાળીજીરી ઉપયોગી છે. પેટચુંક, આફરો, અગર અજીર્ણ હોય ત્યારે તથા પેટમાં ગોટો ચડ્યો હોય ત્યારે કાળીજીરી તેલવાળી કરીને અગર એમને એમ લેવાયછે. કાળીજીરી એટલી તો સારી દવા છે કે તે નિર્વિઘ્ને દરેક ઘરમાં રાખવામાં આવેછે. તેથી જંતુઓનો નાશ થાયછે, અને કૃમિનો નાશ કરવાને તે અપાયછે. ઉધી જેવા બારીક જંતુથી કપડાંનો નાશ ન થાય તેટલા માટે કપડાની અંદર કાળીજીરી છંટાયછે. પેટના કૃમિ માટે કાળીજીરી ખવરાવ્યા પછી એક સાદો જુલાબ આપવા જરૂર છે. જેમ કાળીજીરી ત્વક્દોષ ઉપર ખવાયછે તેમ તે બહાર લગાડવામાં પણ આવેછે. કાળીજીરીનો લેપ અને બૃહત્ સોમરાજિ તૈલ ખરજ, ચીત્રી, દાદર, કુષ્ટ ઉપર લગાડવામાં ઘણું ઉપયોગી છે. કુષ્ટનાં ચાઠાં તેના લેપથી ધીમે ધીમે ઝાંખાં પડેછે ને આછાં થાયછે. એક ભાગ હરતાળ, ચાર ભાગ કાળીજીરી, અને એક ભાગ ત્રિફળા મેળવી તેને ગોમૂત્રની અંદર વાટી લેપ કરવાથી શ્વેત કુષ્ટ અને ચિત્રી ઘણી જલદીથી આછાં થાયછે. ચિત્રી દૂર કરવાને માટે તેનો આ પ્રયોગ ઘણો સારોછે અને દરેક વૈદ્યે એ અજમાશ કરવા જેવોછે. કાળીજીરીને લીંબુના રસમાં ઘસી વાળને

લગાડવાથી જુંનો નાશ થાયછે તેમજ તેને પાણીમાં વાટી પીવાથી ઝીણા ઝીણા તાવ હોય તે પણ મટી જાયછે.

માત્રાઃ—કાળીજીરી ૨ થી ૪ વાલ, બચ્ચાંને માટે ૧ વાલ, ચૂર્ણ ૦। તોલો.

## કાળીપાટ.

વર્ણનઃ—કાળીપાટને પાઠા કહેછે તેમજ તે પહાડ મૂળના નામથી પણ ઓળખાય છે. તેનું મૂળ લાંબું અને પાતળું થાયછે અને તે વ્યાસમાં આશરે અર્ધા ઇંચ હોયછે.

બનાવટઃ—પાઠાદિ ક્વાથ.

૧ પાઠાદિ ક્વાથ=કાળીપાટનો કાઢો-કાળીપાટ, ઇન્દ્રજવ, કરીઆતું, મોથ, ગળો, સુંઠ ને ખડસલીઓ પીત પાપડો એ સાત ચીજ મળીને ૪ તોલા તેને ૩૨ તોલા પાણીમાં નાખી ઉકાળવું. જ્યારે આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું.

ગુણઃ—કટુ પૌષ્ટિક, શોધક, ગ્રાહી, શોફઘ્ન, મૂત્રલ.

ઉપયોગઃ—કાળીપાટ એકલી અગર બીજી યોગ્ય દવાની સાથે જ્વરાદિકની અંદર અપાય છે. તેનો ગુણ મૂત્રલ છે ને તેથી કરીને સંતતૂ જ્વરમાં મૂત્ર માર્ગે તે કેટલીક જ્વરની ગરમીને દૂર કરેછે. તે શિવાય તમામ જાતના પિત્ત જ્વરની અંદર તેમજ વિષમ જ્વરમાં તે અપાય છે. સાદો અણઉતાર તાવ અને ઉનીયો તાવ જેમાં હાથ પગનાં તળાં બહુ બળેછે ને ઉલટી થાય છે ત્યાં પાઠાદિ ક્વાથ આપવો યોગ્ય છે. કેટલીક વખતે પિત્તને લીધે ઘણીજ સખ્ત ઉલટી થયા કરે છે ને લીલાં પીળાં પાણી નીકળ્યા કરે છે; તેવા દરદીને પાઠાદિ ક્વાથ ઘણો સારો ફાયદો કરે છે. તરીઆ, એકાંતરીઆ તથા ચોથીઆ તાવ પણ તેની અસરથી દબાય છે. તેમાં કેટલેક દરજ્જે ગ્રાહી ગુણ હોવાને લીધે તે અતિસાર વાળા જ્વરની અંદર અપાય છે. તે તૃષા બેસાડે છે, પેશાબ સાફ લાવે છે અને પેશાબમાં સફેત પદાર્થ પડતો હોયતો તે પણ કાળીપાટની બનાવટ લેવાથી દૂર થાય છે.

જ્યારે જ્વરની અંદર યકૃત્‌માં લોહીનો જમાવ થયેલો હોય છે, કાળજાના ભાગમાં સખ્ત દુખાવો થાય છે તેમજ તેથી કરીને શ્વાસ લેતાં શૂળ નીકળે છે તેવા દરદમાં પાઠાદિ ક્વાથ ફાયદો કરે છે; અગર કાળીપા-

ટનાં મૂળીઆને ચોખાના ધોણમાં ઘસી અંદર થોડું મધ નાખી પીઈ જવાથી ફાયદો થાય છે. પેશાબની અંદર જ્યારે ક્ષાર પડે છે ત્યારે કાળીપાટના મૂળને કુંવારના રસમાં મેળવી પીવામાં આવે છે. કાળીપાટ, પ્રશ્ન [1]પર્ણી, રીંગણી, જેઠીમધ, અને ઇન્દ્રજવ એ બધાંનું ચૂર્ણ કરી તેમાંથી ૨ તોલા લઈ ૩૨ તોલા પાણીમાં ઉકાળી આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારવું. ને આ એક દિવસમાં પી જવાથી પેશાબની બળતરા, ઉનવા, તણખીઓ દબાય છે. અજીર્ણની અંદર પણ તે ઉપયોગી છે. તેથી અનાજનું વધારે પાચન થાય છે તથા કૃમિનો નાશ થાય છે. કાળીપાટને વાટી તેનો રસ સોજા ઉપર ચોપડવાથી તેમજ તેનો રસ ઉનો કરી જરા પીવાથી ઘણો સારો ફાયદો થાય છે અને આ દેશમાં સાધારણ રીતે સોજા ઉપર કાળીપાટ ચોપડવાનો રીવાજ ચાલે છે. પારી [2]ગર્ભિક રોગની અંદર જો બાળકને શોફ થયો હોય તો કાળીપાટ ઉત્તમ દવા છે. શીતજ્વરમાં તે ફાયદો કરે છે. કફાતિસારમા કાળીપાટ પાચક અને ગ્રાહી દવાનો અર્થ સારે છે. તેમાં શોધક ગુણ હોવાને લીધે તે ત્વક્દોષના જૂદા જૂદા ક્વાથમાં પડે છે. ખરજ, શીળસ, લુખસ, કુષ્ટ, વિચર્ચિકા વિગેરે ત્વક્દોષમાં તે ફાયદો કરે છે. હર્ષના દરદીને પણ કાળીપાટનો ક્વાથ લેવો ઉચિત છે.

**માત્રાઃ**—કાળીપાટના મૂળના ચૂર્ણની માત્રા ૨ થી ૪ વાલ, ક્વાથ ૨ થી ૪ તોલા.

## કીડામારી.

**વર્ણનઃ**—કીડામારીના વેલા સાધારણ રીતે આપણા ગાંધીઓ પાસેથી મળેછે. તે વેલા આશરે હાથ દોઢ હાથ લાંબા થાયછે અને તેમાં ડોડવા થાય છે. તે ડોડવામાંથી તેનાં કાળાં બીજ નીકળે છે. સુકલ કીડામારીના છોડવા કરતાં લીલા છોડવા વધારે પવાય છે.

**બનાવટઃ**—કીડામારીનો લેપ.

૧ કીડામારીનો લેપ=કીડામારી, સમદર ફળ, માલકાંકણાં ને કાળાં મરી એ ચારે ચીજને વાટી શરીરે લેપ કરવો.

**ગુણઃ**—કૃમિઘ્ન, જ્વરઘ્ન અને શોથઘ્ન.

---

૧ પીઠવણ. ૨ પોરાઘલો લાગવો તે. ગર્ભવંતી સ્ત્રીને ધાવનાર બાળકને પારી ગર્ભિક રોગ થાયછે.

**ઉપયોગ:**—કીડામારી સ્વાદે અત્યંત કડવી છે અને તેથી પેટના જીવડાના દરદમાં તે ઉપયોગી છે. કીડામારી વાટીને પીવાથી અગર તેના બીનો ફાકડો મારવાથી પેટના જંતુનો નાશ થાય છે. મુએલાં જંતુને બહાર કાઢવાને માટે તે ઉપર રેચ લેવાની જરૂર પડે છે. જેમ તે પેટના જંતુઓનો નાશ કરેછે તેમજ તેનાં પાંદડાંનો રસ જીર્ણ અને ગંધાતા જખમ ઉપર લગાડવાથી તેની અંદર પડેલી જીવાતનો નાશ થાય છે. પેટચુંક, કૃમિ, વાયુ, ગુલ્મ, આફરો, અજીર્ણ, અરૂચી ઉપર પણ બીજી યોગ્ય દવા સાથે અગર એકલી ફાકી તરીકે તે લેવાય છે. બાળકોના ઉધરસ તથા ઉલટી ઉપર અપાય છે. આ દેશમાં સ્ત્રીઓની ઘર વૈદ્યાંની પોટલી તપાસીએ તો તેમાંથી કીડામારી અને કાળજીરી નીકળે છે અને પ્રસંગોપાત મળાવરોધ અને જ્વરને માટે તે બાળકોને પાય છે. બાળકને સેજસાજ તાવ આવ્યો હોય અગર ભાર રહ્યો હોય તોપણ સેજસાજ કીડામારી વાટી પાવાથી તાવ ઉતરી જાય છે. તેમજ ગમે તેવા તાવની અંદર પણ બીજી દવાઓની સાથે લેપ તરીકે શરીર ઉપર તે ચોપડાય છે. કીડામારીનાં પાંદડાંનો રસ છોકરાંને ડુંટીની આસપાસને પેટ ઉપર ચોપડવાથી દસ્ત સાફ આવે છે અને તેના રસને એરંડીઆ તેલ સાથે પેટ પીડ માટે અપાય છે. કીડામારીના મૂળ અને પાંદડાંના રસને દૂધની સાથે મેળવી ઉપદંશમાં અને અફીણની સાથે મેળવી પ્રમેહમાં આપવાથી ફાયદો થાય છે.

કેટલીક વખતે વિષમજ્વરમાં તે સારો ફાયદો કરેછે. અણઉતાર, તરીઆ, રોજીઆ, ને એકાંતરીઆ તાવમાં તે અપાય છે.

**માત્રા:**—ચૂર્ણ ૦। તોલો, સ્વરસ મોટા માણસને માટે ૨ તોલા અને બાળકને માટે ૦।। તોલો.

## કીર્દમાન.

**વર્ણન:**—કીર્દમાન અસલ આપણા દેશની પેદાશ નથી. ઔષધમાં તેનાં ફૂળજ વપરાય છે. કીર્દમાન એ એક જંગલી જીરાની જાત છે અને તે ઝેરીછે.

**ગુણ:**—ઘેન લાવનાર, પીડા શામક અને સ્નાયુ શૈથીલ્યકૃત્.

**ઉપયોગ:**—કીર્દમાન ઘણી ઝેરી ચીજ છે; માટે તેનો ઉપયોગ હમેશાં સંભાળથી કરવો. કીર્દમાન વધારે ખાવાથી ઝેર ચડે છે, હાથ પગની

શક્તિ જતી રહેછે ને તે બહેરાં જેવો થઇ જાય છે. જો માત્રા વધારે થાય તો મગજ બેભાન થઇ દરદી ગુજરી જાય છે. કીર્દમાનની ઝેરી અસરના નીવારણને માટે ઉષ્ણ ચીજો આપવી. ઉધરસ અને દમની અંદર કીર્દમાન બહુ સારૂં છે. તેનો ગુણ કફ શામકછે ને તેથી તે ખાસી ઉધરસમાં વધારે સારો ફાયદો કરેછે. જીર્ણ ઉધરસ અને ક્ષયની ઉધરસને માટે તે વપરાય છે. તેમજ મોટી ઉધરસમાં પણ તે અપાય છે. સંધિવા, શૂળ, ચસ્કાને હોજારીના ક્ષતની અંદર કીર્દમાન અપાય છે. રાંઝણ તેમજ બીજા સાંધાના દુખાવાની અંદર તથા કટીશૂળની અંદર કીર્દમાન ફાયદો કરેછે. કીર્દમાનનો ગુણ પીડા શામક હોવાને લીધે જ્યારે જ્યારે પીડા થાય છે ત્યારે ત્યારે કીર્દમાન આપવું યોગ્ય છે.

ધનુર, આંચકી, ખેંચતાણ, હિસ્ટીરિયા અને બીજા વાત વ્યાધિમાં જ્યારે જ્યારે શરીર બહુ જોસમાં આવી જાય છે ત્યારે કીર્દમાન જોસને દબાવે છે. હાથ પગનાં આંગળાં ફઈડાઇ જાય છે તેમજ જ્યારે વાયુને લીધે ગુલ્મ ચડતો દેખાય છે ત્યારે કીર્દમાન અપાય છે.

કીર્દમાનનો ગુણ મગજની શક્તિને શાન્ત કરવાનો છે ને તેથી જેટલા રોગમાં મગજની અંદર જોરસો આવેછે તે દરેક રોગની અંદર કીર્દમાન આપવું યોગ્ય છે. કેટલાક વાત વ્યધિમાં હાથમાંથી તથા પગમાંથી ધ્રુજ છુટે છે તેમજ બાળકોને દાંત આવતી વખતે જે વાત વ્યાધિનાં ચિન્હ જણાય છે તેમાં કીર્દમાન ઉપયોગી છે. અત્યંત વિષયથી જ્યારે દરદી ક્ષીણ થઈ જાય છેને પછી તેને વિષય વાંચ્છના રહેતી નથી ત્યારે દરદીને કીર્દમાન શાન્તિ આપી વિષય વાંચ્છના પ્રદિપ્ત કરે છે, અગર જનનેંદ્રીયને વીસામો આપી દુખ ભુલાવી તેને ફરી પ્રયાસ કરવા માટે જાગૃત કરે છે ને તે ધાતુને ચેતવનારી દવા ગણાય છે.

માત્રા:—તેના બીનો ભૂકો ૧ ચણોઠીભાર.

## કીરમાણી,

વર્ણન:—કીરમાણી ઓવાના ઝાડને આ દેશમાં સાધારણ રીતે કરમાણી કહે છે. તેનાં પાંદડાંનો આકાર ગુલદાવદીના પાંદડાં જેવો થાય છે. ગુલદાવદીનાં પાંદડાંના ખાંચાની માફક તેમાં પણ ખાંચા આવે છે પણ તે ગુલદાવદીના પાન કરતાં નાના, ઝીણા ને લાંબા વધારે થાય છે. તેના પાનની અંદર એક ખાસ ખુશબો રહેલી છે. તેનાં પાંદડાં અજમા

સાથે મેળવી આ દેશના લોકો કૃમિને માટે વાપરે છે. તેને કીરમાણી અજમા કહે છે ને તે કીરમાણી અજમાનો ઉપયોગ પણ કીરમાણીના જેવોજ છે. તેમાંથી "સેન્ટ નાઇન" નામની ઇંગ્રેજી દવા જે કૃમિ ઉપર અકસીર ગણાય છે તે નીકળે છે. વગર ખીલેલા કીરમાણીના ફૂલ બજારમાં મળે છે. કેટલાકનો મત એવો છે કે અજમાને લઇને તેને કીરમાણીના પાનમાં ચોળે છે ને તેથી તેની બાસ તેમાં બેસી જાય છે. તે કીરમાણી અજમાના દાણા લંબગોળ તથા પીળાશપર હોય છે ને તેની અંદર કાંઈ લીલી ઝાંય પડતી હોયછે. તેને હથેળીમાં ચોળવાથી લીલા કીરમાણીના પાનના જેવીજ સુગંધી આવે છે.

ગુણ:—કૃમિઘ્ન.

ઉપયોગ:—જૂદી જૂદી જાતનાં પેટનાં કૃમિ ઉપર તે અપાય છે. કરમાણીનાં પાંદડાંના રસને અજમામાં ચોળી ફાકડો મારી જવાથી કૃમિનો નાશ થાયછે. કીરમાણી લેવા પછી એક સાદો જુલાબ લેવાની જરૂર છે અને તેથી મરી ગએલા જંતુ બહાર નીકળી આવેછે. અપસ્માર, હિસ્ટીરિયા, એંચ તાણ અને આંચકીની અંદર બાળકોને દરદનું મુખ્ય કારણ કૃમિ વિકાર હોયછે. કરમાણી આપવાથી દરદનું મૂળ જતાં દરદ બેસી જાયછે.

માત્રા:—આશરે પાવન્નાભાર.

## કીલ.

વર્ણન:—કીલ સઘળે ઠેકાણે સાધારણ છે. તે એક જાતના ઝાડનો રસછે અને તે લાકડાંને બાળવાથી નીકળે છે.

બનાવટ:—કીલનો મલમ.

૧ કીલનો મલમ=કીલ ૧ ભાગ, મીણ ૨ ભાગ અને મીઠું તેલ ૨ ભાગ; મીણ અને તેલને ભેગાં કરી જરા તાપ ઉપર રાખવાં એટલે મળી જશે. પછી જ્યારે જામી જાય ત્યારે તેની અંદર કીલ મેળવી દેવો. કીલ કઠણ હોય તો તેને તાપ આપવો એટલે રસ થશે અગર "તાર" જે પ્રવાહી રૂપે છે તે મેળવવો.

ગુણ:—રોપણ. કૃમિઘ્ન.

ઉપયોગ:—કફ શામક અને મૂત્રલ તરીકે તે ઉધરસ, જીર્ણ ઉધરસ, ક્ષય, અને કેટલીક જાતના મૂત્ર રોગમાં ફાયદો કરે છે તો પણ તે બહુ

કરીને ખાવાની દવા તરીકે વપરાતો નથી. દશશેર ગરમ પાણીની અંદર પાંચ તોલા કીલ નાખી તેની વરાળ લીધી હોય તો તેથી જીર્ણ ઉધરસ અને ક્ષયની ઉધરસ જરા હલકી પડે છે. તેનો મુખ્ય ઉપયોગ ત્વક્દોષ ઉપર છે. ખરજવું, વિસ્ફોટકનાં ઘારાં તથા જે ઘારાંની હેઠે ગાંઠ ઘાલી હોય તથા ઉપર ઘારાં હોય ને જેમાં ઘણી ચેળ આવતી હોય તેમાં તથા વિચર્ચિકા વિગેરે દરદોમાં કીલ ઘણો સારો ફાયદો કરે છે. આ શિવાય બીજા ત્વક્રોગ ઉપર પણ તે ઉપયોગી છે. દાદર, ઉંદરી તથા બીજા ત્વક્દોષ, જેમાં બારીક કીડને લીધે ચામડીની અંદર ક્ષત થઈ પરૂ થાય છે તેવા દરદમાં કીલનો મલમ ઘણો સારો ફાયદો કરે છે. જે જે ત્વક્દોષની અંદર પીળા ફચફચતા ફોડલા ઉપડે છે, પાછા ફરીને બેશી જાય છે ને વળી પાછળથી ઉપડે છે તેવા ત્વક્દોષનું તે શોધન કરી તેને ફરી ઉપડતાં અટકાવે છે. જો કોઈ ક્ષતમાં જીવડા પડ્યા હોય તો તેમાં પહેલી ખાંડ નાખી પાછળથી કીલ ચોપડવાથી જંતુનો નાશ થાય છે. જનાવરોને ઘારાંમાં જીવ પડે છે તો તેને પણ કીલ લગાડવામાં આવે છે. કીલનો મલમ જે અમે ઉપર બતાવ્યો છે તે ત્વક્દોષ ઉપર બહુ સારો ફાયદો કરે છે.

## કુકડવેલ.

વર્ણનઃ—કુકડવેલ અને કોષાટકી આ બન્ને એકજ જાતની પેદાશ છે. કુકડવેલના વેલા થાયછે અને તેનાં પાન પહોળાં પાંચ ખાંચા વાળાં ને રૂછડાવાળાં થાયછે તથા તેના સોપારી સોપારી જેવડા ડોડવા થાયછે જેની અંદર કાળાં બી થાયછે. તેનો આખો વેલો ઘણોજ કડવો હોયછે ને બજારમાં ડોડવા સુદ્ધાંત સુકાએલ વેલા મળી આવેછે.

ગુણઃ—રેચક, છીંક લાવનાર, વિષારિ.

ઉપયોગઃ—કુકડવેલમાં સખ્ત રેચક ગુણ હોવાથી સર્પદંશ ઉપર તથા હડકવા ઉપર અપાયછે. કેટલાક ઝેરી તાવની અંદર તેનું હીમ શરીરે લગાડવામાં આવેછે, તેમજ પેટમાં ખવાય પણ છે. પેટ પીડની અંદર પણ તે અપાયછે. કુકડવેલનો રેચક ગુણ ઘણો છે ને તેથી પ્લીહોદર ને યકૃતોદરમાં સિંધાલૂણ વિગેરેની સાથે અપાયછે, તેનો રેચ આપવાથી દરદીને કેટલીક ઉલટી થાયછે ને આવી રીતે સર્પના ઝેરની અસર કમતી થાયછે.

**માત્રાઃ**—પાન અને તેનો સ્વરસ ના તોલો.

## કુબો,

**વર્ણનઃ**—કુબાને સંસ્કૃતમાં દ્રોણ પુષ્પી કહેછે. કુબો મરવાની જાતનું ઝાડ થાયછે ને તેના ડાડવામાં ખાસ સુગંધી રહેલી છે. કુબાના છોડ ઘણા સાધારણ છે ને તે આડે વગડે બધે મળી આવેછે.

**ગુણઃ**—કફઘ્ન અને સ્વેદળ.

**ઉપયોગઃ** તે ઉષ્ણ વીર્ય છે. તેને ઉના પાણીમાં નાખી જ્વરવાળા દરદીને બોક દેવામાં આવેછે. વાતજ્વરની અંદર તે ઉપયોગી છે ને સાદી બોક આપવાના કરતાં કુબાની બોક આપવાથી તેની તંદ્રા હઠેછે, ભ્રમ ઉડેછે, તથા શરીરમાં વધારે સ્ફુર્તિ જણાયછે. બાળકને ઉધરસ તથા શ્લેષ્મની અંદર તેનો સ્વરસ મધ અને ટંકણમાં મેળવી અપાય છે ને તેથી કફ છૂટો પડી બહાર આવેછે. કુબાને પાણીમાં ઘસી કપાળ ઉપર ચોપડવામાં આવ્યો હોય તો વાતજ્વરને લીધે તથા કફના પ્રકોપને લઇને માથું દુખતું હોય તો તે ઉતરી જાયછે. કુબાને કાળાં મરીની સાથે કપાળ ઉપર ચોપડાયછે.

**માત્રાઃ**—તેનો સ્વરસ બચ્ચાં માટે ના તોલો. મોટા માટે ૨ તોલા.

## કુલીંજન.

**વર્ણનઃ**—કુલીંજન એ એક જાતના છોડની જડ છે. તે છોડ સુંઠના છોડને મળતો છે ને તે તે વર્ગનો છે. કેટલાક લોકોનું એમ માનવું છે કે તે નાગરવેલના પાનની જડછે પણ તેમ નથી. કુલીંજન બે જાતનું થાયછે; એક નાનું ને બીજું મોટું. નાના કુલીંજનના કટકા ટચલી આંગળી જેવડા તથા આશરે બે ઈન્ચ લાંબાં થાયછે. તેનો રંગ તજના જેવો અને સ્વાદ તીખો અને પીંપરીમૂળને મળતો થાયછે. મોટા કુલીંજનના કટકા નાના કુલીંજનના કરતાં મોટા અને ગાંઠવાળા હોયછે. નાના કુલીંજનને ભાંગતાં અંદરનો ભાગ રતાશપર દેખાયછે અને મોટા કુલીંજનનો ભાગ ભુંખરો દેખાય છે. મોટુ કુલીંજન સુગંધે અને સ્વાદે કુષ્ટ અથવા ઉપળેટને મળતું છે ને તેથી તેને કુષ્ટ કુલીંજન પણ કહેછે.

**ગુણઃ**—દીપન, પાચન, વાતહર.

**ઉપયોગઃ**—બન્ને કુલીંજનના ગુણ સુંઠને મળતા છે. પેટ ચુંક, અજીર્ણ, આફરા વિગેરેમાં તે આપવામાં આવેછે. કુલીંજન ધાતુને

ચેતવનારી દવા ગણાયછે અને તે લેવાથી જનનેંદ્રીય વધારે જાગૃત થાયછે. મધુ પ્રમેહમાં કુલીંજન આપવાથી મૂત્રની ઉત્પત્તિ ઓછી થાયછે. જે બાળકો બોલતાં બહુ મોડા શીખેછે તેને તે ચવરાવેલ હોય તો તેઓ તરત બોલતાં શીખેછે. પાણી અગર તેલમાં ઘસી મોઢા ઉપર ચોપડવાથી મોઢાના ખીલ બેસી જાયછે.

માત્રાઃ—૨ થી ૪ વાલ.

## કુવાડીઓ.

વર્ણનઃ—કુવાડીઓ, આવળ, ચીમડ, કસુંદી, કાસમર્દન, મીંઢીઆવળ વિગેરે ઝાડો એકજ વર્ગના અને એકજ સરખાં પાનવાળાં થાયછે. સંધિસરો વિગેરે ઝાડો પણ તેજ વર્ગમાં આવેછે. કુવાડીઓ ચોમાસામાં આડે વગડે મળી આવેછે. કુવાડીઆના બીજની માફક આ દરેક વૃક્ષનાં બીમાં "[1]ક્રાઇસોફેનીક" આસીડનો ભાગ રહેલો છે.

ગુણઃ—ત્વક્‌દોષહર, જ્વરઘ્ન.

ઉપયોગઃ—કુવાડીઆના બીજને થોરના રસમાં પલાળીને તેને ગૌમૂત્રની અંદર ખૂબ વાટી લેપ કરવાથી ઘુંચવાળી ગાંઠો બેસી જાયછે, તેમજ તેનાં બીજ કરંજના બીને સાથે વાટી ચોપડવાથી દાદર દૂર થાયછે. વાતરક્ત, ઘુંચવાળી ગાંઠ, વિચર્ચિકા તથા દદ્રુ વિગેરે દરદમાં જ્યાં ચામડીમાં કઠણ જમાવ થઈ જાયછે તેને તે પોચો પાડેછે, તેમજ તેના બીને છાશમાં વાટી ચોપડવાથી ચેળ કમતી થાયછે, તથા તેના મૂળને લીંબુના રસ સાથે ઘસી ચોપડવાથી દાદર ઘણી જલદીથી હડેછે. કુવાડીઆનાં બીજ છ ભાગ, ગાજરનાં બી બે ભાગ, બાવચીનાં બી ચાર ભાગ એ ત્રણે વસ્તુના ચૂર્ણને આઠ દિવસ સુધી ગૌમૂત્રમાં પલાળી રાખી પાછળથી તે કાઢી વાટીને લગાડવાથી દાદર, ચેળ અને ખસ જતી રહેછે તથા ત્વક્‌દોષમાં સારો ફાયદો થાયછે. તેના પાનની ચા બાળકોને

---

૧ ક્રાઇસોફેનીક એસીડનો ભુંખરો તપખીરીઆ રંગનો ભૂકો થાયછે. આ ઇંગ્રેજી દવા દાદરને માટે ઘણી સરસ છે. તે અમુક જાતની વનસ્પતિમાં રહેલો છે. ગોવાપાઉડર, સીટ્રીન એઇન્ટમેન તેમજ બીજી કેટલીક ખાનગી દાદરની સોગઠીઓ, લેપ અને મલમ કરતાં ક્રાઇસોફેનીક એસીડ ચડેછે. દાદરને માટે ક્રાઇસોફેનીક એસીડની બરાબરી કરે એવી બીજી એકે દવા નથી. તેને આઠ ગણા સાદા મલમ સાથે મેળવી દાદર ઉપર લગાડવાથી દાદર જલદીથી મટેછે. વિશેષમાં તેની ખુબી એછે કે તેથી બળતરા થતી નથી.

દાંત આવતી વખતે તાવ આવેછે ત્યારે પીવાયછે. ભીલામું ઉડવાથી જ્યારે શરીર ઉપર સોજો થઇ આવેછે ત્યારે કુવાડીઆના પાનનો રસ ચોપડાયછે.

**માત્રાઃ**—ચાની એકથી ૨ રૂપિઆભાર.

## કુંવાર.

**વર્ણનઃ**—કુંવાર આપણા દેશમાં ઘણી સાધારણ છે. તેને ઘણાક લોકો પોતાના ફળીઆમાં વાવેછે. તે બે જાતની થાયછે. કડવી અને મીઠી. કડવીનાં લફરાં જાડાં અને મોટાં થાયછે. મીઠીનાં ઝીણાં અને નાનાં હોયછે. મીઠીનાં લફરાંસ્વાદે મીઠાં હોયછે ને કડવી કુંવારના લફરાં સ્વાદે કડવાં હોયછે. મીઠીનાં લફરાંનું આથણું થાયછે તેમ કડવીના લફરાંનું થતું નથી. એ બેઉના ફૂલના ડાંડા જેને શેલરા કહેછે તેનું પણ અથાણું થાયછે ને શેલરાં ઉપર જે ફૂલ હોયછે તે કઢીમાં નંખાય છે. તેના રસમાંથી એળીઓ બનાવવામાં આવેછે.

**બનાવટઃ**—૧ કુમારિકાસવ ૨ કુમારિકા ઘૃત.

૧ કુમારિકાસવ=કુંવારનોરસ ૨૦૪૮ તોલા; ગોળ ૪૦૦ તોલા; ભાંગ ૧૦૦ તોલા અને પાણી ૧૦૨૪ તોલા લઇ તેનો કાઢો કરવો. જ્યારે ચતુ-ર્થાંશ રહે ત્યારે બધું ગાળી લેવું. પછી તેમાં ૨૫૬ તોલા મધ, ૬૪ તોલા ધાવડીના ફુલ નાખી ઘીના રીઢા ઠામમાં તે બધું ભરવું; ને તેની અંદર જાયફળ, લવીંગ નાગકેશર, ચણકબાબ, જટામાંસી, ચવક, ચિત્રક, જાવંત્રી કાકડાશીંગી, બહેડાં, અને પોખર મૂલ દરેક ચચાર તોલા અને તામ્રભસ્મ તથા લોહભસ્મ દરેક બબે તોલા નાખવાને તે ઠામની મુખમુદ્રા બંધ કરી ૨૦ દીવસ સુધી એક દાણાના ઢગલામાં તે રાખી મુકવું. જે તૈયાર થાય તે "કુમારિકાસવ".

૨ કુમારિકાઘૃતઃ—કુવારનોરસ એક ભાગ, ઘી ચાર ભાગ અને પાણી સોળ ભાગ લઇ તેનું રીતસર ઘી સિદ્ધ કરવું. કેટલાક વૈદ્યો પોતા-ની મરજી મુજબ જેવો ગુણ જેનો હોય તેવા ગુણવાળી ઔષધિઓ ઘી સિદ્ધ કરતી વખતે નાખે છે, પણ બહુ કરીને તેમાં ક્ષાર અને દીપન પાચન પદાર્થો પડે છે.

**ગુણઃ**—રેચક, શોધક, પિતશામક; ગુલ્મઘ્ન.

**ઉપયોગઃ**—કુંવાર સાધારણ રીતે બંધાણ કરવામાં બહુ ઉપયોગી છે. તેનું બંધાણ કરવાથી પેટની અંદરની ગાંઠ ગળે છે, પેટ કઠણ હોય તો પોચું પડે છે, અને મળનો જમાવ સાફ થાય છે. તે શિવાય

જ્યારે કોઇ પણ ભાગ પકવવો હોય ત્યારે કુંવારનાં લકરાંને સાજીખાર તથા હળદર સાથે ઓઢવીને તે ભાગ ઉપર બંધાય છે. વિશેષે કરીને પાળાની અંદર તેનાં બીજાં પકવવાને માટે તેનું લકરૂં ઓઢવીને લોકો બાંધે છે. તે શિવાય શરીરના બીજા ભાગમાં પણ જ્યારે મોઠા ગડ ઉપડેછે ત્યારે કુંવાર વપરાય છે. પેટમાં ખાવાને માટે કુમારિકાસવ અને કુમારિકા ધૃત એ બન્ને મુખ્ય બનાવટો છે. તે સારક તથા ઠંડી છે; તેથી યકૃતોદર અને પ્લીહોદરની અંદર તે અપાય છે. તે પિત્તનું શામન કરે છે તથા દસ્ત સાફ લાવી આ બન્ને ગાંઠમાં થએલો લોહીનો જમાવ ત્રોડે છે. સાદા તાવની અંદર પણ કુમારિકાસવ આપવો યોગ્ય છે. એક બે દસ્ત લાવી તે સેજસાજ જ્વરને પોચો પાડે છે. વિષમજ્વરમાં જ્વરની અંદર રહેતા પિત્તાધિક્ય દોષનું પણ તે શમન કરેછે. યકૃત્ની અને પ્લીહની ગમે તેવી વિકૃતિ હોય તેમજ ઉદર રોગમાં, અર્શમાં અને રક્તપિત્તની અંદર કુંવાર ઉપયોગી છે. અર્શની અંદર પિત્તનો મુખ્ય પ્રકોપ હોય છે અને કુમારિકાસવ લેવાથી તે દોષનું શમન થાયછે ને દસ્ત સાફ આવે છે. અર્શની ચિકિત્સામાં મુખ્ય બે હેતુ રહેલા છે; એક તો દસ્તનું સાફ આ-ણવું, ને બીજું પિત્તનું શમન કરવું અને યકૃતનું સુધારવું. આ બન્ને હેતુ કુમારિકાસવથી પાર પડે છે. કમળાની અંદર કુંવાર આપવાથી દસ્ત સાફ આવેછે, ને તેથી કરીને પિત્તનો જમાવ હડે છે, આંખ પીળી મટે છે, ને દરદીને આરામ થાય છે. કમળાના ઔષધમાં કુમારિકાસવ એ મુખ્ય છે. ત્વક્દોષમાં તેની શોધક અસર સારીછે. કુષ્ટ, વિચર્ચિકા, વાતરક્ત, ફટકીઆં ગુમડાં તેમજ જે ત્વક્દોષની અંદર લોહી દુષ્ટ થએલું છે ત્યાં કુમારિકાદિ ઘૃત અથવા કુમારિકાસવ લેવાથી ફાયદો થાય છે. ત્વક્દોષની અંદર હમેશાં શોધન ક્રિયા કરવાની જરૂર છે, જે કુંવારથી થાય છે. વાતરક્ત અને કુષ્ટની અંદર ઘણા દિવસ સુધી તેનો ઉપયોગ કરવો યોગ્ય છે. યકૃતોદર તથા પ્લીહોદરની અંદર કુમારિકાસવ અથવા ઘૃતને બીજા ક્ષાર અને દીપન પદાર્થોની સાથે મેળવી લેવાથી વધારે સારો આરામ થાય છે. કુંવારના લકરા ઉપરનું પડ કાઢી નાખી વચલો ગર લઇ તેની અંદર સંચળ તથા સુંઠ નાખી દરરોજ સવારમાં દસ દિવ-સ સુધી ખાવાથી યકૃતોદર, પ્લીહોદર તથા કમળા વિગેરેમાં સારો ફાયદો થાય છે. બડેલવાળા દરદીને શેલરાનું આ [1]ચાર ઉત્તમ છે. કુમારિકાસવ

---

૧ આ ચાર=અથાણું.

લોહીને સુધારનાર છે ને તે તેના પૈત્તિકદોષનું નિવારણ કરેછે; માટે જે તમામ રોગની અંદર લોહીમાં પિત્તાધિક્ય દોષ હોય ત્યારે કુંવારનો ઉપયોગ કરવો કહેલો છે.

કન્યાસવ ને કન્યાઘૃત એ બન્ને બનાવટો છૂટથી ગમે ત્યાં વાપરી શકાય છે. કુમારિકાસવ લેવાથી મગજની ગરમી શાન્ત થાય છે, માથાનો ભ્રમ બેસે છે, તથા આંખે ઠંડક થાય છે, ગરમાઇને લીધે આંખની અંદર થોડું થોડું ઝાંખું દેખાય છે ત્યારે કન્યાસવ અથવા ઘૃત લેવાથી દૃષ્ટિ નિરોગી થાય છે.

સ્ત્રીઓના રોગમાં [1]કન્યા સારી છે. નષ્ટાર્તવ, અનાર્તવ તેમજ અનિયમિત ઋતુ દોષની અંદર કુંવારની ગમે તે બનાવટ લેવાથી તેમજ તેનું પેટ ઉપર બંધાણ કરવાથી સારો ફાયદો થાય છે. તે ઋતુના સ્રાવને વધારે છે. પિત્ત પ્રકોપથી કેટલીક વખતે અતિસ્રાર્તવ પણ થઈ આવે છે ત્યારે કન્યા ઘૃત લેવાથી તેનો અટકાવ થાય છે. અનાર્તવ તથા નષ્ટાર્તવની અંદર તે મળાવરોધ દૂર કરી રૂતુસ્રાવને નિયમિત રીતે લાવે છે, કારણ કે ઋતુસ્રાવનું અનિયમિત થવાનું કારણ કેટલીક વખતે મળાવરોધ પણ હોય છે. ટુંકામાં જે જે દરદો ઉપર કન્યા ફાયદો કરે છે તે ફકત બે રસ્તેથી કરે છે એકતો મળનો મોક્ષ કરીને ને બીજું લોહીના પિત્તાધિક્ય દોષનું શમન કરીને, કુમારિકાસવ પીવાથી તૃષા હોઠેછે તથા પેટના ગુલ્મ, ચુંક, મેદ તેમજ ઉદર્દ રોગની અંદર પણ ફાયદો થાયછે. કન્યાસવ દરદ ઉપર યોગ્ય પડતી દવાઓ બીજાં સાથે મેળવીને પણ અપાય છે. કેટલાક વાત વ્યાધિની અંદર જ્યારે શોધન ક્રમ ગ્રહણ કરવાની જરૂર છે ત્યારે કન્યાનો ઉપયોગ કરવો યોગ્ય છે. જીર્ણ વાત વ્યાધિની અંદર ઉષ્ણ અને વાતહર દવાનો ઉપયોગ કરવા પહેલાં હમેશાં મળ શુદ્ધિ કરવી પડે છે અને એક બે સખ્ત જુલાબ આપ્યાને બદલે પાંચદસ દિવસ સુધી કન્યા અગર તેના જેવી બીજી દવાનો ઉપયોગ કરી મળ શુદ્ધિ કરવી એ ઉત્તમ છે.

**માત્રાઃ**—"કન્યાસવ" ૨ થી ૫ તોલા અને કન્યા ઘૃત ૨ તોલા. મોટાને માટે. બચ્ચાંને માટે ૦॥ થી ૧ તોલો.

## કેરડાની પાડ.

**વર્ણનઃ**—કેરડાનું ઝાડ હમેશાં લીલું રહે છે ને તેમાં પાન બીલકુલ

---

[1] કન્યા=કુંવાર.

હોતાં નથી. તેનાં ફૂલ લાલ પરદેશી થોરનાં જેવાં થાય છે. ઔષધમાં તેના મૂળની છાલ કામ આવે છે.

ગુણ:—વાતહર.

ઉપયોગ:--કેરડાની પાડ બીજી યોગ્ય દવા સાથે ક્વાથમાં વપરાય છે. તે ગરમ છે ને ખાવાથી શરીરની સુસ્તી ઉડી જાય છે. તમામ જાતના વાત વ્યાધિ ઉપર તે કામની છે. સંધિવા, નજળો ને જળંદરના ક્વાથમાં તે પડે છે. તેના તાજા રસનું ટીપું કાનમાં નાખવાથી જંતુનો નાશ થાય છે તેમજ બહાર લગાડવાથી શોફ હટે છે. વાળાની અંદર તેની પાડ વાટીને ચોપડાય છે અને તે ચોપડવાથી અસહ્ય વેદના ને બળતરા થાય છે.

માત્રા:—ા તોલો.

## કેશર.

વર્ણન:—કેશર મૂળ આપણા દેશની પેદાશ નથી. તે એક જાતના ફુલના રેશા છે અને તેને પાણીમાં ઘસવાથી એક જાતનો રંગ થાય છે જેને કેસરીઓ રંગ કહે છે. તે રંગ ઘાંટો પીળો હોય છે. કેશરના બહારના દેખાવનો રંગ ઘાંટો રાતો હોય છે. કેશર ઘણી મોંઘી ચીજ હોવાથી તેની અંદર કેટલીક જાતનો ભેગ કરવામાં આવે છે. સાચું અને ખોટું એવું બે જાતનું કેશર બજારમાં મળે છે. સાચા કેશરના તાંતણાને પાણીમાં બોળી લુગડાં ઉપર લગાડવાથી તરતજ પીળો ડાઘ થાય છે. ને ખોટાં કેશરની તેવીજ રીતે તપાસ કરવાથી પેહલ વહેલા રાતો ડાઘ થાય છે અને પાછળથી પીળાશપર આવતાં તેમાં રતાશ વધારે રહે છે.

બનાવટ:—કુંકુમવટી.

૧ કુંકુમવટી=અફીણ અને કેશર બેઉ સમભાગે લઇ તેની મધમાં ઓખાના જેવડી ગોળી બાંધવી. કેશરાદિ ગુટિકામાં પણ રસકપૂર સાથે કેશર આવેછે.

ગુણ:—શીતળ, સ્તંભન, વાજીકર પૌષ્ટિક.

ઉપયોગ:—શીતળ ગુણને માટે કેશર બહાર લગાડવાના ઠંડા લેપમાં પડેછે અને તે કપાળે લગાડવાથી મગજ અને આંખને ઠંડક થાય છે તથા શરીરની ખોટી ગરમી દૂર થાય છે; પણ તેનો મુખ્ય ઉપયોગ વાજીકર તરીકે છે. ઘણાં ખરાં ધાતુ પૌષ્ટિક ચૂર્ણ તથા પાકની અંદર તે પડે છે. દૂધ ઉકાળી તેમાં સાકર અને કેશર નાખી ધાતુ પુષ્ટિને માટે

અપાય છે. તે સિવાય કેટલીક ખાવાની ચીજોમાં સારો રંગ લાગે તેટલા માટે પણ તે વપરાય છે. સ્તંભન ગુણને માટે ઝાડા વિગેરેમાં બીજી યોગ્ય દવાની સાથે તેને મેળવવામાં આવે છે. કુંકુમવટી નામની બનાવટ ઝાડાની અંદર અકસીર છે. બકરીનું દુધ ઉકાળી તેની અંદર કેશર નાખી પીવાથી રકતપિત્તમાં સારો ફાયદો થાય છે; તેમાં વિશેષે કરીને જ્યારે નસકોરી ફૂટતી હોય ત્યારે અગર બડખામાં છાતીમાંથી લોહી પડતું હોય ત્યારે તેનો ઉપયોગ ઘણો સારો લાગુ પડે છે. કેશર બીજા ઘણાક રોગ ઉપર બીજી દવા સાથે વપરાય છે પણ તેમાં તેની કાંઇ ખાસ અસર રહેતી નથી.

**માત્રા:**—કેશરની રતી ૧ થી ૧ વાલ. કુમકુમવટીની અરધીથી એક રતી બાર.

## કોકમનું તેલ.

**વર્ણન:**—કોકમનું તેલ કોકમમાંથી નીકળે છે. જેને અહીં આપણે કોકમનું ઘી કહીએછીએ તેના ગોળ સફેદ રંગના સાબુ જેવા કટકા આવે છે. તેમાં ચીકાશ રહેલી છે અને તે ઉપર આંગળીના ટેરવા ઘસાવાથી લીસપ લાગે છે.

**ગુણ:**—સ્નિગ્ધ.

**ઉપયોગ:**—પાદદારિ અને હાથ પગની ચા ફાટતી હોય ત્યારે તે વપરાય છે. તે કેટલાક મલમમાં પડે છે અને તે શરીર ઉપરની ચેળ મટાડેછે.

## કોઠ.

**વર્ણન:**—કોઠનું ઝાડ ગુંદીના જેવડું મોટું થાય છે ને તેનાં પાંદડાં પહોળાંને લાંબાં થાય છે. તેમાંથી વરીયાળીના જેવી સુંગધી નીકળે છે. તેમાં બીલાંની માફક ફળ થાય છે, જેને કોઠાં કહે છે. આ ફળ સ્વાદે ખાટાં હોય છે અને તે ચટણીમાં પડે છે. તેનાં ફળની ઉપલી છાલ બીલાંની માફક કઠણ હોય છે અને અંદર ગર રહેલો હોય છે. તેનો રંગ ભુંખરા વાદળીઆ રંગનો હોય છે ને તેના પાકેલા ફળની સુગંધી પાકા તરબુચ જેવી હોય છે. ઔષધમાં તેના પાન, ફળને ગુંદ કામ લાગે છે.

**બનાવટ:**—કપિત્થાષ્ટક ચૂર્ણ

૧ કપિત્થાષ્ટક ચૂર્ણ=કોઠ ૮ ભાગ, સાકર ૭ ભાગ, દાડમ, આંબલી,

બીલી, ધાવડીનાં ફુલ, પીપર, અજમોદ એ સઘળાં ત્રણ ત્રણ ભાગ; મરી, છડે, ધાણા, સંચળ, પીપરીમૂળના ગંઠોડા, વાળો, અજમો, તજ, એલચી, તમાલ પત્ર, નાગકેશર, સુંઠ અને ચિત્રો એ તેર ઔષધો એકેક ભાગ લઈ તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું.

ગુણ:—શીતળ, શોધક ને અગ્લ.

ઉપયોગ:—બીલાંને મળતોજ છે. ગ્રાહી ગુણને લીધે અતિસાર, રક્તાતિસાર તથા સંગ્રહણીમાં તે અપાયછે. ગરમીમાં રખડવાથી અગર બીજી કોઈ જાતની શરીરમાં ગરમી હોય ને તેથી ઝાડો થયો હોય તો તેમાં તે બે રીતે ફાયદો કરેછે. એક તો તેના સ્તંભન ગુણથી ઝાડો કબજ કરેછે ને બીજું પોતાના શીતળ ગુણથી ગરમીને દૂર કરેછે. કફજ્વરની અંદર ઝાડો અગર મરડો હોય ત્યારે કોઠ આપવું નહિ કારણ કે તેનો અભિષ્યંદી ગુણ મગજની અંદર લોહીનો જમાવ કરેછે અગર જડબાં દુખે છે કે સાંધા ઝલાઈ જાયછે. કેટલીક વખતે આંચકી પણ ઉપડી આવેછે. અતિસાર, અને સંગ્રહણીની અંદર કપિત્થાષ્ટક ચૂર્ણ સાધારણ રીતે વપરાયછે. જેમ ફળ કાચું તેમ તેમાં સ્તંભન ગુણ વધારે હોયછે. પાકેલું કોઠું પિત્ત શામક ને શીતળ વધારે છે માટે અજીર્ણ અને ઝાડાની અંદર હમેશાં કાચું કોઠુંજ વાપરવું ને પાકેલું કોઠું ચટણી વિગેરેમાં વાપરવું યોગ્ય છે. વિશેષમાં નારંગીની માફક તે મુખ શુદ્ધિ કરેછે. પિત્તના પ્રકોપને લીધે દરદીને અવાળુ ચડી આવેછે ત્યારે તેનાં પાકેલાં ફળ ખાવાથી ફાયદો થાયછે. તેનાં પાકેલાં ફળમાંથી શરબત બનાવવામાં આવેછે અને તે લેવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાયછે અને અનાજનું પાચન થાયછે. કોઠું પણ લીંબુની પેઠે દીપન અમ્લ છે. તેના પાનની અંદર વરીઆળીના જેવી સુગંધી રહીછે અને તે ચાવવાથી દીપન અને વાતહર અસર જણાયછે. મોઢામાં મોળ આવતી હોય, પાણી આવતું હોય, અગર ઉલટી આવતી હોય તો કોઠાનું શરબત ફાયદો કરેછે. કોઠાનો ગર ઝેરી જંતુઓના દંશ ઉપર લગાડાયછે. તેના ઝાડમાંથી એક જાતનો ગુંદ નીકળેછે તે સાધારણ ગુંદની પેઠે વપરાયછે. જીર્ણ ત્વક્દોષમાં કોઠાંનું શરબત પીવું યોગ્ય છે. પિત્ત શામક તરીકે તેની અસર મેળવવાને માટે તે થોડી માત્રામાં ઘણા દિવસ લેવાની જરૂર છે. જ્યારે થોડી માત્રામાં લેવું હોય ત્યારે તે શરબત રૂપે લેવું યોગ્ય છે. જ્યારે લોહી તપેલું હોય ને શરીરમાં ખોટી ગરમી જણાતી હોય ત્યારે કોઠું ફાયદાકારક છે.

**માત્રાઃ**—કપિત્થાષ્ટક ચૂર્ણની પાવલાથી અર્ધાભાર.

## કોહોળું.

**વર્ણનઃ**—કોળું મોટું સંજોગ પતકાળા જેવડું થાય છે. પતકાળાને લોકો સાકર કોળું કહે છે. કોળું અને સાકર કોળું જો કે બન્ને એકજ વર્ગની ચીજ છે તોપણ તે બન્ને એક નથી. પાકેલ સાકર કોળું રંગે પીળાશપર થાય છે અને કોળું ભુંખરૂં ધોળા રંગનું થાય છે. તેના ઉપર રૂપેરી ચળકાટ જણાય છે. કોળું આપણે ત્યાં ઘણું સાધારણ છે. ઔષધમાં તેનો ગર વપરાય છે. તેના બીને તળી મસાલો લગાડી મુખવાસ તરીકે ખાવામાં આવે છે.

**બનાવટઃ**—૧ કુષ્માંડા વલેહ ૨ વાસા કુષ્માંડ ખંડ.

૧ કુષ્માંડાવલેહ=સારૂં જુનું કોળું લઈ તેની ઉપલી છાલ કાઢી નાખી તેના બારીક કટકા કરી તે ૪૦૦ તોલા લેવું ને તેની અંદર ૮૦૦ તોલા પાણી નાખી બાકી ૪૦૦ તોલા પાણી રહેતાં સુધી ઉકાળવું. પછી તે પાણી ગળી લેવું ને જે કોળાના ગરનો ઉકાળેલ કુચો રહે તેને ૩૨ તોલા ઘીની અંદર તળવો; પછી બીજા ઠામની અંદર ૪૦૦ તોલા સાકર નાખી તેમાં ગાળી રાખેલું કોહોળાનું પાણી નાખી તેની ઘટ ચાસણી કરવી ને તેમાં ઘીમાં તળેલ કોળાની કીટી તથા નીચે પ્રમાણે ઔષધો નાખવાં:—સુંઠ, જીરૂંને પીપર એ ત્રણે આઠ આઠ તોલા; ધાણા, તમાલ પત્ર, એળચી, મરી ને તજ એ પાંચે બબે તોલા લઈ તેનું ચૂર્ણ કરી નાખવું અને તેની અંદર ૧૬ તોલા મધ નાખવું. જે તૈયાર થાય તેનું નામ કુષ્માંડા વલેહ.

૨ વાસા કુષ્માંડ ખંડ=એક રતલ અરડુશીનાં મૂળીઆં લઈ તેમાં આઠ રતલ પાણી નાખીને તે ઉકાળવું અને બે રતલ પાણી રહે ત્યારે તેને ગાળી લેવું. પછી ૩૨ તોલા કોળાનો ગર લઈ તેને ૬૪ તોલા પાણીમાં નાખી ૩૨ તોલા પાણી બાકી રહે ત્યાં સુધી ઉકાળવું અને તે પાણીને અરડુશીના કાઢા સાથે ગાળીને રાખી મેલવું; અને જે કોળાનો કુચો રહે તેને ૨૦ તોલા ઘીની અંદર ખૂબ તળવું. પછી ૬૪ તોલા સાકર લઈ તેની અંદર અરડુશીનું ને કોળાનું પાણી નાખવું અને તેને ઘટ કરવું. જ્યારે સારૂં ઘટ થાય ત્યારે તેની અંદર તળેલું કોળું નાખી દેવું. પછી તેને ચૂલા ઉપરથી ઉતારી લઈ તેમાં નીચે પ્રમાણે ચીજોનું ચૂર્ણ નાખવું:—

મોથ, આમળાં, વંશલોચન, ભારંગી, તજ, તમાલપત્ર, એળચી એ દરેક ના પા તોલો; સુંઠ, ધાણા ને કાળાં મરી એક એક તોલા ને લીંડી પીપર ૪ તોલા. એ પ્રમાણે નાખો ઠરતાં સુધી હલાવવું.જે તૈયાર થાય તેનું નામ "વાસા કુશ્માંડ ખંડ".

ગુણ:—શોધક, પૌષ્ટિક તથા પિત્તશામક.

ઉપયોગ:—કોળું પિત્તશામક હોવાને લીધે તે રક્તપિત્તમાં ઘણું ઉપયોગી છે. જ્યારે ખડખામાંથી નાકમાંથી અગર ઉલટીમાંથી લોહી પડેછે ત્યારે કુષ્માંડા વલેહલેવો ઉપયોગી છે, ક્ષય, ઉર:ક્ષત જેવા દરદમાં તેની અસર ઘણી સરસ છે. છાતીના તમામ જીર્ણ રોગની અંદર અને તેમાં મુખ્યત્વે કરીને જે જીર્ણ રોગની અંદર લોહી પડેછે તેમાં કોળું ઘણું કામનું છે. રક્તપિત્ત અધોગ હોય તોપણ કોહોળાનો ઉપયોગ કરવો યોગ્ય છે. આ દરેક રોગમાં પિત્તાધિક્ય દોષ હોયછે, ને કોહોળું તે દોષને દુર કરેછે. ફક્ત ઉર્ધ્વગ રક્તપિત્તની અંદર સ્તંભન દવાઓ કામ કરેછે અને અધોગ રક્તપિત્તમાં તે બીલકુલ કામની નથી. કોહોળું તે બન્ને જાતના રક્તપિત્તની અંદર ઉપયોગી છે. સ્તંભન દવાઓ લોહી પડવાની અટકાયત કરેછે પણ તેથી તેનું મૂળ કારણ દુર થતુ નથી. કોહોળું લોહી પડવાના કારણને દુર કરી રક્તપિત્ત મટાડેછે. જ્યારે રક્તપિત્તથી અને ક્ષયથી દરદી ઘણોજ કમકોવત થઈ ગયો હોયછે ત્યારે કોહોળું મૂળ રોગને ફાયદો કરતાં દરદીને શક્તિ આપેછે અને જઠરાગ્નિ પ્રદિપ્ત કરેછે. સ્વરભંગ અગર સાદ બેશી ગયો હોય તોપણ તેથી ઉઘડેછે, તથા દમ અને ઉધરસમાં તે ફાયદા કારક છે. અર્શની અંદર તે ઉપયોગી છે અને દરદીને ઘણું લોહી પડતુ હોય તો તે અટકાવેછે સંગ્રહણીમાં પણ તે તેવીજ રીતે વપરાય છે. હમેશાં તેનો ઉપયોગ જીર્ણ રોગની અંદર કરવો કહેલો છે. કેટલીક જાતના હદ્ રોગ ઉપર અને શ્લેષ્મ તથા પીનસ ઉપર પણ તે ઉપયોગી છે.

જુદી જુદી જાતના ત્વક્દોષ ઉપર કોહોળું ખવાયછે. કુષ્ટ, ચિત્રી, વિચર્ચિકા, સિધ્મ અને વાતરક્ત ઉપર કોહોળું ફાયદો કરેછે. જ્યારે દરદીને ઘણી ચેળ આવેછે ને દાહ થાયછે ત્યારે કોહોળું અપાય છે. ત્વક્દોષમાં પણ રક્તનું શોધન કરવાની જરૂર છે ને કોહોળું લેવાથી એવો પિત્તાધિક્ય દોષ દૂર થાયછે. ચામડી ઉપર લોહીના જમાવને લીધે રાતાં ચાઠાં થાયછે ત્યારે સાધારણ રીતે ચામડીના બાહ્યપડની નીચે

બારીક ધમીનીઓનાં મુખમાંથી તેની અંદર રક્તસ્રાવ થયો હોય એમ શંકા રહેછે. આવે પ્રસંગે કોહોળાંનો ઉપયોગ કરવાથી ફાયદો થાયછે. કેટલીક વખતે નાની ઉમરની અંદર વાળ ખરી પડેછે ત્યારે વાળમાં ભાંગરાનું તેલ લગાડવા સાથે ખાવાને માટે કુષ્માંડની કોઈ પણ બનાવટ અપાય છે. જીર્ણ શીળસની અંદર તેમજ શરીરે જો અળાઈ, લુખસ વિગેરે ફૂટી નીકળતું હોય તો કોહોળા પાક ખાવો યોગ્ય છે. કોહોળા પાક પિત્તશામક હોવાને લીધે કરીને ઉનાળામાં વધુ ખવાયછે, તોપણ દરદીને જો દરદનું જોર હોય તો ગમે તે રૂતમાં ખાવા માટે હરકત નથી.

કોહોળું ગર્ભાશયને સુધારનાર છે. નષ્ટાર્તવ તથા પીડિતાર્તવમાં તેમજ અત્યાર્તવમાં તે ઉપયોગી છે. ઋતુ દોષવાળી કેટલીક સ્ત્રીને પાંડુ અને કમળાનો ભાગ દેખાયછે. તેમની આંખો સાધારણ રીતે બળ્યા કરેછે, કમર તુટેછે, અને પ્રદર પણ હોયછે. શરીરની અંદર સાધારણ રીતે ખોટી ગરમી જણાઈ રહેછે. કોહોળા પાક ખાવાથી તેને આરામ થાયછે. કોહોળા પાક કુષ્માંડા વલેહને મળતોજ છે. તેમાં ફેર માત્ર એટલોજ છે કે પાકમાં ઘીનો જથો વધારે પડેછે ને કોહોળાની કીટી કરતી વખતે પણ ઘી વધારે પવાયછે તથા ચાસણી કરી તેમાં કોહોળાની કીટી નાખતી વખતે પણ તેમાં કેટલુંક વધારે ઘી નંખાયછે. અવલેહને માટે સાકરની ચાસણી બહુ ઘાટી કરવાની જરૂર નથી કારણ કે તે ચાટવા જેવું નરમ મધ બરાબર રાખવું પડેછે. જેમ સ્ત્રીઓ કોહોળા પાક ખાયછે તેમ પુરૂષો પણ ખાયછે. તે ધાતુ પૌષ્ટિક છે, જીર્ણ જ્વરને દૂર કરેછે, તથા નબળાઇને દબાવેછે. મગજની ગરમીને તે બેસાડે છે. જેવી તેની પિત્તશામક અસર દેખાઈ રહેછે તેવી તેની પૌષ્ટિક અસર દેખાઈ રહેતી નથી. ગર્ભાશયને શુદ્ધ કરનાર કુષ્માંડ જેવી બીજી થોડી ચીજો છે.

માત્રાઃ—કુષ્માંડા વલેહ ૨ થી ૪ તોલા, વાસા કુષ્માંડ ખંડ ૨ થી ૪ તોલા.

## ખડસલીઓ—પીતપાપડો.

વર્ણનઃ—ખડસલીઓ આડ વગડે ખેતરોમાં ઉગેછે અને તે ભાંયથી વેંતને આશરે ઉંચો થાયછે. ખડની પેઠે તેમાં શળીઉં હોવાથી તેને ખડસલીઓ કહેછે.

બનાવટઃ—૧ પર્પટાદિ હીમ.

૧ પર્પટાદિ હીમ=ખડસલીઓ, દ્રાક્ષ, વાળો, ધાણા, ગળો ને કરીઆતું એ ૭ દવાઓ તોલો તોલો લઈ તેને અઢી રતલ પાણીમાં પલાળી રાખવાં.

ગુણ:—જ્વરઘ્ન ને પિત્તશામક.

ઉપયોગ:—ખડસલીઓ તાવને માટે ઘણોજ સારો છે. તેનું હીમ પીવાથી સંતત્જ્વર સતત્જ્વર, સાદો તાવ વિગેરે ઉતરેછે. તાવની અંદર હમેશાં પિત્તનો પ્રકોપ હોવછે અને તેથી ખડસલીઓ સારો લાગુ પડેછે. તેના હીમથી તાવની સખ્ત તૃષા છીપેછે તથા ગળાનો શોષ કમી થાયછે. અને જ્વરની સખ્ત ઉલટી બેશી જાયછે. પિત્તના ઝાડા વિગેરેમાં જ્યારે ઉલટી થતી હોવછે અગર તડકે રખડી આવવાથી જ્યારે મોળ, ઉછાળાને ઉલટી થાયછે ત્યારે ઉપરનું હીમ લેવું ઘણુંજ ફાયદાકારક છે. જ્વરને લીધે થતો હાથ પગ તથા શરીરની અંદરનો દાહ તેમજ માથાનો સખ્ત દુખાવો બંધ પડેછે. કેટલીક વખતે જ્વર વગર ગરમીને લીધે કરી માથું દુખ્યા કરેછે તેમાં તથા આધાશીશીમાં પીતપાપડો સારોછે. માથામાં ચડી ગએલ ગરમીને તે હીમ ઉતારેછે અને આંખને ઠંડક કરેછે. પિત્તજ્વરના જૂદા જૂદા કવાથની અંદરતે પડેછે અને બીજી પિત્તશામક દવાઓ સાથે ખડસલીઓ વપરાયછે. જ્વરની અંદર મુખ પાક થાયછે તે આ હીમ પીવાથી અગર કોગળા કરવાથી હલકું પડેછે. તે મૂત્રલ છે અને તેથી જ્વરની ગરમીને હરેછે, તેમજ લાલચોળ પેશાબ સાફ થાયછે. ઉનવા, તણખીઓ, તથા પ્રમેહની અંદર પણ બળતરા શાંન્ત કરવા માટે પીતપાપડો સાકર સાથે અપાયછે. જીર્ણ ત્વક્દોષમાં હમેશાં પિત્તાધિક્ય દોષ હોયછે ને થોડા ઘણા દિવસ સુધી ખડસલીઓ લેવાથી ફાયદો થાયછે.

માત્રા:—ખડસલીઓ ૦ll રૂપિઆભાર.—તેનું હીમ ૫ થી ૧૦ તોલા.

## ખાખરો.

વર્ણન:—ખાખરો આપણા દેશમાં ઘણોજ સાધારણ છે. તેનાં ફુલ લાલ રંગનાં થાય છે અને તેને કેસુડાં કહે છે. તે રંગના કામમાં આવે છે. તેના બીજ રાતાં અને ચપટાં થાય છે અને તેને પીતપાપડો કહેછે. દેવતા ઉપર શેકવાથી તેની ઉપલી છાલ જલદીથી ઉખડી પડે છે. ઓષધમાં તેનાં ફુલ, બીજ અને ગુંદ અથવા લાખ વપરાય છે. તેના ઝાડ-

માંથી એક ચીકણો રાતો રસ નીકળે છે જેને ખાખરાની લાખ કહે છે. તેનો ગુણ હીરા દખણને મળતો છે.

બનાવટઃ—૧ પલાશાંજન ૨ પલાશ કલ્ક.

૧ પલાશાંજન=રતાંજળી એક ભાગ, સિંધવ બે ભાગ, હરડે ત્રણ ભાગ અને ખાખરાનો ગુંદ ૪ ભાગ તેને બારીક વાટી ચૂર્ણ કરવું.

૨ પલાશ કલ્ક=પીતપાપડો. નશોત્તર, ખુરાસાની અજમો, કપીલો, વાવડીંગ અને ગોળ એને પાણીમાં વાટી લુગ્દી કરવી.

ગુણઃ—મૂત્રલ, સ્તંભન, કૃમિઘ્ન.

ઉપયોગઃ—ખાખરાના ફુલ ઘણાજ મૂત્રલ છે. પેશાબ બંધ થઈ ગયો હોય ત્યારે તેને બાફી પેટ ઉપર બાંધવાથી પેશાબ છૂટે છે તેમજ તેનો ઉકાળો પણ સુરોખાર નાખી પીવાય છે. મૂત્રલ તરીકે ફકત તેના ફુલજ વપરાય છે; કૃમિઘ્ન તરીકે તેનાં બી વપરાય છે; અને સ્તંભન તરીકે તેનો ગુંદ વપરાય છે. ખાખરાના બીને શેકી તેની રાતી છાલ ઉતારી નાખી અંદરના ધોળા મીંજનો ભૂકો કરી મધની સાથે આપવાથી જંતુનો નાશ થાય છે તેમજ પલાશ કલ્ક પણ જંતુ નાશ થવાને માટે છાશની સાથે અપાય છે. પલાશ કલ્કની અંદર નસોત્તર હોવાથી તે ઉપર રેચ આપવાની જરૂર નથી. તેના બીજના ભૂકાને પાણીમાં વાટી ચોપડવાથી દાદર ઉપર સારો ફાયદો થાય છે અને સખ્ત દાદરની અંદર તેને લીંબુની સાથે ચોપડવામાં આવે તો દાદરનાં ભીંગડાં ઘણી જલદીથી ઉખડી પડે છે. તેની લાખ હીરા દખણની પેઠે અતિસાર અને સંગ્રહણી ઉપર અપાય છે. પલાશાંજન વેલ અને કૃષ્ણમંડળના ફુલાં ઉપર અત્યંત ઉપયોગી છે. ખાખરાની રાખમાં પોટાસનો ભાગ રહેલો છે અને બીજી યોગ્ય દવા સાથે તેની દંભકવર્તિ બનાવવામાં આવે છે.

માત્રાઃ—પલાશ બીજ બે વાલ, ગુંદ બે વાલ, પલાશ કલ્ક બે વાલ.

## ખુરાસાની અજમો.

વર્ણનઃ—ખુરાસાની અજમાના નાના ભુંખરા રંગના બીજ થાય છે. તેની વાસ કીલને મળતી છે.

ગુણઃ—પીડા શામક, સ્નાયુ શૈથીલ્યકૃત્ અને ઘેન લાવનાર.

ઉપયોગઃ—ખુરાસાની અજમો છાતીના વ્યાધિમાં ઘણા કામનો છે દમ, ઉધરસ અને શ્વાસની અંદર તે ખસખસની સાથે મળીને અપાય

છે; તેથી ઠાલી ઉધરસ દબાય છે તેમજ ઉધરસ ખાવાથી છાતીમાં જે દુખાવો થાય તે જણાતો નથી. તેની અસર અફીણને મળતી છે અને જ્યારે જ્યારે શ્લેષ્મ પીંડ સંકોચને પામે છે ત્યારે ખુરાસાની અજમો કામનો છે. ઉન્માદ રોગની અંદર ખુરાસાની અજમો કપૂરની સાથે બહુ ઉપયોગી છે. ખુરાસાની અજમો એક વાલ અને કપૂર એક વાલ લઈ તેની ગોળમાં ગોળી કરી સૂતિકા સ્ત્રીને આપવાથી સુતિકા ઉન્માદ દબાય છે તેમજ આંચકી, ખેંચતાણ, ધનુર વિગેરે હલકાં પડે છે. રેચક દવાની સાથે ખુરાસાની અજમો નાખવાથી પેટમાં થતી ચૂંક બંધ થાય છે, તથા ગર્ભીણી સ્ત્રીની ઉલટી દબાવવાને માટે તે વપરાય છે. વાંસાના શુળ તેમજ કોઈ પણ ભાગમાં પાક થયો હોય ત્યારે અગર શુળ નીકળતું હોય ત્યારે ખુરાસાની અજમો અપાય છે. સંધિવાની અંદર અને બીજા વાત વ્યાધિમાં જ્યારે દુખાવો થતો હોય છે ત્યારે ખુરાસાની અજમો વાપરવામાં આવે છે અને તેનો કલ્ક સૂજેલા ભાગપર ચોપડાય છે.

**માત્રા:**—એકથી ૨ વાલ.

## ખેર.

**વર્ણન:**—ખેરનું ઝાડ મોટું અને જબરૂં થાયછે. તે એક જાતનો બીજડો છે. ખેરના ઝાડમાંથી કાથો બને છે. તેના લાકડાની વચમાંથી સફેદ પદાર્થ નીકળે છે તેને ખેરસાર કહેછે. ખેરસાર તોલમાં ઘણો હલકો હોય છે.

**બનાવટ:**—૧ ખેરસારની ગોળી ૨ ખદિરાદિ ક્વાથ ૩ ખદિરાષ્ટક ૪ ખદિરારિષ્ટ.

૧ ખેરસારની ગોળી=લવીંગ ૧ તોલો, મરી ૧ તોલો, બેહેડાંની છાલ ૧ તોલો, ખેરસાર ૩ તોલા એ દરેકના ચૂર્ણને મેળવી બાવળની છાલના ક્વાથની ભાવના દેવી ને તેના વાલ વાલ માત્રાની ગોળી કરવી.

૨ ખદિરાદિ ક્વાથ=ખેર, હરડાં, બેહેડાં ને આમળાં ચારે ચીજ અર્ધો તોલો લઈ એને પાણી ૩૨ તોલામાં નાખી ઉકાળવું. જ્યારે આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું. તેની સાથે વાવડીંગ અને ભેંસનું દૂધ નાખી પાવું.

૩ ખદિરાષ્ટક=ખેર, હરડાં, બેહેડાંને આંમળાં, લીમડાની છાલ, પટોળ, ગળો ને અરડુશી એ આઠે ચીજનો રીતસર ક્વાથ કરવો.

૪ ખદિરારિષ્ટ=ખેરની છાલ ૨૦૦ તોલા, દેવદાર ૨૦૦ તોલા, બાવચી

૪૮ તોલા, દારૂહળદર ૮૦ તોલા અને હરડાં, બેહેડાંને આંમળાં એ ત્રણ મળીને ૮૦ તોલા એ બધાં ઔષધોને ભેગાં કરી અધ કચરાં ખાંડી તેમાં ૮૧૯૨ તોલા પાણી નાખી ઉકાળતાં ૧૦૨૪ તોલા પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લેવું અને જ્યારે તે ઠંડું થાય ત્યારે તેની અંદર મધ ૮૦૦ તોલા સાકર ૪૦૦ તોલા, ધાવડીનાં ફુલ ૮૦ તોલા, અને ચણક બાબ નાગકેશર, જાયફળ, લવીંગ, એળચી, તજ, તમાલપત્ર એ સાતે ઔષધ ચાર ચાર તોલા ને પીંપર ૧૬ તોલા એ પ્રમાણે ઔષધોનું ચૂર્ણ કરી નાખવું. પછી તેનું મોં બંધ કરી એક માસ સુધી રાખી મૂકવું. જે તૈયાર થાય તેનું નામ ખદિરારિષ્ટ.

ગુણ:—શોધક, શીતળ, રોપણ, કફશામક. કૃમિઘ્ન.

ઉપયોગ:—ખેરસાર ઘણોજ ઠંડો છે અને તે ઉધરસને બેસાડે છે. તેના ગુણ કાથાને મળતા છે. મોઢામાં રાખવાથી ખાલી ઉધરસ બેસી જાય છે તેમજ સાદ બેશી ગયો હોયતો ઉઘડે છે. મોઢું આવી ગયું હોય, ચાંદાં પડ્યાં હોય, અગર બળતરા થતી હોય ત્યારે ખેરસારની ગોળી રાખવાથી યાને ખેરની છાલના ઉકાળાના કોગળા કરવાથી મોઢું સાફ થાય છે. મોઢાની અંદર અત્યંત થુંક આવતું હોય તેપણ તેથી બંધ થાય છે. પારદની કોઇ પણ બનાવટ લેવાથી જ્યારે મોઢામાં થુંક બહુજ વધે છે ત્યારે ખેરના ઉકાળાના કોગળા કરવાથી આરામ જણાય છે. પિત્તની ઉધરસની અંદર અગર કાંઈ પણ ગરમ ચીજ ખાવાથી ઉધરસ થઇ આવે છે ત્યારે ખેરસારની ગોળી મોંમાં રાખવાથી ઉધરસ એકદમ હલકી પડે છે. ઉપર બતાવેલી ખેરસારની ગોળી ઢાલી ઉધરસ ઉપર ઘણો ફાયદો કરે છે તોપણ તેમાં એટલી સંભાળ રાખવાની છે કે ખેરસારની ગોળી કફ મિશ્રિત ઉધરસવાળા દરદીને ન આપવી; તેથી વખતે દરદીને શરદી થઇ આવે છે અને ઉધરસ વધારે જોરપર આવી જાય છે.

શોધક તરીકે ખેરની છાલજ વપરાય છે. ખદિરાષ્ટક, ખેરની છાલનો ઉકાળો તેમજ ખદિરારિષ્ટ એ તેની છાલની બનાવટો છે અને તે જીર્ણ ત્વક્‌દોષમાં અપાયછે. જૂદી જૂદી જાતના કુષ્ટ, વિચર્ચિકા, ગ્રીત્રી વીગેરે જીર્ણ ત્વક્‌દોષની અંદર તે અપાય છે. દુષ્ટ વૃણ જે નથી રૂઝાતાં તેમાં ખદિરારિષ્ટ લેવાથી ફાયદો થાય છે અને ભગંદર જેવા મહારોગ પણ તેથી દબાય છે. અસ્થિ, મગજ વિગેરે અંતર ગત ભાગની અંદર જે રક્ત

વિકૃતિ થાય છે તેનું તે શોધન કરે છે અને આવી રીતે થએલા દુષ્ટ વ્રણને તે રૂઝવે છે. ભગંદર વિગેરે બીજાં ગંભીર ધારાં ઉપર યોગ્ય બાહ્યો પચાર સાથે ખદિરારિષ્ટ જેવી બનાવટ આપવાની અવશ્ય જરૂરછે. વાતરક્તમાં પણ તે ઉપયોગી છે. તે શિવાય પેટના ગુલ્મ, યકૃતોદર અગર પ્લીહોદર ઉપર પણ તે અપાય છે. તેનો અરિષ્ટ કે ક્વાથ લેવાથી પેટના કૃમિનો નાશ થાય છે. એરની શોધક અસર ઘણીજ સરસ છે ને તેટલા માટે જીર્ણ ત્વક્‌દોષમાં તે અચૂક અપાય છે. એરની છાલના ઉકાળાથી દુષ્ટ વ્રણો ધોવાય છે અને તેથી તે સાફ થઈ જલદીથી રૂઝપર આવે છે. તેની છાલના ક્વાથમાં કાથાની માફક સ્તંભન ગુણ રહેલો છે અને તેથી અતિસાર વિગેરેમાં વપરાય છે અને ખદિરારિષ્ટ ગડ ગુમડ અને આખે શરીરે લુખસ હોય તો તેની અંદર અપાય છે, તેમજ તેના ઉકાળાવડે નાવાથી ચેળ હલકી પડેછે. ખદિરના ઉકાળામાં જંતુ નાશક ગુણ હોવાને લીધે કરીને તેના કાઢાવડે વ્રણ ધોવાથી તેમાં જંતુનો બીલકુલ પ્રવેશ થઈ શકતો નથી અને સૂક્ષ્મદર્શકયંત્રવડે દેખાય એવા બારીક કીડ વ્રણમાં પડવાથી શરીરની અંદરના બીજા કેટલાક રોગ ઉત્પન્ન થાય છે તેવા કીડનો પણ તે નાશ કરે છે. હાડ સુધી પહોંચેલા રોગને તે દબાવે છે.

માત્રાઃ—ખદિરાદિ ક્વાથ તથા અરિષ્ટ ૨ થી ૫ તોલા. ખદિરાષ્ટક ૨ થી ૫ તોલા. ગોળી ૨ થી ૪ ગોળીનો રસ દરરોજ ઉતારવો.

## ગજ પીપર.

વર્ણનઃ—ગજ પીપરને બદલે અહીંના ગાંધી ચવકના મૂળીઆંની છાલ આપે છે પણ તે તથા ગજપીપર એ બન્ને જૂદાજ ઝાડની પેદાશ છે અને કેટલાકનું માનવું એમ છે કે એક ઝાડના તે સમારેલ કટકા છે.

ગુણઃ—ઉષ્ણ, વાતહર.

ઉપયોગઃ—ગજ પીપર ઉષ્ણ અને વાતહર હોવાને લીધે તે પેટ ચુંક, અજીર્ણ, આફરામાં અપાય છે. દેશી ગાંધીઓ તેને બદલે મરીનાં મૂળીઆંની છાલ આપે છે. જો કે આ બન્ને એક નથી તોપણ તે એક બીજાના પ્રતિનિધી તરીકે વાપરી શકાય છે. તે દમ, શ્વાસ અને અતિસારની અંદર શૂળને માટે ઉપયોગી છે અને તે બીજા વાતહર પદાર્થ સાથે મળવીને અપાય છે. અજીર્ણ ઉપરના કેટલાક ચૂર્ણમાં તે પડે છે.

માત્રાઃ—૨ વાલ.

## ગરણી.

વર્ણનઃ—ગરણી બે જાતની થાય છે. ધોળાં ફુલવાળી અને કાળાં ફુલવાળી; પણ તે બન્નેના ગુણ સરખાજ છે. ગરણીના ફુલની આકૃતિ ગાયના કાન જેવી હોવાને લીધે તે ઝાડને ગોકર્ણી એવું નામ આપવામાં આવ્યું છે. ઓષધમાં બન્ને જાતની ગરણી વપરાય છે. તેનું મૂળીઉં તેમજ બી પણ વપરાય છે.

બનાવટઃ—ગરણીનું ચૂર્ણ.

૧ ગરણીનું ચૂર્ણ=ગરણીનું મૂળ, શંખાવળીનું પંચાંગ, દાંતી મૂળ ને ગળી એ ચારે ચીજનું સમભાગે ચૂર્ણ કરવું.

ગુણઃ—મૂત્રલ અને રેચક.

ઉપયોગઃ—ઉદર રોગ જેવાં કે યકૃતોદર, પ્લીહોદર ને જળોદરની અંદર ગરણીનાં બી આપવાથી સારો ફાયદો થાય છે. ગરણીનું ચૂર્ણ ગોમૂત્ર સાથે આવા ઉદર વ્યાધિમાં લેવું ઘણું સારૂં છે. કેટલીક વખતે તેનું મૂળીઉં આપવાથી મોળ આવે છે, ઉલટી થાય છે, અને તેટલા માટે બે તોલા તેના મૂળનો સ્વરસ જો દૂધમાં નાખીને આપ્યો હોય તો એકદમ છાતીની અંદર બળું બંધાયું હોય તો તે છૂટે છે અને કફદૂર થાય છે. ધોળી ગરણીના મૂળને ઘસીને નાકમાં તેનાં ટીપાં નાખ્યાં હોય તો આધાશીશી મટે છે. તેના મૂળની છાલનો ચા અરધા રૂપિઆભાર પીવાથી પેશાબની બળતરા શાન્ત થાય છે અને વખતો વખત પેશાબ જવાની ખણુસ દૂર થાય છે. ગરણીનાં બીજ વાટીને ચોપડવાથી શ્વેત કુષ્ટનાં ચાઠાં ઝાંખાં પડે છે.

ગરણીનાં બી એક ભાગ, જવખાર અને સુંઠ એ બન્ને બબે ભાગ લઈ તેનું ચુર્ણ કરી અર્ધા રૂપિઆભાર આપવાથી પાંચ સાત સારા દસ્ત આવેછે.

માત્રાઃ—રેચક તરીકે તેના બીની ચાર વાલથી પાવલાભાર, ઉલટી કરાવવા માટે તેના મૂળનો સ્વરસ એક થી બે તોલા. બીની બચ્ચાંને માટે પાંચથી દશ ઘઉંભાર. મોટા માટે ૩૦ થી ૬૦ ઘઉંભાર. ચુર્ણ પાવલાથી અર્ધાભાર મોટાને.

## ગરમાળાનો ગોળ.

વર્ણનઃ—ગરમાળાનું ઝાડ મોટું થાયછે અને તેનાં પાન ઘણાજ

બીજાશયપર હોયછે તથા તેનાં ફુલ મોટાં, પીળાંને ચળકતાં થાયછે. તેની અંદર લાંબી લાંબી કાળા રંગની શીંગો થાયછે. આ ઝાડ દેખવામાં ઘણુંજ ખૂબસુરત લાગેછે ને તેથી સંસ્કૃતમાં તે ઝાડને **राजतरु** અથવા **झाडनो राजा** એવું નામ આપવામાં આવ્યું છે. ઔષધની અંદર તેનો ગર વપરાય છે. તેનો ગર દેખાવમાં અને સ્વાદમાં ખજુરને મળતો છે.

બનાવટઃ—આરગ્વધાદિ ક્વાથ.

૧ આરગ્વધાદિ ક્વાથ=(ગરમાળાનો કાઢો) ગરમાળાનો ગર, કડુ, હરડે, લીંડીપીપર, અને મોથ એ બધાં મળી બે તોલા લઈ તેને પાણી ૩૨ તોલામાં ઉકાળતાં આઠ તોલા બાકી રહે ત્યારે ઉતારી લેવું.

ગુણઃ—સારક.

ઉપયોગઃ—અજીર્ણ, મળાવરોધ, તથા બાળકોને ભાર રહ્યો હોય તે ઉપર અપાયછે. પેટમાં જ્યારે કાંઈ પણ વ્યાધિ હોય અને તેની અંદર અજીર્ણાશ રહેલો હોય ત્યારે બીજી યોગ્ય દવાની સાથે ગરમાળાનો ગર પડેછે. તાવ, સન્નિપાત તેમજ બીજા વ્યાધિમાં યોગ્ય ચિકિત્સાની સાથે જો મળાવરોધનો દોષ દૂર કરવો હોય તો ગરમાળાનો ગર નાખવો જોઇએ. મોટી માત્રામાં તે રેચક છે અને બીજી રેચક દવા સાથે જળોદર, યકૃતોદર અને પ્લીહોદર ઉપર ક્ષાર મિશ્રિત કરી અપાયછે. ગરમાળાનો રેચ ઘણો સાદો ને હલકો છે અને તેથી બાળકોને નિર્ભયપણે અપાય છે. આથી થોડું ઘણું પેટમાં ચુંથાયછે અને તેની ચુંથ ન જણાય તેટલા માટે સુવાના રસમાં ઘુંટી તે બાળકોને પવાય છે. ત્વચા રોગ ઉપર થોડા થોડા દિવસને આંતરે જ્યારે ઘણા વખત સુધી જુલાબ લેવા પડેછે ત્યારે ગરમાળાનાં ગરનો સોનામુખીની માફક જુલાબ તરીકે ઉપયોગ થાયછે; પણ જેવી રીતે સોનામુખીનો જુલાબ માફક આવેછે તેવી રીતે ગરમાળાના ગરનો જુલાબ માફક આવતો નથી. સોનામુખીની લોહી સુધારવાની અસર ગરમાળાના કરતાં વધારે સારીછે. ગરમાળાનો ગર યકૃત્‌ની અંદરના લોહીના જમાવને ત્રોડે છે. તેની રેચક અસરથી યકૃત્‌ ઉપર થતુ દબાણ ઓછું થાયછે ને તેથી કરીને તે થોડો થોડો પિત્તનો સ્રાવ કરેછે. ગરમાળો પોતાની શોધક તથા સારક અસરથી વાતરક્ત ઉપર સારો ફાયદો કરેછે અને તે અજીર્ણ તથા બંધ કુષ્ટમાં ઉપયોગી છે.

ગરમાળો બે ભાગ, પાષાણભેદ ત્રણ ભાગ, ધમાસો ચાર ભાગ, હીમજ પાંચ ભાગ, ગોખરૂ છ ભાગ એનું ચૂર્ણ મધમાં ચાટવાથી લૂ લાગી હોય તો ઉતરેછે.

**માત્રા:**—સારકત રીકે અર્ધા રૂપિઆભાર. રેચક તરીકે ૧ તોલો, કાઢાની ૪ થી ૮ તોલા.

## ગળજીભી.

**વર્ણન:**—ગળજીભીને આ તરફ ભોંપાથરી કહે છે. હિંદુસ્તાનમાં ગાજબાન કહે છે સંસ્કૃતમાં તેને **गोजिव्हक** કહે છે કારણ કે તેનાં પાન કાળાં હોયછે ને તેની આકૃતિ ગાયની જીભ જેવી હોયછે. તેનાં પાન અણીઆળાંને અંડાકાર હોય છે અને પાનની કોર મોજાની પેઠે ઉંચી નીચી હોય છે. તે આ દેશમાં ઘણી સાધારણ છે ને આડે રસ્તે તે મળી આવે છે.

**ગુણ:**—શોધક, શીતળ, મૂત્રલ અને પિત્તશામક.

**ઉપયોગ:**—તેનો ગુણ ઘણો શોધક છે અને તેટલા માટે તે વાતરક્ત, ઉપદંશ, વિસ્ફોટક, સંધિવા વિગેરેમાં અપાય છે. તે લોહી સુધારનાર છે અને ધીરે ધીરે આવા દરદમાં ફાયદો કરે છે તેમજ શરીરમાં બીજાં ગરમાઇનાં ગુમડાં, તાપોડીઆં, ખસ, લૂખસ, ચેળ વિગેરે જે જે ત્વક્દોષમાં દાહ થાય છે તેમાં ગળજીભી ફાયદો કરે છે. ગમે તેવી ચેળ આવતી હોય અને ત્વક્દોષમાં બળતરા થતી હોય તે ગળજીભીનો રસ પીવાથી મટી જાય છે. ગળજીભીનો રસ ચોપડવાથી ફાયદો થતો નથી પણ પીવાથીજ ફાયદો થાય છે. શરીરના પિત્તાધિક્ય દોષનું તે શમન કરે છે. વાતરક્તની સખ્ત બળતરામાં પણ તેનો રસ પાવો યોગ્ય છે. વાતરકતની તેમજ બીજા ત્વક્દોષની બળતરામાં તે તેની શીતળ અસરથી ફાયદો કરે છે. બહાર લગાડવાથી ફકત લીલું હોય ત્યાં સુધી ઠંડક થાય છે. તેનો કલ્ક શુષ્ક થયા પછી તેમાં ઠંડક કરવાનો ગુણ રહેતો નથી. જેમ તે ત્વક્દોષની અંદર પિત્તનું શમન કરી ફાયદો કરે છે તેવી રીતે પિત્તાધિક્ય દોષવાળા બીજા રોગમાં પણ તે વપરાય છે. પિત્તજ્વર, ઉનવા, તણખીઓ તથા તપેલા લોહી વાળા દરદીને પણ તે ફાયદાકારક છે. પેશાબની બળતરા તેથી શાન્ત થાય છે ને લાલચોળ ઉતરતો પેશાબ સાફ ઉતરે છે અને તેની અંદર લોહીનો કાંઇ પણ અંશ દેખાતો હોય તો તે પણ અટકે છે. આં-

ખાની અંદર ચડી ગએલી ગરમીને પણ ગળજીભીની અસરથી ફાયદો થાય છે ને કેટલીક વખતે બીજા કાંઈ વ્યાધિ વગર ફક્ત આંખો બળતી હોય ત્યારે ગળજીભીનો રસ પીવાથી આંખે ઠંડક થાય છે. ગળજી-ભી વાપરવાની રીત એવી છે કે અર્ધા રૂપિઆભાર આશરે ભોંપાથરીનાં પાન લઈ તેને પાણીમાં વાટી આશરે પાશેર પાણી કરવું ને તેમાં થોડી સાકર નાખી તે પી જવું; આમ દિવસમાં બે ત્રણ વખત પીવાથી બેચાર દીવસમાં સારો ફાયદો દેખાય છે. ગરમીના રોગમાં જેટલું સારસાપરિલા કામ કરે છે તેથી પણ આ દવા વધારે ફાયદો કરે છે. સખ્ત ખસ તેનો રસ પીવાથી ફક્ત ત્રણ દિવસમાં મટે છે.

માત્રાઃ—તેના પાન ૦॥ થી ૧ તોલો. તેના પંચાગની માત્રા પણ તેજ પ્રમાણે.

## ગળો.

વર્ણનઃ—ગળોના વેલા લાંબા ને આંગળી જેવા જાડા થાય છે. તે થોર, આંબા, લીંબડા વિગેરે ઝાડો ઉપર ચડે છે. લીંબડાની ગળો સૌથી ઉત્તમ ગણાય છે. તેનું ઝાડ હમેશાં લીલુંજ રહે છે અને તેના વે-લાનું ગુંચળું ગમે તે જગ્યાએ નાખી રાખો તોપણ ત્યાં તે ઉગી નીકળે છે. તેની છાલ ભુંખરા રંગની ધોળી છે ને તે ઉપરથી ફોતરી ઉતરતી હોય એમ લાગે છે. તેને કાપવાથી પૈડાંના આરાની પેઠે તેના અંદર-ના ભાગમાં પડદા પડી રહેલા જણાય છે ને તેથી તેને સંસ્કૃત માં **चक्रलक्षणा** કહે છે. ગળો દેશી ઔષધીમાં ઘણીજ ઉપયોગી દવા છે અને જે દવાઓ પહેલા નંબરની ગણાય છે તેમાંની તે પ-ણ એક છે.

બનાવટઃ—૧ અમૃતાષ્ટક ૨ પંચભદ્ર ૩ ગળોસત્વ ૪ ગુડુચી સ્વરસ.

અમૃતાષ્ટક=ગળો, લીંબડાની અંતર છાલ, નાગર મોથ, સુંઠ કડવી પીંસોડી, ઇન્દ્રજવ, રતાંજળી અને કડુ એ આઠે ચીજો ૦॥ પાવલાભાર લઈ રૂ ૩૨ પાણીમાં ઉકાળતાં આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારવું.

૨ પંચભદ્ર=ગળો, ખડસલીઆ પીતપાપડો, નાગરમોથ, કરીઆતુ અને સુંઠ સમભાગે લઈ ખાંડી બારીક ચૂર્ણ કરવું. એ પાંચે મળી બે

તોલા લેવું અને પાણી ૩૨ તોલા લેવું. તેને ઉકાળતાં ૮ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું.

ગળોસત્વ=લીલો ગળો લઈ તેને સાફ ધોઈ ઉપલી ફોતરી ઉતારી નાખી તેના બબે ત્રણ ત્રણ તસુના કટકા કરવા અને તે કકડાને પથ્થરથી ધુંદી પાણીના મોટા ઠામમાં નાખવા. પછી તેને ખુબ પાણીની અંદર રેહેવા દેવું. એક દિવસ સુધી પાણીમાં રેહવા દીધા પછી તેને પાણીમાં ખુબ ચોળવા. પછી પાણી કપડેથી ગળી લેવું અને ગળોનો કુચો કાઢી લેવો. તે ગળેલા પાણીને આછરવા દેવું ને જેમ પાણી આછરતુ જાય તેમ નીતારતા જવું. નીચે સફેદ ગળોસત્વનાં કપોટાં જામી રેહશે તે ઉખેડી સૂકાવી ઉપયોગમાં લેવાં

૪ ગુડુચી સ્વરસ=ગળોને ધુંદી તેમાં જરૂર પડે તો થોડું પાણી નાખી તેનો રસ નીચોવી લેવો.

ગુણઃ—શમન, જ્વરઘ્ન, પિત્તશામક, શીતળ, પૌષ્ટિક, મૂત્રલ અને શોધક.

ઉપયોગઃ—ગળો અત્યંત સરસ શમન દવા છે. આર્ય આયુર્વેત્તાના મત પ્રમાણે દરેક રોગમાં વાત, પિત્ત, અને કફ એ ત્રણેમાંથી કોઈ એકનો અગર કોઈ બેનો સંયુક્ત, અગર તે ત્રણેનો સંયુક્ત પ્રકોપ થવાના ચિન્હ મળી આવેછે. ગળો શમન હોવાને લીધે તે ત્રણે પ્રકૃતિને સરખી રાખેછે; જે-નો પ્રકોપ થયો હોય તેને બેસાડેછે, અને જેનું જોર દબાઈ ગયું હોય તેને પ્રદિપ્ત કરેછે; જેથી તે ત્રણે પ્રકૃતિને સમાન રાખનાર હોવાથી તેમાં શમન ગુણ છે એમ માનવામાં આવ્યુંછે. આવી રીતનો શમન ગુણ બીજી એકે દવામાં નથી. જેમ સાજા માણસને ખોરાક છે તેમ માંદા માણસને ગળો ખોરાક રૂપ છે. કોઈ પણ પ્રકૃતિને તે માફક ન આવે તેમ બનતુંજ નથી. ગળોના ગુણ આવા સરસ હોવાને લીધે વૈદ્યોએ તેને **अमृता** અથવા **अमृतवल्ली** એવું નામ આપ્યું છે.

ગળો જ્વરમાં ઘણી ફાયદાકારક છે. તમામ જાતના વિષમજ્વર જેવા કે રોજીઆ એકાંતરીઆ તરીઆ તથા ચોથીઆ જ્વરમાં ગળો બહુ સરસ છે. વિષમજ્વરમાં ગળો ક્વાથના રૂપમાં અગર તેના સત્વની ગોળી કરી આપવામાં આવેછે. જો કે ગળો વિષમજ્વરની અંદર ક્વી-નાઇનની બરાબરી કરી શકતી નથી તોપણ તે ઘણી સરસ છે. ક્વીનાઇન

ફકત વિષરજ્વરમાંજ ઉપયોગી છે; ગળો વિષમજ્વરમાં, પિત્તજ્વરમાં, અને બીજા સંયુકત પ્રકૃતિના પ્રકોપવાળા જ્વરમાં પણ ફાયદો કરેછે. તેથી દરદીના તૃષ્ણા, ભ્રમ વિગેરે દૂર થાયછે, અને દાહ મટેછે. શીતપૂર્વ વિષમજ્વરની અંદર ક્વીનાઇનની ખાસ અસર છે અને તે જ્વરની અંદર બીજી એકે દેશી દવા તેને ટોકે આવી શકતી નથી પણ ઉષ્ણ પૂર્વ વિષમજ્વરની અંદર ક્વીનાઇનની તેવી અસર નથી; તેમાં ગળો ઘણીજ સરસ દવા છે.

સન્નિપાત જ્વરમાં પણ તે અપાય છે. તેથી ઉલટી વિગેરે બેશી જાય છે. જીર્ણ જ્વરમાં ગળો અપાય છે. જીર્ણ જ્વરમાં પિત્તનો પ્રકોપ વધારે હોય છે અને ગળોનું સેવન કરવાથી તેવો જીર્ણ જ્વર અટકે છે. કેટલીક વખતે તેવા જીર્ણ જ્વરની અંદર કફનો પ્રકોપ થઇ આવે છે અને ક્ષયીના જ્વરમાં ગળો સારૂં કામ કરે છે. તે દરદીને કૌવત આપે છે અને અનાજનું વધારે પાચન કરે છે. જ્વર ઉતરી ગયા પછી પણ દરદીને ગળો આપવાથી કાંઇ પણ શરીરમાં જ્વરાંશ રહેતો હોયતો તે પણ મટે છે. બીજા વ્યાધિમાંથી સાજા થતાં જે નબળાઈ રહેછે તે ગળોના સેવનથી દૂર થાય છે. જ્વરની અંદર ગળો કટુ પદાર્થોવાળા કવાથની સાથે અપાય છે. પંચભદ્ર રસ તેમજ અમૃતાષ્ટક જ્વરમાં ખાસ વપરાછે. ગળો સત્વની બનાવટ જ્યારે શરીરમાં જ્વરાંશ રહેછે ત્યારે લેવી યોગ્ય છે. જ્યારે જ્વરનું સખ્ત જોર હોયછે ત્યારે ગળોસત્વના કરતાં ગળોનો કાઢો આપવો વધારે માફક આવેછે અને જ્યારે નબળાઈ રહેછે ત્યારે ગળોસત્વ આપવું યોગ્યછે. સખ્તજ્વરની અંદર જો ગળોસત્વ વાપરવામાં આવે તો તેની મોટી માત્રાથીજ ફાયદો થાયછે પણ તેટલું ગળોસત્વ બનાવવાની કડાકુટમાં પડવા કરતાં કવાથ તરીકે ગળો આપવી સેહેલી પડેછે. ગળોસત્વ સાધારણ નબળાઇને પૌષ્ટિક ઉપચારમાં આપવું યોગ્ય છે.

પિત્તશામક તરીકે ગળો બહુ વપરાયછે. જ્વર વિષે અમે આગળ કહી ગયા તે પ્રમાણે તેમાં પિત્તનો પ્રકોપ વધારે હોયછે તેને તે શાન્ત કરેછે. તે શિવાય પિત્તના બીજા વ્યાધિમાં પણ ગળો વપરાય છે. જો કે ગળોમાં ત્રણે દોષના પ્રકોપ ને શમન કરવાનો ગુણ રહેલો છે તોપણ પ્રમાણમાં પિત્ત શમનનો ગુણ તેમાં સૌથી વધારેછે અને તેથીજ અમે

તેને શમન ગુણવાળો લખ્યો છે છતાં ફરીને પિત્તશામક લખ્યોછે. યકૃત્‌ના કેટલાક જીર્ણવ્યધિ જેવાંકે યકૃતોદરમાં તથા પ્લીહોદરમાં ગળો બહુ સારો ફાયદો કરેછે. ગળોનો ક્વાથ અગર તેનું હીમ વપરાયછે તેમજ ગળો સત્વ પણ આપવું યોગ્યછે. ગળોનો રસ મધની સાથે પીવાથી કમળો દૂર થાયછે તેમજ ગળોના સ્વરસને સાકર સાથે પીવાથી ઉનવા, પ્રમેહ વિગેરે હટેછે. જ્યારે શરીરમાં તથા પેશાબમાં દાહ થાયછે ત્યારે ગળોનો રસ સારોછે જેમ જ્વરઘ્ન તરીકે તેનો કાઢો સારોછે તેમ પિત્તશામક તરીકે તેનો સ્વરસ વાપરવો ઉત્તમ છે. મગજની અંદર રેહેતી ગરમી, આંખની ગરમાઈ તેમજ તાજેતર ફુટી નીકળતા પિત્તપ્રકોપવાળા ત્વક્‌દોષની અંદર ગળોનું સ્વરસ અપાયછે. ત્વક્‌દોષની અંદર પિત્તનો પ્રકોપ હોયછે અને તેમાં સ્વરસ કરતાં કાઢો વધારે માફક આવેછે અને ત્યાં તેનો શોધક ગુણ સારી અસર કરેછે. પિત્તશામક કેહેવાનો ભાવાર્થ એટલોજ છેકે જે પિત્તનો પ્રકોપ દાહરૂપે દેખાયછે તેનું સ્વરસ શમન કરનારછે; જીર્ણ ત્વક્‌દોષની અંદર પિત્તનો પ્રકોપ દાહરૂપે દેખાતો નથી અને તેથી તે પ્રકોપને સુધારનાર તેની અસરને શોધક અસર ગણવામાં આવેછે. વાત રક્તના સખ્ત દાહમાં ગળોનું સ્વરસ પીવાથી ફાયદો થાયછે. આ શિવાય બીજા જીર્ણ ત્વક્‌દોષમાં સખ્ત દાહ તરીકે પિત્તનો દેખાવ થતો નથી. બીજું ત્વક્‌દોષની અંદર જેવાંકે, ક્ષુખસ, ખુરટ, ખાજી વિગેરેમાં ચેળ બહુ આવે છે ત્યારે ગળોનો સ્વરસ પીવો યોગ્યછે; અને ત્યારે સાકર, ગળજીભીનો રસ, ગોખરૂ બહુફળી, વિગેરે જેજે ઓજો તરતમાં પિત્તનું શમન કરેછે તેવી શીતળ દવા તેની સાથે મેળવવામાં આવેછે. પિત્ત પ્રકોપને લીધે ઉલટી થતી હોયતો ગળોનો સ્વરસ અપાયછે તેમજ તડકામાં રખડવાથી થએલા ઝાડામાં અને રક્તપિત્તમાં ગળો સારૂં કામ કરેછે. નસ્કોરી ફૂટતી હોય ત્યારે ગળોનો સ્વરસ થોડા દિવસ પીવાથી તે બંધ થાયછે. રક્તપિત્તની અંદર ગળોની સાથે બીજી પાચન દીપન અને સ્તંભન દવાઓ મેળવવામાં આવેછે. ગળોનો સ્વરસ અમ્લપિત્તની અંદર ફાયદો કરેછે. તે પીવાથી આધાશીશી મટેછે.

પ્રદર,-પાંડુ, નબળાઈ જેવા દરદમાં ગળો સત્વ ઘણું સારૂંછે. તેથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાયછે અને નબળાઈને લીધે શરીરમાં રેહેતી બેચેની તથા સાંધાનું કળવું વિગેરે દૂર થાયછે. આવા રોગની અંદર સાધારણ

રીતે ગળોનો લોહની સાથે સંયોગ કરવો ઉત્તમ છે. નેત્રવ્યાધિમાં તેમજ મગજના વ્યાધિમાં જ્યારે પૌષ્ટિક દવાની જરૂરછે ત્યારે ગળો અને લોહની મિશ્રિત બનાવટ અપાયછે.

જીર્ણ ત્વક્દોષમાં ગળોની શોધક અસર ઘણી સારી છે અને તેથી તે કુષ્ટ, વાત રક્ત, વિચર્ચિકા જેવા દરદમાં ઘણા લાંબા વખત સુધી વપરાય છે. તેટલા માટે તેને બીજી સારક ને શોધક દવા સાથે તેમજ ગુગળ વિગેરે પૌષ્ટિક દવા સાથે મેળવવામાં આવે છે. જ્યારે જીર્ણ ત્વક્દોષમાં વૃણ પડે છે ત્યારે ગળોનો ગુગળ સાથે ઉપયોગ વધારે સારો છે; અને જ્યારે જખમ નથી પડ્યા હોતા ત્યાં સુધી તે સારક દવા સાથે વાપરવી યોગ્ય છે.

**માત્રા:**—ગુડુચી સ્વરસ ૨ તોલા, અમૃતાષ્ટક ૪ થી ૮ તોલા, પંચભદ્ર ૪ તોલા, ગળોસત્વ ૧ થી ૨ વાલ.

## ગાજર.

**વર્ણન:**—ગાજર ઔષધ તરીકે બહુ વપરાતુ નથી. તેનો ઉકાળો પીવાથી કમળો હટે છે. ગાજર બાફીને બળેલા ભાગ ઉપર તથા કુષ્ટ વૃણ ઉપર લગાડાય છે. ગાજરના ડાંડાનું તેમાં સુગંધીને લીધે દાતણ કરવામાં આવે છે. તેનાં બીજ ધાતુ પૌષ્ટિક ગણાય છે. તેના બીજને સંચળ સાથે વાટી ચોપડવાથી દાદર, વિચર્ચિકામાં ફાયદો થાય છે. કુટીલ સ્ત્રીઓ તેના બીજનો ગર્ભપાતને માટે ઉપયોગ કરે છે.

## ગુગળ.

**વર્ણન:**—ગુગળ દેશી દવામાં ઘણી ઉપયોગી દવા છે અને બીજી ચીજો સાથે નાંખતાં તેમાંથી જે બનાવટ તૈયાર કરવામાં આવે તેને પણ ગુગળની સંજ્ઞાવાળું નામ આપવામાં આવે છે. ગુગળનું ઝાડ આ દેશમાં ઘણું સાધારણ છે અને તે ગુર્ગંઢની પાસેના વગડામાં અને બરડામાં ઘણું મળી આવે છે. તેનું ઝાડ કાળા રંગનું થાય છે અને તે સંધેસરાને અથવા સીદસરાને મળતું આવેછે. તેનાં ફળ બોર જેવડાંને રાતાં થાયછે અને તેને સૂકવીને ચૂર્ણ કરી કબાડી લોકો શીળસની અંદર ફાકડો મારેછે. આપણે તેના ઝાડનો ગુંદ વાપરીએ છીએ જે ગુગળ કહેવાયછે; પણ વગડાના રેહવાશીઓ તેના ઝાડના ફળ તેમજ બીજા ભાગો પણ વાપરેછે. ગુગળના ઝાડમાં છેદ દેવાથી તેની અંદર તેનો રસ જામી જાયછે. જ્યારે

રસ તાજો હોય ત્યારે તે સ્વચ્છ, ચીકાશદાર, સારી ખુશબોવાળો તથા સોનેરી રંગનો ઝગઝગતો હોયછે. બજારમાં જે ગુગળ આવેછે તે ઘણોજ મેલો હોયછે. દેવતાપર નાખવાથી તે બળેછે અને તેનો ધુંમાડો ખાસ ઓળખાઈ રહે તેવોછે. ઉના પાણી સાથે નાખવાથી તેનો દૂધ જેવો રસ જામી જાયછે. તે શિવાય જુનો ગુગળ આવેછે તે ઘણો મેલો, કાળો અને ધૂળની સાથે મળેલો હોયછે તેમજ તેની અંદર વાસ આવતી નથી. બધી જાતના ગુગળ સ્વાદે કડવા હોયછે. ગુગળ ચાર જાતના થાયછે ૧ સાધારણ ગુગળ, ૨ ભેંસા ગુગળ, ૩ મીણો હરમો, ૪ જુનો ગુગળ. સાધારણ ગુગળ જે બજારમાં મળેછે તે. ભેંસા ગુગળ વધારે ચોખ્ખો ને સ્વચ્છ હોયછે. મીણો હરમો કઠણ અને ચવડો હોયછે ને તેને ઘસતાં ઘણી મેહેનત પડેછે.

બનાવટ:—૧ યોગરાજ ગુગળ, ૨ કૈશોર ગુગળ, ૩ ષડંગ ગુગળ, ૪ સિંહનાદ ગુગળ ૫ અમૃતા ગુગળ.

૧ યોગરાજ ગુગળ=ચિત્રકમૂળ, પીંપરી મૂળ, અજમો, વરીયાળી, વાવડીંગ, ઝીરૂં, દેવદાર, ચવક, એલચી, સિંધાલુણ, રાસ્ના, કુલીંજન, ગોખરૂ, ધાણા, હરડાં, બેહેડાં, આમળાં, નાગરમોથ, સુંઠ, મરી, પીંપર, વાળો, જવખાર, તજ, તમાલપત્ર અને તાલીશપત્ર એ સર્વે ઓસડ સમભાગે લઈ તે બધી દવાની બરોબર ગુગળ નાખી તેની અંદર ઘી નાખી ખુબ હલાવવું અને એક દિવસ સુધી રાખી મૂકવું. જે તૈયાર થાય તે યોગરાજ ગુગળ.

કૈશોર ગુગળ=ગળો, હરડાં, બેહેડાં, તથા આમળાં એ દરેક ચોસઠ ચોસઠ તોલા લઈ તેને અધકચર્યાં ખાંડી તેમને તે બધાના વજનથી છ ગણા પાણીમાં નાખી ઉકાળવાં; જ્યારે પાણી અરધો અરધ બળી જાય ત્યારે તે કાઢાને ગાળી લેવો અને તેમાં શુદ્ધ ગુગળ ૬૪ તોલા નાખવો અને તે ઉકાળવું. ગોળ જેવું ઘાટુ થાય ત્યારે તેમાં નીચે પ્રમાણે ઓસડ નાખવી.

હરડાં, બેહેડાંને આમળાં એ ત્રણે ઓસડ બબે તોલા; ગળો ૪ તોલા; સુંઠ, મરીને પીપર એ છછ તોલા; વાવડીંગ બે તોલા; દાંતીમૂળ અને નશોત્તર બંને એકેક તોલો એ બધાં ઓસડોને ભેગાં કરી તેનું ચૂર્ણ ઉપરના નાવેલ ગુગળની અંદર નાખવું, અને તેની પાવલા પાવલા ભારની ગોળી કરવી ને તે ઘીના રીઢા ઠામમાં રાખી મૂકવી.

૩ ષડંગ ગુગળ=હરડાં, બેહેડાં, આમળાં, પટોળનાં મૂળ, લીંમડાની છાલ ને અરડુશીનાં પાંદડાં એ છ ચીજનો કવાથ કરી તેની સાથે શુદ્ધ ગુગળ પીવાને માટે આપવો. આષડંગ ગુગળના બનાવટમાં માત્ર છ ચીજનો કાઢો બનાવી તેની સાથે ગુગળ આપવામાં આવેછે પણ તેની બનાવટમાં કાંઈ ગુગળ પડતો નથી.

૪ સિંહનાદ ગુગળ=શુદ્ધ ગંધક ૮ તોલા, ગુગળ ૮ તોલા, ત્રિફળાનો કાઢો ૭૨ તોલા, એરંડીઉં તેલ ૩૨ તોલા એ બધાને મિશ્ર કરી ઘાટું થાય ત્યાં સૂધી લોઢાની કડાઇમાં ઉકાળવું.

૫ અમૃતા ગુગળ=ગળો, પટોળ (મૂળ), ત્રિફળા, ત્રિકટુ અને વાવડીંગ એ બધાં સમભાગે લઇ તે બધાંની બરોબર ગુગળ લઇ ભેગાં કરી યોગ્ય રીતે મેળવવાં.

ગુણ:—વાતહર, શોધક અને રોપણ.

ઉપયોગ:—ગુગળ દેશી ઓષધિમાં એક ઉતમ દવા ગણાય છે અને તેટલા માટે તેની જૂદી જૂદી બનાટો બનાવવામાં આવે છે. ગુગળ વાત રોગ ઉપર બહુ વખણાય છે અને સંધિ વા, કટીશૂળ, ચસ્કા, ગૃધ્રસિ, અર્દિત વિગેરે ઉપર તે સારો ફાયદો કરે છે. જીર્ણ વાત વ્યાધિમાં ગુગળ ઘણા દિવસ સુધી ખાવાની જરૂર છે અને તે મગજને પુષ્ટી આપે છે. વાત વ્યાધિના સાધારણ રીતે બે મૂખ્ય ભાગ પાડવામાં આવ્યા છે જેમાં એકની અંદર શરીરમાં બે હદ ગતિ આવી તે ખેંચાય છે અને તણાય છે:— જેવાં કે આંચકી, ખેંચતાણ, હિસ્ટીરિઆ વિગેરે. બીજા પ્રકારના વ્યાધિમાં સાંધાઓની ગતિ બંધ થાયછે ને તે ઝલાઈ જાય છે:—જેવાં કે સંધિવા, નળો, ગૃધ્રસિ, ગોઠણનું ઝલાઈ જવું વિગેરે જૂદા જૂદા સાંધાઓ અકડાઈ જાય છે તે. આ બીજા પ્રકારના વ્યાધિમાં ગુગળ ઉપયોગી છે. જે પહેલા પ્રકારના વાતવ્યાધિ બતાવ્યા તેમાં ગુગળ કામ કરતો નથી અને તેમાં તે આપવો યોગ્ય પણ નથી. પહેલા પ્રકારની વાતવ્યાધિનાં બધાં ચિન્હો તીક્ષ્ણ છે ને એકદમ ઉત્પન્ન થાય છે અને તેને એકદમ દબાવવાની જરૂર છે. જો તે ન દબાય તો મૃત્યુ તરત થવા સંભવ છે માટે તે દરદમાં ઘેન લાવનારી દવા આપી દરદીનો જોસ્સો શાંત કરવામાં આવે છે.

બીજી જાતના વાતવ્યાધિ જીર્ણ છે, તે ઘણી મુદતે ઉત્પન્ન થાય છે,

ને ઘણી મુદત સુધી ટકે છે. તેમાં દરદીનું લોહી સુધારવાની જરૂર રહે છે ને ગુગળ શોષક ને સારક હોવાથી વધારે માફક આવે છે. તીક્ષ્ણ વાત વ્યાધિમાં લોહી સુધારવા બેસવા માટે વખત નથી ને તેમ કરવાની જરૂર પણ નથી જીર્ણ વ્યાધિમાં તેમ કરવા જરૂર છે. માટે જીર્ણ વાત વ્યાધિમાં ગુગળ ઘણા વખત સુધી આપવામાં આવે છે. શોધન સારી પેઠે થાય માટે ગુગળની દરેક બનાવટમાં સારક પદાર્થો પડે છે, તેમજ ગુગળનો ક્રમશરૂ કરવા પહેલાં પણ એરંડીએલ તેલના એક બે જુલાબ આપવા યોગ્ય છે. વિશેષમાં જીર્ણ વાત વ્યાધિની અંદર દરદીને ક્ષીણતા થતી જાય છે જે અટકાવવાનો આપણો મુખ્ય હેતુ છે. ગુગળ પોતે પણ પૌષ્ટિક છે છતાં તેની સાથે લોહ. બંગ વિગેરે પુષ્ટિકર પદાર્થો પડે છે. તીક્ષ્ણ વાત વ્યાધિમાં શક્તિ નહિ આપતાં તેમજ લોહી નહિ સુધરાતાં તેને એકદમ ચેતમાં લાવવો એજ ઉતમ રસ્તો છે કારણ કે જે જોસભેર તેના શરીરના અવયવો ખેંચાય છે તેથી કેટલીક આકસ્મીક ઇજાઓ થવા સંભવ છે, તેમજ વખતે દરદીનો શ્વાસ રૂંધાઈ જાય છે, ને મરી જાય છે; માટે તીક્ષ્ણ વ્યાધિમાં ગુગળ વાપરવો નહીં. જે જે જીર્ણ વ્યાધિમાં ગુગળ આવે છે ત્યાં ત્યાં સારક અને પૌષ્ટિક દવાઓ સાથે તેને મેળવવામાં આવે છે. વાતવ્યાધિ શિવાય બીજા પણ કેટલાક જીર્ણ વ્યાધિમાં ગુગળ ફાયદો કરેછે અને ત્યાં પણ તે આપવાનો ક્રમ વાત વ્યાધિના જેવોજ છે. યોગરાજ ગુગળ, કૈશોર ગુગળ વિગેરે તેની બનાવટો બહુ વપરાય છે. ગુગળ વાત વ્યાધિની અંદર ખાવા અપાય છે તેમજ બહાર ચોપડવાના કામમાં પણ આવે છે. શૂળ અને ચસ્કા નીકળતા હોય ત્યારે કેટલાક લેપ ચોપડવામાં આવે છે ને તેની અંદર ગુગળ પડે છે. જીર્ણ વાત વ્યાધિમાં સાંધાઓ કળતા હોય છે ને તેથી ઝીણો ઝીણો ચસ્કો થાય છે. ગુગળ વાળો લેપ બરાબર ચૂસ લેછે ને તેથી ચસકો બંધ પડે છે. કેટલાક દરદીને આખા વાંસામાં સખ્ત ચસકો થાય છે ત્યારે તેઓ ભેંસા ગુગળની પટીઓ મારેછે અને આખો વાંસો કટકે કટકેથી ચીરી મેલ્યો હોય એમ જણાય છે; આથી દરદીને સારો ફાયદો થાય છે અને ચસકો હલકો પડે છે. કેટલીક વખતે ચસ્કો ન બેસે ત્યારે કાંઇ બીજા અંદરના મર્મસ્થાનના રોગથી ચસ્કો થયોછે એમ સમજવું. જો વાયુનો પ્રકોપ થઈ વાંસામાં, કમરમાં, અગર પડખામાં ભરાણો હોય તોનો ગુ-

ગળવાળા પદાર્થથી ચસ્કો હલકો પડવોજ જોઇએ; પણ જો તે ચસ્કો ફેફસાંના, યકૃત્‌ના, જઠરના કે બીજા કોઇ અવયવના વરમથી થયો હોયતો તે બેસવા સંભવ નથી. તે કારણે જે દરદ હોય તેની યોગ્ય ચિકિત્સા કરવી એજ ચસ્કો બેસાડવાનો સિધ્ધો રસ્તો છે. જેમ જીર્ણ વાત વ્યાધિમાં ગુગળ સારો છે તેમ તે બીજા જીર્ણ મૂત્ર વ્યાધિમાં તેમજ રક્ત વિકારમાં પણ ઉપયોગી છે. મૂત્ર પીંડના કેટલાક વ્યાધિમાં ગુગળ અપાય છે. જીર્ણ પ્રમેહ, શુક્રદોષ, તેમજ ત્રતુદોષની અંદર ગુગળ વાપરાવો યોગ્ય છે. ચંદ્રપ્રભા નામની બનાવટ જે લોહી સુધારવા માટે ઘણી સરસ ગણાય છે તેમાં મુખ્ય ભાગ ગુગળનો આવે છે. જીર્ણ પ્રમેહની વિકૃતિ ચંદ્રપ્રભા લેવાથી દૂર થાય છે; તેમજ જીર્ણ ઉપદંશ, દુખતા સાંધા વિગેરેમાં પણ તે અપાય છે. પેશાબની અંદર વીર્યસ્ત્રાવ થતો હોય, જનનેંદ્રીય મારફત સફેદ શ્લેષ્મ જેવો પદાર્થ પડતો હોય અને તેને લીધે કટીશૂળ, કળતર અને કમકૌવત જણાતાં હોય તો ચંદ્રપ્રભાનું સેવન કરવું યોગ્ય છે. વિશેષમાં લોહીની અંદર રહેલો પિત્તાધિક્ય દોષ પણ ચંદ્રપ્રભા શમન કરે છે. ઉપદંશની જૂદી જૂદી વ્યાધિમાં તેમજ ફીરંગ દોષની અંદર ચંદ્રપ્રભા ઘણી સારીછે.

ગુગળની જૂદી જૂદી બનાવટો જૂદા જૂદા રોગને માટે પ્રશસ્ત છે. જનનેંદ્રિયના રોગો, વીર્યસ્ત્રાવ, આર્તવવિકા, ઉપદંશ, ફિરંગ અને તેથી થતા વૃણની અંદર ચંદ્રપ્રભા વખાણાય છે. અસ્થિરોગ, ગળગંડ, વિદ્રધિ, અપચી, દુષ્ટવૃણ, ભગંદર, નાસુર તેમજ બરડાની કમાનના રોગની અંદર યોગરાજ ગુગળ વખાણાય છે. સંધિવા, વાતરક્ત, કુષ્ટ, વિચર્ચિકા, તેમજ બીજા જીર્ણ ત્વક્‌દોષ ઉપર કૈશોર ગુગળ, સિંહનાદ ગુગળ વિગેરે સારાં છે.

અસ્થિવૃણની અંદર ગુગળ સારો છે. જ્યારે કોઈ પણ હાડકામાં પાક થઈ સખ્ત સોજો ચડી આવીને ધારૂં પડેછે ત્યારે ગુગળની બનાવટ ફાયદો કરેછે. ગુગળની અંદર આવાં અસ્થિવૃણ થતાં અટકાવવાનો ગુણ રહ્યો નથી તોપણ જ્યારે એવાં વૃણ થાયછે, તેમાંથી હાડકાંની કટકીઉં નીકળેછે, તેમજ ગંભીર વૃણ થયું હોય ત્યારે બીજી દવાઓના કરતાં ગુગળની અસર સારી જણાયછે. જો કે ગુગળના ઉપચારથી પણ આવાં વૃણ રૂઝતાં નથી તોપણ તેથી લોહી તેમજ વૃણનું શોધન થાયછે. યોગરા-

જ ગુગળ આવા અસ્થિવ્રણની અંદર ઘણા વખત સુધી ખવરાવવામાં આવેછે. અપચી, વિદ્રધિ, ગંડમાળ એ પણ ઘણા જીર્ણ વ્યાધિ છે અને તેમાં પણ ઉપલા દરદોના જેવીજ લોહીની વિકૃતિ હોયછે જેને યોગરાજ દબાવેછે. લોહીનું વધારે સારી રીતે શોધન થાય તેટલા માટે યોગરાજ ગુગળને જૂદા જૂદા અનુપાનથી આપવામાં આવેછે. દુષ્ટ વ્રણની અંદર યોગરાજને ખેરના કાઢામાં અપાય છે, તેમજ અપચી વિગેરે ગ્રંથીની અંદર તેને ત્રિફળાના કાઢામાં આપવો યોગ્ય છે. જીર્ણ ત્વક્દોષ જેવાં કે કુષ્ટ, વિચર્ચિકા, વાતરક્ત ઉપર ગુગળ અપાય છે. જીર્ણ ત્વક્દોષ ઉપર ગુગળ ઉપયોગી છે. કૈશોર ગુગળ વાતરક્તની અંદર બહુ ઉપયોગી છે અને તે ગળોના કાઢાની અંદર લેવાય છે. કુષ્ટમાં ગુગળ લીંબડાના કાઢાની અંદર લેવાય છે. બરડાનું હાડકું નીકળતું હોય ત્યારે પણ ગુગળ અપાયછે. બરડાની કમાનનું કોઈ પણ હાડકું સડવાથી તે પોચું પડી જાયછે ને ઉપલા ભાગનો બોજો નહિ ખમી શકવાથી તે ભાગ વધી બહાર નીકળી આવેછે ને તેથી ખુંધ જેવું જણાયછે; ત્યારે યોગરાજ ગુગળ આપવો સારો છે. ગુગળ જેમ પેટમાં ખવાય છે તેમ વ્રણની અંદર લગાડવાના મલમમાં પણ પડેછે અને તે મલમમાં વાટ બોળી ગંભીર વ્રણની અંદર નાંખવામાં આવેછે. ગુગળનો લેપ કચર અને લચક ઉપર સારો છે. ગુગળનો લેપ લગાડવાથી હાડ સંધાય છે એમ લોકોનું માનવું છે પણ તેથી હાડ સંધાઈ જાય એમ બનતું નથી. ફક્ત તેનો લેપ કરી માથે રૂ લગાડવાથી રૂ ચોટી જાયછે ને તે લેપ સારો સોસ કરેછે તેથી લોકોનો વિશ્વાસ એમ રહેછે. પણ તુટેલું હાડ સંધાવા માટે તો બન્ને ભાગને પોતાના યોગ્ય સ્થળે બેસાડી સ્થિર રાખી તેને જોર લાગવા ન દેવું એજ કર્તવ્ય કર્મ છે અને તે બન્ને ભાગ એક બીજાથી ખસી ન જાય તેટલા માટે ખાપીઆં બાંધ્યા શિવાય બીજો એકે સારો રસ્તો નથી. કેટલીક વખતે ગુગળ એકલો ગૌમૂત્રની સાથે ભેળવી વાત વ્યાધિમાં લેવાય છે, અને તેવી રીતે તે ઉરૂસ્તંભમાં સારો ફાયદો કરેછે.

**માત્રાઃ**—ગુગળ ૧ થી ૨ વાલ, યોગરાજ, કૈશોર ને અમૃતા ગુગળ ॥ તોલો; સિંહનાદ ૦| તોલો.

## ગુંદ.

**વર્ણનઃ**—ગુંદ ઘણી જાતનો થાય છે. ગોરડનો, લીંબડાનો, બાવળનો,

કડાયાનો. જો કે તે ઘણી જાતના ઝાડમાં થાય છે પણ બાવળનો અને ગોર-ડનો એ મુખ્યત્વે કરીને વપરાય છે. લીંબડાનો ગુંદ ઘણો મળતો નથી અને કડછાશપર હોય છે. ગોરડ અને બાવળ એ બે ગુંદના મુખ્ય ઝાડ છે. બાવળનું ઝાડ કાળા રંગનું ને મોટું થાય છે. પાન બન્ને ઝાડનાં મળતાં છે અને તે બન્ને એકજ વર્ગના ઝાડ છે. ગુરગઢની આસપાસ અને બરડા ડુંગરમાં ગોરડ ઘણો થાય છે અને ત્યાંથી ગુંદ ભેગો થઈ અહીંની બ-જારમાં વેચાવા આવે છે. આ ગુંદ ઘણો ચોખો અને ઉંચો થાય છે અ-ને મકલાઈ ગુંદ જે મુંબઈથી અહીં આવે છે તેના કરતાં દેશી ગુંદનો ભાવ વધારે બેસે છે. આ ગુંદમાં ચીકાશ વધારે થાય છે. પરદેશી ગુંદમાં દેશી ગુંદ જેટલું તેજ હોતું નથી તેમજ તેની ઝીણી ભૂકી થાય છે ને તે-માં બીલકુલ ચીકાશ હોતી નથી. ગોરડનું ઝાડ દેખાવમાં ખીજડાને મળ-તુ છે. ચોખો દેશી ગુંદ પીળો ચળકાટ મારતો હોય છે અને તેમાં રાતી ઝાંય પડતી દેખાય છે. આ શિવાય કડાયાનો ગુંદ થાય છે તે સફેદ અને ચળકાટ મારતો હોય છે પણ તેમાં ગોરડના ગુંદ જેવી ચીકાશ હોતી ન-થી. જ્યારે શીઆળામાં બહુજ ઝાકળ પડે છે ત્યારે બે લાખીઆ ઉપર ગુંદ જામી જાય છે.

કડાયાનું ઝાડ મોટું થાય છે અને તેના ઝાડની ઉપલી છાલ સફેદ રૂપા જેવી ઝગ ઝગતી હોય છે. તેથી એક વખત જો કોઈ માણસે તેનું ઝાડ જોયું હોય તો ફરી કદી તે ભુલવા વાળો નથી. તેના ફૂલની કળીઉં રાતા ગુઢા રંગની હોય છે ને તે ઉપર બારીક કાંટા હોય છે. કડાયો ગુંદ રંગે સફેદ અને દાણાદાર થાય છે.

બનાવટ:—ગુંદરપાક.

૧ ગુંદરપાક=ગુંદને ઘીમાં તળી તેને ચાસણીમાં મેળવી તેનો પાક કરવામાં આવે છે.

ગુણ:—પૌષ્ટિક.

ઉપયોગ:—ગુંદરનો ગુણ પૌષ્ટિક હોવાને લીધે તેનો પાક કરી લોકો ખાય છે અને તે સ્ત્રીઓને ઘણો માફક આવે છે. સ્ત્રીને કમરમાં સેહેજ અગર ત્રતુ સમયે જો સખ્ત પીડા થતી હોય તો ગુંદર ઘીમાં તળીને અ-ગર તેનો પાક કરીને ખવરાવે છે. નષ્ટાર્તવ, અલ્પાર્તવ તથા પીડિતાર્તવ-માં ગુંદ બહુ વપરાય છે. જો કે આવા દરદોની અંદર ગુંદની કોઈ પણ

જાતની ખાસ અસર નથી તોપણ સ્ત્રીઓની અંદર તેના સારા ગુણ વિશે બહુ વહેમ હોવાથી તે ખવરાવવામાં આવે છે. સુવાવડની અંદર તેમજ સુવા રોગની અંદર ગુંદના લાડુ ખવરાવવા રીવાજ છે, તથા જે કાટલાના લાડુ આપણા દેશમાં ખવરાવવા રીવાજ છે તેમાં પણ મુખ્ય ભાગ ગુંદનો આવે છે. ગર્ભાશયમાંથી શ્વેત પાણી પડતું હોય ત્યારે તેમજ તેની નબળાઇમાં ગુંદ અપાય છે. માથાનું દુખવું, કળતર, ત્રુટ વિગેરેમાં પણ તેનો ઉપયોગ પ્રશસ્ત છે. નબળાઇથી સ્ત્રીને જે રોગ થયો હોય તેમાં તેમજ સ્ત્રીના સૃષ્ટ્યુંત્પત્તિ કર્મ અવયવના રોગોમાં ગુંદ આપવાનો રીવાજ ચાલે છે. પુરૂષને ધાતુક્ષય, નબળાઈ, કમકૌવતી અગર શૂક્ર દોષની અંદર તેનો પાક ખાવાથી ફાયદો થાય છે. તેનું પાણી ચીકાશદાર હોવાને લીધે ગોળીઉં વાળવામાં તથા કેટલીક દવાની મેળવણી કરવામાં કામ લાગે છે. તેનું પાણી બીજી યોગ્ય દવા સાથે મેળવી આપવાથી પ્રમેહ, તથા મૂત્રાશયના બીજા તીક્ષ્ણ વ્યાધિમાં ફાયદો થાય છે. આ દેશની સ્ત્રીઓ ગુંદના કટકા લૂખા પણ ખાય છે.

**માત્રાઃ**—પાક ૪ થી ૫ તોલા.

## ગુલાબનાં ફુલ.

**વર્ણનઃ**—ગુલાબ આપણા દેશ કરતાં તુર્કસ્તાનમાં ઘણો થાય છે. આપણા દેશને પૂરતો પડે એટલો ગુલાબ પણ આપણા દેશમાં થતો નથી ને તેથી તે તુર્કસ્તાન તરફથી આપણે ત્યાં આવેછે. ગુલાબ બે જાતનો થાયછે એક રતીઓ (મોસમી) અને બીજો બારમાસી. બારમાસી કરતાં રતીઓ ગુલાબ ચડેછે; તેમાં સુગંધી પણ વધારે થાયછે, તેમજ તેમાં ઠંડક પણ વધારે રહેલી છે. ગુલાબના ફુલના રંગ ઉપરથી તે ઘણી જાતનો થાયછે પણ આપણે અહીં રંગ ફેરથી તેના જૂદા જૂદા ભેદ પાડવાનું કાંઈ પણ વાસ્તવિક કારણ નથી. ગુણમાં બધા સરખા છે. ગુલાબજળ યંત્રની મદદવડે ખેંચવામાં આવેછે તે શિવાય તેમાંથી અત્તર ખેંચવામાં આવેછે જે સુગંધીને માટે વપરાયછે.

**બનાવટઃ**—૧ ગુલકંદ.

૧ ગુલકંદ=ગુલાબનાં પાંખડાં લઈ તેનો એક થર કરવો; માથે બીજો થર સાકરનો દેવો, પાછો ગુલાબના પાંખડાનો ને પાછો સાકરનો; એમ ઉપરા ઉપરે થર દીધે જવા. પછી બરણીનું મોઢું બંધ કરવું. ગુલાબની

પાંખડીઉં અંદર ગળી જાય ત્યારે ગુલકંદ તૈયાર થયો કહેવાય છે.

ગુણ:—શીતળ, રેચક, પૌષ્ટિક.

ઉપયોગ:—શીતળ ગુણને માટે ફુલની પાંખડીઉં સરસ છે ને રેચક ગુણને માટે વગર ખીલેલી કળીઉં વપરાય છે. ગુલાબના ફુલનો રેચ લેવાની વિધી એવી છે કે તેની આશરે તોલો કળીઉં ચોખા ચડી રેહેવા આવે ત્યારે એક બાજુપર નાખવી. બધા ચોખામાં વેણી નાખવી નહિ કારણ કે જો પાછળથી ઘી સાકર નાખી તે ચોખા ખવાય છે ને તેથી ઝાઝી મુશ્કેલી પડતી નથી તોપણ તે જો થોડા ભાગમાં પડી હોય તો તેટલા ચોખા જલદીથી ખવાઈ જાયછે ને પછી સારા ચોખા ખાવા તક મળેછે. તેની વાસ તેમાં બેસી જાયછે ને પછી ખાતાં કેટલીક વખતે ઉકળાટ આવેછે. આવી રીતે ગુલાબના ફૂલનો રેચ લેવાથી શરીરનું શોધન થાયછે ને તેથી ફૂટી નીકળતા કેટલાક ત્વક્‌દોષની અંદર ફાયદો થાયછે. ખસ, લૂખસ, વિચર્ચિકા વિગેરે દરદોમાં ગુલાબના ફૂલનો રેચ અપાય છે. જેમ રેચ તરીકે લેવાથી ત્વક્‌દોષમાં ફાયદો થાયછે તેમજ ગુલકંદ શીત વીર્ય હોવાને લીધે ત્વક્‌દોષમાં ખવરાવવામાં આવેછે ને તેથી ખોટી ગરમી દબાયછે. તે શિવાય શીતવીર્ય તરીકે બીજા દરદોમાં પણ ગુલાબનો ઉપયોગ કરવામાં આવેછે. ગુલાબ જળનાં પોતાં તેમજ આંખની અંદર નાખવાની દવા બનાવવામાં પાણીને બદલે ગુલાબજળ વપરાય છે. આંખમાં આંજવાના સુરમાને પણ તેની અંદર ઠંડો ગુણ થવાને માટે ઘણા દિવસ સુધી ગુલાબજળની ભાવના દેવામાં આવેછે તથા તેની અંદર ખલ કરવામાં આવેછે; ને આવી રીતે તૈયાર કરેલો સુરમો આંજવાથી આંખને બહુ ઠંડક થાયછે. ગુલાબજળમાં ઘુંટેલો સુરમો આંખમાં આંજવાથી આંખની ઝાંખ તથા ગરમી દબાય છે. કેટલાક દરદીઓની આંખ કાંઈ પણ દૃષ્ટિરોગ વગર બળ્યા કરેછે ત્યારે તેમને ગુલાબજળવાળો સુરમો આંજવાથી ફાયદો થાયછે. તાવની અંદર જ્યારે સખ્ત માથાનો દુખાવો થાયછે ત્યારે તથા ગરમીમાં રખડવાથી જ્યારે માથું દુખવા આવેછે ત્યારે ગુલાબજળનું પોતું મૂકાય છે. બાળકને દવા બનાવી આપવામાં તેમજ ઔષધની ખરાબ વાસ છુટવાને માટે સાદા પાણીને બદલે ગુલાબજળ ઉપયોગી છે. ગુલાબજળ પીવાથી હેડકી તેમજ ઉલટી થાયછે અને તેથી મુખ્યત્વે કરીને પિત્તજ્વરમાં સારો ફાયદો

થાયછે. માથામાં ચડી ગએલી ગરમીને ગુલાબજળ હઠાવે છે તથા આંખને તેજ આપેછે ને તેટલા માટે ગુળકંદ કામનો છે. ગુલકંદ પૌષ્ટિક ગણાયછે તથા તે પિત્તનું શમન કરેછે. દરેક પિત્તની વિકૃતિ જે ચામડીને દુષિત કરેછે તેમાં ગુલકંદ ખાવો યોગ્યછે. ઓરી, માતા, ઓખાની અંદર ગુલકંદ તથા ગુલાબ પાક ખાવાનો આ દેશમાં રીવાજ ચાલે છે. નાકની અંદર જરા કાંઈ ફોડલો થાયછે અગર માળણ હોયછે ત્યારે ગુલાબનું ફૂલ સુંઘવાથી તરત આરામ થાયછે. તંદુરસ્ત માણસને પણ ગુલાબનું ફૂલ સુંઘવાથી મગજ પ્રફુલ્લિત થાયછે. હાથ પગમાં જ્યારે દાહ થાયછે તેમાં તથા પાદદારી રોગની અંદર ગુલકંદ સારો ફાયદો કરેછે. આ શિવાય સુગંધીને માટે લોકો ગુલાબનું અત્તર તેમજ તેનું તેલ વાપરેછે. ગુલાબનું અત્તર અને તેલ દવાના ઉપયોગના કરતાં મોજ શોખના ઉપયોગમાં વધારે આવેછે. બહુ ચેળવાળા ત્વક્‌દોષની અંદર મલમની સાથે ગુલાબજળ મેળવવામાં આવેછે.

માત્રાઃ—ગુલકંદ ૫ તોલા, ગુલાબના ફૂલની કળીનું ૦॥ તોલો (રેચક તરીકે.)

## ગોખરૂ.

વર્ણનઃ—ગોખરૂ બે જાતનાં થાય છે. એક મોટાં ને બીજાં છોટાં. આ બન્ને ઝાડ તમામ જૂદીજ જાતના થાય છે તોપણ ગુણમાં તે બન્ને મળતા છે; મોટાં ગોખરૂ વધારે ગુણકારક ગણાય છે. તેનો છોડ હાથ દોઢ હાથ ઉંચો થાય છે ને તેનાં પાન લંબગોળ અણીઆળાં તથા બાજુપર ધારવાળાં હોય છે. તે બન્નેનાં ફુલ પીળા રંગના હોય છે અને તે બન્ને જાતના ફળ એક સરખી આકૃતિનાં ને કાંટાવાળાં થાય છે, જેને ગોખરૂ કહે છે. મોટાના ફુલ લાંબા થાય છે તથા નાનાંનાં ફુલ પહોળાં થાય છે. નાનાં ગોખરૂ દશમૂળમાં આવે છે. છોટા ગોખરૂના ફળ ઉપર ત્રણ કાંટા થાય છે ને મોટાંના ફળ ઉપર પાંચ કાંટા થાય છે. ઓષધમાં તેનું પંચાંગ તથા બી વપરાય છે. જેમ ગોખરૂનાં નાનાં અને મોટાં એમ બે નામ છે તેમ તેનાં બીજાં પણ બે નામ છે. મોટા ગોખરૂને ઉભા ગોખરૂ ને નાના ગોખરૂને બેઠાં ગોખરૂ કહે છે.

બનાવટઃ—૧ વૃષ દંડ ચૂર્ણ ૨ ગોક્ષુરાદિ અવલેહ ૩ ગોક્ષુરાદિ કાઢા.

૧ વૃદ્દદંડ ચૂર્ણ=કવચાં, ગોખરૂ, ધોળી મૂશલી, ધોળાશમળાનું મૂ-ળીઉં, આમળાં, ગળોસત્વ ને સાકર એ સાતે ચીજો સમભાગે મેળવવી તેનું નામ વૃદ્દદંડ ચૂર્ણ.

૨ ગોક્ષુરાદિ અવલેહ=ગોખરૂનું પંચાંગ અઢી રતલ લઈ તેને ૫૦૨ તોલા પાણીમાં ઉકાળવું, ને જ્યારે ૧૦૮ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી તેની અંદર સવા રતલ સાકર નાખી તેની બરાબર ચાસણી કરવી ને તેમાં નીચે પ્રમાણે ચીજોનું બારીક ચૂર્ણ ના-ખવું:—સુંઠ, લીડીંપીપર. મરી, તજ, એલચી, નાગકેશર, તમાલપત્ર, જા-યફળ, અર્જુન વૃક્ષની છાલ, કાકડીનાં બીજ એ દરેક બબે તોલા અને વંશ લોચન ચાર તોલા. જે તૈયાર થાય તેનું નામ ગોક્ષુરાદિ અવલેહ.

૩ ગોક્ષુરાદિ કાઢા=બાવળ, હરડે, ધમાસો, ગોખરૂનું પંચાંગ, ગર-માળાનો ગોળ, ને લાકડીઓ પાષાણ ભેદ એ સર્વે બે તોલા લ-ઈ તેને ૩૨ તોલા પાણીમાં ઉકાળવું. ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી લેવું.

ગુણઃ—ધાતુ પૌષ્ટિક મૂત્રલ અને શીતળ.

ઉપયોગઃ—ગોખરૂ ધાતુ પુષ્ટિને માટે ઘણાં વખણાય છે. નાના ગોખરૂ કરતાં મોટાં ગોખરૂ ગુણમાં ચડે છે, નબળાઈ, કમકૌવતી, વીર્ય-સ્રાવ, મૂત્ર વ્યાધિ તેમજ ષંઢત્વમાં ગોખરૂ બહુ ઉપયોગી છે, ગોખરૂ અને તલ એ બકરીના દૂધ અને મધની સાથે લેવાથી હસ્ત ક્રિયાથી થતા શૂક્ર દોષમાં (નબળાઇમાં) સારો ફાયદો થાય છે. હસ્ત ક્રિયા શિવાય રાત્રીએ સ્વપ્નામાં કદાપિ વીર્યસ્રાવ થતો હોય તોપણ ગોખરૂનું ચૂર્ણ લેવું યોગ્ય છે. વૃદ્દદંડ ચૂર્ણ ખાસ શૂક્રદોષ ઉપર ઉપયોગી છે. તેથી હાથ પગનું ત્રુટવું, અને કમરનો દુખાવો બંધ થાય છે. ધાતુ પુષ્ટિને માટે ગો-ખરૂનો પાક કરી લોકો ખાય છે. શિવાય તેની અંદર મૂત્રલ અને શીતળ ગુણ સારો છે. તેના લીલા છોડને પલાળવાથી એકદમ ચીકણો લુઆબ થાય છે અને સાકરની સાથે મેળવીને પેશાબની બળતરા, પ્રમેહ, ઉનવા, અશ્મરી વિગેરે મૂત્ર વ્યાધિમાં તે અપાય છે; અગર પેશાબમાં કાંઈ પણ સફેદ પદાર્થ પડતો હોય તો તેથી બંધ થાય છે. તેનો લુઆબ જલદીથી બગડે છે અને તેથી જો દરેક વખતને માટે લુવાબ કરવામાં આવે તો વધારે સારૂં. ગોક્ષુરાદિ કાઢો લેવાથી તીક્ષ્ણ મૂત્ર વ્યાધિ જેમાં સખ્ત દાહ

હોય છે તે પણ શાન્ત થાય છે, અને મૂત્ર કૃચ્છની સઘળી પીડા દૂર થાય છે. મૂત્રઘાતમાં તે અપાય છે. પિત્તાતિસારની અંદર ગોખરૂ ઉપયોગી છે. જ્યારે ગરમી લાગવાને લીધે ઘણો સખ્ત પાતળો ઝાડો થાય છે ત્યારે ફક્ત પીત્તશામક દવાની જરૂર છે અને સ્તંભન દવાની કોઈ પણ જાતની જરૂર નથી. બીલી, કડાછાલ, બહુફળી, વાળો, તેમજ ગોખરૂ એ બધી દવાઓ છૂટી છૂટી અથવા એકત્ર કરી આપવાથી દરદનું મૂળ કારણ દૂર થાય છે. ધાતુ પુષ્ટિને માટે ગોખરૂના ફળ ચૂર્ણ રૂપે અગર પાકમાં વપરાય છે અને શીતળ અને મૂત્રલ ગુણને માટે તેના પંચાંગનો અગર ફળનો લુઆબ અપાય છે. ગોખરૂનું ચૂર્ણ મૂત્રલ તરીકે લુઆબ જેટલો ફાયદો કરતું નથી. ગોખરૂનો અવલેહ પણ મૂત્ર રોગમાં ઘણો સારો ફાયદો કરે છે. જ્યારે પેશાબમાં લોહી પડતું હોય છે ને પેશાબ બંધ થઈ જાય છે અગર પેશાબ કરતી વખતે બહુજ મહેનત પડે છે તેમજ પથરી વિગેરેના રોગમાં ગોખરૂ ઉપયોગી છે.

માત્રાઃ—ચૂર્ણ ૦। થી ૦॥ તોલા, વૃદ્ધ દંડ ચૂર્ણ ૦। થી ૦॥ તોલા, અવલેહ ૨ તોલા, કાઢો ૪ થી ૮ તોલા.

## ચણકબાબ.

વર્ણનઃ—ચણકબાબ મૂળ આપણા દેશની પેદાશ નથી. તે નેપાળમાં થાય છે. તેનો મોટો જથો શીંગાપોરમાંથી આવે છે. તે મરીની જાતની ચીજ છે અને થોડા ફેરફાર શિવાય તેના ગુણ પણ મરીના જેવાજ છે. તેના ફળ મરીના જેવડા અને ગોળ થાય છે પણ તેના ફળની ઉપલી છાલ મરીની પેઠે ખડબચડી નથી હોતી તેમજ તેના ફળ નીચે ડીંટું હોય છે જે મરીમાં નથી હોતું.

ગુણઃ—દીપન, પાચન, મૂત્રલ, શીતળ.

ઉપયોગઃ—ચણકબાબ થોડી માત્રામાં લેવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે પણ તેટલા માટે તેનો ઉપયોગ કરવામાં આવતો નથી. તેનો ખાસ ગુણ મૂત્ર વ્યાધિ ઉપર છે. પ્રમેહ, ઉનવા, તથા પેશાબની સખ્ત બળતરામાં તે અપાય છે. ચણકબાબ એ વાલને સુખડનાં તેલનાં ટીપાં ૫ માં ઘસી તેનો ફાકડો મારવાથી અગર ગુંદના પાણી સાથે તેની ગોળી વાળી લઇ જવાથી પેશાબનો દાહ મટે છે. ઈંગ્રેજી રીતી પ્રમાણે ચણકબાબનું તેલ કાઢવામાં આવે છે. તેનું અને સુખડનું તેલ એ દરેકનાં પાંચ

પાંચ ટીપાને ફરી ચૂનાના નિતારેલ પાણી રૂપિઆ ૪ ભાર સાથે મેળવી દિવસમાં ત્રણ વખત આપવાથી પેશાબની બળતરા શાન્ત થાય છે. મૂત્રાશયના વરમમાં જ્યારે પેશાબ ડોળું ઉતરે છે ને તળે કુચો જામી રહે છે ત્યારે ચણકબાબની ગોળી આપવાથી ફાયદો થાય છે. જો પ્રમેહ ન હોયતો તેની સાથે સુખડનું તેલ મેળવવાની જરૂર નથી. તે મૂત્રને શાફ કરે છે તથા તેનો સ્રાવ વધારે છે. ફટકડી, સુરોખાર અગર પાપડખાર તેની સાથે મેળવવાથી તેની અસર વધે છે. બાદ વીર્યસ્રાવમાં તથા શુક્રદોષની અંદર પણ ચણકબાબ વપરાય છે.

અર્શ રોગની અંદર જ્યારે લોહી બહુ પડે છે ત્યારે ચણકબાબ, માખણ અને સાકર સમભાગે લેવાથી લોહી પડતું અટકે છે. ચણકબાબ ઠંડો છે તેથી મોઢું આવી ગયું હોય ત્યારે અગર સાદ બેશી ગયો હોય ત્યારે ચણકબાબ, એલચી અને સાકર મોંમાં રખાય છે. તેથી સાદ ઉઘડે છે તથા મોઢું આવું મટે છે.

જીર્ણ ઉધરસમાં જ્યારે બહુ બડખા પડે છે ત્યારે થોડી થોડી માત્રાએ ચણકબાબ લેવાથી બડખા કમી થાય છે ને દરદીને જરા ટેકો મળે છે.

માત્રા:—ચણકબાબનો ભૂકો ૨ થી ૪ વાલ, તેલનાં ટીપાં ૫ થી ૨૦.

## ચણાનો ખાર.

વર્ણન:--ચણો આ દેશમાં બહુ થાય છે અને તે આ દેશનો અગત્યનો ખોરાક છે. તેમાં ફરસાણનો ગુણ હોવાને લીધે તે બધા લોકોને પ્રીતિ ઉપજાવનાર છે. તેના છોડનાં ડાળાં પાતળાં ને ઉપર ઝીણા ઝીણા રેશા થાય છે. તે ઉપર શીઆળાની અંદર ઝાકળ પડે છે જે જામી રહે છે. ચોખ્ખું ઝીણું મલમલનું કપડું લઇ તેના બબે ત્રણ ત્રણ હાથના કટકા ચણાના છોડ ઉપર પાથરવાથી તે ઉપર પડેલો રસ તે કપડું ચુસી લેછે ને પછી તે કપડું નીચોવી લઈ એક કાચના બુચવાળી બાટલીમાં તે રસ ભેગો કરવામાં આવે છે; આને ચણાનો ખાર એવું નામ કહે છે. ઔષધમાં તે ક્ષાર વપરાય છે. ચણાની દાળનો ખોરાક ઘણોજ પૌષ્ટિક છે.

ગુણ:—અમ્લ, પિત્તશામક ને દીપન.

ઉપયોગ:—ચણાનો ક્ષાર પાણીમાં મેળવી પીવાથી તૃષા શાન્ત થાય છે તથા શરીરનો દાહ મટે છે. પિત્તજ્વરની અંદર જ્યારે આખું

શરીર તપ્યા કરતું હોય છે, આંખો બળ્યા કરે છે, અને પેટમાં અનાજ કે પાણી કાંઈ પણ પદાર્થ ટકી શકતા નથી ત્યારે તે ચણાના ક્ષારને શરબત સાથે મેળવી પીવાથી એકદમ બંધ થઈ જાય છે તેમજ પેટ ચુંક, શૂળ અજીર્ણ અને આફરામાં શેકેલી હીંગને ચણાના ક્ષાર સાથે લેવાથી ફાયદો થાય છે. તે દીપન છે અને પેટની અંદરના વાયુના પ્રકોપને હરે છે. પ્લીહોદરની અંદર ચણાનો ક્ષાર એ ઘણી અગત્યની દવા છે. ચણાનો ખાર, સિંધાલૂણ અને બીજી યોગ્ય દવા સાથે પ્લીહોદરમાં અપાય છે. શેકેલી હીંગ, સુંઠ, મરી, પીપર, કુલીંજન, જવખાર અને સિંધાલૂણના ચૂર્ણનો ા તોલો ચણાના ખારની સાથે મેળવી પીવાથી પ્લીહોદર અને પેટનું ચૂંક નાશ પામે છે.

માત્રાઃ—૨ થી ૫ તોલા.

## ચણોઠી.

વર્ણનઃ—ચણોઠી ચાર જાતની થાય છે, રાતી, ધોળી, કાળી અને પીળી. તેમાં રાતી તથા ધોળી એ બે ઘણી સાધારણ છે· તેનો પાતળો વેલો થાય છે અને તેનાં પાન આંબલીનાં કુણાં પાનને મળતાં છે. તેનાં મૂળીઆં જેઠીમધના જેવાંજ થાય છે ને તે પણ સ્વાદે ગળ્યાં છે. ઔષધમાં ધોળી ચણોઠી વપરાય છે તેમજ દરેક જાતના ચણોઠીનાં મૂળ તથા પાન પણ કામના છે. ચણોઠી વાપરવા પહેલાં તેને શુદ્ધ કરવા જરૂર છે અને તેને એક પ્રહર સુધી કાંજીમાં ઉકાળવાથી તેની શુદ્ધિ થાય છે.

બનાવટઃ—૧ ગુંજા ભદ્રરસ ૨ ગુંજાદિ તેલ.

૧ ગુંજા ભદ્રરસ=ચણોઠી ૬ ભાગ, શુદ્ધ પારો ૩ ભાગ, શુદ્ધ ગંધક ૧૨ ભાગ, લીંબડાનાં બીજ, ભાંગ, ને નેપાળાના બીજ એ ત્રણે એક એક ભાગ એ બધાંને મેળવીને એક એક દિવસ ભાંગના રસની ધતુરાના રસની, તથા [1] કાકમારીના રસની ભાવના દેવી અને તેની વાલ વાલની ગોળીઓ કરવી.

ગુંજાદિ તેલ=ભાંગરાનો રસ ૧૬ શેર, ચણોઠીનો ભૂકો ૧ શેર અને મીઠું તેલ ૪ શેર એ સર્વેને મેળવી તેનું રીતસર તેલ સિદ્ધ કરવું.

ગુણઃ—પૌષ્ટિક, શીતળ, વાતહર અને રોપણ.

ઉપયોગઃ—ચણોઠીનાં મૂળ જેઠીમધને મળતાં છે અને તેનો કલ્ક

---

૧ કાકમારી=ભોરીંગણીની જાતનું ઝાડ છે.

પણ જેઠીમધના શીરા જેવો થાયછે ને તે જેઠીમધની પેઠે ઉધરસમાં વપરાય છે. ગરમાઇને લીધે ઉધરસ થઈ આવી હોય અથવા મોઢું આવી ગયું હોય ત્યારે ચણોઠીનાં મૂળ અગર પાન મોઢામાં રાખવામાં આવેછે. તેના મૂળ તેમજ પાનની અંદર ઠંડો ગુણ રહેલોછે અને તેને પાણીમાં વાટી પીવાથી તણખીઓ, ઉનવા વિગેરે મટેછે. ચણોઠીનાં પાન ચાવવાથી સાદ ઉઘડેછે અને તેટલા માટે તે સાકર અને ચણકબાબ સાથે મોઢામાં રાખવામાં આવેછે. તે વાતહર છે. વાતહર એટલે તે મગજના વ્યાધિને શમન કરનાર છે. ઉરૂસ્તંભ, રાંઝણ તેમજ કટીગ્રહની અંદર ચણોઠી ઘણી ઉપયોગી છે. ગુંજાભદ્રરસ વાત વ્યાધિને માટે ઘણીજ સારી બનાવટ છે. ચણોઠીને પાણીમાં વાટી ઝલાઈ ગએલ સાંધા ઉપર ચોપડવાથી સાંધા છૂટે છે અને તે ભાગનો દુખાવો બંધ પડે છે. ચણોઠી કેટલાક ત્વકદોષની અંદર પણ વપરાય છે. કુષ્ટ, વાતરક્ત, વિચર્ચિકામાં તેનો કલ્ક ઘણો સારો ફાયદો કરે છે તેના બીજને પાણીમાં વાટી તાજી પડેલ ટાલ ઉપર ચોપડવાથી ફરીને તે જગ્યોએ વાળ ઉગે છે. ગુંજાદિ તેલ માથાના કેટલાક રોગની અંદર વાળ ખરી પડતા હોય ત્યારે તથા ખોડાની અંદર તેમજ માથાની ચામડીમાંથી ધોળી ફોતરી ઉખડતી હોય ત્યારે લગાડવામાં આવે છે. માથાની ઉંદરી તેમજ માથાના બીજા ગુમડામાં તેનું તેલ લગાડવાથી ઘણો ફાયદો થાય છે. ધાતુ પૌષ્ટિક તરીકે ધોળી ચણોઠીનો પાક લોકો શીઆળામાં ખાય છે. તેથી કમકોવતી, નબળાઇ મટે છે. નપુંશકપણા ઉપર તે વખણાય છે. ચણોઠી મગજને કૌવત આપનાર હોવાથી વીર્યસ્રાવના દરદમાં સારો ફાયદો કરે છે. તેનો પાક ખાતી વખતે સારો પૌષ્ટિક ખોરાક લેવાની જરૂર છે. શરીરમાં રહેતી બેચેની, ક્ષીણતા તથા મગજનું ભારે રહેવું તેથી દૂર થાય છે. ટાલની અંદર ચણોઠીનો ભૂકો, હાથીદાંતની રાખ ને રસાંજન (રસવંતી) એ ત્રણેને સાથે મેળવી જે જગ્યાએ ટાલ પડી હોય તે જગ્યાએ ચોપડવું. તેથી ગમે તેવી સખ્ત ટાલ હોય ત્યાં પણ વાળ ઉગે છે.

ચણોઠીની ઝેરી અસરઃ—ચણોઠી વધારે ખવાય તો તેથી ઉલટી થાય છે. તે શિવાય બીજાં ઝેરી ચિન્હ થતાં નથી તોપણ જ્યારે તેને આર ઉપર ચડાવી ચામડીની અંદર ભોંકવામાં આવે છે ત્યારે તેના ભૂકાની અસર લોહીમાં મળે છે ને તેથી એકદમ ઝેર ચડે છે. ભામનો ખંનરો

જ્યારે મોંઘો પડે ત્યારે ચમાર લોકો આવી રીતે ઢોરને મારી નાખે છે. મનુષ્યની અંદર આવી રીતે મૃત્યુ થવાના દાખલા કદી બનતા નથી. જનાવરને જ્યારે ચણોઠીના લોટવાળી આર ભોંકવામાં આવે છે ત્યારે તે જગ્યોએ એક ફોલ્લો ઉઠે છે. આવી રીતે આજારી ઢોરની ચિકિત્સા ઢોરને સરપનું ઝેર ચડયું હોય તે માફક કરવી જોઇએ ને ઢોરને છેરામણ થાય તેવા ઉપાય આપવાને ઉષ્ણ પદાર્થની યોજના કરવી.

માત્રા:—ગુંજા ભદ્રારસ એકથી બે વાલ.

## ચાંગેરી.

વર્ણન:—સંસ્કૃતમાં **अम्ललोनीक** કહે છે. તેનું ઝાડ મુંબઇની અંદર સાધારણ રીતે બધી વાડીઓમાં મળી આવે છે. ચાંગેરીના પાનનું શાક થાય છે. તેના છોડ ભોંય ઉપર પથરાએલા હોય છે.

બનાવટ:—ચાંગેરી ઘૃત.

૧ ચાંગેરી ઘૃત=પીંપર, પીંપરીમૂળ, ચિત્રક, ગજ પીંપર, ગોખરૂ, સુંઠ. ધાણા, કાળીપાટ, કુણા બીલાનો ગર અને અજમો એ બધાનો સમગ્ર કલ્ક એક શેર, ઘી બસે છપન તોલા, અને ચાંગેરીનો રસ તથા દહીં દરેક ૧૦૨૪ તોલા લઇ તેનું રીતસર ઘી સિદ્ધ કરવું.

ગુણ:—શીતળ, પાચક, સ્તંભન.

ઉપયોગ:—ચાંગેરીનો સ્વરસ તૃષા શાન્ત કરે છે, ક્ષુધા લગાડે છે, ને શરીરમાં ઠંડક કરે છે. જ્યારે ધતુરાનો કેફ મગજમાં ચડ્યો હોય છે ત્યારે એ કેફ ઉતારવાને માટે ચાંગેરીનો તાજો સ્વરસ પીવાય છે. ઔષધમાં તેનું ઘી પણ વપરાય છે અને તેનું ઘી રક્તાતિસાર, પિત્તાતિસાર, ગુદભ્રંશ, અર્ષ ને મૂત્ર કૃચ્છ્રની અંદર અપાય છે. તેનું ઘી ગુદભ્રંશને માટે ઘણુંજ પ્રસિદ્ધ છે. ચાંગેરીના સ્વરસને પ્યાજના રસ સાથે મેળવી માથાપર લગાડવાથી માથું ગમે તેવું સખ્ત દુખતુ હોય તોપણ તે ઉતરી જાય છે. શીતળ તેમજ સ્તંભન તરીકે ચાંગેરીનો રસ અપાય છે.

માત્રા:—સ્વરસ ૧ તોલો. ઘૃત ૨ થી ૪ તોલા.

## ચીકણાં.

વર્ણન:—ચીકણાં એ ચાર જૂદી જૂદી જાતના ઝાડની પેદાશ છે. સંસ્કૃતમાં તેને **बला** કહે છે. બલા એ અહીં કાંસકી અને ખાંપટના ના-

મથી પ્રસિદ્ધ છે. તેના પાન હથેળીના જેવાં પહોળાં અને ખરસટ થાય છે. તે બળદાણાની જાતનું ઝાડ છે પણ તે બળદાણાથી મોટાં થાય છે. કુબાની પેઠે તેના ફૂલનો પણ ડોડલો થાય છે જેમાંથી બી ખંખેરી લેવામાં આવે છે. ચીકણાંનાં બી ભુંખરા અને ચપટા થાય છે અને તેમાં એક જાતનો તેલનો ભાગ રહેલો છે. તેને ખાંડતાં બહુ મહેનત પડે છે, માટે તે ખાંડતાં પહેલાં તડકાની અંદર સૂકવવાં જોઇએ.

બનાવટઃ—૧ માષ બલાદિ ક્વાથ ૨ બલા તેલ.

૧ માષ બલાદિ કવાથ=અડદની દાળ, ચીકણાં મૂળ, એરંડ મૂળ, કૌચાં, તાલીમખાના, રાસ્ના, આસગંધ એ બધાં મળી બે તોલા અને પાણી ૩૨ તોલા તેનો રીતસર કવાથ કરવો.

૨ બલા તેલ=બલામૂળ ૪ શેર લઈ તેને ૩૨ શેર પાણીમાં ઉકાળવાં. આઠ શેર પાણી બાકી રહે ત્યારે તેની અંદર ૮ શેર દુધ, ચાર શેર તેલ અને એક શેર ચીકણાં મૂળ નાખવાં અને તેનું રીતસર તેલ સિદ્ધ કરવું.

ગુણઃ—શીતળ, પૌષ્ટિક, મગજને પુષ્ટિ આપનાર.

ઉપયોગઃ—વિષમ જ્વરની અંદર સુંઠની સાથે ચીકણાંનો ક્વાથ આપવામાં આવે તો તે હઠે છે. જેમાં ટાઢ સખ્ત આવતી હોય ને આખું શરીર ધ્રુજતુ હોય ને ત્યાર પછી સખ્ત તાવ ચડતો હોય તેવા વિષમ જ્વરમાં ચીકણાનો કાઢો બહુ ઉપયોગી છે. તે પૌષ્ટિક છે અને કૌવતને માટે બીજી યોગ્ય દવાઓ સાથે તે લેવાય છે. અહીંઆ ગાંધી લોકો ચીકણાના દાણાને ઓળખતા નથી તેથી કેટલીક વખતે તેને બદલે બળદાણા આપે છે. બળદાણા પણ એજ વર્ગનું ઝાડ છે અને તેના ગુણ પણ ચીકણાને મળતા છે. ચીકણાંની પૌષ્ટિક અસર મગજને અસરકારક હોવાથી તે જીર્ણ વાત વ્યાધિ ઉપર વપરાય છે. અર્ધાંગવાયુ, અર્દિત, કર્ણનાદ, માથાનો દુખાવો અને ગલગ્રહ વિગેરે દરદોમાં માષ બલાદિ ક્વાથ હીંગ અને સિંધાલૂણ સાથે લેવાથી ઘણો સારો ફાયદો થાય છે; તેમજ વાત વ્યાધિમાં તેનું મર્દન કરવું પણ ફાયદા ભરેલું છે. ચીકણાનો કાઢો દુધ સાથે પીવાથી અર્દિત શાન્ત થાય છે. તેની પાડનું ચૂર્ણ સાકર અને દૂધમાં મેળવી લેવાથી પ્રદર અને બહુ મૂત્રતા મટે છે. તે કૌવત આપનારી દવા છે. તેથી નબળાઇને લીધે રહેતી કળતર, તૂટ, તથા ક-

મરનો દુખાવો પણ દૂર થાય છે. તેના દાણા ધાતુ પૌષ્ટિક ચૂર્ણની અંદર પડે છે.

**માત્રાઃ**—ચીકણાંના દાણા ૦૧ તોલો. માષ બલાદિ ક્વાથ ૪ થી ૮ તોલા.

## ચિત્રક.

**વર્ણનઃ**—ચિત્રો બે જાતનો થાય છે; એક ધોળો ચીત્રો અને બીજો લાલ ચીત્રો. ચીત્રકનો છોડ આપણા દેશમાં સાધારણ રીતે મળી આવે છે અને તેના પાનના બન્ને પડખાં વધીને થડની આસપાસ એવી રીતે મળી જાય છે કે તેનું ડાંડલું પાંદડાં સોંસરવું નીકળતું હોય તેમ લાગે છે. તેની અંદર એક જાતનો ક્ષાર થાય છે અને તે ક્ષાર પણ ઔષધમાં વપરાય છે.

**બનાવટઃ**—૧ ત્રિમદ, ૨ ષડધરણ યોગ, ૩ વડવાનળ ચૂર્ણ ૪ ચિત્રકાદિ લેપ.

૧ ત્રિમદ=ચિત્રક મૂળ, વાવડીંગ અને નાગર મોથ એ ત્રણે એકેક ભાગ લઈ બરાબર મેળવવાં.

૨ ષડધરણ યોગ=ચિત્રક મૂળ, ઇન્દ્રજવ, કાળીપાટ, કડુ, અતિવિષની કળી અને હીમજ એ છ ચીજો સમભાગે લઇ તેનું ચૂર્ણ કરવું.

૩ વડવાનળ ચૂર્ણ=સિંધાલૂણ એક ભાગ, પીંપરી મૂળ ૨ ભાગ, પીપર ૩ ભાગ, ચવક ૪ ભાગ, ચિત્રક ૫ ભાગ, સુંઠ ૬ ભાગ, બાળ હરડે ૭ ભાગ એનું ચૂર્ણ કરવું.

૪ ચિત્રકાદિ લેપ=ચિત્રો, દાંતી મૂળ, થોરનું છીર, (સ્નુહિ) આકડાનું છીર, ભીલામું, હીરાકસી, ગોળ અને સિંધાલૂણ એ બધું સમભાગે લઈ તેનો કલ્ક કરવો.

**ગુણઃ**—દીપન, પાચન, વાતહર, ગ્રાહી અને દંભક.

**ઉપયોગઃ**—ચિત્રો અને તેનો ક્ષાર અજીર્ણને માટે ઘણા ઉપયોગી છે. ત્રિમદ, ષડધરણયોગ અને વડવાનળ ચૂર્ણ એ બધાં અજીર્ણને માટે સારીરીતે પ્રશસ્ત છે. તે શિવાય બીજાં જે અજીર્ણને માટે ચૂર્ણ બનાવવામાં આવે છે તેમાં પણ ચિત્રો પડે છે. તેથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે અને આમનું પાચન થાય છે. પેટ શૂળ, ચુંક, આફરો વિગેરે તેથી દબાય છે. ગમે તેવું સશૂળ અજીર્ણ હોય તોપણ તેમાં તે ફાયદો કરે છે. બાદ

ખટ્ટુ ખાવાથી જ્યારે અજીર્ણ થાય છે અને ઝાડો થઈ આવે છે ત્યારે વડવાનળ ચૂર્ણ તેમજ ષડધરણ યોગ વપરાય છે. તેની અંદર દીપન તથા સારક પદાર્થો મળેલા છે અને તેથી અજીર્ણની અંદર ઘણાં ઉપયોગી છે. તે શિવાય યકૃતોદર, પ્લીહોદર વિગેરેમાં ચીત્રો ફાયદો કરેછે. તે દરદમાં ચિત્રાના મૂળ કરતાં તેનો ક્ષાર વાપરવો ઉત્તમ છે. અજીર્ણના ઝાડાને તે દબાવે છે. અર્ષના રોગમાં ચીત્રક ચૂર્ણ ઉર્ફે ષડ્ધરણયોગ અપાય છે. અર્ષના દરદીને શરીરમાં પિત્તનો પ્રકોપ હોય છે અને જો કે ચીત્રકનો ગુણ પિત્તના પ્રકોપને પુષ્ટિ આપનારો છે તોપણ તેની સાથે બીજી એવી ચીજ મેળવવામાં આવેછે કે તેથી પિત્તને પુષ્ટિ મળવી બંધ રહી ફક્ત જઠરનેજ પ્રદિપ્ત કરવાનો ગુણ તેમાં રહે છે અને તેથી તે લોહીને વધારે શુદ્ધ કરે છે. તેથી અર્ષ, આમ, ગુલ્મ વિગેરે સફા થાય છે. ચિત્રક, ટંકણુ-ક્ષાર, હલદર અને ગોળ સમભાગે લઈ વાટી ચોપડવાથી અર્શના મસા ખરી પડે છે. તે શિવાય અર્શની અંદર ચિત્રક આપવાનો એક બીજો ક્રમ છે જેથી દરદીને બીલકુલ ગરમી જણાતી નથી ને ઉલટી ઠંડક થાય છે. એક માટીના કોરા હાંડલાની અંદર ચિત્રક મૂળનું ચૂર્ણ ભભરાવવું અને તેની અંદર રાત્રે દહીં જમાવવું. સવારે જે દહીં જામી રહે તે દહીં અર્શવાળા દરદીને ખવરાવવું. આ દહીંની અંદર ચિત્રકની અસર આવી જાય છે અને પુંઠે તેની ગરમી જરાય જણાતી નથી. કેટલાક વૈદ્યો દહીંને બદલે તે વાસણામાં કાંજી તૈયાર કરાવી ખવરાવે છે. ચીત્રકનો ફોલ્લો ઉઠા-ડવાને માટે સંધિવાની અંદર ફક્ત તે પંદર મિનિટ રહેવા દેવા જોઇએ. ચિત્રકનો લેપ ગુંમડાં ફોડવાને કામ લાગેછે. જે ચિત્રકાદિ લેપ ઉપર આપ્યો છે તે લેપ ગુંમડાંપર લગાડવાથી ગુંમડું ફૂટી જાય છે. જો આ લેપ અર્શના મસાપર લગાડવામાં આવે તો તેથી દાહ ઘણો સખ્ત થાય છે, જે દરદીથી સહન થતો નથી. ચિત્રકનો દંભક ગુણ ઘણો જબરો છે અને તેનું મૂળીઉં ઘસીને કોઈ જગ્યાપર લગાડ્યું હોયતો ત્યાં ફોલ્લો ઉઠી આવે છે. જીર્ણ ત્વક્દોષમાં જ્યાં કોઈ પણ ભાગ બહેર મારી ગએલ હોય છે ત્યાં ચિત્રક મૂળને કાંજી, સિંધાલૂણ, અને દૂધમાં વાટી લગાડવાથી તે જગ્યાએ બ્લીસ્ટરની માફક ફોલ્લો ઉઠેછે. જે ભાગનું સ્પર્શજ્ઞાન નષ્ટ થયું હોય તે ભાગ ઉપર આવી રીતે ચીત્રક ચોપડાય છે. ષડધરણ યોગ થોડા દિવસ સુધી રાત્રે ઉષ્ણોદક સાથે આપવાથી પ્લીહોદર (બળેલની

ગાંઠ) હલકી પડે છે. વાતરક્ત, કુષ્ટ તેમજ બીજા જીર્ણ ત્વકૂદોષની અંદર ચિત્રકનો લેપ વપરાય છે અને મંડળ કુષ્ટની ચક્કિકાનો તે નાશ કરેછે. તે શિવાય અતિસાર, રક્તાત્તિસાર અને સંગ્રહણીમાં તે અપાય છે અને ત્યાં તેની ઉષ્ણ અસર સારી રીતે સરસ છે. જે અતિસારની અંદર શોફ થયો હોય છે ત્યાં અતિસારની યોગ્ય સ્તંભન દવાની સાથે ચિત્રકનો સંયોગ કરવો યોગ્ય છે.

માત્રા:—ત્રિમદ ૪ થી ૮ વાલ, વડવાનળ ચૂર્ણ અને ષડધરણ યોગ ૦ા થી ૦ાા તોલો.

## ચીમડ.

વર્ણન:—ચીમડનો છોડ જેઠીમધના જેવડો થાયછે અને તેમાં પાન પણ જેઠીમધના જેવાંજ થાયછે. દેખાવમાં ચીમડ, જેઠીમધ, ગળી, કસુંદી વિગેરે મળતાં છે. ઔષધમાં ચીમડનાં બીજ વપરાય છે. તેનાં બીજ કાળાં ચપટાં અને તેજદાર હોયછે. તેમાંથી પીળું મીંજ નીકળેછે અને તે ઉપયોગમાં આવેછે.

ગુણ:—ચક્ષુષ્ય.

ઉપયોગ:—ચીમડ આપણા દેશની અંદર આંખની સાધારણ દવા છે. જ્યારે કોઈ પણ કારણથી આંખ ઉઠેછે ત્યારે લોકો ચીમડનું ભરણ ભરેછે. ચીમડના પીળા મીંજ કાઢી તેને થાળી ઉપર વાટી આંખમાં આંજે છે; તેથી આંખ ઉઠી હોય તો સાફ થાયછે ને રતાશ તૂટે છે. કેટલીક વખતે તેના મીંજને, થાળી નીચે દેવતા રાખી વાટતી વખતે શેકવામાં આવેછે. ચીંમડનાં મીંજની સાથે જરા વડાગરાં મીઠાની કટકી તથા છાશનું ટીપું નાખી આંજવાથી કુષ્ણ મંડળનો વરમ જલદી બેસી જાયછે. જ્યારે કૃષ્ણ મંડળનો વરમ થાયછે ત્યારે આંખના કાળા ભાગ ઉપર કેટલાંક ધોળાં ધોળાં ટપકાં દેખાયછે, અને તે ઠેકાણે ધારૂં પડશે એવો સંભવ રહેછે, ત્યારે વડાગરૂં મીઠું, છાશ અને ચીમડ એ ત્રણે વાટીને ભરવાથી આંખને આરામ થાયછે.

ચીમડ પૌષ્ટિક છે ને તેથી પ્રદર અને ત્રતુ દોષમાં પાકમાં નાખી સ્ત્રીઓને ખવરાવવામાં આવેછે. તે એકલી ખાધાની દવા તરીકે કદી વપરાતી નથી.

## ચોપચીની.

વર્ણન:—ચોપચીની સારસાપરિલાની જાતની પેદાશ છે અને તેના

ગુણ પણ સારસાપરિલાને મળતાજ છે. તેના કટકા લાંબા અને પરેટાની આકૃતિના થાયછે. તેની છાલ કેટલીક વખતે ઉતરેલ હોયછે ને તેથી તે જાંબુડા રંગની તથા વજનદાર લાકડાના કટકા જેવી દેખાયછે. તે આ દેશમાં ચીન તરફથી આવેછે અને તેથી તેને ચોપચીની કહેછે.

**ચોપચીનીનો પાકઃ**—ચોપચીની ચોખી લઈ તેને ખાંડી કપડ આળી તેમાંથી તોલા ૪૮ લઈ તેની પુષ્કળ ઘીમાં કીટી કરવી; પછી ૫૬ તોલા સાકર લઈ તેની ચાસણી કરી તેમાં ચોપચીનીની કીટી નાખી દેવી. બાદ પીપર, પીપરીમૂળ, સુંઠ, મરી, તજ, અકલકરો, લવીંગ એ બધાં તોલો તોલો લઈ તેનું ચૂર્ણ કરી યથારૂચી મેવો નાખી પાક ઠારી ચોસલાં પાડવાં.

**ગુણઃ**—શોધક અને પૌષ્ટિક.

**ઉપયોગઃ**—ઉપદંશ તથા તેની તમામ વિકૃતિ ઉપર ચોપચીની અપાયછે. ચોપચીની લેવાનો સૌથી સારો રસ્તો પાક રૂપે છે. કેટલીક વખતે અનંત મૂળ જેવી બીજી શોધક દવા સાથે તે ક્વાથમાં પડેછે. જ્યારે ઉપદંશ શરીરમાં બધે ફુટી નીકળેછે અને વિસ્ફોટકનું રૂપ ધારણ કરેછે ત્યારે, તથા ગરમીને લીધે જ્યારે સાંધા ઝલાઈ જાયછે ત્યારે, ચોપચીનીનો પાક સારો ફાયદો કરેછે; ને કુષ્ટ જેવા દુષ્ટ રોગના દેખાવ વાળી ઉપદંશ વિકૃતિને પણ તે શમાવે છે. જ્યારે શરીર કાળું પડી જાયછે ને એકદમ ખરજ ઉપડી આવી શરીરમાં શીળસની માફક ધ્રામડાં થઈ રહેછે અને પછી તે કાળા ડાઘ રૂપે રહેછે તેમાં ચોપચીની ફાયદો કરેછે. ટુંકામાં ઉપદંશની અંદર ચોપચીનીની અસર ફક્ત તેની ત્વક્દોષની વિકૃતિ ઉપર છે; જે રક્તદોષ ત્વક્દોષનું પોષણ કરેછે તેને ચોપચીની દબાવેછે. બીજા અવયવ ઉપર ઉપદંશની અસરને ચોપચીની સુધારી શકતી નથી. ઉપદંશથી થએલા દુષ્ટ વ્રણ આ પાકનું સેવન કરવાથી રૂઝપર આવેછે.

**માત્રાઃ**—પાકની ૫ તોલા.

## ચંદન.

**વર્ણનઃ**—ચંદનની અંદર બે જૂદી જૂદી જાતની ચીજો આવેછે. એક રક્ત ચંદનને બીજું સફેદ ચંદન. રક્ત ચંદનને રતાંજળી કહેછે. તે રંગે સાવ લાલ હોયછે. તેનું વર્ણન આગળ ઉપર રતાંજળીના વિષયમાં આપવામાં આવશે.

સફેદ ચંદનને સુખડ કહેછે. તે સુગંધી દ્રવ્ય છે અને તેટલા માટે કપાળે લગાડવાને માટે બહુ વપરાયછે. તે પવિત્ર ગણાય છે અને તેથી દેવ પુજામાં તે કામ આવેછે. તેના લાકડાના નાના નાના કટકા આવેછે અને તે ચંદન પણ બે જાતનું થાયછે. ૧ શ્રીખંડ ચંદન, ૨ પીત ચંદન. શ્રીખંડ એ ઉપરનું સફેદ ચંદન છે અને પીત ચંદન એ માંહેનું લાકડું છે. પીતચંદન અથવા અંદરના ભાગના કટકામાંથી તેલનો ભાગ વધારે નીકળેછે અને તેમાં સુગંધ પણ વધારે હોયછે ને તેથી તેની કિમત શ્રીખંડ કરતાં વધારે હોયછે. સુખડના લાકડામાં કોતરણી કરી તેનો જૂદા જૂદા સરંજામ તૈયાર કરવામાં આવેછે. શબને બાળવામાં શ્રીમંત લોકો સાદા લાકડાને બદલે સુખડ વાપરે છે તેનું ઝાડ ૧૫ થી ૨૦ હાથ ઉંચું થાયછે અને તેની મલબાર કાંઠે મોટી ઝાડી છે. તે ઝાડને પુખ્ત થતાં આશરે ૨૦ વર્ષ લાગેછે અને પુખ્ત થયા પછીજ તેને કાપવામાં આવેછે. સુખડના આખા વન ઉપર ઇંગ્રેજ સરકારની દેખરેખ રહેછે.

બનાવટ:—શ્રીખંડ ચૂર્ણ.

૨ શ્રીખંડ ચૂર્ણ=ચંદન, વાળો, કુષ્ટ, કુલીંજન, નાગરમોથ, આમળા, કમળ, જેઠીમધ, મહુડાના ફૂલ, દ્રાક્ષ અને ખજુર એ ચીજો સમભાગે મેળવી તેનું ચૂર્ણ કરવું.

ગુણ:—શીતળ, પિત્તશામક.

ઉપયોગ:—સુખડ એકલી ખાવાની દવા તરીકે વપરાતી નથી તોપણ બીજી યોગ્ય દવા સાથે તે કવાથમાં અગર ચૂર્ણમાં અપાયછે. શ્રીખંડાદિ ચૂર્ણને સાકરના પાણીમાં પલાળી તેનું હીમ પીવાથી અગર તે ચૂર્ણને સાકરના પાણીમાં વાટી પીવાથી દાહ શાન્ત થાયછે. પિત્તજ્વરમાં તે અપાય છે ને તરસ છીપે છે તથા ઉલટી બંધ થાયછે; તેમજ પ્રમેહમાં તે સારો ફાયદો કરેછે. તેના તેલનાં ૨૦ ટીપાંને ૧ વાલ વંશલોચન તથા એક વાલ એળચીના દાણા સાથે મેળવી પ્રમેહની અંદર આપવામાં આવેછે.

સુખડ ખાવાની દવા કરતાં લગાડવાની દવા તરીકે વધારે ઉપયોગી છે. સુખડને ઓરશીઆ ઉપર પાણી સાથે ઘસી લગાડવાથી શરીરમાં ઠંડક થાયછે; ને તેટલા માટે રતવા, ખીલ, તાપોડીઆં, લુખસ, અળાઈ વિગેરે ઉપર લગાડવામાં આવેછે. તેથી ચેળ કમી થાયછે. તડકામાં ઉના

પવનની અસર ન જણાય તેટલા માટે બાળકોને બપોરે આખે શરીરે તે ચોપડાય છે. તેથી લુની અસર જણાતી નથી. કપાળે ચોપડવાથી તડકાને લીધે ચડેલું માથું હલકું પડેછે. ત્વકૃદોષના બીજા મલમો સાથે જો ચંદન મેળવ્યું હોય તો તે દરદમાં ફાયદો થાયછે. વધારે ઠંડક જોતી હોય તો સુખડને ગુલાબજળમાં ઘસી તેમાં થોડું કપૂર મેળવી લગાડવું, અને તેથી ઘણી સારી ઠંડક થાયછે. ચંદનાદિ ચૂર્ણ જેમ જ્વરની અંદર પીવાય છે તેમ તે દાહને માટે લગાડવામાં પણ આવેછે. સુખડનું તેલ ખસ ઉપર લગાડવાથી તેની અંદર થતી બળતરા હલકી પડેછે. તે શિવાય તે તેની ઉત્તમ સુગંધીને માટે વપરાય છે.

માત્રાઃ—શ્રીખંડાદિ ચૂર્ણ ૦ તોલો, તેલ ૧૫ થી ૩૦ ટીપાં

## છાલ મોગરો.

વર્ણનઃ—છાલ મોગરાનું ફળ ગોળ દડા જેવું થાયછે અને તે કદમાં સાધારણ લીંબુ બરાબર હોયછે. તેનાં બીજ આશરે ઇંચક લાંબાં હોયછે. તે બીજમાંથી તેલ નીકળેછે. ઔષધમાં ફક્ત તેનું તેલજ વપરાયછે. તેલ વાપરવું એ ઇંગ્રેજી વૈદ્યની પદ્ધતિ છે અને તેનાં બી વાપરવાં એ દેશી વૈદ્યની પદ્ધતિ છે. મુસલમાન હકીમો પણ તેના બી વાપરેછે.

બનાવટઃ—છાલ મોગરાનું તેલ.

૧ છાલ મોગરાનું તેલ=છાલ મોગરાના બીજને પીસીને તેમાંથી તેલ કાઢવામાં આવેછે.

ગુણઃ—શોધક.

ઉપયોગઃ—છાલ મોગરો આપણા દેશી વૈદ્યો બહુ વાપરતા નથી તોપણ ઇંગ્રેજી વૈદ્યકારો તેનું તેલ પુષ્કળ વાપરે છે. વાતરક્તનું દરદ જે ઘણુંજ ખરાબ છે તેની અંદર છાલ મોગરાનું તેલ કાંઇક પણ ફાયદો કરતું હોય એમ લાગે છે. વાતરક્તને છાલ મોગરાનું તેલ નાબુત કરેછે એમ તો કદી બનતું નથી તો પણ દરદીના શરીરની સ્થિતિ તેથી કટલેક દરજ્જે સુધરે છે. વાતરક્તનાં જે ઘારાં નથી રૂઝાતાં તે છાલ મોગરાના તેલથી રૂઝપર આવે છે. છાલ મોગરાનું તેલ વાતરક્તની અંદર ખાવા અપાય છે એટલુંજ નહિ પણ તે બહાર લગાડવામાં ઉપયોગી છે. છાલ મોગરાના તેલનાં પાંચ છ ટીપાં દિવસમાં બે ત્રણ વખત કળી ચૂનાના પાણીમાં મેળવી અપાય છે. છાલ મોગરો લેવાથી કેટલીક વખતે દરદીને ઉલટી

થાય છે. એક બે દિવસ દવા લીધા પછી ઉલટી બેસી જાય છે ને પછી થતી નથી; પણ જો પાંચ છ દિવસ સુધી ઓસડ ચાલુ રાખતાં ઉલટી થયાજ કરેતો સમજવું કે છાલ મોગરો દરદીને માફક નહિ આવે માટે તે બંધ કરવો. છાલ મોગરાના તેલને એકલું તેમજ બીજા કોઈ તેલ સાથે મેળવી અગર મલમ કે ઘી સાથે મેળવી લગાડવામાં આવે છે. જે વાતરક્તની અંદર દરદીનું સ્પર્શ જ્ઞાન નષ્ટ થયું હોય છે તે વાતરક્તમાં છાલ મોગરાનું તેલ વધારે ઉપયોગી છે. ક્ષયની અંદર છાલ મોગરાનું તેલ અપાય છે. [1]કોડલીવર ઓઇલ નામની દવા જે ક્ષયમાં ઘણી અકસીર ગણાય છે તેની સાથે છાલ મોગરાનું તેલ પણ મેળવવામાં આવેછે તેમજ ઉપદંશમાં પણ તે ખવરાવવામાં આવે છે. છાલ મોગરાના તેલનો મલમ ખરજવા ઉપર આપવાથી તે રૂઝાય છે. અને જ્યારે ખરજવું સૂકું હોય છે ત્યારે તે વધારે માફક આવે છે.

**માત્રાઃ**—૨ થી ૫ ટીપાં. તેની મોટી માત્રા ઉલટી કરાવે છે.

## જટામાંસી.

**વર્ણનઃ**—મલાયાના ટાપુ અને અજાડનો "અંદર" મુર્ખા નામની એક જાતની વનસ્પતિ થાય છે. તેનું મૂળ પાતળું ને તે ઉપરથી જૂદાં જૂદાં થડને પાંદડાંનો ઘેરો થાય છે તે પાંદડાં મોળાં અને લાંબાં થાયછે. આને કેટલાક વૈદ્યો જટામાંસી તરીકે વાપરે છે. બજારમાં જે જટામાંસી આપવામાં આવે છે તે તદન જૂદીજ જાતની આવે છે. વાળાની પેઠે તે જટામાંસીના ઝીણા ઝીણા રેસા ગુંચવાઇ ગએલા હોય છે. ઔષધમાં તેનું મૂળીઉં વપરાય છે. જેને મુર્ખા કહીએછીએ તેમાં એવાં મૂળીઆં થતાં નથી. મૂર્ખાના મૂળીઆં મોથ અગર વજજેવાં થાય છે જે હેઠેથી મૂળ ઘાલે છે, ઉપરથી ડાળું કાપે છે ને વચમાં થડ રહેલું હોય છે ઔષધમાં તે થડ વપરાય છે.

---

૧ કોડલીવર ઓઇલઃ—આ ઇંગ્રેજી દવા ક્ષયીને માટે ઘણી સારી છે. તે કૉડ નામની માછલીમાંથી નિકળે છે તેથી ક્ષયીના શરીરમાં કૌવત આવે છે ને તેના વજનમાં વધારો થાય છે. ક્ષય ઉપર કોડલીવર ઓઇલ જેવી દવા બીજી એકે નથી. સોનાનો વરખ, સુવર્ણમાલિની વસંત, સીરપ ઓફ્ હાઇપો ફૉસ્ફાઇટ ઓફ્ લાઇમ નામની ઇંગ્રેજી દવા અને બીજી કેટલીક ઇંગ્રેજી અગર દેશી પૌષ્ટિક બનાવટો પણ કોડલીવર ઓઇલની બરાબરી કરી શકે તેમ નથી.

☞ દશાંગ લેપમાં જટામાંસી આવે છે.

ગુણઃ—સ્નાયુ શૈથીલ્યકૃત્. ( ઉષ્ણ)

ઉપયોગઃ—જટામાંસીનો ગુણ મગજને પુષ્ટિ આપનારો છે. વાઈ, હિસ્ટીરીયા, વિગેરે દરદમાં તે અપાય છે પણ તેની અસર તે દરદમાં કેવી રીતે થાય છે તેની હજી સુધી ચોખવટ થઈ નથી. જટામાંસીનું ઘી બનાવી જીર્ણ વાત વ્યાધિમાં અપાય છે. કળથી, બોર, ષણબીજ, જવ ગુગળ, જટામાંસી, દશે મૂળ અને હરડે એ બધી ચીજો સમભાગે લઈ તેમાંથી બે રૂપિઆભાર ચૂર્ણ લઈ બત્રીસ તોલા પાણીમાં ઉકાળવું અને આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારવું. આ ક્વાથ વાતવ્યાધિમાં ઘણો પ્રશસ્ત છે. તે લોહ અને હીંગની સાથે અપાય છે.. એક ભાગ લોહ, ચાર ભાગ જટામાંસી અને ચાર ભાગ હીંગ મેળવી તેની બે વાલની ગોળી કરવી. દિવસમાં બે વખત આ ગોળી ખાવાથી અતિ રહેતી ઉદાસીન વૃતિમાં ફાયદો થાય છે તથા મગજને પુષ્ટિ મળે છે

માત્રાઃ—ક્વાથ ૪ થી ૮ તોલા.

## જવખાર.

વર્ણનઃ—જવના દાણા કમોદના જેવા થાય છે પણ તે તોલમાં હલકા હોય છે. કમોદના દાણા પ્રમાણમાં વધારે લાંબા થાય છે. જવની લીલી ડાંખળીઓને બાળી તેની રાખને પાણીમાં ચોળી તે પાણી ગાળી લેવું ગાળેલા પાણીને ઉકાળીને બાળવાથી નીચે જે ભૂકો રહે છે તેનું નામ જવખાર. ઔષધમાં જવ અને જવખાર બન્ને વપરાય છે. જવખારની અંદર સોડા અને પોટાશના ક્ષાર રહેલા છે.

બનાવટઃ—૧ યવક્ષારાદિ ગુટિકા ૨ યવાદિ હીમ.

૧ યવક્ષારાદિ ગુટિકા=(જવખારની ગોળી) જવખાર તોલો ૧, મરી તોલા ૨, પીપર તોલા ૨, દાડમની છાલ તોલા ૪ એ સઘળી ચીજોને ૧૬ તોલા ગોળની અંદર નાખી બબે વાલની ગોળીઓ કરવી.

૨ યવાદિ હીમ=(જવનું પાણી) જવની પોટલીને પાણીની તપેલીમાં રાખી તે પાણી ગળીને લઈ લેવું.

ગુણઃ—દીપન, કફઘ્ન, ઉષ્ણ અને મૂત્રલ.

ઉપયોગઃ—જવના દાણાનું પાણી મૂત્રલ અને શીતળ તરીકે વપરાય છે અને તેના ક્ષારમાં ઉષ્ણ, કફઘ્ન ને દીપન ગુણ રહેલા છે. પિત્ત

જ્વરમાં જ્યારે બહુ તૃષા લાગે છે ત્યારે દરદીને જવનું પાણી પવાય છે; તેથી શરીરનો દાહ શાન્ત થાય છે તથા ઉલટી અને હેડકી બેસે છે. જ્યારે જ્વરની અંદર દરદીને પેટમાં કાંઈ પણ ચીજ છમતી નથી અને જે કાંઈ ચીજ પેટમાં લે તે કાઢી નાખે છે ત્યારે જવનું પાણી આપવું યોગ્ય છે. જો કે જઠર પહેલે ફરે તો જવનું પાણી પણ કાઢી નાખે છે તોપણ એક બે વખત પછી તે જઠરને શાન્ત કરે છે અને ઉલટી થતી બંધ થાય છે. જ્યારે સખ્ત ઉલટી થાય છે ત્યારે દરદી પાણી માગે તો તેને સાદા પાણીને બદલે જવનું પાણી આપવું. તીક્ષ્ણાતિસારમાં તથા રક્તાતિસારમાં જ્યારે ઝાડો તથા મરડો થાય છે ને પેટમાં કાંઈ પણ ટકી શકતું નથી ત્યારે દરદીને જવનું પાણી પીવાથી આરામ થાય છે. આ શિવાય જવનું પાણી ઉનવા તથા તણખીઆમાં અપાય છે અને તેથી પેશાબની બળતરા હલકી પડે છે, તથા પેશાબનું ગુરૂત્વ કમી થાય છે, તેમજ મૂત્રકૃચ્છ્ર છૂટે છે. મૂત્ર પીંડના વ્યાધિમાં તેમજ અશ્મરી (પથરી) માં પણ જવનું પાણી આપવું કહેલ છે. જવખાર બીજા ક્ષારની માફક શૂળ, ચુંક, ગુલ્મ, યકૃતોદર, પ્લીહોદર તથા બીજા ઉદર રોગમાં અપાય છે. અજીર્ણ તથા અરૂચીમાં તે સારો ફાયદો કરે છે. બરચું ભરાઈ આવે છે ત્યારે જવખારને પીપર સાથે મેળવી અપાય છે. યવક્ષારાદિ ગુટિકા ઉધરસ, દમ તથા ક્ષયની અંદર પણ અપાય છે. જવખાર સાથે હોવાથી કફના ચીકાશ તુટે છે અને તેટલા માટે જ્યારે બડખા ઘણા ચીકણા હોય છે ત્યારે યવક્ષારનો ઉપયોગ કરવામાં આવે છે. બાળક ભરાઈ આવ્યું હોય ત્યારે તેમજ તાવ, માથું અગર પેટમાં કાંઈક દરદ હોય ત્યારે જવખાર વપરાય છે. જવખાર શુળ ઉપર ઉપયોગી છે અને તેટલા માટે તેને બીજોરાના રસમાં મેળવી અપાય છે.

**માત્રાઃ**—જવખાર ૨ થી ૪ વાલ, જવનું પાણી મરજી મુજબ, યવક્ષારાદિ ગુટિકા બેઆનાથી પાવલાભાર.

## જાંબુ.

**વર્ણનઃ**—જાંબુનું ઝાડ આ દેશમાં ઘણું સાધારણ છે. તેના ફળ જાંબુના નામથી બજારમાં વેચાય છે અને જેઠ માસની અંદર તે પુષ્કળ થાય છે. જાંબુ આપણા દેશની સાધારણ પેદાશ હોવાને લીધે તેનું વધારે વર્ણન લખવા જરૂર નથી. ઔષધમાં તેની છાલ પાન વિગેરે વપરાય છે.

**બનાવટ:—જંબ્વાદિ સ્વરસ.**

૧ જંબ્વાદિ સ્વરસ—જાંબુ, આંબોને આમળાં એ ત્રણેનાં લીલાં પાંદડાં લઈ તેને કુટી તેનો રસ કાઢીને ગાળી રાખવો.

**ગુણ:**—ગ્રાહી તથા શીતળ.

**ઉપયોગ:**—જાંબુના પાનના સ્વરસનો તેમજ છાલ તથા ગોટલીનો ઉપયોગ ગ્રાહી છે. તેના ફળ ખાધે ઠંડા છે. તેની ગોટલી તથા સ્વરસ આપવાથી ઝાડો. રક્તાતિસાર, પિત્તાતિસાર તથા ઉલટીમાં ફાયદો થાય છે. તેની છાલનો ઉકાળો છાંટવાથી ગુદભ્રંશ થતો બંધ થાય છે તથા પ્રદરમાં પણ તેના પાણીની પીચકારી મારવામાં આવે છે. તેનો સ્વરસ મધ અને ગાયના દૂધ સાથે મેળવી અપાય છે. જેમ તેનાં સ્વરસ, છાલ તથા ગોટલી વિગેરેનો ગુણ ગ્રાહી છે તેમ તેનાં પાકેલાં ફળને માટે નથી. તેના પાકેલાં ફળનો ગુણ શીતળ છે અને જ્યારે મૂત્ર કૃચ્છ્ર થયું હોય છે ત્યારે તે ખાવા અપાય છે મોઢું દુખતું હોય ત્યારે કોગળા કરવા માટે તેની છાલનો ઉકાળો વપરાય છે. બાળકને તેમજ મોટા માણસોને જ્યારે લોહી પડતું હોય ત્યારે જંબ્વાદિ ક્વાથ ઘણો સારો છે. ઉંદરી ઉપર તેનાં પાકેલાં ફળ ચોપડયાં હોય તોપણ ફાયદો થવા સંભવ છે. તેના મૂળમાં પણ સ્તંભન ગુણ રહેલો છે. જાંબુના રસમાં લોઢાનું પતરૂં નાખવાથી પતરૂં ખવાઈ જાય છે તથા વજને હલકું પડી જાય છે; પછી તે પતરાનો ભૂકો કરી ઓષધમાં પૌષ્ટિક તરીકે વપરાય છે. મધુ પ્રમેહની અંદર જાંબુની ગોટલી વપરાય છે અને તેની ગોટલીનો ભૂકો કરીને ખવાય છે. તેથી ઘણો પેશાબ થતો હોય તે કમતી થાય છે, અને પેશાબમાં સાકર પડતી બંધ થાય છે. ફકત બે અગર ત્રણ દિવસજ જાંબુની ગોટલી ખવરાવવાથી ફાયદો જણાય છે. જાંબુના પાનની પોટીસ વીંછીના દંશ ઉપર મુકવામાં આવે છે.

**માત્રા:**—જંબ્વાદિ સ્વરસ ૨ થી ૪ તોલા. ગોટલી બે આંનીથી પાવલાભાર.

## જાયફળ.

**વર્ણન:**—જાયફળ આશરે બે ઇંચ લાંબું અને કોકડી જેવા આકારનું હોય છે. તેના માથે કાળા રંગની પાતળી ડાબલી (જાવંત્રી) હોય છે જેમાંથી જાયફળ નીકળે છે.

**બનાવટ:**—જાતિ ફળાદિ ગુટિકા.

૧ જાતિફળાદિ ગુટિકા=જાયફળ, સુંઠ, અફીણ અને ખારેક સમભાગે લઈ ચોખાના ધોણની અંદર ગોળીઓ કરવી.

ગુણઃ—ઉષ્ણ અને ગ્રાહી.

ઉપયોગઃ—અજીર્ણ, આફરો, પેટ ચુંક તથા ઝાડામાં તે અપાય છે અને તે ઝાડો કબજ કરે છે; માટે સ્તંભન પદાર્થોની સાથે તેની યોજના કરવામાં આવે છે. તેમાં એક જાતનું તેલ રહ્યું છે. જ્યારે દાંતનો સખ્ત દુખાવો થતો હોય છે ત્યારે તેના તેલનું ટીપું દાંતના કોતરમાં મૂકવામાં આવે છે. જાયફળ અને જાવંત્રી એ બન્ને એકજ ઝાડની પેદાશ છે અને જાયફળનું તેલ જે બજારમાં મળે છે તે જાવંત્રીના તેલના નામથી પ્રસિદ્ધ છે. દુષ્ટ વૃણ ઉપર તેનું તેલ બીજા મલમની સાથે લગાડવાથી રૂઝ તરત આવે છે ને પીડા ઓછી થાય છે. તે ધાતુ પૌષ્ટિક તથા માદક છે અને ઝાડાની અંદર તે ફાયદો કરે છે. ઝાડાની અંદર તેને શેકીને આપવાથી સારો ફાયદો થાય છે. માથાના દુખાવા ઉપર તેમજ વાત વ્યાધિ ઉપર જાયફળને વાટીને કપાળ ઉપર ચોપડાય છે. તેથી આંખની દૃષ્ટિ મજબૂત થાય છે. કોલેરાની અંદર સખ્ત ઉલટીને જાયફળ બેસાડે છે.

જાયફળ માદક છે ને તે વધારે ખાવાથી નીશો થાય છે. પાકમાં અને બીજે ઠેકાણે તે પડે છે. ધાતુ પુષ્ટિને માટે તેને પુષ્ટિ પાકમાં નાખવામાં આવે છે. તે શિવાય તેની સુગંધી અને ગ્રાહી ગુણને માટે તે વપરાય છે.

માત્રાઃ—જાયફળનો ભૂકો ૧ વાલ. જાતિ ફલાદિ ગુટિકા ૨ થી ૪ વાલ.

## જાર.

વર્ણનઃ—જાર બે જાતની થાયછે; એક મીઠી અને બીજી કડવી. તે જુઇની જાતનું ઝાડ છે. તેનાં પાંદડાં પણ જુઇનાં જેવાં છે. કડવી જારનાં પાંદડાં સ્વાદે તીખાં હોયછે.

ગુણઃ—વાતહર અને ઉષ્ણ.

ઉપયોગઃ—ઔષધમાં તેનાં પાન, મૂળ, તેમજ છાલ વપરાય છે. મીઠી જારનાં ફળ ખાવામાં આવેછે. વાતહર તરીકે મીઠી જારના મૂળનો ક્વાથ વાતજ્વરમાં અપાય છે અને તેથી તંદ્રા દૂર થાયછે. તેનો ક્વાથ

ત્રતુ લાવનાર છે ને તેથી પેશાબ સાફ ઉતરે છે. તેના પાનને બાફી પોટીસ કરી બાંધવાથી ગ્રંથીની પીડા એકદમ શાન્ત થાયછે ને કેટલીક વખતે તેવી ગ્રંથી બેસી જાયછે. સંધિવામાં તેનાં તથા નાગોડનાં પાંદડાં બાફીને બાંધવાથી આરામ થાયછે ને સાંધા છૂટેછે. તેની છાલ શરીરે ઘસવાથી દાહ થાયછે. તેનાં મૂળનો ક્વાથ યકૃતોદર તથા પ્લીહોદરની અંદર ઉપયોગી છે.

**માત્રા:**—બીજી યોગ્ય દવા સાથે ક્વાથમાં વાલ વાલ પડેછે.

## જાવંત્રી.

**વર્ણન**—જાવંત્રી મસાલામાં વપરાયછે. જેમ મકાઇના પોટા ઉપર ઝીણા ઝીણા રેશા થાયછે તેમ જાયફળના ફળ ઉપર જાવંત્રી રેશા રૂપે રહેછે. તેમાંથી તેલ નીકળેછે જે જાયફળના તેલને બદલે વાપરી શકાય છે.

**ગુણ:**—ઉષ્ણ અને દીપન.

**ઉપયોગ:**—જાવંત્રી જોકે જાયફળની જાતના ઝાડની પેદાશ છે તોપણ તેની અંદર નીશો લાવનાર (માદક) ગુણ રહેલો નથી. તેના ઉષ્ણ ગુણને લીધે તે અજીર્ણ, પેટ ચુંક, આફરો, મોળ વિગેરે દરદોમાં વપરાયછે. તીક્ષ્ણ અજીર્ણની અંદર જાવંત્રી ચવરાવવામાં આવેછે ને તેથી અનાજનું પાચન થાયછે. કોલેરાની અંદર તેમજ બીજા દરદની અંદર જ્યારે જીવ ઉંડો ઉતરતો લાગેછે ત્યારે જાવંત્રી ચવરાવવાનો નિયમ આ દેશમાં ચાલેછે. વાતવ્યાધિની અંદર અને વાતજ્વરની અંદર બીજી યોગ્ય દવાની સાથે વાયુનો પ્રકોપ દૂર કરવાને માટે જાવંત્રી અપાય છે. જ્યારે દરદીને ખાટલા પર પડી રેહેવાથી મોઢામાં પાણી આવેછે ત્યારે જાવંત્રી આપવી ફાયદાકારક છે.

**માત્રા:**—૧ વાલ.

## જીરૂં

**વર્ણન:**—જીરૂં ૭ જાતનું થાયછે ૧ જીરૂં, ૨ શાહજીરૂં, ૩ વિલાયતિ જીરૂં, ૪ કલૌંજીજીરૂં, ૫ ઓથમીજીરૂં, ૬ શંખજીરૂં.

૧ જીરૂં-આપણું સાધારણ જીરૂં અગર સફેદ જીરૂં. આ જીરૂં આપણે ત્યાં ઘણું સાધારણ છે અને તે મસાલાનો મુખ્ય પદાર્થ છે. તેના દાણાની આકૃતિ વરીઆળીના દાણા જેવી છે. પણ તેના દાણા વરીઆ-

જીના કરતાં જરા વધારે લાંબા અને પાતળા થાયછે. તેની અંદર તેની સુકલ ડાંખળીઓ અને કળીઉં મળેલી હોયછે.

૨ શાહજીરૂં અથવા કાળુંજીરૂં. આ જીરૂં પણ જીરા જેવુંજ હોયછે, પણ તે રંગે કાળું થાયછે. કાળીજીરી જે તદન જુદીજ જાતછે તે અને શાહજીરૂં બન્ને એક બીજાને બદલે ભૂલી જવાયછે. કાળીજીરીના દાણા શાહજીરાના કરતાં મોટા થાયછે. અને કાળીજીરીના દાણાને એક છેડે જે ધોળું ટપકું હોયછે તે શાહજીરામાં હોતું નથી.

૩ વિલાયતિજીરૂં પણ શાહજીરા જેવુંજ થાયછે પણ તે શાહજીરા જેટલું કાળું હોતું નથી.

☞ આ ત્રણે જીરાં ગુણમાં ને ઉપયોગમાં એક બીજાને મળતા છે.

૪ કલૌંજીજીરૂં-કલૌંજીજીરાના દાણા ત્રિકોણાકાર હોયછે ને તેને એક કોરને છેડે અણી હોય છે. તે રંગે કાળું થાયછે. જ્યારે તેને હથેળીમાં ચોળવામાં આવેછે ત્યારે તેમાંથી લીંબુના જેવી ખુશબો નિકળે છે અને તેની અંદર કાંઇક ગાજરના જેવી ખુશબો મળેલી હોય એમ દેખાયછે.

૫ ઓથમીજીરૂં એ તદન જૂદીજ ચીજ છે. તેનું બીજું નામ ઇસબગુલ છે (ઈસબગુલ જુઓ.)

૬ શંખજીરૂં એ વનસ્પતિની પેદાશ નથી. તેનું વર્ણન ધાતુ વર્ગમાં આવેલ છે. (શંખજીરૂં જુઓ.)

૧ (જીરૂં, શાહજીરૂં. વિલાયતિ જીરૂં.)

**બનાવટ:—૧ જીરકાદિ મોદક ૨ જીરકાદિ તેલ ૩ જીરકાદિ વટી.**

૧ જીરકાદિ મોદક-ત્રિફળા, મોથ, ગળો સત્વ, અંબ્રખ ભસ્મ, નાગકેશર, તેજપત્ર,તજ, એળચી,લવીંગ, ધાણા, સુંઠ,પીપર, ખડસલીઓ પીતપાપડો, ધોળો વાળો, કાળો વાળો, ચિત્રક દરેક એકેક ભાગ અને જીરૂં ઓગણીશ ભાગ અને તે સમગ્ર ચીજથી બમણે વજને સાકર લેવી. પછી તે બધાનું બારીક ચૂર્ણ કરવું અને મધ અગર ઘીની સાથે લાડુ કરવા.

૨ જીરકાદિ તેલ-જીરૂં ૪ તોલા અને સિંદુર ૨ તોલા લઈ તેને ૨૪ તોલા શરસીઉં તેલ અને ૯૬ તોલા પાણી સાથે મેળવી તેનું રીતસર તેલ સિદ્ધ કરવું.

૩ જીરકાદિ વટી—જીરૂં, મરી, હરડે, સિંધાલૂણ અને ફોદીનો સમભાગે લઇ તેની ખાતી વખતે મધમાં ગોળી કરવી.

ગુણઃ—વાતહર, દીપન.

ઉપયોગઃ—અજીર્ણ અને પેટ ચુંક ઉપર જીરૂં અપાય છે. તેથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. જીર્ણ સંગ્રહણી, અજીર્ણ અને અરૂચી ઉપર જીરકાદિ મોદક સારૂં કામ કરે છે. ખોરાકમાં તે મસાલા તરીકે વપરાય છે. જીરકાદિવટી લેવાથી હેડકી, આફરો અને શૂળ બેસી જાય છે. વિલાયતિ જીરામાં જરા ગ્રાહી, કૃમિઘ્ન અને કફ શામક ગુણ રહેલો છે. સિંધાલૂણ અને શાહજીરાને સાથે મેળવી તેની ઘીમાં લુબ્દી કરી મેલવાથી વીંછીના કરડની પીડા હલકી પડે છે. જીરકાદિ તેલ લગાડવાથી ખસ, ખરજવું અને વિચર્ચિકા વિગેરે ત્વક્દોષમાં ફાયદો થાય છે.

માત્રાઃ—જીરૂં, શાહજીરૂં અને વિલાયતિ જીરૂં બે આની ભાર. જીરકાદિ મોદક ૧ તોલો. જીરકાદિવટી ૦। તોલો.

૨ (કલોંજી જીરૂં.)

સંસ્કૃતમાં તેને કૃષ્ણજીરક કહે છે.

બનાવટઃ—કૃષ્ણ જીરકાદિ લેપ ૨ પંચજીરકપાક.

કૃષ્ણજીરકાદિલેપ-કલોંજીજીરૂં. કાસમર્દના બીજ, કુવાડીઆના બીજ અને કરંજના બીજ સમભાગે લઈ તેનું બારીક ચૂર્ણ કરી તેનો લેપ તરીકે ઉપયોગ કરવો અને તે લેપ ગોમૂત્રમાં વાટી લગાડવો.

૨ પંચજીરક પાકઃ—જીરૂં, શાહજીરૂં, વરીઆળી, અજમો, બોડી અજમોદ, સુવા, ધાણા, મેથી, સુંઠ, પીંપર, પીપરી મૂળના ગંઠોડા, ચિત્રક, [1]હપુષ્, વિદારી ફળનું ચૂર્ણ, ઉપલેટ અને કપીલો દરેક ચચાર તોલા; ગોળ ૪૦૦ તોલા; દુધ ૧૨૮ તોલા અને ઘી ૧૬ તોલા એ બધાંને ભેગાં ઉકાળી તેનો પાક કરવો.

ગુણઃ—દીપન, પાચન, દુગ્ધદ, ઋતુ લાવનાર અને કૃમિઘ્ન.

ઉપયોગઃ-કલોંજી જીરૂં અજીર્ણ, પેટ ચુંક તથા ઝાડાને માટે બહુ વપરાય છે. જ્યારે જઠરાગ્નિ મંદ થઇ હોય અને અનાજનું પૂરેપૂરૂં પાચન ન થતું હોય ત્યારે તે આપવું યોગ્ય છે. તરત પ્રસૂત થએલ સ્ત્રીને દુધ બરાબર ન આવતું હોય તો કલોંજીજીરૂં આપવાથી દુધ વધે છે. વિષમ જ્વરની અંદર તે શેકીને ગોળની સાથે આપવાથી તાવનો વારો અટકે

૧ એક જાતનું દીપન પાચન દ્રવ્ય છે.

છે. જેને અનાજ ઉપર પ્રીતિ થતી નથી અને ભુખ બરાબર લાગતી નથી તેને કલૌંજી જીરૂં, જીરૂં, મરી, દ્રાક્ષ, આંબલી, દાડમનો રસ અને સંચળ એ ભેગાં કરી ગોળમાં ચાટી જવાથી આરામ થાય છે. કલૌંજી જીરૂં સૂતિકા સ્ત્રીને બહુ કામનું છે. જ્યારે સ્ત્રીને પશ્ચાદ્ વેણ બહુ આવે છે ત્યારે તેમજ સુવાવડની અંદર તાવ, કમકૌવતી, અગ્નિ માંદ્યતા વિગેરે જણાય છે ત્યારે તે અપાય છે. બાળક આવ્યા પછી જ્યારે ગર્ભાશય યોગ્ય સંકોચને નથી પામતુ અને તેને લીધે તેની અંદરથી જે અનિયમિત સ્ત્રાવ થયા કરેછે તે અટકાવવાને માટે પંચજીરક પાક ઘણો ઉત્તમ છે. જણ્યા પછી પેટમાં પીડ અગર વાઢ થતી હોય તો કલૌંજી જીરૂં, લીંડીપીંપર અને સંચળ એ ત્રણે ચીજને સમભાગે મેળવી ⅟₄ થી ⅟₂ તોલો દ્રાક્ષાસવમાં પવાય છે. દાદર, ઉદંબર, અને વિચર્ચિકા ઉપર કૃષ્ણ જીરકાદિ લેપ ચોપડાય છે. કુષ્ટના અઢાર ભેદ છે અને જે ભેદમાં ચાંઠાં, ચકાંભાં વિગેરે ઉપડી આવ્યા હોય તે જાતનાં કુષ્ટમાં આ લેપ સારો છે.

**માત્રા:**—કલૌંજી જીરૂં ⅟₄ થી ⅟₂ ભાર, પંચજીરક પાક ⅟₂ થી ૧ તોલા ભાર.

## જાુઇ.

**વર્ણન:**—જાુઇ બે જાતની થાય છે. એક નાની ને બીજી મોટી. આમાં નાની ભોંય ઉપર પથરાએલી હોય છે ને તેનો મોટો જબરો કુંજ થાય છે. તેની ઝીણી ઝીણી ડાળો હોય છે. મોટીનો વેલો આશરે દશ બાર ફૂટ ઉંચો ચડે છે. નાની જાતને ચંમેલી કહેછે તથા મોટીને જાુઇ કહે છે. દવા તરીકે બેઉના ગુણ સરખા છે. ઔષધમાં તેના પાન અને ફૂલ વપરાય છે, પણ મુખ્યત્વે કરીને પાન વપરાય છે. મોગરો અને માધવી એ પણ જાુઇની જાતની પેદાશ છે.

**બનાવટ:**—જાત્યાદિ ઘૃત.

૧ જાત્યાદિ ઘૃત=જાુઇનું ઘી:—જાુઇનાં, પટોળનાં, અને કડવા લીંબડાના પાન, કડુ, હળદર, દારૂ હળદર, ઉપળેટ, મજીઠ, મોરથુથુ, મીણ, જેઠીમધ, કરંજના બીજ, વાળો, એ બધી ચીજો એક એક તોલો, ઘી ૫૨ તોલા અને પાણી ૨૦૪ તોલા નાખી રીતસર તેનું ઘી સિદ્ધ કરવું.

**ગુણ:**—રોપણ, મૂત્રલ, ઋતુ લાવનાર.

**ઉપયોગ:**—જાુઇનો રોપણ ગુણ ઘણો સરસ છે ને તેટલા માટે

જૂદા જૂદા ત્વક્‌દોષની અંદર અને ક્ષત તથા ધારામાં તે વપરાય છે. જાત્યાદિ ઘૃત ઘણું સારૂં રોપણ છે અને મોટાં મોટાં ધારાંઓ પણ તેના નિયમિત ઉપચારથી રૂઝાઈ જાય છે. કર્ણ સ્ત્રાવની અંદર તેના પાનનું ટીપું નખાય છે. મોઢું આવી ગયું હોય અગર મોઢામાં ચાંદા પડ્યા હોય તો જુઇના પાન ચાવવાથી મોઢું સાફ થાય છે. જુઇનાં પાન, દારૂહળદર. અને ત્રિફળા એ ત્રણેના કોગળા કરવાથી ઘણો સખ્ત મુખપાક મટે છે. વિસ્ફોટકની અંદર સદરહુ હીમનું સ્નાન ઘણું પ્રશસ્ત છે. મુસલમાન હકીમો તેનો મૂત્રલ અને ઋતુ લાવનાર ગુણ સ્વિકારે છે. તેમનું એવું માનવું છે કે તેના ફૂલનો લેપ સાથળ તથા પેડુ ઉપર કર્યા હોયતો કામાગ્નિ પ્રદિપ્ત થાય છે.

## જેઠીમધ.

**વર્ણન:**—જેઠીમધનો છોડ બરડામાં સાધારણ રીતે બધે મળી આવેછે. તેનાં પાંદડાં લંબ ગોળ થાયછે અને તે દેખાવમાં કસુંદરીના પાનને મળતા છે. તેના મૂળીઆંના પીળા રંગના કટકા આવેછે. તે સ્વાદે ગળ્યાં લાગેછે. તેને પાણીમાં ઉકાળી ઘન કરી તેની શળીઉં બજારમાં વેચાય છે, જેને જેઠીમધનો શીરો કહેછે.

**ગુણ:**—શીતળ, કફઘ્ન અને પૌષ્ટિક.

**ઉપયોગ:**—જેઠીમધ એકલું વપરાય છે તેમજ બીજી યોગ્ય દવાઓ સાથે ક્વાથમાં અને ચૂર્ણમાં પડેછે. મુખપાક, સ્વરભંગ, તથા ઠાલી ઉધરસમાં તેનું મૂળીઉં તેમજ તેના શીરાની કટકી મોમાં રાખવામાં આવેછે ને તેનો રસ ઉતારાય છે. જ્યારે મરચાં વિગેરે ગરમ ચીજ ખાવાથી સાદ બેસી જાયછે ત્યારે જેઠીમધ ફાયદાકારક છે. તેના પાનનો ઉપયોગ પણ તેવીજ રીતે કરવામાં આવેછે ને તેથી મોઢું સાફ થાયછે. તેને બદલે ચણોઠીના પાન પણ વપરાયછે. ઉનવા, તણખીઓ, પ્રમેહ વિગેરેમાં તે બીજી યોગ્ય દવા સાથે સેવાયછે. તેના પાનના કલ્કને સાકરના પાણી સાથે મેળવી પીવાથી ઉનવાની બળતરા શાન્ત થાયછે. તે પૌષ્ટિક છે. વીર્યસ્ત્રાવની અંદર તે ઉપયોગી છે, તેમજ ઘણો જીર્ણ પ્રમેહ જેમાં કાંઈક સ્ત્રાવ થતો હોય એમ દરદીને લાગેછે તેમાં તે અપાયછે. વિદારી કંદ ચૂર્ણમાં તે પડેછે. ત્વક્‌દોષની અંદર બહાર લગાડવામાં તે ઠંડું છે. દશાંગ લેપમાં જેઠીમધ આવેછે.

પિત્તજ્વરમાં તૃષા અને ઉલટી બેસાડવાનું જેઠીમધ કામ સારેછે.

ખાંસી, દમ, બેહદ બલગમ પડતા હોય તો જેઠીમધનો શીરો વાપરવો યોગ્ય છે.

**માત્રાઃ**—ા થી ાા તોલો, શીરાનો કટકો મોંમાં રાખવો. એકાદ બાકડી દરરોજ વપરાય તોપણ ફીકર જેવું નથી.

## જંગલી પ્યાજ.

**વર્ણનઃ**—જંગલી પ્યાજનું બીજું નામ પાણકંદો છે. ધોળી ડુંગરી માફક તેના પણ ગાંઠા થાયછે. ધોળી ડુંગળીથી પણ મોટી તેની ગાંઠો થાયછે અને તે ગાંઠ ઓષધમાં વપરાયછે.

**ગુણઃ**—કફઘ્ન અને મૂત્રલ.

**ઉપયોગઃ**—કફઘ્ન તરીકે દમ, ક્ષય તેમજ ફેફસાના વરમમાં તે ઉપયોગી છે. જ્યારે છાતીની અંદર કફ બહુ ભર્યો રહેછે ત્યારે પાણકંદો અપાય છે. તેથી બડખાની ચીકાશ તૂટેછે, તથા બડખા જલદી બહાર નીકળેછે. જ્વરની અંદર જ્યારે કફનો પ્રકોપ હોયછે ત્યારે પાણકંદો લેવો ઉચિત છે તેમજ જ્વર ઉતર્યા પછી પણ જે કફનો જમાવ રહી જાયછે તે દૂર કરવા માટે તે વપરાય છે. દમની અંદર પાણકંદો, અફીણ અને સિંધવ સાથે લેવાથી દમ જલદી બેસેછે. વધારે મોટી માત્રા લેવાથી ઉલટી થાયછે. કેટલીક વખતે ઉલટી કરવા માટે પણ પાણકંદો અપાયછે. દમની સખ્ત હાંફ અફીણ અને પાણકંદાની ગોળીથી બેસેછે. ઉનવામાં પાણકંદો કામ કરેછે. તેથી પેશાબની બળતરા હોછે ને પ્રમેહનું શમન થાયછે. મૂત્રલ તરીકે તે મૂત્ર વ્યાધિમાં તેમજ મૂત્ર પીંડના વ્યાધિમાં તથા શોફમાં અપાયછે. તેથી પેશાબ પુશ્કળ છૂટે છે.

**માત્રાઃ**—પાણકંદાનો ભૂકો ૧ થી ૩ રતી. ઉલટી સારૂ ૨ થી ૩ વાલ.

## ઝરેર.

**વર્ણનઃ**—ઝરેરનો છોડ આશરે ફુટેક ઉંચો થાય છે. આરબના ડુંગરમાં તે પુષ્કળ મળે છે. જ્યારે સુકાઈ જાય ત્યારે તે ભુંખરા કાળા રંગનો દેખાય છે. તેની સુંગંધી ભાંગને મળતી છે.

**ગુણઃ**—સારક અને પિત્ત શામક.

**ઉપયોગઃ**—ઝરેર સ્વાદે જરા અમ્લ છે. તેથી પિત્તજ્વરની તૃષા

શાન્ત થાય છે. યકૃતના તીક્ષ્ણ તેમજ જીર્ણ વરમના ક્વાથમાં તે વખતો વખત પડે છે. ઝેર અને શેશ ગુંદર વધરાવળમાં લેવાનો રીવાજ આ દેશમાં ચાલે છે.

**માત્રા:**—પાવલાથી અધોભાર.

## ઝેર કોચલું.

**વર્ણન:**—ઝેર કોચલું જે આપણે વાપરીએ છીએ તે એક ઝાડના બીજ છે. ઝેર કોચલાના ઝાડ કોકણ તરફ ઘણા થાય છે. તેના ફળ જ્યારે પાકે છે ત્યારે તેની ઉપલી છાલ સ્વાદિષ્ટ હોવાથી પંખીઓ ખાઈ જાય છે. ખાધેલા ફળ અરધ ખાઈ હેઠે નાખી દેછે તેને લોકો ધોઈ ભેગાં કરે છે. ઝેર કોચલાનાં બીજ ગોળ ચપટા હોય છે અને તે બહુ કઠોર થાય છે. ઉના પાણીમાં બાફવાથી તે જરા પોચાં પડે છે ને ત્યારેજ તેની છાલ ઉખડે છે. ઝેર કોચલાંને ઘી લગાડી તળવાથી શુદ્ધ થાય છે. ઝેર કોચલું અસલ સંસ્કૃત (આર્ય) પુસ્તકોમાં મળતું નથી. પાછળથી તે દેશી ઔષધમાં દાખલ થયું હોય એમ જણાય છે. સંસ્કૃતમાં તેને **विष मुष्टि, विष तिंदुक** અથવા **मर्कट तिन्दुक** કહે છે.

**બનાવટ:**—૧ સમીર ગજ કેશરીરસ ૨ શૂળ હરણ યોગ ૨ વિષમુષ્ટિ ગુટિકા. ૪ ઝેર કોચલાની ફાકી.

૧ સમીર ગજ કેશરીરસ=ઝેર કોચલું, અફીણ, અને મરી સમભાગે લઈ તેની રતી રતી ભારની ગોળી કરવી.

૨ શૂળ હરણયોગ=હરડે, પીપર, મરી, સુંઠ, ઝેર કોચલું, હીંગ, ગંધક, સિંધાલૂણ એ બધી ચીજો સમભાગે લઈ તેની બબે રતીની ગોળી કરવી.

૩ વિષમુષ્ટિ ગુટિકા=(ઝેર કોચલાની ગોળી) શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વચ્છનાગ, અજમો, ત્રિફળા, સાજીખાર, જવખાર, સિંધાલૂણ, ચિત્રક મૂળ, જીરૂં, સંચળ, ગીહૂં, વાવડીંગ અને ત્રિકટુ એ બધી ચીજો સમભાગે લઈ તે બધાની બરોબર શુદ્ધ કરેલ ઝેર કોચલું લેવું અને તેને લીંબુના રસમાં ઘુંટી બબે રતીની ગોળી કરવી.

ઝેર કોચલાની ફાકી=ઝેર કોચલાંને ગોમૂત્રની અંદર કંઆવી અગર તેને ઘીની અંદર તળી તેનો બારીક ભૂકો કરી રાખવો. કેટલાકોને આવી રીતે ઝેર કોચલાની ફાકીનું બંધાણ હોય છે.

ગુણ:—પાચન, પૈષ્ટિક અને વાતહર.

ઉપયોગ:—ઝેર કોચલાની ફાકી આપણા દેશમાં ઘણી સાધારણ રીતે વપરાય છે. તે અજીર્ણ, પેટ ચુંક તેમજ મંદાગ્નિમાં અપાય છે. તે ફાકી ઘણી ગરમ છે ને તેથી ક્ષુધા ઘણી વ્યાપે છે. ઝેર કોચલાંને ગૌમૂત્રની અંદર કંબાવી બારીક ચૂર્ણ કરી તેને એકવીશ વાર ફરી ફરી ભાવના દેવામાં આવે છે ને પછી તે ફાકી લેવાય છે. તેથી પગની કળતર દૂર થાય છે, નબળાઈ મટે છે, ઝાડા અને રક્તાતિસારમાં ફાયદો થાય છે તથા બીજા દરદોમાં જ્યારે નબળાઇ થાય છે ત્યારે પણ ઝેર કોચલાંની ફાકી આપવી યોગ્ય છે. હાથ પગના સોજા તથા ગુદ ભ્રંશની અંદર ઝેર કોચલું પોતાની પૈષ્ટિક અસર બતાવી ફાયદો કરે છે. જે જે દરદોમાં નબળાઈ થાય છે તે તમામ દરદોની અંદર ઝેર કોચલું સારૂં છે. શારીરીક નબળાઇને લીધે વા, મગજની અને બરડાના જ્ઞાનતંતુની નબળાઇને લીધે કેટલીક વખતે બાળકો રાત્રે પથારીમાં પેશાબ કરી રહે છે તેને ઝેર કોચલું આપવું યોગ્ય છે. વાત વ્યાધિમાં ઝેર કોચલાંની થોડી માત્રા ઘણા દિવસ સુધી લેવી પડે છે અને ત્યારેજ તેની સારી અસર દેખાય છે. જીર્ણ સંધિવા, કટીગ્રહ, તથા બીજા સાંધાના દુખાવામાં તેમજ અર્ધાંગ વાયુ, અર્દિત વિગેરે વાત વ્યાધિમાં ઝેર કોચલું ઘણું સારૂં છે. સમીર ગજ કેશરીરસ એક રતીભારની માત્રાથી ઉપર કહેલા દરદોમાં અપાયછે. જ્યારે અર્ધાંગ, પક્ષાઘાત, અર્દિત વિગેરે દરદો તાજાં ઉપડેલાં હોય છે ત્યારે ઝેર કોચલું આપવું યોગ્ય નથી. જ્યારે તે વ્યાધિઓને બેચાર માસ થાય અને વાત જન્ય દોષ શિવાય સાથેના બીજા દોષનું શમન થઈ જાય ત્યારેજ ઝેર કોચલાંનો ઉપયોગ કરવો યોગ્ય છે. જ્યારે ઉપર કહેલા વાત વ્યાધિમાં દરદી બેભાન થયો હોય, પગ ધ્રુજતા હોય અને ઘણીજ ભયભીત સ્થિતિમાં હોય ત્યારે ઝેર કોચલું આપવાનું કાંઈ કારણ નથી; પણ જ્યારે એ બધાં ચિન્હો દબાઈ જાય, દરદી રીતસર ખોરાક લેતો જાય અને હેડકી ઉલટી વિગેરે બંધ પડી જાય અગર જો તે ચિન્હ બંધ ન પડ્યાં હોય પણ જીર્ણ થયાં હોય ત્યારેજ ઝેર કોચલું આપવું યોગ્ય છે. વાત વ્યાધિ તરત થયો ને તરતજ જો ઝેર કોચલું આપવામાં આવે છે તો તે દરદ ઉલટું જોરમાં આવે છે. કેટલીક વખતે બરડાના દરદને લીધે હાથ પગ ધ્રુજે છે અને લખનારાઓને પણ લખતી વખતે કાંડેથી ધ્રુજ છૂટે

છે, અને કલમ ઝાલતી વખતે આગળાં ઠઈડાઈ જાય છે, ત્યારે દરદીને બેચાર માસ સુધી ઝેરકોચલું સેવન કરવું યોગ્ય છે.

ઝેર કોચલું સ્વાદે ઘણુંજ કડવું છે. જીર્ણજ્વરની અંદર તે અપાયછે. તે મંદાગ્નિ અને અજીર્ણને દૂર કરેછે. પૌષ્ટિક તરીકે ઝેર કોચલું ઘણું પ્રશસ્ત છે. ધાતુ પૌષ્ટિક ચૂર્ણ અને ગોળીઓની અંદર તે આવેછે. શરીરને કૌવત આપીને સાધારણ રીતે નબળાઇથી તપતાં શરીરને તે ફાયદો કરે છે. વીર્યસ્રાવ અને શુક્રદોષની અંદર તે ઉપયોગી છે.

આ દેશમાં જે લોકોને પોતાની પુરૂષત્વ શક્તિને માટે વેહેમ છે તેઓ ઘણુંખરા ઝેરકોચલાનો ઉપયોગ કરેછે. વીર્યસ્રાવ અને શુક્રદોષથી રેહેતી નબળાઇને તે દૂર કરેછે. ગમે તેવી રીતે વીર્ય વાહિની નળી ઉપર તેની અસર થતી હોય તોપણ એટલું તો નકી છે કે વિદ્યાર્થીઓને વીર્યસ્રાવમાં તે ઘણો સારો ફાયદો કરેછે. અત્યંત વિષય કરવાથી તેમજ બીજી ખરાબ ટેવથી વીર્યને રસ્તો આપવાને લીધે જે શરીરની નબળાઈ થાયછે તેને ઝેરકોચલું દબાવેછે. ઝેરકોચલાની અસર મગજને અને બરડાની અંદર રહેલા જ્ઞાન તંતુઓને પુષ્ટિ આપનાર હોવાથી વીર્ય વાહિની નળીઓ જેની જ્ઞાનેંદ્રિયનું સ્થાન બરડામાંથી ઉત્પન્ન થતા જ્ઞાનતંતુમાં રહેલું છે, તેને તે કૌવત આપનાર છે; અને તેથી વીર્ય વાહિની નળીઓ પોતાની અંદર રહેલા પદાર્થનો સ્રાવ જલદીથી કરી શકતી નથી. જ્યારે માણસની મનોશક્તિ કમી થઈ ગઈ હોયછે ત્યારે ઝેરકોચલું આપવું સારૂં છે. વાઈ, હિસ્ટીરિયા, તેમજ બીજાં પણ વાતવ્યાધિમાં તે અપાય છે.

અજીર્ણ ઉપર ઝેરકોચલું ઘણો સારો ઉપાય છે. સવારનું ખાવેલું સાંજે ન પચ્યું હોય અને રાત્રિનું ખાવેલું સવારે ન પચ્યું હોય તો ઝેર કોચલાની ફાકી ઉષ્ણોદક સાથે લેવાથી અનાજ પચી જાયછે. શૂળ હરણ યોગ નામની બનાવટ પણ મંદાગ્નિને માટે અપાય છે. તે લેવાથી જઠરાગ્નિનો રસ ઘણો ઉત્પન્ન થાયછે અને અનાજનું પાચન થાયછે. અજીર્ણમાં સાધારણ ઉલટી થતી હોય તો ઝેરકોચલાની ફાકીથી દબાય છે. ઝેરકોચલું વિશેષે કરીને વાયુ પ્રકૃતિવાળા માણસને વધારે માફક આવેછે અને જે જે વાત જન્ય ચિન્હ થાય તેનું તે જલદીથી શમન કરેછે. પેટમાં આફરો, અરૂચી, અને મંદાગ્નિને માટે તે પ્રશસ્ત છે. કેટલાક અફીણના બંધાણીઓ હાથ પગમાં ત્રટ થાયછે ત્યારે ઝેરકોચલાંની ફાકી લીએ છે

ને કેટલાક વછનાગનો ઘસારો લેછે. ઝેરકોચલાની છાલ પણ દવામાં વપરાય છે. તેના લાકડાને કેટલાકો ભૂલથી ગોળાધરી લાકડું કહેછે; પણ ગોળાધરી લાકડું બે જાતનું થાય છે. જે ગોળાધરી લાકડું ઝેરી નાળીએર સાથે સોજા ઉપર ઘસીને ચોપડવામાં આવે છે તે ઝેર કોચલાની જાતના ઝાડની પેદાશ છે પણ તે કાંઇ ઝેરી નથી. ઝેર કોચલાનું લાકડું તેના બીજની માફક ઝેરીછે,

**ઝેર કોચલાની ઝેરી અસરઃ**—ઝેર કોચલું વધારે લેવાય તો ધનુરના જેવાં ચિન્હ થાયછે અને તેને ઝેરી અસર થએલી માલમ પડેછે. શરૂઆતમાં ખબર પડતી નથી પણ પછી થોડા વખતમાં દરદી મુંઝાય છે. તેના માથાના અને હાથ પગના સ્નાયુ ખેંચાયછે અને હાથ પગમાં ધ્રુજ છૂટેછે. જરા વધારે વખત પછી આખુ શરીર આંચકીની માફક ખેંચાય છે, શરીર કમાનની માફક વળી જાયછે, ને હાથ પગ કઈડાઈ જાયછે. મોઢા ઉપર લોહીનો જમાવ થઈ લાલચોળ દેખાય છે. મોઢામાં શુષ્કતા થાયછે અને શોષ પડે છે. જડબું વખતે બંધ થઈ જાયછે અને મોઢામાં ફીણ આવી જાયછે. વખતો વખત પાણીની તૃષા લાગેછે. આટલું બધું દરદ છતાં પણ દરદીની મનોશક્તિ અતિ ક્ષીણ થતી નથી. ખેંચતાણ અને આંચકી બબે ત્રણ ત્રણ મીનિટે આવ્યા કરેછે અને ખેંચતાણનો આંચકો ગયા પછી દરદી શિથીલ અને કમકૌવત થઈ પડેછે. જો માત્રા વધી હોય ને બે ચાર કલાક આવી રીતે રહે તો દરદી ગુજરી જાયછે.

ધનુરવાની અંદર દરદી વખતે બે ચાર પાંચ દહાડા કાઢે છે પણ જો ઝેરકોચલું વધારે ખવાણું હોય તો દરદી કાંતો બે ચાર કલાકમાં સાજો થવો જોઇએ અગર ગુજરી જવો જોઇએ.

**ઉપાયઃ**—જ્યારે દરદીને આવી રીતનાં ચિન્હ થાય ત્યારે ઉલટી કરાવવી ને દરદીને જેમ બને તેમ ઘેનમાં નાખી દેવો. કપૂરનું પાણી પાવું. કપૂર અને કસુંબો પણ ફાયદો કરેછે.

**માત્રાઃ**—સમીર ગજકેશરી રસ ૧ રતી. શૂળ હરણ યોગ ૨ રતી. વિષમુષ્ટિ ગુટિકા ૧ થી ૨ રતી. ઝેરકોચલાની ફાકી ૧ રતીથી ૧ વાલ.

## ટીંબરૂ.

**વર્ણનઃ**—ટીંબરૂનું ઝાડ બરડામાં પુષ્કળ મળી આવે છે. તેનું લાકડું કાળું થાય છે અને તેની છાલ ઉપરથી તરડી ગએલ હોય છે. તેની અંદર

મોટી સોપારી જેવડાં ગોળ ફળ થાય છે જે ઉનાળામાં પાકે છે. તે પાકેછે ત્યારે ખાઘે સ્વાદિષ્ટ થાય છે. ઔષધમાં તેનાં પાન અને ફળની છાલ વપરાય છે. તેના પાનની બીડીઓ વાળવામાં આવે છે.

ગુણઃ—સ્તંભન અને વાતહર.

ઉપયોગઃ—ટીંબરૂનાં ફળ જ્યારે કાચાં હોય છે ત્યારે તેના રસનો ગુણ ઘણો સ્તંભન છે. તે ફળ પાક્યા પછી તેનો ગુણ પિત્તશામક થાય છે. તેના રસનો અવલેહ કરીયાને તેના ફળનું ઘન કરી અતિસાર તથા સંગ્રહણીની અંદર અપાય છે. ટીંબરૂના ફળની છાલને સૂકવીને તમાકુની સાથે ચલમમાં પીવાથી ઘણી સખ્ત હેડકી બેસી જાય છે તેમજ તે દમ ઉપર ફાયદો કરે છે.

માત્રાઃ—ધૂમ્રપાન તરીકે તેનાં છોડીઆ ૦। તોલો.

## ટેંટુ.

વર્ણનઃ—આને સંસ્કતમાં **श्योनाक** કહેછે. **अरलू** શબ્દ પણ **श्योनाक**ને માટે છે. તેની છાલ ભુંખરા રંગની અને ખડબચડી હોય છે. પડી ગએલ પાનની નીશાનીની ખાડ તેમાં જણાઈ રહે છે. તેની છાલની અંદરનો ભાગ રંગે બહુ પીળો છે.

બનાવટઃ—૧ શ્યોનાક તેલ ૨ અરલુ પૂટપાક.

૧ શ્યોનાક તેલ=ટેંટુ મૂળની છાલ લઈ તેનો કલ્ક કરી તેને ચોગણાં મીઠાં તેલમાં અને ૧૬ ગણા પાણીમાં નાખી તેનું રીતસર તેલ સિદ્ધ કરવું.

૨ અરલુ પુટપાક=શ્યોનાકની છાલના કલ્કને જાંબુના પાનમાં વીંટી તેને પુટપાકની રીતે પકવવો.

ગુણઃ—સ્તંભન, રોપણ અને સ્વેદળ.

ઉપયોગઃ—ટેંટુ દશ મૂળની અંદર આવે છે. અતિસાર, રકતાતિસાર, અને સંગ્રહણી ઉપર તે ઘણું ઉપયોગી છે. ટેંટુનો પુટપાક જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે અને સંગ્રહણી તથા અતિસારને દબાવે છે. તે મધ અને મોચરસના ચૂર્ણની સાથે લેવાય છે. "વૃદ્ધ ગંગાધર ચૂર્ણ" નામની બનાવટમાં પણ તે પડે છે. (મોચરસનુઓ). તે એક ઉત્તમ સ્તંભન દવા છે. ટેંટુ અને દારૂ હળદરના હીમથી ખારાં તેમજ દુષ્ટ ચૂર્ણ ધોવામાં આવે છે તેમજ મુખ પાકની અંદર તેના કોગળા થાય છે. તેના તેલનું

ટીપું કાનમાં નાખવાથી કાન વહેતો બંધ થાય છે અને રસી સુકાય છે. જ્યાં બીજી સ્તંભન દવાનો ઉપયોગ થઇ શકે તે ઠેકાણે ટેંટુ વાપરી શકાય છે. ટેંટુનો સ્વેદળ ગુણ ઘણો ઉત્તમ છે. તીક્ષ્ણ સંધિવા જ્યાં તાવ ભર્યો હોય છે અને સાંધા ઝલાઈ ગયા હોય છે ત્યાં ટેંટુનું ચૂર્ણ આપવાથી પુષ્કળ પસીનો આવી સાંધા છૂટે છે. એક રૂપિઆભાર ટેંટુ લઈ તેને દશ રૂપિઆભાર પાણીમાં પલાળી તે પાણી દિવસમાં ત્રણ વખતની અંદર પીવાથી તીક્ષ્ણ સંધિવામાં બહુ સારો ફાયદો થાય છે. સેજસાજ ઝીણી તાવલી રહેતી હોય તેને પણ દૂર કરી જીર્ણ રોગમાં શરીરને તે જરા કૌવત આપી ફાયદો કરે છે. તીક્ષ્ણ સંધિવા અને જીર્ણ સંધીવામાં તેના ચૂર્ણની સાથે જરા અફીણ મેળવ્યું હોયતો દરદીને પીડા પણ જણાતી નથી અને દરદીને પુષ્કળ પસીનો આવે છે. સંધિવાની અંદર સાંધામાં અમ્લ રસની વૃદ્ધિ થાય છે તેમજ લોહીની અંદર પણ એક જાતની વિકૃતિ થાય છે જેને માટે ટેંટુ ખાસ ઉપયોગી છે. સંધિવાના અને તેના ખાસ તાવ ઉપર જેવું ટેંટુ કામ કરે છે તેના પ્રમાણમાં સાદા તાવ ઉપર તેની અસર નજીવી છે.

**માત્રા:**—પુટપાક ૨ તોલા. ને ચૂર્ણ ૨ થી ૩ વાલ.

## ડુંગળી.

**વર્ણન:**—ડુંગળી ઔષધમાં ઘણી ઉપયોગની ચીજ છે. ખોરાક તરીકે તે અમુલ્ય પદાર્થ છે પણ તેની ઉગ્ર વાસને લીધે કેટલાક લોકો તેનો ઉપયોગ કરતા નથી. રાતી અને ધોળી એવી રીતે તેની બે જાત થાય છે.

**ગુણ:**—ઉષ્ણ, વાતહર.

**ઉપયોગ:**—ડુંગળી ખાવે ગરમ છે. ખોરાક તરીકે તેનો ઉપયોગ કરવાથી અનાજ સારી રીતે પચે છે. કોલેરાના દરદીને શરીરે તેનો રસ ચોપડાય છે તેમજ તે પીવા માટે પણ અપાય છે. તેથી શરીર સારી રીતે જાગૃત રહે છે અને જલદી ઠંડું પડતું નથી. તેનો રસ સુંગવાથી બેશુદ્ધિ ઉડી જાય છે. તેનું ટીપું કાનમાં નાખવાથી કાનના ચસકા બેસે છે. તે એટલીતો ગરમ છે કે તે છીનતાં છીનતાં આંખમાંથી પાણી આવે છે. જલદી નહિ પાકતા ગડ ઉપર તેની પોટીસ બંધાય છે. વાત વ્યાધિ વાળાને લસણની પેઠે ડુંગળી પણ માફક આવે છે. ડુંગળી ખાવાથી સુરત સમમાં બહુ પ્રીતિ ઉપજે છે.

## ડેકામાળી.

વર્ણનઃ—ડેકામાળીનું ઝાડ અરડુશીના જેવડું થાય છે. તેના ઝાડને ખરડામાં માલડી કહે છે. માલડીનાં પાંદડાં જરા લાંબાં અને અણીઆળાં થાય છે અને તેની ફુલવાળી ડાંખળીઓ ઉપર પાનના મૂળમાં તેનો રસ જામે છે તેને ડેકામાળી કહે છે. કબાડી (જંગલના ભોમિઆ) લોકો માલડીનો રસ બહુ વાપરે છે. સંસ્કૃતમાં તેનો વધારે ઉપયોગ ક્યાંય દેખાતો નથી. હાલમાં તે આ દેશની અંદર ઘર વૈદ્યાંની ઘણી ખપની ચીજ છે. ડેકામાળી જ્યારે ઝાડ ઉપરથી તાજી ઉતારવામાં આવે છે ત્યારે ચળકતી સોનેરી રંગની હોય છે અને તે સાથે પાનના પણ કેટલાક કટકા વળગી રહેલા હોય છે. તે બહુ ફરવાને લીધે બજારમાં જે મળે છે તે ધૂળ જેવી કાળા રંગની દેખાય છે. તેની ગંધ બહુ ઉગ્ર અને ખરાબ છે, તેથી જેણે એક વાર ડેકામાળી સુંઘી હોય તે કદી ડેકામાળી ભૂલતો નથી.

ગુણઃ—વાતહર અને કૃમિઘ્ન.

ઉપયોગઃ—ડેકામાળી પેટચુંક, ગોટા તથા કૃમિ ઉપર બાળકોને પીવરાવવામાં આવે છે તેમજ એકલી અગર એળીઆ સાથે પેટ ઉપર ચોપડાય છે. પેટમાં દુખતુ હોય તો તેથી હલકું પડે છે. તે તદ્દન નજોખમી ચીજ છે, તેથી બેધડક પણે સ્ત્રીઓ પણ વાપરતાં આંચકો ખાતી નથી. તેને પાણીમાં વાટી પાવાથી બાળકોને ઉલટી થતી હોય તો તે બેસે છે.

માત્રાઃ—૧ થી ૨ રતીભાર. બાળકોને પવાય છે.

## તકમરીઆં.

વર્ણનઃ—તકમરીઆં એ તુલશીની જાતના ઝાડની પેદાશ છે અને તેમાં તુળશીના જેવી સુગંધી રહી છે. તેનાં કાળાં બી થાય છે જેને આપણે તકમરીઆં કહીએ છીએ. તેને ફારસીમાં તુકમીરીહાન કહે છે અને તે ઇરાનમાંથી આપણા દેશમાં આવે છે.

ગુણઃ—શીતળ.

ઉપયોગઃ—તકમરીઆને પાણીમાં નાખવાથી ચીકણો લુઆબ થાય છે અને તે શ્લેષ્મ વરણના વરમ ઉપર બહુ કામ લાગે છે. પ્રમેહની અસહ્ય બળતરામાં તકમરીઆનો લુવાબ અપાય છે. તકમરીઆનો ગુણ

દાહ શામક હોવાને લીધે પેશાબની બળતરા, ઉનવા, લુ વિગેરેમાં તે અપાય છે અને તેની સાથે સાકર નાખવામાં આવે છે. પેટમાં ગમે તે કારણથી દાહ થતો હોય તો તેને તકમરીઆં બેસાડે છે. પિત્તજ્વરમાં તે ઉપયોગી છે તૃષા મટાડે છે, તથા મુખ શોષ હલકો પાડે છે. અત્યાર્તવમાં તેમજ પ્રદરમાં સ્ત્રીઓ તકમરીઆં બહુ પીએ છે. તકમરીઆમાં એવો કોઈ પણ જાતનો સ્તંભન ગુણ રહેલો નથી તોપણ તેમાં પિત્તાધિક્યદોષ શમન કરવાનો ગુણ હોવાથી તે દરદમાં ફાયદો કરે છે. તડકામાં રખડવાથી જ્યારે માથું ચડયું હોય ત્યારે શરબતમાં તકમરીઆં પલાળી પીવાં યોગ્ય છે. ક્રામરામાં તકમરીઆં અને મરી વાટી બાંધવામાં આવે છે. તકમરીઆનો લુવાબ સારો થવા માટે એક ભાગ તકમરીઆંને બે ભાગ સાકરનું પાણી નાખવું. વીર્યસ્રાવમાં પણ તેનો લુવાબ પીવાય છે.

**માત્રાઃ**—૧ થી ૨ તોલા તકમરીઆં.

## તજ.

**વર્ણનઃ**—તજનું ઝાડ આપણા દેશમાં મલબાર કિનારા તરફ થાયછે પણ ત્યાંનો તજ સીલોનના તજ કરતાં ઉતરતો છે. હાલમાં તજનો મુખ્ય ભાગ આપણા દેશમાં ચીનથી આવેછે. તેનાં રાતાં ભુંખરા રંગનાં ભુંગળાં આવેછે. આ શિવાય તજનું તેલ બને છે તે પણ દવામાં વપરાયછે. તજ એ તેના ઝાડની છાલ છે. તે સ્વાદે તીખી છે.

**બનાવટઃ**—ત્રિજાતકાદિ ચૂર્ણ.

૧ ત્રિજાતકાદિ ચૂર્ણ=તજ, તમાલપત્ર, અને એલચી એ ત્રણે સમભાગે લઈ મેળવી ચૂર્ણ કરવું તેને ત્રિજાતકાદિ ચૂર્ણ કહેછે.

**ગુણઃ**—ઉષ્ણ, દીપન અને વાતહર.

**ઉપયોગઃ**—પેટમાં દુખતું હોય, ચુંક નીકળતી હોય ત્યારે તજનું પાણી પીવાથી અગર તજ ચાવવાથી ફાયદો થાયછે. તે જઠરાગ્નિ પ્રદિપ્ત કરેછે અને અજીર્ણ મટાડે છે. અજીર્ણના ઝાડમાં, આફરામાં, અને પેટના ચડવામાં તે અપાયછે. મોળ અને ઉછાળા આવતા હોય અગર ઉલટી થતી હોય તેને પણ તજ બેસાડે છે. વાતજ્વરમાં તે બીજા વાતહર પદાર્થોની સાથે ક્વાથમાં અપાયછે. તેથી વાતજ્વરની તંદ્રા દૂર થાયછે તથા શરીર શુદ્ધિમાં આવેછે. જે જે રોગમાં વાયુનો પ્રકોપ થયો હોયછે

ત્યાં તજ અપાયછે. શૂળ ઉપર તથા ચસ્કા ઉપર તજ યોગ્ય દવા સાથે ચોપડાયછે. તેનું ચૂર્ણ બીજી દવાઓ સાથે મેળવી આંખમાં આંજવાથી તંદ્રા તથા બેશુદ્ધિ દૂર થાયછે. કેટલાક ઝેરની અંદર તેનું અંજન કરવામાં આવેછે. સન્નિપાત જ્વરમાં જ્યારે દરદી બેભાન તથા ગમગીનીમાં પડ્યો હોય ત્યારે તજનું પાણી આપવું સારૂં છે. શરદીને લીધે માથું ચડી આવ્યું હોય ત્યારે તજ વાટીને ચોપડવાથી હલકું પડેછે. તેમાંથી જે તેલ નીકળેછે તે પણ તેવીજ રીતે અને તેવાજ ગુણને માટે વપરાયછે. વિશેષમાં જ્યારે દરદનું જોસ ઘણું હોય અને તજ ચાવવા જેટલી શક્તિ ન હોય ત્યાં તજનું તેલ કામ કરેછે. તેનું પુંખડું ચૂસવાથી અગર તેનાં એક બે ટીપાં પતાસામાં નાખી ખાવાથી પેટ ચુંક વિગેરે બેસી જાયછે. ઘણો તજ ખાવાથી ફાયદો ન થાય તેવો ફાયદો તજના તેલના એક અગર બે ટીપાંથી દેખાઇ રહેછે. શરદીને લીધે માથું દુખતું હોય તો તજનું તેલ માથે લગાડાય છે. કોલેરામાં અને બીજા રોગમાં થએલી બેભાન અવસ્થામાં જ્યારે શરીર તદન ક્ષીણ થઈ ગયું હોય છે ત્યારે શરીરને સતેજ કરવા માટે તેનું તેલ બીજી યોગ્ય દવા સાથે પીવરાવાય છે. કોલેરાની અંદર ગોટલી ચડતી હોય તે ઉપર તજનું તેલ લગાડવામાં આવેછે. તજનું તેલ સાદી બુચવાળી બાટલીમાં ન રાખતાં કાચના મજબુત બુચ વાળી બાટલીમાં રાખવું, કે જેથી તે ઉડવા ન પામે; તેમજ તેને ઠંડી જગ્યામાં રાખવું. તડકો લાગવાથી અગર તાપ લાગવાથી અંદરથી તેલ ઉભરાઈ જાયછે. કાચના બુચવાળી બાટલી હોય તોપણ તેને અડખે પડખે મીણ લગાડી રાખવું. તજનું તેલ વાપરનાર માણસે તે તેલવાળા હાથ નાકે અગર આંખે ન અડે એવી સંભાળ રાખવી. જો તે તેલવાળા હાથ બે ચાર વખત અડે તો નાક બળેછે, અને છીંકો છીંકીને દમ જાયછે, અને શળખમ જેવું થઇ આવેછે; આંખે હાથ અડે તો આંખ બળેછે. તેના તેલમાં રૂનું પુંખડું બોળી કોતરવાળા દાંતમાં રાખવાથી તેનો સખ્ત દુખાવો હલકો પડેછે. કેટલાક મંજનની અંદર તેના તેલનાં ટીપાં નાખવામાં આવેછે અગર તજનો ભૂકો વસ્ત્રગાળ કરી સુગંધી માટે મેળવવામાં આવેછે. ઝાઝો તજ ખાવાથી ગરમ લાગેછે, મોઢું આવી જાયછે, અને કેટલીક વખતે મોઢામાં ફોલ્લા પણ ઉઠી આવેછે. માટે પ્રસંગેજ તજ ખાવો પણ આખો દિવસ તજ ખાધા કરવો નહિ.

**માત્રા**:—તેલ ૨ થી ૫ ટીપાં. તજ ૧ થી ૨ વાલ.

## તપખીર.

**વર્ણન:**—તપખીરનું બીજું નામ એરોરૂટ છે. આપણે ત્યાં સુંઘવાની તમાકુને પણ તપખીર કહે છે. તપખીર (એરોરૂટ) નો અહીં ધોળો સફેદ લોટ જેવો ભૂકો આવે છે. તે હળદરની જાતનું ઝાડ છે, અને તેની ગાંઠો થાય છે. તે ગાંઠોને ખમણી જેવા સાધનથી ભૂકો કરી તે ભૂકાને પાણીમાં પલાળી રાખવામાં આવે છે. બે કલાક પછી ધોળો લોટ જેવો ભૂકો નીચે બેસે છે અને ઉપર મેલ તથા કુચો તરી આવે છે. ઉપરથી બધું પાણી મેલવાળું તથા કુચો નીતારી લેવામાં આવે છે. ફરીને અંદર તાજું પાણી નાખી તે ભૂકો ધોવામાં આવે છે જેથી તેમાં કાંઇ મેલ હોય તે તરી રહે છે. એમ બે ત્રણ વખત કરવાથી ધોળો લોટ જેવો ભૂકો થઇ જાય છે તેને તવખીર કહે છે. આ એરોરૂટ માંદા માણસોને ખોરાક તરીકે અપાય છે. તેની કાંજી કરવામાં આવે છે અને તે ગુણમાં ચોખાના લોટને મળતી છે. અબીલ બનાવવામાં તવખીર પડે છે. અહીંના ગાંધીઓ ગળોસત્વને બદલે તવખીર આપે છે. તે શિવાય બીજી કેટલીક ચીજોમાં ભેળ કરવા માટે તવખીર વપરાય છે. ગળોસત્વને બદલે જો એરોરૂટ અપાય તો તેની પરિક્ષા ઘણી સાદી છે. ચાખવાથી માલમ પડે છે કે એરોરૂટ નિઃસ્વાદુ છે અને ગળો સત્વ ઘણુંજ કડવું હોય છે.

## તમાકુ.

**વર્ણન:**—તમાકુનો ઉપયોગ અસલ આપણા દેશમાં હતો નહિ. પાછળથી ફિરંગી લોકો આપણા દેશમાં લાવ્યા છે. હાલમાં તે આપણા દેશમાં બહુજ ફેલાઈ ગઈ છે અને તેના પાક ઉપર ઘણું ધ્યાન આપવામાં આવે છે. તમાકુનાં પાન લાંબાં પહોળાં ને તપખીરીઆ રંગના હોય છે. તેના પાનના રંગ ઉપરથી ખાસ રંગનું પણ નામ પડેલું છે અને તેના પાંદડાંના જેવા રંગવાળી બનાતને તપખીરીઆ રંગની બનાત કહે છે. સુંઘવાની તપખીર પણ તેજ તમાકુમાંથી બને છે. તેનો ઉપયોગ ઘણી જૂદી જૂદી રીતે થાય છે. હાલમાં તેનો ઉપયોગ એટલો વધી પડ્યો છે કે તેના કરમાંથી સરકારને મોટી ઉપજ થઈ પડી છે. કેટલાક લોકો તમાકુ ચાવે છે, કેટલાક સુંઘે છે ને કેટલાક બીડી, ચલમ અગર હોકામાં પીએ છે. આ ચાલ એટલો બધો વધી પડ્યો છે કે દશ દશ વર્ષના બાળકો પણ બીડી પીતા દેખાય છે. તમાકુનો ઉપયોગ કરવો એ

એક જાતનું ઘણુંજ ખરાબ બ્યસન છે, માટે જરૂર શિવાય તેનો ઉપયોગ કરવો નહિ. આપણા દેશની તમાકુ અને વિલાયતિ તમાકુમાં કેટલોક ફેર છે અને તે બન્ને જૂદી જૂદી જાતની છે. પરદેશી તમાકુના કરતાં આપણા દેશની તમાકુનાં પાંદડાં મોટાં થાય છે. તેના લીલા પાનની એમને એમ ઘડીવાળી રાખવામાં આવે છે.

ગુણઃ—કફ શામક અને સ્નાયુ શૈથીલ્ય કૃત્.

ઉપયોગઃ—તમાકુના ધુંવાડાથી બારીક જંતુઓનો નાશ થાય છે અને તેથી હવાનું શોધન થાય છે. તે માદક ચીજ છે ને વધારે લેવાથી નીશો આવે છે. તમાકુનું ધૂમ્રપાન કરવાથી દમમાં અને બીજા છાતીના દરદોમાં ફાયદો થાય છે. બહુ ખાંસી આવતી હોય અને દરદી ઉપરા ઉપર ખાંસી આવવાથી મુંઝાતો હોય તથા શ્વાસ ઘુંટાતો હોય ત્યારે તમાકુનું ધુમ્રપાન કરવાથી દરદ.ને શાન્તિ થાય છે. ચલમથી, બીડીથી અગર હુકાથી તેનું ધૂમ્રપાન થાય છે. એક, બે અગર ત્રણ બીડી ઉપરા ઉપર પીવાથી દમનો જોસ હલકો પડે છે. કેટલીક વખતે તમાકુની સાથે બીજી પણ ચીજો મેળવવામાં આવે છે. આસોંદરાના પાનમાં અગર ટીંબરૂના પાનમાં બીડી વાળવામાં આવે છે. અને તે બન્નેના પાનનો ધુમાડો તમાકુની સાથે લેવો દમને ફાયદાકારક છે. ધૂમ્રપાન કરવાથી ફેફસાંના અને શ્વાસ નળીકાના શ્લેષ્મ પીંડને એક જાતની બેભાની થાય છે, અને તેથી તેઓ પોતાનો જોસ્સો બરાબર દેખાડી શકતાં નથી, જેથી દમ ઓછો દેખાય છે. તમાકુના પાનનો કલ્ક અગર લુબ્દી કરી ઘુંટ ઉપર રાખવાથી વીરેચન થાય છે. તમાકુના પાનને શેલારસ લગાડી વૃષણના વરમ ઉપર લગાડવાથી તેનો દુખાવો કમી થાય છે. આ દેશની અંદર વધરાવળ ઉપર તમાકુનું પાન અને શેલારસ બહુ જાહેર ઉપાય છે પણ એટલું ધ્યાનમાં રાખવાનું છે કે જે વધરાવળ પાણીની છે તેમાં તમાકુનું પાન બીલકુલ અસર કરી શકતું નથી. આપણા લોકો વૃષણના તમામ સોજાને વધરાવળ માને છે પણ તેમાં ઘણા જૂદા જૂદા ભેદ છે. જ્યારે વૃષણ સોજી જાય છે અને કઠણ થઈ આવે છે, તેમાં દુખવો થાય છે અને ચસ્કા નીકળે છે તે વધરાવળ ઉપર શેલારસ અને તમાકુનું પાન સારૂં કામ કરેછે. વધરાવળ પાણીની હોય

યાને તેમાં કોઈ પણ જાતની ગ્રંથી હોય અને તેમાં કોઈ પણ જાતની પીડા ન થતી હોય તો તમાકુ લગાડવી નકામી છે.

તમાકુની લુગ્દી બરડા ઉપર લગાડવાથી ધનુરની અંદર સારો ફાયદો થાય છે. જ્યારે કોઈ જખમમાંથી ધનુર ઉત્પન્ન થાય છે અગર એની મેળે ધનુર ઉત્પન્ન થાય છે ત્યારે પણ તમાકુની પોટીશ બાંધવાથી ફાયદો થાય છે. દરદીને ઘેનમાં નાખવો એ જેવો ધનુરનો ઉપાય બીજો એકે નથી તોપણ બેભાનીની દવા દરદીને આપવા સાથે તમાકુના પાનની લુગ્દી બરડા ઉપર બાંધવાથી આપણા ઉપચારને પુષ્ટિ મળે છે. જે દરદોમાં સ્નાયુ અથવા શ્લેશ્મ પીંડનો સંકોચ થાય છે અને ખેંચાય છે તેવાં આંચકી, દમ, શ્વાસ, ગોટલી ચડવી વિગેરેમાં તમાકુનો ઉપયોગ ફાયદાકારક છે. તેજ કારણથી થતા મૂત્રકૃચ્છ્રમાં તમાકુ ઉપયોગીછે. તમાકુ ખવરાવવાથી દરદીને ઉલટી થાય છે અને શરીર બહુ નબળું થઈ જાય છે. તમાકુની શામક અને સ્નાયુ શૈથીલ્યકૃત્ અસર મુખ્યત્વે કરીને ધૂમ્રપાનને રસ્તે રહી છે. મગજ ઉપર તેની ખાસ અસર છે. સંધિવાના સોજામાં તેમજ ઉપદંશ અને પ્રમેહની વિકૃતિથી થએલા સંધિવામાં તમાકુ બહાર લગાડવામાં ઉપયોગી છે. તમાકુ ચાવવાથી દાંતના કીડ મરે છે અને મોઢું સાફ થાય છે.

અજીર્ણવાળા દરદીને તમાકુ ચાવવી બહુ માફક આવે છે. જે દરદીને ઝાડો ઉતરતો નથી, પેટ ચડેલું લાગે છે તેવા દરદીને તમાકુ ચાવીને અગર બીડી પીઈને ઝાડે જવાથી ઝાડો સાફ ઉતરે છે. તેમજ જમ્યા પછી જે દરદીને પેટ ચડતું હોય અગર પેટમાં થોડો દુખાવો જણાતો હોય તેને બીડી પીવાથી અગર પાન સાથે ચાવવાથી પેટમાં આરામ થાય છે. વિશેષમાં તમાકુની એવી ખાસ્યત છે કે જે તેનો ઉપયોગ કરે તેને તેનું બ્યસન ચોટે છે અને પાછળથી જો અજીર્ણવાળા દરદીઓ તેનું સેવન ન કરે તો ઝાડો સાફ ઉતરતો નથી, અને પેટ ચડી આવે છે.

મગજના કેટલાક વ્યાધિમાં અને વખતો વખત નાકમાંથી પડતું લોહી અટકાવવામાં લોકો તમાકુ સુંઘવાનું બંધાણ કરે છે. તમાકુ સુઘવાથી છીંક આવે છે ને શ્લેષ્મની અંદર ફાયદો થાય છે, તથા માથું દુખતું મટે છે. કપાળ છાલીના રોગમાં તમાકુ સુંઘવી અગત્યની છે. નાકમાંથી છોડ નીકળતાં તેથી બંધ થાય છે.

દાંતના વ્યાધિમાં તમાકુ ઉપયોગી ગણાય છે. સખ્ત દંત શૂળ તમાકુની ડાંડલી ચાવવાથી નાબુદ થાય છે. દાંતનું કળવું તથા દાંત હાલવા ઉપર લોકો દાંતે તમાકુ ઘસે છે. પેઢામાં ચડેલું લોહી તેથી હઠે છે.

જોકે જૂદી જૂદી જાતના દરદોને લઇને તમાકુનો ઉપયોગ કરવો જોઇએ તોપણ શોખની ખાતર કોઈ માણસે તમાકુ વાપરવી જોઇએ નહિ. તેથી શરીરને હાની થાય છે અને તંદુરસ્તીને નુકસાન પહોંચે છે. તમાકુ ઘણી ગરમ છે અને તે શ્વાસ નળીઓને તેમજ ફેફસાને ઇજા કરેછે. તેના બંધાણીને સાધારણ રીતે ઠાલી ઉધરસ રહે છે અને કેટલીક વખતે ઉરઃક્ષત, છાતીમાંથી લોહી પડવું વિગેરે થઈ આવે છે. તેના હોઠ કાળા પડી જાય છે અને લોહી બરાબર ફરી શકતું નથી. શરીર દીન પરદીન ગળતું જાય છે, તથા ચહેરો ફીકો દેખાય છે. બહુ હાલવા ચાલવાની કે કામકાજ કરવાની શક્તિ રેહેતી નથી અને તેની અસર મગજને પણ પહોંચે છે. મગજની શાન્તિ દૂર થાય છે અને કેટલીક વખતે મગજ મારફત આંખના જ્ઞાન તંતુઓને પણ નુકસાન થાય છે. તમાકુના અતિ ઉપયોગથી રતાંધળા પણુ પ્રાપ્ત થાય છે. કેટલીક વખતે સાવ અંધાપો આવે છે. બહુ બીડી પીનારની આંખે ગરમી જણાય છે અને હાથ પગ ગળી ગએલા જણાય છે.

ઝેરકોચલું ખાધાથી જ્યારે ઝેર ચડ્યું હોય ત્યારે તમાકુનો ઉકાળો પીવાથી દરદીને ઉલટી થાયછે. એક વાલ તમાકુને ૧૬ રૂપિઆભાર પાણીમાં ઉકાળી તેનું અરધો અરધ પાણી રહે ત્યારે ઉતારી લઇ તે એકજ વખતે અગર બે જૂદા જૂદા વિભાગથી કલાકે કલાકે પાઇ દેવું. તેથી વખતે ઉલટી પણ થાયછે.

**માત્રાઃ**—માત્રાનો કાંઈ નિયમ નથી. દરદીના વ્યસન ઉપર તેનો આધાર રહેછે.

## તમાલપત્ર.

**વર્ણનઃ**—તમાલપત્ર એ તજના ઝાડનાં પાંદડાં છે. તેને તેજ પત્ર કહેછે. કેટલાક લોકો ભૂલથી તાલીશપત્રને પણ તમાલપત્ર કહેછે, પણ તેમ નથી. તાલીશપત્ર એ તદન જૂદીજ જાતની પેદાશ છે. તેના પાનમાંથી

લવીંગ અને તજના જેવી સુગંધી આવેછે. ઉપયોગ તથા ગુણ તજને મળતા છે. ત્રિજાતકાદિ ચૂર્ણમાં તે આવેછે.

## તલ.

વર્ણન:—તલ આપણા દેશમાં ઘણા વાવવામાં આવેછે. અષાડ મહિને તેનું વાવેતર થાયછે. તલ આ પ્રાંતમાં બે જાતના થાયછે. ધોળા અને કાળા. ધોળા કરતાં કાળા તલમાંથી વધારે તેલ નીકળે છે પણ ધોળા તલ વધારે સારા અને ઉંચા ગણાયછે. ખાધામાં પણ ધોળા તલનું તેલ વિશેષ કરીને આવેછે. કાળા તલનું તેલ લોકો ખાવા માટે પસંદ કરતા નથી. તલને પીસવાથી તેલ નીકળેછે અને તે ખાવાના, બાળવાના ને ઔષધના કામમાં વપરાયછે. તેલ નીકળ્યા પછી જે કુચો પછવાડે રહેછે તેને ખોળ કહેછે. ઢોરને તે ખવરાવાય છે. દુકાળની વખતે લોકો પણ તે ખાયછે.

બનાવટ:—૧ મીઠું તેલ.

૧ મીઠું તેલ=તલને ઘાણીની અંદર પીલીને તેલ કાઢવામાં આવેછે.

ગુણ:—પૌષ્ટિક, દુગ્ધદ, મૂત્રલ અને સારક.

ઉપયોગ:—અર્શની અંદર તે ફાયદાકારક છે. તેથી ઝાડો સાફ આવેછે અને અર્શની પીડા જણાતી નથી. તલનું ચૂર્ણ, રતાળુના બીજ અને નાગકેશર એ ત્રણેનું ચૂર્ણ સાકર સાથે લેવાથી અર્શ દબાયછે; તેમજ તેને ખાંડી જરા પાણી નાખી લુબ્દી કરી માખણ સાથે લેવાથી દુઝતા હર્ષમાંથી લોહી પડતું બંધ પડેછે. તેની લોપરી કરી દુષ્ટ વૃણ ઉપર લગાડવાથી રૂઝ તરત આવેછે. તેનું તેલ ઔષધમાં બહુ કામ લાગેછે. તેનો ઉપયોગ બે જાતનો છે એક બહાર લગાડવાનો ને બીજો પેટમાં ખાવાનો.

બહાર લગાડવામાં તે ઘણું સરસ છે. શરીરે લગાડવાથી રૂક્ષતા મટેછે ને શરીર કોમળ દેખાય છે; ખસ, ખરજવું, લુખસ, અળાઈ, ખુરટ વિગેરે બેસી જાયછે. ચિત્રી તથા કોઢ ઉપર લગાડવાથી પણ ફાયદો થાયછે. તેલ ઉંદરી ઉપર પણ ચોપડાય છે. ઉદર્દ રોગમાં તેલ ઉપયોગી છે અને ત્યારે તેલમાં સિંધાલૂણ નાખી લગાડવું એ ઉત્તમ છે. અળાઈ ઉઠી આવવાથી જ્યારે તે ભાગ ઉપર ઝીણી ઝીણી ફોડલીઓ ઉપડી આવેછે ત્યારે તે ઉપર તેલ લગાડવાથી તે બેશી જાયછે. વાળને તેલ

લગાડવાથી વાળ કાળા અને લીસા રહેછે. તેમજ આંખ તથા મગજને ઠંડક થાયછે. જે માણસો માથામાં તેલ નથી નાખતા તેમની આંખો બળ્યા કરેછે. મલમ બનાવવામાં તેલનો મુખ્ય ભાગ આવેછે. કાનમાં તેલનું ટીપું નાખવાથી કાનની રૂક્ષતા મટેછે તથા કઠણ થઈ ગએલ મેલ પોચો પડેછે ને સરી જલદી બહાર આવેછે. તેલ નાખ્યા પછી બીજે દિવસે કાન ઘસી ધોઈ નાખવો ને મેલ કઢાવી લેવો. જો તેમ કરવામાં ન આવે તો તેની અંદર રહેલી ચીકાશને લીધે રજ ધૂળ વિગેરે ચોટેછે. વિશેષમાં શરીરે તેલ લગાડવાથી માખીઓ વિગેરે બીજા જંતુઓ પાસે આવતા નથી. કોઈ ભાગને ઝેરી જંતુ ન અડે તેટલા માટે ઘા તથા વ્રણ ઉપર તેલ સીંચાયછે, યાને તેલવાળા મલમ લગાડાય છે. માતા, અછબડા વિગેરેમાં જ્યારે દાણા સુકાય છે ત્યારે તેલ લગાડવાથી ભીંગડાં જૂદાં ઉખડી આવેછે ને તે જગ્યાપર જંતુ વિગેરે બેસી બીજી કોઈ જાતની વિક્રિયા કરતું નથી.

ત્વક્દોષ ઉપર અસર કરતી બીજી દવાઓના તેલ કે ઘૃત બનાવવામાં મીઠું તેલ વપરાય છે. કેટલેક ઠેકાણે શરશીઉં તેલ વપરાયછે તોપણ તેને બદલે તલનું તેલ વાપરે તો કોઇ જાતની હરકત નથી. એ બધાં તેલો તેમનાં ઓષધનાં પેટામાં આપવામાં આવશે.

અજીર્ણના વ્યાધિમાં સ્નેહપાન થાયછે. પેટ ચુંકની અંદર તેલવાળી કાળીજીરી લેવાયછે.

## તાંદળજો.

વર્ણનઃ—તાંદળજાની ભાજી આ દેશમાં બહુ વપરાય છે. માંદાને માટે ભાજીનું શાક પથ્ય છે. તેનાં કુણાં કુણાં પાંદડાં વીણી લઈ શાક કરવામાં આવે છે.

ગુણઃ—સારક, શોધક, શીતળ અને પિત્તશામક.

ઉપયોગઃ—તાંદળજો દવા તરીકે જેમ વપરાય છે તેમ કેટલીક વખતે દરદીને ઓષધ તરીકે ખોરાક રૂપે આપવામાં આવેછે. કુષ્ટ, વિચર્ચિકા, વાતરક્ત વિગેરે દરદોમાં તેની ભાજી હમેશાં ખાવાથી ચેળ કમતી થાયછે, અથવા દાહ બંધ થાયછે. તાંદળજાની ભાજીમાં ઝાડો સાફ લાવવાનો ગુણ રહેલો છે. વળી તે બીલકુલ ગરમ કે વાયુકારક કે કફકર નથી ને તેથી તે દરદીને બહુ સરસ માફક આવેછે. તેથી

પેશાબ વધે છે, સ્વચ્છ થાયછે, અને ઉનવા અગર તણખીઆની અંદર પેશાબની બળતરા શાન્ત થાયછે, તેમજ લોહી સુધરે છે, ખોટી ગરમી દૂર થાયછે, અને પિત્તનો પ્રકોપ દબાય છે. પિત્તજ્વરમાં પણ તે ફાયદા કારક છે; તેથી પિત્તજ્વરમાં તૃષા, દાહ, ઉલટી, માથું દુખવું વિગેરે બંધ થાયછે અને શરીર શાન્ત થાયછે. રક્તપિત્તમાં તે આપવાથી તેનું જોર કમતી થાયછે. પેટ કઠણ રેહેતું હોય અગર ઝાડો ગમરા પચરો ઉતરતો હોય તો બીજા કાંઈ પણ ઉપાય કર્યા શિવાય પુષ્કળ પાણીમાં બાફેલી તાંદળજાની ભાજી લેવાથી પેટ સાફ આવેછે. તાંદળજાની ભાજીની લુગદી કરી તેમાંથી તેનો સ્વરસ નીચોવી લઇ સાકર સાથે મેળવી બે રૂપિઆ- ભાર એક ટંકે લેવાથી ખસ, લુખસ વિગેરે ખોટી ગરમી દબાય છે. આ પ્રયોગ ઓછામાં ઓછો બે દિવસ સુધી કરવાની જરૂર છે. જે દરદીને યકૃત્‌ની અને પ્લીહની ગાંઠ વધેલી હોયછે તે દરદીને તાંદળજાની ભાજી લેવી ઘણી સારી છે. બે ચાર માસ સુધી તેનું સેવન કરવાથી ગ્રંથીનું જોર હલકું પડેછે.

માત્રાઃ—મરજી મુજબ.

## તાલીસપત્ર.

વર્ણનઃ—તાલીસપત્રને લોકો ભૂલથી તમાલપત્ર ગણે છે. તાલીસપત્ર બજારમાં ડાળીઉં શીએ વેચાય છે, અને તે કેટલીક વખતે ફૂલ સુદ્ધાં પણ મળી આવેછે. તાલીસપત્રને બીજાં કેટલીક જાતના પાંદડાં સાથે ભેળસેળ કરવાંમાં આવેછે. તેનાં પાન એક બે ઇંચ લાંબાં થાયછે અને તેની કોર સપાટી તરફ વળેલી હોયછે.

બનાવટઃ—૧ તાલીસાદિ ચૂર્ણ ૨ તાલીસાદિ વટી.

૧ તાલીશાદિ ચૂર્ણ=તાલીસપત્ર એક તોલો, મરી એક તોલો, લીંડીપીપર ત્રણ તોલા, સુંઠ ૪ તોલા, વંશ લોચન પાંચ તોલા; એળચી અને તજ અર્ધો અર્ધો તોલો અને સાકર ૩૨ તોલા; તે બધાંને મેળવી તેનું ચૂર્ણ કરવું.

૨ તાલીસાદિ વટી=તાલીસપત્ર, ચવક અને મરી ચાર ચાર તોલા; પીપર અને પીપરી મૂળ આઠ આઠ તોલા; સુંઠ બાર તોલા; ચાતુર્જાત અને વાળો એકેક તોલોઃ એ સઘળાંના ચૂર્ણની અંદર તેથી ત્રણ ગણો ગોળ નાખી ગોળી કરવી.

ગુણ:—વાતહર, પાચન, દીપન, કફઘ્ન અને ગ્રાહી.

ઉપયોગ:—તાલીસપત્ર છાતીના તેમજ પેટના રોગમાં ઘણું ઉપયોગી છે. ક્ષય, ઉધરસ અને દમમાં તાલીસપત્ર અપાય છે. તેથી થએલો કફનો જમાવ નીકળી આવે છે અને તેનો પાચન ગુણ જઠરાગ્નિને પ્રદિપ્ત કરી ખોરાકને પચાવે છે. કફથી ક્ષીણ થએલા દરદીને તે વધારે કૌવત આપે છે તેમજ તેની અંદર ઉષ્ણ ગુણ રહેલો છે તેથી તે જરા શરીરને સતેજ રાખે છે. તાલીસપત્રનો ભૂકો અરડુશીના રસમાં મધની સાથે આપવાથી ઉધરસ, દમ તથા બડખામાં લોહી પડતું હોય તેમાં ફાયદો થાય છે. તે ઉરઃ ક્ષતમાં ઉપયોગી છે. તે શિવાય જે માણસને અગર બાળકોને ભરાઈ જવાની ટેવ હોય છે તેમને ઉપર બનાવેલું તાલીસાદિ ચૂર્ણ આપવાથી ફાયદો થાય છે. તે ચૂર્ણ દીપન છે અને ભૂખ સારી પેઠે લાગે છે, તથા ખોરાક ઉપર પ્રીતી થાય છે. શરીરની અંદર રહેલા વાયુના પ્રકોપને તે દૂર કરે છે. ડોળ, ચકરી અગર બેચેની અને શરીરના ઝીણા ઝીણા દુખાવાને તે દબાવે છે. તાલીસપત્રની સાથે બીજી ક્ષાર દવાઓ મેળવવાથી યકૃતોદર તથા પ્લીહોદરમાં ફાયદો થવા સંભવ છે. તેનો સ્વાદ તીખો તથા ઉષ્ણ છે. ગુલાબનાં તેલ સાથે અગર બીજું જે યોગ્ય લાગે તે તેલ સાથે તેનું ટીપું કાનમાં નાખવાથી શરદીને લીધે ચડેલું માથું ઉતરે છે. તે સુગંધી દ્રવ્ય છે. કેટલીક બનાવટમાં સુગંધીને માટે તે પડે છે. ધાતુ પૌષ્ટિક દવા સાથે તેનો ઉપયોગ થાય છે અને તે ધાતુને ચેતવનારી દવા ગણાય છે. અતિસાર અને ઝાડામાં તે બીજી સ્તંભન દવાની સાથે અપાય છે. તાલીસપત્ર મળનું ઘટ બંધારણ કરવામાં કામ લાગે છે ને તેથી તેનો ગ્રાહી ગુણ પ્રસિદ્ધ થાય છે. તાલીસાદિ વટી સંગ્રહણીની અંદર આપવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે અને આફરો, ઓકારી તથા ગુલ્મ વિગેરે દબાય છે.

માત્રા:—તાલીસાદિ ચૂર્ણ બે આનીથી પાવલીભાર; તાલીસાદિ વટી તેજ પ્રમાણે.

## તુળશી.

વર્ણન:—તુળશી દરેક હિંદુના ઘર આગળ વાવવામાં આવે છે અને તે હિંદુમાં ઘણું પવિત્ર ઝાડ ગણાય છે. તુળશી બે જાતની થાય છે

અને તે બે જાત તેના પાનના રંગ ઉપરથી કળવામાં આવે છે. એકનાં પાન કાળાશપર હોય છે અને બીજીનાં પાન લીલાં હોય છે. તેનાં પાનમાં તથા મીંજમાં એક જાતની સુગંધી રહેલી છે. કેટલીક દવાઓને તેના રસની ભાવના દેવામાં આવે છે. મરવો પણ તુળશીની જાતનું ઝાડ છે ને તેના ગુણ પણ તુળશીને મળતા છે.

બનાવટ:—૧ લઘુરાજ મૃગાંક ૨ તુળશી તૈલ.

૧ લઘુરાજ મૃગાંક=તુળશીનો રસ, ઘી અને મરી એ ત્રણે સમભાગે મેળવવાં.

૨ તુળશીતૈલ=તુળશીના પાનનો કલ્ક, ભોરીંગણીનું મૂળ, દાંતી મૂળ, વજ, શરગવાની છાલ, સુંઠ, મરી, પીપર અને સિંધાલૂણ એ સમભાગે લઈ તે બધાંના વજનથી ચોગણું તેલ અને ૧૬ ગણું પાણી નાખી રીતસર તૈલ સિદ્ધ કરવું.

ગુણ:—કફઘ્ન, ઉષ્ણ.

ઉપયોગ:—તુલશીનાં પાન શ્લેષ્મ, ઉધરસ, અને પાર્શ્વ શૂળમાં ઉપયોગી છે. ઉધરસમાં જ્યારે કફ ઘણે ભરેલો હોય છે ત્યારે તે કફ તોડવાને માટે તુળશી વપરાય છે. બાળકોને ભરાઈ જવાને માટે તેમજ મોટા માણસને ઉધરસ, દમ, શ્વાસ વિગેરેમાં જે દવાઓ અપાય છે તેમાં સાધારણ રીતે તુળશીના પાનનું અનુપાન આપવામાં આવે છે. તુળશી ઉષ્ણ વીર્ય હોવાને લીધે કોઈ પણ વખતે જો શરીરમાં વાયુનો પ્રકોપ જણાય તો તુળશી આપવી યોગ્ય છે. વાત જ્વરની ચિકિત્સામાં બીજી યોગ્ય દવાઓ સાથે તુળશી મેળવવામાં આવે છે. તેથી તંદ્રા દૂર થાય છે, ઘેન ઓછું થાય છે, તથા ગણગણાટ કરતો દરદી બેશુદ્ધ મટી શુદ્ધિમાં આવે છે. એકલી તુળશી વાપરવાના કરતાં અનુપાન તરીકે તે બહુ વપરાય છે. તેનો ગુણ દીપન છે ને તેથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. તુળશીથી પેટનો પવન, ચુંક, આફરો વિગેરે દૂર થાય છે. આદુનો કટકો છુંદી બેત્રણ પાન ઉપર તથા બે ત્રણ હેઠે રાખી તે દુખતા દાંત વચ્ચે દબાવ્યો હોય તો તે દુખાવો બંધ પડે છે. દાંતના કોતરની અંદર અગર દંત શૂળની અંદર આવી રીતે તુળશી અને આદુનો કટકો બહુ ફાયદો કરે છે. આંચકીના દરદ ઉપર અપાતી દવાઓનું અનુપાન સાધારણ રીતે તુળશી છે. તુળશીનો સ્વરસ મરીની સાથે લેવાથી વિષમજ્વરમાં આરામ થાય છે. લઘુ

રાજ મૃગાંક નામની બનાવટ લેવાથી સઘળી જાતના વાયુ રોગનું હરણ થાય છે અને તેથી શરીર સતેજ થાય છે. નાકના વ્યાધિમાં જ્યારે નાકમાંથી છોડ પડતું હોય છે ત્યારે તુળશીના સુકાએલ પાનનું ચૂર્ણ સુંઘાડવા ી તે પીનસ હલકું પડે છે. તુળશી તેલનાં ટીપાં નાખવાથી નાકનો સડો બેસે છે.

માત્રાઃ—સ્વરસ ૨ તોલા. લઘુ રાજ મૃગાંક ૧ તોલો.

## તેજબળ.

વર્ણનઃ—તેજબળ એ એક જાતના ઝાડની છાલ છે. તેના ફળને ચીરફળ કહે છે. તેની છાલ રાતા રંગનીને પોચી થાય છે. તેને છુંદવાથી રસ નીકળે છે. તે છાલ લીલીને લીલી તથા રસ ભરેલી દેખાય તેટલા માટે ગાંધી લોકો તે ઉપર પાણી છાંટે છે.

ગુણઃ—ઉષ્ણ, દીપન અને ગ્રાહી.

ઉપયોગઃ—પેટપીડ,ચુંક,અજીર્ણ વિગેરે ઉપર અપાય છે ને તે મંદાગ્નિને પ્રદિપ્ત કરે છે. તેનો ઉપયોગ મરી જેવી બીજી વાતહર ઔષધને મળતો છે. જ્યારે મંદાગ્નિથી અનાજનું બરાબર પાચન થતું નથી ત્યારે બીજી યોગ્ય દવાની સાથે તેજ બળ અપાય છે. તેજબળ મસાલામાં આવે છે. ચીરફળ અને અજમાનું હીમ કોલેરામાં અપાય છે અને તે શરીરને ચેતન આપે છે તેમજ સંધિવા, નજળો, અને શરીરની સુસ્તાઈમાં તે ફાયદો કરે છે. જ્યારે કોઈ પણ રીતે વાયુનો પ્રકોપ જણાવ છે ત્યારે તેજ બળનો ઉપયોગ કરવો કહેલો છે.

માત્રાઃ—૧ થી ૨ વાલ.

## ત્રાયમાણ.

વર્ણનઃ—ત્રાયમાણ મૂળ આપણા દેશની પેદાશ નથી. બજારમાં તે ફળ, ફૂલને ડાળીઉં શીએ મળે છે, અને તેનો રંગ પીળો હોય છે ને તેમાં કોઈ લીલી ઝાંય પડતીદેખાયછે, આપણા લોકો તે બહુ વાપરતા નથી. મુસલમાન હકીમો તે ઘણું વાપરે છે.

ગુણઃ—કટુ પૌષ્ટિક ને સારક.

ઉપયોગઃ—તે એકલું કવચીતજ વપરાય છે. બીજી યોગ્ય દવા સાથે તે ક્વાથમાં પડે છે અને ઝીણો ઝીણો તાવ તેથી ઉતરી જાય છે. યકૃતોદર તથા પ્લીહોદર ઉપર તેનો ઉપચાર સારો છે. પિત્તજ્વરમાં તે બહુ અપાય

છે. ત્રાયમાણ, ખડસલીઓ પીત પાપડો, કાળો વાળો, કડાછાલ અને કરીઆતુ એ છ ચીજનો ક્વાથ મધ મેળવી લેવાથી પિત્ત જ્વરનું જલદી પાચન થાય છે. તેની રાખ ઘીમાં કાલવી આજી ઉપર લગાડાય છે. મુસલમાન હકીમો તેને ધાતુ પોષ્ટિક ચૂર્ણમાં નાખે છે.

માત્રાઃ—રૂ. ૦। થી ૦॥ ભાર,

## ત્રિફળા.

વર્ણનઃ—હરડાની છાલ ૧ ભાગ, બેહેડાની છાલ ૨ ભાગ, આમળાની છાલ ૪ ભાગ; એ ત્રણે ચીજોના ચૂર્ણને ત્રિફળા કહે છે. તોપણ કેટલાક લોકો સમભાગે તે ત્રણે ચીજ નાખે છે.

બનાવટઃ—૧ ત્રિફળા ગુગળ ૨ ત્રિફળા ઘૃત.

૧ ત્રિફળા ગુગળ=હરડાં, બેહેડાં, આમળાં અને પીપર દરેક ચચાર તોલા અને શુદ્ધ ગુગળ ૨૦ તોલા લઈ તેને બરાબર મેળવી તેની ગોળી કરવી.

૨ ત્રિફળા ઘૃત=હરડાં, બેહેડાં, અને આમળાં એ ત્રણેનો સ્વરસ ચોસઠ ચોસઠ તોલા અને જો તે ન મળે તો ૩૨ તોલા હરડાં, ૩૨ તોલા બેહેડાં ને ૩૨ તોલા આંમળાં એ ત્રણે અધકચર્યાં કરી તેમાં ૭૬૮ તોલા પાણી નાખી જ્યારે ચોથો ભાગ એટલે ૧૯૨ તોલા ઉકાળતાં બાકી રહે ત્યારે ઉતારી લેવું અને તે અંગરસના અભાવમાં વાપરવું. પછી તેમાં ૬૪ તોલા અરડુશીનો રસ, ૬૪ તોલા ભાંગરાનો રસ અને ૬૪ તોલા બકરીનું દૂધ એ બધાં મેળવી તેમાં ૬૪ તોલા ઘી નાખવું; અને પાછળથી તેમાં હરડાં, બેહેડાં, આમળાં, દ્રાક્ષ, પિત્ત ચંદન, સિંધાલુણ, ચીકણાં મૂળ, મરી, સુંઠ, સાકર, સાટોડી, દારૂહળદર, હળદર એ બધી ચીજો એક એક તોલો લેવી અને કાકોલી, ક્ષીર કાકોલી એ બન્ને એકેક તોલો પણ તે ન મળેતો બન્નેના અભાવમાં આસંધ લેવી; મેદા એક તોલો અને તે ન મળેતો જેઠીમધ લેવું; ને તે બધી ચીજની લુગ્દી કરી ઘીમાં નાખવી અને જ્યારે પાક કરતાં ઘી બાકી રહે ત્યારે તે કાઢીને ગાળી લેવું. જે તૈયાર થાય તે ત્રિફળા ઘૃત.

ગુણઃ—શીતળ, પિત્ત શામક, શોધક, દાહ શામક.

ઉપયોગઃ—ત્રિફળા બે રીતે ઉપયોગમાં આવે છે. એક પેટમાં ખાવાની દવા તરીકે તથા બીજી બહાર લગાડવાની દવા તરીકે. શરીરમાં

ખોટી ગરમી રહેતી હોય, લુખસ, અળાઈ, ખુરટ, તાપોડીઆં, ગુમડાં વિગેરે ઉપડી આવતાં હોય યાને આખા શરીરમાં ખરજ આવ્યા કરતી હોય ત્યારે ત્રિફળાનું ચૂર્ણ મધમાં લેવાથી ફાયદો થાય છે. જે જે વ્યાધિ લોહી તપ્ત હોવાને લીધે થતા હોય તેમાં ત્રિફળા સારૂ કામ કરે છે. હાથ પગનો દાહ, પાદદારી, કુષ્ટ, વિચર્ચિકા, વાતરક્ત વિગેરે દરદોમાં ત્રિફળા ફાયદો કરે છે. ત્વક્દોષની અંદર હમેશાં પિત્તાધિક્ય દોષ હોય છે જેને માટે ત્રિફળા ઉપયોગી છે. ત્રિફળા શોધક છે અને તે લોહીને સુધારે છે ને તેથી ઘણા ખરા ત્વક્દોષની અંદર તે અપાય છે. ક્ષય રોગમાં પણ તે અપાય છે.

શરીરમાં ઉનીઓ તાવ આવતો હોય, આંખો બળ્યા કરતી હોય, માથામાં ગરમી રહેતી હોય, હોઠ અને મોઢું સૂકાં રહેતાં હોય અને ગરમીને લીધે શરીર રૂક્ષ રહેતુ હોય ત્યારે ત્રિફળા ચૂર્ણ મધ અને પીપરની અંદર લેવાથી ફાયદો થાય છે. આવા દરદીની આંખો હમેશાં પીળી હોય છે, શરીર ઉનું રહે છે, અને પેશાબમાં થોડી થોડી બળતરા રહ્યા કરે છે. કેટલીક વખતે કમળો, પ્રદર, અગર ઉનવાનો ભાવ હોય છે. તેમને ત્રિફળા ચૂર્ણ ફાયદો કરે છે. કમળાને માટે ત્રિફળા ઘણો સારો ઉપાય છે. ઉનવા, પ્રમેહ અને તણખીઆની બળતરાને તે શાન્ત કરે છે. આંખે જ્યારે ગરમી લાગે છે, ઝાંખું દેખાય છે, ધુંવાડાના ગોટા આંખ પાસે તરતા માલમ પડે છે, યાને ઝામર રોગનાં સપ્ત ચિન્હ થતાં હોય છે, ત્યારે ત્રિફળાનું ચૂર્ણ સાકર અને પુષ્કળ ઘી સાથે લેવાથી ફાયદો થાય છે. ભગંદર, દુષ્ટ વ્રણ, અને બરડાના કરોડના વ્યાધિમાં ત્રિફળા ઘણી મુદતે ફાયદો કરે છે. ત્રિફળા ગુગળ તે રોગની અંદર ઉપયોગી છે. જે રોગની અંદર ઘણાજ દુષ્ટ ક્ષત પડે છે અને ભગંદર જેવાં ક્ષત જલદીથી રૂઝાતાં નથી ત્યારે ત્રિફળા ગુગળની બનાવટ વપરાય છે. બાકીના બીજા તમામ પિત્તજન્ય રોગની અંદર તેનું ચૂર્ણ અને ક્વાથ વપરાય છે. રક્તપિત્તની અંદર ત્રિફળા ચૂર્ણ અપાય છે. તેથી લોહી પડતુ બંધ થાય છે અને જે કારણથી લોહી પડતુ હોય તે કારણ પણ દૂર થાય છે. ત્રિફળાની સાથે રક્તપિત્તની અંદર કોઇ સ્તંભન દવા મેળવવાની જરૂર છે. ત્રિફળાનો ક્વાથ ઉલટીને બંધ કરનાર છે. ત્રિફળા ગુગળ ગૃધ્રસી અને બીજા વાત વ્યાધિમાં સારો છે તેમજ તે કુષ્ટ ઉપર અપાય છે.

કુષ્ટ ઉપર ત્રિફળા બહુ સારો ઉપાય છે. જોકે તે રોગ ઘણું કરીને અસાધ્ય અને કેટલેક દરજ્જે કષ્ટ સાધ્ય છે તોપણ ત્રિફળા દરદીને વધારે સુખ શાન્તિમાં રાખે છે.

આંખના રોગમાં ત્રિફળા ઘૃત ઘણું સારૂં છે. તેથી આંખની પીળાશ, બળવું, ગરમીને લીધે પાણીનું ઝરવું તેમજ ઝામર વિગેરે દરદમાં ફાયદો થાય છે. આંખના જે રોગમાં પિત્તાધિક્ય દોષ વિશેષ છે તેમાં ત્રિફળા ઘૃત સારૂં છે.

બહાર લગાડવાને માટે પણ ત્રિફળા ઉપયોગી છે. ત્રિફળાના હીમના કોગળા કરવાથી મોઢામાં ચાંદા ધારાં પડ્યાં હોયતો ફાયદો થાય છે. મોઢામાં જ્યારે આગ થતી હોય ત્યારે પણ તેના કોગળા સારા છે. ત્રિફળાની રાખ મધની સાથે કુંલની દુખતા મોઢામાં લગાડી હોયતો તેથી બળતરા શાન્ત થાય છે તેમજ તે રાખ ઉપદંશના ઘારાં ઉપર ભભરાવવાથી તે ઘારૂં જલદીથી રૂઝાઈ જાય છે. ઉપદંશના ઉમેરા તરીકે તેમાં કાથો મેળવવામાં આવે છે. ત્રિફળાનું હીમ આંખે છાંટવાથી ઘણો સારો ફાયદો થાય છે. આંખની બળતરા, માથાની ગરમી, તેમજ આંખ આડા તરતા ધુમાડા અને ઝામરના જૂદાં જૂદાં સ્વરૂપ ત્રિફળાનું હીમ છાંટવાથી દૂર થાય છે. ઝામરના દરદીઓ જેઓ ધુમાડાના ગોટા ગોટને લીધે બીલકુલ જોઈ શકતા નથી તેઓ દિવસમાં બે ત્રણ વખત એમ આઠ દિવસ સુધી હીમ છાંટવાથી સારી રીતે વધારે જોઈ શકે છે, અને જે ધુમાડો આગળ ઘાટો દેખાતો હતો તે હવે પારવો પડી જતો હોય એમ તેમના જોવામાં આવે છે. ત્રિફળાનું હીમ આંખે લગાડવું ઠંડું છે. આંખે આંજવાના તમામ સુરમા સારીરીતે ઠંડકવાળા થાય તેટલા માટે તેમને કેટલાક દિવસ સુધી ત્રિફળાના હીમની ભાવના દેવામાં આવે છે અને આવી રીતનો બનેલો સુરમો ઘણો ગુણકારી છે. ત્રિફળા ઘૃત પણ આંખના રોગમાં આજવામાં આવે છે. ત્રિફળાનું હીમ આંખે છાંટવાથી આંખો તેજદાર થાય છે. ત્રિફળાની બરોબરી કરે એવી બીજી થોડી દવા છે.

**માત્રાઃ**—ત્રિફળા ઘૃત ૧ થી ૨ તોલા; ત્રિફળા ચૂર્ણ ૦। તોલો; ત્રિફળા ગુગળ ૨ થી ૪ વાલ.

---

## દગડ ફુલ.

વર્ણનઃ—દગડ ફૂલને હિંદુસ્તાનમાં પથર ફૂલ કહેછે. તે બે જાતનાં થાયછે; નાનાં અને મોટાં. દગડ ફૂલ એવી જાતની ચીજ છે કે તેને વનસ્પતિમાં ગણવી કે ખનીજ પદાર્થમાં ગણવી એ પણ વિચારવા જેવું છે. તેના ભુંખરા રંગના સૂકેલા કટકા આવેછે.

ગુણઃ—શીતળ અને મૂત્રલ.

ઉપયોગઃ—જ્યારે તડકામાં રખડવાથી માથું ચડી આવ્યું હોય ત્યારે તે વાટી કપાળ ઉપર ચોપડવાથી માથું મટેછે. તેની લોપરી કરી પેડુ ઉપર મૂકવાથી પેશાબ પુષ્કળ છૂટેછે. બાદ તે ખાજી જેવા ત્વક્દોષની અંદર લગાડવાથી શાન્તિ થાયછે. બહાર લગાડવામાં તે ઘણું ઠંડું છે. ખાવાની દવા તરીકે તેનો બીલકુલ ઉપયોગ કરવામાં આવતો નથી. જ્યારે તેને ઘસવામાં આવેછે ત્યારે તેમાંથી નારંગી જેવો રંગ દેખાયછે.

## દશમૂળ.

વર્ણનઃ—દશ મૂળની અંદર દશ જૂદી જૂદી જાતની દવાઓ આવેછે અને તે દરેકનાં મૂળીઆંજ તેની અંદર પડેછે. જે દશ દવાઓ વપરાય છે તેનાં નામ.

૧ સાલવણ—૨ પીઠવણ—૩ છોટી ભોરીંગણી—૪ મોટી ભોરીંગણી—૫ છોટાં ગોખરૂ—૬ બીલી મૂળ—૭ અરણી મૂળ—૮ ટેંટુ મૂળ—૯ શીવણ મૂળ—૧૦ [1]પાડળ મૂળ.

આ દરેક જાતના વર્ણનને માટે તેમના ખાસ વિષયમાં જોવું. આમાં પેહેલાં પાંચ મૂળને લઘુપંચ મૂળ કહેછે તથા છેલાં પાંચ મૂળને બૃહત્ પંચમૂળ કહેછે.

બનાવટઃ—દશ મૂળાદિ ક્વાથ.

૧ દશ મૂળાદિ ક્વાથ=આ દશે ચીજનાં મૂળને સરખે વજને ભેગાં કરી તેમાંથી બે તોલા લઈ તેમાં ૩૨ તોલા પાણી નાખી આઠ રૂપિઆભાર પાણી રહે ત્યાં સુધી ઉકાળવું.

ગુણઃ—વાતહર, શોથઘ્ન, અને ઉષ્ણ.

ઉપયોગઃ—દશ મૂળનો ક્વાથ વાતજ્વરમાં ઘણો ઉપયોગી છે. તે લેવાથી કોઈ પણ ભાગનું શૂળ બેશી જાયછે. સૂતિકા રોગની અંદર હમે-

---

૧ ઝીંગરીયો ખાખરો.

ષ્ઠાં વાયુનો પ્રકોપ ઘણો હોયછે અને તેથી તેમાં દશમૂળનો ક્વાથ અપાય છે. સૂતિકા સ્ત્રીને જ્વરમાં, આંચકીમાં, પીડમાં તેમજ બીજા કોઇ પણ વાયુના ચિન્હની અંદર તેનો ક્વાથ અપાયછે. સુવાવડની અંદર બે ચાર દિવસ થયા પછી અગર તરતજ ગમેતેવી સખ્ત પીડ ઉપડી હોય તેને દશમૂળનો ક્વાથ દબાવે છે, તેમજ સૂતિકા સ્ત્રીને કફ, શ્વાસ, ઉધરસ, શોફ અને ઉદર મોટું રહી ગયું હોય ત્યારે પણ તે ક્વાથ આપવામાં આવેછે. સૂતિકા સ્ત્રીના ત્રિદોષ જ્વરને હરનારો આ ક્વાથ ગણાય છે. આ ક્વાથના દશ મૂળની પસંદગી એવી રીતે કરવામાં આવી છે કે તેમાં કોઈ વાતહર તો કોઈ પિત્તહર અગર કોઈ કફઘ્ન છે જેથી તે ત્રણે દોષ ઉપર લાગુ પડેછે. તોપણ જેટલા તેમાં વાતહર તથા કફહર પદાર્થો છે તેટલા તેમાં પિત્તહર પદાર્થો નથી.લઘુ પંચ મૂળમાં કફઘ્ન ગુણ ઘણો છે અને બૃહત્ પંચ મૂળમાં વાતહર ગુણ વિશેષ છે. સશૂળ વાતજ્વરની અંદર બૃહત્ પંચમૂળનો ક્વાથ બહુ સારો છે. જેમ આ દશે મૂળ ભેગાં વપરાય છે તેમ લઘુ પંચ મૂળ અને બૃહત્ પંચ મૂળ એ જૂદાં જૂદાં પણ વાપરવામાં આવેછે.

બૃહત્ પંચમૂળનો ક્વાથ પીપર અને ગોળની સાથે લેવાથી જીર્ણ જ્વર, વિષમજ્વર, પાંડુ, કૃમિ, ખાંસી, શ્વાસ, અજીર્ણ, અરૂચી વિગેરે મટેછે. જીર્ણજ્વરની અંદર આ બૃહત્ પંચ મૂળનો ક્વાથ કેટલેક દરજ્જે ઘણો સારો ફાયદો કરેછે.

લઘુ પંચ મૂળનો ક્વાથ કફ જ્વર, જીર્ણ ઉધરસ, તથા છાતીના દુખાવાની અંદર અપાય છે. જ્યારે છાતીની અંદર કફનો જમાવ થએલો હોય છે ત્યારે લઘુ પંચમૂળ લેવાથી છાતીની અંદર થએલો કફનો જમાવ ત્રુટે છે. દશ મૂળનો ક્વાથ જૂદા જૂદા વાત રોગ ઉપર જૂદા જૂદા અનુપાનથી આપવામાં આવે છે. ઉરૂસ્તંભની અંદર તેનો ક્વાથ ગુગળ, સાટોડી અને ગળો સાથે પીવાથી આરામ થાય છે. ધનુર્ અને આંચકી ઉપર પણ દશ મૂળનો ક્વાથ પ્રસિદ્ધ છે, અને વિશેષે કરીને સૂતિકાને ધનુર ઉપર સારો ફાયદો કરેછે. સાદી અગર સૂતિકાની ઉલટી કે હેડકીને તે દબાવે છે. સૂતિકાના શૂળની અંદર મુખ્યત્વે કરીને વાયુના પ્રકોપની સાથે મળાવરોધ એ મુખ્ય કારણ હોય છે અને તેટલા માટે દશ મૂળનો ક્વાથ ઉકાળતી વખતે તેમાં એરંડ મૂળ નાખવું અને પીતી વખતે તેમાં હીંગ મેળ-

વશી. દશ મૂળના ક્વાથમાં જો એરંડ મૂળ ન નાખવામાં આવે તો પીતી વખતે તેમાં એરંડીઓલ તેલ અને હીંગ નાખવી યોગ્ય છે. તેથી ગમે તેવું સખ્ત શૂળ હોય તોપણ બેસે છે, તેમજ તે શિવાય બીજા ઉદર રોગમાં પણ તે ફાયદાકારક છે. સોજા ઉપર દશ મૂળ અપાય છે તથા પગે જ્યારે બહુ સોજા હોય અને તે જ્યારે બહુ ઢીલા હોય અને ચામડી ઝગ ઝગ્યા કરતી હોય ત્યારે દશ મૂળનો ક્વાથ આપવો યોગ્ય છે.

**માત્રાઃ**—દશ મૂળનો ક્વાથ. ૪ થી ૮ તોલા.

## દાડમ.

**વર્ણનઃ**—દાડમ આ દેશનો એક સ્વાદિષ્ટ મેવો છે. આપણા દેશના કરતાં મસ્કતી દાડમ વધારે સારાં હોય છે. તેમનાં બીજ વધારે રસદાર, વધારે સ્વાદિષ્ટ, અને વધારે ઠંડાં છે. તેમનું ફળ આપણા દેશમાં ઘણું પ્રસિદ્ધ હોવાથી તેનું વર્ણન આપવાની કાંઇ જરૂર નથી. તેના ફળનાં છોડીઆંમાંથી પીળો રસ નીકળે છે, જેમાંથી કેટલાક લોકો રંગ બનાવે છે. તેનો રંગ ભુંખરો પીળો થાય છે. લુગડાં ઉપર આ રંગ આવે છે. તે રંગ મુખ્યત્વે કરીને ચામડા ઉપર લગાડાય છે. ઓષધમાં તેના ફળની તથા મૂળની છાલ વપરાય છે.

**બનાવટઃ**—૧ દાડિમાષ્ટક ૨ દાડિમ વટી ૩ દાડમનું શરબત.

૧ દાડિમાષ્ટક=દાડમની છાલ ૧ શેર, સાકર ૧ શેર, ચાતુર્જાત[1] ૧૦ તોલા, ત્રિકટુ[2] ૧૫ તોલા, જીરૂં ૫ તોલા, ધાણા ૫ તોલા, અજમો ૫ તોલા, વાંસકપૂર ૧॥ તોલો એ સઘળી દવાનું વસ્ત્ર ગાળ ચૂર્ણ કરવું.

૨ દાડિમ વટી=સુંઠ અને જાયફળ એકેક ભાગ, અફીણ ૨ ભાગ, અને અપક્વ દાડીમનાં બીજ ચાર ભાગ એ બધાંને ભેગાં મેળવી તેને કાચા દાડમના છોડીઆની અંદર નાખી પુટપાકની અંદર પકવી તેની ઝીણી બોર જેવડી એકેક ગોળી કરવી.

૩ દાડમનું શરબત=એક ભાગ સાકર અને એક ભાગ પાણી લઇ જરા તાપ આપી સાકર મળી ગયા પછી પાણી જરા બળવા દેવું. અને જ્યારે ઠરે ત્યારે શરબતથી એક દશાંશ દાડમના પાકેલા બીજનો રસ નાખવો.

**ગુણઃ**—પિત્ત શામક, સ્તંભન અને કૃમિઘ્ન.

**ઉપયોગઃ**—પાકેલ દાડમના દાણા જેમ તંદુરસ્ત લોકો ઠંડકને માટે ખાય છે તેમ બીમાર માણસને પણ તે ખવરાવાય છે. પિત્ત જ્વરની

---

૧ એલચી, તજ, તમાલપત્ર અને નાગકશર ૨ સુંઠ, મરીને પીપર.

અંદર તૃષા, શોષ, તેમજ માથાના દુખાવાની અંદર દાડમના દાણા ખવરાવવામાં આવે છે. તે લેવાથી શરીરની ગરમી પોચી પડેછે તથા ઉલટી દબાય છે અને પેટની અંદર આગ, દાહ વિગેરે થતાં હોય તો દાડમ ખાવાથી શાન્ત થાય છે. કેટલીક વખતે ઠંડકને માટે લોકો દાડમનું શરબત પણ પીએ છે, પણ જો કફનો પ્રકોપ હોય તો શરબત પીવું યોગ્ય નથી. તડકામાં રખડવાથી જ્યારે માથું ચડી આવે છે અને ખૂબ તૃષા લાગે છે ત્યારે દાડમનું શરબત પીવું યોગ્ય છે. તેથી મગજને તથા આંખને ઠંડક થાય છે.

દાડમની છાલ સ્તંભન ગુણનેમાટે પ્રસિદ્ધ છે અને તેના ફળની છાલ કરતાં તેના મૂળની છાલમાં સ્તંભન ગુણ વધારે રહ્યો છે. દાડિમાષ્ટક નામનું ચૂર્ણ અતિસાર રક્તાતિસાર તથા સંગ્રહણી ઉપર અપાય છે. તેથી ઝાડો, દબાય છે અને વાઢ હલકી પડેછે, કારણ કે તેમાં સ્તંભનની સાથે દીપન ગુણ પણ રહેલો છે. અર્શની અંદર તેની છાલનું ચૂર્ણ અગર દાડિમાષ્ટક ચૂર્ણ અપાય છે. ફુઝતા અર્શમાંથી પડતુ લોહી તેથી બંધ થાયછે. તેનાં ફળનો રસ લવીંગ, સુંઠ, અને કાંટાળા માયા સાથે મધમાં અર્શના રોગ ઉપર અપાય છે. રક્તપિત્તના દરદ ઉપર તે ઉપયોગી છે. રક્તપિત્ત પુંઠેથી, મુખેથી, અથવા નાકેથી થતુ હોય તોપણ દાડમ તેમાં ફાયદો કરેછે. દાડમના ફૂલનો રસ અને લીલી ધ્રોનારસને મેળવી નસકોરી ફૂટી હોય ત્યારે નાકમાં તેનું ટીપું નાખવાથી બંધ થાયછે. દાડિમાષ્ટકની સાથે અફીણ વિગેરે બીજી સ્તંભન દવા પણ મેળવવામાં આવેછે. દાંતના પેઢામાંથી જ્યારે લોહી નીકળે છે, આવાળુ ચડ્યાં રહેછે, ત્યારે દાડમનું ફળ ખાવું ફાયદાકારક છે. કૃમિઘ્ન તરીકે દાડમના મૂળની છાલનો ઉકાળો ઉત્તમ છે, અને નાના મોટા તમામ જાતના કૃમિ તેથી નાશ પામે છે.

દાડમના ફળની છાલ ઉધરસ ઉપર મોમાં રખાય છે. જ્યારે ગરમીને લીધે ઉધરસ થઈ આવી હોય ત્યારે છાલથી ઉધરસ બેસી જાયછે. દાડિમ વટી નામની બનાવટ જે અમે આમાં લખી છે તે અતિસાર ઉપર ઉપયોગી છે. કેટલાક ઓષધોને દાડમના રસની ભાવના દેવામાં આવેછે અને તેમાં મુખ્યત્વે કરીને ઉધરસની ગોળીઉને તેની ભાવના વધારે દેવામાં આવેછે.

માત્રાઃ—દાડિમાષ્ટક ચૂર્ણ ૦ થી ૦ાા તોલો, દાડિમ વટી ૨ થી ૪ વાલ, દાડમનું શરબત ૫ તોલા.

# દાંતીમૂળ

**વર્ણનઃ**—દાંતીમૂળનું ઝાડ નેપાળાની જાતનું થાયછે અને તેનું ફળ પણ નેપાળાની બરાબર થાયછે. ગાંધી લોકો નેપાળાના ફળને બદલે દાંતીનું ફળ આપેછે અને તે બન્ને ફળ એક બીજાને ભૂલવી દે તેવાં છે. નેપાળો અને દાંતી એ બન્ને જો કે એકજ વર્ગનાં તોપણ જૂદાં જૂદાં ઝાડ છે. જો કે તે બન્નેના ગુણ મળતા છે અને તે એક બીજાના અભાવમાં એક બીજાના પ્રતિનીધિ તરીકે વપરાય છે તોપણ તે બન્ને જૂદાં જૂદાં મળે તો જ્યાં જે લખ્યું હોય ત્યાં તે વાપરવું. દાંતી અને નેપાળો એ બન્ને એકજ છે એમ કેટલાક વૈદ્યોનું માનવું છે તે ખરેખર ભૂલ ભરેલું છે. તેના બીજને નેપાળાના બીની માફક દૂધમાં ઉકાળી શુદ્ધ કરવામાં આવેછે.

**બનાવટઃ**—૧ દંતી હરિતકી ૨ નારાચરસ ૩ ગુડાષ્ટક.

૧ દંતીહરિતકી=૨૫ મોટી હરડે લઈ એક કપડામાં બાંધવી. પછી ૨૦૦ તોલા દાંતીમૂળ અને ૨૦૦ તોલા નશોત્તર લઇ તે બધાંને ૪૦૯૬ તોલા પાણીમાં ઉકાળવાં. ૫૧૨ તોલા પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું અને તેમાંથી હરડે કાઢી લઈ ૩૨ તોલા મીઠા તેલમાં તળવી. પછી ૨૦૦ તોલા ગોળ લઇ તેની અંદર ઉપલા ક્વાથનું પાણી નાખી બાદ તેની ચાસણી થાય ત્યાં સુધી ઉકાળવું. પછી તેની અંદર નીચે પ્રમાણે ચીજો નાખવીઃ—

નસોત્તર ૩૨ તોલા, લીંડીપીપર ૮ તોલા, અને સુંઠ ૮ તોલા; ઠર્યા બાદ તેમાં ૩૨ તોલા મધ અને ૩૨ તોલા ચાતુર્જાત નાખવું. પાછળથી તેની અંદર આગલી ૩૨ હરડે બૂડ રાખી મૂકવી.

૨ નારાચરસ=શુદ્ધ પારદ, ટંકણ ને કાળાં મરી એકેક ભાગ; ગંધક, સુંઠ, અને લીંડીપીપર બબે ભાગ; દાંતીનાં બીજ ૯ ભાગ તે બધાંને બરાબર મળવી તેની રતી રતી ભારની ગોળી કરવી.

૩ ગુડાષ્ટક=દાંતીમૂળ, નશોત્તર, ચિત્રક મૂળ, મરી, પીપર, સુંઠ અને પીપરીમૂળ એ બધી ચીજો સમભાગે લઈ તે બધાંની બરાબર ગોળ નાખી ગોળી કરવી.

**ગુણઃ**—રેચક.

**ઉપયોગઃ**—આફરો, મળાવરોધ, સોજો, જળંદર, કમળો, યકૃત્

અને પ્લીહની વ્યાધિમાં તે અપાય છે. આ બધા વ્યાધિની અંદર વિરેચન એ મુખ્ય ઉપાય છે અને દાંતીનો ગુણ ખાસ વિરેચન કરવાનો હોવાથી તે તે દરદોને મટાડે છે. સપ્ત બંધ કુષ્ટની અંદર જ્યારે પેટ ઘણું ફૂલે છે અને આફરો ચડી આવે છે ત્યારે નારાચરસ આપવાથી વિરેચન પુષ્કળ થાય છે, અને પેટ હલકું પડે છે. કેટલીક વખતે મળાવરોધને લીધે જ્યારે માથું ચડે છે ત્યારે પણ નારાચ રસ ઉપયોગી છે, તો પણ દંતી હરીતકી તેમાં વધારે વપરાય છે. દંતી હરીતકીમાં નારાચરસ જેટલો વિરેચન ગુણ નથી અને તેટલા માટે જ્યાં ઘણા દિવસ સુધી થોડું થોડું વિરેચન આપવું પડે છે ત્યાં દંતી હરીતકીનો મુરબો અને એક હરડે દરરોજ સવારે લેવાં; તેથી બે ચાર સાફ દસ્ત આવશે. આવો જીર્ણ અને શાન્ત ક્રમ જ્યારે બડેલ વધેલી હોય છે ત્યારે અગર કલેજાની બીજી કોઈ ગાંઠ હોય છે ત્યારે અપાય છે. બડેલની ઘણી મોટી ગાંઠું આ ઉપચાર લગભગ ત્રણ માસ સુધી ચાલુ રાખવાથી દબાઈ જાય છે. ઉદરના ગુલ્મમાં નારાચ રસ સારો છે. શિવાય આ ક્રમ કુષ્ટ જેવા રોગમાં પણ ફાયદો કરે છે. દંતી હરીતકીના મુરબાની અંદર પિત્તશામક અને સારક ગુણ રહેલો છે, જે કુષ્ટની ચિકિત્સામાં જરૂરનો છે. ગુડાષ્ટક પણ નારાચરસની જગ્યોએ વાપરી શકાય છે. સોજામાં, કમળામાં, મળાવરોધમાં તે ફાયદો કરે છે માટે જ્યાં તીક્ષ્ણ વિરેચન કરાવવું હોય ત્યાં નારાચરસ અથવા ગુડાષ્ટક વાપરવું યોગ્ય છે અને જ્યાં જીર્ણ સારક અને શોધક અસર જોઈતી હોય ત્યાં દંતી હરીતકી પ્રશસ્ત છે. અપચીની અંદર સરશવ, લીંબડાનો પાલો તથા દાંતી મૂળ વાટી ચોપડાય છે.

માત્રાઃ—નારચરસ ૧ રતી ભાર, દંતી હરીતકી ૨ તોલા, ગુડાષ્ટક ૦। થી ૦॥ તોલો.

## દારૂ હળદર.

વર્ણનઃ—દારૂ હળદરના ગોળ અને લાંબા કટકા આવે છે. તે કટકા આશરે ત્રણ ચાર ઈન્ચ લાંબા થાય છે અને ઈન્ચ બે ઈન્ચ વ્યાસમાં હોય છે. તેના મૂળની છાલ લીસી અને ભુંખરા રંગની દેખાય છે, અને ભાંગતાં અંદરથી પીળી જણાય છે. દારૂ હળદરના ઘનને રસવંતી કહે છે. ઔષધમાં તેનું લાકડું, મૂળની છાલ, ઘનને ફળ વપરાય છે.

બનાવટઃ—૧ રસાંજન. ૨ રસાંજનાદિ ચૂર્ણ.

૧ રસાંજન= દારૂ હળદર ચાર રૂપિઆભાર લઈ તેને બારીક વાટી ૩૨ રૂપિઆભાર પાણીમાં ઉકાળી જ્યારે આઠ તોલા પાણી બાકી રહે ત્યારે તેમાં ૮ તોલા બકરીનું દૂધ નાખી ઉકાળવું અને પ્રવાહી ભાગ બળી જતાં જે બાકી રહે તેનું નામ રસાંજન. તેને રસવંતી પણ કહેછે.

૨ રસાંજનાદિ ચૂર્ણ=રસવંતી, ઇન્દ્રજવ, અતિવિષની કળી, કડાછાલ, ધાવડીનાં ફૂલ અને સુંઠ એ સર્વ સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.

ગુણઃ—શીતળ, ગ્રાહી અને પિત્તશામક.

ઉપયોગઃ—દારૂ હળદર બીજી યોગ્ય દવાની સાથે જ્વરની અંદર ઉપયોગી છે. તે પિત્તશામક હોવાથી પિત્તજ્વરમાં અપાય છે. જ્યારે જ્યારે જ્વરની અંદર યકૃત્‌માં લોહીનો જમાવ થાય છે ત્યારે દારૂ હળદર જ્વર શોધક દવા સાથે પડે છે. રક્તપિત્ત અને કમળામાં તે ફાયદા કારક છે. રસવંતીનો ગ્રાહી ગુણ ઘણો સરસ છે અને દારૂ હળદર તેવો ગુણ દેખાડતી નથી. જ્યારે જ્વરની અંદર અતિસાર થઈ આવે છે ઉલટી સખ્ત આવ્યા કરે છે ત્યારે યોગ્ય દવાની સાથે રસવંતી મેળવીને અપાય છે. એકલી રસવંતીને પાણીમાં વાટી સાકર મેળવી પીવાથી અથવા રસાંજનાદિ ચૂર્ણ લેવાથી અતિસાર, રક્તાતિસાર, પ્રદર તેમજ અત્યાર્તવમાં ફાયદો થાય છે. જ્યારે કોઇ પણ કારણથી ગર્ભાશયમાંથી બહુ લોહી પડેછે ત્યારે રસાંજનાદિ ચૂર્ણ આપવું યોગ્ય છે અને તે ઉપર લાગુ પડતા બીજા કવાથમાં પણ દારૂ હળદર અને રસવંતી ઉમેરવામાં આવે છે. દારૂ હળદરનો સ્વરસ યાને તેનો સ્વરસ ન મળે તો તેનો કવાથ રક્ત સ્તંભક તરીકે ઘણો સરસ છે. રસવંતી દુધ અગર મધની અંદર કાલવી ખવાય છે. દારૂ હળદરના સ્વરસમાં મધ નાખી પીવાથી કમળો તથા પ્રમેહ હલકાં પડે છે.

બાળકોના મુખ રોગની અંદર રસવંતીને મધમાં કાલવી અગર દુધમાં ઘસી ચોપડવાથી મોઢું સાફ થાય છે અને તેથી મોઢામાં પડેલાં સફેદ છાલાં, ફોડલાઓ રૂઝાય છે. મોટા માણસના શરીર ઉપરના કોઈ પણ ક્ષતની અંદર દારૂ હળદરનો ઉકાળો ધોવા માટે વપરાય છે ને તેથી ઘણું દુષ્ટ ઘારૂં જલદીથી રૂઝપર આવે છે. પ્રમેહની સખ્ત બળતરા તેથી શાન્ત થાય છે. રસવંતી ચોખાના ધોણની અંદર લેવાથી પ્રદર હલકું પડે છે.

રસવંતીનો મુખ્ય ઉપયોગ આંખના રોગ ઉપર છે. જ્યારે આંખ ઉઠે છે ત્યારે કપાળે અને ભમર ઉપર રસવંતીને પાણીમાં ઘસી લગાડવામાં આવે છે. રસવંતી, અફીણ, ફટકડી, સિંધાલુણ, હીમજ એ ચીજોને સાથે પાણીમાં વાટી આંખના દુખાવાની ઉપર લેપ કરવામાં આવે છે, તેમજ દૂધની અંદર ઘસી જૂદી જૂદી જાતના અભિષ્યંદની અંદર ટીપું નાખવાથી ફાયદો થાય છે. તેથી આંખની બળતરા અને આંખમાંથી પાણીનું ઝરવું બંધ થાય છે. રસવંતી આંખને માટે એટલી બધી પ્રસિદ્ધ થઈ ગઈ છે કે તેને રસાંજન એવું નામ આપવામાં આવ્યું છે. તેનું ટીપું કાનમાં નાખવાથી કર્ણસ્રાવ મટે છે. તેનું ફળ ઠંડુ અને તૃષા શામક છે.

માત્રાઃ—રસાંજનાદિ ચૂર્ણ ૦। થી ૦॥ તોલો. રસવંતી ૧ થી ૨ વાલ, દારુ હળદર ૪ વાલ.

## દેવદાર.

વર્ણનઃ—દેવદાર બે જાતનો થાય છે. એક તેલીઓ અને બીજો ભુંખરો. તેના લાકડામાં એક સારી ખુશબો રહેલી છે.

બનાવટઃ—દેવદાર્વાદિ કવાથ.

૧ દેવદાર્વાદિ કવાથ=દેવદાર, વજ, પીંપર, સુંઠ, કાયફળ, નાગરમોથ, કરીઆતુ, કડુ, ધાણા, હીમજ, ગજપીંપર, ગોખરૂ, કવચાં, ધમાસો, ભોરીંગણી, અતિવિષની કળી, ગળો, કાકડાશીંગી, શાહજીરૂં, એ ચીજો ભેગી કરી તેમાંથી રૂપિઆ ૨ ભારના એક પડીકાને રૂપિઆ ૩૨ ભાર પાણીમાં ઉકાળવું. ૮ તોલા બાકી રહે ત્યારે ઉતારી લેવું.

ગુણઃ—સ્વેદળ, મૂત્રલ, કફઘ્ન.

ઉપયોગઃ—સ્વેદળ હોવાને લીધે સંતતજ્વર તથા સન્નિપાત જ્વર ઉપર કામ લાગે છે. જ્યારે જ્વરની અંદર કફનો ઘણો પ્રકોપ થયો હોય ત્યારે કફ તોડવા માટે દેવદાર્વાદિ કવાથ અપાય છે. તેથી તાવ પોચો પડે છે તથા પેશાબ સાફ ઉતરે છે. તાવ પોચો પાડવા માટે સ્વેદળ તથા મૂત્રલ ગુણ ઉપયોગી છે. વિશેષમાં જ્યારે જ્વરાદિકની અંદર શોફ થઈ થઈ આવ્યો હોય ત્યારે દેવદાર કામનું છે. દેવદાર સૂતિકા સ્ત્રીને ઘણો ફાયદો કરે છે. સૂતિકા જ્વરમાં ઉધરસ તથા સોજા ઉપર તે અપાય છે ને તેથી શૂળ, હેડકી, વિગેરે બેશી જાય છે. દેવદાર ઉષ્ણ વીર્ય સ્વેદળ

અને ઉષ્ણ વીર્ય મૂત્રલ હોવાથી જેમ કેટલીક દવાના ઉપચારમાં પસીનો આવ્યા પછી શરીર ઠંડું થઇ જાય છે તેમ નહિ થતાં આથી ઉલટો દરદી વધારે જાગૃત અને વધારે હુશીઆર થાય છે. કેટલીક સ્ત્રીઓને સુવાવડને પહેલેજ દિવસે દેવદાર્વાદિ ક્વાથ આપવામાં આવે છે, જેથી આગળ ઉપર કાંઈ પણ સૂતિકા દોષ રહી ગયો હોય તે દૂર થાય છે. તેથી બડખા ચીકાશદાર મટે છે તથા જલદીથી બહાર નીસરી આવે છે.

પેશાબ લાલ પડતું હોય અગર તેમાં બળતરા થયાકરતી હોય તો તે દેવદારથી લાલ રંગ મૂકી વધારે સ્વચ્છ તથા દાહ રહિત થાય છે. મૂત્રાશયના કેટલાક વ્યાધિમાં પેશાબની અંદર સફેદ ચીકણો પદાર્થ પડેછે, પેશાબ ડોળું દેખાય છે, તથા તેને તડકે રાખવાથી તે ડોળ નીચે બેસે છે. આવો પેશાબ દેવદારનું સેવન કરવાથી સ્વચ્છ થાયછે. શરગવાની છાલ તથા અપેડા સાથે તે જળોદરમાં વપરાય છે.

બહાર લગાડવામાં દેવદારનું લાકડું એકલું વપરાતું નથી પણ બીજી યોગ્ય દવા સાથે લેપમાં પડેછે. તે ઠંડુ છે. ને તેથી ચેળ લૂખસ વિગેરે બેસે છે.

માત્રા:—દેવદાર્વાદિ ક્વાથ ૪ થી ૮ તોલા.

## દ્રાક્ષ.

વર્ણન:—દ્રાક્ષ આ દેશનો સ્વાદિષ્ટ મેવો છે. કાળી, ધોળી અને રાતી એમ તેની ત્રણ જાત થાયછે. બાદ મોસમની વખતે લીલી દ્રાક્ષ મળેછે તેમજ કાબલી દ્રાક્ષના ડબા પણ આવેછે. આબધી દ્રાક્ષ સ્વાદિષ્ટ છે અને ઠંડકાઈ માટે ખવાય છે. ઔષધ તરીકે તેમજ માંદાને માટે ફક્ત કાળી દ્રાક્ષ વપરાય છે.

બનાવટ:—૧ દ્રાક્ષાસવ.

૧ દ્રાક્ષાસવ=૨૦૦ તોલા દ્રાક્ષ લઈ તેને ૨૦૪૮ તોલા પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી લઇ તેમાં ૮૦૦ તોલા ગોળ નાખવો. પછી તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, રાણુ, મરી, પીપર, વાવડીંગ એ બધા ચચાર તોલા લઇ તેનું ચૂર્ણ કરી અંદર નાખવું ને તેનું મોઢું બંધ કરી એક માસ સુધી રાખી મૂકવું. જે તૈયાર થાય તેનું નામ દ્રાક્ષાસવ.

ગુણઃ—પિત્તશામક અને સારક.

ઉપયોગઃ—દ્રાક્ષ જ્વરાદિકમાં સારી છે અને પિત્તજ્વરમાં વપરાય છે. તે ખાવાથી તાવવાળા માણસને ઠંડક થાય છે. અને તેથી તરસ મટે છે. શરીરનો દાહ શાન્ત થાયછે. દ્રાક્ષને પાણીમાં પલાળી પીવાય છે. દ્રાક્ષ, ખડસલીઓ અને ધાણા એ ત્રણેનું હીમ પીવાથી તાવ જલદીથી પાકી જાય છે. સાદા અને ઉનીઆ તાવમાં તેનો ઉપયોગ કરવાથી દરદીને ફાયદો થાયછે, આંખો બળતી અટકે છે, અને માથાની સખ્ત ફાટ હલકી પડેછે. દ્રાક્ષને પાણીમાં પલાળી પીવાય છે અને તેના દાણા ખવાય છે. દ્રાક્ષાસવ અમ્લપિત્તમાં અપાય છે તેમજ અર્શમાં સારો ફાયદો કરેછે. આધાશીશીમાં દ્રાક્ષ અને ધાણા ખાવા સારા છે. બે ચાર દિવસ સુધી દ્રાક્ષને પાણીમાં પલાળી પીવામાં આવે તો હમેશાં ચડતું માથું ને આધાશીશી મટી જાય છે. વિશેષ કાંઇ પણ અજીર્ણાદિને લઇને જો માથું દુખતું હોય તો દ્રાક્ષ પેટ સાફ લાવી માથાનો દુખાવો પોચો પાડેછે. તેથી માથાની ગરમી ઓછી થાય છે ને આંખે ઝાંખ આવતી મટેછે.

ઉધરસ, સાદ બેસી જવો, ક્ષય, અને છાતીના જીર્ણ વ્યાધિમાં આ બહુ ઉત્તમ ઉપાય છે. દ્રાક્ષાસવ ક્ષય અને કફના જીર્ણ વ્યાધિમાં ઘણો ઉપયોગી છે. ઉરઃક્ષત અને ક્ષયાદિ રોગોમાં હમેશાં શરીર ગળતું જાયછે, અને દરદી શક્તિ હીન બને છે. દ્રાક્ષાસવનું સેવન કરવાથી શરીર સતેજ થાયછે, ઉધરસ ઓછી આવેછે ને સારી રીતે અનાજનું પાચન થાયછે. કોઇ રીતે ક્ષયના દરદીને મળાવરોધ થાયછે ત્યારે એકદમ જ્વર ચડેછે, તેમજ જો કોઇ પણ રેચક દવા આપવામાં આવે તો દરદી બહુ ક્ષીણ થઇ જાયછે અને તાવનું જોર વધે છે. દ્રાક્ષાસવ ફક્ત એક દસ્ત લાવેછે અને તેથી જ્વર આવવાનું કારણ મળા વરોધ દૂર થાય છે, અને તેમાં તદન શાન્ત ગુણ હોવાથી રેચ લાગવાથી થતા નુકસાનની કાંઇ પણ ભીતિ રેહેતી નથી. દરેક ચિકીત્સકે એટલું યાદ રાખવું કે ક્ષયી દરદીને રેચ આપવો એ તેને ઝેર આપ્યાની બરાબર છે. કદાપિ મળાવરોધથી જ્વર ચડે તો ફક્ત સાફ ઝાડો આવે એવી દવા આપવી અને તેમાં દ્રાક્ષાસવ ઉત્તમ છે. તેથી તરસ છીપે છે, શરીરમાં અગર છાતીમાં દાહ થતો અટકે છે અને શરીરમાં કૌવત આવેછે. ક્ષયની આખર અવસ્થામાં શરીરમાં શક્તિ રહે તેટલા માટે તેના યોગ્ય ઉપાયની સાથે દિવસમાં બે

ત્રણ વખત દ્રાક્ષાસવ આપવો જોઇએ. સુવર્ણ, લોહ, અભ્રખ અને પૌષ્ટિક ખોરાકની માફક તે ખાસ પુષ્ટિ આપનાર નથી તોપણ પૌષ્ટિક ખોરાકની સાથે તે દરદીને સતેજ રાખે છે અને તેથી પૌષ્ટિક ઉપચારની અસર વધારે જલદીથી થાયછે.

દ્રાક્ષ, પીતપાપડો, અને આમળાનું હીમ પીવાથી દાહ શાન્ત થાયછે.

દ્રાક્ષ, આમળાં, ખજુર, પીપર અને મરી સમભાગે પાવલાભાર લઈ મધ અને ઘીની સાથે ચાટવાથી ડાલી ઉધરસ બેસે છે. દ્રાક્ષાસવ અમ્લપિત્તમાં સારો છે ને તેનો પિત્તશામક ગુણ અર્શમાં ફાયદો કરે છે. દ્રાક્ષ અને ધાણા આધાશીશીમાં પીવાય છે.

માત્રાઃ—દ્રાક્ષાસવ ૨ થી ૫ તોલા.

## ધતુરો.

વર્ણનઃ—ધતુરો ત્રણ જાતનો થાય છે, ધોળો, પીળો ને કાળો અને તે ત્રણેનાં જૂદા જૂદા રંગના ફુલ થાય છે. ધોળા તથા પીળા ધતુરાના પાન તથા ડાળીઓ લીલી અને એક બીજાને મળતી હોય છે, અને તેના ફુલમાંજ ફક્ત ફેર હોય છે. કાળા ધતુરાના પાનમાં કાળી ઝાંઈ હોય છે, તેમજ તેનાં ફુલ તથા ડાળખી પણ કાળાં હોય છે. ધોળા તથા પીળા કરતાં કાળો ધતુરો વધારે ઝેરી છે. પીળા ધતુરાના ફુલમાં ત્રણ ચાર અગર સાત પડ અંદર જણાય છે અને કાળા તથા ધોળાના ફુલ એક વડાંજ થાય છે. તેના ફળના ગોળ ડોડવા થાય છે અને તે ઉપર તીક્ષ્ણ ને ટુંકા કાંટા હોય છે. ઔષધમાં તેના પાન, મૂળ, ડાંડલાં, તથા બીજ વપરાય છે. ધતુરાના બીજને ચાર પ્રહર ગૌમૂત્રમાં રાખી મૂકવાથી તેની શુદ્ધિ થાય છે. તે પછી તેની ઉપલી ફોતરી કાઢી નાખી ઔષધમાં વપરાય છે.

બનાવટઃ—૧ સ્વલ્પજ્વરાંકુશ ૨ કનક સુંદર રસ ૩ ઉન્માદ ગજકેશરી રસ ૪ વિલાસીની વલ્લભ.

૧ સ્વલ્પ જ્વરાંકુશ=શુદ્ધ પારદ, શુદ્ધ વચ્છનાગ, શુદ્ધ ગંધક, સુંઠ, મરી, પીપર એ બધું એકએક ભાગ અને ધતુરાનાં બીજ બે ભાગ; એ બધાંને ભેગાં કરી લીંબુના રસમાં ખલ કરી તેની બબે રતીની ગોળી કરવી.

૨ કનક સુંદરરસ=મરી, શુદ્ધ હીંગળો, શુદ્ધ ગંધક, ટંકણ, શુદ્ધ વચ્છ-

નાગ, કાળીજીરી તથા ધતુરાના બીજ એ સર્વે ચીજો સમભાગે લઈ તેમને ભાંગના રસમાં બે પ્રહર સુધી ખલ કરવી.

૩ ઉન્માદ ગજકેશરી રસ=શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક અને શુદ્ધ મનઃશીલ એકેક ભાગ અને તે સઘળાની બરાબર ધતુરાના બી લઇ તેમને મેળવી સાત સાત વજના અને રાસ્નાના કાઢાની ભાવના દેવી; જે તૈયાર થાય તે ઉન્માદ ગજકેશરી રસ.

૪ વિલાસિની વલ્લભ=શોધેલા ધતુરાના બીજ બે ભાગ, શોધેલો પારો અને શોધેલો ગંધક એ બન્ને એકેક ભાગ એ ત્રણેને ખરલમાં નાખી ખલ કરી વાલ વાલની ગોળી કરવી.

ગુણઃ—સ્નાયુ શૈથીલ્ય કૃત્ અને પીડા શામક.

ઉપયોગઃ—ધતુરો ખાવાની દવા કરતાં ધૂમ્રપાનની દવા તરીકે વધારે પ્રસિદ્ધ છે. ધૂમ્રપાનથી તેની અસર જલદી જણાય છે. ખાંસી અને દમની અંદર ધતુરો સૌથી વધારે ઉપયોગી દવા છે. ઉધરસ ઉપર ખાવાની ગોળીઓને ધતુરાના રસની ભાવના દેવામાં આવે છે, અને ત્યારે તેની અસર શ્વાસ નળીકાના શ્લેષ્મ પીંડને બેભાન કરી પીડા ઓછી જણાવા દેવાની છે તો પણ તેના કરતાં તેની બીડી કરીને પીવી એ વધારે સારી છે. ગમે તેવો સખ્ત દમ ચડ્યો હોયતો તે ધતુરાના પાનની અગર ડાંડલાની બીડી કરી પીવાથી એકદમ બેસી જાય છે. દમને માટે ધતુરાની બીડી એક ખાસ ઉપાય છે એટલુંજ નહિ પણ તેની બરાબર બીજો એક ઉપાય છે નહિ. ઘણે ખરે ઠેકાણે તે ફાયદો કરે છે. કોઈ દરદીની ખાસ જૂદી પ્રકૃતિ હોય ને તેથી તે ફાયદો ન કરેતો તે જૂદી વાત છે. તે ઘણી ઝેરી દવા હોવાને લીધે વાપરતાં ઘણોજ વિચાર રાખવો જોઇએ. શરૂઆતમાં સૌથી ઓછી માત્રા આપવી અને જ્યારે બે ચાર વખત ધતુરો આપવાથી વૈદ્યને ખાત્રી થાય કે દરદીથી ધતુરો સહન થશે ત્યારેજ તેની મોટી માત્રા આપવી. ધતુરાના અર્ધ સૂકા પાનનો ભૂકો બે વાલ લઈ તેની કાગળમાં બીડી કરવી અને તે એક બીડી પીવી. આથી ઘણું કરીને તરતજ દમ બેસીજાય છે. કદાપિ એક બીડીથી પા કલાક સુધી દમ ન બેસે-તો પા કલાક પછી તેજ માત્રાની બીજી બીડી પીવી એમ ઘણામાં ઘણી ત્રણ સુધી બીડી પાવી. ત્રણથી બીલકુલ વધવું નહિ અને જો ત્રણ બીડી પીધાં છતાં અસર ન થાય તો પછી સમજવું કે હવે ધતુરો

ફાયદો નહિ કરે. ધતુરો માફક આવશે કે નહીં તે બાબત બીજી બીડી પાંતાંજ વિચાર કરવો. જેને માફક નથી આવતી તેને તેથી ભયંકર ચિન્હ થાયછે. તેથી માથામાં ચકર આવે છે, ગળું બળ્યા કરેછે, અને મોઢામાં શોષ પડેછે, તથા આંખની કીકી પહોળી થઇ જાય છે. આમ થાયતો પછી ધતુરાની બીજી કે ત્રીજી બીડી પાવી નહિ. જે દરદીને ધતુરાના પાનની બીડી માફક આવે છે તેમને વારંવાર તે બીડી પીવાની ટેવ પડી જાય છે, ને પછીથી તે થોડી અસર કરે છે. વધારે સરસ અસર થવા સારૂ પાનને બદલે તેનાં બીજ વાપરવાં વધારે માફક આવે છે. પાનના કરતાં બીની અસર ઘણી વધારે છે. જેમ દરદ તાજું ઉપડેલું હોય તેમ ધતુરાની અસર વધારે જણાય છે. બે ચાર કલાક દમ ઉપડ્યાં થયા પછી જો તેની બીડી પીવામાં આવે તો તેટલી અને તરત અસર થતી નથી; માટે દમ ઉપડે કે તરતજ ધતુરાની બીડી શરૂ કરવી. સાધારણ રીતે દમ રાત્રીના પાછલા પહોરમાં ઉપડે છે માટે દમવાળા દરદીએ આવી બીડી પોતાની પાસે રાખવી અને દમ ઉપડે કે તરત એક બે બીડી પી જવી. કેટલીક વખતે દમવાળા દરદીને દમ ઉપડશે એવી આગળથી ખબર પડી જાયછે. રાત્રે જો વધારે ખોરાક લેવાણો હોય અને તેને ઝોલા બહુજ આવ્યા કરતા હોય ત્યારે દમીયલને શક રહે છે કે પાછલી રાત્રે તેને દમ ઉપડશે. જો આવો શક પડેતો તેમણે આગલી રાત્રેજ એક બીડી પીવી. ધતુરાના પાન અર્ધા સૂકાએલની બીડી કરવી, પણ જો અરધા સૂકાએલ પાનની બીડી તૈયાર ન હોય તો પછી સૂકેલા પાનની પણ બીડી પીવી યોગ્ય છે. તે શિવાય બીજી કફ શામક દવાઓને ધતુરાના પાનના રસની ભાવના દેવામાં આવેછે. આ શિવાય ધતુરાની ડાંડલીઉં લઇ તેના સુડીવડે બારીક કટકા કરી, તડકે સુકી અધકચરા ખાંડતાં હેઠે જે લોટ જેવો ભૂકો પડે તે ફેંકી દેવો ને બાકીની ડાંડલીની કટકીઉંની અમદાવાદી જાડા કાગળમાં બીડી કરવી અને આ બીડીના બે ત્રણ દમ લેવા. એક બીડી બે ચાર દીવસ સુધી ચાલેછે. બીડીનો દમ લેવાથી એકદમ કફ છુટેછે ને છાતી હલકી પડી જાય છે. ધતુરાની ગમે તે રીતની બીડી કરી તેના બેત્રણ દમ લેવાય કે તરતજ દમ હલકો પડે છે ને ચીકણો કફ બડખા રૂપે બહાર પડેછે. આ ફાયદો ફકત બે મીનીટમાં જણાઇ રહે છે.

જીર્ણ ઉધરસની અંદર તેનો રસ આપવાથી ફાયદો થાય છે.

તેમજ કેટલાક છાતીના વ્યાધિમાં જ્યારે દરદીને હાંફ ઉપડે છે ત્યારે ધતુરાવાળી દવા ખાવાથી આરામ જણાય છે. જૂદી જૂદી જાતની હેડકીમાં પણ ધતુરાનું ધૂમ્રપાન કરવું યોગ્ય છે. અને તે લેવાની રીત પણ દમના પ્રમાણેજ છે.

જ્વરની અંદર ધતુરો વધારે ઉપયોગી છે અને તેમાં મુખ્યત્વે કરીને વિષમ જ્વરમાં તેનો ખાસ ફાયદો છે. જ્વરાંકુશ નામની બનાવટ ઘણા સખ્ત કફ જ્વર ઉપર ફાયદો કરે છે. તે શિવાય કેટલાંક દેશી ઔષધો જે જ્વર ઉપર ઘણાં સારાં ગણાય છે તેમાં ધતુરો આવે છે. ધતુરાના રસના પાંચ ટીપાં મરીના ભુકામાં નાખી તે ભૂકાનો ફાકડો મારી જવાથી ટાઢીઓ તાવ અટકે છે. જ્વરને માટે બીજી ઘણી સારી દવાઓ હોવાથી ધતુરો ઘણું કરી વૈદ્યો વાપરતા નથી પણ કોઈ સારી બનાવટથી ફાયદો ન જણાય તો તે વાપરતાં ડર રાખવો નહિ.

ઉન્માદ રોગમાં શ્વેત ધતુરાનું મૂળીઉં દૂધમાં ઉકાળી તેમાં ઘી નાખી પીવાથી ફાયદો થાય છે. ઉન્માદ ગજકેશરી રસ નામની બનાવટ પણ પેલછાની અંદર ફાયદાકારક છે. ઉન્માદની અંદર આપણાથી જેમ બને તેમ દરદીને ઘેનમાં લાવવો એવી ઈચ્છા હોય છે, પણ અફીણની માફક તે ઘેન લાવવાને માટે ખાત્રી પૂર્વક દવા નથી. આધાશીશી, માથાનો દુખાવો વિગેરે તેથી શાન્ત થાય છે. તેનો ફાયદો ફકત મગજને શાન્તિ કરવામાં રહેલો છે. શૂળ ઉપર ધતુરો બહુ વપરાય છે. પાર્શ્વશળ, કટીશૂળ તેમજ બીજા સાંધાના દુખાવામાં પણ ધતુરો આપવો યોગ્ય છે. જ્યારે વા એકથી બીજે ઠેકાણે ફર્યા કરતો હોય છે ત્યારે ધતુરો બહુ માફક આવે છે. જે જગ્યાએ પીડા થતી હોય તે જગ્યાએ ધતુરાવાળો લેપ કરાય છે, તેમજ ધતુરો પેટમાં ખાવાને પણ અપાય છે. હાડકાના દુખાવા ઉપર, દુઃખદાયક ગ્રંથી ઉપર તેમજ બીજી કોઈ પણ જાતના અચોકસ દુખાવા ઉપર ધતુરાનો લેપ વપરાય છે. સ્તન પાક ઉપર ધતુરાના ડોડવાનો તથા હળદરનો લેપ કરવામાં આવે છે. ધતુરાના પાંદડાંને તેલમાં કકડાવી તે તેલ માથામાં લગાડવાથી જુંનો નાશ થાય છે.

ત્વક્દોષની અંદર ધતુરો ઘણો સારો ફાયદો કરેછે. જે ત્વક્દોષની અંદર બારીક કીડ ઉત્પન્ન થાયછે તે કીડનો ધતુરો નાશ કરેછે. ખસ

અને વિચર્ચિકાના દરદમાં ધતુરો વપરાય છે. ધતુરાના ડોડવા લઈ તેમાં ચાર ચીરા પાડી તેમાં મોરથુથુ, ગંધક અને હીરા દખણ ભરી બંધ કરવા. બાદ તે ઉપર કપડું લગાડી માથે છાણુ વીંટી તે ગોળા દેવતામાં ઓઠલવો. પાછળથી તેને કાઢી લઇ તે ડોડવો આખો ને આખો તેલની અંદર ધુંટી નાખવો. આ તેલ ખાજી ઉપર લગાડવાથી ખાજી જલદી મટેછે. વિચર્ચિકા ઉપર ધતુરાના બીજને મીઠાં તેલ સાથે ખારા પાણીની અંદર ઉકાળી રીતસર તેલ સિદ્ધ કરી લગાડવામાં આવેછે. વાળા ઉપર ધતુરાની થેપલી મૂકાય છે તથા તેનું પાન તેલવાળું કરી વાળના મોઢાપર બાંધવામાં આવેછે અને તેથી વાળો સેહેલાઇથી નીકળી આવે છે એમ કેટલાક લોકોનું માનવું છે. વાળાના ઘણાક દરદી આવી રીતે ધતુરાના પાનની લુગ્દી અને પાન મૂકે છે અને કેટલેક ઠેકાણે વાળો નીકળી પણ આવેછે પણ તે વાળો ધતુરાની અસરથી નીકળે છે કે પોતાની મેળે તે કાંઈ નકી કહી શકાતું નથી. ધતુરાનાં બીજ વાટી તેની ગોળી કરી દાંતના કોતરમાં મૂકવાથી દાંતની સખ્ત પીડા બેસી જાયછે. ધતુરામાં એક જાતનો કેફ રહેલો છે ને તેથી કામી પુરૂષો નીશ્શો થવાને માટે તેનું સેવન કરેછે. કટલીક વખતે સારી પેઠે નીશ્શો થાય તેટલા માટે ભાંગની કોઇ પણ જાતની બનાવટમાં ધતુરાનાં બીજ નાખવામાં આવે છે. તેમનું માનવું એમ છે કે તેથી નીશ્શો રહેછે અને પુરૂષ જલદીથી સ્ખલિત થતો અટકે છે. દેશી વૈદ્યો વાજીકર બનાવટની અંદર ધતુર નાખે છે. વિલાસિનીવલ્લભ નામની બનાવટની એક ગોળી સાંજરે સાકર સાથે ખાવાથી પુરૂષને વીર્યપાત મોડું થાયછે. અને તેની સુરત શક્તિ વધેછે.

**ધતુરાની ઝેરી અસરઃ**—ધતુરાની ઝેરી અસર થવાને માટે મુખ્યત્વે કરીને તેના બીજ વપરાય છે અને તેટલા માટે ધતુરાના બીજ વાપરતાં ઘણો વિચાર રાખવામાં આવે છે. ધતુરાના આશરે પાંચ બી ખાવાથી તેની ઝેરી અસર જણાઈ રહે છે. ધતુરો ખાનાર દરદીને ગળામાં શોષ પડે છે અને ગળું બળ્યા કરે છે. તેના માથામાં ચકરી આવે છે, તેને કોઈ જાતની શુદ્ધિ હોતી નથી, ગાંડા માણસની માફક ઉંચું અને આડું અવળું જોયા કરે છે, અને ગમે તેવી સંબંધ વગરની બબડ કર્યા કરે છે. તે ઉઠી ઉઠીને દોડવા માંડે છે પણ ઉઠીને ચાલવાની ખબર રહેતી નથી તેમજ તે અક્કડ બેસી શકતો નથી. તે ચિત્ર વિચિત્ર પદાર્થો હવામાં દેખે છે

અને તેને પકડવાને જાય છે. કેટલીક વખતે તે ખડખડ હસ્યા કરે છે તેની આંખ લાલચોળ થઈ જાય છે, કીકી પહોળી થાય છે, અને તે પોતાના કપડાંને અને બીજી જે કાંઈ ચીજ હડફેટમાં આવે તેને બાઝે છે. આ પ્રસંગે તે ખરેખરો બેશુદ્ધ થયેલો હોય છે અને તેને કોઈ જાતની ખબર હોતી નથી. જો ધતુરાનાં બીજ વધારે ખવાએલાં હોય અને તેનું મૃત્યું થવાનું હોય તો તેની નાડી ક્ષીણ થઈ જાય છે શરીરે પસીનો આવે છે અને શરીર ઠંડું થઈ જાય છે. જો બીજ થોડાં ખવાણાં હોય ને દરદી પાછો સાજો થવાનો હોય તો આવી રીતે પાંચ સાત કલાક થયાં પછી તે શુદ્ધિમાં આવતો જાય છે અને એક બે દિવસે તે સાવ સાજો થઈ જાય છે; તોપણ તેનો ઓલાડ આઠ દસ દિવસ સુધી રહે છે. વટેમાર્ગુને બેભાન કરી લૂટવા માટે ઠગ લોકો ધતુરાના બીજવાળી મીઠાઈ સાથે રાખે છે અને જ્યારે તેઓ મીઠાઈ ખાધાથી બેભાન થાય છે ત્યારે તેમને લુંટી ચાલતા થાય છે.

ઉપાયઃ—દરદીને એકદમ ઉલટી કરાવવી તેમજ રેચ આપવો. ઉષ્ણ વીર્ય દવાઓ પાવી. મોઢે ઠંડું પાણી છાંટવું. ચાંગેરીનો સ્વરસ પણ તેનો કેફ ઉતારવા માટે પવાય છે.

માત્રાઃ—સ્વલ્પ જ્વરાંકુશ એકથી બે રતીભાર, ઉન્માદ ગજકેશરી રસ ૧ થી ૨ બે રતી. વિલાસીની વલ્લભ ૦ાા થી ૧ વાલ. ધતુરાના પાન પેટમાં ખાવા માટે એક રતીભાર. ધૂમ્રપાનને માટે ૨ થી ૪ વાલ; તેના બીજ ૦। થી ૧ રતીભાર.

## ધમાસો.

વર્ણનઃ—ધમાસો આ દેશમાં આડે વગડે મળી આવે છે અને તે ખેતરમાં ઘણો હોય છે ને ખરે ઉનાળે તે લીલો હોય છે. તેમાં ઝીણી ડાળીઓ હોય છે અને તેનો આખો છોડ કાંટાથી ભરપૂર થાય છે.

બનાવટઃ—ધમાસાનું હીમ.

૧ ધમાસાનું હીમ=ધમાસાને અધકચર્યો ખાંડી તેમાં તેથી ૧૬ ગણું પાણી નાખી ૧૨ કલાક પછી તે ઉપયોગમાં લેવું.

ગુણઃ—શીતળ.

ઉપયોગઃ—ધમાસાને ખાંડી તેનો ડુચો કરી તેને પોટલીમાં બાંધી તે પોટલી પાણીમાં ઉકાળી તે પાણીએ નહાવાથી શરીરની ચેળ કમતી થાય છે તથા ખસ, લુખસ, દાદર તેમજ વિચર્ચિકામાં ફાયદો થાય છે.

ધમાસાના પાણીવડે નહાવાથી શરીરને વધારે ઠંડક થાય છે. ધમાસાનો રસ તથા શેરડીનો રસ સાથે ઉકાળતાં તે ઘટ થાય ત્યારે તેનો લોંદો લઈ લેવો ને તે ગોળ થોડો થોડો વખતો વખત મોઢામાં રાખવાથી મોઢાની અંદરના ફોડલા ચાંદાં વિગેરે સાફ થાય છે. તેનો રસ જખમ ઉપર લગાડવાથી તેમાં પરૂ થતું અટકે છે તેમજ કુષ્ટના વૃણ, ક્ષત તેમજ ચાંદાં ધોવાને માટે તેનો ઉકાળો કામ લાગે છે. તેનું હીમ પીવાથી પિત્તજ્વરની તૃષા શાન્ત થાય છે તથા ઉલટી બેસે છે. થોડી થોડી ઉધરસ પણ તેથી બેશી જાય છે અને પેશાબ સાફ ઉતરે છે. પિત્તશામક તથા મૂત્રલ એવા થોડા થોડા ગુણ હોવાથી સાધારણ રીતે તે જ્વરમાં વપરાય છે અને ઉલકા તથા ઉનીઆ તાવને તે બેસાડે છે. તે બહુ શાન્ત દવા છે.

**માત્રાઃ—**હીમ ૫ થી ૧૦ તોલા.

## ધાણા.

**વર્ણનઃ—**ધાણા આપણા દેશમાં મસાલાની ઘણી સાધારણ ચીજ છે. લીલાધાણાના છોડને કોથમરી કહે છે અને તેની ચટણી બનાવવામાં આવે છે તેમજ કડી તથા દાળમાં પણ તે પડે છે. ઔષધમાં ધાણાના દાણા એમને એમ પડે છે. તે શિવાય તે મુખવાસમાં પણ આવે છે.

**બનાવટઃ—**૧ ધાણા મુખવાસ ૨ ધન્યાપંચક.

૧ ધાણા મુખવાસ=ધાણાને પાણીની અંદર બાર કલાક સુધી પલાળી રાખવા. બાદ તેને પાણીમાંથી કાઢી થોડો તડકો દેવો. પલાળવાથી ધાણા જરા ફુલે છે. પછી તેને ખાંડણીમાં ખાંડી ઉપરની તમામ છોતરી કાઢી નાખવી. ધાણા ઓછામાં ઓછા બાર કલાક પલાળવા. થોડીવાર પલાળવાથી ખાંડતાં તેની કણકી થઈ જાય છે, માટે પૂરે પૂરા બાર કલાક પલાળવામાં ખામી રાખવી નહિ. આથી તેની અંદરનાં મીંજ આએ આખાં ચકચકીત નીકળે છે. પછી તે મીંજને સિંધાલૂણના પાણીનો પૂટ દઇ તે બીજને લીંબુના રસમાં સારી પેઠે મસળવાં. આથી મીંજને મસાલો બરાબર લાગી જશે. જે મસાલો લગાડવો તે નીચે પ્રમાણેઃ—પીંપર, ધોળાં મરી ને શેકેલી હીંગ ત્રણે સમભાગે લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. બાદ તેને અને ધાણાને રંગ ચડે એટલી હળદર નાખવી. આ મસાલો લીંબુના પાણીમાં અને ધાણામાં ખૂબ ચોળી બાર કલાક સુધી રાખી મૂકી પછીથી ઠીકરાના કોરા ઠામમાં તે ધાણા શેકી

લેવા. જ્યારે સારી પેઠે આકરા થાય ત્યારે ઉતારી લઈ ઠર્યા બાદ એક શીશીમાં ભરી રાખવા. છૂટ રાખવાથી તે હવાઈ જાય છે અને ચવડા થઈ જાય છે. શેકતી વખતે હલાવવામાં જો ધ્યાન ન રહેતો તે બળી જાય છે, માટે શેકતી વખતે હલાવતાં આંચ આવી નહીં.

૨ ધન્યાપંચક=ધાણા, વાળો, કુણાં બીલાં, નાગરમોથ અને સુંઠ એ પાંચે ચીજ ભેગી કરી તેમાંથી બે તોલા લઈ ૩૨ તોલા પાણીમાં ઉકાળવું. આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું.

ગુણઃ—પિત્તશામક અને દીપન.

ઉપયોગઃ—ધાણા જઠરાગ્નિને પ્રદિપ્ત કરેછે ને અનાજનું પાચન કરેછે. યોગ્ય દવાની સાથે પિત્તજ્વરને શમવવામાં તથા તેથી થતી ઉલટી, તૃષા અનેદાહ ઉપર તે કામ લાગે છે. પિત્તજ્વરની અંદર ધાણાની સાથે કટુ તેમજ બીજા શીતળ પદાર્થો મેળવવામાં આવે છે. શેકેલા ધાણા મુખ શુદ્ધિને માટે જમ્યા પછી પાન સોપારી સાથે ખવાય છે. પેટમાં બરગ થતી હોય અગર બળતરા ઉઠતી હોયતો ધાણા સાકર સાથે અપાય છે. આધાશીશી તથા તડકાને લીધે સેજ માથું ચડતું હોયતો ધાણા અને દ્રાક્ષનું પાણી પીવાથી ફાયદો થાય છે. ધાણાને સાકરના પાણીમાં રાતવાશી પલાળી રાખી સવારે પીવાથી હાથ પગનો દાહ શાન્ત થાય છે. જે જે દરદોમાં પિત્તનો પ્રકોપ હોય તે તે દરદોની અંદર ધાણાની યોજના કરવામાં આવે છે.

માત્રાઃ—શેકેલા ધાણા મરજી મુજબ, ધન્યાપંચક ૪ થી ૮ તોલા.

## ધાવડીનાં ફુલ.

વર્ણનઃ—ઔષધમાં ધાવડીનાં ફુલ વપરાય છે. તેના ઝાડને તામ્ર પુષ્પી અથવા ગુચ્છ પુષ્પી કહે છે, કારણ કે તેના પુષ્પ લાલ હોય છે અને તેની અંદર પાંદડામાં ઘણા ગુચ્છા હોય છે. તેના પાન લાંબા અને બન્ને છેડે સાંકડાં હોય છે. તેની હેઠલી સપાટી સફેદ રંગની હોય છે અને તેની અંદર કાળાં ટપકાં હોય છે.

બનાવટઃ—ધાતક્યાદિ ક્વાથ=(ધાવડીનો કાઢો)

ધાતક્યાદિ કાઢા=ધાવડીનાં ફુલ, કુણાં બીલાં, લોદર, વાળો અને ગજપીપર તેનો રીતસર ક્વાથ કરવો.

ગુણઃ—સ્તંભન.

ઉપયોગઃ—ધાવડીનાં ફૂલ અતિસાર, રક્તાતિસાર, સંગ્રહણી વિગેરેમાં અપાય છે. દેશી દવાઓમાં અતિસાર ઉપરના કેટલાએક ક્વાથમાં તેનો ઉપયોગ થાયછે. વૃદ્ધ ગંગાધર ચૂર્ણ જે અતિસાર, રક્તાતિસાર તેમજ કોઈ પણ ભાગમાંથી લોહી પડવા ઉપર ઘણું સરસ છે તેમાં ધાવડીનાં ફુલ આવેછે. અત્યાર્તવ, બહુ મૂત્રતા, રક્તમૂત્રતા તેમજ રક્તપિત્તની અંદર ધાવડીનાં ફૂલ આપવાનો રીવાજ છે. રક્તાતિસારની અંદર દહીંની સાથે અને અત્યાર્તવમાં મધની સાથે તે લેવાય છે. ધાવડીનો કાઢો બાળકોને અતિસારની અંદર મધની સાથે અપાય છે. એ પાંચે ચીજોના કાઢાને બદલે ચૂર્ણ કરી મધમાં ચાટવાથી પણ તેજ પ્રમાણે અસર થાયછે. તેનો સ્તંભન ગુણ ઘણોજ ઉત્તમ છે. તેથી ઉલટી અને ઓકારી બેશી જાયછે. આપણા દેશમાં બૈરાંઓ સાધારણ રીતે બચ્ચાંને ઝાડામાં ધાવડીનાં ફૂલ પાયછે.

માત્રાઃ—ધાવડીનાં ફૂલ ૰। થી ૰॥ તોલો, ધાતક્યાદિ કાઢા ૪ થી ૮ તોલા, બાળકોને માટે ૰॥ થી ૧ તોલો.

## નગોડ.

વર્ણનઃ—નગોડનું ઝાડ આપણે અહી બધે ઠેકાણે થાયછે અને તેમાં ત્રણ ત્રણ અને પાંચ પાંચ પાનની પાંખડી થાયછે. દરીઆ કિનારે જે નગોડ ઉગે છે તેમાં ત્રણ પાંદડાં હોયછે ને જમીન ઉપર ઉગેછે તેને પાંચ પાંદડાં હોય છે. નગોડના બીજને રેણુક બીજ કહેછે. તેનાં ફૂલ વાદળીઆ રંગના થાયછે અને ફળ કાળાં વટાણા જેવડાં થાયછે. તેના પાન લાંબાં સાંકડાં ને અણીઆળાં થાયછે. તેની હેઠલી સપાટી સફેદ તથા ઉપલી સપાટી ઘાટી લીલી હોયછે. કેટલાક લોકો ભૂલથી મેંદીના બીજને રેણુકબીજ કહેછે.

ગુણઃ—વાતહર.

ઉપયોગઃ—નગોડ વાતહર હોવાને લીધે કેટલાક વાતવ્યાધિમાં વપરાય છે તેમજ વાયુને લીધે થતા સોજા તેમજ ઢેક ઉપર તે ચોપડાય છે. નગોડનાં પાન બાફી બાંધવાથી ગળગંડ અપચી વિગેરે બીજી ગાંઠો પોચી પડેછે. કેટલીક વખતે નગોડનાં પાન વાટીને પણ ચોપડાય છે. નગોડનાં બીજ અને પીપર એ ઔષધના કાઢાની અંદર શેકેલી હીંગ પીવાથી હેડકી બેસી જાયછે. સોજો તથા ગાંઠી ગમે તે ઠેકાણે હોય તે પર નગો-

ડનાં પાન બાફીને બાંધવા એ ઉત્તમ ઉપાય છે. નગોડના પાનના રસ ને કાળાં મરી સાથે મેળવી બે તોલા રસ ગોમૂત્ર સાથે પીવાય છે. તેનાં પાંદડાંમાં સુગંધી રહેલી છે, અને તે પૌષ્ટિક, કૃમિઘ્નતરીકે વપરાય છે. નગોડના પાનનો રસ કૃમિના નાશને માટે તથા ક્ષત રૂઝવવાને માટે ઘણો સારો છે. તેના પાનની લુબ્દીથી સિદ્ધ કરેલ તેલ દુષ્ટ વ્રણ, નાસુર અને ભગંદર ઉપર ચોપડાય છે.

## નસોત્તર.

વર્ણન:—ઔષધમાં તેનાં મૂળ વપરાય છે. તે બે જાતની થાયછે. ધોળી અને કાળી. કાળી ઝેરી ચીજ છે અને તેથી ઘણોજ સખ્ત રેચ લાગેછે. તે બીલકુલ વપરાતી નથી. ધોળી આપણા દેશમાં બધે વપરાય છે. કાળી નસોત્તરનો રેચ વાળવો બહુ મુશ્કેલ છે અને તે લેવાથી અત્યંત ક્ષીણતા થાયછે અને માથામાં ફેર આવેછે. નસોત્તરના કટકા આવેછે અને તે મૂળ તથા થડમાંથી કાપેલા હોયછે. તેનો બહારનો દેખાવ કડચલીવાળો અને ભુંખરા રંગનો થાયછે. તેના અંદરના ભાગમાંથી રાળ જેવો પદાર્થ ઝરે છે. કાળી નસોત્તર દેખાવમાં વધારે કાળી, પાતળી અને નાની હોયછે.

બનાવટ:—૧ નારાચ ચૂર્ણ ૨ પંચસમ ચૂર્ણ ૩ ત્રિવૃતાદિ ચૂર્ણ.

૧ નારાચ ચૂર્ણ=નસોત્તરનું મૂળ ૨ તોલા, લીંડી પીપર ૨ તોલા, અને સાકર ૮ તોલા. એ ત્રણેનું ભેગું ચૂર્ણ કરવું.

૨ પંચસમ ચૂર્ણ=સુંઠ, હીમજ, પીંપર, નશોત્તર અને સંચળ એ પાંચે ચીજ સમભાગે લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

૩ ત્રિવૃતાદિ ચૂર્ણ=નશોત્તર પાંચ ભાગ, સુંઠ એક ભાગ, અને સંચળ નવ ભાગ. તેનું ચૂર્ણ કરવું.

ગુણ:—રેચક.

ઉપયોગ:—નશોત્તર રેચક તરીકે બહુ વપરાય છે. આ દેશની સાધારણ રેચની ફાકીમાં સંચળ, સુંઠ અને નશોત્તર આવે છે અને તેટલા માટે ત્રિવૃતાદિ ચૂર્ણનો સવારમાં ઉના પાણીથી ફાકડો મારવો યોગ્ય છે. તેથી પાંચ અગર સાત દસ્ત આવે છે તેમજ તેથી એક બે ઉલટી પણ થાય છે. આથી પિત્ત નીકળી જાય છે અને પેટની અંદર અજીર્ણનો બગાડ હોય તે દૂર થાય છે. યકૃતોદર, પ્લીહોદર, અને જળોદરની

અંદર નસોત્તર ઉપયોગી છે. તેથી મળાવરોધ દૂર થાય છે અને મળાવરોધથી જે બીજી વિકૃતિ થવી જોઇએ તે અટકે છે, તથા માથાનો દુખાવો હલકો પડે છે. તેથી લૂખસ વિગેરે બંધ પડે છે. વાતવ્યાધિમાં શરીરનું શોધન કરવાને માટે નશોત્તરનો રેચ અપાય છે. સંધિવા, ગૃધ્રસી, કટીગ્રહ તેમજ બીજા જીર્ણ વાત વ્યાધિમાં તેનો રેચ અપાય છે. તેથી હમેશાં રેહેતી ઝીણી ચુંકની અંદર તે ફાયદો કરે છે. તેના ફુલને વાટી કપાળ ઉપર ચોપડવાથી આધાશીશી હલકી પડે છે. નશોત્તરનો રેચ ત્રિવૃતાદિ ચૂર્ણ અથવા નારાચ ચૂર્ણથી અપાય છે અને તેથી સપ્ત બંધ કુષ્ટ, અજીર્ણ, આફરો વિગેરે હલકાં પડે છે. નશોત્તરનો રેચ ઉના પાણીમાં લેવાથી બહુ લાગે છે. ભસ્મક રોગની અંદર પણ પિત્તનો પ્રકોપ ઘણો થએલો હોય છે. ભેંસના દૂધમાં નસોત્તર નાખી ખૂબ ઉકાળી તે દૂધ ભસ્મક રોગીને પાવું; તેથી તેને દસ્ત લાગે છે, પિત્તનું શમન થાય છે અને દરદીની બહુ ક્ષુધા બંધ પડે છે. નશોત્તરનો રેચ સોજા ઉપર લેવાય છે તેમજ તે પેટની અંદરના કૃમિને દૂર કરે છે.

**માત્રાઃ**—નારાચ ચૂર્ણ, ત્રિવૃતાદિ ચૂર્ણ અને પંચસમ ચૂર્ણ ૦। થી ૦॥ તોલો.

## નાક છીંકણી.

**વર્ણનઃ**—નાક છીંકણીનો છોડ શીઆળો ઉતરતાં મળી આવે છે અને તે આઠ અગર દશથી વધારે ઈંચ જગ્યા ન રોકે તેવી રીતે જમીન ઉપર પથરાએલો હોય છે. તેનું મૂળીઉં પાતળું અને નાનું હોય છે તથા તેની ડાળીઓ ભોંય ઉપર ઘણી પથરાએલી હોય છે. તેની બધી ડાળીઓ ઉપર થોડી થોડી સુંવાળી રૂંવાટી હોય છે. તેના બારીક દાણા તથા આખો છોડ દવા તરીકે વપરાય છે.

**બનાવટઃ**—નાક છીંકણી.

૧ નાક છીંકણી અને અરીઠાની છાલ બબે ભાગ, નવસાર, તમાકુ, સફેદ મરી, કડવી ઘીસોડી અને કળીચૂનો એકેક ભાગ એ પ્રમાણે મળવી તેનું ચૂર્ણ કરવું.

**ગુણઃ**—૧ છીંકું લાવનાર.

**ઉપયોગઃ**—પીનસ, માથું દુખવું, તથા માથામાં શરદી લાગી હોય ત્યારે નાક છીંકણી વપરાય છે. તે ફક્ત સુંઘવાનાજ કામમાં આવે છે અને તે સુંઘવાથી એકદમ છીંકો આવે છે. તેનું ચૂર્ણ દરદીના નાકમાં

ફૂંકવાથી અગર સુંઘાડવાથી દરદી જાગૃત થાય છે. નાક છીંકણીનું નસ્ય કરવાથી અપસ્મારની બેશુદ્ધિ ઉડે છે તેમજ બીજી કેટલી એક ઉગ્ર ચીજોની સાથે જાગૃતિનું અંજન કરવામાં તે આવે છે. ઉપલું ચૂર્ણ માથું દુખવામાં, આધાશીશીમાં, તથા ચકરીમાં સુંઘવા અપાય છે.

## નાગકેશર.

વર્ણન:—નાગકેશરના દાણા અહીં આવે છે. તે ચણક બાબથી મોટા થાય છે અને તેના દેખાવ ઉપરથી તે સુકાઈ ગએલ ફૂલની કળીઉં હોય એમ લાગે છે. તેમાં એક સારી ખુશબો રહેલી છે.

બનાવટ:—નાગકેશરનું ચાટણ.

૧ નાગકેશરનું ચાટણ=નાગકેશર, સાકર અને માખણ એ ત્રણેને સાથે મેળવી ચાટી જવાં.

ગુણ:—શીતળ, ગ્રાહી અને દીપન.

ઉપયોગ:—ઉલટી તથા રક્તાતિસારમાં નાગકેશર અપાય છે. તે સાકર અને માખણ સાથે ખાવાથી દુઝતા હરસનું લોહી બંધ થાય છે. હજાર પાણીએ ધોએલ ઘીની સાથે તે લગાડવાથી હાથ પગનો દાહ શાન્ત થાય છે. મગજમાં ગરમાઈ હોવાને લીધે આંખે કમતી દેખાતું હોયતો તે ઝાંખને દૂર કરે છે તેમજ સાકર અને એલચી સાથે મોઢામાં રાખવાથી બેસી ગએલો સાદ ઉઘડે છે. તેનો ગુણ શોધક અને ઠંડો છે અને તેથી તે કુષ્ટ, વાત રક્ત, વિગેરે જીર્ણ ત્વક્દોષની અંદર યોગ્ય દવાની સાથે વપરાય છે. તેના ગુણ ચણકબાબને મળતા છે. ચણક બાબ મોંઘો હોવાને લીધે તેને બદલે નાગકેશર વાપરવાથી ફાયદો પડે છેને તે પેશાબના દાહને તે શાન્ત કરે છે. તેથી તૃષા છીપે છે.તેમજ ઉલટી થતી હોય તો તે પણ બંધ પડે છે. તેનું ચૂર્ણ લેવાથી અત્યંત પસીનો આવતો અટકે છે. તેની લુગ્દી દાંતના કોતર ઉપર રાખવાથી દાંતની પીડા હલકી પડે છે.

માત્રા:—બે આનીથી પાવલાભાર, ચાટણ ૧ થી ૨ તોલા.

## નાગરમોથ.

વર્ણન:—નાગરમોથ એ ચીઆની જાતના ઝાડની પેદાશ છે અને તેના છોડ ચીઆને મળતા થાય છે. આ દેશમાં તો નાગરમોથને બદલે ચીઆનીજ ગાંઠું અપાય છે. ખરી નાગર મોથની ગાંઠું ચીઆના ક-

રતાં મોટી થાય છે અને તેની આકૃતિ વજને મળતી હોય છે. મો-ટી હોય તેને નાગરમોથ કહે છે અને નાનીને મોથ કહે છે. તેમાંથી એક સુંગંધી ખુશબો નીકળે છે અને તેથી તે જૂદી જૂદી જાતના તેલની અંદર પડે છે.

બનાવટઃ—૧ ષડંગ પાનીય.

૧ ષડંગ પાનીય=નાગરમોથ, રતાંજળી, વાળો, ખડસલીઓ પીત-પાપડો, સુંઠ અને નેત્રવાળો એ બધાંને સમભાગે મળવી તેની એક પોટલી બાંધી પાણીમાં રાખી મૂકવી અને તેમાંથી જેમ જોઇએ તેમ પાણી પીવા લેવું.

ગુણઃ—ઉષ્ણ, સ્વેદેળ અને મૂત્રલ.

ઉપયોગઃ—નાગરમોથ જ્વરમાં અપાય છે. અણઉતાર તાવમાં, સંતતજ્વર તથા બધા તાવમાં યોગ્ય દવા સાથે તે કવાથમાં અપાય છે. તેથી પસીનો છૂટે છે, તૃષા શાન્ત થાયછે, ઉલટી દબાય છે અને તાવ પોચો પડેછે. ઉધરસમાં તે આપવાથી ફાયદો થાયછે. તેનો કફઘ્ન ગુણ સારો છે અને તેથી તે કફને પોચો પાડી ઉધરસ વાટે જલદીથી બહાર કાઢેછે અને તેટલા માટે તે ખાંસી, જીર્ણ ખાંસી, ક્ષય તેમજ ફેફસાના તીક્ષ્ણ તથા જીર્ણ વરમમાં કામ લાગે છે. જ્યારે કફઘ્ન દવાની સાથે ઉષ્ણ ગુણ જોતો હોય ત્યારે નાગરમોથ વાપરવી યોગ્ય છે. તેથી દરદીના શરીરમાં તેજ આવે છે. કફ જ્વરની અંદર તે ઉપયોગી છે. તેમાં મૂત્રલ ગુણ હોવાને લીધે તે આપવાથી પેશાબનો વધારો થાય છે અને જ્વરનો લાલચોળ પેશાબ સાફ થાય છે. ઉધરસની અંદર તે ઘણી ઉપયોગી છે. તેનો સ્વરસ વૃણ ઉપર લગાડવાથી વૃણ જલદી રૂઝાય છે.

માત્રાઃ—નાગરમોથ ૦। થી ૦।। તોલો, ષડંગ પાનીય મર-જી મુજબ.

## નારીએળ.

વર્ણનઃ—નારીએળનું ઝાડ ઉંચું થાય છે અને તે ઉપર છેડે પાનનો મોટો ગુચ્છો હોય છે. તેનું ફળ આપણા દેશમાં પ્રસિદ્ધ છે. તેમાંથી ટો-પરૂં નીકળે છે જે ખાધાના તથા તેલના કામમાં આવે છે.

બનાવટઃ—નારીકેલ ખંડપાક.

૧ નારીકેલ ખંડપાક=ટોપરાનું ખમણ ૧૬ તોલા લઈ તેને ૪ તોલા ઘીમાં શેકવું પછી ૨૦ તોલા સાકરમાં ૬૪ તોલા નારીએળનું પાણી નાખી તેનો ગોળ જેવો ઘાટો પાક કરવો અને તેમાં ઉપલું ખમણ તથા ધાણા, પીંપર, નાગર મોથ, વંશલોચન, એલચી, જીરૂં, શાહજીરૂં, તજ, તમાલપત્ર અને નાગકેશર એ દરેકનું અરધો અરધો તોલો ચૂર્ણ લઈ ઠંડું થાય ત્યારે નાખી દેવું.

**ગુણ**:—શીતળ, મૂત્રલ અને પૌષ્ટિક.

**ઉપયોગ**:—નારીએળનું પાણી પીવાથી શરીરમાં ઠંડક થાય છે, તરસ છીપે છે, અને પેશાબ સાફ ઉતરે છે. પડી ગયા પછી અગર કચર થયા પછી નાળીએરનું પાણી પીવાય છે. તેથી પેશાબ પુષ્કળ છૂટે છે અને પેશાબના દાહનું શમન થાય છે. તે મૂત્ર કૃચ્છની ઉપર ઉપયોગી છે. ટોપરૂં બાળી લગાડવાથી અગ્નિ દગ્ધ વ્રણ સાફ થાય છે. તેમાંથી તેલ નીકળે છે તે વાળ ઉપર લગાડવામાં આવે છે. નારીકેલ ખંડપાક અજીર્ણની અંદર બહુ ઉપયોગી છે. તેથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે અને ક્ષુધા આપે છે. બીજા પાકની પેઠે નારીએળનો પણ પાક બનાવવામાં આવે છે અને તે લેવાથી શરીરમાં કૌવત વધે છે તથા વીર્યમાં વૃદ્ધિ થાય છે એમ લોકો માને છે. નારીએળ લઈ તેમાં ઉપરથી છિદ્ર પાડી અંદર મીઠું ભરી કપડ માટી કરી તેને અડાયાં છાણાંમાં જલાવવું. પછી તેનું ચૂર્ણ કરી પીપરની બરાબર ખવરાવવું; તેથી શૂળનો નાશ થાય છે. અમ્લ પિત્ત, અરૂચી, રક્ત પિત્ત, ક્ષય, શૂળ, ઉલટી વિગેરેમાં નારીકેલ ખંડપાક અપાય છે. તેનું તેલ લગાડવાથી વાળ મોટા થાય છે.

**માત્રા**:—નારીકેલ ખંડપાક ૨ તોલા, નારીએળનું પાણી ૦ થી ૦॥ શેર.

## નારંગી.

**વર્ણન**:—નારંગીનાં ફળ મીઠાં લીંબુથી જરા નાનાં થાય છે અને તેનો સ્વાદ મીઠાં લીંબુને મળતો છે. નારંગીના પાન સુંઘવાથી પણ નારંગીના ફળ જેવીજ ખુશબો આવે છે. તેનું ફળ સ્વાદિષ્ટ મેવા તરીકે ખવાય છે.

**ગુણ**:—દીપન, શીતળ અને પિત્તહર.

**ઉપયોગ**:—નારંગી ખાવાથી અજીર્ણમાં ફાયદો થાય છે ને અજીર્ણનાં કેટલાંક ચૂર્ણને નારંગીના રસની ભાવના દેવામાં આવે છે. નારંગીના ગુણ લીંબુને મળતા છે અને તેનીજ માફક તે અમ્લ અને

દીપન છે. વિશેષમાં એટલું યાદ રાખવાનું છે કે અમ્લ ચીજના બે વિભાગ કરવામાં આવ્યા છે. ૧ કેટલીક ચીજો અમ્લ હોવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત કરતી નથી ને કેટલીક ચીજો અમ્લ હોવા છતાં જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે. નારંગી, લીંબુ, અને બીજોરૂં એ બધી ચીજો અમ્લ દીપન છે ને લુણી, આંબલી વિગેરે ફક્ત અમ્લ છે અને તેમાં દીપન ગુણ રહેલો છે તો તે અમ્લ ગુણ આમળ દબાઈ જાય તેવો છે. અજીર્ણની અંદર તે ખવાય છે તેમજ તેના રસની અંદર અજીર્ણની ગોળીઓ વાળવામાં આવે છે. [1]સ્કર્વીના રોગમાં ખસૂસ કરી નારંગી ખાવાની ભલામણ કરવામાં આવે છે અને ઘણા દિવસ સુધી ખાવાથી દાંતમાંથી પડતું લોહી બંધ થાય છે. શરીરની ખોટી ગરમીને તે દૂર કરનાર છે અને તે પિત્તનું શમન કરે છે. હાથ પગમાં દાહ, શરીર ઉપરનાં રાતાં ચાંભાં અને વિચર્ચિકા જેવા ત્વક્‌દોષમાં તે અપાય છે. તે શીતળ છે ને તેથી પિત્તજ્વરની ઉલટી, અરૂચી, તૃષા, દાહ ભ્રમ, મોળ વિગેરેમાં નારંગી ખાવી ફાયદાકારક છે. શીતળપાન તરીકે નારંગીનું શરબત પીવાય છે. ગરમીમાં ફરવાને લીધે માથું ચડયું હોયતો નારંગી ચૂસવાથી ઉતરે છે. રક્તપિત્તની શરૂઆતમાં જો તેનું સેવન કરવામાં આવે તો તેથી રક્તપિત્ત હલકું પડે છે. ઉનાળાની ઋતુમાં શરીરને ગરમી ન જણાય માટે નારંગીનું શરબત પીવાય છે.

માત્રાઃ—એક, બે અગર ત્રણ ફળનો રસ ચૂસવો.

## નિર્મળી.

વર્ણનઃ—નિર્મળીનાં બીજ પાણી સાફ કરવા માટે કામ લાગે છે. તે ગોળ થાય છે અને તેનો આકાર બાટનના જેવો છે. તે બીલકુલ ઝેરી નથી. તેના બીજ ઉપર સુંવાળા રેશમ જેવા વાળ હોય છે. તેનું એક બી માટીના ઠામમાં ઘસી તે ઠામમાં પાણી રેડવામાં આવેતો તે પાણીમાં જે કાંઈ મેલ હોય છે તે તળે બેસેછે અને ઉપરનું પાણી ચોખ્ખું રહેછે.

ગુણઃ—ચક્ષુષ્ય, કાંતિકર, મૂત્રલ.

ઉપયોગઃ—નિર્મળીને મધ અને કપૂર સાથે ઘસી આંખ ઉપર લગાડવાથી આંખમાંથી પાણી ઝરતું બંધ થાય છે તેમજ કૃષ્ણ મંડળના

---

૧ સ્કર્વી=આ એક જાતની રક્ત વિકૃતિ છે જે તાજી અને લીલી-વનસ્પતિ એટલે શાક ભાજી ફળ, ફુલ વિગેરે નહીં ખાવાથી અગર ઓછું ખાવાથી થાય છે. આ દરદનું ગુજરાતિમાં ચોકસ નામ મળ્યું નથી.

પુષ્પની અંદર તે વપરાય છે. શંખચૂર્ણ, નિર્મળી, સિંધાલૂણ અને સમદર ફળ એ સૌને મધની અંદર કાલવી કૃષ્ણ મંડળના ફૂલાં ઉપર લગાડવામાં આવે છે. આંખમાંથી પરૂ વહેતું હોય ત્યારે તે ઉપયોગી છે. ચુના અથવા ફૂલાંની અંદર નિર્મળીનો લેપ કરવામાં આવે છે અને ક્ષતની પેઠે પુષ્પમાં પણ તેનો ઉપયોગ થાય છે. પેટ ઉપર ચોપડવાથી પેટ પોક બેસી જાય છે. તણખીઓ, પ્રમેહ અને ઉનવાની અંદર નિર્મળી દહીંની સાથે મેળવી લેવાય છે, તેમજ તે મધુ પ્રમેહની અંદર પણ અપાય છે. તેના ત્રણ ચાર બીજનો ભૂકો કરી તેમાં થોડું દહીં મેળવી તેને કપડામાં ઘાલી તે કપડું રાત્રી આખી પાણીમાં લટકતું રાખવું; આ પાણી પીવાથી પ્રમેહ ઘણી જલદીથી મટે છે. તેના બીજની મોટી માત્રા લેવાથી ઉલટી થાય છે અને તેથી છાતીમાં જ્યારે કફનો જમાવ થયો હોય ત્યારે અપાય છે. તે પાણીને શુદ્ધ કરનાર છે ને તેથી તેનો સંસ્કૃત પર્યાય **अम्बु प्रसाद** છે.

**માત્રા:**—મૂત્રલ તરીકે ૨ વાલ, વાંતિકર તરીકે ૬ વાલ.

## નેપાળો.

**વર્ણન:**—નેપાળાનું ઝાડ આ દેશમાં ઘણું સાધારણ છે. દાંતી અને નેપાળો એ બન્ને એકજ જાતના ઝાડ છે, તે બન્નેના ગુણ સરખા છે અને તે એક બીજાને બદલે વાપરી શકાય છે. ઓષધમાં તેના બીજ અને તેલ વપરાય છે. તેના બીજ લંબગોળ થાયછે અને તેની બાજુપર વાંક હોયછે. તેની ઉપલી છાલ કાળી થાય છે.

**શોધન:**—તેના બીજને બે ત્રણ વખત દૂધમાં ઉકાળી બરાબર સૂકવી ઉપલી છાલ તથા અંદરની જીભી કાઢી નાખવી અને સ્વચ્છ પાણીવડે ધોઈ કપડેથી ઘસી ખૂબ સાફ કરવાં. જો તેને શુદ્ધ કરવામાં ન આવ્યાં હોય અને જીભી કાઢવામાં ન આવી હોય તો તેથી સખ્ત જુલાબ લાગે છે અને સખ્ત વાઢ ઉપડે છે.

**બનાવટ:**—૧ નેપાળાની ગોળી ૨ મહા નારચ રસ ૩ ઇચ્છા ભેદી રસ ૪ રૂક્રેશ રસ.

૧ નેપાળાની ગોળી=શુદ્ધ નેપાળો લઈ તેની અંદર બમણો કાથો મેળવી રતી રતી ભારની ગોળી કરવી.

૨ મહાનારાચ રસ=હરડાં, ગરમાળાનો ગર, આમળાં, દાંતી મૂળ, કડુ, ત્રિધારા થોરનો રસ, નસોતર અને મોથ દરેક ચચાર તોલા લઈ તેને

અધકચર્યાં ખાંડી ૨૫૬ તોલા પાણીમાં ઉકાળવાં. જ્યારે આઠમો ભાગ પાણી બાકી રહે ત્યારે તેમાં એક તોલો નેપાળાનાં બીની લુગડાંની અંદર પોટલી કરી મૂકી રાખવી ને તેને તાપ આપવો. જ્યારે ખૂબ ઘાટું થાય ત્યારે તે પોટલી કાઢી લેવી. પછી આઠ ભાગ નેપાળાનાં બીજ, ત્રણ ભાગ સુંઠ, બે ભાગ મરી. બે ભાગ શુદ્ધ પારદ અને બે ભાગ ગંધકનું ચૂર્ણ કરી તે ચૂર્ણમાં ગોળીવળે તેટલું ઉપલું ઘન નાખવું અને તેને ૧૨ કલાક ઘુંટવું. બાદ તેની રતી રતી ભારની ગોળી કરવી.

૩ ઇચ્છાભેદિ રસ=શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, ટંકણ અને મરી દરેક એકેક ભાગ; સુંઠ ૩ ભાગ, અને નેપાળાનાં બીજ ૯ ભાગ એ બધાંને પાણીમાં ભેળવી રતી રતી ભારની ગોળી કરવી.

૪ રૂક્ષેશ રસ=હરડે ૫ ભાગ અને નેપાળાનાં બીજ ૧ ભાગ એને સ્નુહીના રસમાં ખૂબ ખલ કરી તેની બબ્બે રતીની ગોળી કરવી.

ગુણ:—રેચક અને શોધક.

ઉપયોગ:—નેપાળો સૌથી સખ્ત રેચ છે અને જે બનાવટ આકરા રેચ માટે કરવામાં આવેછે તેમાં નેપાળો નાખવામાં આવેછે. અહીંઆં નેપાળાની જે જે બનાવટો આપવામાં આવી છે તે બધી રેચક છે અને તેનો ફાયદો રેચ લાગવાથીજ થાયછે. તેથી સાત આઠ સારા દસ્ત આવેછે. જે રેચ અહીં ગોઠવ્યા છે તે બહુ વસમા લાગે તેવા જુલાબ નથી તોપણ કદાપિને કોઈની પ્રકૃતિ ખાસ નબળી હોય અને રેચ વધારે લાગે તો તે વાળવાને માટે તેને લીંબુનું શરબત પાવું. મીઠાં લીંબુ અગર નારંગી ચૂસાડવી. સખ્ત પેટ ચડી; આવ્યું હોય અને બંધ કુષ્ટની અંદર સાદા રેચની અસર ન થતી હોય ત્યારે નેપાળાનો રેચ આપવો યોગ્ય છે. તેથી પેટ સાફ આવેછે. પેટનાં કેટલાંક દરદોમાં, ગુલ્મની અંદર, તેમજ જળંદરની અંદર તે અપાય છે. તેનો રેચ અત્યંત ઉગ્ર છે માટે તે વાપરતી વખતે હમેશાં સંભાળ રાખવી અને તેની થોડીજ માત્રા આપવી ને પછી દરદીને જે પ્રમાણે રેચ લાગતા હોય તેના પ્રમાણમાં માત્રા વધારવી; તેમજ તે બહુ વૃદ્ધ અને ક્ષીણ દરદીને આપવું નહિ. જો નેપાળો વધારે લેવાય તો તેથી પેટમાં સખ્ત ચૂંક અને પીડ થાયછે ઝાડા અતિશે થયા કરેછે ને તે બંધ થતા નથી, આંતરડામાં છિદ્ર પડેછે, ઝાડામાં લોહી પડેછે અને તેથી દરદીનો વખતે નાશ પણ થાયછે. ઉન્માદ

અને બીજા કેટલાક મગજના રોગની અંદર તેમજ મગજને કાંઈ ધક્કા થવાથી જ્યારે ઝાડો કબજ થઈ ગયો હોય છે ત્યારે નેપાળાનો રેચ અપાય છે. બેશુદ્ધ દરદી નેપાળાના રેચથી શુદ્ધિમાં આવેછે અને સારી પેઠે રેચ લાગવાથી મગજ ઉપરનો બોજો હલકો પડેછે. શૂળ, ગૃધ્રસિ, અને જીર્ણ વાતવ્યાધિમાં નેપાળાનો રેચ અપાય છે. જ્યારે પેટમાં આફરો ચડી આવ્યો હોયછે અને પેટ ઘણું સોજેલું હોયછે તેમજ અજીર્ણને લીધે જે જૂદી જૂદી જાતના ચસકા અને શૂળ થાયછે તેમાં નેપાળાનો રેચ ફાયદો કરેછે. વાતવ્યાધિ ઉપર લાગુ પડતા કેટલાક તેલમાં તે પડેછે તેમજ ત્વકદોષની અંદર બીજી યોગ્ય ચીજની સાથે ક્ષોભક ગુણને માટે તે આવેછે.

ગુણ:—ઈચ્છા ભેદિરસ, નેપાળાની ગોળી અને મહા નારાચરસ એ ત્રણે એક એક રતીભાર; ક્રૂરેશ રસ બે રતીભાર.

પથ્ય:—નેપાળાનો રેચ આપ્યા પછી ચોખા, દહીં અને સાકર મેળવી ખવરાવવાં.

## પટોળ.

વર્ણન:—પટોળને જંગલી પડવલ કહેછે અને આ ભાગના વૈદ્યો તેના પ્રતિનિધિ તરીકે કડવી ઘીંસોડી વાપરે છે. પટોળના આખા છોડમાં એક જાતની દુર્ગંધી રહેલી છે. તેના પાન પહોળા થાયછે અને તેની હેઠલી સપાટી લીસી રુવાંટીવાળી હોયછે. તેનાં ફૂલ ધોળાં થાયછે અને તેનું ફળ અત્યંત કડવું હોયછે. કડવી ઘીંસોડીનું ફળ પણ પટોળની માફક કડવુંજ થાયછે અને તેની આસપાસની હવા જેમાં તેના રજકણ ઉડેલા હોય છે તે પણ કડવી હોયછે. પવનને લીધે તેના ગર્ભના રજકણ જીભ ઉપર આવી પડેછે અને તેથી જીભને કડવાસ લાગેછે. કડવી ઘીંસોડીનું ફળ મીઠા ઘીંસોડા કરતાં જરા નાનું થાયછે અને જ્યારે તે સૂકાય છે ત્યારે તેનું ઉપલું ટોપકું ઉડી જાયછે. કડવી ઘીંસોડીના સૂકાયેલ બધાં ફળ ટોપકા વગરનાં દેખાય છે.

બનાવટ:—૧ પટોળાષ્ટક ૨ પટોળાદિ કાઢો.

૧ પટોળાષ્ટક=પટોળ, હરડાં, બેહેડાં, આમળાં, લીમડો, કરીઆતું,

એરની છાલ અને આસન[1] સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.

૨ પટોળાદિ કાઢા=પટોળ, ઈન્દ્રજવ, દેવદાર, હરડાં, બેહેડાં, આમળાં, દ્રાક્ષ, નાગર મોથ, જેઠીમધ, ગળો અને અરડુશી સમભાગે લઈ તેનો રીતસર ક્વાથ કરવો.

ગુણ:—રેચક, શોધક અને જ્વરઘ્ન,

ઉપયોગઃ—પટોળનો રસ ઠંડો છે અને તે પીવાથી દસ્ત સાફ આવે છે. પટોળના મૂળને કંદ થાય છે અને તે ઘણું રેચક છે. ઔષધમાં તેનો રોપ અને ફળ વપરાય છે. સાધારણ રીતે પટોળ વાતહર દવા સાથે અપાય છે· તેના બીજ જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે અને તે જ્વરઘ્ન તથા કૃમિઘ્ન છે· જૂદી જૂદી જાતના જ્વરોમાં તે ઉપયોગી છે અને મળાવરોધ દૂર કરવાથી તેની સારી અસર જ્વરમાં થાય છે· પટોળાદિ કાઢો સંતત અને સતત જ્વરમાં ઉપયોગી છે એટલુંજ નહિ પણ એકાંતરીઆ, તરીઆ, ચોથીઆ વિગેરે વિષમ જ્વર ઉપર તેમજ ઉષ્ણ પૂર્વક વિષમ જ્વર ઉપર પણ તે અપાય છે. નવા સપ્ત જ્વરમાં તે ફાયદો કરે છે. પટોળાદિ ક્વાથ તેમજ પટોળાષ્ટક ચૂર્ણ ઉષ્ણોદક સાથે લેવાથી સારો પેટે રેચ લાગે છે અને તેથી યકૃતોદર, પ્લીહોદર, તેમજ બીજા ઉદર રોગની અંદર તે વપરાય છે. કમળાની અંદર પટોળનો રેચ અપાય છે તેમજ તેના પ્રતિનિધિમાં વપરાતી કડવી ઘીંસોડીનું ટીપું નાકમાં નાખવાથી લીલાં અને પીળાં પાણી નાકમાંથી ઝરે છે અને તેથી કમળાનું જોર કમતી થાય છે. પટોળને ઘીમાં તળી મસાલો ભરી ઘઉંની રોટલી સાથે ખાવાથી વીર્યસ્ત્રાવના દરદમાં ફાયદો થાય છે તથા તે ધાતુ પૌષ્ટિક દવા ગણાય છે. પટોળમાં જે કડુ પૌષ્ટિક ગુણ રહેલો છે તેથી તે જીર્ણ જ્વરમાં અતિ ઉપયોગી થઈ પડે છે. પટોળનો શોધક ગુણ ઘણો સારો છે. ઉપદંશની વિકૃતિમાં તે અપાય છે. વિચર્ચિકા, કુષ્ટ અને વાતરક્તની અંદર પટોળનો કાઢો આપવો સારો છે અને તે જીર્ણ ત્વક્રોગની જૂદી જૂદી વિકૃતિઓને દબાવે છે· પટોળાષ્ટક પણ તેવીજ રીતે વપરાય છે. પટોળાષ્ટકનો કાઢો કરી તેમાં ગુગળ મેળવી પીવાથી ઉપદંશની ફુટ બેસી જાય છે,

---

૧ આસનને અસાણા અથવા બીઅલા કહે છે. તેના ઝાડમાંથી ચીકણો ગુંદ થાય છે તેને કમરકસ કહે છે. અહીંના ગાંધીઓ કમરકસને બદલે તેજબળ આપે છે.

અને તેટલા માટે તે ગળોની સાથે અપાય છે. અમ્લ પિત્તની અંદર પટોળાષ્ટકનું ચૂર્ણ ફાયદાકારક છે, અને તેટલા માટે પટોળ ત્રિફળા અને લીમડાની છાલ એ ત્રણેનો કાઢો કરી મધ મેળવી પીવાય છે. સંધિવા, આમ વાત તથા જીર્ણ વાત વ્યાધિ ઉપર પણ પટોળ પ્રસિદ્ધ છે. પટોળના પાનનો રસ ટાલ પડી ગએલ જગ્યા ઉપર કેટલાક વૈદ્યો ચોપડવા ભલામણ કરે છે. પટોળનું ચૂર્ણ લેવાથી સોજો દૂર થાય છે. પટોળ જ્યાં સુધી ખવાય ત્યાં સુધી ઘણોજ સાદો ખોરાક લેવો.

માત્રાઃ—પટોળાષ્ટક ૦। થી ૦॥ રૂપિઆ ભાર, પટોળાદિ કાઢો ૪ થી ૮ તોલા.

## પાખણ ભેદ.

વર્ણનઃ—તેનું લાકડું થાય છે. તેના ઇન્ચ દોઢ ઇન્ચના કટકા આવે છે. તેનો રંગ ભુંખરો થાય છે, તેની છાલ જલદીથી ઉખડી આવે છે અને તે ઉપર ત્રુટલ મુળીઆંની નીશાની હોય છે. તેનો રંગ તથા દેખાવ ચોપચીનીને મળતો છે. ગુજરાતીમાં તેને પાખણ ભેદ કહે છે અને એવોને એવો બીજો એક ખનીજ પદાર્થ થાય છે તેનું નામ પણ પાખણ ભેદ છે. આ બન્નેનાં નામ એક હોવાથી ભુલાવો ન થાય તેટલા માટે વનસ્પતિ વર્ગની પેદાશને પાખણ ભેદ લકડી અને ખનીજ વર્ગની પેદાશને પાખણ ભેદ દગડી કહે છે. પાખણ ભેદ દગડીનાં વજનદાર ભુંખરા રંગના કટકા આવે છે અને તેની સુગંધી માટીના જેવી છે. તેમાં ક્યાંક ધોળા ડાઘા હોય છે. અજમાના પાનને પણ સંસ્કૃતમાં **पाषाणभेदी** કહેછે.

ગુણઃ—મૂત્રલ.

ઉપયોગઃ—તે પ્રમેહ, ઉનના, અને પેશાબની બળતરા તથા મૂત્ર કૃચ્છમાં ઉપયોગી છે તેમજ બીજા કેટલાક જ્વરાદિક દોશની અંદર પણ તે અપાય છે. તેનો મૂત્રલ ગુણ ઘણો સારો છે. તે પિત્તનું શમન કરનાર છે.

## પાતાલ ગરૂડી.

વર્ણનઃ—પાતાલ ગરૂડીનો વેલો ઉંચો ચડે છે. તેનું મૂળીઉં કડચલીવાળું અને વળદાર હોયછે. તેનો રંગ ભૂંખરો થાય છે ને તેની સુગંધી કાચા પરેટાના જેવી છે. તેના પાન લાંબાં સાંકડાં અને અણીઆળાં થાય છે

અને તેના પાનનો રસ થોડા વખતમાં જામી જાય છે. તેનો ઓકણો લુઆબ થાય છે.

ગુણઃ—શીતળ

ઉપયોગઃ—તેમાં ઠંડો ગુણ હોવાથી તે દાહવાળા ભાગ ઉપર લગાડવામાં આવે છે તેમજ પ્રમેહની અંદર સાકર સાથે પીવાય છે. પાતાળ ગરૂડીના મૂળને અને કાંકચના પાનને પાણીમાં વાટી પીવાથીપેટ પીડ દબાય છે. પાતાળ ગરૂડીના મૂળને બકરીના દૂધમાં ઉકાળી પીપર નાખી પીવાથી સંધિવા તથા ઉપદંશ વિકૃતિથી થતો દુખાવો મટે છે. તેના ગુણ સારસા પરીલાને મળતા છે.

માત્રાઃ—સ્વરસ ૨ થી ૫ તોલા.

## પારસ પીંપળો.

વર્ણનઃ—તેનું ઝાડ મોટું થાય છે. તેના પાન પહોળાં ને ઘેરા લીલા રંગનાં હોય છે. તેનાં ફૂલ ટોકરીની આકૃતિનાં અને પીળા તથા રાતા રંગનાં થાય છે. તેની અંદરનું બીટડું અને પરાગ છોકરાંઓ ખાય છે. તેના ડોડવામાંથી પીળો ઓકણો રસ નીકળે છે અને તે વિચર્ચિકા, ખસ, દુષ્ટ વ્રણ તથા નાસૂર ઉપર લગાડાય છે. તેના ઝાડની છાલનો કાડો ત્વક્‌દોષમાં પ્રક્ષાલન તરીકે વપરાય છે. તેના પાનને વરાળીઆં કરી દુખતા અને સોજેલા સાંધા ઉપર લગાડાય છે.

## પીડવણ.

વર્ણનઃ—પીડવણ દશમૂળમાં પડે છે. **પ્રશ્નપર્ણી** એ તેનું સંસ્કૃત નામ છે. તેના છોડને આપણા તરફ પીલુડી પોપટી કહે છે. તેનો છોડ હાથ બે હાથ ઉંચો થાયછે અને તેમાં શીંગો થાયછે. તેના બીજ ચળકતા ભુંખરા રંગનાં થાયછે, તેના દાણા ગાંજાના દાણાને મળતા છે અને તે ઉપરથી કેટલાકો પીડવણને રાન ગાંજો કહેછે.

ગુણઃ—શોધક, પૌષ્ટિક અને શ્લેષ્મઘ્ન.

ઉપયોગઃ—તે દશમૂળમાં આવેછે અને તે લઘુ પંચમૂળમાંનું એક મૂળ છે. ઉધરસ, ભરાઇ આવવું, સસણી વિગેરેમાં તેનો સ્વરસ સારો છે. પીડવણ સર્પના ઝેર સાથે અતિ ઉપયોગી છે. તે સાધારણ રીતે પાણી ક્રાંઠે ઉગે છે.

# પીંપર.

વર્ણન:—પીંપર એ મરીની જાતની દવા છે અને તે નાની ને મોટી એ જાતની થાયછે. નાની પીંપર ઉંદરની લીંડી જેવડી હોવાથી તેને લીંડીપીંપર કહેછે ને બીજી પીંપર જે મોટી થાયછે તેને ઘોડા પીંપર કહે છે. આ શિવાય એક ગજપીંપર થાય છે, પણ તે જૂદાજ ઝાડની પેદાશ છે. લીંડીપીંપર વળદાર ને ઉંદરની લીંડી જેવી હોય છે ને તેમાંથી પીળા દાણા નીકળે છે. તે ત્રિકટુમાં આવે છે.

બનાવટ:—૧ કૃષ્ણા ચૂર્ણ ૨ કણાદિ કાઢો ૩ ત્રિકટુ ૪ ચતુરોષ્ણ ૫ પંચકોલ ૬ ષડુષ્ણ ૭ પીપલ્યાસ્વ ૮ વર્દ્ધમાન પીપલી.

૧ કૃષ્ણા ચૂર્ણ=પીંપર, પીંપરીમૂળ, સુંઠ, અને બહેડાં એ ચારે ચીજ સમભાગે લઈ તેનું બારીક ચૂર્ણ કરવું.

૨ કણાદિ કાઢો=પીંપર, લસણ, સુંઠ, ગળો, રીંગણી, કરીઆતું, નાગર મોથ, એ સમભાગે મેળવી તેનો રીતસર ક્વાથ કરવો.

૩ ત્રિકટુ=સુંઠ, મરી અને પીંપર એ ત્રણે સમભાગે મેળવી તેનું ચૂર્ણ કરવું.

૪ ચતુરોષ્ણ=સુંઠ, મરી, પીંપરી અને પીંપરીમૂળનું સમભાગે ચૂર્ણ કરવું.

૫ પંચકોલ= પીંપર, પીંપરીમૂળ, ચવક, ચિત્રક, સુંઠ એ પાંચેના સમુદાયને પંચકોલ કહેછે.

૬ ષડુષ્ણ=પંચકોલના પાંચ પદાર્થમાં મરી મેળવવા એટલે ષડુષ્ણ તૈયાર થાય છે.

૭ પીપલ્યાસ્વ=પીંપર, મરી, ચવક, હળદર, ચિત્રક, મોથ, વાવડીંગ, સોપારી, લોધર, પહાડમૂળ, આમળા, પટોળ, વાળો, રતાંજળી, કુષ્ટ, લવીંગ, તગર, જટામાંસી, તજ, એળચી, તમાલપત્ર. નાગકેશર અને [1]વાઘંટીનું મૂળ એ બધાં તોલો તોલો લઈ ૧૦૨૪ તોલા પાણીમાં નાખી તેમાં ૬૦૦ તોલા ગોળ ઉમેરવો અને પાછળથી તેમાં ૨૦ તોલા ધાવડીનાં ફૂલ અને ૧૨૦ તોલા દ્રાક્ષ નાખી મુખમુદ્રા બંધ કરી એક માસ પર્યંત રાખી મૂકવું. જે તૈયાર થાય તેનું નામ પીપલ્યાસવ.

૮ વર્દ્ધમાન પીપળી=ત્રણ લીંડીપીંપર લઈ તેને દૂધમાં કઢી તે દુધ

---

૧ વાઘંટી એ કેરડાની જાતનું ઝાડછે.

અને લીંડીપીંપર બેજો પીઈ જવાં. પહેલે દિવસે ત્રણ તો બીજે દિવસે છ એમ દરરોજ ત્રણ ત્રણ વધારવી. દશમે દિવસે ત્રીશ લીંડીપીંપર થશે. ત્યારે દરરોજ ત્રણ ત્રણ ઘટાડવી એમ કરવાથી વીશ દિવસની અંદર પાછું ઉતરાશે. આ પ્રયોગને વર્ધમાન પીપળી પ્રયોગ કહે છે. કેટલાક વૈદ્યો દરરોજ ત્રણ ત્રણ વધારવાને બદલે એકેક વધારે છે. એમ એકવીશ દિવસ સુધી વધારે છે ને પાછી એક એક ઉતારે છે. ગમેતો એક અગર બે અગર ત્રણ વધારે પણ રીતસર અમુક મુદત સુધી વધારવી ને અમુક મુદત સુધી ઘટાડવી એ પ્રયોગને વર્ધમાન પીપળીનો પ્રયોગ કહેછે.

ગુણ:—ઉષ્ણ, દીપન, પાચન, વાતહર.

ઉપયોગ:—પીંપર એકલી તેમજ બીજી યોગ્ય દવા સાથે ચૂર્ણ કવાથ અને ગોળીમાં અગર બીજા કોઈ રૂપમાં લેવાય છે. અજીર્ણ, વાયુ, પેટચુંક તેમજ બીજા કેટલાક ઉદર રોગમાં તે અપાય છે. નબળાઈ, દમ, ખાંસી વિગેરે ઉપર તેનો ઉપયોગ સાધારણ છે. ઘણા દિવસની જીર્ણ ખાંસી ઉપર તે આપવાથી ઘણો સારો ફાયદો થાય છે. પીપલ્યા સવની બનાવટ ક્ષય, અને ઉધરસમાં લેવાય છે તેમજ ઘુંટેલી પીંપર અગર સાદી પીંપર મધમાં ચાટવાથી ઉધરસ, દમ, સ્વરભંગ, હેડકી તથા તંદ્રા મટેછે. સીતોપલાદિ ચૂર્ણ જે ઉધરસને માટે ઘણું સરસ છે તેમાં લીંડીપીંપર પડેછે. અજીર્ણમાં અને યકૃતોદર, પ્લીહોદર તેમજ જીર્ણ ઉદર વ્યાધિમાં પીંપર સારૂં કામ કરેછે. પીપલ્યાસવની બનાવટ એ તમામ દરદોની અંદર ઉપયોગી છે તેમજ તેથી રહેતી નબળાઈ પીંપર લેવાથી દૂર રહેછે. પેટમાં વાયુ બહુ રહેતો હોય ત્યારે પીંપર ઘુંટેલી અપાય છે. પીંપર જેમ વધારે ઘુંટાય તેમ તેના ગુણમાં વધારો થાય છે. અને તેટલા માટે પીંપર ૬૪ પ્રહર સુધી ઘુંટવામાં આવે છે. વર્દ્ધમાન પિપળીનો પ્રયોગ કરવાથી ઉદરરોગ હલકા પડે છે, તેમજ શરીરમાં કૌવત આવે છે. તે સિવાય બીજા વાત વ્યાધિમાં પણ તે ફાયદો કરેછે. પાંડુ, નબળાઈ, કળતર વિગેરે તેથી હલકાં પડે છે, શરીરમાં કૌવત આવે છે, જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે, અનાજનું સારી પેઠે પાચન થાય છે, અર્શ વિગેરેમાં ફાયદો થાય છે, અને પિત્તના જમાવને તે દૂર કરી શરીરની ખોટી ગરમીને શાન્ત કરેછે. જ્વરની અંદર પીંપર ઉપયોગીછે. વિષમ જ્વર તથા વાત જ્વરની અંદર પીંપર અપાય છે; તેથી વાત જ્વરની તંદ્રા દૂર થાય છે ને ઘેન ઉડેછે. ત્રિકટુનું ચૂર્ણ ગોળ સાથે લેવાથી યાને વર્દ્ધમાન પીપળીના પ્રયોગથી

પણ સારો ફાયદો થાય છે, તોપણ વર્દ્ધમાન પીપળીનો પ્રયોગ જેવો જીર્ણ જ્વરમાં ફાયદો કરે છે તેવો વિષમ જ્વરમાં ફાયદો કરતો નથી. સૂતિકા દોષમાં પીંપર સારી છે. સૂતિકા દોષમાં હમેશાં વાયુનો વિશેષે કરીને પ્રકોપ હોય છે અને પીંપર ઘણી સરસ વાતહર હોવાને લીધે સૂતિકા સ્ત્રીને બહુ માફક આવે છે. સૂતિકા સ્ત્રીને માટે બનાવેલું કાટલું તેમજ સૌભાગ્ય સુંઠી પાકની બનાવટમાં પણ પીંપરનો મુખ્ય ભાગ છે. વાત વ્યાધિમાં પીંપર ઘણી વપરાય છે. આંચકી, અપસ્માર, ધનુર, હીસ્ટીરિયા વિગેરે દરદોમાં પીંપર વાપરવી યોગ્ય છે, તેમજ જીર્ણ વાતવ્યાધિ જેમાં શરીરના અવયવો સંકોચનને પામેછે યાતો ઝલાઈ રહેછે તેમાં પણ પીંપરનો ઉપચાર કહેલ છે. ગૃધ્રસી, અર્ધાંગ, ઉરૂસ્તંભ, સંધિવા, વિગેરે જીર્ણ વાત વ્યાધિમાં લીંડીપીંપરને ગૌમૂત્રમાં પલાળી ગુગળ સાથે મેળવી પવાય છે તેમજ તેનું ચૂર્ણ મધમાં ખવાય છે. જે દરદોમાં ઘણીજ બે શુદ્ધિ હોય છે તેવા દરદોમાં પણ પીંપર મધની સાથે ચટાડવામાં આવે છે, યાને તે સુંઘાડવામાં અગર અંજન કરવામાં આવે છે. પીંપરને મધમાં ચાટવાથી હેડકી બેસી જાય છે. પીંપરવાળો પદાર્થ સુંઘવાથી એકદમ છીંકો બહુ આવે છે. અમ્લ પિત્તના રોગમાં પીંપરનો ઉપયોગ કહેલો છે. જ્યારે કોઈ પણ ભાગ વાથી રહી ગયો હોય છે ત્યારે પીંપરનું સેવન કરવામાં આવે છે. પીંપર, મરી, ધોળાં મરી, અને સુંઠના ચૂર્ણને અગથીઆના રસની ભાવના દેવી. આનું ચૂર્ણ સુંઘાડવાથી ઘણી સખ્ત બેશુદ્ધિ ઉડી જાય છે. અમ્લ પિત્તની વ્યાધિમાં ત્રિકટુ બહુ ઉપયોગી છે. શરીરનાં કંપ, હેડકી, તથા બેશુદ્ધિને તે અટકાવે છે. બહાર લગાડવા માટે પીંપર સારી છે. ત્રિકટુનો લેપ બહાર લગાડવાથી કોઈ ભાગ ઠંડો પડી ગયો હોયતો તે ગરમ થાય છે. તેનો બારીક ભૂકો કરી જડબા ઉપર ઘસવાથી બીડાઈ ગએલ જડબું ઉઘડે છે. વાત વ્યાધિ ઉપર ચોપડવાના તેલમાં પીંપર પડેછે અને તે પીંપરથી સિદ્ધ કરેલું તેલ કટીસ્તંભ, ઉરૂસ્તંભ તેમજ બીજા વાત વ્યાધિ ઉપર ચોપડાય છે.

**માત્રાઃ**—પીંપર ૧ થી ૩ વાલ, કૃષ્ણા ચૂર્ણ ૨ થી ૪ વાલ, કણાદિ કાઢો ૧ થી ૪ તોલા, ત્રિકટુ, ચતુરોષણ, પંચકોલ અને ષડુષણ દરેક ૨ થી ૪ વાલ, પીંપળાસવ ૨ થી ૪ તોલા.

## પીંપરીમૂળ.

**વર્ણનઃ**—પીંપરીમૂળના જૂદા નાના નાના કાપેલા કટકા આવે છે.

તેને પીંપરીમૂળના ગંઠોડા કહે છે. આમાં તેનાં મૂળના કટકા હોય છે એટલુંજ નહિ પણ તેના થડના કટકા પણ હોય છે. જે ઝાડનું ફળ લીંડી પીંપર છે તે ઝાડનું મૂળ પીંપરીમૂળના ગંઠોડા છે. તેના ગુણ પણ પીંપરને મળતા છે.

ગુણ:—ઉષ્ણ, દીપન, વાતહર.

ઉપયોગ:—પીંપર ઉષ્ણતામાં પીંપરીમૂળના કરતાં વધારે ઉગ્ર છે ને તેટલા માટે જ્યાં દીપન ગુણ જોતો હોય અને બહુ ગરમી ન જણાય તેવી દવા જોતી હોય ત્યારે પીંપરીમૂળના ગંઠોડા વપરાય છે. છીંક લાવવા માટે અગર શ્લેષ્મ પીંડનો ક્ષોભ કરવાને માટે પીંપરની માફક પીંપરીમૂળ વપરાતું નથી પણ પીંપરીમૂળ તેના કરતાં વધારે પૌષ્ટિક છે. ધાતુપુષ્ટિ માટે તે વપરાય છે. જ્યારે હાથે અગર પગે કળતર થાય છે ત્યારે પીંપરીમૂળના ગંઠોડા તથા મધ આપવાથી તે હલકી પડે છે. જીર્ણ જ્વરમાં તે દવા ઘણી સરસ છે. કેટલાક વાત વ્યાધિની અંદર દરદીને નિંદ્રા બીલકુલ આવતી નથી તેમજ ઘેનવાળી દવા આપવી માફક આવતી નથી ત્યારે પીંપરીમૂળના ગંઠોડાનું ચૂર્ણ ગોળની સાથે લેવાથી સારો ફાયદો થાય છે. તેથી દરદીનું મગજ તર થાય છે ને દરદી શાન્ત થાય છે. બાદ પીપરની માફક તાવ, અગ્નિમાંદ્ય, અજીર્ણ, અરૂચી, ઉદર રોગ, સંધીવા, નબળાઈ, કટીશૂળ, મસ્તક શૂળ, ધાતુક્ષય તથા પાંડુ રોગ ઉપર તે વપરાય છે.

માત્રા:—બેથી ચાર વાલ.

## પ્રસારણી.

વર્ણન:—પ્રસારણીનો વેલો ઘણો લાંબો થાય છે. તેને ચુંદવાથી એક વિચિત્ર ઉગ્ર દુર્ગંધી નીકળે છે ને તેમાં જાંબુડા રંગના ફુલ થાય છે. આ વેલાનું પંચાંગ ઔષધમાં વપરાય છે.

બનાવટ:—૧ પ્રસારણી લેહ ૨ કુબ્જ પ્રસારણી તૈલ.

૧ પ્રસારણી લેહ=પ્રસારણીનું પંચાંગ બશેર લઈ તેને બત્રીશ શેર પાણીમાં ઉકાળવું, અને ચોથે ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું. આ પાણીને ગાળી તેમાં બશેર ગોળ નાખવો અને ઘાટું થાય ત્યાં સુધી ઉકાળવું. પછી તેમાં પંચકોલ અધોશેર નાખવું. જે તૈયાર થાય તે પ્રસારણી લેહ.

૨ કુબ્જ પ્રસારણી તેલ=પ્રસારણીનું પંચાંગ ૧૨ાા શેર લઈ તેને ૬૪ શેર પાણીમાં ઉકાળવું અને ચોથો ભાગ બાકી રહે ત્યારે ગાળી લેવું. પછી આ ગાળેલ ઉકાળામાં મીઠું તેલ ૧૬ શેર, દુધ ૩૨ શેર અને દહીં તથા કાંજી દરેક સોળ સોળ શેર નાખી તેમાં પ્રસારણીનું મૂળ, ચિત્રક મૂળ, પીંપરી મૂળ, જેઠીમધ, સિંધાલૂણ, વજ, સુવા દાણા, દેવદાર, રાસ્ના મૂળ, ગજ પીંપર, જટામાંસી અને બીલામું એ દરેકનું સવા સવા તોલો ચૂર્ણ નાખી રીતસર તેલ સિદ્ધ કરવું.

ગુણઃ—શોધક અને વાતહર.

ઉપયોગઃ—સંધિવામાં પ્રસારણી અકસીર ઉપાય ગણાય છે. તેનો લેહ ચાટવાથી તીક્ષ્ણ સંધિવામાં ફાયદો થાય છે. જે જે વાત વ્યાધિમાં શરીરનો કોઈ પણ ભાગ જકડાઈ આવે છે, ત્યાં સોજો થઇ આવે છે અને પીડા થાય છે ત્યાં પ્રસારણી લેહ આપવો યોગ્ય છે. કુબ્જ પ્રસારણી તેલ પણ જૂદા જૂદા વાત વ્યાધિ ઉપર ચોપડાય છે. જે ભાગ જકડાઈ ગયો હોય છે ને લાંબો થઈ શકતો નથી ત્યાં આ તેલ ચોપડવાથી સારો ફાયદો થાય છે. તે તેલ ચોપડ્યા પછી દુખતા ભાગ ઉપર કોરો શેક કરવો જોઇએ. અર્દિત, ગૃધ્રસી, અર્ધાંગ, પક્ષાઘાત વિગેરે ગમે તે જાતનો વાત વ્યાધિ હોય તે ઉપર કુબ્જ પ્રસારણી તેલ ચોપડાય છે.

માત્રાઃ—પ્રસારણી લેહ ાા થી ૧ તોલો.

## બકુલ.

વર્ણનઃ—બકુલના ઝાડને બોલસરીનું અથવા મુલસરીનું ઝાડ કહેછે. આ ઝાડનો દેખાવ ઘણો સુંદર ખુશકારક છે. તેનાં પાંદડાં ઘણાં શુશોભિત સોનેરી રંગનાં ચળકી રહેછે તેમજ તેમાં ઝીણા સુગંધીદાર પુષ્પ થાયછે. પંડાળાની ખીણમાં તે પુષ્કળ ઉગે છે ને ત્યાં તેને વુલા કહે છે.

ગુણઃ—સ્તંભન.

ઉપયોગઃ—તેની છાલ તથા હીરકચ્ચા ફળ વપરાય છે ને તે બન્નેમાં સ્તંભન ગુણ રહેલો છે. જ્યારે દાંત ઢીલા પડી ગયા હોય છે અગર સાવ હલતા હોયછે ત્યારે તેના ફળ ચવાય છે તેમજ તેની છાલના કોગળા કરવામાં આવેછે. તેથી અવાળુ અને દાંતના પીઢા ઉપર ચડેલો સોજો

હલકો પડેછે ને ત્યાં થએલા લોહીના જમાવનું શોષણ થાયછે. તેની છાલનો ઉકાળો કચકચતા વ્રણ અને ધારાં ધોવાના કામમાં આવે છે. તેના સુકેલાં ફૂલનો ભૂકો કરી સુંઘવાથી નાકમાંથી પુષ્કળ પાણી ઝરે છે અને માથું દુખતું મટેછે.

તેની છાલનો ઉકાળો પીવાથી પેશાબમાં લોહી પડતું હોય તો તે બંધ પડેછે.

માત્રા:—છાલની ૦। થી ૦॥ તોલો.

## બદામ.

વર્ણન:—બદામ આપણા દેશનો એક સ્વાદિષ્ટ મેવો છે. તે બે જાતની થાય છે. એક કડવી ને બીજી મીઠી. ખાવાના કામમાં ફક્ત મીઠી બદામ વપરાય છે. બદામ એવી સાધારણ છે કે તેનું વર્ણન આપવાની કાંઈ જરૂર નથી.

બનાવટ—બદામ પાક.

૧ બદામ પાક=બશેર બદામ લઇ તેને પાણીમાં બાફી તેની ફોતરી ઉતારી પછી તેને સૂકાવી ખાંડી ચાળી તેનો ભૂકો કરવો. બાદ શેર સાકરની ચાસણી કરી તેમાં બદામનો ભૂકો નાખી થોડી વાર રાખી ત્રણ શેર ઘી તેમાં રેડી દેવું. પછી તેમાં ત્રણ તોલા એળચી, પાંચ તોલા ખસખસ, શેર ૦। પીસ્તાં, ૫ તોલા ચારોળી ને એક તોલો કેશર નાખવું. કેશર દુધમાં ઘુંટીને નાખવું ને તેનાં ચોસલાં પાડવાં. આ પાકને અમૃત પાક પણ કહેછે.

ગુણ:—શીતળ, પૌષ્ટિક.

ઉપયોગ:—બદામ ધાતુ પુષ્ટિને માટે ખવાય છે. વીર્યસ્ત્રાવ, કમકૌવતી, કળતર, તથા કમરના દુખાવામાં તે ફાયદો કરેછે. પહેલે દિવસ એક તો બીજે દિવસ બે એમ સો સુધી ચડેછે ને પાછા ઉતરે છે. કેટલાક લોકો તેનો આથો કરેછે તથા કેટલાક પાક કરી ખાયછે. તે શિવાય ઘણાખરા મિષ્ટાનમાં બદામ પડેછે. બદામના મગજને ગાયના તાજા ઘીમાં મેળવી સુંઘવાથી નાકનું છોડ મટેછે અને નાકમાંથી લોહી પડતું હોય તો તે પણ અટકે છે. ખાલી પડેલા મગજને તેથી પુષ્ટિ મળે છે ને માથામાંથી પિત્તનો જમાવ કમતી થાયછે. તે આંખને પુષ્ટિ આપે છે ને આંખનું તેજ વધારે છે. જ્યારે ગરમાઇથી અગર તડકામાં બહુ

ફરવાથી આંખે ઝાંખ આવતી હોય ત્યારે બદામ, ઘી, અને સાકરનો આથો કરી ખાવાથી ઝાંખ કમતી થાયછે. મગજ ઉપર ચડેલી ગરમી ઉતરે છે અને ચકરી, તમસ વિગેરે દૂર થાયછે. બદામને પીલીને તેમાંથી તેલ કાઢવામાં આવેછે અને તે તેલ માથામાં લગાડવાથી ખોડો દૂર થાય છે તેમજ બીજા ત્વકદોષ ચેળ, લુખસ વિગેરે દરદો ઉપર લાગુ પડતા મલમમાં તે નાખવામાં આવેછે. તેનાં છોડીઆંની રાખ દાંતે ઘસવાથી દાંત સાફ થાયછે.

માત્રાઃ—બદામનો મગજ મરજી મુજબ; બદામ પાક બેથી પાંચ તોલા.

## બળબીજ.

**વર્ણન**—બળબીજને અહીંઆં બળદાણા કહેછે. ગાંધી લોકો ચીકણાં અને બલાને બદલે બળદાણા આપેછે. બળદાણાનો છોડ આશરે વેંત દોઢવેંત ઉંચો થાયછે અને તેના ઝાડ ઉપર ઝીણી ઝીણી ધોળી રુવાંટી હોયછે. ઔષધમાં તેના દાણાજ વપરાય છે.

**ગુણઃ**—પૌષ્ટિક અને મૂત્રલ.

**ઉપયોગઃ**—બળદાણાને પાણીમાં પલાળવાથી તેનો ચીકણો લુઆબ થાયછે અને તે ધાતુ પુષ્ટિને માટે સાકર નાખી લોકો પીએ છે. તે શિવાય ધાતુ પૌષ્ટિક ઉપચાર સાથે તેનું સેવન કરવામાં આવેછે. તે પાકમાં પડેછે. તેના ચીકણા લુઆબને પુષ્કળ પાણીમાં નાખી સાકર સાથે મીલાવી પીવાથી પેશાબ સાફ ઉતરે છે તથા પેશાબનો દાહ શાન્ત થાયછે અને તે ઉનવા, પ્રમેહ તથા તણખીઆમાં અપાય છે. તેથી ડોળું (મેલું) પેશાબ સાફ થાયછે. બીજના કરતાં તેની છાલમાં મૂત્રલ ગુણ વધારે રહેલો છે તોપણ છાલ વાપરવાનો રીવાજ આપણા દેશમાં નથી. તેની છાલમાં બીજના જેવો ધાતુ પૌષ્ટિક ગુણ નથી. બળદાણાને દુધમાં પલાળી પીવાથી શાન્ત ઉન્માદ રોગમાં ફાયદો થાયછે.

**માત્રાઃ**—૧ તોલો.

## બહુફળી.

**વર્ણનઃ**—બહુફળી આ દેશમાં આડે વગડે મળી આવેછે. તે ભોંય ઉપર લીલી છાતલીની માફક પથરાએલી હોયછે. તેનાં પાંદડાં જાડાં

અને નાનાં હોય છે. અહીઆં સાધારણ રીતે બધા લોકો તેને ઓળખે છે.

ગુણ:—ધાતુ પૌષ્ટિક અને મૂત્રલ.

ઉપયોગ:—બહુફળી ધાતુ પૌષ્ટિક તરીકે ઘણી પ્રસિદ્ધ છે. કેટલાક જુવાનીઆઓ રાત્રે સુતી વખતે બહુફળી અને સાકરનો ફાકડો મારેછે. બહુફળી કળતર, નબળાઈ, અશક્તિ તથા કમરના દુખાવામાં દુધની સાથે પીવાય છે. તે ધાતુ ક્ષીણતા મટાડે છે અને જે જે ચિન્હો ધાતુ ક્ષીણતાથી થાયછે તેને તે દબાવે છે. તેના પાનને પાણીમાં પલાળવાથી ઓકણો લુઆબ થાયછે; તે સાકર સાથે પ્રમેહ, ઉનવા અને તણખીઆમાં દાહ શાન્તિને માટે પીવાય છે. લુ લાગવાથી જો ઝાડો થઈ આવ્યો હોય તો બહુફળી લેવાથી ફાયદો થાયછે. કેટલાક લોકોને બહુફળીની પૌષ્ટિક અસર વિષે એટલો બધો વેહેમ છે કે તેઓ તેનું નિરંતર ચાર, છ માસ સુધી સેવન કરેછે. જીર્ણ પ્રમેહની અંદર કોઈ પણ જાતનો જ્યારે દાહ રેહેતો નથી અને સફેદ પદાર્થ પ્રસંગે ટપકયા કરેછે ત્યારે બહુફળી લેવાથી તે બંધ થાયછે. બહુફળીની અંદર મૂત્રલ અને પૌષ્ટિક ગુણની સાથે સેજસાજ સ્તંભન ગુણ પણ રહેલો છે, જેથી જીર્ણ પ્રમેહની અંદર તે ઉપયોગી થઇ પડેછે.

માત્રા:—ll થી ૧ તોલો.

## બાદીઆન.

વર્ણન:—બાદીઆનનું ફળ આકડાના રવાઇડાની આકૃતિનું થાયછે અને તે રંગે કાળું હોય છે. તે મસાલાની ચીજ ગણાય છે. તેની સુગંધી ચણકબાબને મળતી છે.

ગુણ:—દીપન, પાચન, વાતહર.

ઉપયોગ:—તે જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે અને અજીર્ણ, પેટચુંક તથા આફરામાં અપાય છે. તે સુગંધી દ્રવ્ય છે ને તેથી તે પાક વિગેરેમાં પડે છે. દવા તરીકે તે એકલું કવચિતજ વપરાય છે. તેમાં મૂત્રલ ગુણ પણ રહેલો છે તેમજ તેને ચામાં નાખી પીવામાં આવે છે.

માત્રા:—ı થી ıı તોલો.

## બાબચી.

વર્ણન:—ઓષધમાં તેના બીજ વપરાય છે. તેના બી કાળા રંગના

ચપટાં અને કાળીજીરીથી કાંઇક મોટાં થાય છે. કાળીજીરીના દાણા જરા લાંબા હોય છે ને તેને છેડે ધોળો ડાઘ હોય છે. કેટલાક લોકો ભૂલથી કાળીજીરી અને બાબચીને એકજ ગણે છે પણ તે બન્ને ચીજ જૂદી જાદી છે. બાબચી અને કાળીજીરી એ બન્નેનું હિંદુસ્તાની નામ બાકુચી છે અને તેથી કેટલાક લોકો ભૂલ ખાય છે તોપણ આ બન્ને ચીજના નમુના જોવાથી કદી ભૂલ થવાની નથી. તેના બીને મીઠા તેલમાં અગર કરંજના તેલમાં થોડો વખત પલાળી રાખી પીસવાથી તેલ નીકળે છે, જેને બાબચીનું તેલ કહે છે.

ગુણઃ—શોધક.

ઉપયોગઃ—ભવાચી ઉર્ફે બાબચીનો શોધક ગુણ ત્વક્દોષની અંદર ઘણો ઉપયોગી છે અને તેટલા માટે ત્વક્દોષના શોધક કાઢાની અંદર તે બીજી યોગ્ય દવાની સાથે પડે છે. વિચર્ચિકા, વાતરક્ત, અને કુષ્ટ ઉપર તે ઉપયોગી છે. શ્વેત કુષ્ટ અથવા ધોળો કુષ્ટ જે અસાધ્ય ગણાય છે તે ઉપર બાબચી જેવી બીજી એકે દવા સારૂં કામ કરતી નથી અને તેમાં જે કાંઈ થોડો ઘણો ફાયદો થાય છે તે બાબચીથીજ થાય છે ને તેટલા માટે તે ખાવાના તેમજ બહાર લગાડવાના કામમાં આવે છે. ખાવાથી લોહી-નું શોધન થાય છે અને બહાર લગાડવાથી ચાઠાંના રંગમાં ફેર પડે છે. આવા ત્વક્દોષની અંદર તેનો ઉપયોગ ઘણા દિવસ સુધી કરવા જરૂર છે. તેનું તેલ કાઢવામાં આવે છે અને તે પણ ચોપડાય છે. બાબચી લગાડ-વાથી કુષ્ટના ધોળા ડાઘ કાળા પડી જાય છે. કુષ્ટ ઉપર બાબચીનું તેલ લગાડવાથી અગર કોઈ પણ તેનો લેપ લગાડવાથી તેનો સફેદ ડાઘ પહે-લ વહેલો લાલાશ પકડે છે, અને થોડો થોડો તેની અંદર દુખાવો થાય છે. થોડા દિવસ સુધી એમને એમ દવા લગાડે જવાથી તે ઉપર ઝીણી ઝીણી નાની ફણગી ફૂટે છે, અને ફણગી ફુટ્યા પછી જો થોડા ઘણા દિવસ સુધી દવા બંધ રાખી હોય તો તે ફણગી એમને એમ સૂકાઈ જાય છે ને એટલામાં ચામડું કાળું થઈ જાય છે તથા ધીરે ધીરે તેની આસપાસનો ભાગ પણ ચોખી ચામડીની આકૃતિનો થઈ જાય છે. આમાં એટલું ધ્યાન રાખવાનું છે કે જ્યારે બાબચીના લેપથી કુષ્ટના શ્વેત ચાંઠાં ઉપર ફણગી ઉપડે ત્યાર પછી બાબચીનો લેપ બંધ રાખવો; કારણ કે તે લેપ ફણગી ઉપડ્યા પછી જો જારી રાખવામાં આવે તો તે ફણગી ફુટે છે

તથા ક્ષત થાય છે અને ધારાં પડે છે; જેથી ઉલટું ખરાબ પરિણામ નીવડે છે. બાબચીવાળો લેપ ચોતી ઉપર પણ ફાયદો કરે છે. એક તોલો હરતાળ, બે તોલા આમળાં, ને આઠ તોલા બાબચી એ ત્રણેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ગૌમૂત્રની સાથે કુષ્ટનાં ચાઠાં ઉપર લગાડવાથી ફાયદો થાય છે. બીજી જાતના કુષ્ટ ઉપર પણ બવાચીનો શોધક ઉપચાર પ્રશસ્ત છે. અને તે લેવાથી અલબત્ત ફાયદો થવા સંભવ છે. બાબચીને ખાંડી દુધમાં વાટી કુષ્ટના ધારાં ઉપર ચોપડવામાં આવે છે, તેમજ તેના તેલને બીજા મલમની સાથે મેળવીને અગર એકલું લગાડાય છે.

માત્રાઃ—બાબચીનાં બીજ બે આનીથી પાવલા ભાર.

## બાવળ.

વર્ણનઃ—બાવળનું ઝાડ આપણે ત્યાં ઘણું સાધારણ છે. ઔષધમાં તેની છાલ, પાન તથા ગુંદ વપરાય છે. તેના ફળને પરડવાં કહેછે ને તેનું અથાણું થાય છે.

ગુણઃ—ગ્રાહી, શીતળ, ને પાષ્ટિક.

ઉપયોગઃ—ગ્રાહી અને શીતળ ગુણ પાન અને છાલમાં રહેલો છે અને તેનો ગુંદ પુષ્ટિને માટે વપરાય છે. મોઢું આવ્યું હોય, ચાંદા પડયાં હોય, જીભ લાલ થઇ આવી હોય ત્યારે બાવળનાં કુણાં પાંદડાં મોંમા રાખવાથી અગર તેની છાલ પાણીમાં ઉકાળી કોગળા કરવાથી આરામ થાય છે તેમજ તેની છાલની રાખ પણ તે ધારાં ઉપર દબાય છે. બાળકોનું મોઢું આવી જાય છે ત્યારે બાવળના પાન ચાવવા બહુ માફક આવે છે. કેટલીક વખતે સ્ત્રીના કસુંબાવાળા લુગડાં ચુસવાથી બાળકનાં મોઢાં આવી જાય છે ત્યારે તેમજ બીજા ગમે તે કારણથી બચ્ચાંઓનું મોઢું આવી ગયું હોય ત્યારે સ્ત્રીઓ પોતે બાવળનાં પાન ચાવી તે ભૂકો જ્યાં બાળકનું મોઢું આળું થઇ રહ્યું હોય ત્યાં લગાડે છે અને તેથી બાળકનું આવી ગએલું મોઢું સાફ થાય છે. ગરમ ચીજ ખાવાથી સાદ બેસી ગયો હોય અગર ગળામાં બળતરા થતી હેયતો મોઢામાં બાવળનાં પાન રાખવાં સારાં છે તેમજ ઠાલી ગરમાઈની ઉધરસમાં તેનાં પાન ચવાય છે. ગ્રાહી ગુણને માટે તેનાં પાન રક્તાતિસાર અને કફાતિસારમાં પ્રસિદ્ધ છે. ઝાડામાં લોહી પડતું હોય ત્યારે પણ તે અપાય છે. બાવળનાં પાન, જીરૂં,

અને શાહજીરૂં એ ત્રણે વાટી ચૂર્ણ કરી એક તોલો લેવાથી કફાતિસારનો ઘણો જલદીથી નાશ થાય છે.

આંખ ઉઠી હોય ત્યારે બાવળના પાનની તે પોટલી રખાય છે તેમજ તેના પાનનું ટીપું નખાય છે. બાવળનાં પાન વાટી તેમાં સાકર નાખી પીવાથી પ્રમેહ, તણખીઓ, ઉનવા વિગેરેની બળતરા દૂર થાય છે તેમજ શરીરમાં જો દાહ થતો હોયતો બાવળનાં પાનને પલાળી સાકરમાં નાખી પીવાય છે. પીડિતાર્તવમાં તથા અત્યાર્તવમાં પણ તે તેજ પ્રમાણે વાપરવામાં આવે છે.

તેની છાલના ઉકાળાથી ધારાં જખમ વિગેરે ધોવાય છે. બાવળ અને બોરડીની છાલનો ઉકાળો વૃણ સાફ કરવાનાં કામમાં ઉત્તમ છે, તથા મોઢું આવ્યું હોય ત્યારે તેમજ મોઢામાંથી અત્યંત થુંક વહેતું હોય ત્યારે કોગળા કરવામાં ઉપયોગી છે તેની છાલની રાખ ધારાં તથા જખમ ઉપર દબાય છે તેમજ સાદા મલમની સાથે મેળવી વૃણ ઉપર લગાડવામાં આવે છે. પૌષ્ટિક તરીકે તેનો ગુંદ વપરાય છે.

## બીજોરૂં.

વર્ણન:—બીજોરાનું ઝાડ લીંબુની જાતનું છે. બીજોરાનું ફળ મોટા લીંબુથી બમણું ત્રમણું મોટું થાયછે પણ તે તેની માફક ગોળ થતું નથી અને તે વધારે લાંબું હોયછે. તેની છાલ ઘણી જાડી અને ખાડા વાળી હોયછે.

ગુણ:—અમ્લ, પિત્તશામક, દીપન.

ઉપયોગ:—બીજોરૂં પિત્તશામક અને દીપન હોવાને લીધે અજીર્ણને માટે વપરાતાં ચૂર્ણોને તથા ગોળીઓને તેના સ્વરસની ભાવના દેવામાં આવે છે. તે રૂચી આપનાર છે અને અનાજ ઉપર પ્રિતી કરાવે છે. તે સ્વાદિષ્ટ છે અને તેની સુગંધી માણસને પ્રીય હોવાથી જે ચીજમાં તેનો રસ નાખવામાં આવે તે ચીજ સ્વાદ આપેછે. તેના દીપન ગુણથી મંદાગ્નિ દૂર થાયછે અને અનાજનું પાચન થાયછે; તેથી તે ગુલ્મ, આફરો, બરોળ, પેટ ચુંક વિગેરે દરદોમાં અપાય છે. ઉલટી, મોળ વિગેરે તેથી બેસી જાયછે. અજીર્ણ અને તેની વિકૃતિ ઉપર બીજોરાના રસને ક્ષાર અને દીપન પદાર્થ સાથે મેળવવામાં આવેછે, અને તેના પિત્તશામક ગુણને માટે બીજી પિત્તશામક દવા સાથે તેનો સંયોગ કરવો યોગ્ય છે.

બીજોરાનો રસ, મધ અને જવખાર સાથે મેળવી પીવાથી પાર્શ્વશૂળ, બસ્તિ શૂળ અને પેટ ચુંક વિગેરે બેસે છે. બીજોરાના રસને સિંધવ સાથે મેળવી પેટ શૂળ માટે પીવા અપાય છે અને તેથી ગમે તેવી પેટ ચુંક હોય તો તે પણ બેસી જાયછે. પિત્તશામક તરીકે બીજોરાના રસનો ઉપયોગ નારંગીના જેવો છે પણ નારંગીની માફક તેનું ફળ ખવાતું નથી. તેના રસની અંદર સાકર અને એળચી નાખી પીવાથી દાહ તથા તૃષાશાન્ત થાય છે. તે શિવાય તે પિત્તજ્વરમાં અરૂચી, ઓકારી, ઝાડો તથા ભ્રમ ઉપર અપાય છે. બીજોરાના પાનનો, આંબાના પાનનો તથા જાંબુના પાનનો રસ પીવાથી ઉલટી દબાય છે. ઉનાળાના તડકામાં શરીરની કેટલીક ગરમી શાન્ત કરવા માટે શરબત સાથે બીજોરાનો રસ નાખી પીવામાં આવે છે. બીજોરાનો રસ કેટલીક ધાતુઓના મારણ માટે ઉપયોગી છે.

માત્રાઃ—રસ ૨ થી ૫ તોલા.

## બીલી.

વર્ણનઃ—બીલી આપણા દેશનું એક પવિત્ર ઝાડ છે અને તે શિવાર્ચનને માટે હમેશાં વપરાય છે. તેની દરેક ડાંખળીમાં ત્રણ ત્રણ પાન હોયછે. તેનું ફળ આપણા દેશમાં બીલાંના નામથી પ્રસિદ્ધ છે. ઔષધમાં તેના ફળનો ગર્ભ, છાલ અને પાંદડાં વપરાય છે, તો પણ તેનો ગર્ભ જેવી રીતે વપરાય છે તેવી રીતે છાલ કે પાન વપરાતાં નથી.

બનાવટઃ—૧ બિલ્વાદિ ચૂર્ણ.

૧ બિલ્વાદિ ચૂર્ણ=સુકેલાં બીલાનો ગર્ભ, મોથ, ધાવડીનાં ફુલ, કાળીપાટ, મોચરસ એ સર્વે સમભાગે લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

ગુણઃ—ગ્રાહી, દીપન, તથા પિત્તશામક.

ઉપયોગઃ—બીલીનું મૂળ દશ મૂળમાં આવેછે. બીલીના ફળનો ગર્ભ અતિસાર, રક્તાતિસાર તથા સંગ્રહણી ઉપર અપાય છે. બિલ્વાદિ ચૂર્ણ ગોળ અને છાશમાં મેળવી પીવાથી ઘણો સખ્ત અતિસાર દબાયછે. તે શિવાય તે ચૂર્ણ બાળકોને અતિસાર અને લોહી ખંડ ઝાડાની અંદર ઉપયોગી છે. બીલીના ગર્ભને ગોળની સાથે લેવાથી તીક્ષ્ણ અતિસાર અને મરડાની અંદર ફાયદો થાયછે તથા તેથી પેડુની અંદર થતી પીડા દૂર થાયછે. જ્યારે અતિસાર લંબાય છે ને સંગ્રહણીનું રૂપ ધારણ કરેછે

ત્યારે બીલાંનો ગર્ભ અગર તેની કોઈ પણ સારી બનાવટ દીપન પેદાથ સાથે મેળવી આપવી યોગ્ય છે.

અર્શ અને રક્ત પિત્તની અંદર તેનો ઉપયોગ ફાયદાકારક છે. બીલાંની અંદર ગ્રાહી તથા દીપન ગુણ હોવાથી જેમ ઝાડો કબજ થાય છે તેમ આમનું પણ પાચન થાય છે. તેથી જઠરાગ્નિ પ્રદિપ્ત થઈ શરીરમાં શક્તિ આવે છે.

જ્યારે આંતરડામાં છિદ્ર પડ્યું હોય છે અને ઝાડામાં પરૂ પડે છે ત્યારે બીલી આપવી યોગ્ય છે.

ઝાડો બંધ થવાને માટે હીરકચ્યાં ફળનો ગર્ભ ઉપયોગી છે. પાકેલાં ફળનો ગર્ભ ઉલટો સારક છે, તેથી ઝાડો સાફ આવે છે અને પિત્તનું શમન થાય છે. તેનું શરબત કરી પીવાથી એક બે દસ્ત સાફ ઉતરે છે. પિત્ત જ્વરમાં તે ફાયદો કરે છે. જ્યારે દાંતમાંથી લોહી પડે છે ત્યારે બીલીનો ગર્ભ એકલો અગર તેનું શરબત ઉપયોગી છે. રકત પિત્ત ઉપર પણ તે ફાયદાકારક છે.

બીલીનો ગર્ભ ઉલટી ઉપર ઉપયોગી છે તેમજ બીલીના મૂળના ઉકાળામાં સાકર નાખી પીવાથી પેટમાં બીલકુલ પાણી ન છબતુ હોય તો તે પણ છબે છે.

બીલીનું મૂળ વાત વ્યાધિમાં ઉપયોગી છે. ઉદાસીન વૃત્તિથી રહેની દીલગીરીમાં અને માનસિક ગમગીનીમાં તથા છાતીના થડકામાં તેના મૂળની છાલ વપરાય છે. તેના પાંદડાનો સ્વરસ પણ તેના પાકેલા ગર્ભની માફક સારક છે. મરીની સાથે સોજા, બંધ કુષ્ટ અને જળંદરની અંદર તે અપાય છે.

બીલીના ગર્ભને શેકવાથી તેના ગુણમાં વધારો થાય છે. બીલીનું શરબત પીવાથી મગજને ઠંડક થાય છે તેમજ તેથી તૃષા તથા દહ મટે છે.

માત્રાઃ—બીલીનો ગર્ભ બેથી ચાર આના ભાર, બિલ્વાદિ ચૂર્ણ બેથી ચાર આનાભાર.

## બહેડાં.

**વર્ણનઃ**—બહેડાંનું ઝાડ મોટું થાય છે અને તેનાં પાન આગળ પાછળ સાંકડાં અને વચમાં પહોળાં થાય છે. ઔષધમાં તેનાં ફળ વપરાય

છે. તેના લાકડાનો અંગાર કાટોડા તપાવવાના કામમાં આવે છે અ-ને બેહેડાંના લાકડાંથી તપાવેલ કાટોડાનું બનાવેલ મંડૂર ઉત્તમ ગણાય છે.

**બનાવટઃ**—બીભિતક પુટપાક=બેહેડાંનો પુટપાક.

૧ બીભિતક પુટપાક=બેહેડાંની છાલને જરા ઘી લગાડી વડના પા-નમાં બાંધી માથે ઘઉંના લોટનો લેપ કરી તે ગોળાને દેવતામાં પકવ-વો. પછી તે ગોળો પાકે ત્યારે કાઢી લઈ તેની અંદરથી બેહેડાંની છાલ કાઢી લેવી.

**ગુણઃ**—શીતળ, શોધક અને પિત્ત શામક.

**ઉપયોગઃ**—બહેડાંનું ફળ ત્રિફળામાં આવે છે, અને ખાવાને માટે ફક્ત તેની છાલજ વપરાય છે. તેનું મીંજ ઝેરી હોવાથી ખવાતું નથી તો-પણ તે બહાર ચોપડવાના કામમાં આવે છે. તેના મીંજને પાણીમાં વાટી ચોપડવાથી દા'હ શાન્ત થાય છે અને તેટલા માટે વાતરક્તવાળા દરદીને હાથે અને પગે તેનો લેપ કરવો યોગ્ય છે.

ત્રિફળાની અંદર તેની છાલ આવે છે અને જૂદા જૂદા રોગ ઉ-પર વપરાય છે તોપણ તે એકલી બહુ વપરાતી નથી.

પુટપાકની રીતે પકવેલી તેની છાલ મોંમાં રાખવાથી ઠાલી ઉધરસ તેમજ સાદ બેસી ગયો હોય ત્યારે ફાયદો થાય છે. તે શિવાય બેહેડાંની છાલને ઘીમાં તળી મોંમાં રાખવામાં આવે છે. તેથી ગળુ આવી ગયું હોય તો તે પણ મટે છે. બહેડાંના મગજનો લેપ ભીલામું ઉડવાથી થએ-લ સોજા તથા દાહ ઉપર ઉપયોગી છે અને બહેડાંનો મગજ, જેઠીમધ, નાગરમોથ અને ચંદન એ ચારે ચીજના લેપથી ભીલામું ઉડવાથી ઉઠેલી ફોલ્લીઓ બેસી જાય છે. સાદ બેસી જવાને માટે બેહેડાંની છાલ, સિંધાલૂણ અને પીંપરની સાથે મધમાં ચાટવાથી ફાયદો થાય છે.

અભિષ્યંદની અંદર તેની છાલનો લેપ આંખ ઉપર કરવા-માં આવે છે.

**માત્રાઃ**—તેની છાલ બે વાલ.

## બ્રાહ્મી.

**વર્ણનઃ**—બ્રાહ્મીનો છોડ બહુ મોટો થતો નથી. ભોંય ઉપર તેનાં થડ પથરાતાં ચાલે છે. તેનાં પાંદડાં આશરે દોઢ ઇન્ચ પહોળાં અને બે ઇં-ન્ચ લાંબાં થાય છે, અને તેની હેઠલી બાજુ ઉપર ઝીણા રુવાંટા હોય

છે. તે ભીની જગ્યા ઉપર બહુ થાય છે. તેને અભાવે વૈદ્યો ઉંદર કાની વાપરે છે. તેનું થડ પાતળું થાય છે અને તેની વચમાં હાંસીઓ હોય છે. તે સ્વાદે કડવી છે.

બનાવટ:—૧ બ્રાહ્મી ઘૃત ૨ સારસ્વત ચૂર્ણ.

૧ બ્રાહ્મી ઘૃત=બ્રાહ્મીનો રસ ૪ શેર, ઘી ૪ શેર, વજ, કુષ્ટ ને શંખ પુષ્પિના મૂળ એ ત્રણેનું ચૂર્ણ અર્ધો શેર ભેળાં કરી ફક્ત ઘી રહે ત્યાં સુધી ઉકાળવું. તૈયાર થાય તે બ્રાહ્મી ઘૃત.

૨ સારસ્વત ચૂર્ણ-બ્રાહ્મી, વજ, હરડે, અરકુશી અને પીંપર એ પાંચેનું ચૂર્ણ કરવું.

ગુણ:—શોધક અને પૌષ્ટિક.

ઉપયોગ:—બ્રાહ્મી શોધક તરીકે ત્વક્દોષમાં ઉપયોગી છે અને મગજને પુષ્ટિ આપનાર તરીકે જૂદી જૂદી જાતના વાત વ્યાધિમાં વપરાય છે. બ્રાહ્મી વાત રક્તમાં ઘણી અકસીર દવા ગણાય છે. જો કે તેથી વાત રક્ત સાવ મટી જતો નથી તોપણ તેનાં ઘણાં ખરાં ચિન્હોને તે દબાવે છે અને શરીરની તંદુરસ્તીને સુધારે છે. જે ગુણ તે વાતરક્તમાં કરે છે તે ફક્ત લોહીને સુધારીનેજ કરે છે, અને સુન પડી ગએલા ભાગને સ્પર્શ જ્ઞાનની શક્તિ તે પાછી આપે છે. ઉપદંશના વ્યાધિમાં પણ તે ઉપયોગી છે. જ્યારે તે ફૂટી નીકળે છે, તથા તેથી ગ્રંથી બંધાય છે, અને જૂદા જૂદા ભાગ ઉપર વિસ્ફોટકનાં જેવાં ઘારાં પડે છે, ત્યારે બ્રાહ્મીનું ઘી આપવાથી સારો ફાયદો થાય છે, તેમજ તેનો ભૂકો છાંટવાથી પણ ઉપદંશનું ઘારૂં જલદી રૂઝાય છે. બ્રાહ્મીના પાનમાં એક જાતનું તેલ રહેલું છે, અને તે તેલમાં બ્રાહ્મીનો ખાસ ગુણ રહેલો છે; માટે બ્રાહ્મીનું ચૂર્ણ બનાવવા સારૂ તેના પાંદડાંને છાયાની અંદર સૂકવવાં. જો સખ્ત તડકાની અંદર સૂકવવામાં આવે તો તેની અંદરે રહેલો તેલનો ભાગ ઉડી જાય છે, ને તેથી તે ચૂર્ણ કાંઈ પણ ફાયદો કરતું નથી.

બ્રાહ્મી જેમ ખાવાથી ફાયદો છે તેમ તે લગાડવાને માટે પણ આવે છે. કુષ્ટ, વિચર્ચિકા તથા બીજા હઠીલા ત્વક્દોષની અંદર બ્રાહ્મીનું ઘી ચોપડાય છે.

વાત વ્યાધિમાં અને ખસૂસ કરીને જે વાતવ્યાધિમાં મતિનો ભ્રમ

થાય છે તે વાતવ્યાધિમાં બ્રાહ્મી ઘણી ઉપયોગી છે. તે મગજને પુષ્ટિ આપનાર છે અને સુધારનાર છે. ઉન્માદ રોગની અંદર બ્રાહ્મીનું ઘી સેવન કરવાથી ફાયદો થાય છે; પણ આમાં એટલું યાદ રાખવાનું છે કે તીક્ષ્ણ ઉન્માદવાળાને બ્રાહ્મી ફાયદો કરતી નથી. જીર્ણ ઉન્માદની અંદરજ તે ઉપયોગી છે. જીર્ણ ઉન્માદમાં દરદી બેભાન પણ શાન્ત હોય છે, તેમાં કોઈ પણ જાતનું મદોન્મતપણું જોવામાં આવતું નથી, તેમજ તેને દબાવવાનો કે તેને પકડીને કેદ રાખવાની જરૂર નથી. તેનામાં કોઈ પણ જાતનો જોસ્સો દેખાતો નથી પણ ફક્ત બે ભાનપણું હોય છે. કોઈ પણ કામ તે રીતસર કરી શકતો નથી. ઘડીકમાં તે કામ કરે છે ને ઘડીકમાં પાછો વીંખી નાખે છે તથા તેને બોલવાની શુદ્ધિ હોતી નથી અને જેમ તેમ બેઠો બેઠો શાન્ત રીતે બબડ્યા કરે છે. આ-વા દરદીને બ્રાહ્મીનું ઘી બે ત્રણ મહિના સુધી ખવરાવવાથી તેની મતિ ઠેકાણે આવે છે, તે પોતાનાં કામ રીતસર કરે છે અને પોતે કેટલોક સાવચેત થયો હોય એમ દેખાય છે તેમજ તેનું નિત્યનું વર્તન બેફામ વગરનું જણાઈ રહે છે. બ્રાહ્મીનું ઘી અગર સ્વરસ ગમે તે આપવામાં આવેતો પણ તે ફાયદાકારક છે. તીક્ષ્ણ ઉન્માદની અંદર દરદી ઘણોજ જોસમાં હોય છે. બ્રાહ્મી ઉન્માદ રોગમાં ઉપયોગી છે એવું કેટલાક વૈદ્યોના ધ્યાનમાં હોવાથી તે આવે ઠેકાણે બ્રાહ્મીનો ઉપયોગ કરે છે પણ આટલું તેમણે ધ્યાનમાં રાખવું જોઇએ કે તીક્ષ્ણ ઉન્માદમાં બ્રાહ્મીનો ઉપયોગ કરવો નહિ. બ્રાહ્મી મગજને પુષ્ટિ આપનાર હોવાથી તેથી દરદી ઉલટો વધારે જો-સમાં આવે છે. આ પ્રસંગે તેને પગમાં બેડી નાખી કબજ રાખવો તથા ઘણા વખત સુધી ઘેનમાં રાખવો એજ વૈદ્યનું મુખ્ય કર્તવ્ય છે અને તેથી ઉલટીજ રીતે જીર્ણ અને શાન્ત ઉન્માદમાં દરદીના મગજને સતેજ કરવું એજ વૈદ્યનું કામ છે. બ્રાહ્મીમાં મગજને સતેજ કરવાના ગુણ હોવાથી તે શાન્ત ઉન્મા-દમાં અગર ઉન્માદના પાછલા ભાગમાં ઉપયોગી છે અને તીક્ષ્ણ ઉન્માદમાં તે નુકસાનકારક છે. કોઇ પણ જાતનું જોસવાળું ચિન્હ દેખાણા સિવાય ઉન્માદ સ્થપિત થશે એમ લાગતું હોયતો બ્રાહ્મીનું ઘી શરૂઆતથીજ આપવું; અને તીક્ષ્ણ રૂપ ધારણ કર્યા પછી શાન્ત રૂપ ધારણ કરતા ઉન્માદની અંદર પહેલ વહેલી ઘેનની અને નિદ્રા લાવવાની દવા આપવી અને પાછળથી બ્રાહ્મીનું ઘી આપવું. આવી રીતે બુદ્ધિના રોગનું તે

શમન કરે છે. બ્રાહ્મીનું ઘી મગજના ઉદાસીનપણામાં અપાય છે. આ કાંઈ કોઇ જાતની બેચેની નથી તોપણ મગજમાં નબળાઇ રહેવાથી દરદીને સંભ્રમ વિભ્રમ થાય છે, જે સારસ્વત ચૂર્ણ લેવાથી દૂર થાય છે. તે શિવાય ગતિને હરકત કરનાર વાત વ્યાધિમાં પણ તેનો ઉપયોગ પ્રશસ્ત છે. અર્ધાંગ વાયુ, અર્દિત, પક્ષાઘાત ને સંધિવામાં બ્રાહ્મી ઉપયોગી છે.

બ્રાહ્મીનો સ્વરસ, કોળાનો સ્વરસ, વજનો સ્વરસને શંખાવળીનો સ્વરસ ભેગાં કરી મતિ અને ગતિને ભ્રમ કરનાર વાત રોગ ઉપર અપાય છે.

અપસ્માર ઉર્ફે વાઈના દરદમાં બ્રાહ્મીનું ઘી ઘણુંજ પ્રશસ્ત છે. તેનો સ્વરસ, તેનું ઘી અને તેનું ચૂર્ણ એ મુખ્યત્વે કરીને વપરાય છે, તેમજ બીજી યોગ્ય દવાઓ સાથે તે પાકમાં પણ પડે છે. તેમાં થોડો ઘણો ગ્રાહી ગુણ રહેલો છે અને તેથી બાળકોને આંકડી આવતી હોય ત્યારે અથવા ઝાડમાં લોહી પડતું હોય ત્યારે તેનાં ત્રણ ચાર પાંદડાંનો રસ સાકર અને જીરાં સાથે મેળવી અપાય છે, અને તેના પાનનો કુચો ડુંટી ઉપર ચોપડાય છે. ખોટી ગરમીથી ફૂટી નીકળતા ફોડલાઓને માટે બ્રાહ્મીનો રસ શરીરે ચોપડાય છે તેમજ કચર થઈ હોય તથા કોઈ પણ ભાગને સારી પેઠે વાગ્યું હોય ત્યારે તેના પાનનો તે ઉપર ખરડ કરવામાં આવેછે.સ્વરભંગને માટે બ્રાહ્મી ઉપયોગી છે. તેનાં પાંદડાંને ઘીમાં તળી સાદ બેસી ગયો હોય ત્યારે મોંમાં રાખવામાં આવે છે તેમજ ક્ષયની અંદર જ્યારે સાદ બેસે છે ત્યારે બ્રાહ્મી, વજ, હરડે, અરડુશીને પીંપરના ચૂર્ણને મધની સાથે ચાટવામાં આવે છે. દિવસમાં બે વખત પાવલાભાર માત્રાથી જો ઉપલું ચૂર્ણ સાત દિવસ સુધી ચાટવામાં આવેતો ક્ષયીનો સાદ ઉઘડે છે.

માત્રાઃ—બ્રાહ્મીનો સ્વરસ ॥ થી ૧ તોલો; ઘી ૨ થી ૪ તોલા, સુકાપાનનું ચૂર્ણ ૨ થી ૪ વાલ; સારસ્વત ચૂર્ણ પાવલાભાર.

## ભાંગ.

વર્ણનઃ—ભાંગના છોડ મોટા માણસના કદના થાય છે. તેનાં પાન લાંબાં અણીઆળાં થાય છે તથા તેની કોર કરવતીની પેઠે આંકાવાળી હોય છે. તેનાં ફુલ પીળાં થાય છે. ભાંગનાં પાનનો રંગ ઘાટો લીલો હોયછે અને બજારમાં તેનાં સૂકાં પાનનો ભૂકો દાણા સહીત મળે છે. તેમાંથી ખાસ ગંધ નીકળે છે, જે ભાંગ શિવાય બીજી કોઈ પણ ચીજમાં નથી. જેણે એક વખત ભાંગની સુગંધી લીધી હશે તે ફરીને કદી ભુલ-

માર નથી. ગાંજો એ ભાંગના માદા ઝાડની ફુલવાળી ડાંખળીઓ છે અને તેમને તોડી સૂકાવી રાખવામાં આવે છે. તેના પાંદડાંને ભાંગ કહે છે અને ફુલ અને દાણાને ગાંજો કહે છે. ભાંગની અંદર કોઈકજ દાણો હોય છે તેમ ગાંજાની અંદર પાનનો ડુચો થોડો હોય છે. ભાંગ કરતાં ગાંજો વધારે જોસમદાર છે.

ચરસ એ તેના ઝાડમાંથી નીકળેલ રસનો જામી ગએલ લીલો ભુંખરા રંગનો રાળ જેવો ભૂકો છે જેમાંથી ભાંગની ખાસ સુગંધી આવે છે, અને તેની અંદર ભાંગની કુચાંઠી અને પાંદડાંના કટકા હોય છે. આ લોટ જેવો ભૂકો ડાળીમાંથી, પાનમાંથી અને ફુલમાંથી કાઢી લેવામાં આવેછે. ગાંજાની અંદર જે ફુલની ડાંખળીઓ હોય છે તેમાંથી આવો ભૂકો ખેરવામાં આવતો નથી. તે શીવાય માજમ અને ભુરકી એ બે તેના સુપ્રસિદ્ધ બનાવટો બજારમાં તૈયાર મળેછે.

બનાવટ:—૧ વિજયા ચૂર્ણ ૨ મદન મોદક.

વિજયા ચૂર્ણ=ભાંગને શેકી તેનું ચૂર્ણ કરવું.

૨ મદન મોદક=ત્રિફળા, ત્રિકટુ, કાકડાશીંગી, કુષ્ટ, ધાણા, સિંધાભૂણ, કચોરો, તાલીસપત્ર, કાયફળ, નાગકેશર, અજમો, જેઠીમધ, મેથી દાણા, જીરૂં, શાહજીરૂં એ સમભાગે લઈ તે બધાંની બરાબર ઘીમાં તળેલી ભાંગ લેવી અને જેટલી ભાંગ તેટલી સાકર લઈ તેની ચાસણી કરી ઉપલી બધી ચીજનું ચૂર્ણ તેમાં નાખવું. પછી તેમાં તાજું ઘી, મધ, તલ, એળચી, તજ, તમાલપત્ર અને કપૂર એ બધું એકેક ભાગ નાખી તેની ગોળી કરી રાખવી.

ગુણ:—પીડા શામક, નિદ્રા લાવનાર અને સ્નાયુ શૈથિલ્ય કૃત.

ભાંગના ઝેરી ચિન્હ:—ભાંગ વધુ ખાવાથી શરીરમાં પહેલ વહેલો વધુ જોસ્સો જણાય છે, નાડી જલદ ચાલે છે, દરદી બહુ બોલે છે, ગાય છે ને ઘણો જોસવાળો હોય તેવાં કૃત્ય કરેછે. તેને ક્ષુધા બહુ પ્રદિપ્ત થાયછે અને આવી અસર દરદીને એક બે કલાક સુધી રહેછે. તે દરમ્યાનમાં દરદીને નિદ્રા આવેછે અને તે બેભાન પડ્યો રહેછે. જો મૃત્યુ નીપજાવે તેટલી ભાંગ ન લીધી હોય તો પછળથી દરદી જાગૃત અવસ્થામાં આવેછે અને કેટલીક વખત દરદીનું સખ્ત માથું દુખે છે. જો ભાંગ વધારે લેવાણી હોય તોપણ ભાંગની અસરથી મૃત્યુ થતાં એટલી બધી વાર લાગે છે કે તે પહેલાં ઔષધ ઉપચાર કરવા માટે પૂરતી તક મળેછે અને દરદી મરણ પામતો નથી. પણ જ્યારે કાંઈ ઉપાય કરવામાં

આવતો નથી ત્યારે દરદીનો શ્વાસ ઘુંટાય છે અને તે ગુજરી જાયછે. ભાંગનું ઝેર લીધા પછી સાજા થએલ દરદીને કેટલાક દિવસ સુધી ઘેલછા રહેછે. જ્યારે દરદીને ભાંગથી જોસ્સો આવેછે ત્યારે તે દોડે છે, તેની આંખો લાલચોળ ચકર ચકર ફર્યા કરેછે અને પૂર્ણ તંદુરસ્ત જોસ્સાવાળો માણસ હોય તેમ તે બક્યા કરેછે. જેઓને અતિશય ભાંગ લેવાની ટેવ હોય તેમનો મગજ ખરાબ થઈ જાયછે, અને વખતો વખત ન દબાવી શકાય તેવા જોસ્સામાં તે આવી જાયછે. તેની ચાલ જુદીજ રીતની હોયછે. તેની આંખો બહુ ચપળ, આનંદીને લુચ્ચાઇથી ભરપૂર દેખાય છે. ઘણા દિવસના વ્યસનથી ક્ષુધા મંદ થઈ જાયછે અને શરીર નબળું થાયછે અને તેનો ચેહેરો તેના દીર્ઘ કાળના વ્યસનની સાક્ષી પૂરેછે.

ઉપયોગઃ—ખાવાની દવા તરીકે ફક્ત ભાંગનોજ ઉપયોગ થાયછે. ગાંજો પીવાના કરતાં ધૂમ્રપાનને માટે વધારે પ્રસિદ્ધ છે. આંચકી ધનુર, હડકવા, ઉન્માદ વિગેરેમાં ભાંગ અપાય છે. ભાંગની મોટી મોટી માત્રાઓ વાતવ્યાધિમાં આપવામાં આવેછે. વાતવ્યાધિમાં ભાંગને વાપરવા પહેલાં તેને શુદ્ધ કરવાની જરૂર છે. ભાંગને દૂધની અંદર ઉકાળવાથી તે શુદ્ધ થાયછે. તે શૂળ તથા વાતરોગમાં વપરાય છે. તેથી ખેંચતાણ કમતી થાયછે અગર તેનો આવવાનો વખત છેટો થતો જાયછે. આને માટે તેની ભૂકી શેકીને અગર ઘીમાં તળીને અપાય છે. મગજના તેમજ બીજા કેટલાક વ્યાધિમાં થતી અનિદ્રામાં તે અપાય છે. જ્યારે નિદ્રા નથી આવતી ત્યારે ભાંગની ભૂકી મધમાં મેળવી ચાટી જવાથી સારી પેઠે નિદ્રા આવેછે ને પીડા શાન્ત થાયછે.

કટીશૂળ અને આર્ત્તવ રોગને લીધે થતા કમરના દુખાવામાં, મસ્તક શૂળમાં તેમજ આધાશીશી વિગેરેમાં ભાંગ સારો ફાયદો કરેછે. તેની અંદર માદક અસર રહેલી છે ને તેથી આવા સખ્ત દુખાવામાં દરદની પીડા જણાતી નથી. કેટલીક વખતે જ્યારે અફીણ આપવું યોગ્ય નથી ત્યારે નિદ્રાને માટે ભાંગ અપાય છે. નિદ્રા લાવનાર તથા પીડાશામક તરીકે અફીણથી ઉતરતી બીજા નંબરની આ દવા છે. અત્યાર્તવમાં આ દવા આપવાથી પીડા શાન્ત થાયછે તેમજ લોહીનું બહુ પડવું બંધ થાયછે કારણ કે તેમાં ગ્રાહી ગુણ પણ રહેલો છે. ગર્ભાશયના અર્બુદમાં તેમજ ગર્ભાશયના બીજા રક્તસ્રાવમાં ભાંગ ઉપયોગી છે. તેથી સ્ત્રીની વેણ

પાછી પ્રદિપ્ત થાય છે. દમ, સુકી ઉધરસ, ખાંસી વિગેરેમાં ભાંગ અપાય છે.

અપસ્મારના દરદીને જ્યારે માથું દુખે છે ત્યારે ભાંગનું ચૂર્ણ સેવાથી ફાયદો થાયછે. ગૃધ્રસિ, રાંઝણ અને જીર્ણ સંધિવામાં તે અપાયછે. જે જે વાતવ્યાધિમાં શરીર નબળું પડી ગયું હોયછે અને દરદીને વિશ્રાંતિની જરૂર છે ત્યાં દરદીને વિશ્રાંતિ આપી તેની શમિત શક્તિનું ભાંગ પુનઃઉદ્દીપન કરેછે. દમ, સુકી ઉધરસ, હેડકી વિગેરેમાં ભાંગ પીવાથી ફાયદો થાયછે. આ દેશમાં ભાંગની પેટમાં ખાવાથી ઘણી સારી અસર એકદમ જણાતી નથી. અને ગાંજાની બીડી કરી પીવાથી ઘણો સારો ફાયદો જણાય છે. અજીર્ણમાં તે ઉપયોગી છે, તેથી ઉલટીને મોળ બંધ થાયછે અને જઠરાગ્નિ પ્રદિપ્ત થાયછે. ઝાડો, અતિસારને સંગ્રહણીની દવામાં ભાંગ પીવી બહુ ઠંડી છે, અને તે પીવાથી પિત્તનું શમન થાયછે. જ્યારે ઉનાળામાં દરદીને તરસ બહુ લાગે છે તથા શરીરમાં દાહ બહુ થાયછે ત્યારે ભાંગ વાટી પીવાય છે. આ દેશમાં ભાંગ પીવાનો રીવાજ ઘણો છે. ગાંજો, માજમ અને ભુરકી એ ફક્ત શરીરમાં જોસ્સો વધારવા માટે સેવાય છે. ભાંગની ચેપલી કરી આમળ ઉપર લગાડવાથી આમળ નીકળતી અટકે છે. ભાંગ કામની વૃદ્ધિને માટે બહુ વપરાય છે. કૌવત આપનારી કેટલીક દવાને ભાંગની ભાવના દેવામાં આવે છે અને કેટલોક બનાવટોમાં અરધો અરધ ભાંગ પડેછે. તેથી મગજને થોડા વખતને માટે પુષ્ટિ મળે છે અને તેને સુરત શ્રમ જણાતો નથી.

મદન મોદક નામની બનાવટ વાજીકરણ તરીકે ઘણી પ્રસિદ્ધ છે.

ખરજવા વિગેરે ત્વક્દોષમાં જ્યારે ચેળ ઘણી આવે છે અને વાતરક્તનો સખ્ત દાહ શાન્ત થતો નથી ત્યારે ભાંગની મોટી માત્રા આપવાથી દરદીને શાન્તિ જણાય છે. ઉંદરવાની સખ્ત બળતરામાં ભાંગ પીવી યોગ્ય છે. લુખસ, ખુરટ તથા સૂક્ષ્મ ત્વક્દોષ જે ખોટી ગરમીથી ઉપડી આવેછે તે ભાંગ પીવાથી શાન્ત થાયછે.

**માત્રા:**—ભાંગનો ભુકો શેકેલો ૧ થી ૨ વાલ, મદન મોદક પાવનાથી અર્ધાભાર.

## ભાંગરો.

**વર્ણન:**—ભાંગરો બે જાતનો થાયછે. એક ધોળો ને બીજો પીળો. ધોળાં ભાંગરાનાં ફુલ ધોળાં ને પીળા ભાંગરાનાં ફુલ પીળાં થાયછે. તે

બન્ને જાતનાં ઝાડ જમીનથી વેંત દોઢ વેંત ઉંચાં થાય છે. પીળા ભાંગરામાં સારી ખુશબો રહેલી છે. તેનાં પાન સામસામાં લાંબાં અને બુઠાં હોયછે અને તે લંબાઈના પ્રમાણમાં બહુ ટુંકાં છે. આ શિવાય એક કાળો ભાંગરો થાયછે તે દેખીતો ધોળા ભાંગરાને મળતો છે પણ તેનું થડ, પાન, ડાળીઉં વિગેરે કાળાં થાયછે. તે શિવાય બાકી બધી રીતમાં તે ધોળા ભાંગરાને મળતો છે. ભાંગરાનો રસ ખુલ્લો રાખવાથી કાળો થઈ જાયછે. તેના આખા છોડ ઉપર ધોળી રુવાંટ હોયછે.

બનાવટ:—૧ ભૃંગરાજ ચૂર્ણ ૨ ભૃંગરાજ તેલ ૩ ષડ્બિંદુ તેલ.

૧ ભૃંગરાજ ચૂર્ણ–જાયફળ, વાવડીંગ, ચિત્રક, તગરનાં ફુલ, તલ, તાલીસપત્ર, રક્ત ચંદન, સુંઠ, લવીંગ, કપૂર, હરડાં, આમળાં, કાળાં મરી, પીપર, વંશલોચન, તજ, એલચી, તમાલ પત્ર, નાગકેશર એ બધી ચીજો એક તોલા લઈ તેમાં છપન તોલા ભાંગરાના પાનનું ચૂર્ણ નાખવું અને તે બધાની બરોબર સાકર મેળવી ચૂર્ણ તૈયાર કરવું. આનું નામ ભૃંગરાજ ચૂર્ણ.

૨ ભૃંગરાજ તેલ–તલનું તેલ ૪ શેર, ભાંગરાનો રસ ૧૬ શેર, લોઢાનો કાટોડો, ત્રિફળા અને ઉપળેટ એ ત્રણે ચીજ મળી એક શેર; તે બધી ચીજો ભેગી કરી રીતસર તેલ સિદ્ધ કરવું.

૩ ષડ્બિંદુ તેલ–તલનું તેલ ૪ શેર, બકરીનું દુધ ૪ શેર, ને ભાંગરાનો રસ ૧૬ શેર એ બધી ચીજો ભેગી કરી તેમાં એરંડ મૂળ, તગર, સુવા, જીવંતી, રાસ્ના, સિંધાલૂણ, ભાંગરો, વાવડીંગ, જેઠીમધ અને સુવા એ બધી ચીજનું સમભાગે એક શેર ચૂર્ણ નાખવું અને રીતસર તેલ સિદ્ધ કરવું.

ગુણ:—પૌષ્ટિક, પિત્તશામક અને કેશ કાળા કરનાર.

ઉપયોગ:—પેટમાં ખાવા માટે ભાંગરાનું ચૂર્ણ અપાય છે ને તેથી ઉધરસ, સળેખમ વિગેરે બંધ પડે છે. તેથી ત્વક્‌દોષ અને વાળના રોગમાં પણ ફાયદો થાય છે. જેવો તેનો ઉપયોગ બહાર લગાડવાનો છે તેના પ્રમાણમાં ખાવાને માટે તે ન જીવું છે. ભાંગરાનો રસ બહાર લગાડવાથી તે ભાગ કાળો થઈ જાય છે. વાળને કાળા કરવા માટે ભાંગરાનું તેલ ઘણું પ્રસિદ્ધ છે. તેથી માથાની અંદરનો ખોડો મટે છે ને ટાલ ઉપર વાળ ઉગે છે. જો કે ઘણા દિવસની જીર્ણ ટાલ ઉપર વાળ નથી ઉગતા

તોપણ વખતે વખત વાળ ખરતા જાય અને તેથી ટાલ પડશે એમ ધાસ્તી લાગે ત્યારે ભૃંગ રાજ તેલ લગાડવાથી વાળ ખરી પડતા અટકે છે. આ દરદ ગર્ભીણી સ્ત્રીને કેટલકી વખતે જણાય છે. હજામત કરાવ્યા પછી વાળ વધે તેટલા માટે ભાંગરાનો રસ લગાડવામાં આવે છે. ષડ્બિંદુ તેલ સુંઘવાથી માથું દુખતું મટે છે. વાળ કાળા કરવા માટે ભાંગરાના જેવી બીજી એકે દવા નથી અને જે જૂદી જૂદી જાતના કલેફ વપરાય છે તેમાં ભાંગરો આવે છે, અગર તે કલેફને ભાંગરાના રસની ભાવના દેવામાં આવે છે. ખાવાની દવા તરીકે પિત્ત વિકારમાં ભાંગરાનો રસ ઘણો ઉપયોગી છે. પિત્તનો સ્ત્રાવ તેથી વધે છે. અર્શ, સંગ્રહણી, તથા બીજા યકૃતોદર વિગેરે ઉદર રોગમાં ભાંગરો ફાયદો કરે છે. અજમા અને ભાંગરાના ચૂર્ણને સાથે મેળવી પિત્તને ઓછું કરવા માટે અપાય છે તેમજ તાજાં જન્મેલાં બાળકને ભરાઈ જવાને માટે બે ટીપાં ભાંગરાનો રસ ને આઠ ટીપાં મધની સાથે મેળવી ચટાડવામાં આવે છે. મગજના વ્યાધિમાં તે ઉપયોગી છે. કોકણની અંદર આંચકી ઉપર તેની ખીર કરી ખવરાવવામાં આવે છે. ભાંગરાનો રસ એક તોલો, કુવાનો રસ પા તોલો, સુંઠનો રસ બે તોલા, નગોડનો રસ એક તોલો અને અગથીઆનો રસ ત્રણ તોલા, એ બધા રસથી ચોગણું નાળીએરનું પાણી લઈ ઉકાળવું. તેમાં થોડા ચોખા નાખી ખીર કરી તે દિવસમાં એક બે વખત ગોળની સાથે આપવી; તેથી આંચકી બેસી જાય છે.

માત્રાઃ—ભૃંગરાજ ચૂર્ણ બે આનીથી પાવલાભાર.

## ભારંગી.

વર્ણનઃ—ભારંગી એ આપણા દેશની એક સાદી ચીજ છે. ઔષધમાં તેનાં મૂળીઆં વપરાય છે. તેમાં સફેદ રંગના ફુલ થાય છે, ને તેના મૂળનો સ્વાદ અત્યંત કડવો અને તીખો હોય છે.

બનાવટઃ—૧ ભારંગ્યાદિ ક્વાથ.

૧ ભારંગ્યાદિ ક્વાથ=ભારંગી મૂળ, અરડુશીના પાન, દેવદાર, જેઠીમધ અને મોથ એ છ ચીજો સમભાગે લઇ તેના બે તોલાનો રીતસર ક્વાથ કરવો.

ગુણઃ—ઉષ્ણ, જ્વરઘ્ન.

ઉપયોગઃ—તે બીજી દવાની સાથે જૂદી જૂદી જાતના જ્વર, શ્લેષ્મ,

સસણી વિગેરેમાં અપાય છે. ભારંગ્યાદિ કવાથ શ્લેષ્મ જ્વરમાં ઘણો લાગુ પડે છે. તેથી તંદ્રા, ભ્રમ વિગેરે દૂર થાય છે. દમ ઉપર ભારંગી અને સુંઠ ઉના પાણી સાથે અપાય છે, તેમજ દમ ઉપર તથા સસણી ઉપર ક્વાથમાં તે પડેછે. ભારંગીના મૂળના ઉકાળામાં તેની લુગ્દી નાખી રીતસર સિદ્ધ કરેલ તેલ અમથા ગળતા બાળકને ચોપડવામાં આવે છે.

માત્રાઃ—ભારંગી રસ એકથી બે તોલા, ચૂર્ણ બે આનાથી પાવલાભાર.

## ભીલામું.

વર્ણનઃ—ભીલામું એ ઘણી ગરમ દવાછે અને તેનો ઔષધમાં ઉપયોગ કરવા પહેલાં તેની બહુજ સંભાળ રાખવી પડેછે. તેના ફળની ઉપલી છાલની નીચે એક જાતનો રસ રહેલો છે, જે તેલ જેવો ઘાટો છે ને શરીરે અડવાથી આખા શરીરમાં દાહ ઉત્પન્ન થાય છે. તેને ઔષધમાં વાપરવા પહેલાં તેની શુદ્ધિ કરવી પડેછે. તેના ફળનાં કાળા રંગનાં ગોળ, અંજીર જેવડાં ચકરડાં થાય છે. તેને ગાયના છાણની અંદર ઉકાળી ઠંડા પાણીએ ધોઈ નાખવાથી શુદ્ધ થાયછે.

બનાવટઃ—૧ ભલ્લાતકાદિ લેપ, ૨ ભલ્લાતક હરિતકી, ૩ ભલ્લાતકામૃત, ૪ ભલ્લાતકા વલેહ, ૫ કાંકાયની ગુટિકા, ૬ નારસિંહ ચૂર્ણ.

૧ ભલ્લાતકાદિ લેપ=ભીલામું, હીરાકસી, ચિત્રક મૂળ, થોરનાં મૂળ, દાંતીમૂળ અને ગોળ એ બધાં સમભાગે લઈ તેને આકડાના દૂધમાં વાટી લેપ કરવો.

૨ ભલ્લાતક હરિતકી-ભીલામું, હીમજ, કાળીપાટ, કડુ, અજમો, જીરૂં, મોથ, ચિત્રક અતિ વિષ, વજ, કચરો, પુષ્કર મૂળ, હીંગ, ઇન્દ્રજવ, સુંઠ, અને સંચળ એ સઘળાંને ગૌમૂત્રની અંદર ખૂબ વાટવાં અને પછી છાંયે સૂકવી તેની વાલ વાલની ગોળી કરવી.

૩ ભલ્લાતકામૃત=૨૫૬ તોલા ભીલામું લઇ તેની અંદર તેટલુંજ દૂધ અને તેટલુંજ ઘી તથા ચોગણું પાણી નાખી ઘાટું થાય ત્યાં સુધી ઉકાળવું. અને ઘીથી ચોથા ભાગના સાકર મધ, અને આમળાં નાખવાં; અને સાકરથી અર્ધો ભાગ હરડેનું ચૂર્ણ નાખવું; તથા હરડેથી અર્ધો ભાગ લોહ ભસ્મ અને ગળોસત્વ નાખી રીઢા ઠામની અંદર ભરી મોઢું બંધ કરી દાણાના ઢગલામાં સાત દિવસ સુધી નાખી મૂકવું. તૈયાર થાય તે ભલ્લાતકામૃત.

૪ ભલ્લાતકા વલેહ=સારાં પાકેલાં ભીલામાં ૧૦૨૪ તોલા લઈ તેની અંદર ૪૦૯૬ તોલા પાણી નાખી ચોથો ભાગ રહે ત્યાં સુધી કઢવું. પછી પાણી ગાળી લઈ તેની અંદર ચોગણું દૂધ તથા ચોથા ભાગનું ઘી નાખી ખૂબ ઘાટું થાય ત્યાં સુધી અગ્નિ ઉપર રાખી હલાવવું. તેમાં ૬૪ તોલા સાકર નાખો સાત દિવસ સુધી રાખી મૂકવું. જે તૈયાર તેનું નામ ભલ્લાતકા વલેહ.

૫ કાંકાયની ગુટિકા=હળદર તોલા ૨૦; મરી, જીરૂં, પીંપર, ચવક, પીંપરીમૂળ, ચિત્રક, અને સુંઠ દરેક ચચાર તોલા, ભીલામું ૩૨ તોલા, દેવદાર ૬૪ તોલા, અને જવખાર ૮ તોલા. એ સર્વેથી બમણો ગોળ નાખી ગોળી વાળી લેવી.

૬ નારસિંહ ચૂર્ણ=ભીલામું, ત્રિકટુ, ત્રિફળા અને તલ એ ચારે ચીજો સમભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું, ને મધની સાથે બોર જેવડી ગોળી કરવી.

ગુણ:—ઉષ્ણ, પાચન, વાતહર.

ઉપયોગ:—ભીલામાના ગુણ વિષે આપણા દેશી લોકોમાં બહુ મોહ છે. અને તેમાં ઘણો સરસ ગુણ રહેલો છે એમ માનવામાં આવે છે. જો કે તેમાં કેટલાક સારા ગુણ છે તોપણ તે એવું તો ઉગ્ર છે કે બનાવનાર અને દરદીને તે કેટલીક વખત ફુટી નીકળે છે ને તેથી ઘણુંજ નુકશાનકારક છે. જો કે તેનું યોગ્ય શોધન કરવામાં આવે અને પૂર્ણસંભાળથી યોગ્ય પ્રમાણ પ્રમાણે તેની કોઈ પણ બનાવટ કરવામાં આવે, તોપણ કેટલાક શરીરની એવી ખાસ પ્રકૃતિ હોય છે કે તે ફુટી નીકળે છે. માટે જેમ બને તેમ તેનો ઉપયોગ થોડો કરવો. ભીલામું તથા તેની જાદી જાદી બનાવટો અજીર્ણ અને ઉદરરોગમાં પ્રસિદ્ધ છે. તેથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાયછે, ભૂખ સારી પેઠે લાગે છે, અને શરીરમાં કૌવત આવે છે. જળોદરના વ્યાધિમાં તેની ખાસ અસર વિષે કેટલાક દાખલાઓ સંસ્કૃત પુસ્તકારોએ લખેલા છે પણ તેમાં કોઇ પણ જાતના તેવા ગુણ રહેલા હોય તેવું જણાતુ નથી.

અર્શ અને ગંડમાળની અંદર તેનો લેપ ચોપડાય છે. ભલ્લાતકામૃત નામની બનાવટ તેમજ કાંકાયની ગુટિકા અર્ષની ઉપર ઘણીજ ઉપયોગી છે. અર્શની ચિકિત્સામાં જઠરાગ્નિ પ્રદિપ્ત કરવાને તથા કલેજાના દોષનું શમન કરવાને માટે ભીલામાં જેવી બીજી થોડી બનાવટો છે.

વાતરક્ત અને બીજા જીર્ણ વાતવ્યાધિમાં તેમજ સંધિવાની અંદર ભીલામું વપરાય છે. ઉરૂસ્તંભ, ગૃધ્રસી વિગેરેમાં તે ફાયદો કરેછે. ભલ્લાતક હરિતકી અજીર્ણની અંદર ઉના પાણી સાથે અપાય છે. તેને બાળી તેની રાખ દાંતે લગાડવામાં કામ લાગેછે. તેની ધુંવાડી અર્શને દેવાય છે તેમજ તેનો લેપ અર્શના મસા ઉપર ચોપડવામાં આવેછે.

ભીલામું ખાનાર દરદીએ બહુજ કરી રાખવાની જરૂર છે. તેણે ખાટું, તીખું વિગેરે કાંઈ પણ ખાવું નહિ. જીર્ણ વાતવ્યાધિમાં ભીલામું વપરાય છે. અપસ્માર, અર્દિત અને તે શિવાય શરીરનો બીજો ગમે તે ભાગ વાએ રહી ગયો હોય અગર શક્તિ હીન થયો હોય ત્યારે ભીલામું અપાય છે. તે દંભક છે અને તે લગાડવાથી બ્લીસ્ટરની માફક ફડ ફોલો ઉઠે છે.

**ભીલામાની ઝેરી અસરઃ**—ભીલામું અયોગ્ય રીતે અગર વધારે ખાવાથી તેમજ શરીરે અડી જવાની ફુટી નીકળે છે. ને શરીર ઉપર ઝીણા ઝીણા ફોડલા ઉઠે છે, ચામડી લાલચોળ થઈ આવે છે તેમજ ચામડી સૂજી જાય છે અને અંદર સખ્ત બળતરા થયા કરે છે. જો તેનો ધુંવાડો શરીરને લાગે તોપણ તેવાં ચિન્હ થઈ આવે છે. દરદીને તાવ આવી જાય છે અને સખ્ત બળતરા થયા કરેછે. ભીલામું ખાનાર દરદીએ તાપ પાસે બેસવું નહિ, તડકે ફરવું નહિ અને કાંઈ પણ ગરમ ચીજ ખાવી નહિ.

ગ્રંથીને ડાંભવા માટે અગર બીજા કેટલાક હેતુથી ભીલામું લગાડવામાં આવે છે અને તેથી શરીરનો ઘણો ખરો ભાગ સોજી ગએલો અને કચકચતો પરૂ ભરેલો ખરજવાની માફક દેખાય છે. ભીલામું બાળતી વખતે બહુ સંભાળ રાખવી પડે છે. તુવરની દાળ ઉપર ભીલામું પાથરી તેને યુક્તિથી સળગાવવું. જ્યારે ભીલામું ઉડે અગર ફુટી નીકળે ત્યારે દરદીને ટોપરૂં ખવરાવવું, ટોપરાનું અગર મીઠું તેલ શરીરે લગાડવું તેમજ બીજો ટાઢો લેપ પણ ફાયદો કરે છે. બહેડાંના મગજનો લેપ તેમજ નાગર મોથ અને રતાંજળીનો લેપ તેવીજ રીતે ઉપયોગી છે. ભીલામું ઉડવાથી થયેલા સોજા ઉપર કુવાડીઆનાં પાનનો રસ ચોપડાય છે.

**માત્રાઃ**—નારસિંહ ચૂર્ણ એક વાલ, અમૃત ભલ્લાતકી [ બેથી ચાર

આનીભાર, ભલ્લાતક હરીતકી બેથી ચાર વાલ, કાંકયની ગુટિકા એક વાલ, ભલ્લાતકા વલેહ બે આનીભાર.

## ભોરીંગણી.

**વર્ણનઃ**—ભોરીંગણીનું પંચાંગ ઓષધમાં વપરાય છે. તે બે જાતની થાયછે; એક નાની અને બીજી મોટી. નાની ભોરીંગણી ફક્ત જમીન ઉપર પથરાએલી હોયછે અને તેને બેઠી ભોરીંગણી કહેછે. બીજી ગોઠણ જેવડી ઉંચી થાયછે તેને ઉભી ભોરીંગણી કહેછે. આ બન્ને જાતની ભોરીંગણી દશ મૂળના ક્વાથમાં આવેછે. તે શિવાય ભોરીંગણીનાં જૂદાં જૂદાં નામ છે. નાની ભોરીંગણી જેને બેઠી કહીએ છીએ તેને સંસ્કૃતમાં **कंटकारि** કહેછે ને ઉભી ભોરીંગણીને **बृहति** કહેછે. આ શિવાય ભોરીંગણી એક એવી થાયછે કે તેનાં પાંદડાં, ડાળું વિગેરે કાળાં રંગનાં હોયછે અને તેને સંસ્કૃતમાં **व्याघ्र** કહેછે. આવી રીતે રંગના ફેરફાર ઉપરથી પાંચ સાત ભોરીંગણી થાય છે. ઓષધોપાચારમાં મુખ્યત્વે કરીને નાની ભોરીંગણી વપરાય છે. પ્રમાણમાં બીજી ભોરીંગણીઓ ઓછી વપરાય છે.

**બનાવટઃ**—૧ કંટકારી અવલેહ. ૨ કંટકારિ ઘૃત. ૩ કંટકારિ પુટપાક.

૧ કંટકારિ અવલેહ-ચારસેં તોલા ભોરીંગણી લઈ બે હજાર અડતાળીશ તોલા પાણીમાં ઉકાળવી; ઓથો ભાગ રહે ત્યારે તેની અંદર ગળો, ચિત્રક, નાગરમોથ, કાકડાશીંગી, સુંઠ, મરી, પીંપર, ધમાસો, ભારંગી મૂળ, રાસ્ના અને કચોરો એ દરેક ચાર ચાર તોલા; સાકર એંસી તોલા, ઘી બત્રીશ તોલા અને લોહભસ્મ બત્રીશ તોલા નાંખવાં. ઠંડું થાય ત્યારે તેની અંદર બત્રીશ તોલા મધ, સોળ તોલા વંશલોચન ને સોળ તોલા પીંપર નાખી માટીના ઠામમાં રાખી મૂકવું.

૨ કંટકારિ ઘૃત-ભોરીંગણીનો રસ ૪ શેર, ઘી એક શેર, અને સુંઠ, રાસ્ના બલા, પીંપર, મરી અને ગોખરૂ દરેક એકેક તોલો લઈ તેનું રીતસર ઘી સિદ્ધ કરવું.

૩ કંટકારી પુટપાક-ભોરીંગણીનાં કુંપળ લઈ તેને કૂટી ગોળો કરવો; પછી તેને વડના પાનમાં વીંટી ઉપર કપડ માટી કરી તેને અગ્નિમાં પકવવો. તે પાકે ત્યારે તે કાઢી લઈ તેને પીસી તેમાંથી રસ કાઢવો.

**ગુણઃ**—કફઘ્ન, જ્વરઘ્ન.

ઉપયોગઃ—કફજ્વર, ખાંસી, દમ, શ્વાસ વિગેરેમાં ભોરીંગણી અતિ ઉપયોગી છે. જ્યારે છાતીમાં કફ ભરેલો હોય ત્યારે ભોરીંગણીનો ક્વાથ લેવાથી કફ બહાર નીકળી આવે છે, અગર ભોરીંગણીનો પૂટપાક કરી તેમાંથી રસ નીચોવી લઈ પીંપર મેળવી પીવાથી દમ અને કફમાં ફેર પડે છે. બીજી યોગ્ય દવા સાથે ભોરીંગણી કવાથમાં આવે છે તેમજ ભોરીંગણીના પંચાંગનો ભૂકો દુધમાં લેવાથી દમ હલકો પડે છે. શ્લેષ્મ અને સંતતૂજ્વરમાં તે અપાય છે. સંતત્ જ્વરમાં જ્યારે ફેફસાંના વરમ ચયો હોય છે ત્યારે તેમજ યક્ષ્મામાં જામેલો કફ તોડવાને માટે કંટકારિ અવલેહ સારો છે. તેના બીજનો ધુંવાડો દેવામાં આવે છે. તેથી થુંક બહુ છૂટે છે અને દાંતનો થતો દુખાવો બંધ પડે છે. દાંતની અંદર કોતર પડ્યું હોય અને બારીક કીટને લીધે જો દાંત ખવાઈ જતો હોય તો ભોરીંગણીના બીનો ધુંવાડો લેવાથી તે કીટનો નાશ થાય છે અને પીડા હલકી પડે છે. ઘણું સખ્ત શૂળ જે અફીણ, તજનું તેલ, આદુ, તુળશી વિગેરેથી નથી બેસતું તે ફકત એક વખત ભોરીંગણીનો ધુંવાડો લેવાથી બેશી જાય છે. ભોરીંગણીના બીનો ધુંવાડો લેવાની રીત એવી છે કે એક કોડીઆમાં દેવતા નાખી તે ઉપર ભોરીંગણીના દાણા મૂકવા. પછી તે ઉપર ઘડો ઉંધો વાળી તેનું તળું કે જે આ વખતે ઉપર રહેશે તેમાં એક તીનું પાડવું ને તેની અંદર એરડાનું ભુંગળું રાખી અગર બીજી કોઈ જાતની નળી રાખી તે વાટે તેનો ધુંવાડો જે દાંતમાં કોતર પડ્યું હોય અગર જે દાંત દુખતા હોય તે ભાગ ઉપર લેવો.

કંટકારીના અવલેહ હેડકી, શ્વાસ વિગેરેમાં અપાય છે. જ્યારે ખભામાં શૂળ થતું હોય ત્યારે સાધારણ રીતે કાંઈ પણ કફનો જમાવ છાતીમાં થએલો હોય છે જેને કંટકારિનો અવલેહ તોડે છે. તેનાં મૂળીઆંને ઉકાળી તેમાં પીંપર અને મધ નાખી ઉધરસ અને સળખમની અંદર પીવાય છે તેમજ તેના ફળનો ઉકાળો સિંધાલૂણ અને હીંગ સાથે ઘણાજ સખ્ત દમમાં અપાય છે. ભોરીંગણીને તેના વર્ગની બીજી અરડુશીના જેવી કફઘ્ન દવા સાથે મેળવવામાં આવે છે-જેવી રીતે કંટકારી અવલેહ અપાય છે તેવીજ રીતે કંટકારી ઘૃત પણ વપરાય છે. તેમાં થોડો મૂત્રલ ગુણ પણ રહેલો છે અને તેથી મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ, અને પ્રમેહ પીટિકામાં તે ઘણી વપરાય છે. બે તોલા ભોરીંગણીનો રસ લઈ તેમાં બે તોલા અનંત મૂળનું ચૂર્ણ નાખવું અને તે કાંજીની અંદર આપવું. કફ

અને મૂત્ર એ સાફ થવાથી તાવનું જોર પણ પોચું પડે છે. કંટકારીમાં પ-
ણ થોડો ઘણો તાવ ઉતરવાનો ગુણ રહેલો છે. દશ મૂળની અંદર નાની
અને મોટી એ બે ભોરીંગણી આવે છે. તેનો ઉપયોગ ખસૂસ કરીને ઉ-
ધરસના ઉપર વધારે છે.

માત્રા:— કંટકારી અવલેહ અર્ધાથી બે તોલા, કંટકારી પુટપાક ૨ તોલા રસ, ધૃત ૨ થી ૪ તોલા.

## મજીઠ.

વર્ણન:—મજીઠ એ એક જાતના ઝાડના મૂળ છે. મજીઠનાં મૂળીઆના અર્ધાં ગોળ પાતળા ભુંખરા રંગના કટકા આવે છે અને તે સુરંગીના કટકા કરતાં જાડા થાય છે.

બનાવટ:—૧ મંજીષ્ટાદિ લેપ ૨ મંજીષ્ટાદિ ચૂર્ણ ૩ મંજીષ્ટાદિ કાઢો ૪ મંજીષ્ટાદિ ધૃત.

૧ મંજીષ્ટાદિ લેપ=મજીઠ, કઠ, લોદર, વડનાં કુંપળીઆં, મસૂરનું પીઠું અને શેમળાની છાલ તેનું ચૂર્ણ કરવું. બાદ તે લેપ તરીકે વાપરવું.

૨ મંજીષ્ટાદિ ચૂર્ણ=મજીઠ, ત્રિફળા, ગળો, સોનામુખી, લીમડો, કડુ અને દારૂ હળદર એ બધી ચીજો સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.

૩ મંજીષ્ટાદિ કાઢો=મજીઠ, ઇન્દ્રજવ, નાગરમોથ, સુંઠ, હળદર, દારૂ હળદર, લીંબડાની છાલ, પટોળ, કડુ, વાવડીંગ, દેવદાર, કડાછાલ, પીંપર, હરડાં, બહેડાં, આંમળાં, કરીઆતું, અરડુશાની છાલ, અતિવિષ, બહેડાં, વાળો, ગળો અને નશોત્તર એ બધી ચીજો સમભાગે લઈ તેનું ચચાર રૂપીઆભારનું એકેકું પડીકું કરવું અને તેનો રીતસર કવાથ કરવો.

૪ મંજીષ્ટાદિ ધૃત=મજીઠ, રતાંજળી, મરવો સમભાગે લઈ તેનો કલ્ક કરી રીતસર ઘી સિદ્ધ કરવું.

ગુણ:—શોધક, શીતળ અને પિત્તશામક.

ઉપયોગ:—મજીઠ જૂદી જૂદી જાતના ત્વક્દોષ ઉપર ઉપયોગી છે અને તેટલા માટે તે પીવાના અને ચોપડવાના કામમાં આવે છે. તે લોહીને સુધારે છે અને ગરમીને દૂર કરે છે. કોઢ, પત, વિચર્ચિકા, વિસ્ફોટક, લૂખસ, શીત પિત્ત, ખસ વિગેરેમાં તે અપાય છે. અઢાર જાતના કુષ્ટ જેવા કે દદ્રુ, ચર્મદળ, ચિત્રી, ઇત્યાદિ રોગમાં તેમજ શરીરના બીજા જૂદા જૂદા ભાગોમાં જ્યારે ખરાબ ચાંઠાં પડે છે ત્યારે તે બધાંમાં મંજીષ્ટાદિ કવાથનું સેવન કરવું યોગ્ય છે. તેથી પિત્ત પ્રકોપ

દબાય છે અને દરદ હડતું જાય છે. મંજીષ્ઠાદિ લેપ ચોપડવાથી દાહવાળા ભાગમાં ઠંડક થાય છે. મંજીષ્ઠાદિ લેપ ઘીમાં કાલવી કરોળીઆ, ખીલ, દાઝ વિગેરે પર ચોપડવાથી આરામ થાય છે, અને શરીરમાં જ્યારે ઘણી ચેળ આવતી હોય ત્યારે મજીઠના કટકાને દુધમાં ઘસી લગાડવાથી ચેળ કમતી થાય છે. વાતરક્ત અથવા પત જે ઘણું હઠીલું દરદ છે તેમાં મંજીષ્ઠાદિ કાઢો લેવો યોગ્ય છે. વાતરક્ત, ચિત્રી, કરોળીઆ, ઉદંબર વિગેરે દરદોમાં દરદીનું લોહી ઘણું ઉકળેલું હોય છે, ને તેથી તેવા દરદીને વખતો વખત તાવ ચડી આવે છે. આવા દરદની અંદર મંજીષ્ઠાદિ કાઢો લેવો યોગ્ય છે. હઠીલા ત્વક્દોષની ચિકિત્સા કરવામાં શીત વીર્ય શોધક કાઢાની જરૂર છે અને તેવા શીત વીર્ય શોધક કાઢામાં ઘણું કરીને મંજીષ્ટ આવે છે, કુષ્ટ અનેવાત રકતની અંદર જ્યારે કોઈ પણ ભાગ સડેછે ત્યારે મંજીષ્ટાદિ ઘૃત લગાડાય છે તેમજ મંજીષ્ટ ખાવાથી ફાયદો થાય છે. બળવાથી પડેલાં ઘારાંની અંદર મંજીષ્ટાદિ ઘૃત લગાડવું કહેલ છે. જીર્ણ ત્વક્દોષમાં મંજીષ્ટ એ ઘણો સારો ઉપાય છે અને તેટલા માટે તે ખાવામાં તથા લગાડવામાં ઉપયોગી છે. તે શિવાય મંજીષ્ટ નેત્ર રોગમાં વપરાય છે. જ્યારે આંખે ગરમી ચડી જાય છે અને આંખમાં ઝાંખ આવે છે ત્યારે મંજીષ્ટાદિ કાઢો ફાયદા કરે છે. જૂદી જૂદી જાતનાં ફુટી નીકળતાં ગુંમડાં, તાપોડીઆં જે ગરમાઇને લીધે એક પછી એક ઉપડે છે તે મંજીષ્ટનો કવાથ પીવાથી તેમજ લેપ લગાડવાથી દૂર થાયછે. ઉપદંશના લોહીમાં તે સુધારો કરેછે તથા તેની જુદી જુદી વિકૃતિને તે સુધારે છે. શરીરના કોઈ પણ ભાગમાં રેહેતા સખ્ત દાહનું તે શમન કરેછે. ઉંદરવાથી જ્યારે શરીરમાં કુષ્ટના જેવાં ચાકાં થાયછે અગર દરદીનો દેખાવ પતીઆના જેવો થઈ જાયછે ત્યારે પણ મંજીષ્ટ ખાવું અગર ચોપડવું યોગ્ય છે. તે મૂત્રલ છે ને તેથી પ્રમેહ, ઉનવા, તણખીઆ વિગેરેમાં અપાય છે તેમજ અનાર્તવમાં તે આપવાથી ઋતુ નિયમિત થાયછે અને પિત્ત શાન્ત થવાથી પ્રદરમાં ફાયદો થાયછે. કેટલીક વખતે મજીઠ અને ઉપલેટ ભેગાં ઘસી લગાડવામાં આવે છે.

**માત્રા:**—મંજીષ્ટાદિ ચૂર્ણ ।। થી ।।। ભાર, મંજીષ્ટાદિ કાઢો ૪ થી ૮ તોલા, ઘૃત ૨ થી ૪ તોલા.

## મરડાશીંગી.

**વર્ણનઃ**—મરડાશીંગીનું ઝાડ સાધારણ માણસના કદનું થાયછે અને તેમાં લાલ ચળકતાં ફુલ હોયછે. તેના ઝાડને બરડામાં આંટોડી કહેછે. તેની શીંગો ઔષધમાં વપરાય છે. સ્ક્રૂની માફક તેની શીંગ વળદાર હોયછે, અને તે વળ ઉખેડતાં તેમાંથી પાંચ જૂદી જૂદી શીંડો નીકળે છે. લગ્નની વખતે મીંઢોળ અને મરડાશીંગી હાથે બંધાય છે. મરડાશીંગી આશરે બે ઇન્ચ લાંબી હોયછે.

**ગુણઃ**—ગ્રાહી.

**ઉપયોગઃ**—અતિસાર, મરડો, પેટ ચુંક, અને આફરાની અંદર તે ઉપયોગી છે. તે વાપરવામાં કોઇ પણ જાતનું જોખમ નથી અને તેથી બાળકોને ઝાડા વિગેરેમાં અપાય છે. બાળકોને જ્યારે કાનમાંથી પરૂ બહુજ વહેછે ત્યારે કાનમાં તેનો ભૂકો છાંટવામાં આવેછે.

**માત્રાઃ**—બાળકોને માટે ૧ વાલ, મોટા માટે ૦। રૂપિઆભાર.

## મરવો.

**વર્ણનઃ**—મરવો એ તુળશીની જાતનું ઝાડ છે અને તુળશીની માફક તેની અંદર ઉષ્ણ ખુશબો રહેલી છે. તેના ગુણ પણ તુળશીને મળતા છે તેમજ તેનો ઉપયોગ પણ તુળશીની બરાબર કરવામાં આવેછે. જેમ તુળશી હિંદુમાં પૂજાય છે તેમ મરવો મુસલમાનમાં પૂજાય છે અને તેથી તેઓ દરેક કબર ઉપર તેના ઝાડ રોપેછે,

## મરી.

**વર્ણનઃ**—કાળાં મરી એ મરીના ઝાડનાં સૂકેલાં ફળ છે. ધોળાં મરી એ કાળાં મરી પાકે ત્યારે તેની છાલ ઉતારી નાખવાથી થાયછે. લીલાં મરીનું અથાણું કરવામાં આવેછે. તેનો પાક મલબાર તરફ થાયછે. તેનાં થડ અને ડાળીને ચવક કહેછે. તે ટચલી આંગળી જેવું જાડું થાયછે અને તે ઉપર ભુંખરા રંગની છાલ હોયછે. તેના લાકડામાં ઝીણી ઝીણી ગાંઠું હોયછે.

**બનાવટઃ**—૧ ત્રિકટુ ૨ પ્રાણદા ગુટિકા ૩ મરીની ચા.

૧ ત્રિકટુ=સુંઠ, મરી અને પીંપર એ ત્રણે ચીજ સમભાગે લઈ મેળવવી તે ત્રિકટુ.

૨ પ્રાણદા ગુટિકા=કાળાં મરી ૩૨ તોલા, સુંઠ ૨૪ તોલા, પીંપર ૧૬

તોલા, ચવક અને તાલીશ પત્ર એ આઠ આઠ તોલા, નાગકેશર ૪ તોલા, પીંપરી મૂળના ગંઠોડા ૧૬ તોલા, તમાલપત્ર અને તજ એકેક તોલો, એળચી અને વાળો બબે તોલા અને જુનો ગોળ ૨૪૦ તોલા એ બધાં સાથે મેળવી ગોળી વાળવી.

૩ મરીની ચા=મરી અને સાકરને પાણીમાં ઉકાળવાં.

ગુણઃ—દીપન, પાચન અને સારક.

ઉપયોગઃ—તીંખાં વિષમ જ્વરમાં ઘણાં ઉપયોગી છે. સાધારણ રીતે જ્વરમાં કરીઆતુ અને મરીનો ઉકાળો કરી પવાય છે. તે શિવાય બીજા સાદા જ્વરની અંદર પણ તીંખાં આપવાનો રીવાજ આ દેશમાં છે. તેથી અનાજનું પાચન થાય છે, અને મળાવરોધ દૂર થાય છે. સાકર અને તીંખાંનો ચા પીવાથી ઝીણો ઝીણો રહેતો તાવ દૂર થાય છે. બાળકો પણ આવી રીતનો ચા ઘણી ખુશીથી પીએ છે, અને તેમનાં તાવ, ભાર વિગેરે પોચાં પડે છે તેમજ તે જ્વરનું પાચન કરનાર છે અને જ્વર જ્યારે પાકી રહે છે ત્યારે પોતાની મેળે ઉતરી જાય છે. સોજસાજ અગ્નિમાંદ્ય, પેટ ચુંક, તૃષા અને અજીર્ણમાં તીંખાં અપાય છે. તંદ્રા, ભ્રમ, હેડકી વિગેરે તેથી બેસે છે તેમજ બેશુદ્ધિ ઉડે છે. તે વાતહર છે અને બેશુદ્ધ થઈ ગએલ સન્નિપાતવાળા દરદીને તીંખાંનો ક્વાથ પીવાથી ફાયદો થાય છે. સન્નિપાતવાળા દરદીને તેનું અંજન પણ કરવામાં આવે છે. માથામાં ચક્કરી આવતી હોય, આંખે ગરમી જણાતી હોય ત્યારે તેમજ હાથ પગની બળતરામાં તથા પીંડીની ત્રુટમાં તીંખાં, સાકર અને ઘી સાથે મેળવી ખાવાથી ફાયદો થાય છે. તેથી મગજ ઠંડું થાય છે અને ગરમાઈને લીધે આંખે જે ઝાંખ આવી હોય તે દૂર થાય છે. તડકામાં કામ કરવાથી તથા ગરમાઈને લીધે દરદીની આંખે જ્યારે ઝાંખ આવતી હોય ને તેથી થોડું દેખાતું હોય ત્યારે તીખાંનો આથો કરી ખાવાથી તેઓ સારી પેઠે દેખી શકે છે. અર્ષ અને બીજા કેટલાક કારણોને લીધે જ્યારે પુંઠેથી લોહી પડે છે ત્યારે તીંખાંનો આથો ખવાય છે. મરી એ અર્ષ ઉપર ઘણો સારો ઉપાય છે. અને પ્રાણદા ગુટિકા નામની બનાવટ આશરે અર્ધા ભાર લેવાથી અર્શમાં ઘણો સારો ફાયદો થાય છે. જો અર્શનાં દરદીને પ્રાણદા ગુટિકાથી કાંઈ બળતરા જણાય તો પ્રાણદા ગુટિકામાં જે સુંઠનો ભાગ છે તેને બદલે હરડે નાખવી. આ બનાવટ લેવાથી અગ્નિ પ્રદિપ્ત થાય છે અને ઝાડો સાફ

આવે છે. જૂદી જૂદી જાતના વાત વ્યાધિમાં પણ બીજી યોગ્ય દવા સાથે તે પડે છે. મરી ચવરાવવાથી મોળ વિગેરે બંધ પડે છે અને તે દરેક ઘરમાં રાખવામાં આવે છે. તે નિર્ભયપણે બચ્ચાંઓને પણ આપી શકાય છે. પારિગર્ભિક રોગવાળાં બચ્ચાંને મરી અને સાકરનો ચા આપવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે, હાથ પગ જે ગળી ગએલ જેવા હોય છે તે કઠણ થાય છે, અને જે વિકૃતિ હોય તે થોડા દિવસમાં દૂર થાય છે. સર્પ વિગેરે ઝેરી જંતુના ડંસમાં મરી ચવરાવવામાં આવે છે. જો કે મરીથી સર્પનું ઝેર કાંઈ ઉતરતું નથી તોપણ જો સાપ ઓછો ઝેરી હોય તો તેના દંશથી થતાં ઝેરી ચિન્હોને મરી કેટલેક દરજ્જે દબાવે છે. પાણીના સર્પ બહુ ઝેરી હોતા નથી ને તેમના ડંશથી ફક્ત ડોલ વિગેરે આવે છે, ત્યારે મરી ચવરાવવાં સારાં છે. ટાલવાળા ભાગ ઉપર મરીનો ભૂકો ઘસવાથી તે ઠેકાણે પુનઃવાળ ઉગે છે. ભમરા ઉપર મરી અને તાંદળજો ચોપડાય છે. કોઈ પણ ઉપડતાં ગુમડાં ઉપર મરી ઝીણી લઢી ચોપડવાથી તે બેસી જાય છે. વાત વ્યાધિ ઉપર ચોપડાતા તેલમાં મરી આવે છે. જે રોગમાં વાત ચિન્હ પ્રાધાન્ય હોય તે રોગમાં તેની યોગ્ય દવા સાથે મરી પડે છે. મરી ઘીમાં ચાટવાથી વાળાની વેદના ઓછી થાય છે એમ લોકોનું માનવું છે. ચવક એ મરીની જાતની પેદાશ છે ને તેનો મરીને ઠેકાણે ઉપયોગ થાય છે.

**માત્રાઃ**—મરી ૧ થી ૪ વાલ, પ્રાણદા ગુટિકા ૦॥ તોલો, ત્રિકટુ ૨ વાલ, ચા ૫ થી ૧૦ તોલા.

## મહુડાં.

**વર્ણનઃ**—મહુડાંનું ઝાડ મોટું થાયછે અને તેમાં ઘાટાં લાલ રંગનાં ફુલ થાયછે. તેનાં બીજમાંથી એક જાતનું તેલ નીકળેછે જેને મધુકસાર કહેછે. તેનાં ફુલમાંથી એક જાતનો દારૂ નીકળે છે. તેના ફળનું ગુજરાતમાં અથાણું થાયછે. તેના બીજને પીસતાં જે ખોળ પછવાડે રહેછે તેથી ઉલટી થાયછે અને જ્યારે કોઇએ ઝેર ખાધું હોય ત્યારે ઉલટી કરાવવા માટે તે ખોળ અપાયછે.

**ગુણઃ**—શીતળ અને પૌષ્ટિક.

**ઉપયોગઃ**—પિત્તજ્વરમાં મહુડાંનાં ફુલનું ફાન્ટ ઉપયોગી છે. તે ઠંડું છે અને દાહનું શમન કરેછે. મહુડાંનાં ફુલ, શીવણની છાલ, રતાંજળી,

વાળો, ધાણા, અને દ્રાક્ષ એ ચીજો સમભાગે લઈ તેનું ફાન્ટ કરવું. આ ફાન્ટમાં સાકર નાખવાથી તૃષા, દાહ, ભ્રમ વિગેરે શાન્ત થાયછે. તેનું તેલ કેટલીક જાતના ત્વક્દોષ ઉપર લગાડવામાં આવેછે.

માત્રાઃ—ફાન્ટ ૨ થી ૧૦ તોલા.

## માયફળ.

વર્ણનઃ—કાંટાળુ માયું એ એક જાતના ઝાડ ઉપર જંતુથી બંધાએલ ગાંઠું છે. માયાંના ઉપર ઘણાંક ડોડા હોયછે અને તેથી તેને કાંટાળુ માયું એવું નામ આપવામાં આવ્યું છે. માયાં બે જાતનાં થાયછે. કઠણ અને પોચું અથવા કાળું અને ધોળું; તોપણ તે બન્નેનો ઉપયોગ સરખોજ છે. માયું કઠણ હોયછે તેમાં હજુ તે જંતુએ પોતાનાં ઇંડાં રાખી મૂકેલાં હોયછે. જંતુના ઇંડાં વગરનું માયું હલકું હોયછે અને તેમાં બીજું એક ઉપર છિદ્ર હોયછે.

બનાવટઃ—અફીણ અને માયફળનો મલમ.

અફીણ અને માયફળનો મલમ-અફીણ ૨ તોલા, માયાંનો ભૂકો ૫ તોલા, અને સાદો મલમ ૨૦ તોલા. આ ત્રણે ચીજને બરાબર મેળવવી.

ગુણઃ—ગ્રાહી.

ઉપયોગઃ—અતિસાર અને રક્તાતિસારમાં માયું વપરાય છે. જ્યારે અતિસારનું જોર સખ્ત હોયછે ત્યારે માયાંની સાથે અફીણ દેવામાં આવેછે. કાંટાળુ માયાંનો ઉકાળો કરી તેમાં કસુંબાનાં બે ચાર ટીપાં નાખી પીવાથી ઝાડા વાટે લોહી પડતું બંધ થાયછે. એકલા અફીણ અગર એકલા માયા કરતાં તે બન્નેની સંયુક્ત અસર લોહી ખંડ ઝાડો દમાવામાં ઘણી સરસ છે. પ્રમેહ, અને પ્રમેહ પીટીકાની અંદર માયાંનાં ઉકાળેલ પાણીની પીચકારી મારવાથી તે મર્મસ્થાનમાંથી થતો સ્રાવ બંધ થાયછે. કેટલીક વખતે તેના ઉકાળામાં ફટકડી નાખવાથી વધારે સારી અસર જણાયછે. મુખ પાકમાં અને અવાળુ તથા ચોરીઆના સોજામાં ફટકડી અને કાંટાળુ માયાંના કોગળા કરવા અતિ ઉત્તમ છે. જ્યારે આમળ નીકળતી હોય ત્યારે પણ માયફળનું પાણી છંટાય છે. અર્શના મસા જે બહાર દેખાતા હોય તે ઉપર અફીણ અને માયફળનો મલમ ઘણો સારો છે. તે જગ્યાએ થતો દાહ તથા પડતું લોહી બંધ થાય છે તથા મસા પણ સુકાય છે.

માત્રાઃ—માયફળનો ભૂકો ૨ થી ૪ વાલ.

## માલકાંકણાં

વર્ણનઃ—માલકાંકણાંનો વેલો થાયછે જ્યોતિષ્મતિ અને માલકાંકણાં એ બન્ને એકજ છે એમ કેટલાકનું માનવું છે પણ તે ખોટું છે. જ્યોતિષ્મતિનું ઝાડ ગલતુરા જેવડું થાયછે અને તે અરીઠાના વર્ગનું ઝાડ છે. માલકાંકણાં એ તદન જુદીજ જાત છે. માલકાંકણાંનું બીજ વગરનું ફળ કાપૂસના ઠાલીઆ જેવું દેખાય છે.

બનાવટઃ—૧ માલકાંકણાનું તેલ ૨ માલકાંકણાની ગોળી.

૧ માલકાંકણાંનું તેલ= માલકાંકણાં તેલની અંદર કકડાવી તે તેલ વાપરવું.

૨ માલકાંકણાની ગોળી= માલકાંકણાં આઠ તોલા, સુંઠ આઠ તોલા, અજમાના ફોતરા બે તોલા અને ગોળ જોઇએ તેટલો. એ સર્વ લઈ તોલા તોલા ભારની ગોળી કરવી.

ગુણઃ—ઉષ્ણ અને સ્વેદળ.

ઉપયોગઃ—માલકાંકણાં અગ્નિમાંદ્ય, અજીર્ણ અને સંધિવામાં ખવાય છે. પક્ષાઘાત, અપસ્માર તથા બીજા વાત રોગમાં તેમજ મગજનાં ફેર, ચકરી, ડોળ વિગેરે ઉપર તે અપાય છે અને તેની સાથે બીજા ઉષ્ણ વાતહર પદાર્થો મેળવવામાં આવે છે. માલકાંકણાંની ગોળી તોલા ભાર માત્રાથી ઘી સાથે ખાવામાં આવે અને યોગ્ય પથ્ય રાખવામાં આવે તો અપસ્માર જેવા વાતવ્યાધિમાં તે બહુજ સારો ફાયદો કરેછે. કેટલીક વખતે અપસ્માર સ્પષ્ટપણે જણાય તેટલા જોસનો વ્યાધિ હોતો નથી પણ ફક્ત ભ્રમ થાય છે અને દરદી એક મિનિટને માટે બેશુદ્ધ થઈ જાય છે; પછી તે શુદ્ધિમાં આવે છે અને મોઢે ફીણ વિગેરે આવતાં નથી. આવા દરદમાં દરદી માલકાંકણાં અને મરીનો ફાકડો રોજ મારતો હોયતો તેના સર્વે વાત ચિન્હ દબાઈ જાય છે. માલકાંકણાંનું તેલ ચોળવાથી આંચકીની અંદર મળી ગએલા જાડાં છૂટેછે ને કોલેરાની ચડેલી ગોટલી બંધ થાય છે. તેની જડ ઘસીને ચોપડવાથી સર્પ દંશમાં ફાયદો થાય છે. સંધિવા ઉપર પણ એ તેલ ચોપડાય છે. તેના પાનનો રસ અફીણનું ઝેર ઉતારવા માટે અપાય છે અને તેનાં બી ગોમૂત્રમાં વાટી ખાજી ઉપર ચોપડાય છે.

માત્રાઃ—બે આનીથી પાવલાભાર તથા તેની ગોળી અર્ધાથીએક તોલો.

## મીંઢળ.

વર્ણનઃ—મીંઢળનું ફળ ગોળ અને મોટી સોપારી જેવડું થાય છે. વિવાહ પ્રસંગે વર કન્યાને હાથે મીંઢળ અને મરડાશીંગી બાંધવાનો રીવાજ છે. ઓષધમાં તેનાં ફળનો ગર્ભ વપરાય છે. એક મીંઢળની અંદરથી ઓછામાં ઓછો બેથી ત્રણ વાલ ગર્ભ નીકળે છે. તેનો દેખાવ અખોડને મળતો છે પણ તે અખોડથી નાનું થાય છે.

બનાવટઃ—મદનાદિવમન.

૧ મદનાદિવમન=અરડુશી, વજ, લીંબડાની છાલ, પટોળનાં પાન અને રાણના ઝાડની છાલ એ બધાં સમભાગે લઇ તે બધાના વજનથી ૧૬ ગણું પાણી મૂકી ચોથો ભાગ બાકી રહે ત્યાં સુધી ઉકાળવું અને તે પાણી ગળી લઈ તેની અંદર મીંઢળનો ગર્ભ આશરે બે આનીથી પાવલાભાર મળવી પીઈ જવો.

ગુણઃ—વાંતિકારક, ગ્રાહી.

ઉપયોગઃ—મીંઢળનો ગર્ભ ઉલટી કરાવવા માટે અપાય છે. જ્યારે કાંઈ પણ ઝેર ખવાણું હોય ત્યારે તેથી ઉલટી કરાવવા જરૂર પડે છે. તે શિવાય તીક્ષ્ણ રકતાતિસારમાં પણ તે આપવાથી ફાયદો થાય છે. કેટલીક વખતે એક ફળના ગર્ભથી પણ ઉલટી થાય છે અને કેટલીક વખતે બેત્રણ મીંઢળનો ગર્ભ પણ જોઇએછીએ. આશરે દશ રૂપિઆભાર પાણીમાં બે ફળનો ગર્ભ ચોળી તે પાણી ગળી લઈ દરદીને પાઇ દેવું. દશ અગર પંદર મિનીટમાં દરદીને ઉલટી થાય છે અને જો ઉલટી ઘણી જલદીથી અને વધારે કરાવવી હોય તો ઉપરથી ઉનું પાણી પાવું. મીંઢળના ઝાડની છાલ ગ્રાહી છે. તેના ગરમાં પણ મરડો મટાડવાનો ગુણ રહેલો છે.

માત્રાઃ—વમન તરીકે પાવલાભાર, મરડાની અંદર ૨ થી ૪ વાલ,

## મુશળી.

વર્ણનઃ—મુશળી બે જાતની થાય છે. ધોળી મુશળી અને કાળી મુશળી. ઓષધમાં મુખ્યત્વે કરીને ધોળી મુશળી વપરાય છે. ધોળી મુશળીને બદલે ગાંધી લોકો શીમળાનું મૂળ અને શતાવરીનું મૂળ આપે છે. કાળી મુશળીને બદલે આમ ગોટો થવા સંભવ નથી. કાળી મુશળીના કરતાં સફેદ મુશળીના કટકા બમણા લાંબા હોય છે. કાળી મુશળી પોચી

હોય છે અને ધોળી મુશળી કડણુ અને નકર હોય છે. કાળી કરતાં ધોળી મુશળી વધારે ગુણકારી ગણાય છે.

બનાવટઃ—૧ મુશળી ચૂર્ણ ૨ મુશળ્યાદિ ચૂર્ણ. ૩ મુશળી પાક.

૧ મુશળી ચૂર્ણ=શતાવરી, [1]ગોરખમુંડી, ગળો, આખરાનો પીતપાપડો અને મુશળી સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.

૨ મુશળ્યાદિ ચૂર્ણ=ધોળી મુશળી, કાળી મુશળી અને ગોખરૂ દરેક પાંચ પાંચ ભાગ; એખરો, શતાવરી, બળદાણા, બહુ ફળી ત્રણ ત્રણ ભાગ; કવચાં, મોચરસ, અને અકલકરો તથા નાગકેશર બબે ભાગ; તજ, તમાલપત્ર, જાવંત્રી અને એલચી એકેક ભાગ અને તે બધાંની બરાબર સાકર મેળવી તેમનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

૩ મુશળીપાક=ધોળી મુશળી શેર ૧ લઈ તેને ખાંડી ચાળી દુધ મણ ૧માં તેનો માવો કરવો. બાદ તેની ત્રણ શેર ઘીમાં કીટી કરી તેને ૧૨॥ શેર સાકરની ચાસણીમાં નાખવી અને ઉપર પાંચ શેર ઘી રેડવું. તેમાં સાલમપાક પ્રમાણે મસાલો નાખવો.

ગુણઃ—ધાતુ પૌષ્ટિક.

ઉપયોગઃ—ધાતુ પુષ્ટિને માટે મુશળી ઘણી પ્રસિદ્ધ ચીજ છે. તમામ જાતના પુષ્ટિ પાકમાં અને ચૂર્ણમાં મુશળી આવે છે. તે વાજીકર છે. આ મુશળીને પાણીમાં પલાળી રાખવાથી પણ તેનો ચોકણો લુઆબ થાય છે. બીજી પૌષ્ટિક દવાઓ સાથે મેળવી તેનું ચૂર્ણ કરી ફાકડો મારી માથે દૂધ પીવાથી કમરનો દુખાવો, કળતર, નબળાઈ, માથું દુઃખવું વિગેરે દૂર થાય છે અને શરીરમાં વધારે કૌવત આવે છે. તે શિવાય તે પ્રમેહ. ઉનવા તથા પીડિકાતંત્રમાં વપરાય છે. તેથી પેશાબ સાફ ઉતરે છે અને દાહ બંધ થાય છે. સ્ત્રીને આ દવા પ્રદરને માટે અપાય છે. પુષ્ટિને માટે બે જાતની દવા વપરાય છે, એક સ્તંભન અને બીજી વૃષ્ય. જો કે કેટલેક ઠેકાણે પુષ્ટિને માટે સ્તંભન દવા વપરાય છે તોપણ બધે ઠેકાણે તે યોગ્ય નથી. ધોળી મુશળી વૃષ્ય હોવાથી તમામ

---

[1] ગોરખમુંડીનો છોડ બહુજ નાનો થાય છે. તેના થડના કટકા અને પુષ્પવાળી ડાળખી સીએ તે વપરાય છે. તેનાં ફૂલ કદમનાં ફૂલની માફક ગોળ પણ નાનાં થાય છે. તેના છોડ ઉપર ધોળી રૂવાંટી હોય છે. તેનો ગુણ કટુ પૌષ્ટિક છે.

જાતની પુષ્ટિને માટે વાપરવી યોગ્ય છે મુશળીનું ચૂર્ણ ધાતુ પુષ્ટિને માટે ઘણા દિવસ સુધી ખાવાની જરૂર છે અને ત્યારેજ તેની સારી અસર જણાય છે. તે ઉપર દૂધ વિગેરે સારા ખોરાકની જરૂર છે. તેથી પિત્તાતિસાર, અર્શ અને કમળામાં ફાયદો થાય છે.

માત્રા:—મુશળી ચૂર્ણ અને મુશળ્યાદિ ચૂર્ણ ૦ાા તોલો. મુશળીપાક બેથી પાંચ તોલા.

## મેથી.

વર્ણન:—મેથીની લીલી ભાજીનું શાક થાય છે અને તેના દાણા વઘારના કામમાં આવે છે. તે શિવાય ઔષધ તરીકે પણ તેના દાણા વપરાય છે. જ્વરાદિક દોષની અંદર પથ્ય તરીકે મેથીની ભાજી ખવરાવવામાં આવે છે.

બનાવટ:—૧ મેથીમોદક ૨ મેથીપાક.

૧ મેથીમોદક=ત્રિફળા, ત્રિકટુ, મોથ, શાહજીરૂં, જીરૂં, ધાણા, કાયફળ, કુષ્ટ, કાકડાશીંગી, અજમો, સિંધાલૂણ, સંચળ, તાલીશ પત્ર, નાગકેશર, તમાલ પત્ર, તજ, એળચી, જાયફળ, જાવંત્રી, લવીંગ, ચંદન, અને કપૂર એ બધાં એકએક ભાગ અને મેથીના દાણા તે બધાની બરાબર લઈ ખાંડી જૂના ગોળમાં મેળવી લાડુ કરવા.

૨ મેથી પાક=સુંઠ અને મેથી દરેક ૩૨ તોલા લઈ તેને ૩૨ તોલા ઘીનો કરમો દેવો. ૨૫૬ તોલા દુધને ખુબ કઢી તેમાં તે નાખી તેનો માવો કરવો. આ માવાની સારી પેઠે ઘીમાં કીટી કરવી. બાદ ૨૫૬ તોલા સાકરની ચાસણી કરી તેમાં ઉપલી કીટી તથા નીચે પ્રમાણે ચૂર્ણ નાખવું. ત્રિકટુ, પીંપરીમૂળ, ચિત્રક, અજમો, જીરૂં, ધાણા, કલોંજી જીરૂં, વરીયાળી, જાયફળ, કચોરો, તજ, તમાલપત્ર અને નાગરમોથ એ દરેક ચચાર તોલા; અને સુંઠ અને મરી છ છ તોલા. જે તૈયાર થાય તે મેથી પાક.

ગુણ:—વાતહર અને પૌષ્ટિક,

ઉપયોગ:—મેથી વાતહર હોવાને લીધે તીક્ષ્ણ ઉદર રોગને માટે વપરાય છે. પેટ ચુંક, ગુલ્મ, આફરો તેથી બેસી જાયછે. પેટનું દરદ, (ઉદરરોગ) કમરનો દુખાવો, કળતર તેમજ સંધિવા તથા બીજા વાતરોગની અંદર અને સ્ત્રીની જૂદી જૂદી જાતની ધુપણીની અંદર કેટલાક વૈદ્યો

શિઆળામાં મેથીના લાડુ કરી ખવરાવે છે. તેથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે, પાચન શક્તિ વધે છે, અને શરીરમાં કૌવત આવેછે. માથામાં ફેર અને ચકરી આવતાં હોય તેમજ કાનમાં અવાજ થતો હોય તો તે પણ બેસી જાયછે. સૂતિકા સ્ત્રીને મેથી મોદક બહુ માફક આવેછે અને તેનાથી ઝાડો, ઉધરસ, નબળાઇ, તથા સ્નાયુની શિથીલતા મટે છે. જો પેટ મોટું રહી ગયું હોય અને બરડો લેવામાં કોઈ પણ જાતની કસુર રહી ગઈ હોય અને તેથી ગર્ભાશય પોતાના યોગ્ય સંકોચને પામ્યું ન હોય તો મેથી મોદક ખાવાથી ફાયદો થાયછે. બડેલની ગાંઠમાં અને પેટના બીજા કેટલાક ગુલ્મમાં તેમજ જળોદરની અંદર મેથી મોદક સારૂં કામ કરેછે. તેથી ઝાડો સાફ ઉતરે છે અને પેશાબ સ્વચ્છ થાયછે. મેથી પાકનો ઉપયોગ પણ મેથી મોદક જેવોજ છે.

**માત્રાઃ**—મેથી મોદક અર્ધાભાર અને મેથી પાક પ રૂ. ભાર.

## મેંદા લકડી.

**વર્ણનઃ**—મેંદા લકડીની છાલ જાડી, કઠણ, અને ભુંખરા રંગની આવે છે. તેનો ઉપલો ભાગ ખાડાળો પણ ઘણો લીસો છે, અને તે પોચી હોવાને લીધે સેહેલાઇથી ખંડાઇ જાય છે.

**ઉપયોગ**—મેંદા લકડી આ દેશમાં માર લાગવા ઉપર ચોપડાય છે. જ્યારે મારની કોઈ પણ જાતની ફૂટ થઈ ન હોય તથા માર લાગવાને ઠેકાણે થોડો ઘણો સોજો થઈ આવ્યો હોય અને તે ઠેકાણે ઘણું કળ્યા કરતું હોય ત્યારે મેંદાલકડી, સાજીખાર અને આંબાહળદરનો લેપ થાય છે. મારને લીધે જમાવ થએલ કાળા લોહીને તે ત્રોડે છે. તેથી પીડાની શાન્તિ થાયછે ને કળતર મટેછે. તેના લેપ ઉપર કોરો શેક કરવાની જરૂર છે. મેંદાલકડીનું હીમ પીવાથી તીક્ષ્ણ અતિસાર અને મરડામાં શાન્તિ થાયછે અને દાહ થતો કમી થાય છે, તથા ઉલટી બેસે છે. તીક્ષ્ણતાના ચિન્હ મટ્યા પછી મેંદાલકડી આપવી યોગ્ય નથી. તેમાં શીતળ ગુણ હોવાને લીધે ફક્ત અતિસારના તીક્ષ્ણ રૂપમાંજ તે ઉપયોગી છે. પાછળથી સ્તંભન દવાની જરૂર છે.

**માત્રાઃ**—તેનું હીમ ૨ થી ૫ તોલા.

## મેંદી.

**વર્ણનઃ**—મેંદી આપણા દેશમાં ઘણી સાધારણ છે, બગીચામાં

વાડને ઠેકાણે થોરને બદલે મેંદી વાવવામાં આવે છે. ઔષધમાં તેનાં પાંદડાં વપરાય છે.

ગુણઃ—શીતળ.

ઉપયોગઃ—મેંદીનાં પાંદડાં વાટી તેની લુબ્દી કરી હાથ પગના તળામાં લગાડાય છે. તેથી સખ્ત દાહ દૂર થાયછે. વાતરક્તની અંદર પગે અને હાથે મેંદી ચોપડવાથી બળતરા હલકી પડેછે તેમજ ગરમાઇને લીધે જ્યારે નખ ઉતરી પડતા હોયછે અગર નખ જાડા થતા હોયછે ત્યારે મેંદીના પાન વાટી ચોપડવાથી કુણા થાયછે. પાદદારીની અંદર જ્યારે હાથ પગ ફૂટે છે ત્યારે પણ મેંદીના પાન વાટી ચોપડાય છે. ગરમાઇને લીધે માથું દુખતુ હોય ત્યારે પણ મેંદીના પાન વાટી ચોપડવાથી ઠંડક થાયછે, અને આંખે પણ ઠંડક જણાય છે. વ્રણ અને ચાંદાંને રૂઝવવાને માટે તેની લુબ્દી ચોપડાય છે; તેના ઉકાળાથી જખમ ધોવાય છે અને કચકચતા ત્વક્‌દોષમાં જ્યારે ચેળ ઘણી થતી હોયછે ત્યારે મેંદીનો લેપ કરવાથી અગર તેના પાણીવડે ધોવાથી શાન્તિ થાય છે. મેંદી ખાવાને માટે પણ ઠંડી છે અને વાતરક્ત, વિચર્ચિકા, કુષ્ટ વિગેરેમાં તેની છાલનો અને પાનનો ઉકાળો અપાય છે. તેના પાનના રસને સાકરના પાણીમાં પીવાથી વીર્યસ્ત્રાવ બંધ થાયછે. ક્ષુદ્ર રોગ જેથી હાથમાં અને પગમાં છિદ્રો પડેછે, તથા ચામડીના નીચલા ભાગમાંથી ઝીણી ઝીણી ફુણગીઓ ફૂટે છે, પાછી તે રૂઝાઈ જાયછે, અને પાછી વળી ઉપડે છે, તેમજ જે દોષ પિત્તાધિક્યતાથી થાયછે, અને જે મુખ્યત્વે કરીને હાથના અને પગના તળામાંજ હોયછે તે દરદ ઉપર મેંદીનો લેપ ફાયદાકારક છે,

## મોચરસ.

વર્ણનઃ—મોચરસ એ શીમળાના ઝાડનો ગુંદ છે. જે છાલ જંતુઓથી ખવાઈ જાયછે તેમાંથીજ તે થાયછે. સારી છાલમાં છરકા દેવાથી મોચરસ જામતો નથી. સરગવાનો ગુંદ કેટલીક વખતે મોચરસની સાથે મેળવી દેવામાં આવેછે.

બનાવટઃ—વૃદ્ધ ગંગાધર ચૂર્ણ.

૧ વૃદ્ધ ગંગાધર ચૂર્ણ=નાગરમોથ, ઇન્દ્રજવ, ટેંકુ, સુંઠ, ધાવડીનાં ફુલ, લોદર, વાળો, બીલું, મોચરસ, કાળીપાટ, કડાછાલ, આંબાની ગો-

ટલી, અતિવિષની કળી અને રીસામણી એ સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.

ગુણઃ—શીતળ, ગ્રાહી અને સ્તંભન.

ઉપયોગઃ—ઝાડો પ્રવાહિકા તથા રક્તાતિસાર અને મરડામાં તે અપાય છે. ઘણો સખત ઝાડો આ ચૂર્ણ લેવાથી બેસે છે. પ્રદર, વીર્યસ્રાવ અને અત્યાર્તવમાં તેનું ચૂર્ણ ઉપયોગી છે. વૃદ્ધ ગંગાધર ચૂર્ણ ચોખાના ધોણમાં મધ મેળવી પીવામાં આવે છે અને તેથી ઘણો સખ્ત અતિસાર દબાય છે. કેટલીક વખતે વૃદ્ધ ગંગાધર ચૂર્ણ સાથે વાતહર અને ક્ષાર દવાઓ અપાય છે. તેથી પેટ ચડવાની ધાસ્તી રેહેતી નથી અને આમનું પાચન થાયછે. ધાતુ પુષ્ટિના જૂદા જૂદા ચૂર્ણમાં મોચરસ પડેછે.

માત્રાઃ—વૃદ્ધ ગંગાધર ચૂર્ણ બેઆનીથી પાવલાભાર.

## રગત રોઈડો.

વર્ણનઃ—રગત રોઈડો બરડાના ડુંગરમાં રાણપરની પાસે ઘણો થાય છે, ને ત્યાં તેનાં મોટાં મોટાં ઝાડ છે. ઔષધમાં તેની છાલ વપરાય છે. તેની છાલ ઝુંખરા રાતા રંગની થાય છે. તેના વૃક્ષની છાલ ભાંગી જાય તેવી છે.

બનાવટઃ—રોહિતારિષ્ટ.

૧ રોહિતારિષ્ટ=૮૦૦ તોલા રગત રોઈડાને અધકચર્યો કુટી ૪૦૯૬ તોલા પાણીમાં ઉકાળી ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી લઈ તે પાણીને ઠંડું કરી ગળી તેની અંદર ૮૦૦ તોલા ગોળ, ૬૪ તોલા ધાવડીનાં ફૂલ, ૨૦ તોલા પંચકોળ, ૧૨ તોલા ત્રિજાતક, ૧૨ તોલા ત્રિફળાં નાખી તેનું મોઢું બંધ કરી એક માસ સુધી રાખી મૂકવું.

"આ શિવાય રગત રોઈડાની છાલનો ભૂકો અરધો તોલો લઈ ૨૦ રૂપિઆ ભાર દુધ ખુબ ઉનું થાય ત્યારે તેમાં નાખી દેવો અને પછી તે ઉતારી લેવું. આવી રીતે આ ભૂકો ઘણે ઠેકાણે વપરાય છે ને કેટલાક વૈદ્યો તેને ગુલાબી ચા કહે છે."

ગુણઃ—શોધક, વાતહર, પૌષ્ટિક.

ઉપયોગઃ—રગત રોઈડો રક્ત વિકારને સુધારનાર છે. જ્યારે કોઈ પણ અવયવમાં લોહીનો જમાવ થયેલો હોય છે. ત્યારે રગત રોઈડો અપાય છે. યકૃતોદર, પ્લીહોદર તથા માર લાગવાથી જામેલી લોહીની ગાંઠો રગત રોઈડાને સેવવાથી ગળી જાય છે. રગત રોઈડો આપવાથી જે કાંઈ

ઝીણો ઝીણો જ્વર રહેતો હોય તે દૂર થાય છે. તેથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે, અનાજનું પાચન થાય છે, ને શરીરમાં સારી પેઠે કૌવત આવે છે. રગત રોહડાનો મુખ્ય ઉપયોગ યકૃત્‌ની અને પ્લીહની જીર્ણ વૃદ્ધિ ગાળવાનો છે. રગત રોહડાનું ને હરડેનું ચૂર્ણ ગૌમૂત્રની અંદર પ્લીહોદરમાં પીવાય છે, તે જ તે અર્શને મટાડે છે.

માત્રા:—રગત રોહડાની છાલ પાવલાથી અર્ધા ભાર. રોહિતારિષ્ટ ૨ થી ૫ તોલા.

## રતાંજળી.

વર્ણન:—રતાંજળીને સંસ્કૃતમાં રક્ત ચંદન કહેછે. જો કે તે ચંદનની જાતનું લાકડું નથી તોપણ તેનો ઉપયોગ ચંદનને મળતો હોવાથી અને તેનો રંગ લાલ હોવાથી તેને રક્તચંદન નામ આપ્યું છે. તેના લાકડાંના રાતા રંગના કટકા આવે છે અને તે રંગના ઉપયોગમાં આવે છે. જ્યારે કોઈ પણ દવાને રાતો રંગ લગાડવો હોય ત્યારે તે દવાને તેના પાણીની ભાવના દેવામાં આવેછે. ઓષધ તરીકે તે એકલું અપાતું નથી.

ગુણ:—શીતળ, પિત્તશામક.

ઉપયોગ:—જ્વરમાં બીજી યોગ્ય દવા સાથે તે અપાય છે. તે પિત્તના પ્રકોપને શાન્ત કરેછે. ક્વાથમાં જ્યાં તે પડેછે ત્યાં તે તૃષા છીપાવવાનું કામ કરેછે ને ઉલટી બેસાડે છે. તે શિવાય ઉપદંશ, વિચર્ચિકા, વાતરક્ત ઉંદરવા વિગેરે દરદોમાં તે પીવાને માટે બીજી ચીજો સાથે અપાય છે. તાપોડીઆં, ગુંમડાં તેમજ બળતરાવાળા ભાગ ઉપર ચોપડવાના લેપમાં તે પડે છે. જ્યારે ગરમાઈને લીધે માથું દુખતું હોય ત્યારે રતાંજળીનો લેપ લગાડાય છે. રતાંજળી, કમળ અને મોથ એ દરેક ચીજ સમભાગે મેળવી તેનું હીમ કરી પીવાથી તૃષા શાન્ત થાય છે. પિત્ત જ્વરમાં આનો ઉપયોગ કરવો યોગ્ય છે. તે દશાંગ લેપમાં આવે છે. અને કેટલાક તેલમાં રંગને માટે પડે છે.

માત્રા:—૦। થી ૦॥ તોલો.

## રાઈ.

વર્ણન:—રાઈ અને સરશવ એ બન્ને એકજ જાતની પેદાશ છે. સરશવ અથવા સિદ્ધાર્થ પીળી થાય છે અને રાઈ કાળી થાય છે. સંસ્કૃતમાં તેને **राजोका** કહે છે. સરશવને પીલવાથી તેલ નીકળે છે, ને તે તેલ

સરશીઆ તેલના નામથી ઓળખાય છે. સંસ્કૃતમાં તેને **कटु तैल** કહે છે, ને કેટલાંક તેલની બનાવટમાં તે તેલ આવે છે. જે હાંડલામાં કાંજી બનાવવી હોય તે હાંડલામાં સરશીઉં તેલ ભુંસવામાં આવે છે. રાઈ ઉષ્ણ છે અને તે મસાલામાં પડે છે તેમજ તે બહાર લગાડવાના કામમાં બહુ ઉપયોગી છે.

બનાવટઃ—૧ રાજીકા ચૂર્ણ ૨ રાઇનો લેપ.

૧ રાજીકા ચૂર્ણ=રાઈનું ચૂર્ણ=રાઈ, વજ, લોદર અને સિંધાલૂણ સમભાગે મેળવી ચૂર્ણ કરવું.

૨ રાઇનો લેપ=રાઈ, હળદર, કુષ્ટ, તલ અને કુવાડીઆનાં બીજ એ બધાં સમભાગે લઈ સરશીઆ તેલમાં વાટી લેપ કરવો.

ગુણઃ—ક્ષોભક, વાંતિકર,

ઉપયોગઃ—રાઇ પાવાથી ઉલટી થાયછે. રાજીકાદિ ચૂર્ણ એક તોલો માત્રામાં ઉલટી કરાવે છે અને તે ગરમ પાણી સાથે લેવાય છે. જ્યારે કાંઈ ઝેર ખવાણું હોય છે અગર મગજને બેશુદ્ધિ થાય છે અને મગજ ઉપર લોહીનો જમાવ થયો હોય છે ત્યારે તે ઉલટી કરાવવામાં કામ લાગેછે. વિશેષમાં રાઈ ઉષ્ણ વીર્ય હોવાથી ઉલટીને લીધે જે ક્ષીણતા થવી જોઇએ તે ક્ષીણતા થતી નથી. બહુ થોડી માત્રામાં તે જઠરાગ્નિ પ્રદિપ્ત કરનાર છે અને અજીર્ણમાં તે અપાય છે. મસાલામાં અને અથાણામાં તે મુખ્યત્વે કરીને ઉપયોગી છે. રાઇનો મુખ્ય ઉપયોગ બહાર લગાડવાનોજ છે. તેનો લેપ જૂદી જૂદી જાતના વાતવ્યાધિ ઉપર ઉપયોગી છે. સંધિવા, કટીગ્રહ, રાંઝણ વિગેરે બીજા વાત વ્યાધિમાં પણ તે ચોપડાય છે. તેની અંદર થએલો વિકાર રાઈ લગાડવાથી છૂટો પડેછે અને તે ભાગમાં ફરી નવી શક્તિ આવે છે. બાદ જ્યારે ચામડું બહેરૂં ખોડ થઈ રહ્યું હોયછે ત્યારે રાઇનો લેપ લગાડાય છે. વાયુનો સોજો રાઇના લેપથી ઉતરી જાય છે. રાઈ લગાડવાથી સારી પેઠે ચટપટાટ થાય છે. તીક્ષ્ણ અતિસાર અને રક્તાતિસારમાં જ્યારે દવા અગર પાણી પીવાથી ઉલટી થાય છે ત્યારે પેટ ઉપર રાઇનું પ્લાસ્ટર મારવાથી ઉલટી દબાય છે તેમજ કેટલાક જ્વરાદિકમાં પણ એમ કરવું પડેછે. સ્ત્રીઓને અટકાવ ઓછો આવતો હોય તથા અટકાવમાં બહુ પીડા થતી હોય ત્યારે રાઇ નાખેલ ઉના પાણીમાં કમર બુડ બેસવાથી ફાયદો થાયછે. ઓછામાં

ઓછું આવી રીતે અર્ધા કે પોણા કલાક સુધી બેસવાની જરૂર છે. દસ્તાન ઓછું આવતું હોયતો તે એક વખત દરરોજ, અગર બે દિવસે એક વખત, એમ પાંચસાત વાર કરવાની જરૂર છે; અને પીડીતાર્તવ વાળા દરદીએ તો દિવસમાં બેત્રણ વખત રાઇના ઉના પાણીમાં કમરબુડ બેસવું જોઇએ. જ્યારે મગજમાં લોહીનો જમાવ થાય છે, દરદીને નિદ્રા નથી આવતી, શાન્તિ નથી વળતી અને દરદી ચિંતાતુર જણાય છે, તેમજ મગજમાં ઘણો જોસો હોવાને લીધે જ્યારે દરદીને ઉન્માદ થઇ આવે છે ત્યારે દરદીના પગ ગોઠણ સુધી રાઇના ઉના પાણીમાં બોળી રાખવા અને માથા ઉપર ઠંડા પાણીવાળું કપડું રાખી મૂકવું. આથી મગજમાં જે લોહીનો જમાવ થયો હોય છે તે હેઠો ઉતરે છે. રાઇને ઠંડા પાણીમાં નાખી તેની લોપરી દુખતા ભાગ ઉપર મૂકાય છે. બાળક તથા નાજુક સ્ત્રીઓને રાઇની લુબ્દી ચામડી ઉપર સાવ અડોઅડ મૂકવી નહિ, કારણ કે તેથી મોટો ફોલ્લો ઉઠેછે; માટે હમેશાં રાઇની લુબ્દીને કપડાના બેવડમાં રાખી તે કપડું જ્યાં રાઈ લગાડવી હોય ત્યાં બાંધી દેવું. જે ભાગમાં શૂળ અગર ચસકો નીકળતો હોય તે ભાગમાં રાઇ લગાડવી. જ્યારે કોઈ મર્મસ્થાનમાં પાક અગર પીડા થાય છે ત્યારે તેના બહારના ભાગ ઉપર રાઇની લોપરી લગાડયે પીડા અંદરથી બહાર આવેછે ને પછી તે જલદી દૂર થાય છે. સંતત્ જ્વરમાં જ્યારે યકૃત્માં લોહીનો જમાવ થાય છે ને મુંઝારાની ગાંઠ ઉપડે છે ત્યારે કાળજાના ભાગ ઉપર રાઇનો લેપ થાય છે. રાઈ લગાડવાથી જ્યારે બહુ બળતરા થવા લાગે ત્યારે તે લઈ લેવી. અપચીની ગ્રંથીમાં સરશવ, લીંબડાનાં પાન અને દાંતીમૂળને બકરીના દૂધમાં વાટી ચોપડવામાં આવે છે.

**માત્રાઃ**—રાઇનું ચૂર્ણ ૧ તોલો; રાઈ એકલી ૦ll તોલો; બન્ને ઉના પાણી સાથે ઉલટીને માટે.

## રાસ્ના.

**વર્ણનઃ**—રાસ્નાના નામથી બે જૂદી જૂદી જાતના છોડ ઓળખાય છે. ઔષધમાં તેનાં મૂળીઆં વપરાય છે. આ બાજુપર તેનું પંચાંગ વપરાય છે. જે ચીજ રાસ્નાના નામથી અહીં પ્રસિદ્ધ છે તે આહીંથી ચાર ગાઉ ઉપર ચૂડેશર નામે ગામછે ત્યાં દરીઆ કિનારાપરના બે ચાર ખેતરમાં ઉગેછે અને તે અહીંથી ચોતરફ જાયછે. જે રાસ્ના ચૂડેશરમાં

થાયછે તેનો છોડ આશરે એક ફૂટ ઉંચો થાય છે. તેનાં પાંદડાં મેથીના જેવી આકૃતીના તથા ખોળાશપર રંગના થાયછે અને તે ઉપર ઝીણી સફેદ રૂંવાટી હોયછે.

બનાવટ:—રાસ્ના પંચક.

૧ રાસ્ના પંચક=રાસ્ના, ગળો, દેવદાર, સુંઠ, અને એરંડી મૂળ એ દરેક ચીજો સમભાગે લઈ તેને અધકચરી કરી રીતસર ક્વાથ કરવો.

ગુણ:—ઉષ્ણ, વાતહર.

ઉપયોગ:—તમામ જાતના વાતવ્યાધિ ઉપર ઉપયોગી છે અને તેની તે અસરમાં વૃદ્ધિ થાય તેટલા માટે તેને ગુગળની સાથે મેળવવામાં આવે છે. સંધિવા, ગૃધ્રસી, રાંઝણ તથા ઉરૂસ્તંભમાં તે ઉપયોગી છે. જૂદી જૂદી જાતના વાત રોગ ઉપર તેની જૂદી જૂદી બનાવટો વપરાય છે. તે શિવાય તે અર્ધાંગ અને અર્દિત રોગમાં અપાય છે. કેટલીક જાતના વાત વ્યાધિમાં જ્ઞાન તંતુની શક્તિ કમી થાયછે અને કેટલાક વ્યાધિમાં જ્ઞાન તંતુ બરોબર હોયછે પણ તે ભાગનું લોહી દુષિત થયેલું હોય છે, અને ત્યાં કોઈ બીજા બહારના પદાર્થનો જમાવ થયેલ જણાય છે. લોહીમાં તે દરદોની અંદર એક જાતનો ચીકણો પદાર્થ મળેલો હોય છે ને ત્યાં રાસ્ના નો ક્વાથ ઉપયોગી છે. જ્ઞાનતંતુની વિકૃતિથી થએલ અર્ધાંગ, અર્દિત અને પક્ષાઘાતમાં તેની અસર ઘણીજ મોટી છે. રાસ્ના આમ વાત ઉપર ઉપયોગી છે પણ બીજા રકત દુષિત વાત રોગની પેઠે તેમાં પણ બીજી સારક દવા મેળવવાની જરૂર પડેછે. આમ વાત ઉપર રાસ્નાને એરંડ મૂળની સાથે મેળવવું યોગ્ય છે અને તેટલા માટે રાસ્ના પંચક વધારે માફક આવે છે. લોહીની અંદર આ પ્રસંગે અમ્લ રસનો જમાવ થએલો હોયછે અને તેથી તે દૂર કરવાને માટે રાસ્નાની સાથે સારક દવાની જરૂર છે.

માત્રા:—રાસ્ના પંચક ૨ તોલા.

## રાળ.

વર્ણન:—રાળ એ સાલ અથવા અશ્વ કરણ નામના લાકડાની અંદરથી ઝરતી રજ છે. જ્યારે સાલનું ઝાડ જૂનું થાય છે ત્યારે તેની ઉપલી છાલ અને અંદરના લાકડાની વચ્ચે રાળ જામી જાય છે અને જ્યારે તે છાલ ઉએડવામાં આવે છે ત્યારે તે રાળ નીકળે છે. સળગતી

બાટ અડવાથી તેનો એકદમ ભડકો થાયછે.

ગુણઃ—ગ્રાહી.

ઉપયોગઃ—રાળ બાળકોને ઝાડાની અંદર અપાય છે. બાળકને માટે બે વાલ રાળ ખાંડમાં મેળવી આપવાથી તેનો ઝાડો કબજ થાય છે અને ખસ્રસ કરીને જ્યારે ઝાડાંમાં લોહી પડતું હોય ત્યારે તે વધારે સારો ફાયદો કરેછે. તે શિવાય રાળ મલમ બનાવવાના કામમાં આવે છે તેમજ તે ચીકાશદાર પટીની બનાવટમાં પડેછે. તેનો ભૂકો રક્તસ્રાવ ઉપર છાંટવાથી રક્તસ્રાવ દબાય છે.

રાળ, સિંધાલૂણ, ગોળ, મીણ, મધ, ગુગળ, ગેરૂ અને ઘી એ સમભાગે લઈ જરા ઉનાં કરવાથી તેનો મલમ થાય છે. આ મલમ જ્યારે હાથ પગનાં તળાં ફાટેછે ત્યારે બહુ કામનો છે પાદદારી, ખરજવા ઉપર પણ આ મલમ ઉપયોગી છે. જ્યારે ઘરમાં ઝેરી હવા ભરાએલી હોય છે ત્યારે રાળ બાળવાથી તે હવા ચોખ્ખો થાય છે.

માત્રાઃ—૨ થી ૪ વાલ.

## રેવંચીનો શીરો.

વર્ણનઃ—રેવંચીના શીરાને પીળીઓ કહે છે. તે ઔષધમાં વપરાય છે ને બજારમાં ઘણો સાધારણ છે. તે ભુંખરા પીળા રંગનો હોય છે. ગલની ગાંઠને પણ રેવંચી કહે છે. જે ઝાડમાં રેવંચીનો શીરો થાય છે તે ઝાડને રેવંચી કહે છે, અને તેનાં પાંદડાં અગર મૂળીઉં તોડવાથી જે રસ નીકળી જામી જાય છે તે પીળીઓ છે.

ગુણઃ—રેચક, કૃમિઘ્ન.

ઉપયોગઃ—રેચ તરીકે આ દવા ઘણી સખ્ત છે. તેથી ઘણા રેચ લાગે છે તથા પુષ્કળ પાણી છૂટે છે અને પેટમાં સખ્ત ચુંથ થાય છે. આ દવાની ઘીમાં ગોળી કરી ખવાય છે નહિતર તે ગળામાં દાહ કરે છે. તેનો જુલાબ આપવાથી જળંદરમાં ફાયદો થાય છે. જળંદરની અંદર એકાંતરે તેનો જુલાબ આપવો પડે છે. તેથી પુષ્કળ વખત પાતળો ઝાડો આવે છે ને પેટનો ભાર હલકો પડે છે.

સખ્ત બંધ કુષ્ટની અંદર તેનો જુલાબ અપાય છે તેમજ કેટલાક મગજના બાધિમાં જ્યારે તીક્ષ્ણ રેચ આપવાની જરૂર છે ત્યારે રેવંચીના શીરાનો રેચ સારો છે. તે રેચ એટલો બધો સખ્ત છે કે નબળા બાંધાના

દરદીથી તે સહન થઈ શકતો નથી. તે ખાધા પછી કલાક સુધી રેચની અસર જણાતી નથી પણ ત્યારબાદ પેટમાં થોડી થોડી ચુંથ થાય છે અને પા અગર અર્ધા કલાકની અંદર રેચ આવવા માંડે છે. તેની અસર થયા પછી રેચ એટલા બધા ઝડપથી આવે છે કે દરદીને વીસામો ખાવા પણ વખત મળતો નથી. એક કલાકની અંદર ઓછામાં ઓછા દશેક રેચ લાગે છે.

માત્રાઃ—એક રતીથી એક વાલ.

## લવીંગ.

વર્ણનઃ—લવીંગ આપણા દેશમાં મુખવાસની ચીજ છે અને તે તેનાં સૂકાએલ ફૂલની કળીકું છે. તેનો સ્વાદ બહુ તીખો છે. તેની અંદર એક જાતનું તેલ રહેલું છે.

બનાવટઃ—૧ ચતુઃસમવટી ૨ લવીંગાદિ વટી.

૧ ચતુઃસમવટી=લવીંગ, સુંઠ, અજમો અને સિંધાલૂણ એ ચારે ચીજ સમભાગે લઈ તેની ગોળમાં ગોળી કરવી.

૨ લવીંગાદિ વટી=લવીંગ, કાળાંમરી, બહેડાંની છાલ અને એરસાર સમભાગે લઈ બારીક વાટી તેને બાવળની છાલના ઉકાળામાં ખલ કરી બોર બોર જેવડી ગોળી કરવી.

ગુણઃ—ઉષ્ણ. વાતહર, દીપન.

ઉપયોગઃ—પેટ ચુંક, અજીર્ણ. ઉલટી અને જઠરાગ્નિની માંદ્યતામાં તે અપાય છે. પેટના કોઈ પણ દુખાવાને તે ફાયદો કરે છે. ખસૂસ કરીને ગર્ભીણી સ્ત્રીને બીજે ત્રીજે મહીને જે ઉલટી થાય છે તેમાં તે સારાં છે તેમજ તે બીજા ઉદર રોગ ઉપર ક્ષાર અને રેચક દવા સાથે અપાય છે. વાત જ્વરમાં તે બીજી જ્વરઘ્ન દવા સાથે પડે છે. તંદ્રા, બેશુદ્ધિ, તથા મગજના ભ્રમને તે દૂર કરે છે. સન્નિપાતને લીધે જ્યારે દરદી બેભાન અવસ્થામાં ક્ષીણ થઈ પડ્યો હોય ત્યારે બીજી યોગ્ય દવા સાથ તે ક્વાથમાં અપાય છે. માથાના દુખાવા ઉપર તથા વાત જન્ય શોફ ઉપર તે ચોપડાય છે. ઝાડામાં જ્યારે સખ્ત વીંટ આવતી હોય ત્યારે સ્તંભન દવા સાથે લવીંગ અપાય છે. તેમાંથી એક જાતનું તેલ નીકળે છે જેને લવીંગનું તેલ કહે છે. તે તેલનું ટીપું ડાઢમાં મૂકવાથી કળતી દાઢ સારી થાય છે તેમજ તે મગજના વ્યાધિમાં સારૂં છે. હિસ્ટીરિયા અને અપસ્મારમાં

મગજને પુષ્ટિ આપનાર ચૂર્ણ સાથે તે અપાય છે. તે વૃષ્ય છે ને વાજીકર તરીકે તેનો ઉપયોગ થાય છે. ઉષ્ણ પદાર્થો સાથે તે ધાતુ પૌષ્ટિક ચૂર્ણમાં પડે છે. લવીંગનો ઉકાળો ગ્રાહી છે અને તે કોગળા કરવા માટે વપરાયછે. લવીંગનું ચૂર્ણ દંત મંજનમાં પડે છે. તેથી મોઢું સાફ થાય છે ને અવાળુ દૃઢ થાય છે. ચતુઃસમવટી તૃષાને શાન્ત કરનાર અને મોળ ઉલટીને બેસાડનાર છે. લવીંગ ચાવવાથી માથાનો ફેર હલકો પડે છે. વાત જ્વરમાં અને માથાના દુખાવામાં લવીંગ વાટીને કપાળે ચોપડાય છે. દમ, ઉધરસ ઉપર લવીંગ સારૂં કામ કરે છે ને લવીંગાદિવટીનો રસ ઉતારાય છે.

માત્રાઃ—લવીંગની ૦ાા થી ૧ વાલ, ચતુંઃસમવટી ૧ થી ૨ વાલ. લવિંગાદિ વટી.—એથી ચાર ગોળીનો રસ.

## લસણ.

વર્ણનઃ—લસણ આપણા દેશની સાધારણ દવા છે. શીઆળામાં લોકો તે ઘીમાં તળી ખાય છે અને તે વાતરોગને માટે વપરાય છે. લસણના લીલા છોડ ડુંગળીના જેવા દેખાયછે પણ ડુંગળીનાં પાન લસણનાં કરતાં બહુ મોટાં થાય છે, તેમજ તેની ગાંઠો પણ મોટી થાયછે. લીલું લસણ ઘીમાં તળી ખવાય છે.

બનાવટઃ—૧ લશુનાદિ ચૂર્ણ, ૨ લશુનાદિ વટી. ૩ સ્વલ્પ રસોન પીંડ ૪ લસણ પાક.

લશુનાદિ ચૂર્ણ=લસણ, જીરૂં, સંચળ, સુંઠ, મરી, પીંપર, અને હીંગ એ બધી ચીજો સમભાગે લેવી ને તેનું ચૂર્ણ કરવું.

૨ લશુનાદિ વટી=હીંગાષ્ટકના ચૂર્ણને લસણના રસમાં ઘુંટી તેની ગોળી વાળવી તે લશુનાદિ વટી.

૩ સ્વલ્પ રસોન પીન્ડ=લસણ ૧૨ તોલા સરખું કુટી હીંગ, જીરૂં, સીંધાલૂણ, સંચળ, સુંઠ, લીંડીપીંપર અને મરી એમાંની દરેક ચીજ ½ તોલા લઈ તે બધાંને બરાબર મેળવવાં.

૪ લસણ પાક=લસણની સાફ કરેલી કળીઓ શેર ૧ લઇ તેને છાશમાં પાંચ સાત દિવસ પલાળવી. દરરોજ સવારે આગલી છાશ કાઢી નાખી નવી નાખવી અને તાજી છાશ નાખતી વખતે લસણને પણ ધોઈને સાફ કરવું. એમ પાંચ સાત દિવસ સુધી પલાળ્યાથી તેની ડુંગળીની માફક બીજી પણ થોડી ફોતરી ઉતરી જશે. પછી તેને ધોઈ સાફ કરી ખાંડી એક મણ દૂધમાં માવો કરવો. પછી તે લસણવાળા માવાની ત્રણ શેર ઘીમાં કીટી કરવી. બાદ પંદર શેર સાકરની ચાસણી કરી તેમાં તે કીટી

નાખવી ને માથે પીસ્તાં શેર ૦ાા, ચારોળી શેર ૦ા, બદામ શેર ૧ અને મુગલાઈ બે દાણા તોલા ૪ નાખવા. આ પાકમાં કેશર અને જાયફળ નાખવા નહીં.

ગુણઃ—ઉષ્ણ અને વાતહર.

ઉપયોગઃ—લસણ સંધિવા, કટીશૂળ, ચુંક, ગુલ્મ, હેડકી, આંચકી વિગેરે ઉપર અપાય છે તેમજ તે વાટીને તેજ દરદો ઉપર ચોપડાય છે. લીલું લસણ ઘીની અંદર તળીને ખાવાથી તમામ જાતના વાતવ્યાધિ દબાય છે. લસણ વાતવ્યાધિ ઉપર અકસીર ઈલાજ છે માટે તેને જેવું તેવું નહીં ગણી નહીં કાઢવા ભલામણ છે. ગૃધ્રસી રાંઝણ, અધાંગ, તથા આમ વાતમાં લસણનો રસ, લસણ પાક અગર લસણની ગમે તે બનાવટ લેવાથી ફાયદો થાયછે. સુંઠની પેઠે લસણમાં પણ આમનું પાચન કરવાનો ગુણ રહેલો છે. તેનો રસ એક તોલો ગાયના દુધમાં લેવાય છે. તેનો આસવ કરી અગર તેને તળી ગમે તે રીતે ખાવાથી આમ વાતમાં ફાયદો થાય છે અને તેથી તમામ જાતના વાતવ્યાધિ હલકા પડેછે. સ્વલ્પ રસોન પીન્ડ નામની બનાવટ આશરે ચાર વાલની માત્રામાં એરંડ મૂળના ઉકાળાની સાથે લેવાથી અર્દિત, અધાંગ, રાંઝણ, પક્ષાઘાત તેમજ ખેંચતાણની અંદર ફાયદો થાયછે, વાતવ્યાધિમાં લસણનો ઉપચાર થોડા ઘણા માસ સુધી ચાલુ રાખવાની જરૂર છે. ઓછામાં ઓછું એક મહિનો તે ખાવું જોઇએ. જો લસણ ખાતાં તે ફુટી નીકળે કે ગરમ લાગે તો સમજવું કે લસણ માફક નહિ આવે. પછી તે ખાવું બંધ કરી એક રેચ આપવો અને થોડી ઠંડક કરાવવી. પણ જેને શરીરમાં વાનું જોર છે તેને લસણ માફક નહિ આવે એવું ક્વચિતજ બને છે. કોલેરાની સખ્ત ગોટલી ચડતી હોય તેમાં લશુનાદિ વટી અપાય છે. તે શિવાય વાતવ્યાધિમાં લસણ એક ભાગ, આઠ ભાગ પાણી તથા ચાર ભાગ દુધ એ પ્રમાણે નાખી ઉકાળી જ્યારે દુધ બાકી રહે ત્યારે ઉતારી લઈ તે હિસ્ટીરિયા, આફરો, રાંઝણ વિગેરેમાં વપરાય છે.

લસણ અજીર્ણમાં ઘણું ઉપયોગી છે. કોલેરામાં જો કાંઈ ઝાડો થવાનું ચિન્હ જણાય તો તે એકદમ દબાવવું જોઈએ. કોલેરાના વખતમાં કેટલીક વખતે અજીર્ણના ઝાડા પણ કોલેરાની ભીતિ આપે છે. આ ઝાડામાં લશુનાદિ ચૂર્ણ આપવું યોગ્ય છે. તેથી અજીર્ણ દુર થાયછે અને ઝાડો અટકે છે. અજીર્ણ ઉપરના ઘણાખરા ચૂર્ણ, ગોળીઓ વિગેરેમાં પણ લસ-

ણ પડે છે. હિંગાષ્ટક ચૂર્ણની ગોળી વાળવામાં વૈદ્યો લસણનો રસ વાપરે છે અને ત્યારે તેનું હિંગ્વાદિ વટી નામ બદલીને લશુનાદિ વટી એવું નામ આપે છે. તે મસાલાની ચીજ છે અને મસાલા તરીકે તે ખોરાકમાં લેવાથી અનાજનું પાચન થાયછે. પગમાં કળતર થતી હોય ત્યારે લસણ ખવાય છે. સ્ત્રીઓને ઋતુ દોષમાં જ્યારે સખ્ત કટીશૂળ થાય છે ત્યારે પણ લસણ અપાય છે. લસણ ખરજવા ઉપર ચોપડાય છે. આથી સખ્ત બળતરા ઉઠે છે પણ તેથી બધો ભાગ સાફ. લીસોને લાલ રંગનો થઈ જાયછે. પછી તે ઉપર સાદો મલમ લગાડવાથી રૂઝ આવે છે. લસણના રસનેજરા નવશેકું કરી તેનું ટીપું કાનમાં નાખવાથી કર્ણ શૂળ બેશી જાયછે. તે શિવાય લસણની કળી કાનના દુખાવામાં કાનની અંદર ખોસી રખાય છે. લસણનું કકડાવેલ તેલ જે ભાગ વાએ ઝલાઈ ગયો હોયછે તે ઉપર ચોપડાય છે. કોઈ પણ જગ્યાએ શૂળ નીકળતુ હોય તે પણ તેથી બેસે છે. કાંદાની સાથે છુંદી તેનો રસ સુંઘવાથી મૂર્છામાં ફાયદો થાયછે.

માત્રા:—સ્વલ્પ રસોન પીન્ડ બેથી ચાર વાલ. લશુનાદિ ચૂર્ણ પાવલાભાર. લસણ પાક બેથી ચાર તોલા.

લશુનાદિ વટી ૦। થી ૦॥ ભાર.

## લાખ.

વર્ણન:—લાખ એક ભાગના જંતુમાંથી બને છે અને તે જંતુ કેટલીક જાતનાં ઝાડ ઉપર જમાવ કરેછે. જે ઝાડ ઉપર લાખ જામે છે તેમાં ખાખરો, બોરડી, વડની જાતનાં અને બીજાં થોડી ઘણી જાતનાં ઝાડો મુખ્ય છે. આ ઝાડોના રસ ચીકાશદાર હોયછે અને તેના લાલ રંગના જમાવને લાખ કહેછે. લાખ રંગના કામમાં આવેછે અને તેના પાણીને અળતો કહેછે. તે શિવાય લાખ જોગણીને ઠેકાણે કામમાં આવેછે. લાખ પેટમાં ખાવાના કરતાં બહારના ઉપયોગમાં ઘણી આવેછે. કેટલીક વખતે લાખના જંતુઓથી આખું ઝાડ ખવાઈ જાયછે. જે ડાંખળી ઉપર લાખ થાયછે તે ડાંખળી એમને એમ વેચાયછે અને તેને લાકડીઓ લાખ કહેછે. પછી તેને ઉકાળે છે એટલે લાખ પીગળી જાયછે.

બનાવટ:—લાક્ષાદિ તેલ.

૧ લાક્ષાદિ તેલ=લાખ ૬૪ તોલા લઈ તેની અંદર તેથી ૧૬ ગણું

પાણી નાખી ઉકાળવું અને જ્યારે ૨૫૬ તોલા પાણી બાકી રહે ત્યારે ઉ. તારી લેવું. આ લાખના પાણીમાં ૨૫૬ તોલા મીઠું તેલ તથા ૧૦૨૪ તોલા કાંજી અને નીચે લખેલાં ઓસડો બબે તોલા નાખવાં:—

આસોંધ, હળદર, દેવદાર, કેવડાનું મૂળ, મરવો, રાસ્ના, સુવા, અને જેઠીમધનાં મૂળ. જ્યારે તેલ બાકી રહે ત્યારે ઉતારી લેવું. ઉતારતી વખતે તેમાં ચાર તોલા કપૂર નાખવું.

ગુણઃ—પૌષ્ટિક.

ઉપયોગઃ—તે ફક્ત લગાડવાનાજ કામમાં આવે છે. બહાર છાતી ઉપર લગાડવાથી જીર્ણ જ્વર અને યક્ષ્મામાં સારો ફાયદો થાય છે. લાક્ષાદિ તેલ લગાડવાથી જીર્ણ જ્વર અટકે છે, શરીરમાં કૌવત આવે છે અને દરદીની સ્થિતિ સુધરતી જાય છે. બીજા તેલમાં રંગ લાવવા માટે લાખ વપરાય છે.

## લાંગુલી.

વર્ણનઃ—લાંગુલીનાં કળલાવી અથવા ખડીઆ નાગ એવાં મરાઠી નામ છે. તેનું ગુજરાતી નામ હજુ સુધી મળેલ નથી. સંસ્કૃત વૈદ્યકારોએ તેને સાત ઉપવિષમાં ગણેલ છે. સંસ્કૃત વૈદ્યકારો તેને **ગર્ભઘ્ની** કહે છે. તેનાં પુષ્પ ઘણાં સુંદર થાય છે. ઔષધમાં તેની ગાંઠ વપરાય છે. તેની ગાંઠ આશરે સાત આઠ ઈન્ચ લાંબી હોય છે. તેનાં એક મૂળીઆમાં બે ગાંઠું હોય છે જે બન્ને ગાંઠું કાટ ખૂણાથી જોડાએલી છે. આ કાટખૂણા ઉપર તેનું થડ ઉગે છે. તે કાટખુણાના ઉપલા ભાગ ઉપર થડની નીશાની જણાય છે ને હેઠલા ભાગ ઉપર મૂળીઆંના રેશા લટકતા હોય છે. તેના મૂળમાંથી ધોળો લોટ જેવો ભૂકો ખરે છે.

ગુણઃ—વેણ લાવનાર.

ઉપયોગઃ—તેના મૂળને વાટી ડુંટી અને પેડુ ઉપર ચોપડવાથી વેણ ટુંકી ટુંકી મુદતે અને ખૂબ આવે છે અને સ્ત્રી જલદીથી પ્રસૂત થાય છે. જ્યારે ઓર પડતાં વાર લાગે છે ત્યારે તેના મૂળનો કલ્ક હાથે તથા પગે ચોપડવામાં આવે છે અને શાહજીરૂં અને પીંપરનું ચૂર્ણ તે વખતે દ્રાક્ષાસવની સાથે પાવામાં આવે છે. તે ગૌમૂત્રની અંદર નાખવાથી શુદ્ધ થાય છે.

માત્રાઃ—૧ થી ૨ વાલ તેના લોટની.

# લીંબડો.

**વર્ણન:**—લીંબડો દેશી વેદામાં ઘણાજ અસલના વખતથી જણાએ લો છે. તેનું ઝાડ મોટું વડ જેવડું થાય છે અને તેનાં પાન ઝીણાં સોનેરી રંગનાં હોય છે અને જ્યારે પાન મોટાં થતાં જાય છે ત્યારે તેમાં લીલાશ આવતી જાય છે. લીંબડો બે જાતનો થાય છે. એક મીઠો ને બીજો કડવો ઔષધમાં કડવો લીંબડો વપરાય છે. મીઠા લીંબડાનાં પાન કઢીમાં પડે છે. ઔષધમાં લીંબડાની અંતર છાલ, પાંદડાં, તેનાં ફળ, ગુંદ અને બીજનું તેલ વપરાય છે. તેનાં ફળને લીંબોળી કહે છે અને તેમાંથી જે ઠળીઓ નીકળે છે તેને પીસીને તેલ કહાડવામાં આવે છે.

**બનાવટ:**—૧ પંચતિક્તઘૃત ૨ નિંબ પંચાંગ ચૂર્ણ ૩ નિમ્બાદિ તૈલ.

૧ પંચતિક્તક ઘૃત=લીંબડાની અંતર છાલ, પટોળ, ભોરીંગણી, ગળો અને અરડુશીની છાલ એ દરેક ૮૦ તોલા લઈ તેને ૪૦૯૬ તોલા પાણીમાં ઉકાળવાં અને જ્યારે ૧૦૨૪ તોલા પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લઈ તેમાં ૨૫૬ તોલા ઘી તથા ૩૨ તોલા ત્રિફળા નાખી રીતસર ઘી સિદ્ધ કરવું.

૨ નિમ્બ પંચાંગ ચૂર્ણ=લીંબડાનું પંચાંગ ૬૦ તોલા, અને લોહ ભસ્મ, હીમજ, કુવાડીઆનાં બીજ, ચિત્રક, ભીલામું, વાવડીંગ, સાકર, આમળાં, હળદર, પીંપર, મરી, સુંઠ, બાબચી, ગરમાળાનો ગર અને ગોખરૂ એ દરેક ચચાર તોલા લઈ તેમનું બારીક ચૂર્ણ કરી તેને ભાંગરાના રસની, ખેરની છાલના કાઢાની અને અસાણાની છાલના કાઢાની એકેક ભાવના દેવી જે તૈયાર થાય તે નિમ્બ પંચાંગ ચૂર્ણ.

૩ નિમ્બાદિ તૈલ=લીંબડાનું તેલ ચાર શેર અને પાણી ૧૬ શેર લેવું; બાદ હરતાળ, મનઃશિલ, ભિલામું, એળચી, કુંવારનું મૂળ, ચંદન, તગર, અને જુઇનાં પાન દરેક પાંચ પાંચ તોલા લઈ તેનો કલ્ક તેમાં નાખી રીતસર તૈલ સિદ્ધ કરવું.

**ગુણ:**—પૌષ્ટિક, પિત્તશામક, જ્વરઘ્ન અને શોધક.

**ઉપયોગ:**—લીંબડાની અંતર છાલનું હીમ જાદી જાદી જાતના રોગ ઉપર બહુ સરસ છે. રોજીઆ, એકાંતરીઆ, તરીઆ તથા ચોથીઆ વિગેરે વિષમ જ્વરમાં તાવના આવવા પહેલાં બેત્રણ વાર લીંબડો આપવાથી તાવ અટકે છે. જોકે વિષમ જ્વરમાં ક્વીનાઇનને ટોડે આવી

શકે એવો તે નથી તોપણ કવીનાઇન કરતાં તે બીજા નંબરની દવા છે. જ્યારે તાવ ભર્યો હોય ત્યારે કવીનાઇન બહુધા બીજીવાર અપાતું નથી પણ લીંબડો તે વખતે આપવામાં કોઇ જાતની હરકત નથી એટલુંજ નહિ પણ ઉલટો ફાયદો થાય છે. પિત્તજ્વરમાં, સાદા અણઉતાર તાવમાં તેમજ સંતત જ્વરમાં લીંબડાનું હીમ આપવું યોગ્ય છે. વિષમ જ્વરમાં હીમ તથા કવાથ બન્ને આપવામાં આવે છે, તેમજ જીર્ણ જ્વરમાં લીંબડાનું ઘણા દિવસ સુધી સેવન કરવું કહેલ છે. જીર્ણ રોગ થયા પછી અગર બીજી કેટલી એક વ્યાધિ થયા પછી રહેલી નબલાઇમાં લીબડો શરીરને કોવત આપે છે, તેથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે, અને અનાજનું સારી પેઠે પાચન થાય છે. પિત્તજ્વરની દાહ, તૃષા, ઉલટી, મોળ વિગેરે ને તે શમાવે છે. લીંબડો,ગળો, પટોળ,રીંગણી અને ઇન્દ્રજવ એ પાંચે ચીજનો કાઢો મધની સાથે લેવાથી ઘણો જુનો તાવ દૂર થાય છે. તાવને માટે લીંબડાની દવા ઘણી ઉત્તમ છે. આપણા દેશમાં સાધારણ રીતે તાવની વખતે લીંબડાની અંતરછાલ પાવાનો રીવાજ ચાલેછે, તેમજ સન્નિપાત જ્વરની અંદર પણ લીંબડો વપરાય છે. એ પિત્તશામક હોવાને લીધે શરીરમાં રહેતી ખોટી ગરમીને દૂર કરેછે, મગજને ઠંડો કરેછે, અને આંખની દૃષ્ટિને તેજ આપે છે. જ્યારે કોઈ પણ જાતનો જ્વર ઘણા દિવસ સુધી રહેવાથી જઠરાગ્નિ મંદ થઈ જાય છે અને પાછો વળી સેજ-સાજ તાવ આવી જાય છે ત્યારે લીંબડાની અંતરછાલ પીવી યોગ્ય છે. જ્વરથી થતી જૂદી જૂદી વિકૃતિમાં લીબડો ઉપયોગી છે. જ્વરને લીધે જ્યારે યકૃત્ અગર પ્લીહામાં લોહીનો જમાવ થાયછે ત્યારે બીજી યોગ્ય દવા સાથે લીંબડો આપવો યોગ્ય છે. માતા, ઓરી, અછબડા, નુરબીબી વિગેરે ઓખાની અંદર દરદીને લીંબડાનું હીમ પવાય છે. જોકે કેટલાક વૈદ્યો આવા ફૂટી નીકળતા તાવમાં કોઇ પણ જાતની દવા નથી આપતા તોપણ તે પ્રસંગે દવા આપવામાં ગેર ફાયદો નથી. તે તાવનું જોર તેમની નિયમિત મુદત શિવાય હલકું પડતું નથી તોપણ જો યોગ્ય ઉપચાર કરવામાં આવ્યો હોયતો તેનાં સખ્ત ચિન્હોનું ભયંકર દુખ ખમવું પડતું નથી. સદરહુ ઓખાની અંદર હમેશાં પિત્તાધિક્ય દોષ હોય છે. તેનું શમન કરવા માટે લીંબડાનું હીમ આપવું અવશ્યનું છે. તે દરદીની અંદર પિત્તાધિક્ય દોષ એટલો બધો જબરો હોયછે કે સદરહુ તાવ ઉતરી ગયા પછી માસ અગર બેમાસ સુધી શરીરમાંથી ગરમાઈ જતી નથી ને

આખે શરીરે ગુમડાં ફૂટી નીકળે છે. જો લીંબડાનું પંદર દિવસ સુધી સેવન કરવામાં આવેતો આ બધું હલકું પડી જાય છે. હીમ કરવામાં હમેશાં અંતરછાલ વાપરવી. શોધક ગુણ તરીકે લીંબડો ઘણો સરસ છે. અને તે જીર્ણ ત્વક્‌દોષમાં અપાય છે. લીંબડાનું પંચાંગ ઘણા દિવસ સુધી સેવાથી કુષ્ટ, વિચર્ચિકા, વાતરક્ત વિગેરેમાં સારી અસર માલમ પડેછે. નીમ્બ પંચાંગ ચૂર્ણ કુષ્ટને માટે ખાસ ઉપયોગી છે અને હમેશાં તેની સાથે સારક દવા મેળવવામાં આવે છે. ત્વક્‌દોષની અંદર તે પેટમાં ખાવામાં આવે છે એટલુંજ નહિ પણ તેના પાનને પાણીમાં ઉકાળી તે પાણીવડે નવરાવવાથી ખસ, ખરજવું, દદ્રુ તથા કૃમિની ચેળ કમતી થાય છે. ચામડી ગમે તેવી રૂક્ષ અને ખરબચડી થઈ ગઈ હોય અને તે ઉપર હાથ ફેરવવાથી ફોતરાં ઉખડ્યાંજ કરતાં હોય તથા બેહદ ચેળ આવતી હોય તેવા દરદીને લીંબડાના પાણીએ દિવસમાં ત્રણ વખત નવરાવવાથી શરીર સાફ અને લીસું થાય છે. જ્યારે શરીરે ખોટી ગરમી ફૂટી નીકળે છે ત્યારે લીંબડાનાં પાનના ઉકાળાવડે સ્નાન કરવાથી ઘણો ફાયદો થાય છે. કુષ્ટ અને જંતુવાળા વ્રણનું તેના પાણી વડે ધોવાથી શોધન થાય છે અને જંતુ મરી જાય છે. તેના પાનની લોપરી દુષ્ટ વ્રણનું શોધન કરવા માટે અપાય છે. પા તોલો લીંબડાનો રસ અને પા તોલો આંમળાંનો રસ એ બન્ને ઘીની સાથે પીવાથી શીળસ, લુખસ, અને ખોટી ગરમાઇનાં ગુમડાં બેસી જાય છે. ગુમડાં ઉપર લગાડવાના મલમમાં પણ લીંબડો આવે છે. પંચતિક્તક ઘૃત અને નીમ્બાદિ તેલ ત્વક્‌દોષને માટે બહુ સારાં છે. તેનું તેલ પણ ખાજી, ખરજવા ઉપર ચોપડાય છે. તે ભગંદર વિગેરેમાં ઉપયોગી છે. ગલગંડ જે ફૂટેછે અને બહુ છિદ્રો પડેછે તેમાં આ તેલ સારૂં છે તેમજ ગમે તેવાં છિદ્રો પડ્યાં હોય અને ગમે તેટલું અંદરથી પરૂ નીકળતું હોય તેવી નાડીને તે રૂઝપર લાવેછે.

લીંબડો કૃમિઘ્ન તરીકે પ્રસિદ્ધ છે. તે કડવો છે અને તેથી પેટમા કૃમિ પડતાં નથી. લીંબડો, કડાછાલ, વાવડીંગ અને હીંગ એ ચારે ચીજના ચૂર્ણને મધમાં સેવાથી કૃમિનો નાશ થાય છે. તે શિવાય તેના તેલમાં પણ કૃમિઘ્ન ગુણ રહેલો છે, પણ તેનું તેલ કૃમિઘ્ન તરીકે બહુ વપરાતું નથી. લીંબડાનો રસ મધની સાથે પીવાથી કમળો દૂર થાય છે,

ઉલટી બંધ થાય છે, અને અમ્લ પિત્તમાં ફાયદો થાય છે. લીંબડાના પાનને પાણીમાં ચોળી તેનાં ફીણ શરીરે લગાડવાથી થતો દાહ હલકો પડે છે. જ્વરની અંદર જ્યારે અતિસાર થઈ આવે છે ત્યારે બીજી યોગ્ય દવા સાથે લીંબડો અપાય છે. તેથી સોજો હઠે છે. જેને વાત વ્યાધિમાં સોજો થઈ આવે છે અને તે સોજો શરીરના જૂદા જૂદા ભાગોમાં ફર્યા કરેછે, તે દરદમાં લીંબડાનાં પાન વરાળીઆં કરી બાફીને બાંધવાથી ફાયદો થાય છે. કેટલાક લોકો લીંબડાને બદલે બકાનનાં પાન વાપરે છે પણ તે બન્ને એકજ જાતનાં ઝાડ છે અને તેમના ગુણ પણ મળતા છે. વાયુને લીધે ગમે તેવો સખ્ત અને ગમે તેટલા ભાગમાં સોજો થઈ આવ્યો હોય તોપણ લીંબડાના પાન અકકે બે દિવસ બાફીને બાંધવાથી અને તે ઉપર કોરો શેક કરવાથી અચૂક સોજો ઉતરે છે. વાળાને લીધે શરીરના કોઈ ભાગમાં ઢેફ થઈ આવે છે ત્યારે પણ લીંબડાનાં પાન બાફીને બંધાયછે તથા શેક કરવામાં આવેછે. વાળાના અને બીજા ગડ પકવવાને માટે લીંબડાનાં પાનની પોટીસ વપરાય છે. લીંબડાનાં પાન બાફી તેને ગોળ સાથે વાટી ચોપડવામાં આવેછે પણ જ્યારે લગભગ પાક થવા આવ્યો હોય ત્યારે લીંબડાનાં પાનને ખૂબ બાફી વાટી એકલાંજ ચોપડવાં યોગ્ય છે. તે ઘણો ચોસ લેછે અને ગડને ફોડેછે. ગોળ નાખવાથી તેની ચોસ લેવાની અસર કમી થાયછે. લીંબડાનું તેલ પણ રોપણ છે.

કટીશૂળ, ચસ્કા અને સાંધાના દુખવા ઉપર લીંબડાનું તેલ ચોપડવામાં આવેછે. લીંબડો, અર્જુનવૃક્ષ, પીંપળો, કદમ્બ, જાંબુ, વડ, ઉંબરો વિગેરેની છાલનો લેપ ઉપદંશના ઘારાં ઉપર લગાડવો સારોછે.

લીંબડાની હવા નિરોગી ગણાયછે. તેનો મોહોર આંબલી અને મીઠાં સાથે ખાવાથી પિત્તનું શમન થાયછે, તથા ઉનાળાની ગરમ હવાની અસર જણાતી નથી. તેની હવા મેલેરિયાની ઝેરી હવાને દૂર કરેછે. જે ઘરમાં જખમી પડ્યો હોયછે તે ઘરમાં હવા દૂષિત ન થાય તેટલા માટે તે ઘરના બારણામાં લીંબડો બાંધવાનો રીવાજ ચાલેછે. તેથી હવાનું શોધન થાયછે.

લીંબોળીનું તેલ માથામાં નાખવાથી જુંનો નાશ થાય છે, ખોડો હઠેછે, અને ઉંદરી મટેછે.

**માત્રાઃ**—લીંબડાની અંતર છાલ ૦। થી ૦॥ તોલો, ક્વાથ અગર

ચૂર્ણ રૂપે આપવી.નિમ્બ પંચાંગ ચૂર્ણ ૦ા થી ૦ાા તોલો, પંચતિક્તક ઘૃત ૧ થી ૨ તોલા.

## લીંબુ.

વર્ણનઃ—લીંબુ ઘણી જાતના થાય છે, નાનાં, મોટાં, ખાટાં, મીઠાં વિગેરે તેની ઘણી જાતો છે. બીજોરૂં, નારંગી વિગેરે ફળો પણ લીંબુને મળતાં છે પણ ખટાઈની બાબતમાં લીંબુ તે સૌથી ચડીઆતુ છે. તેનાં પાંદડાંની સુગંધી પણ તેનાં ફળના જેવીજ છે.

ગુણઃ—શીતળ અને પિત્ત શામક.

ઉપયોગ—લીંબુ જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે અને તેટલા માટે તેનો રસ દાળ કઢી મસાલા વિગેરેમાં નાખવામાં આવે છે. જો કે તે આપણા નિત્ય ખોરાકની એક સાધારણ ચીજ છે તોપણ ઔષધ તરીકે તેનો ઉપયોગ ઘણો સારો છે. ઉલટી મોળ વિગેરે તેથી બેસે છે અને અજીર્ણની અંદર લીંબુના રસની સાથે વાળેલી ઉષ્ણ અને વાતહર ગોળી લેવામાં આવે છે. શરીરમાં રહેતી ખોટી ગરમાઇ તેથી દૂર થાય છે. સાકરના પાણીમાં લીંબુનો રસ નાખી તેનું શરબત કરી પીવાય છે તેમજ લીંબુના શરબતો તૈયાર પણ આવે છે. તે પીવાથી ગરમીની અસર જણાતી નથી ને લોહી સુધરે છે અને જે લોહીની વિકૃતિથી અવાળુ પોચાં થઈ જાય છે તથા દાંતમાંથી લોહી નીકળે છે તે દરદની અંદર લીંબુનો રસ ચૂસવો ફાયદાકારક છે. જ્યારે લીંબુનો રસ ઝાઝો ચૂસવો પડે અને ઘણા વખત સુધી તેનો ઉપયોગ જારી રાખવામાં આવે ત્યારે ખાટાં લીંબુ કરતાં મીઠાં લીંબુ વધારે માફક આવેછે. ખટાસ ખાવામાં કેટલીક વખતે જ્વર ચડવાની ધાસ્તી રહે છે, માથું ચડી આવેછે અને કેટલી વખતે જાડાં આંચકી પણ થઈ આવેછે. લીંબુનો ઉપયોગ કાઠિયાવાડના કરતાં ગુજરાતના લોકોને વધારે માફક આવેછે. તાવ ઉધરસ વિગેરે જે ભીતિ કાઠીયાવાડી લોકોને રહે છે તે ભીતિ ગુજરાતના લોકોને રેહતી નથી. લીંબુ દાદર, ઉંદરી ઉપર લગાડવામાં આવેછે. તે લગાડવાથી જરા ચટપટાટ થાયછે પણ દરદ નિર્મૂળ થઈ જાય છે. જેના માથામાં ઉંદરી હોય છે તેઓ હજામત કરાવ્યા પછી લીંબુ અને અફીણ માથા ઉપર ચોપડેછે. દાદર ઉપર જે બધી સોગઠીઓ આવે છે તેમાંની ઘણીખરી લીંબુના રસથી બાંધવામાં આવેછે અને દાદરની ઘણી ખરી દવા લીંબુના રસમાં મીલાવી

લગાડવમાં આવે તો તે વધારે ફાયદો કરે છે. જ્યારે આંખ ઉઠી હોય છે ત્યારે લીંબુના ફડાશીઆમાં ફટકડી ભરી તે માથે કપડું વીંટી પોટલી કરી આંખે લગાડવામાં આવેછે અને તેથી આંખ ઉઠી હોય તો મટેછે.

અજીર્ણની કેટલીક દવાઓને લીંબુના રસની ભાવના દેવામાં આવેછે. જેમાંનાં હિંગાષ્ટક અને ક્રવ્યાદ મુખ્ય છે તેમજ કેટલીક ધાતુ ઉપધાતુના શોધનમાં તે આવે છે.

**માત્રાઃ**—મરજી મુજબ તોપણ ખાટા લીંબુ કરતાં મીઠાં લીંબુની માત્રા વધારે લઈ શકાય છે.

## લુણી.

**વર્ણનઃ**—લુણી આપણા દેશમાં ઘણી સાધારણ છે. લૂણી સ્વાદે ખાટીછે અને તેનો ભાજી તરીકે ઉપયોગ થાય છે. દાંત દુખતા હોય ત્યારે રૂનું પુંભડું તેના રસમાં બોળી દાંતમાં રાખવાથી ફાયદો થાય છે. કેટલીક ઔષધિને તેના રસની ભાવના દેવામાં આવે છે. તે અમ્લ છે અને પિત્તનું શમન કરે છે. તે મૂત્રલ છે અને તેથી પુષ્કળ પેશાબ છૂટેછે.

## લોદર.

**વર્ણનઃ**—લોદરનું ઝાડ બહુ મોટું હોતું નથી. સાધારણ કદની બોરડીથી પણ તે નાનું હોયછે અને તે ભુંખરા રંગનું તથા કાંટાવાળું હોયછે. તેમાં રાતાં ફળ થાય છે જેને લોદરીઆં કહેછે. લોદરની છાલનો રંગ ભુંખરો થાયછે. તે ખરભચડીને બહુ પોચી થાયછે.

**ગુણઃ**—શીતળ તથા ગ્રાહી.

**ઉપયોગઃ**—અતિસાર, રક્તાતિસાર તથા ઝરતા હર્ષ વગેરેમાં લોદર અપાયછે તેમજ જૂદી જૂદી બનાવટોમાં બીજી દવાઓ સાથે તે આવે છે. તે શીતળછે ને તેથી તીક્ષ્ણ દરદની શરૂઆતમાં પણ તે વપરાય છે. તેથી ઉલટી દાહ વિગેરે બંધ થાયછે. દાંતમાંથી લોહી પડતું હોય અગર અવાળુ ચડી આવ્યાં હોય ત્યારે તેના ઉકાળાના કોગળા કરવામાં આવે છે. લોદર, રસવંતી અને મોથનું મંજન બહુ સારૂં છે. તેથી પેઢાં મજબૂત થાયછે અને દાંતમાંથી લોહી પડતું નથી. અભિષ્યંદની અંદર લોદર, જેઠીમધનું મૂળીઉં, ફૂલાવેલી ફટકડી અને રસવંતી સમભાગે લઈ પાણીમાં ઘસી ચોપડવાથી આંખના દરદમાં ઘણો સારો ફાયદો થાયછે. લોદર લેપ તરીકે વપરાય છે તેમજ તે અત્યાર્તવ અને પ્રદરની અંદર અપાય

છે. જ્યારે આ ભાગના શ્લેષ્મ પીંડ ઢીલા પડી ગયા હોયછે ત્યારે લોદરનું ચૂર્ણ લેવાથી સારો ફાયદો થાયછે. ગંગાધર ચૂર્ણમાં તે પડેછે. લોધર, ધાવડીનાં ફૂલ, બીલી, નાગરમોથ, આંબાની ગોટલી, અને કડાછાલ એનું સમભાગે ચૂર્ણ કરી દહીની અંદર પિત્તાતિસારમાં અપાયછે. લોદરના પાણીની પીચકારી પ્રમેહમાં આપવામાં આવે છે. લોદરના ચૂર્ણને ઘીમાં ઘસી તે ઘી આંજવાથી આંખના જૂદી જૂદી જાતના અભિષ્યંદ ઉપર ફાયદો થાય છે. તેનો ગુણ ફટકડી અને કાંસાંજણને મળતો છે.

માત્રાઃ—લોદરની છાલનો ભૂકો ૪ વાલ.

## લોબાન.

વર્ણનઃ—લોબાન એ એક જાતના ઝાડનો ચીકણો રસ છે અને તે ઝાડમાં છરકા દેવાથી નીકળેછે. અહીંની બજારમાં બે જાતનો લોબાન મળેછે; એક ખોટો ને બીજો કોડીઓ. ખોટો લોબાન ભુંખરા રંગનો થાયછે. અને કોડીઓ લોબાન ફક્ત એકલા રસનોજ જમાવછે અને તે રસની જામેલી ગાંગડીઉં કોડીના જેવી દેખાયછે; જે ઉપરથી કોડીઓ નામ પડ્યું છે.

ગુણઃ—કફશામક, રોપણ.

ઉપયોગઃ—ઉધરસની અંદર તે અપાયછે. તેથી સાદી ઉધરસ બેસી જાયછે તેમજ યક્ષ્માની અને દમની ઉધરસમાં પણ ફાયદો થાયછે. ઉનવાની બળતરા તે શાન્ત કરેછે. દુષ્ટવૃણ રૂઝવવાંમાં લોબાન ઉત્તમ છે. લોબાનને મહુડાના દારૂમાં વાટી લગાડવાથી ઘારાં રૂઝપર આવે છે અને કપાઈ ગએલો ભાગ સારી રીતે સંધાય છે.

માત્રાઃ—૨ થી ૬ વાલ.

## વખમો.

વર્ણનઃ—આ દવા વચ્છનાગના વર્ગની છે પણ તે વચ્છનાગની પેઠે ઝેરી નથી. કેટલાક વૈદ્યોનું એમ ટેવવુંછે કે વખમો અને અતિવિષની કળી બન્ને એકજ ઝાડની પેદાશ છે પણ તેમ નથી. તે બન્ને ઝાડ જૂદાં જૂદાં છે. વખમો વધારે કડણ છે. અને અતિવિષનીકળી પ્રમાણમાં પોચી છે અને જેમ તે ભાંગવાથી ધોળો ભૂકો ઝરેછે તેમ વખમામાંથી ઝરતો નથી. વખમો વધારે કડણ અને ચીકણો થાય છે. ગુણમાં તે અતિવિષના કરતાં ચડેછે અને તે ઘણો મોંઘો છે.

ગુણઃ—કટુ પૌષ્ટિક, વાતહર, કૃમિઘ્ન તથા ભેદક.

ઉપયોગઃ—વખમો બહુ મોંઘી ચીજ હોવાને લીધે તેનો બહોળો ઉપયોગ થઈ શકતો નથી. પેટપીડ, અજીર્ણ, તથા આફરાની અંદર મરી અને જાવંત્રી સાથે તે અપાય છે. અજીર્ણથી થતા ઝાડા ઉલટીને તે રોકે છે તથા પેટની અંદરના જંતુ (કૃમિ) નો નાશ કરેછે ને ઝાડા વાટે તેમને બહાર કાઢે છે. જીર્ણ તાવની અંદર તે ઘણો સારો ફાયદો કરેછે. તેની કડવાશ ક્વીનાઇનથી ઉતરે તેવી નથી. પેટમાં જ્યારે ગોટો ચડેછે ને દરદી બહુ રાડો પાડેછે ત્યારે વખમાની કટકી ચવરાવવાથી તે મટી જાયછે. ભૂખ લગાડવાનો ગુણ તેમાં ઘણો સારો રહેલો છે. વિષમજ્વરમાં તે એક આકરો ઉપાય છે, તોપણ ક્વીનાઇન જેવી તેમાં અસર નથી એટલુંજ નહિ પણ બીજા કેટલાક કડુ પૌષ્ટિક પદાર્થના કરતાં પણ ઉતરે તેમ છે.

માત્રાઃ—૧ થી ૨ વાલ.

## વછનાગ.

વર્ણનઃ—વચ્છનાગ એ દેશી દવામાં ઘણું ઝેરી ઔષધ છે. તે સાધારણ રીતે કેટલેક ઠેકાણે મળી આવેછે. તેનાં મૂળીઆં કઠણ તથા હરણના શીંગડાં જેવી આકૃતિનાં હોયછે તેથી તેને શીંગડીઓ વછનાગ કહેછે. તેનાં મૂળીઆં ચારથી પાંચ ઇન્ચ લાંબાં હોયછે અને એકથી દોઢ ઇન્ચિ ગોળાઇમાં હોયછે. બીજા મૂળની પેઠે તેના ઉપર ઝીણા બારીક મૂળના તાંતણાઓ જોવામાં આવેછે. તે રંગે કાળો તથા તેલ ચોપડ્યું હોય તેવો ઝગઝગતો દેખાય છે ને તેથી તેને લોકો તેલીઓ વછનાગ પણ કહેછે. તે કઠણ તથા વજનદાર હોય છે. અને તે કાપતાં અંદરથી પણ કાળો નીકળે છે.

શોધનઃ—વછનાગના કટકા કરી એક કપડામાં બાંધી દોલાયંત્રથી એક પ્રહર પર્યંત દુધ અને પાણી ભેગાં કરી તેમાં બાફ આપવો. પછી એક પ્રહર બકરીના દુધમાં તથા એક પ્રહર ગાયના દુધમાં એમ ત્રણ વખત દોલાયંત્રવડે બાફ આપવાથી તેની શુદ્ધિ થાયછે.

તે શિવાય તેને ત્રણ દિવસ સુધી ગૌમૂત્રમાં પલાળી રાખવાથી તેની શુદ્ધિ થાયછે.

બનાવટઃ—૧ ભૈરવ રસ ૨ મહા જ્વરાંકુશ ૩ આનંદ ભૈરવ રસ ૪ અજીર્ણ કંટક રસ ૫ કફકેતૂ રસ ૬ રામ બાણ રસ ૭ પંચવક્ત્ર રસ ૮ જ્વર મુરારિ રસ ૯ મૃત્યુંજયરસ.

૧ ભૈરવ રસ=શુદ્ધ વચ્છનાગ એક ભાગ, સુંઠ બે ભાગ, પીંપર ત્રણ ભાગ અને મરી ચાર ભાગ એ બધાંને આદુના રસની અંદર ખૂબ ઘુંટી એકેક રતી ભારની ગોળી કરવી.

૨ મહા જ્વરાંકુશ=શુદ્ધ પારો શુદ્ધ વચ્છનાગ, અને શુદ્ધ ગંધક એ ત્રણે એકેક ભાગ, ધતુરાનાં બીજ ત્રણ ભાગ અને સુંઠ, મરી અને પીંપર એ ત્રણે મળીને આઠ ભાગ; તેનું ચૂર્ણ કરી લીંબુ અગર આદુના રસમાં ખલી તેની બબે ચણોઠી ભારની ગોળી કરવી.

૩ આનંદ ભૈરવ રસ=શુદ્ધ હીંગળો, શુદ્ધ વચ્છનાગ, મરી ટંકણખાર અને પીંપર એ પાંચે સમભાગે લઈ બારીક ચૂર્ણ કરી મેળવવાં તેનું નામ આનંદ ભૈરવ રસ.

૪ અજીર્ણ કંટકરસ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વચ્છનાગ એ ત્રણે ચીજો સમભાગે લઇ તે ત્રણેની બરોબર મરી લઇ તેમને લીંબુના રસની એકવીશ ભાવના દેવી. તૈયાર થાય તે અજીર્ણ કંટક રસ.

૫ કફકેતૂ રસ=શુદ્ધ વચ્છનાગ, ટંકણ, પીંપર અને શંખ ભસ્મ એ ચારે ચીજો સમભાગે લઈ તેને મેળવવી અને આદુના રસની ત્રણ ભાવના દેવી.

૬ રામબાણ રસ=શુદ્ધ પારદ, વચ્છનાગ, લવીંગ અને ગંધક દરેક એકેક ભાગ, કાળાં મરી બે ભાગ, જાયફળ અર્ધો ભાગ એ સઘળાંને આમળાના રસમાં ઘુંટી તેની રતી રતી ભારની ગોળી કરવી.

૭ પંચવકત્ર રસ=શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, મરી, ટંકણ એ બધી ચીજને સમભાગે લઈ તેને ધતુરાના રસમાં બાર કલાક ખલ કરવાં. પછી તેની બબે રતીભારની ગોળી કરવી.

૮ જ્વર મુરારિ રસ=શુદ્ધ હીંગળો, શુદ્ધ વચ્છનાગ, મરી, પીંપર, ટંકણ, હીમજ, એ બધાં એકેક ભાગ અને સુંઠ બે ભાગ લઈ તે સઘળાંની બરાબર જયપાળ (નેપાળો) લેવો. પછી તેની આદુના રસમાં રતી રતી ભારની ગોળી કરવી.

૯ મૃત્યુંજયરસ=શુદ્ધ વચ્છનાગ, ગંધક, મરી, પીંપર અને ટંકણ એકેક ભાગ, હીંગળો બે ભાગ, એ બધી ચીજને પાણી સાથે મેળવી તેની રતી રતીભારની ગોળી કરવી.

ગુણ:—જ્વરઘ્ન, વાતહર.

ઉપયોગ:—વચ્છનાગ જ્વરમાં, જૂદી જૂદી જાતના વાત વ્યાધિમાં તેમજ કફની વ્યાધિમાં પણ અપાય છે. દેશી ઓષધમાં વચ્છનાગ એ જ્વરનો પ્રસિદ્ધ ઉપાય છે અને તે જૂદી જૂદી જાતના જ્વરને માટે જૂદી જૂદી રીતે અપાય છે. જ્વરને માટે તેને હીંગળા તથા પારાની સાથે મેળવવામાં આવે છે. મૃત્યુંજયરસ, જ્વર મુરારિસ અને પંચવકત્ર રસ તીક્ષ્ણ જ્વરને માટે ઘણી સારી દવાઓ છે. જ્યારે સંતત જ્વરની અંદર વાયુનો પ્રકોપ ઘણો હોય છે, પવન છૂટતો નથી, તેમજ પેટ ચડ્યું જણાય છે ત્યારે મૃત્યુંજયરસ સારો ફાયદો કરે છે. તે દવા ખાવાથી પવન છૂટે છે અને પેટનો દુખાવો હલકો પડે છે. આનંદ ભૈરવ રસ નામની બનાવટ જે સાધારણ રીતે આપણા દેશના વૈદ્યો વાપરે છે તેમાં અને મૃત્યુંજયરસમાં વધારે ફેર નથી. આનંદ ભૈરવમાં પાંચચીજો સમભાગે છે અને મૃત્યુંજ્યરસમાં હીંગળાનો એક ભાગ ફકત વધારે આવે છે. ગુણમાં તે બન્ને સરખાંજ છે. જ્યારે જ્વરની અંદર સખ્ત બંધ કુષ્ટ હોય છે ત્યારે પણ હીંગળા અને વછનાગ વાળી માત્રા અપાય છે પણ બંધ કુષ્ટ દૂર થવાને માટે યોગ્ય દવા નાંખવાની જરૂર પડે છે. જ્વર મુરારિ રસ નામની જે બનાવટ તાવમાં અપાય છે તેમાં નેપાળાનો મોટો ભાગ આવવાથી બંધ કુષ્ટ ઘણી જલદીથી દૂર થાય છે. પંચવકત્ર રસ નામની બનાવટ સંન્નિપાત જ્વરમાં ઘણી પ્રસિદ્ધ છે. જ્યારે જ્વરને લીધે દરદી ગમગીન પડ્યો રહે છે, પ્રસંગે બકે છે અને જેમ તેમ લૂગડાં ફેંકી નાખે છે, ત્યારે પંચવકત્ર રસ નામની બનાવટ આપવી યોગ્ય છે. હમેશાં જ્વરની અંદર વછનાગની માત્રાઓ વાપરતાં વૈદ્યે બહુ ધ્યાન રાખવાનું છે. તેથી કેટલીક વખતે દરદીનું મોઢું સાવ સૂકું થઈ જાય છે અને નાકમાં અને આંખમાં બળતરા થયા કરે છે. વછનાગ તીક્ષ્ણ જ્વરમાં જેવું કામ કરે છે તેવું જીર્ણ જ્વરમાં કામ કરતો નથી.

વાત વ્યાધિમાં વછનાગ ઘણો ઉપયોગી છે. જ્યારે શરીરના કોઈ પણ ભાગમાં કળતર થાય છે અગર ચસકા અને શૂળ નીકળે છે ત્યારે વછનાગ અપાય છે. જીર્ણ સંધિવામાં, નજળામાં તથા કટીગ્રહમાં વછનાગ વપરાય છે. જેમ વછનાગ જ્વરના તીક્ષ્ણ વ્યાધિમાં ફાયદો કરે છે તેથી ઉલટીજ રીતે વાત વ્યાધિના જીર્ણ રૂપમાં તે સારો છે અને તેટલા માટે વાત વ્યાધિના તીક્ષ્ણ ચિન્હ શાન્ત થયા પછીજ વછનાગનો ઉપયોગ કરવો

યોગ્ય છે, રાંઝણ, આધાશીશી, તેમજ શરીરમાં બીજે ગમે તે ઠેકાણે વા હોય ત્યાં વછનાગનો ઉપયોગ દરદીને વધારે માફક આવે છે. વછનાગ જેમ વાત વ્યાધિના જીર્ણ રોગમાં ખવાય છે તેમજ ચોપડવામાં પણ આવે છે. તે પીડા શામક છે અને તેથી સાંધામાં થતો દુખાવો જણાતો નથી. ભૈરવ રસ વાત જ્વર ઉપર અને વાત વ્યાધિની કળતર ઉપર વપરાય છે. અજીર્ણના વ્યાધિમાં પણ વછનાગ ઘણી સારી દવા છે. અજીર્ણ કંટક રસથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે ને વાયુનો નાશ થાય છે. રામબાણ રસ પણ તેવાજ હેતુથી વપરાય છે. કફકેતૂ રસ દમ, ઉધરસ, સ્વરભંગાદિમાં વપરાય છે ને તે આદુના રસની સાથે અપાય છે. જ્યારે શરદી થાય છે ત્યારે કફકેતૂ રસ આપવો યોગ્ય છે.

જીર્ણ રોગમાં બહુ કળતર થાય છે અને શરીર બેચેન રહેછે ત્યારે વછનાગ ઘીની અંદર ઘસી તેનો ઘસારો ચાટવાથી કળતર જણાતી નથી તથા શરીર સતેજ થાય છે. કેટલાક લોકોને આવી રીતે વછનાગ ખાવાનું બંધાણ હોય છે. કેટલાક અફીણના બંધાણીને શરીરે ઠીક નહોય ત્યારે તેઓ અફીણની અસરને વધારવાને માટે વખતે વછનાગનો એકાદ ઘસારો લેછે. વછનાગ સાધારણ રીતે જડત્વનો દુશ્મન છે. તે શરીરની કમી થતી શક્તિને વધારે છે. અથવા તંદ્રાને દુર કરેછે. જ્યારે અફીણના બંધાણી અફીણ મૂકવા માટે પ્રયત્ન કરેછે ત્યારે થતી કળતરને વછનાગ દબાવે છે.

**વછનાગની ઝેરી અસર:**—જો તેનો કટકો ચાવ્યો હોયતો હોઠ તથા જીભ બેરાં ખોડ થઈ જાય છે. વછનાગનો કટકો બહાર ઘસવામાં આવેતો તે ભાગમાં જરા પીડા થાયછે તથા તે લાલ થઈ સોજી આવે છે. વછનાગ ખાવાથી જઠરાગ્નિમાં ઉષ્ણતા પેદા થાય છે. જીભ, હોઠ, તથા તાળવે તમતમાટ થાય છે. વધારે આપવામાં આવેતો હાથ પગની આંગળીએ ખાલી ચડે છે. તેથી પણ જરા વધારે આપવામાં આવેતો શરીરમાં બેચેની જણાય છે, સુસ્તિ લાગે છે, તથા માનસીક અગર શારીરીક કામ કરવાની શક્તિ તેનામાં રહેતી નથી. નાડી કમકોવત થાય છે તથા શ્વાસની ગતિ ધીમી પડે છે. ને કેટલીક વખતે પેશાબ વધેછે. આવે વખતે દરદીના શરીરમાં જે કાંઈ દરદ હોય તે ભૂલી જાય છે તથા બેભાન થઈ જાય છે. આથી પણ તેનું ઝેર વધારે ચડ્યું હોયતો

ચહેરો ફીકો દેખાય છે, મોઢું ઉતરી જાય છે, શ્વાસ ઉંડો ચાલે છે ને શરીર ઠંડું પડી જાય છે, તેને ચકરી આવેછે, આંખ અને કાનથી પોતાનું કામ થઈ શકતું નથી, મોંઢે ફીણ વહેછે, બોલી શકાતું નથી, જરા ખેંચતાણ માલમ પડે છે ને દરદી આવી અવસ્થામાં થોડો ઘણો શ્વાસ ઘણી મુશ્કેલીથી ભરે છે; તેટલામાં હૃદય પોતાનું કામ કરતું બંધ થાય છે ને દરદી મરી જાયછે.

**વછનાગના ઝેરનો ઉપાયઃ—ઉલટી કરાવવી. એરંડીઓલ તેલનો જુલાબ આપવો. ઉષ્ણ વીર્ય પદાર્થો આપવા. બહાર શરીર ઉપર ઠંડી લગાડવી. ઠંડું પાણી છાંટવું. બુંદકાફી પાવાં.**

વછનાગ એ નવ સપ્ત ઝેર માંહેલું એક ઝેરછે અને તેનું સંસ્કૃત નામ **वत्सनाभ** છે. બીજાં જે આઠ ઝેર છે તે હાલ મળતાં નથી. બાકી તેના નવ ઉપવિષ છે તે મળે છે. વછનાગનાં પાંદડાં નગોડના જેવાં થાયછે.

**માત્રાઃ—વછનાગનાં મૂળ ૦ાા થી ૧ રતી. ભૈરવરસ ૧ રતી. મહા. જ્વરાંકુશ ૨ રતીભાર. આનંદ ભૈરવ ૧ વાલ. અજીર્ણ કંટક રસ ૧ વાલ. રામબાણ રસ ૧ રતીભાર. કફ કેતૂ ૧ રતી. પંચવકત્રરસ ૨ રતી. જ્વર મુરારિરસ ૧ રતી. મૃત્યુંજયરસ ૧ રતીભાર.**

## વજ.

વર્ણનઃ—વજ બે જાતનો થાય છે; એક દુધીઓ અને બીજો ગંધીલો. ગંધીલા વજને ઘોડા વજ પણ કહેછે. દુધીઆ કરતાં ગંધીલો વજ ગુણમાં ચડેછે ને તેમ તે મોંઘો મળે છે. ગંધીલો વજ નાગરમોથની પેઠે ગાંઠો વાળો હોય છે પણ તેના કરતાં વધારે કઠણને વધારે ધોળાશપર હોયછે. નાગરમોથ તેના દેખાવ ઉપરથી કહી આપેછે કે તે ખડની જાતની પેદાશ છે. વજનો દેખાવ સુંઠના કટકાને મળતો છે. વજના લાંબા અને ચપટા કટકા આવે છે. તેની સુગંધી ખાસ ઉગ્ર, તીક્ષ્ણ તથા પસંદ પડે તેવીછે. તે સ્વાદે કડવો તથા તીખોછે.

**બનાવટઃ—૧ વજાદિ ચૂર્ણ ૨ વજાદિ ક્વાથ.**

**૧ વજાદિ ચૂર્ણ–વજ, હીંગ, અતિ વિષની કળી, સુંઠ, મરી, સંચળ, હરડે અને પીંપર એ બધી ચીજો સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.**

૨ વજાદિ ક્વાથ–વજ ૪ તોલા, ધાણા ૦ા તોલો અને કાળાંમરી

૪ વાલ એને રતન્ન એક પાણીમાં ઉકાળતાં જ્યારે ૨૪ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું. બચ્ચાંને આપતી વખતે આ કવાથમાં સાકર મેળવવામાં આવેછે.

ગુણ:—(દુધીઓ) કફઘ્ન અને વાંતિકર (ગંધીલો) વાતઘ્ન.

ઉપયોગ:—વજ દીપન, પાચન અને ઉષ્ણ છે. દુધીઓ વજ પાવલાભાર આપવાથી ઉલટી થાયછે. વજના પાણીને પુષ્કળ ઉના પાણી સાથે લેવાની જરૂર છે. વજાદિ ચુર્ણનો ફાકડો મારવાથી અજીર્ણમાં સારો ફાયદો થાયછે. વજ મગજને પુષ્ટિ આપનાર છે ને તેથી અપસ્માર ઉર્ફે ફેફરાના વ્યાધિમાં તે અતિ ઉપયોગી છે. અપસ્મારની અંદર વજ ઘણા દિવસ સુધી ખાવાની જરૂરછે. તેની લોપરી કરીવાએ ઝલાઇ ગએલ ભાગ ઉપર બાંધવાથી ઘણો સારો ફાયદો થાયછે. અનાર્તવ અને સોમ રોગની અંદર સ્ત્રીને તે ખવરાવાય છે. વજ અને કેશર એ બેની ગધેડાના દુધમાં સોગઠી કરી પેહેરવાથી વેણ જલદીથી આવેછે તથા જણતર તરત પૂરૂં થાય છે. કેટલીક વખતે જણવા તત્પર થએલ સ્ત્રીને વજના ભૂકાવાળા નવશેકા પાણીની અંદર બેસાડવામાં આવેછે. આ દેશમાં વજ બાળકોને માટે ઘણી અકસીર દવા છે અને તે બાળ બચ્ચાંવાળી સ્ત્રીઓ પોતા પાસે રાખે છે. ઝાડો, મરડો, ઉધરસ, ભરાઇ આવવું તથા ઉલટીમાં દુધ કાઢી નાખતું હોય ત્યારે વજ ઘસીને બાળકોને પવાય છે. જ્યારે કફ ઘણો ભર્યો હોયછે ત્યારે વજ પાઈ ઉલટી કરાવાય છે અને ખસૂસ કરીને બાળકોને દાંત આવતા હોયછે ત્યારે વજનો ઉપયોગ કરવો પડે છે. મોટા પુરૂષને વજ ધાતુ પુષ્ટિ માટે અપાય છે. તેમાં વીર્ય ચેતવવાની શક્તિ રહી છે. તે કૃમિઘ્ન છે, ને તેથી કૃમિ અને કૃમિથી થતી બીજી વિકૃતિ અટકાવવા માટે તે વખતો વખત અપાય છે. વજ ઉષ્ણ વીર્ય છે ને તેનો કાઢો કોલેરાની ત્રિદોષ અવસ્થામાં ફાયદો કરેછે. શરીરની તંદ્રાને તે દૂર કરેછે અને સન્નિપાતવાળા દરદીને તે સતેજ કરેછે. તેજ ઉકાળો સ્ત્રીઓની ઋતુ દોષથી દુખતી કટીને આરામ આપેછે, સુસ્તીને ઉડાડે છે, અને સંધિવા જેવા બીજા દરદીને પણ આરામ કરેછે. કાંકચીઆ અને કરીઆતાની સાથે જુદા જુદા વિષમજ્વરમાં તે અપાય છે. વજ અને સિંધાલૂણની ફાકી લેવાથી આમનું પાચન થાયછે અને જો તે ફાકી મોટી માત્રાથી ઉષ્ણોદક સાથે લેવામાં આવે તો તેથી ઉલટી થાય છે. મનઃશીલ, લસણ અને

જવ એ ત્રણેનું અંજન કરવાથી મૂર્છિત દરદી જાગૃત થાયછે.

**માત્રાઃ**—૨ વાલ. વજાદિ ક્વાથ ૨ થી ૫ તોલા. વજાદિ ચુર્ણ ૦। તોલો. ઉલટી માટે વજ ૬ વાલ.

## વડ.

**વર્ણનઃ**—વડ આપણા દેશનું મોટું પ્રખ્યાત ઝાડછે. ઓષધમાં તેની છાલ વપરાય છે. વડ, પીંપળો, ઉંબરો, પીપરી, અને વેતસ[1] એ પાંચેની છાલને પંચવલ્કલ એવું નામ આપવામાં આવ્યું છે,

**ગુણઃ**—ગ્રાહી તથા કફ શામક.

**ઉપયોગઃ**—વડની છાલ એકલી ગ્રાહી ગુણને માટે વપરાય છે. તેના ફળ જેને ટેટા કહેછે તે ઠંડા અને પુષ્ટિકારક છે. તેનું છીર દાંતે લગાડવાથી દાંતની પીડા શાન્ત થાય છે તેમજ જેના દાંત ઢીલા હોય તેઓ વડની વડવાઈનું દાંતણ કરે છે. હાથ પગનાં તળાં ફાટે છે ત્યારે વડનું છીર ચોપડવાથી ઠંડક થાય છે. કપૂરને વડના છીરમાં ઘસીને ફુલાં ઉપર અંજન કરવામાં આવે છે. તેનાં નવાં કુંપળીઆં કફ શામક છે અને તે ચાવવાથી ઉધરસ દબાય છે. જે જીર્ણ રોગીને ઉધરસ થાય છે તેમજ ગંભીર વૃણવાળા દરદીને જે ઝીણી ઝીણી ઉધરસ આવે છે તેમાં તેનાં કુંપળીઆં ચાવવાથી ફાયદો થાય છે. આ પાંચે છાલના ઉકાળાને પંચ વલ્કલ કષાય કહે છે; અને મોઢું આવી ગયું હોય છે, તથા જ્યારે થુંક વધી પડેછે, પારદ કે રસ કપૂર ફુટી નીકળવાથી મોઢામાં બહુ થુંક આવે છે ત્યારે મોઢામાં ધારાં રૂઝવવા તેના કોગળા કરવામાં આવે છે. તેથી બીજા ક્ષત ધોવાય છે તથા પ્રદરમાં તેનું પ્રક્ષાલન થાય છે અને વિસ્ફોટકનાં મોટાં મોટાં ધારાં પણ તેના પ્રક્ષાલનથી તરત સાફ થાયછે.

**માત્રાઃ**—છાલની ૦।। થી ૧ તોલો. કુંપળીઆં મરજી મુજબ.

## વરણો.

**વર્ણનઃ**--વરણાનું ઝાડ પંદરથી વીશ ફુટ ઉચું થાય છે. બીલીની પેઠે તેની ત્રણ ત્રણ પાનની ડાંખળીઓ હોય છે પણ બીલીનાં પાન વધારે ઘેરાં લીલાં હોય છે ને વરણાના પાન પોપટીઆં રંગના થાય છે. બીલીનાં પાન થડે પહોળાં તથા પીંછે સાંકડાં છે અને વરણાનાં પાન

---

૧ વેતસ=નેતર.

થરૂ અને પીછે સાંકડાં અને વચમાં પહોળાં હોય છે. તેનો સ્વાદ કડવો અને તીખોછે.

**બનાવટ:**—૧ વરૂણાદિ ક્વાથ. ૨ વરૂણાદિ ચૂર્ણ ૩ વરૂણાદ્ય ધૃત. ૪ વરૂણાદિ તેલ.

૧ વરૂણાદિ ક્વાથ=વરણાની છાલ, ગોખરૂ અને સુંઠ સમભાગે લઈ તેનો ક્વાથ કરવો.

૨ વરૂણાદિ ચૂર્ણ-વરણાની રાખનું પાણી કરી તેમાં વરણાની છાલ અને યવક્ષાર નાખી પાણી બળતાં સૂધી ઉકાળવું. જે રહે તે વરૂણાદિ ચૂર્ણ.

૩ વરૂણાદ્ય ધૃત-વરણાની છાલ ૧૨ાા શેર લઈ તેને ૬૪ શેર પાણીમાં ઉકાળવી અને જ્યારે ચોથો ભાગ પાણી રહે ત્યારે ગાળી તેમાં ૪ શેર તાજું ઘી નાખવું અને સવાસવા રૂપિઆ ભાર નીચે પ્રમાણે ચીજો લઈ તેની લુબ્દી કરી તેમાં નાખવી.

વર્ણાનીછાલ, કાચું કેળું, બીલું, તૃણ પંચક, ગળો, પાષાણભેદ લકડી, કાકડીનાં બી, વજ, વંશ લોચન, તલની રાખ, અને ખાખરાની રાખ તથા ચંએલીનાં મૂળીઆં આ બધાંનો કલ્ક કરી તેની અંદર નાખવો અને રીતસર ઘી સિદ્ધ કરવું.

૪ વરૂણાદિ તેલ-બશેર વરણાની છાલ અને બશેર ગોખરૂનું પંચાંગ લઈ તેને ૬૪ શેર પાણીમાં ઉકાળવું. ચોથો ભાગ બાકી રહે ત્યારે તેને ગાળી લઇ તેમાં ૪ શેર મીઠું તેલ નાખી અર્ધા શેર ગોખરૂનું પંચાંગ અને વરણાની છાલ અર્ધો શેર નાખી રીતસર તેલ સિદ્ધ કરવું.

**ગુણ:**—અનુલોમન, અને મૂત્રલ.

**ઉપયોગ:**—વરણાંના પાન બહુ ગરમ છે અને તેટલા માટે ઉદર રોગની અંદર ઉપયોગી છે. વરણો જઠરાગ્નિ પ્રદિપ્ત કરનાર છે અને ઝાડો સાફ લાવનાર છે. મૂત્ર માર્ગના દરદમાં તે અત્યુત્તમ ઉપાય છે. અશ્મરી અગર પેશાબની અંદર કાંકરી ખરતી હોય તેવા દરદમાં વરણો અપાય છે. મૂત્ર વ્યાધિમાં તે જૂદી જૂદી રીતે વપરાય છે. વરણાની છાલ ઉકાળી ગોળ મેળવી પીવામાં આવેછે તેમજ વરૂણાદિ ક્વાથ મધ અને જવાખાર સાથે મેળવીને પણ પીવાય છે. વરૂણાદિ ચૂર્ણ ઉદર રોગ ઉપર

પણ ઉપયોગી છે. તે જળોદર, પ્લીહોદર તેમજ મૂત્રાશયના અને ગર્ભાશયના વ્યાધિમાં અપાય છે. અશ્મરીની મૂત્ર પીડા અચૂક વરૂણાદિ ક્વાથથી શાન્ત થાય છે. વરૂણના ક્વાથને બીજી મૂત્રલ દવા સાથે મેળવી મૂત્ર રોગમાં અપાય છે તેમજ વરૂણાદિ ઘૃત પણ અશ્મરી અને મધુ પ્રમેહમાં તેમજ મૂત્રકૃચ્છ્રમાં બબે તોલા માત્રાથી લેવાય છે. જ્યારે પેશાબમાં બળતરા થાયછે ને ઉનવા જેવાં સપ્ત ચિન્હ દેખાય છે ત્યારે બીજી મૂત્રલ દવાઓ કામ કરેછે, પણ પેશાબમાં અશ્મરી કે કાંકરી હોય ત્યારે ફાયદો કરે એવી દવાઓમાં વરણો એ પણ એક ઉત્તમ દવાછે. વરણાનાં પાન હાથ પગના સોજા ઉપર તથા હાથ પગની બળતરા ઉપર ચોપડાય છે. તેનો સ્વરસ એક તોલા ઘીની સાથે લેવાથી સંધિવામાં સારો ફાયદો થાય છે. જ્યારે નાકનું હાડકું સડી જાયછે ત્યારે વરણાના પાંનની બીડી કરી તેનો ધુમાડો નાકમાં કાઢવાથી નાક સ્વછ થાય છે. વરણાનાં પાંદડાંનો સ્વાદ ઘણો કડવો છે. તે શોધક છે. તેનો કાઢો મધ સાથે લેવાથી ગંડમાળ બેસે છે અને ઘણી જૂની ગંડમાળો પણ તેથી રૂઝાય છે. વરણો ગરમ હોવાને લીધે તે ચોપડવામાં આવે છે. તેના પાંદડાંનો ભૂકો, આકડાનું છીર અને કરંજનાં બી બોકડાના મૂત્રમાં વાટી ચોપડવાથી ગળગંડ પોચી પડે છે. ગુલ્મ તથા શૂળ ઉપર પણ તે અપાય છે. ગંડમાળને માટે વરણાની છાલ સાથે કાંચનારની છાલનો ઉકાળો મેળવવામાં આવે છે. પેશાબમાં જ્યારે રેતી પડતી હોય ત્યારે વરૂણાદિ તેલની પીચકારી મારવામાં આવેછે.

**માત્રાઃ**—વરૂણાદિ ક્વાથ ૨ થી ૫ તોલા. વરૂણાદિ ચૂર્ણ પાવલા ભાર. વરૂણાદ્ય ઘૃત ૨ તોલા.

## વરધારો.

**વર્ણનઃ**—વરધારો શું ચીજ છે તે હજી નકી થયું નથી. કેટલાકોનું એમ માનવું છે કે વરધારો એ સમદરસોષનું મૂળીઉં છે પણ ખરૂં જોતાં તે તદન જુદીજ જાતનું ઝાડ છે.

**બનાવટઃ**—૧ વરધારાનું ચૂર્ણ ૨ વરધારાદિ ચૂર્ણ. ૩ વૃદ્ધ દારૂ મોદક.

૧ વરધારાનું ચૂર્ણ=વરધારાના મૂળીનું બારીક ચુંર્ણ કરી શતાવરીના રસની સાત દિવસ સુધી ભાવના દેવી.

૨ વરધારાદિ ચૂર્ણ=અજમો, વાવડીંગ, સંચળ, ચિત્રક, દેવદાર, ગોંડીપીંપર, પીંપરીમૂળના ગંઠોડા, મરી અને સુવા દરેક બબે તોલા; હરડે ૧૦ તોલા; અને સુંઠ અને વરધારો વીશ વીશ તોલા લઈ તેનું ચૂર્ણ કરવું. આ ચૂર્ણને અજમોદાદિ ચૂર્ણ પણ કહે છે.

૩ વૃદ્ધ દારૂ મોદક-વરધારો, ભીલામું, સુંઠ એ ત્રણે સમભાગે મેળવી તેથી બમણો તેમાં ગોળ નાખી લાડુ તૈયાર કરવા.

ગુણ:—પૌષ્ટિક અને વાતહર.

ઉપયોગ:—વરધારો છાતીના વ્યાધિમાં સારો છે. જીર્ણ ઉધરસ, દમ તથા હાંફ ચડતી હોય ત્યારે તે ફાયદો કરે છે. વરધારો શરીરને કૌવત આપે છે. ને દરદી સેહેજ સાજમાં થાકી રહે છે તથા હાંફી રહે છે તેને વરધારો પુષ્ટિ આપી વધારે કામ કરવાને માટે શક્તિમાન કરે છે. ધાતુ પૌષ્ટિક તરીકે પણ આ દવા ઘણીજ પ્રસિદ્ધ છે. તેથી મગજને પુષ્ટિ મળે છે અને બુદ્ધિ નિર્મળ થાય છે. વરધારાનું ચૂર્ણ ૦ાા તોલો માત્રાથી ઘીની સાથે લેવામાં આવે છે અને તેની પુષ્ટિકારક અસર ઓછામાં ઓછી એક માસની અંદર જણાય છે. જાનવાવાની અંદર તેજ ચૂર્ણ દૂધમાં પીવાય છે. તે શિવાય જીર્ણ સંધિવા, પક્ષાઘાત, અર્ધાંગ, અને અર્દિત વિગેરે દરદોમાં વરધારાદિ ચૂર્ણ અપાય છે. તે લોહીને સુધારે છે અને તેના સેવનથી સ્ત્રીઓને છોડ પાલવે છે. ગમે તે કારણથી ગર્ભની વૃદ્ધિ અટકી ગઈ હોય તો ફરી તે તેને જાગૃત કરે છે. અર્શના રોગ ઉપર વરધારા મોદક અપાય છે.

માત્રા:—વરધારાનું ચૂર્ણ ૦ તોલો. અજમોદાદિ ચૂર્ણ. ૦ાા તોલો. વૃદ્ધદારૂ મોદક. ૦ા પાવલાભાર.

## વરીયાળી.

વર્ણન:—વરીયાળીનાં ઝાડ ગુજરાતમાં ઘણાં થાયછે. એ ઝાટાં માથોડાં સમાન થાયછે તથા તેના ઉપરના ભાગમાં ફૂલ થયા પછી વરીયાળીના ઝુમખા બંધાય છે. તે પાક્યા બાદ બીજા અનાજની પેઠે તે પણ ખવાય છે. લીલી વરીયાળી ખવાય છે ને ઓષધમાં તેના દાણા વપરાય છે.

બનાવટ:—વરીયાળીનું પાણી.

૧ વરીયાળીનું પાણી=વરીયાળી ૪ તોલાની પોટલી બાંધી બે રતલ

પાણીમાં નાખી દેવી અને જ્યારે દરદી પાણી પીવા માગે ત્યારે સાદા પાણીને બદલે આ પાણી આપવું.

ગુણ:—દીપન અને વાતહર.

ઉપયોગ:—પેટ ચુંક અને આફરામાં વરીયાળી આવવાથી ફાયદો થાયછે. વરીઆળીનું પાણી પીવાથી ઉલટીનું શમન થાય છે. સંતતજ્વર, વિષમજ્વર તથા બીજા કેટલાક રોગ કે જેમાં ઉલટીનું જોર વધારે હોય છે તેમાં વરીયાળીનું પાણી અપાય છે. તે શિવાય વરીયાળી બીજી કેટલીક દવા સાથે વપરાય છે.

## વાપુંબા.

વર્ણન:—વાપુંબા એ એક જાતના ફૂલ નીચેની લીલી પતરીઉં છે. દેશી લોકો સાધારણ રીતે વાપુંબા વાપરે છે. તેની આકૃતિ લવીંગને મળતી છે.

ગુણ:—વાતહર અને શોધક.

ઉપયોગ:—બાળકોના ઓસડમાં વાપુંબા બહુ આવે છે. સાધારણ રીતે બાળકોના પેટમાં જીવ પડ્યા હોય ત્યારે વાવડીંગ તથા વાપુંબા અપાય છે. તેથી પેટ પીડ શાન્ત થાય છે ને બાળકોની જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. તે સાધારણ રીતે ઉધરસ અને શરદીની અંદર અપાય છે.

માત્રા:—૨ થી ૪ વાલ.

## વાવડીંગ.

વર્ણન:—વાવડીંગના ફળ મરીના કરતાં સેજ સાજ નાનાં થાય છે અને તે મરીની સાથે સોંઘાં હોવાથી મેળવવામાં આવે છે. તેનાં ફળ ભુંખરાં રાતા રંગનાં થાયછે અને તે પાછળથી કાળાં પડી જાયછે. બજારમાં આપણે તેનાં ફળ જોઇએ છઇએ. તે કાળા રંગના થાયછે. વાવડીંગનો દાણો ચણકબાબની પેઠે લીસો હોય છે. વાવડીંગ, ચણકબાબ અને મરી એ ત્રણેના ફેરફારમાં એટલું જાણવાનું છે કે મરીની ઉપલી છાલમાં કડચલી હોય છે અને વાવડીંગ તથા ચણકબાબ ઉપર કડચલી હોતી નથી. ચણકબાબ વાવડીંગ કરતાં જરા મોટાં થાયછે અને તે ઉપર જરા ડીંડું હોયછે. મરી ભાંગવાથી તેની અંદરનો ગર ધોળા રંગનો નીકળે છે. વાવડીંગમાંથી ભુંખરા રાતા રંગનો નીકળે છે અને ચણકબાબમાંથી ભું-ખરા કાળા રંગનો નીકળે છે.

બનાવટ:—૧ વિડંગાદિ લેપ. ૨ વિડંગાદિ ચૂર્ણ.

વિડંગાદિ લેપ=વાવડીંગ, સિંધાલૂણ, હરડાં, બાબચી, સરશવ, હળદર અને કરંજના બીજ તેને સમભાગે મેળવી વસ્ત્રગાળ ચૂર્ણ કરી ગોમૂત્રમાં ઘુંટી બગાડવું.

૨ વિડંગાદિ ચૂર્ણ=વાવડીંગ, સુંઠ, કપીલો અને દાડમના મૂળની છાલ સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.

ગુણ:—કૃમિઘ્ન, વાતહર અને શોધક.

ઉપયોગ:—વાવડીંગ બચ્ચાંઓને માટે આ દેશમાં ઘણી સાધારણ દવા છે. કૃમિ વિકાર, પેટચુંક, અજીર્ણ તથા ઉબકામાં છોકરાંઓને પવાય છે તેમજ મોટા માણસોને પણ વાવડીંગ વાટી તેના ચૂર્ણની ફાકી દેવામાં આવે છે. ૭ આનીભાર ચૂર્ણ મધની સાથે લેવાથી અગર વાવડીંગના ઉકાળામાં મધ લેવાથી તમામ જાતના જંતુઓનો નાશ થાય છે તેમજ જંતુઓને લીધે જે બીજી વિકૃતિ થાય છે તે પણ દબાય છે. બાળકને વાવડીંગનું ચૂર્ણ બે વાલ દુધમાં મેળવી પવાય છે; તેથી અનાજ પણ સારી રીતે પચે છે અને બાળકને પેટની અંદર થતો દુખાવો હલકો પડે છે. વાવડીંગમાં થોડો ભેદક ગુણ રહેલો છે તોપણ તેથી જીવડા નીકળતા નથી; માટે એક બે દિવસ વાવડીંગ આપ્યા પછી બાળકને એક એરંડીઆ તેલનો જુલાબ આપવો. બાળકોનું પેટ ચડી આવતું હોય તે પણ વાવડીંગથી બેસી જાય છે. શોધક તરીકે ત્વક્દોષના ઉકાળાની અંદર બીજી યોગ્ય દવા સાથે વાવડીંગ વપરાય છે. વિડંગાદિ લેપ દાદર, ચિત્રી અને કુષ્ટાદિ વિકૃતિમાં ગોમૂત્રની અંદર વાટી ચોપડાય છે. વાવડીંગ તથા ઇંદ્રજવના હીમથી ઉબટી બેસે છે અને તે પિત્તશામક છે.

માત્રા:—બચ્ચાંને માટે એકલાં વાવડીંગ ૧ થી ૨ વાલ, તથા મોટા માટે ૦। થી ૦॥ તોલો. વિડંગાદિ ચૂર્ણ ૦। થી ૦॥ તોલો.

## વાળો.

વર્ણન:—વાળો બે જાતનો થાય છે; એક સફેદ અને બીજો કાળો. અહીં કાઠિયાવાડમાં ઘણું કરીને સફેદ વાળો વપરાય છે. કાળા વાળાનાં ડાંખળાં સફેદ કરતાં જરા જાડાં થાય છે. કાળાવાળાને નેત્ર વાળો કહે છે અને તેને બદલે સપેટરી પણ વખતે મુંબઈમાં આપે છે. સફેદ વાળાને સંસ્કૃતમાં **उशीर** કહે છે અને કાળા વાળાને **ह्रिबेर** કહે છે. સફેદ વા-

જો એ ખડની જાતનું ઝાડ છે અને તેનાં પાંદડાં લીલી ચાના જેવાં હોય છે. કાળા વાળાનાં પાન પહોળાં થાય છે અને તેમાં જાંબુડા રંગનાં ફૂલ હોય છે.

બનાવટઃ—૧ ષડંગ પાનીય ૨ ઉશીરાદિ સ્નાન.

૧ ષડંગ પાનીય=મોથ, રતાંજળી, કાળો વાળો, ધોળો વાળો, ખડસલીઓ પીત પાપડો અને સુંઠ દરેક દશ દશ વાલ એને ત્રણ રતલ પાણીમાં નાખી ઉકાળવાં. જ્યારે એક રતલ પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું.

૨ ઉશીરાદિ સ્નાન=બન્ને વાળા, રતાંજળી અને પદ્મ કાષ્ટ તેનું સમભાગે ચૂર્ણ કરી નહાવાના પાણીની કુંડીમાં પોટલી કરી નાખી દેવી.

ગુણઃ—શીતળ, પિત્તશામક તથા શોધક.

ઉપયોગઃ—વાળો દેશી દવામાં ઠંડકને માટે ઉપયોગી છે. સંતત્ જ્વર, સતત્ જ્વર તથા પિત્તજ્વરમાં તે અપાય છે. તાવને લીધે શરીરમાં રેહેતી ગરમીને તે પોચી પાડે છે તથા તૃષા શાન્ત કરે છે. ષડંગ પાનીય પિત્ત જ્વરમાં પીવાય છે. ષડંગ પાનીયનું બીજું નામ ઉશીરાદિ પાન પણ છે. વાળાનું પાણી સાકર સાથે પીવાથી ઉનવા તથા પ્રમેહની બળતરા શાન્ત થાય છે તેમજ લોહીમાં જ્યારે ગરમીનો વિકાર થયો હોય ત્યારે બીજી ઠંડી દવા સાથે વાળો પડે છે. તેથી લોહી સુધરે છે અને થએલો પિત્તનો પ્રકોપ શાન્ત થાય છે. રતવા વિગેરેમાં તે અપાય છે અને તેથી તૃષા તથા દાહની શાન્તિ થાય છે. ઉનાળાની અંદર વાળાનું વાસેલું પાણી પીવાય છે; નહિતો તૃષા છીપતી નથી અને ખાધેલું અનાજ હેઠું બેસતું નથી. બહાર લગાડવામાં વાળો ઠંડો છે. તેથી શરીરની ખોટી ગરમી દૂર થાય છે. ગરમાઇને લીધે ફુટી નીકળતાં તાપોડીઆં તથા ગુમડાં ઉપર વાળો ચોપડાય છે તેમજ બાળકોને પણ ગરમીની અસર ન જણાય તેટલા માટે તેના શરીરે વાળો ચોપડવામાં આવેછે. દશાંગ લેપમાં વાળો પડેછે. શરીરમાં જ્યારે બળતરા થતી હોય અગર બહુ ચેળ આવતી હોય ત્યારે વાળાના સ્નાનથી તે હલકી પડે છે. ઉશીરાદિ સ્નાનમાં જે ચાર ઓષધો પડે છે તે ઓષધોને પાણીમાં વાટી ચોપડાય છે. શરીરને કપાણ લાગ્યું હોય અગર તાપ બહુ સહન કર્યો હોય અને તેથી માથું ચડ્યું હોય અગર બીજી કોઈ જાતની બેચાની થઈ હોય તો વાળાનું વાસેલું પાણી પીવાથી અગર વાળાના લેપથી તે મટી જાય છે.

**માત્રાઃ—ઉશીરાદિ પાન અરક મુજબ.**

## વિદારીકંદ.

**વર્ણનઃ**—વિદારીકંદનો વેલો બરડામાં ઘણે ઠેકાણે મળી આવેછે. તેના વેલાનું લાકડું પાતળું તથા ઉપરથી ભુંખરા છોડાવાળું થાયછે. તેનો રંગ ખરખોડાના વેલાના રંગ જેવો છે અને તેનો દેખાવ પણ ખરખોડાના વેલા જેવોજ છે. તેની નીચે મૂળમાં મોટી ગાંઠ થાય છે તેને વિદારીકંદ કહે છે. કબાડી લોકો તેને ફગીઆની ગાંઠ કહેછે અને તે સુરણ જેવડી થાય છે; પણ તેની પેઠે ગોળ ન થતાં જરા લંબ ગોળ થાય છે. સાથળ સુધી ભોંમાં ખોદીએ ત્યારે તે ગાંઠ નીકળે છે.

બનાવટ—૧ વિદારી ચૂર્ણ ૨ વિદારીકાદિ ચૂર્ણ ૩ વિદારી ખંડપાક ૪ મૂત્ર કૃચ્છાન્તકરસ.

૧ વિદારી ચૂર્ણ=વિદારી કંદનું ચૂર્ણ કરી તેને તેના રસની ચોદ ભાવના દેઈને પછી સૂકવવું. અહીં એટલું ધ્યાન રાખવાનું છે કે વિદારી કંદનું ચૂર્ણ એમને એમ થતું નથી. વિદારીકંદના નાનાનાના કટકા કરી તેને સૂકવવા અને પછી તેનું ચૂર્ણ કરવું.તે કટકા કર્યાવગર સાવ સૂકાતું નથી. વિદારીકંદ આખું સૂકાવાની રાહ જોઈએ તો તે સુકાયા પહેલાં સડી જાય છે અને ખરાબ થઈ જાયછે અને બીલકુલ હાથ નથી લાગતું. માટે તેના કટકા કરી સૂકવી ચૂર્ણ કરવું.

૨ વિદારીકાદિ ચૂર્ણ=વિદારીકંદનો ભૂકો, વંશ લોચન, જેઠીમધ અને પીંપર સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.

૩ વિદારી ખંડપાક- વિદારીકંદનો ભુકો, ઘઉંનો તથા જવનો લોટ એ સમભાગે લઈ તેને દુધમાં નાખી માવો કરવો. તે માવાની ઘીમાં કીટી કરી તે કીટીને સાકરની ચાસણીમાં નાખી તેમાં થોડુ મધ નાખવું. જે તૈયાર થાય તે વિદારી ખંડપાક.

૪ મૂત્રકૃચ્છ્રાન્તકરસ=વિદારીનો ભૂકો, ગોખરૂ, જેઠીમધ અને નાગ- કેશર એ દરેક ચીજ અર્ધા અર્ધા તોલો લઈ તેને ૩૨ રૂપિઆભાર પાણીમાં નાખી ક્વાથ કરવો. ચોથો ભાગ રહે ત્યારે ઉતારી લેવું.

**ગુણઃ**—ધાતુ પૌષ્ટિક, મૂત્રલ તથા પૌષ્ટિક.

**ઉપયોગઃ**—વિદારીકંદ પુષ્ટિ માટે અપાય છે. તેનું ચૂર્ણ જેને તેના જરસની ભાવના દેવામાં આવી છે તે અને વિદારીકાદિ ચૂર્ણ એ બન્ને

ધાતુ પુષ્ટિ માટે ઘણાં ઉપયોગી છે. નામરદાઈ, કમકૌવતી, શરીરની કળતર અને તે શિવાય બીજાં પણ ક્ષીણતાનાં ચિન્હ તેથી દૂર થાય છે. તે વૃષ્યછે ને ધાતુની વૃદ્ધિ કરેછે. સ્તંભન દવાની પૈકે તે કબજ કરનારે ચીજ નથી ને તેથી તે વાપરવી યોગ્ય છે. વીર્યસ્ત્રાવના દરદમાં વિદારીકંદનો સ્વરસ જીરાંની સાથે અપાય છે. વિદારીકંદ ચૂર્ણ ધાતુ પુષ્ટિ માટે લીધા પછી તે ઉપર દૂધ પીવું એ બહુ ફાયદો કર્તા છે. વિદારિકાદિ ચૂર્ણ સાકર સાથે ખવાય છે. વિદારીકંદ ચૂર્ણની સાથે ધાતુ પુષ્ટિને માટે બીજી દવાઓ પણ પડે છે. ગોખરૂ, કવચાં, શતાવરી, ધોળી મુશળી વિગેરેનું ચૂર્ણ તેના ચૂર્ણ સાથે મેળવવામાં આવે છે. પૌષ્ટિક પાકમાં પણ વિદારી કંદનું ચૂર્ણ પડેછે. જ્યારે બાળકો ગળતાં જાય છે અને અનાજ ખવાતું નથી ત્યારે વિદારી ખંડપાક તેમને ખવરાવવાથી શરીરમાં કૌવત આવેછે તથા શરીર ભરાઈ પુષ્ટ થાય છે. કેટલીક વખતે ખંડપાકને બદલે વિદારી, જવ અને ઘઉંના લોટની દુધમાં કાંજી કરીને પણ પીવા અપાય છે. તે દૂધને વધારનાર છે અને જે સ્ત્રીને ધાવણ કમતી હોય તે સ્ત્રીને દ્રાક્ષાસવમાં તે અપાય છે. મૂત્રકૃચ્છ્રાન્તકરસ નામની બનાવટ જરા રસસિંદુર મેળવી લેવાથી મૂત્રકૃચ્છ્ર છૂટે છે અને થોડું થતું પેશાબ વધેછે. વિદારીકંદ જડછે ને તે જલદી પચતું નથી. કેટલીક વખતે ઝાડો થઈ આવે છે ને તેટલા માટે તે ચૂર્ણ ભસ્મક રોગમાં અપાય છે. વિદારીના મૂળનો રસ ૮ ભાગ, દૂધ ૧૧ ભાગ, ભેંસનું ઘી ૧ ભાગ અને જીવનીય ગણ એક ભાગ એ પ્રમાણે ચોજો લઈ તેમાંથી સિદ્ધ કરેલ ઘી ખાવા આપવાથી ભસ્મક રોગીને ભૂખ લાગતી બંધ થાય છે. વિદારીકંદ ધાતુ પુષ્ટિને માટે એક ઉત્તમ દવાછે.

**માત્રાઃ**—વિદારી ચૂર્ણ ૦ા તોલો. વિદારીકાદિ ચુરણ ૦ાા તોલો. મૂત્રકૃચ્છ્રાન્તકરસ ૪ થી ૬ તોલા. ખંડપાક ૧ તોલો.

## વંશલોચન.

**વર્ણનઃ**—વંશલોચન એ પોલા વાંસની અંદરનો જમાવ છે. તે રંગે સફેદ તથા વજનમાં હલકો હોય છે. તે વાંસમાંથી નીકળે છે ને દેખવામાં કપૂર જેવો છે ને તેથી લોકો તેને વાંસકપૂર પણ કહેછે.

**બનાવટઃ**—સીતોપલાદિ ચૂર્ણ.

સીતોપલાદિ ચૂર્ણ=સાકર ૧૬ તોલા, વાંસ કપૂર ૮ તોલા, પીંપર ૪

તોલા, એળચી ૨ તોલા, તજ ૧ તોલા એ સર્વનું ચૂર્ણ કરવું.

ગુણ:—શીતળ, કફ શામક, પૌષ્ટિક અને પુરૂષત્વ આપનાર.

ઉપયોગ:—ડાબી ઉધરસ, પિત્તની ઉધરસ, તથા કાંઈ પણ ગરમ ચીજ ખાવાથી ઉધરસ થઈ આવે છે તે ઉપર વંશલોચન સારો ફાયદો કરેછે. જૂદા જૂદા તાવની અંદર જ્યારે મોઢામાં છાલાં પડી જાય છે ત્યારે વંશલોચનની ગોળી મોઢામાં રાખવાથી ઠંડક થાય છે. વંશલોચન ઘણી ઠંડી દવા છે અને તેથી કેટલીક વખતે શરદી થઈ આવેછે. યક્ષ્મા, જીર્ણ ઉધરસ, દમ વિગેરે રોગમાં સીતોપલાદિ ચૂર્ણ ઉધરસને દબાવે છે. તે શીત વીર્ય છે અને તેથી ખડખામાં પડતા લોહીની અટકાયત થાયછે. યક્ષ્માની અંદર શરીર બહુ કૃશ થઈ જવાને લીધે જ્યારે કોઈ પણ ચીજ માફક આવતી નથી ત્યારે સીતોપલાદિ ચૂર્ણ ઘણું સારૂં માફક આવે છે. તેથી પડખામાં નીકળતું શૂળ બેસેછે, અનાજ ઉપર પ્રીતી થાયછે અને ઉધરસ દબાય છે. ઉલટીમાં જ્યારે લોહી પડતુ હોય ત્યારે પણ સીતોપલાદિ ચૂર્ણ લેવું યોગ્ય છે. જે જે રોગમાં પિત્ત પ્રાધાન્ય હોય ત્યાં ત્યાં વંશલોચન વપરાય છે. તે વાજીકર દવા ગણાય છે અને ધાતુ પૌષ્ટિક ચૂર્ણમાં તે પડેછે. વંશલોચન, જેઠીમધ અનેવિદારીકંદનું ચૂર્ણ ધાતુ પુષ્ટિને માટે વધારે પ્રસિદ્ધ છે. તેથી શરીરમાં કૌવત આવેછે અને વધારે મેહનત કરવાને પુરૂષ શક્તિમાન થાય છે. તે લોહીને સુધારનાર છે અને ખોટી ગરમીને દબાવે છે. શરીરમાં દાહ થતો હોય તેમજ વાતરક્ત અને ઉંદરવાની સખ્ત બળતરામાં વંશલોચન બીજી યોગ્ય, શોધક, સારક અને પિત્તશામક દવા સાથે ક્વાથમાં પડેછે.

માત્રા:—૧ થી ૨ વાલ, સીતોપલાદિ ૪ થી ૮ વાલ.

## શતાબ.

વર્ણન:—શતાબનો છોડ આશરે બે ત્રણ ફૂટ ઉંચો થાયછે. તેના પાન ઝીણાં અને ગોળ થાય છે. તે વેલા રૂપે મળી આવે છે. ઓષધમાં તેનો આખો છોડ વપરાય છે. તેનાં પાંદડાંની સુગંધી કાંઈક તુળશીને મળતી છે.

ગુણ:—મૂત્રલ, ઋતુ લાવનાર, શ્લેષ્મઘ્ન, રેચક, અને ગર્ભપાતક.

ઉપયોગ:—શતાબના પાંદડાંનો સ્વરસ આપવાથી ઝાડો સાફ ઉતરેછે તથા બંધ કૃષ્ટનો ખુલાસો થાયછે અને શ્લેષ્મ મટે છે. તેનો સ્વરસ કાઢતાં

જે કુચો રહેછે તે ગરમ કરી છોકરાંની છાતી ઉપર બંધાય છે અને તેનો સ્વરસ ગરમ કરી પવાય છે. સપ્ત બંધ કુષ્ટમાં તે બે કલાકની અંદર ફાયદો કરેછે અને સપ્ત બંધ કુષ્ટવાળા જ્વરની અંદર તેનાં પાંદડાંનો રસ મળાવરોધને બહાર કહાડે છે. બચ્ચાંને તે આવી રીતે મળાવરોધમાં અકસીર દવા છે. તેનાં પાંદડાંનો ધુમાડો બચ્ચાંઓને ભરાઈ જવાને માંટે અપાયછે. અજીર્ણમાં તેમજ કેટલીક જાતના વાતવ્યાધિમાં તે ઉપયોગી છે. અર્ધાંગ વાયુ તેમજ બીજા ભાગ જ્યારે રહી જાયછે ત્યારે તે ઉપર તેનાં પાંદડાં ઘુંટીને લગાડાય છે. તેમાં ઉષ્ણ ગુણ હોવાથી તે હિસ્ટીયામાં અપાય છે. નષ્ટાર્તવમાં તેમજ બીજા ગર્ભાશયના વ્યાધિમાં તે દવા સારી છે. ગર્ભીણી સ્ત્રીને તે દવા કદી પણ આપવી નહિ જોઇએ; તેથી વખતે ગર્ભપાત થઇ જાય છે. મૂત્રલ તરીકે તે જીર્ણ મૂત્ર પીંડના વ્યાધિમાં અપાય છે તેમજ તે ખાવાથી પસીનો પણ આવે છે. શતાબ હાલમાં વધારે વપરાતી નથી. શતાબ બચ્ચાંને માટે સારી દવાછે.

માત્રાઃ—સ્વરસ ૦। થી ૦॥ તોલો.

## શતાવરી.

વર્ણનઃ—શતાવરીનો છોડ ગોઠણ જેવડો ઉંચો થાય છે અને તેનાં પાન પાતળાં લાંબાં અને સાવરણીની સળી જેવાં જાડાં થાય છે. તેને ડાળી કહો કે પાન કહો તે બન્ને એકજ છે. તેનો રંગ ઘાટો લીલો હોયછે. તેના છોડને કાઠીઆવાડમાં એકલકંટો કહે છે. ગાંધી લોકો શતાવરીને બદલે વખતે અતિવિષની કળી આપેછે અને કેટલીક વખતે ધોળી મુશળીને બદલે શતાવરી આપે છે. તેના મૂળના ત્રણ ત્રણ ચાર ચાર તસુના કટકા આવેછે અને તે ચવડા દેખાય છે.

બનાવટઃ—૧ શતાવરીનું ઘી ૨ ફળ ઘૃત.

૧ શતાવરીનું ઘી=શતાવરી ઘૃત=ચાર શેર ઘી, ચારશેર શતાવરીનો રસ, અને ચારશેર દુધ એ ત્રણેને ઉકાળતાં ફકત ઘી બાકી રહે ત્યારે ઉતારવું.

૨ ફળ ઘૃતઃ—ઘી ચાર શેર, શતાવરીનો રસ તથા ગૌમૂત્ર દરેક સોળ શેર અને જીવનીય ગણની દવાઓ એકેક તોલો; તેનું કલ્ક કરી તે ઘીમા નાખી રીતસર ઘી સિદ્ધ કરવું.

ગુણઃ—શીતળ, મૂત્રલ, ધાતુ પૌષ્ટિક અને ગ્રાહી.

ઉપયોગ:—શતાવરીના મૂળની ફાકી ખાંડ અગર મધની સાથે આપવાથી ઝાડો, અતિસાર, રક્તાતિસાર અને કોઈ પણ જાતનો પિત્તનો પ્રકોપ હોય તો તેનું શમન થાય છે અને ત્યાં તેનો ગુણ ફક્ત ઠંડક કરવાનોજ છે. તેનો ગ્રાહી ગુણ બહુ તેજ નથી. મૂત્રલ તરીકે પ્રમેહ, ઉનવા અને તણખીઆમાં તથા બીજા મૂત્ર પીંડના જીર્ણ વરમમાં તે ગોખરૂ સાથે કામ લાગેછે. બીજા વાતવ્યાધિમાં શતાવરી અપાય છે. તે શરીરને તથા મગજને પુષ્ટિ આપનાર છે તેમજ તે ધાતુ પૌષ્ટિક તરીકે પણ સારી પેઠે પ્રસિદ્ધ છે. ઘણા ખરા ધાતુ પૌષ્ટિક ચૂર્ણમાં શતાવરી પડેછે તેમજ તે પાકની અંદર પણ નંખાય છે, શતાવરીના મૂળનો રસ તેમજ તેનું ઘી સાકર, મધ અને પીંપર સાથે લેવાથી શરીરમાં વધારે શક્તિ આવે છે. ફલ ધૃત નામની બનાવટ વીર્ય વૃદ્ધિને માટે અપાય છે. તેથી સ્ત્રીની જનનેંદ્રીઓના રોગનું શમન થાય છે અને સ્ત્રીઓનો વંધ્યા દોષ દૂર થાય છે. કૌવત આપનાર હોવાથી તે ક્ષય, જીર્ણ ઉધરસ, પ્રદર તથા વીર્યસ્ત્રાવવાળા દરદીને અપાય છે. પાંડુરોગ તથા નબળાઈને લીધે આંખમાં આવતી ઝાંખમાં તથા માથાની ચકરીમાં શતાવરીનું ઘી આપવું સારૂં છે. શતાવરીને બીજી યોગ્ય દવાઓ સાથે મેળવી તેનું રીતસર સિદ્ધ કરેલ તેલ સંધિવા, કટીગ્રહ, કોષ્ટ્રશીર્ષ અને પક્ષાઘાતમાં ચોપડવામાં આવે છે. તે શોધક અને શીતળ છે. તેથી જીર્ણ ત્વક્દોષમાં તે અપાય છે. શરીરની રહેતી ખોટી ગરમીને તે શાન્ત કરેછે.

માત્રા:—શતાવરીના મૂળનું ચૂર્ણ ૦ા તોલો, શતાવરી ધૃત તથા ફલ ધૃત બએ તોલા.

## શરપંખો.

વર્ણન:—શરપંખાનો છોડ ગળીના જેવો થાય છે. જેઠીમધ, શરપંખો, કાસમર્દન, કુવાડીઆ વિગેરે ઘણા ખરા છોડ એક સરખા અને એક બીજાને મળતા થાય છે પણ શરપંખાની મુખ્ય નિશાની એ છે કે તેના પાનને જો વચમાંથી કાપવામાં આવે તો તે કદી સરખું કપાતું નથી; તેની બે બાજુએ શીંગડા જેવી આકૃતિ રહી જાય છે.

ગુણ:—પૌષ્ટિક, મૂત્રલ તથા કફઘ્ન.

ઉપયોગ:—ઔષધમાં તેનું પંચાંગ એમને એમ વપરાય છે. મૂત્રલ તરીકે તેનાં પાન આખે મરી વાટી પ્રમેહની અંદર પવાય છે તેમજ એક

ભાગ ભાંગ અને બે ભાગ સરપંખો લઈ અર્શને માટે અપાય છે. તે મૂત્રાશયના વ્યાધિમાં કામ આવે છે અને ડોળો પેશાબ તેથી સારો થાય છે. ઉધરસમાં તે ઉપયોગી છે અને તેના મૂળનો ધુંવાડો લેવાથી તે હલકી પડે છે. બડેલમાં તેનાં મૂળ છાશમાં વાટી પવાય છે. તે લોહીને સુધારનાર છે અને ખોટી ગરમી તેથી પોચી પડે છે.

## શીવણ મૂળ.

વર્ણન:—કાશ્મરીનું મૂળીઉં દશ મૂળમાં આવે છે અને તે બૃહત્ પંચ મૂળમાંનું એક મૂળ ગણાય છે. શીવણનું સંસ્કૃત નામ **काश्मरी** છે.

ગુણ:—મૂત્રલ અને શોધક.

ઉપયોગ:—તેનો સ્વરસ પ્રમેહ, ઉનવા, તણખોઆ, વગેરેમાં અપાય છે. કેટલીક વખતે શીવણને મોટા ગોખરૂની સાથે મેળવવામાં આવે છે. તે શોધક છે અને તેથી ઘણાક શોધક કાઢામાં તે પડે છે. તેનાં ફળ, જેઠીમધ, રતાંજળી, વાળો અને ધામણની છાલનો ઉકાળો પિત્તજ્વરની અંદર તૃષા મટાડવાને અપાય છે. તે પીવાથી શરીરનો દાહ મટે છે તથા ઠંડક થાય છે. જેઠીમધ, સાકર અને મધ સાથે શીવણ મૂળ લેવાથી દુધ વધે છે.

માત્રા:—શીવણ મૂળની છાલ ૦। થી ૦।। તોલો.

## શેમળો.

વર્ણન:—શેમળાનું ઝાડ ઘણું મોટું થાય છે અને તે પોણોસો કે એંશી હાથ ઉંચું થાય છે. જે સૌથી ઉંચાંમાં ઉંચાં આપણા દેશમાં ઝાડ થાય છે તેમાંનું શેમળો એ એક છે. તેનાં મૂળીયાં અને ગુંદ ઔષધમાં વપરાય છે. તેનાં મૂળ ગરમરની આકૃતિનાં થાય છે. તે સ્વાદે મીઠાં તથા પાણીમાં નાખવાથી અત્યંત ચીકાશદાર થાય છે અને તે ધોળી મૂશળીને બદલે ગાંધી લોકો આપે છે. તેનો ગુંદ મોચરસના નામથી પ્રસિદ્ધ છે. તેનાં ફળ કેરી જેવડાં અને કેરીની આકૃતિનાં થાય છે. જ્યારે તે ફાટે છે ત્યારે તેમાંથી સફેદ રૂ નીકળે છે. આ રૂ રેશમ જેવું સુંવાળું હોય છે. આ ઝાડની એક ખૂબી એવી છે કે શીઆળામાં તેને એક પાન રેહેતું નથી અને લાલ પુષ્પથી ભરપૂર હોય છે.

ગુણ:—શોધક, શીતળ, ધાતુ પૌષ્ટિક.

ઉપયોગ:—શેમળાનાં મૂળીઆં અતિસાર, રક્તાતિસાર અને અત્યા-

તેવમાં સારી પેઠે વપરાય છે. તેનો ભીકણો લુઆબ થાય છે. તેમાં સાકર મેળવી પ્રમેહ, ઉનવા તથા ધાતુ પુષ્ટિને માટે અપાય છે. શેમળાનો ગુંદ જેને મોચરસ કહે છે તેમાં ગ્રાહી ગુણ રહેલો છે અને તેટલા માટે તે અતિસાર વિગેરેમાં અપાય છે. શેમળાના તાજા ફુલનો રસ નવશેકા પાણીમાં નાખી અગર દૂધમાં નાખી પીવાથી પણ ઝાડો બંધ થાય છે. શેમળાની છાલનો રસ હળદરના ચૂર્ણમાં મધની સાથે ખાવાથી પ્રમેહ મટે છે અને દાહ શાન્ત થાય છે. શેમળાનાં ફુલ બાફી તેનું પાણી કાઢી લઈ રાત્રીભર રાખી મહુડાનું ચૂર્ણ માંહે નાખી પીવાથી પ્લીહોદર પોચું પડે છે.

માત્રા:—પાથી ૦ાા તોલા.

## શેરડી.

વર્ણન:—શેરડી બે જાતની થાય છે. રાતી અને ધોળી. તેમાંથી ગોળ ખાંડ અને સાકર થાય છે. તૃણ પંચકમાં જે પાંચ ચીજો આવે છે તેમાં શેરડી છે.

બનાવટ:—૧ તૃણ પંચ મૂળાદિ કવાથ ૨ કુશાવલેહ.

૧ તૃણ પંચ મૂળાદિ કવાથ=કુશ, કાશ, શર, દર્ભ અને શેરડી એ પાંચે મળી બે તોલા લઈ ૩૨ તોલા પાણીમાં નાખી રીતસર કવાથ કરવો.

૨ કુશાવલેહ=તૃણ પંચકમાંના દરેકનાં પચાશ પચાશ તોલા મૂળીઆં લઈ તેમને ૧૪ શેર પાણીમાં ઉકાળવાં અને જ્યારે આઠ શેર પાણી રહે ત્યારે ગાળી લેવું. પછી તેમાં ચાર શેર સાકર નાખી તેની ચાસણી કરવી. જ્યારે તે તૈયાર થાય ત્યારે તેમાં નીચે પ્રમાણે ચીજો સવાસવા તોલો નાખવી:— જેઠીમધ, કાકડીનાં બીજ, તરબૂચનાં બીજ, વંશલોચન, આમળાં, તમાલપત્ર, એળચી, તજ, વરણાની છાલ, ગળો, રાણના [1]બીજ અને નાગકેશર. એ બધાંને બરાબર મેળવતાં તૈયાર થાય તે કુશાવલેહ.

ગુણ:—પિત્તશામક અને પૌષ્ટિક.

ઉપયોગ:—શેરડીનો રસ ઠંડો છે. તેથી તડકે રખડવાથી લાગેલી તરસ છીપે છે. ખાંડ અગર સાકર શરબત અને પાકના કામમાં આવેછે. તે એક ઉમદો ખોરાક છે. સાકર ખાવાવાળો માણસ શરીરે પુષ્ટ થાયછે અને

---

[1] પ્રીયંગુના પ્રતિનિધી તરીકે કેટલાક વૈદ્યો રાણ વાપરેછે.

તે ચરબીને વધારનાર છે. તેનું શરબત ઔષધ સ્વાદિષ્ટ કરવા માટે વપરાય છે. બચ્ચાંઓના ઓસડમાંતો અચૂક સાકર મેળવવાની જરૂર છે. તેનો ઉપયોગ કરવાથી પેશાબમાં ઠંડક થાય છે. તૃણ પંચ મૂળનો કાઢો ઉનવા, પ્રમેહ, અને મૂત્રકૃચ્છ્રમાં સારો છે. તેથી પેશાબ વધે છે અને ડોળ સાફ થાયછે. તેમાં મીઠો સ્વાદ હોવાથી તે કૃમિને પોતા તરફ ખેંચે છે. જખમમાં જ્યારે જીવડા પડેછે ત્યારે ખાંડ નાખી ઉપર જીવડા આવે ત્યારે કૃમિ નાશક દવા લગાડાય છે તેમજ પેટના કૃમિની દવાઓ પણ સાકર સાથે અપાય છે.

માત્રાઃ—તૃણ પંચ મૂળાદિ કવાથ ૪ થી ૮ તોલા. કુશાવલેહ ૧ થી ૨ તોલા.

## શેલારસ.

વર્ણનઃ—શેલારસ એ એક જાતના ઝાડનો રસ છે અને તે ઝાડનાં પાંદડાં તથા ડાળીઓ ઉપર જામી રહેછે. આ શેલારસ ઉંચી જાતનો ગણાય છે. શેલારસને મેળવવાની બીજી રીત એ છે કે તેના ઝાડની છાલને પીલવાથી જે રસ નીકળે છે તે જામી ગયા પછી શેલારસ તરીકે પ્રસિદ્ધ છે ત્રીજી રીત એ છે કે તેની છાલને અને પાંદડાંને પાણીમાં ઉકાળી તે પાણી ગાળી લેવું ને પછી તેને જામવા દેવું. આ શેલારસ સૌથી ઉતરતો ગણાય છે. શેલારસ સુગંધીને લીધે ધૂપની ચીજ તરીકે વપરાય છે.

ગુણઃ—પૌષ્ટિક, કફશામક.

ઉપયોગઃ—જે ભાગ ઉપર તે ચોપડવામાં આવે છે તે ભાગને તે કૌવત આપેછે. જીર્ણ ઉધરસ, દમ અને હાંફી ખાંસીમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. આપણા દેશમાં શેલારસ વધરાવળને માટે પ્રસિદ્ધ છે. વૃષણ માથે શેલારસ લગાડી તે ઉપર તમાકુનાં પાંદડાં બાંધવામાં આવેછે. શેલારસ અને તમાકુનું પાન વરમ થએલા વૃષણ ઉપર બાંધવાથી કેટલીક વખતે સખ્ત ઉલટી થાય છે તોપણ શેલારસ વૃષણના વરમ ઉપર લગાડવામાં આવે છે. પાણીના જમાવથી થએલી વધરાવળમાં તેથી કાંઈ પણ ફાયદો થતો નથી અને ફક્ત વરમવાળા વૃષણ ઉપર તે લગાડવો યોગ્ય છે. હોકાની અંદર શેલારસ નાખી તેની વરાળ ઉધરસની અંદર સ-

વાથી ઉધરસ મટે છે તેમજ પુષ્કળ બડખા પડતા હોય ત્યારે છાતી ઉપર શેલારસ ચોપડાય છે.

માત્રાઃ—

## શંખાવળી.

વર્ણનઃ—શંખાવળીનો છોડ આશરે એક ફુટ ઉંચો થાય છે અને તેનું થડ ચોખંડું હોય છે. ઔષધમાં તેનું પંચાંગ વપરાય છે. મુખ્યત્વે કરીને સ્વરસ કામમાં આવે છે.

બનાવટઃ—શંખીની ચૂર્ણ.

૧ શંખીની ચૂર્ણ=શંખાવળી, ગળો, અઘેડો, વાવડીંગ, કુષ્ટ, વજ, હરડે એ બધાં સમભાગે લઈ તેનું વસ્ત્ર ગાળ ચૂર્ણ કરવું.

ગુણઃ—પૌષ્ટિક, સારક.

ઉપયોગઃ—શંખાવળી મગજને કૌવત આપનાર છે અને તે ઉન્માદ, અપસ્માર અને મગજની નબળાઇમાં અપાય છે. તેનો સ્વરસ મધ અને કુષ્ટની સાથે તમામ જાતની ઘેલછામાં ફાયદો કરે છે. તેના પંચાંગનો કલ્ક દૂધની સાથે મગજની પુષ્ટિ માટે અપાય છે. તે બુદ્ધિને સુધારે છે અને તેથી ખાલી પડેલો મગજ ભરાય છે. તેના ગુણ બ્રાહ્મીને મળતા છે. તેમાં સારક ગુણ હોવાથી વળી મગજ સુધરે છે. શંખીની ચૂર્ણ થોડા દિવસ સુધી ખાવાથી યાદ શક્તિ સારી થાય છે.

માત્રાઃ—શંખાવળીનો સ્વરસ ૨ તોલા. શંખીની ચૂર્ણ ॥ તોલો.

## સડસડો.

વર્ણનઃ—સડસડાનું ઝાડ લીંબડાના જેવડું મોટું થાય છે અને તેમાં સફેદ સુગંધી ફુલ થાય છે. તેનું ફુલ કેશરના જેવા બારીક રેશાથી ભરપૂર હોય છે અને તેનાં ફુલમાં મોટાં પાંખડાં હોતાં નથી. તેના તાંતણા સફેદ અને રેશમની માફક સુંવાળા હોય છે. ઉત્કંટારાના ફુલમાં પણ તેવાજ રેશા થાય છે પણ તે જાંબુડા રંગના હોય છે અને આમાં સફેદ હોય છે. ઉત્કંટારાનાં ફુલના તાતણાની લીસાઈ અને સુંવાળપ સડસડાનાં ફુલ કરતાં ઘણીજ ઉતરતી છે. સડસડાનાં ફુલમાં તાંતણા બારીક અને ઘણા થાય છે અને સફેદ રેશમ જેવા દેખાય છે. ઔષધમાં તેની છાલ વપરાય છે. તેના ઝાડમાં શીંગો થાય છે અને તેના બીજમાંથી તેલ નીકળે છે.

બનાવટ:—દશાંગ લેપ.

૧ દશાંગ લેપ=સડસડાની છાલ, જેઠીમધ, તગર, રતાંજળી, જટામાંસી, લોદર, દારૂ હળદર, કઠ અને વાળો એને ખાંડી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી પાણીમાં વાટી ચોપડવું.

ગુણ:—શીતળ અને દાહ શામક.

ઉપયોગ:—સડસડાની છાલ જ્વરાદિકની અંદર અપાય છે અને તેથી પેશાબના દાહનું શમન થાય છે. તે શીતળ છે. દશાંગ લેપ લગાડવાથી દુષ્ટ વૃણની આસપાસનો સોજો, વિસ્ફોટકનો સોજો તેમજ કોઈ પણ ઝેરી ચીજ અડવાથી થએલો સોજો ઉતરે છે. જે ગાંઠોની અંદર સોજાથી બળતરા થાય છે તેમાં દશાંગ લેપ ચોપડવો યોગ્ય છે. વગર સોજાએ જ્યારે કોઈ પણ ભાગમાં બળતરા થતી હોય ત્યારે પણ દશાંગ લેપ ચોપડવાથી બળતરા શાન્ત થાય છે અને પૈતિક ગલગંડ જેમાં બળતરા થયાજ કરે છે તેમાં દશાંગ લેપ ઘણોજ ઉપયોગી છે. સખ્ત માથાના દુખાવાની અંદર તેમજ વાતરક્તમાં દાહ ઉપર દશાંગ લેપ ચોપડાય છે. સડસડાના બીનું તેલ શ્વેત કુષ્ટ ઉપર લગાડાય છે અને તેનાં બીજ બીજા ત્વક્દોષમાં કુવાડીઆ સાથે વપરાય છે. તેનો ગુણ ગ્રાહી છે પણ ખાવા માટે તે ઘણું કરીને વપરાતાં નથી.

## સરગવો.

વર્ણન:—સરગવો બે જાતનો થાય છે. ધોળો અને રાતો. આપણા દેશમાં ધોળા સરગવાનાં ફૂલ અને શીંગું કઠીમાં પડેછે. તેનું લાકડું બહુ હલકું અને પોચું થાય છે અને તેનું ઝાડ ઘણું થોડું પાણી પાવાથી પણ ઉછરી આવે છે. સરગવાની કાપેલી ડાળ જમીનપર અમથી પડી હોય તોપણ તે સૂકાતી નથી અને અંદરથી કાંટા ફૂટી કુંપળીઆં નીકળે છે. તેનાં બીજ ધોળાં મરીને બદલે આપવામાં આવે છે અને તે દેખાવમાં પણ ધોળાં મરી જેવાંજ છે.

બનાવટ:—દોષઘ્ન લેપ,

૧ દોષઘ્ન લેપ=સાટોડી, દેવદાર, સુંઠ, સરશવ અને સરગવાની છાલ એ પાંચે ઓસડોને ખાંડી છાશમાં લેપ કરવો.

ગુણ:—મૂત્રલ અને દંભક.

ઉપયોગ:—ભાવ પ્રકાશે સરગવાની બે જાત લખીછે. સફેદ જાતનું

મૂળીઉં વધારે દંભક છે, અને તેથી તે બહાર લગાડવાના કામમાં આવે છે. રાતી જાતનું મૂળીઉં પીવાના કામમાં આવેછે. શરગવાની છાલનો કવાથ યકૃતોદર અને પ્લીહોદર ઉપર અપાય છે. સરગવાનાં મૂળની છાલ અને આમ્લ લોનીકનાં પાંદડાંના કવાથને પીંપર, કાળાંમરી અને સિંધાલણ સાથે મેળવીને યકૃતોદરમાં દરદીને પવાય છે. તે સિવાય જીર્ણ ઉદર રોગમાં અને જળંદરમાં સરગવાના મૂળની છાલનો કવાથ ચિત્રક મૂળનું ચૂર્ણ, સિંધાલૂણ અને પીંપર નાખી તે યાને એકલો જવખાર અથવા પલાશ ક્ષાર નાખી અપાય છે. તેમાં મૂત્રલ ગુણ હોવાથી પેશાબ સાફ ઉતરે છે અને તેના ઉષ્ણ ગુણથી થતી ઉદર વૃદ્ધિ દબાય છે તથા પેટમાં રહેતો વાયુ પણ શાન્ત થાય છે. વિદ્રધિ અને શરીરના બીજા ભાગમાં થએલા કેટલા એક વરમના અંદર શરગવાનાં મૂળનો કવાથ સંચળ અને હિંગ સાથે અપાય છે. તેનું મૂળીઉં મૂત્રલ છે. તે પિત્તનો સ્રાવ વધારે છે, દમની અંદર ઉપયોગી છે અને પેશાબની અંદર રેતી પડેછે તેવા દરદમાં તેનો ઉપયોગ વરણાની સાથે થાય છે. તેના ઝાડની છાલ દોષઘ્ન લેપમાં આવે છે. તેની છાલ શરીરના કોઈ પણ ભાગ ઉપર ઘસવાથી તે જગ્યાપર બળતરા થાય છે અને તેથી વાતજન્ય દોશ ઉપર તે વપરાય છે. જે જે ગાંઠો ગળાની અંદર દેખાય છે તેમાં જો બળતરા થતી ન હોયતો તે ઉપર દોષઘ્ન લેપ ચોપડવો. દોષઘ્ન લેપ વાપરવાની રીત એવી છે કે તેને છાશમાં વાટી ગ્રંથી ઉપર લગાડવો; ઉપર લીંબડાના બાફેલ પાન મૂકી પાટો બાંધવો. સડસડાની છાલનો ગુણ જેમ લેપ તરીકે ઠંડોછે તેમ આનો ગુણ ઉષ્ણ છે. સડસડાની છાલ દશાંગ લેપમાં આવેછે અને સરગવાની છાલ દોષઘ્નમાં આવે છે. પિત્તના શોફ ઉપર દશાંગ વપરાય છે અને વાત તથા કફના શોફ ઉપર દોષઘ્ન વપરાય છે. દશાંગ દાહ શમાવે છે; દોષઘ્ન દાહ કરેછે. માટે દશાંગને ઠેકાણે દોષઘ્ન ન વાપરવો. જો દશાંગને બદલે પિત્તજન્ય શોફ ઉપર દોષઘ્ન લેપ ચોપડવામાં આવેતો તેથી બળતરા ઉલટી વધેછે તેમજ વાતજન્ય અને કફ જન્ય શોફ ઉપર જો દશાંગ લેપ ચોપડવામાં આવેતો તે દરદને વધારે પુષ્ટિ મળે છે. સરગવાનો ગુંદ દુખતા દાંતમાં રાખવાથી ફાયદો થાય છે અને તેને મીઠા તેલમાં મેળવી તેનું ટીપું નાખવાથી કર્ણ શૂળ બેસે છે. સરગવાના મૂળના ભૂકાની લોપરી કરી બાંધવાથી ગ્રંથી બેસેછે અને તે ઉષ્ણ

ગુણ માટે વાતવ્યાધિ તથા સંધિવામાં વપરાય છે. જીર્ણ સંધિવા તથા બીજા શરીરના ભાગ જડકાઈ ગયા હોય અને સોજી ગયા હોય ત્યારે તેનો લેપ ફાયદાકારક છે. જાનવો વાયુ જેમાં ગોઠણ સુજી જાય છે તે ઉપર સરગવાનાં પાન બાફી બાંધવાથી આરામ થાય છે અને સોજો ઉતરે છે. સરગવાની છાલ અને દેવદારને કાંજીમાં વાટી ચોપડવાથી અપચી રોગ પોચો પડે છે. દોષઘ્ન લેપ અપચી ઉપર ફાયદો કરેછે. સરગવાની છાલ, ચિત્રકનાં મૂળ અને પારેવાં તથા કુકડાની ચરક એ સાથે ખાંડી તેનો લેપ કરવાથી વાળાનો નાશ થાય છે. આ લેપથી વાળો એકદમ બળી જાય છે એમ માનવામાં આવ્યું છે. સરગવાના પાંદડાંનો રસ આંખો ઉઠે તે ઉપર ચોપડાય છે તેમજ આંખમાં તેનું ટીપું નાખવાથી પણ ફાયદો થાય છે. સરગવાનાં બીજ, સિંધાલૂણ, સરશવ, અને કુષ્ટ સમભાગે લઈ તેનાં ચૂર્ણને બકરીના મૂત્રમાં ખલ કરવું અને તે ચૂર્ણ દરદીને સુંઘાડવાથી બેશુદ્ધ દરદીની તંદ્રા દૂર થાય છે.

માત્રાઃ—। થી ।। તોલો.

## સમદર ફળ.

વર્ણનઃ—ઓષધમાં તેનાં બીજ વપરાય છે. તેનું ફળ ઈંડાંથી પણ મોટું મોટું થાયછે અને તેનું બીજ જાયફળ જેવડું થાયછે. દરેક ફળમાં એકેકું બીજ હોયછે.સૂકાય છે ત્યારે તે ફળ ઘણું કઠણ થાયછે પણ પાણીમાં પલાળવાથી તે ઘણું પોચું પડી જાયછે. તે સ્વાદે ઘણુંજ કડવું છે.

ગુણુઃ—ઉષ્ણ, વાતહર, અને શ્લેષ્મઘ્ન.

ઉપયોગઃ—ઉધરસ, ભરાઈ આવવું, સસણી, વિગેરેમાં બચ્ચાંઓને અપાય છે તેમજ બીજી યોગ્ય દવા સાથે તે ચોપડાય છે. છોકરાંઓનું વધી ગએલ પેટ પોચું પાડવા માટે રતી બે રતીભારની માત્રાથી તે દૂધમાં પવાય છે, તેમજ બાળકોની છાતીમાં કફ ભરેલો હોયછે ત્યારે તેની મોટી માત્રા આપવાથી ઉલટી થાય છે. તે ઉષ્ણ વીર્ય છે. તેનાં મૂળ અને છાલનો ગુણ કટુ પૌષ્ટિક છે. તેનાં ફળની છાલ સ્તંભન છે અને તેટલા માટે ઘીની સાથે ઝાડા અને રક્તાતિસારમાં અપાય છે અને સુંઠની સાથે આપી હોય તો પેટની સખ્ત આંકડીને તે દબાવે છે. તે પિત્ત વિકૃતિને દબાવનાર છે. કમળો તેથી શાન્ત થાયછે, તેનું ફળ ખાવાથી ઘેન આવે છે.

**માત્રાઃ—૧ થી ૨ રતીભાર.**

## સમદર શોષ

**વર્ણનઃ**—સમદર શોષનો વેલો ઘણોજ સુંદર અને ભપકાદાર થાય છે. તેનાં પાન મોટાં પહોળાં અને સુંવાળાં થાય છે. તેનાં પાંદડાંની હેઠલી તરફ ઝીણા બારીક રેશા હોય છે ને તેથી તે [1]લીંટનું કામ સારેછે. તેનું મૂળ વરધારાને બદલે વપરાય છે. તેનું મૂળ પૌષ્ટિક અને વાતહર છે. તેનો ઉપયોગ વરધારાને મળતો છે અને સંધિવા તથા બીજા વાતરોગની અંદર અપાય છે. તેનાં મૂળની માત્રા આશરે આઠ વાલની છે.

## સાટોડી.

**વર્ણનઃ**—સાટોડી આપણા દેશમાં ઘણી થાયછે તેનું સંસ્કૃતમાં નામ **પુનર્નવા** છે. તેમાં સોજો ઉતારવાનો ગુણ ઘણો સરસ હોવાથી તેને શોથઘ્ની કહેછે. સાટોડી એ શોથઘ્ની શબ્દનો અપભ્રંશ હોય એમ લાગે છે.

**બનાવટઃ**— ૧ પુનર્નવાષ્ટક.

૧ પુનર્નવાષ્ટક=સાટોડીનાં મૂળ, લીંબડાની છાલ, કડુ, સુંઠ, ગળો, દેવદાર, હરડાં અને પટોળ એ દરેક પા પા તોલો લઈ ૩૨ રૂપિઆભાર પાણીમાં નાખી ઉકાળવું. ઉકાળતાં ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું.

**ગુણઃ**—સારક, મૂત્રલ, શોથઘ્ન અને શોધક.

**ઉપયોગઃ**—સાટોડીનો રસ થોડો થોડો પીવાથી ઝાડો સાફ ઉતરે છે અને તેથી પિત્તનો પ્રકોપ શાન્ત થાયછે. યકૃતોદર, પ્લીહોદર તેમજ કમળા વિગેરેના દરદમાં તેનો સારક ગુણ ઘણો ઉપયોગી છે. પુનર્નવાષ્ટક કમળામાં અપાય છે તેમજ તેનો સ્વરસ પણ પીવાય છે. તે શિવાય બીજા ગમે તે પિત્ત પ્રકોપના રોગ હોય તેમાં પુનર્નવા ફાયદો કરેછે. ઉનવા, મૂત્રકૃચ્છ્ર, જળોદર તથા મૂત્રાશયના વ્યાધિમાં પુનર્નવાષ્ટક અપાય છે. તે શીતળ છે અને દાહની શાન્તિ કરેછે. પેશાબમાં જ્યારે ચીકાશદાર સફેદ પદાર્થ પડે છે ત્યારે પુનર્નવાષ્ટક અપાય છે. તેના મુળનો ભુકો દિવસમાં પાવલાભારને આશરે બેત્રણ વખત લેવાથી ઝાડો અને મૂત્ર એ બન્ને સાફ ઉતરે છે. સોજાની અંદર પુનર્નવા ઉત્તમ દવા છે. સોજો ગમે તે વ્યાધિથી થયો હોય તોપણ પુનર્નવા એક સરખો ફાયદો કરેછે. શોફની

---

૧ ઇસ્પીતાલમાં વપરાતું રૂવેલીઉં કપડું.

અંદર રેચક કરતાં સારક દવાનો ઉપયોગ કરવો એ વધારે સારૂં છે. દરદી માણસથી રેચક દવા ઘણા દિવસ સુધી સહન થઈ શકતી નથી અને સારક દવાઓ ઘણા દિવસ સુધી લેવી માફક આવે છે. તેથી શરીરમાં નબળાઈ પણ થતી નથી તેમજ સોજો પણ ઉતરે છે. જૂદી જૂદી જાતના ત્વક્‌દોષમાં પુનર્નવાષ્ટક અપાય છે. જીર્ણ ત્વક્‌દોષમાં ચિકિત્સાનો ક્રમ સારક અને શોધક દવાઓ યોજવાનો છે ને પુનર્નવાષ્ટકમાં બન્ને ગુણ સંયુક્ત હોવાથી જીર્ણ ત્વક્‌દોષ જેવા કે વિચર્ચિકા, શીતપિત્ત, વાતરક્ત અને કુષ્ટની અંદર તે અપાય છે. ઉંદરના ઝેરની અંદર આ ક્વાથ બહુ સારો છે. જળદર અને સોજાની અંદર પુનર્નવાના મૂળનો કાઢો, સુંઠ, અને સુદર્શન ચૂર્ણ વિગેરે પીવાથી સારો ફાયદો જણાયછે. તેથી સોજો ઉતરે છે, પેટની અંદર પાણીનો બોજો ઓછો જણાય છે, તથા જે થોડો ઘણો તાવ આવતો હોય તે પણ દૂર થાય છે. સાટોડીનાં મૂળ જૂદા જૂદા અનુપાનથી નેત્ર રોગમાં [1]અંજનને માટે વપરાય છે. ઉરૂસ્તંભ, ગૃધ્રસી, જીર્ણ સંધિવા વગેરે વાત વ્યાધિમાં પુનર્નવાષ્ટક અપાય છે. સુતિકાઓને જે શોફનો ભાવ રહી જાય છે તેમાં પણ પુનર્નવાષ્ટક ફાયદો કરેછે.

માત્રાઃ—પુનર્નવાષ્ટક ૪ થી ૮ તોલા; સ્વરસ ૨ તોલા; મૂળનો ભૂકો ૦। થી ૦॥ ભાર.

## સાતવીણ.

વર્ણનઃ—સાતવીણનું ઝાડ મોટું અને જબરૂં થાય છે અને તેનાં પાન બહુજ લીલાં ઘાટા રંગનાં હોય છે. તેના ફળ મોટાં પારસ પીપળાના ડોડવા જેવડાં થાય છે. તેની છાલના કડકા જાડા, ખડબચડા ને સેહેલાઇથી ભાંગી જાય તેવા હોય છે. તેના ઝાડમાંથી છાર નીકળે છે.

બનાવટઃ—૧ સાતવિણાદિ ક્વાથ.

૧ સાતવિણાદિ ક્વાથ=સાતવીણની છાલ, ગળો, લીંબડાની અંતરછાલ, અને બીજપત્રના ઝાડની છાલ દરેક અર્ધો અર્ધો તોલો લઈ ૩૨ તોલા પાણીમાં ઉકાળતાં ચોથો ભાગ રહે ત્યારે ઉતારી લેવું.

ગુણઃ—પૌષ્ટિક. શોધક, સ્તંભન અને જ્વરઘ્ન.

ઉપયોગઃ—સાતવીણ તાવની અંદર ઘણીજ ઉપયોગી દવાછે. જેવી

---

૧ તૂતીહરણી નામે એક સાટોડીની જાત છે જે નેત્રરોગમાં સારો ફાયદો કરે છે.

[1]સીંકોનાંના છોડીઆંનો ગુણ છે તેવોજ સાત વીણની છાલનો ગુણ છે અને ક્વીનાઇનના જેવું તેમાંથી પણ સત્વ નીકળે છે, ને ક્વીનાઇનની માફકજ વપરાય છે. સાતવીણ સંતતજ્વર, સતતજ્વર તથા તમામ જાતના વિષમજ્વર ઉપર ઘણીજ અકસીર દવા છે.

તરીઆ, એકાંતરીઆ, રોજીઆ વિગેરે તાવ આવવા પેહેલાં ટાઢ ચડેછે તેવા તાવમાં સાતવીણનો ક્વાથ ઘણો ઉપયોગી છે. વિશેષમાં ક્વીનાઇન વધારે ખાવાથી ધાક આવી જાય છે, અનિંદ્રા થાયછે, ને શરીર થોડું તપત થાય છે તેમ સાતવીણના સત્વથી થતું નથી. વળી તેનું સત્વ ક્વીનાઇનના કરતાં સોંઘું પડેછે. ક્વીનાઇન ફક્ત વિષમ જ્વરમાંજ અપાય છે; બીજા એકે જ્વરમાં તેનો ખાસ ફાયદો નથી. સાતવીણ વિષમજ્વરમાં ઉપયોગી છે અને બીજા જ્વરમાં પણ ફાયદો કરે છે. જીર્ણ જ્વરમાં તે શરીરને કૌવત આપે છે, જઠરાગ્નિ પ્રદિપ્ત કરેછે, અને જ્વર જારી રેહેવાનાં કારણો દૂર કરે છે. સાતવીણ કડવું હોવાને લીધે તે કૃમિનો નાશ કરવા માટે અપાય છે. તે સ્તંભન છે ને તેટલા માટે અતિસાર સંગ્રહણી વિગેરેમાં કામનું છે. કડાછાલની પેઠે સાતવીણની છાલનું પણ ઘન બનાવવામાં આવે છે અને તે દૂધમાં લેવાય છે. સાતવીણ ત્વક્દોષના શોધક કાઢામાં પડે છે.

**માત્રાઃ**—સાતવીણનો કાઢો ૫ થી ૮ તોલા; સાત વીણનું સત્વ ૧ થી ૩ વાલ.

## સાલમ.

**વર્ણનઃ**—સાલમ એ એક જાતના ઝાડની પેદાશ છે, તોપણ સાલમની ઉત્પત્તિ માટે બે ત્રણ જૂદાં જૂદાં ઝાડને માન આપવામાં આવે છે. ઘણો સારો સાલમ કાબૂલ અને ઇરાન તરફથી આવે છે. તે ત્રણ જાતનો થાય છે. એક લસણીઆ, બીજો પંજાબી ને ત્રીજો બાદશાહી અથવા બસરાઈ. પંજાબી અથવા પંજાઈ સાલમ પંજાની આકૃતિનો થાય

---

૧ સીન્કોનાનાં છોડીઆમાંથી ક્વીનાઇન નામનું સત્વ નિકળેછે ને વિષમજ્વર ઉપર ઘણીજ અક્સીર દવા છે. જેવા રસાયણી પ્રયોગથી સીન્કોનાની છાલમાંથી ક્વીનાઇન નિકળેછે તેવાજ પ્રયોગથી સાતવીણની છાલમાંથી પણ સત્વ કાઢવામાં છે. આ સત્વને "ડીટેન" કહેછે અને તે ઉપયોગમાં ક્વીનાઇનને મળતું છે.

છે અને તે બીજા કરતાં વધારે કઠણ, ગુણકારી અને ઉંચી જાતનો હોય છે અને તે મોંઘો પડે છે. બાદશાહી સાલમમાં ફક્ત એક મોટી ગાંઠ થાય છે અને લસણીઓ સાલમ લસણની કળીની આકૃતિનો થાય છે. આ શિવાય એક ખોટો બનાવટી સાલમ થાય છે જે ફક્ત ચોખામાંથી બનાવવમાં આવે છે. આરબ લોકોમાં અગાડી એવો વહેમ હતો કે તે શિયાળના વૃષણ છે. સાલમનાં તાજાં મૂળમાંથી મનુષ્યના વીર્ય જેવી સુગંધી નીકળે છે.

બનાવટઃ—સાલમપાક.

૧ સાલમ પાક=એક શેર સાલમ લઈ તેને ખાંડી હવારે ચાળી તેનો મણ એક દુધમાં માવો કરવો. પછી તે સાલમવાળા માવાની, ત્રણ શેર ઘીમાં કીટી કરવી. બાદ ૧૨॥ શેર સાકરની ચાસણી કરી તેમાં પહેલ વહેલી સાફ કરેલી કાળી દ્રાક્ષ નાખવી અને તે જરા ફુલે એટલે તૈયાર કરેલી કીટી તથા ઉપર બીજું ૭ શેર ઘી નાખવું અને તેમાં નીચે પ્રમાણે ચીજો નાખવી;

બદામના મીજ શેર ૧, પીસ્તાં શેર ૦॥, ચારોળી શેર ૦॥, જાયફળ તોલો ૧, ખસખસ શેર ૦।, એળચી તોલા ૫ અને કેશર તોલા ૨॥ નાખવાં; ને મરજીમાં આવે તે પ્રમાણે યોગ્ય માત્રાથી લોહ ભસ્મ, અભ્રખ ભસ્મ અગર સુવર્ણ ભસ્મ નાખવાં. બીજો વધારે ઓસડીઆનો ભુકો નાખવો નહીં; એથી પાક કડવો અને નિઃસ્વાદુ થઈ જાયછે અને તે ખવાતો નથી.

ગુણઃ—પૌષ્ટિક, ધાતુ પૌષ્ટિક.

ઉપયોગઃ—સાલમ પુષ્ટિને માટે લોકો ખાય છે. શીઆળામાં આ દેશમાં સાલમપાક ખાવાનો રીવાજ ચાલુ છે. તે આખા શરીરને પુષ્ટિ આપે છે. દેશી ઔષધિમાં સાલમ એ ઘણી સારી ધાતુ પૌષ્ટિક દવા છે. તેનાં પાક પેડા વિગેરે કરવામાં આવે છે તેમજ ઘણા ખરા ધાતુ પૌષ્ટિક ચૂર્ણોમાં સાલમ પડે છે. ધાતુ પુષ્ટિને માટે અને સાધારણ નબળાઈ દૂર થવા માટે તે દુધમાં નાખી પીવાય છે. તે જૂદા જૂદા વાત વ્યાધિમાં અપાય છે. નબળાઈ, ક્ષીણતા, પગની ત્રુટ, તેમજ નપુંસકપણાને માટે સાલમનો ઉપયોગ કરવો કહેલ છે. અર્દિત, પક્ષાઘાત અને આમવાતમાં સાલમ ખાવો યોગ્ય છે. જેનું શરીર બહુ નબળું હોય છે તેણે સાલમને

દુધની અંદર ઉકાળી તેનો રેડ કરી પીવો. સાલમની પોષ્ટિક અસર વધારે દેખાય તેટલા માટે તેની સાથે કેટલીક ધાતુઓ અને માત્રાઓ મેળવવામાં આવે છે.

માત્રાઃ—સાલમ પાક ૨ થી ૫ તોલા.

## સાલવણ.

વર્ણનઃ—સાલવણને સંસ્કૃતમાં **शालिपर्णी** કહેછે. તે દશ મૂળમાં આવેછે અને લઘુપંચ મૂળનાં પાંચ મૂળીઆંની ગણત્રી માંહેનું તે એક છે. તેને રાન ભાલ કહેછે.

બનાવટઃ—શાલિપર્ણ્યાદિ કવાથ.

૧ શાલિપર્ણ્યાદિ કવાથ=સાલવણ, ઉપલેટ, દ્રાક્ષ, ત્રાયમાણ અને ગળો એનો રીતસર કવાથ કરી ગોળ નાખી પીવો.

ગુણઃ—જ્વરઘ્ન અને શ્લેષ્મઘ્ન.

ઉપયોગઃ—તે એકલું કફ, ઉધરસ અને છાતીના બીજા કેટલાક વ્યાધિમાં ઉપયોગી છે. દશમૂળની અંદર પણ લઘુપંચ મૂળ કફની શાન્તિ કરેછે અને બૃહત્ પંચમૂળ વાતની શાન્તિ કરેછે. જ્યાં જ્યાં કફનો પ્રકોપ હોય ત્યાં ત્યાં સાલવણ ઉપયોગી છે. સંતતજ્વર, સૂતિકાજ્વર અને ફેફસાનો વરમ જેની ગણત્રી આપણા વૈદ્યોએ સન્નિપાતમાં કરી છે તે તે દરદની અંદર શાલપર્ણ્યાદિ કવાથ ફાયદો કરેછે. સાલવણનું રીતસર તૈયાર કરેલ મણ્ડ રક્તપિત્ત ઉપર અપાય છે.

માત્રાઃ—શાલપર્ણ્યાદિ કવાથ ૨ થી ૫ તોલા.

## સીકેકાઈ.

વર્ણનઃ—સીકેકાઈ અરીઠાની પેઠે વાળ ધોવાના કામમાં આવે છે. તેની ચપટી શીંગ થાયછે અને તેમાં કાળારંગનાં બીજ થાયછે.

ગુણઃ—કફઘ્ન અને પિત્ત શામક.

ઉપયોગઃ—કમળો, પિત્ત પ્રકોપ તથા યકૃતોદરની અંદર તે અપાય છે. તેથી ઝાડો સાફ આવે છે ને પિત્ત નીકળી જાયછે. સાધારણ મોળ આવવી, પેટમાં ઉછાળા તથા અજીર્ણ વિગેરે તેથી દૂર થાયછે. દવા તરીકે સીકેકાઈના ગુણ અરીઠાને મળતા છે. થોડી થોડી મધની સાથે લેવાથી જે માર્ગ થએલો મળ બહાર નીકળે છે.

## સુંઠ.

વર્ણનઃ—સુંઠ આપણા દેશની ઘણી સાધારણ ચીજ છે. તેનાં અ- થાણું, ચટણી વિગેરે થાયછે તેમજ તે મસાલામાં પડેછે.

બનાવટઃ—૧ ત્રિકટુ ૨ શુંઠી પુટપાક ૩ સૌભાગ્ય શુંઠી પાક ૪ શુંઠી ઘૃત ૫ વ્યોશાદિ ચૂર્ણ.

૧ ત્રિકટુ=સુંઠ, પીંપર અને મરી એ ત્રણે ચીજ સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.

૨ શુંઠી પુટપાક=સુંઠનો ભુકો કરી તેને ઘીનો કરમો દઈ એરંડ મૂ- ળના રસમાં તે ભુકાને જરા ભીંજવી તેનો ગાળો કરવો; પછી તે ગોળાને એરડીના પાનમાં વીંટી તે ઉપર છાણ માટી લગાડી અંગારા ઉપર શેકી માટી બળવા લાગે ત્યારે બહાર કાઢી લઈ તે ગોળો નીચોવી લઇ તેમાંથી રસ કાઢી લેવો.

૩ સૌભાગ્ય શુંઠી પાક=અમદાવાદી સુંઠ તોલા ૩૨ ને બારીક વાટી લુગડે ચાળી બત્રીશ તોલા ગાયના ઘીમાં કરમોડ્યા પછી આઠશેર ગાય- ના દુધમાં નાખી તેનો માવો કરવો. બાદ તે માવાની ઘીમાં કીટી કરવી. પછી આઠશેર સાકરની ચાસણી કરી તેમાં આ કીટી તથા નીચે લખેલ ઓસડોનું ચૂર્ણ નાખવું. ધાણા તોલો ૦।, વરીયાળી તોલો ૧।, વાવડીંગ, સુંઠ, નાગકેશર, કાળામરી, પીંપર અને નાગરમોથ એ સઘળાં ચચાર તોલા તથા લોહ ભસ્મ અને અભ્રખ ભસ્મ દરેક તોલા સવા નાખવાં. માથે યથારૂચી બદામ, પીસ્તાં, ચારોળી વિગેરે નાખવાં, તથા ઉપર થોડું ઘી નાખવું. જે તૈયાર થાય તે સૌભાગ્ય શુંઠી [1]પાક.

૪ શુંઠી ઘૃત=એક શેર સુંઠને ૧૬ શેર પાણીમાં નાખી ૪ શેર પાણી રહે ત્યાંસુધી ઉકાળવું. બાદ તેમાં ૪ શેર ઘી, ૧૬ શેર કાંજી તથા ૨ તોલા સુંઠનો કલ્ક નાખી રીતસર ઘી સિદ્ધ કરવું.

૫ વ્યોશાદિ ચૂર્ણ=સુંઠ, મરી, પીંપર, એળચી, હીંગ, ભારંગ મૂળ,

---

૧ સંસ્કૃત વૈદ્યક પુસ્તકોમાં ઘીમાં કીટી કરવાનો અને ઉપર ઘી રેડ- વાનો લખ નથી પણ ઘી વાપરવાથી પાક ઘણા દીવસ સુધી સારી રીતે પોચો રહેછે, ખાવામાં સ્વાદિષ્ટ લાગે છે અને ખોટી ગરમાઈ જણવતો નથી. ઘી વગરનો પાક સુકલ લાકડાં જેવો થાય છે અને તેથી શરીરે ખોટી ગરમી ફુટી નિકળે છે.

વડાગરૂં મીઠું, જવખાર, કાળીપાઠ, અજમો, આમલીની છાલની ભસ્મ, ચવક, ચિત્રક, ગજ પીંપર, તજ, મીઠું પીંપરીમૂળ, અને જીરૂં એ સર્વેનું ચૂર્ણ કરવું.

ગુણ—ઉષ્ણ, પાચન, દીપન, વાતહર.

ઉપયોગઃ—સુંઠ ગરમ છે ને તે સાચી ગરમી પેદા કરે છે. ચુંક, આફરો, પેટ ચડવું, વિગેરેમાં તે બીજા વાતહર પદાર્થોની સાથે આપવામાં આવે છે. અજીર્ણના વ્યાધિમાં, તેમજ પ્લીહોદરની અંદર બીજી યોગ્ય દવા સાથે સુંઠ અગર ત્રિકટુ આવે છે. વિષમજ્વરમાં જ્યારે સખ્ત માથું દૂખે છે ત્યારે સુંઠ ચોપડવાથી ફાયદો થાય છે; તથા સુંઠ વાટી નવશેકી કરી ઉષ્ણ પૂર્વ જ્વરમાં કપાળ ઉપર ચોપડી હોય તો થોડીવારમાં પરસેવો વળી તાવ ઉતરી જાય છે. ઉષ્ણ પૂર્વ વિષમજ્વરમાં તેમજ શીત પૂર્વ વિષમજ્વરમાં આ પ્રયોગ ઘણો ઉપયોગી છે. સુંઠને પાણીમાં વાટી જરા નવશેકી કરી કપાળે ચોપડવાથી ચટપટવા માંડ્યા છતાં દરદીએ ઓઢેલું કપડું ઉતારવું નહિ; કદાપીને પસીનો સખ્ત વળવાથી દરદી અકળાય અને માથેથી ઉતારવાનું મન કરે તોપણ માથે ઓઢેલાં કપડાં ઉતારવા દેવાંજ નહિ; પંદર અગર વીશ મિનિટમાં દરદી સાવ નાહી રહેછે. વાતજ્વરની અંદર બીજી જ્વરઘ્ન દવા સાથે સુંઠ પડે છે ને તેથી વાતજ્વરનાં બધાં ચિન્હો દૂર થાય છે. વાતજ્વરની તંદ્રા તેથી ઉડે છે તેમજ મોઢા ઉપર દેખાતી થેથર તથા આંખની અંદરનું ઘેન દૂર થાય છે. સુંઠ, ગળો, પીંપરીમૂળ, દેવદાર એ ચારે ચીજનો કાઢો કરી જ્વર તથા વાતજ્વર ઉપર પીવાય છે. વાતહર તરીકે સુંઠ બહુ વપરાય છે. દરેક સુવાવડી સ્ત્રીને પેટમાં વાયુની અસર ન રહે એવા હેતુથી જે કાટલું ખવરાવવામાં આવેછે તેમાં સુંઠનો મુખ્ય ભાગ આવે છે; તેમજ સૌભાગ્ય શુંઠી નામની બનાવટ પણ ખાસ સૂતિકા સ્ત્રીને માફક આવે છે. સૂતિકા સ્ત્રીઓને જ્યારે પેટ મોટું રહી જાયછે તેમજ તેનું ગર્ભાશય યોગ્ય સંકોચને પામતું નથી ત્યારે તેના પેટમાં હમેશાં બાદી રહેછે, અવાજ થયા કરે છે, હેડકી આવેછે, અનાજ ઉપર અરૂચી થાય છે ને સાધારણ રીતે મોળ ઉછાળા જણાય છે. ઘણો ઓછો ખોરાક લેવાથી પણ પેટ ઢોલ જેવું થઈ રહેછે. આવા દરદીને સૌભાગ્ય શુંઠીપાક ફાયદો કરેછે. સૌભાગ્ય શુંઠી કેટલીક વખતે સ્ત્રીઓને ખવરાવવાથી તેના શરીરમાં ગરમાઈ ફુટી નીકળે છે. તેમાં બીજી

ઘણી ઉષ્ણતા માલૂમ પડેછે ને તેથી શરીર આખે બરડી બરડી થવા સંભવ વછે. જો સૌભાગ્ય શુંઠીથી આવી રીતે ગરમાઈ ફૂટી નીકળે તો થોડા દિવસ તે બંધ રાખવી ને એકાદો રેચ આપવો તથા શીત વીર્યને પિત્ત શામક પદાર્થોની યોજના કરાવવી અને જ્યારે આ બરડી મટી જાય ત્યારે સૌભાગ્ય શુંઠી પાછી ઓછી માત્રામાં આરંભવી. સૌભાગ્ય શુંઠી ફૂટી નીકળવાનું કારણ એટલુંજ કે દરદ થોડું હોય છે અને તેની માત્રા મોટી અપાય છે. જેને સૂતિકા દોષ વધારે હોય તેને સૌભાગ્ય શુંઠીની મોટી માત્રા પણ ફુટી નીકળતી નથી. શરીરની આખર અવસ્થામાં અગર કોઈ વિષ ખાવાથી અગર બીજા કારણથી જ્યારે મગજને એકાએક આંચકો લાગેછે ત્યારે તથા હાથ પગ અને નાક ટાઢાં થઈ જાયછે ત્યારે સુંઠનો બારીક ભૂકો તે ભાગ ઉપર ઘસવાથી ગરમી પુનઃજાગૃત થાયછે. કોલેરાના દરદીનું શરીર જ્યારે ઠંડું થાયછે અને તેને બેહદ પસીનો વળેછે ત્યારે સુંઠ ઘસાય છે, સુંઠ ગોળ અને ઘી ભેગાં કરી ખાવાથી કાનમાં તમરાં બોલતાં હોય તો તે અને આંખે અંધારાં આવતાં હોય તો તે દૂર થાયછે. વહાણની અંદર અકસમાત્ થવાથી ખલાસી અને મુસાફરને ઘણા વખત સુધી પાણીમાં રેહેવું પડેછે. તેઓ જ્યારે પાણીમાંથી બહાર આવે છે ત્યારે ઠંડકને લીધે તેઓનું શરીર કેટલુંક જડ થઇ જાયછે ને શરીરમાંથી ધ્રુજ છૂટ્યા કરે છે. આવા દરદીને સુંઠ, ઘી અને ગોળ ભેગાં કરી ખવરાવવાથી સારી પેઠ શક્તિ આવે છે, તેના અંગે અંગમાં સાચી ગરમી પ્રાપ્ત થાય છે અને તેઓ સારી પેઠે હુશીઆરીમાં આવે છે. ઝાડા અને અતિસારમાં પેટમાં જ્યારે સખ્ત શૂળ થાય ત્યારે સુંઠ ઘીમાં તળી આપવી. વીંટ અને ચુંક બેસાડવાને સુંઠ સરસ દવા છે. શુંઠી પુટપાકમાં સુંઠ અને એરંડનો પ્રયોગ ભેગો થવાથી તે સશૂળ અતિસાર ઉપર બહુ લાગુ પડે છે. સુંઠ વાતહર અને પીડ મટાડનાર છે અને એરંડ અતિસારનું અજીર્ણ વિગેરે કારણ દૂર કરે છે. આમ વાત તથા બીજા વાત વ્યાધિ ઉપર સુંઠ અપાય છે. સુંઠને બકરીના દુધમાં ઉકાળી અંદર સિંધાલૂણ નાખી પીવાથી હેડકી બેસે છે તેમજ સુંઠને એરંડમૂળના ક્વાથમાં નાખી સાથે હીંગ ગળવી પીવાથી ગમે તેવું સખ્ત શૂળ નીકળતું હોય તે દબાય છે. જૂદી જૂદી વાત વ્યાધિ ઉપર સુંઠ અપાય છે તેમજ તે બહાર લગાડવાના કામમાં આવે છે. પારોઘલેલ છોકરાંને તેમજ અતિસારમાં થએલ સોજા

માળા છોકરાંને અગ્નિમંથાદિ લેપ (જેની અંદર સુંઠ આવે છે તે) ફાય દો કરે છે. ગૃધ્રસી, જીર્ણ સંધિવા, કટીગ્રહ તેમજ બીજો ગમે તે ભાગ વાએ ઝલાઈ ગયો હોય તે ઉપર સુંઠનું કકડાવેલ તેલ ચોપડાય છે. સુંઠ સિંધાલૂણ તથા રાઈ અડક રૂપિઆભાર લઈ તેને અધ શેર તેલમાં કકડાવી તે તેલ વાએ ઝલાઈ ગએલ ભાગ ઉપર ચોળવા માટે અપાય છે. બાદ અનેક વિકૃતિમાં જ્યાં વાત પ્રકોપ પ્રાધાન્ય રૂપે હોય છે ત્યાં દરદીનું બળાબળ જોઈ તે દરદની યોગ્ય દવા સાથે સુંઠ મેળવવામાં આવે છે. વાતવ્યાધિ ઉપર સુંઠનું ઘી ખવાય છે.

માત્રા:—ત્રિકટુ પાવલાભાર. સૌભાગ્ય શુંઠી પાક ૪ તોલા. શુંઠી ઘૃત ૧ થી ૨ તોલા. ઔશાદિ ચૂર્ણ ૦॥ થી ૧ તોલો. શુંઠી પુટપાકનો રસ ૨ તોલા.

## સુરણ.

વર્ણન:—સુરણની ગોળ ગાંઠીઉં આવે છે. તેનું તળીને શાક થાય છે. ઔષધમાં પણ સુરણ કામ આવે છે. હરસના રોગ ઉપર તે એટલું તો પ્રસિદ્ધ છે કે તેને અર્શઘ્ન એવું સંસ્કૃત નામ આપવામાં આવ્યું છે ને તેટલા માટે તે જૂદી જૂદી રીતે વપરાય છે.

બનાવટ:—૧ બૃહત્ સુરણ વટક ૨ સ્વલ્પ સુરણ મોદક.

૧ બૃહત્ સુરણ વટક=સુરણ ૧૬ ભાગ, વરધારો ૧૬ ભાગ, મુશળી ૮ ભાગ, ચિત્રક ૮ ભાગ, હરડાં, બહેડાં, આમળાં, વાવડીંગ, સુંઠ, પીંપર, ભીલામું, પીંપરીમૂળ, તાલીસપત્ર એ દરેક ચચાર ભાગ, એળચી, તજ, મરી એ ત્રણે બબે ભાગ એ બધાંને કુટી તેથી બમણો ગોળ નાખી લાડુ કરવા.

૨ સ્વલ્પ સુરણ મોદક=મરી ૧ તોલો, સુંઠ ૨ તોલા, ચિત્રક ૪ તોલા, સુરણ ૮ તોલા, ગોળ ૧૬ તોલા એ સર્વેને મેળવવું.

ગુણ:—શોધક, અર્શઘ્ન

ઉપયોગ—સુરણ અર્શ ઉપર ઘણા અસલના વખતથી વપરાય છે. સુરણનું શાક કરી, તેને તળીને અગર ગમે તે રીતે સુરણ ખાય તો અર્શમાં ફાયદો થાય છે. સુરણને પુટપાકની અંદર પકવી તેમાં તેલ અને સિંધાલૂણ નાખી ખવાય છે. તે અજીર્ણ, ભગંદર, તથા પ્લીહ વિગેરેમાં ફાયદો કરે છે.

માત્રા:—સ્વલ્પ સુરણ મોદક ૧ તોલો, બૃહત્ સુરણ વટક ૧ તોલો.

## સુવાદાણા.

વર્ણનઃ—સુવાના દાણા આપણા દેશમાં બહુ વપરાય છે અને તે ઘર વૈદ્યાંની મુખ્ય ચીજ છે.

ગુણઃ—વાતહર, પાચન, દીપન.

ઉપયોગઃ—સુવાનું હીમ સુવાવડમાં સ્ત્રીઓને ફાયદાકારક છે. અજીર્ણ, પેટચુંક, આફરો તથા પેટના દુખાવામાં તે અપાય છે. બાળકોને જ્યારે પેટ પીડ ઉપડે છે ત્યારે તેની મા સુવા ચાવી પાંચ સાત ટીપાં તેના મોઢામાં નાખે છે ને તેથી પેટ પીડ હલકી પડે છે. સુવાનું પાણી પીવાથી બાળકોને ઉલટી હેડકી ઇત્યાદિ બેસી જાય છે. તેથી પેશાબ સાફ ઉતરે છે. સુવામાં ઋતુ લાવવાનો ગુણ રહેલો છે પણ તેવા ગુણને માટે તે ક્વચીતજ વપરાય છે.

## સોનામુખી.

વર્ણનઃ—સોનામુખીનાં ઝાડ બરડામાં ઘણા થાય છે; ઔષધમાં તેનાં પાન વપરાય છે. તેનાં પાન આપણી બજારમાં ઘણાં સાધારણ છે.

બનાવટઃ—પવિત્ર ચૂર્ણ.

૧ પવિત્રચૂર્ણ=સોનામુખીનાં પાંદડાં લઈ તેને સાફ કરી તેમાંથી ડાંડલા વિગેરે બીજો કચરો કાઢી નાખી તે એક કોરા માટીના ઠામમાં ગૌમૂત્રની અંદર બુડ રાત્રે ભરવાં; સવારે તે પાન કાઢી સુકવવાં. રાત્રે ગૌમૂત્રમાં તેજ પ્રમાણે પલાળવાં ને પાછાં દિવસનાં સુકવવાં. આમ દશ દિવસ સુધી કરવું. છેલે દિવસે સુક્યા પછી તેનું વસ્ત્ર ગાળ ચૂર્ણ કરવું. ચૂર્ણ સુતી વખતે ગરમ પાણી સાથે લેવું.

ગુણઃ—સારક, શોધક, ત્વક્દોષહર.

ઉપયોગઃ—સોનામુખી રેચક તરીકે અપાય છે. તે ઘણો હલકો જુલાબ છે. તેથી ફકત એક બે દસ્ત સાફ આવે છે ને બીજા ભારે જુલાબની પેઠે તેથી શરીરને બહુ નુકસાન થતું નથી. શરીરમાં ધાતુ, ઉપધાતુ, તથા રસ વિગેરેના જે કાંઈ બગડેલા દોષો ભરાઈ રહેલા હોય છે તેને તે કહાડી નાંખે છે; જેથી શરીરનું શોધન થાય છે. આવી રીતે તે પિત્તને કમતી કરે છે. નિરંતર સોનામુખીનું સેવન કરવાથી ખોટી ગરમીનો નાશ થાય છે. તેથી જીર્ણ જ્વરમાં કેટલીક વખતે ફાયદો થાય છે. જ્યારે ઘણા વખત સુધી ઉનીઓ તાવ આવે છે તથા શરીર તપ્ત થઈ આવે છે ત્યારે

સોનામુખીના બેચાર રેચ લેવાથી ફાયદો થાય છે. જે જે જ્વરમાં પિત્તાધિક્ય દોષ હોય છે ત્યાં સોનામુખી ફાયદો કરે છે. અજીર્ણ અગર પેટની અંદરના કેટલાક દોષની અંદર ઝીણો ઝીણો તાવ રહે છે ત્યારે સોનામુખી આપવી યોગ્ય છે. સોનામુખી શોધક ગુણથી મગજપર ચડેલી ગરમીને શાન્ત કરે છે. જીર્ણ સંધિવાં, જીર્ણ કટીગ્રહ, શરીરમાં રહેતી બેચેની, અજીર્ણ તથા પેટનું કઠણ રહેવું અગર પેટના ગુલ્મ રોગમાં પણ સોનામુખી ફાયદો કર્તા છે. આ બધા દરદોમાં ઘણું કરીને ધાતુ ઉપધાતુની વિકૃતિની સાથે પિત્તનો પ્રકોપ હોય છે. જેને સોનામુખી સુધારે છે.

જીર્ણ ત્વક્દોષ જેવા કે ખસ, ખરજ, લુખસ, ખુરટ, વિચર્ચિકા, શીત પિત્ત, દદ્રુ, વાતરક્ત વિગેરે દરદોમાં સોનામુખીનો રેચ આપવાની જરૂર છે. આમાંના કેટલાક સખ્ત અને વધી ગએલા ત્વક્દોષ ઉપર હમેશાં રાત્રે સોનામુખીની ફાકી લેવાય છે. ઘણું કરીને બધા ત્વક્દોષો પિત્તના પ્રકોપથી થાય છે અને પાછળથી બીજા પ્રકોપ પણ તેને મળે છે; તોપણ તેનું મૂળ કારણ પિત્તનો પ્રકોપ હોવાથી સોનામુખી તેનું શમન કરેછે. કેટલાક લોકો આવા ત્વક્દોષમાં ભારે જુલાબ લેછે પણ તેથી સોનામુખીના જેવો ફાયદો થતો નથી ને ઉલટી શરીરની ખુવારી અને ક્ષણીતા થાયછે. સોનામુખી લેવાથી ત્વક્દોષનું ધીરે ધીરે શમન થાય છે ને જેમ જીર્ણ ત્વક્દોષ તેમ સોનામુખી વધારે ઉપયોગી છે. કુષ્ટ તથા બીજા ત્વક્દોષમાં સોનામુખી ઉપયોગી છે ને ત્વક્દોષની અંદર સોનામુખી જેવી ઉપયોગી બીજી થોડી ચીજ મળશે. ઉદરનું ઝેર તથા બીજા ગરમીના વિકારથી શરીરનું રૂપ એવું ખરાબ થઈ જાય છે કે તેથી વાતરક્તને બદલે તેમનો ભુલાવો થાય છે. હાથપગનાં તળાંમાં દાહ થાય છે તથા આંગળાં પોચા, નાક, કાનની બૂટ તથા આખા શરીર ઉપર રાતાં ચાઠાં થઈ આવે છે ને સુજ માલમ પડેછે. કેટલેક ઠેકાણે કઠણ રાતા રંગની ગાંઠું થાય છે અને બધોં દેખાવ ગંઠીઆ વાતરક્તના જેવો લાગે છે ને વાતરક્તની પેઠે સખ્ત દાહ શિઆળામાં શાન્ત રહી ઉનાળામાં દરદીને અકળાવે છે. આવા દરદોની અંદર સોનામુખીનો શાન્ત ઉપયોગ ધીરે ધીરે ફાયદો કરેછે. બેથી પાંચ વર્ષનો આવો ત્વક્દોષ તેથી બેસી જાય છે. જો કે આ દરદ વાતરક્ત નહોય તોપણ એટલુતો નિશ્ચિત છે કે વાત

---

૧ કોઢ.

રકતની શરૂઆતમાં જો દરરોજ સોનામુખીનું સેવન કરેતો વાતરકત વધવા પામતો નથી અગર તેનો વધારો બેહદ ધીરો થઈ જાયછે. સોનામુખીનો આવી રીતનો ફાયદો જણાય તેટલા માટે તેનો ઉપયોગ ઓછામાં ઓછા ત્રણ મહિના સુધી કરવો જોઇએ; પણ તેનો સંપૂર્ણ ફાયદો લેવા માટે ઓછામાં ઓછો એક અગર બે વરસ સુધી તેનો ઉપયોગ જારી રાખવા જરૂર છે.

પવિત્ર ચૂર્ણથી શરૂઆતમાં બે ત્રણ દસ્ત લાગશે અને પાછળથી એક દસ્ત સાફ ઉતરશે ને તેથી શરીરની વિકૃતિ દૂર થશે. જે જે ત્વક્દોષ વૈદ્યો કષ્ટ સાધ્ય [1]ગણેછે તેને આ પવિત્ર ચૂર્ણ ઘણો ફાયદો કરેછે. આ ચૂર્ણને તેના અમુલ્ય ફાયદાથીજ "પવિત્ર ચૂર્ણ" એવું નામ આપ્યું છે. કેટલાક લોકો સોનામુખીને સાદી ખાંડી ગરમ પાણીથી લેછે અગર સોનામુખીને નાગરવેલના પાનમાં ચાવી જાય છે તોપણ પવિત્ર ચૂર્ણના જેવો ફાયદો તેનાથી થતો નથી. સોનામુખી વાપરવાનો ઉત્તમ રસ્તો પવિત્ર ચૂર્ણ છે. તેથી પેટની અંદર બીલકુલ ચુંથ થતી નથી.

પેટની અંદર જીવડા પડ્યા હોય તેને તે કહાડી નાંખે છે તથા હરસ થવાને માટે લોહીનો જે જમાવ સફરાના હેઠલા બાગમાં થયો હોય તેને પણ દૂર કરેછે.

માત્રાઃ--૧ થી ૨ તોલા. પવિત્ર ચૂર્ણ ૨ તોલા.

## હરડે.

વર્ણન—હરડેનું ઝાડ બદામની જાતનું થાય છે. હરડાં, બહેડાં તથા બદામ એત્રણે એકજ વર્ગનાં ઝાડ છે. હરડે તેની અવસ્થા પ્રમાણે ત્રણ જાતની થાય છે. સૌથી નાની હરડે જે કાચી ત્રોડી લેવામાં આવે છે તેને હીમજ કહે છે; તેથી મોટી હરડેને હરડાં કહે છે. તે બદામ જેવડાં અગર તેથી જરા મોટાં થાય છે ને તે દવા તરીકે વપરાય છે તેમજ બીજા રંગવાના કામમાં આવે છે. જે સૌથી મોટી હરડે તેનેજ હરડે કહે છે અને તે સુરવારી હરડે કહેવાય છે. જેમ હરડે મોટી તેમ તેનો ગુણ વધારે માનવામાં આવે છે અને તેની કિમત પણ વધારે બેસે છે. ઘણી મોટી હરડે ભાવ ખાવા સારૂ કૃત્રિમ બનાવવામાં આવે છે. હરડે દેશી ઔષધિઓમાં ઘણી સરસ દવા છે અને તેટલા માટે તેને કેટ-

---

[1] મુશ્કેલીથી મટે એવા.

આક વૈદ્યો ધન્વંતરીની સંજીવની બુંટી કહે છે. મોટી હરડે કઠણ,કાળાશપર પીળા રંગની અને લીસી હોય છે. સારી મોટી હરડે આશરે વજનમાં બે તોલા થાય છે. આથી મોટી હરડે ઘણું કરીને કૃત્રિમ હોય છે.

બનાવટ:—૧ ત્રિફળા ૨ અભયાદિક ક્વાથ ૩ હરિતકી અવલેહ ૪ વૈશ્વાનલ ચૂર્ણ ૫ અમૃત હરિતકી ૬ પથ્યાદિ ગુડ ૭ મધુ પક્વ હરિતકી.

૧ ત્રિફળા=હરડાંની છાલ ૧ ભાગ, બહેડાંની છાલ ૨ ભાગ અને આંમળાંની છાલ ૪ ભાગ એ બધાંને ભેગાં કરી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

૨ અભયાદિ ક્વાથ=હીમજ, નાગરમોથ, ધાણા, રતાંજળી, પદ્મ કાષ્ટ, અરડુશી, ઇન્દ્રજવ, વાળો, ગળો, ગરમાળાનો ગર, કાળી પાટ, સુંઠ અને કડુ દરેક પાપા તોલો લઈ ૩૨ રુપિઆભાર પાણીમાં ઉકાળી આઠ રુપિઆભાર બાકી રહે ત્યારે ઉતારી લેવું.

૩ હરિતકી અવલેહ=(હરડેનો અવલેહ) ૨૫૬ તોલા જવ લઈ તેને અધ કચરાં ખાંડી તેથી ચોગણા પાણીમાં ઉકાળવા; ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તે પાણી ગાળી લેવું અને જવ નાખી દેવા. પછી દશ મૂળ ૮૦ તોલા અને ચિત્રક, પીંપરીમૂળ, અઘેડો, કચોરો, કવચ બીજ, શંખાવળી, ભારંગીની છાલ, ગજપીંપર, ચીકણાં મૂળ અને પૂષ્કર મૂળ એ દશે ઓસડો આઠ આઠ તોલા લઇ તેને થોડાં કુટી ૧૨૮૦ તોલા પાણીમાં નાખી ઉકાળવાં; ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ગાળી લઈ જવના પાણી ભેગું તે પાણી પણ મેળવવું. બાદ તેમાં સુરવારી હરડે ૧૦૦ તથા ઘી અને તલનું તેલ બત્રીશ બત્રીશ તોલા તથા ગોળ ૪૦૦ તોલા નાખવાં અને ઉકાળવું. જ્યારે ઘાટું થાય ત્યારે ઉતારી લેવું. અને ઠંડું થાય ત્યારે તેમાં પીંપરનું ચૂર્ણ અને મધ સોળ સોળ તોલા નાખવાં. જે તૈયાર થાય તે હરડેનો અવલેહ. આને અગસ્ત હરિતકી પણ કહે છે.

૪ વૈશ્વાનલ ચૂર્ણ=સિંધાલૂણ બે ભાગ, જવખાર બે ભાગ, સુંઠ પાંચ ભાગ અને હીમજ દશ ભાગ તેનું ચૂર્ણ કરવું.

૫ અમૃત હરિતકી=૧૦૦ મોટા કદની હરડેને છાશમાં ઉકાળી તે પોચી પડે એટલે અંદરથી ઠળીઆ કાઢી નાખવા. બાદ સુંઠ, મરી, પીંપર, તજ, ચવક, પંચ લવણ, અજમો, જવખાર, સાજીખાર, ટંકણખાર,

હીંગ અનેલવીંગ એ દરેક ચચાર તોલા લઈ તેનું ચૂર્ણ કરી તે ચૂર્ણને આં- બલીના રસની અને લીંબુના રસની ભાવના દેવી. પછી આ ચૂર્ણ હરડે- માં ભરવું અને તેમને તડકે સુકવવી. સુકાયા બાદ તેમનું ચૂર્ણ કરવું.

૬ પથ્યાદિ ગુડ=૧૨૮ તોલા હરડે; ૬૪ તોલા આમળાં; ૪૦ તોલા કુષ્ટ; ૨૦ તોલા ઈન્દ્રવર્ણું; અને વાવડીંગ, લોદર, પીંપર, સિંધાલૂણ, મરી; અને આલુનાં ફળ એ દરેક આઠ આઠ તોલા; એ બધાં અધકચર્યાં કરી ૨૦૪૮ તોલા પાણીમાં ઉકાળવાં. ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું. તેમાં ૮૦૦ તોલા ગોળ અને વીશ તોલા ધાવડીનાં ફૂલ નાખવાં. તૈયાર થાય તે પથ્યાદિ ગુડ.

૭ મધુ પકવ હરિતકી=કદમ, કડવો લીમડો ને આંબલી એ ત્રણે- ની છાલ ૬૪ તોલાને બકરી, ગાય અને ભેંસનાં મૂત્ર ૧૦૦૦ તોલામાં ઉ- કાળી જ્યારે ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી લેવું ને અંદર ૧૦૦ હરડે નાખી ફરી ઉકાળવું. જ્યારે હરડે પોચી પડે ત્યારે અંદરથી ઠળી- ઓ કાઢી લઈ તે હરડેના અંદર સાજીખારને ભાંગ નાખી ઉપર દોરો વીંટી લેવો ને બધી હરડે મધમાં નાખી દેવી ને ત્રણ દિવસ સુધી એમજ રહે- વા દેવી. પછી તે હરડે મધ સાથે ખાવી. (આ બનાવટ અર્શ ઉપર ઘણો સારો ફાયદો કરે છે.)

ગુણઃ—સારક, શોધક, શીતળ.

ઉપયોગઃ—સૌથી નાની હરડે અથવા હીમજ ફક્ત સારક ગુણને માટે વપરાય છે. ઘીમાં તળેલ ત્રણ ચાર હીમજ દરરોજ રાત્રે ખાવાથી સવારે એક બે દસ્ત સાફ ઉતરે છે. તેથી પિત્તનો નાશ થાય છે, શરીરની ખોટી ગરમી દૂર થાય છે અને પેટની અંદર અજીર્ણ વિગેરેની વિકૃતિ હોય તે પણ દબાય છે તથા કૃમિમાં ફાયદો થાય છે. સાધારણ કદનાં હરડાં પેટમાં ખાવા માટે એકલાં કવચીતજ વપરાય છે. ત્રિફળાની અંદર તેમજ બીજા ક્વાથની અંદર હરડાં પડેછે અને તેવી રીતે તે પેટમાં અપાય છે. ફક્ત એકલાં ખાવા માટે મોટી હરડે અને હીમજ છે. હીમજ- ની માફક મોટી હરડે પણ ઝાડો સાફ લાવેછે, શરીરને કૌવત આપેછે અને યક્ષ્મા, અજીર્ણ, અર્શ વિગેરે મહાન્, રોગમાં ફાયદો કરેછે. હરડે જૂદી જૂદી જાતના ત્વક્દોષમાં અપાય છે. ત્વક્દોષના તમામ શોધક કાઢામાં તે પડેછે. પિત્તજ્વરમાં તેમજ ઉષ્ણ પૂર્વ જ્વરમાં હરડાં ક્વાથમાં

અગર ત્રિફળારૂપે લેવાં યોગ્ય છે. ઘણાજ કમકોવત થઈ ગએલા દર- દીના જીર્ણ તાવમાં હરિતકી અવલેહ ઉપયોગી છે. મહિનો અગર એમાસ સુધી હરિતકી અવલેહ ખવરાવવાથી દરદીનો તાવ દબાય છે, ઉધરસ બેસી જાય છે અને શરીરમાં કૌવત આવતુ હોય એમ લાગે છે. બાળકોને શોષ રોગની અંદર હમેશાં તાવ રહે છે અને તે ગળતું જાયછે. તેવા દરદીને તેમજ જીર્ણ જ્વરવાળા પુખ્ત ઉમરના દરદી જેમને સાથે કાંઇ પણ કફ- ની વ્યાધિ હોયછે તેમને હરિતકી અવલેહ લેવો યોગ્ય છે. તીક્ષ્ણ રોગની માફક જીર્ણ રોગમાં એકદમ ફાયદો દેખાતો નથી. દસ્ત સાફ લાવવો, અ- નાજનું પરિપકવ પાચન કરાવવું, જીર્ણ વ્યાધિથી જે ક્ષીણતા થતી હોય તે અટકાવવી અને ધીરે ધીરે દરદીને કૌવત આપવું એજ જીર્ણ વ્યાધિમાં ચિકીત્સકોનો મુખ્ય હેતુ છે; જે હેતુ હરડેથી સિદ્ધ થાયછે.

સાધારણ રીતે જે દરદીને શરીરમાં પિત્તનો પ્રકોપ હોય છે તેનું શરીર ગરમ દેખાય છે, આંખો બળેછે તથા હાથ પગ ગરમ લાગે છે. તેવા દરદીને હરિતકી અવલેહ આપવો યોગ્ય છે યાને હરડેની બીજી કોઈ પણ બનાવટ અપાય છે. મધુ પકવ હરિતકી નામની બનાવટ ખાસ ઉષ્ણ અને વાતહર પદાર્થોની મેળવણીથી બનાવવામાં આવે છે ને તેથી તે અજીર્ણ ઉપર ઘણી ઉપયોગી છે. તેથી દસ્ત સાફ આવેછે અને અનાજનું પાચન થાયછે. ગુલ્મોદર તેમજ યકૃતોદર વિગેરે જે કાંઈ જીર્ણ વ્યાધિ અગર ગ્રંથી પેટમાં હોય તેને તે દબાવે છે. હરડે ખાવાથી આં- ખને ઠંડક થાયછે અને તે નેત્ર રોગમાં ફાયદો કરેછે. ત્રિફળાનું ચૂર્ણ મગજની ગરમીને શાન્ત કરેછે અને આંખનું તેજ વધારેછે. તેનું હીમ છાં- ટવાથી આંખે આવતી અંધારી દૂર થાયછે. નસકોરી ફૂટતી હોય, નાકમાંથી વખતે લોહીનું જામી ગએલ છોડ નીકળતુ હોય, પુંઠેથી લોહી પડતુ હોય ત્યારે હરડેની બનાવટ ઘણી સારીરીતે માફક આવે છે. પ્રમેહ, ઉનવા તથા પેશાબની સખ્ત બળતરામાં હરડાંનો ક્વાથ અપાય છે. મોટી હરડે દૂધની અંદર પીવાથી શરીરમાં કૌવત આવે છે, તાવ હોઠેછે, પગની કળતર દૂર થાય છે અને કમરનો દુખાવો બંધ પડેછે. તે જીર્ણ સંધિવા, કટીગ્રહ તેમજ બીજા વાતવ્યાધિમાં ઘણી ફાયદાકારક છે. જે વાતવ્યાધિ- માં જ્ઞાન તંતુને બહુ અસર નહિ થતાં ફકત અમુક ભાગની જડતા થઇ જાયછે તેમાં હરડે ફાયદો કરે છે. આ ઠેકાણે લોહીની અંદર કોઈ પણ

જાતનો ખરાબ જમાવ થએલો હોય છે અને હરડે તે જમાવને પોતાની સારક અને શોધક અસરથી દૂર કરેછે. જે વાતવ્યાધિમાં જ્ઞાન તંતુના ભાગજ બગડેલ છે અને જેને મગજ અને બરડાની કમાનના ભાગ સાથે સંબંધ રહેલો છે તેવા દરદમાં આવી શોધક અને સારક દવા ફાયદો કરતી નથી. તે દરદમાં ખાસ મગજને પુષ્ટિ આપનાર દવાની જરૂર છે. હરડે લોહીને સુધારે છે, ત્વકદોષમાં વપરાય છે અને કુષ્ટ, વાતરક્ત, વિચર્ચિકા વિગેરેમાં અપાય છે. રક્તપિત્ત, અર્શ, સંગ્રહણી, પાન્ડુ પ્લીહ અને ગુલ્મ વિગેરેમાં તે કામની છે. પથ્યાદિ ગુડ નામનો બનાવટ એ દરદોમાં ઘણી સારીછે. પાન્ડુ રોગની અંદર હરડે અપાય છે. તે ઝાડો સાફ લાવેછે, તેમજ તે જઠરાગ્નિ પ્રદિપ્ત કરેછે. પાન્ડુ રોગમાં હરિતકી જેવી શોધક દવા સાથે લોહ ભસ્મ યાને મંડુર આપવાની જરૂર છે. જીર્ણ ખાંસી, ઉધરસ, શ્વાસ, દમ, યક્ષ્મા અને તમામ જાતની કફ વિકૃતિમાં હરિતકી અવલેહ ખવાય છે. બાળકોનું મોઢું આવી જાય ત્યારે મોટી હરડે ઘસીને ચોપડાય છે. જૂદી જૂદી જાતના જ્વરમાં અભયાદિ કવાથ સારો છે. તે કવાથમાં પિત્તશામક અને જ્વરઘ્ન પદાર્થો મળેલા છે ને તેથી તે જ્વર ઉપર બહુ ઉપયોગી છે. ઘણા સખ્ત અણુકતાર તાવમાં તે ફાયદા કરેછે અને તેથી મળાવરોધ દૂર થાય છે.

માત્રા:—ત્રિફળા ૦। થી ૦।। તોલો. અભયાદિ કવાથ ૪ થી ૮ તોલા. હરીતકી અવલેહ ૦।। થી ૧ તોલો. વૈશ્વાનર ચૂર્ણ ૦। થી ૦।। રૂપીઆભા-ર. અમૃત હરીતકી ૦। થી ।।। તોલો. પથ્યાદિ ગુડ. ૧ તોલો. મધુ પકવ હરીતકી ૦।। તોલો.

## હીંગ.

વર્ણન:—હીંગ એક જાતના ઝાડનો રસછે. તે અફઘાનીસ્તાન તરફથી આપણા દેશમાં આવે છે. હીંગના ઝાડની વગર ખીલેલી ડાળીઓ કાપી નાખવાથી તેમાંથી જે રસ પડેછે તે હીંગછે. પાણીમાં નાખવાથી તેનો સફેદ દૂધ જેવો રસ થાય છે.

બનાવટ:—૧ હીંગાષ્ટક ૨ હીંગ ફલવર્તિ.

૧ હીંગાષ્ટક=શેકેલી હીંગ, સુંઠ, પીંપર, મરી, અજમો, જીરૂં, શાહ જીરૂં અને સિંધાલૂણ સમભાગે લઈ મેળવવાં.

૨ હીંગ ફલવર્તિ=હીંગ અને સિંધાલૂણની મધની અંદર સોગઠી કરવી.

ગુણ:—ઉષ્ણ, વાતહર, કૃમિઘ્ન અને સ્નાયુ શૈથીલ્ય કૃત.

ઉપયોગ:—હીંગ ખાવાથી પેટચુંક, વાયુ, આફરો, અદકજમી વિગેરે મટે છે ને અનાજનું પાચન થાય છે. પેટના કૃમિનો તે નાશ કરેછે. હીંગ પેટના દરદને માટે ઘણી સાધારણ દવાછે અને તે હીંગાષ્ટક રૂપે વપરાય છે. હીંગ પેટના દરદમાં સાધારણ રીતે શેકીને અપાય છે. અતિસાર, સંગ્રહણી અને અજીર્ણમાં યોગ્ય દવા સાથે હીંગ અપાય છે ને તેથી થતી પીડ બંધ થાય છે. બીજી જાતની પીડમાં પણ હીંગ એરંડમૂળના કવાથમાં અપાય છે. ફકત ઝાડા અને અતિસારના શૂળમાં હીંગને સ્તંભન દવા સાથે મેળવવા જરૂર છે. તે શિવાય શૂળ નીકળવાનું મળાવરોધ એ મૂખ્ય કારણ છે ને તેથી તે એરંડમૂળ અગર બીજી દસ્ત સાફ લાવનાર દસા સાથે આપવી યોગ્ય છે. બાંળકોનું પેટ ચડેછે ત્યારે હિંગ, સિંધાલૂણ, સુંઠ, એળચી અને ભારંગીમૂળનું ચૂર્ણ કરી મધમાં ચટાડવાથી અગર પાણીમાં મેળવી પાવાથી પેટ પોચું પડેછે ને શૂળ બેસે છે. મોટાં માણસોને તેજ મીસાલનાં દરદોમાં હીંગ ફુલવત્તિ ઘીવાળી કરી સકરામાં મૂકવાથી આફરો અને પેટ પીડ બેસી જાય છે. અર્ધાંગ વાયુ, હનુસ્તંભ, મન્યાસ્તંભ, અર્દિત, રાંઝણ અને બીજા વાતવ્યાધિમાં હીંગ શેકીને માશમસાદિ કાઢામાં અપાય છે. હીંગનો કટકો જરા નવશેકો કરી દાંતના કોતરમાં રાખવાથી પીડા શાન્ત થાયછે. જે જે દરદોમાં સ્નાયુનો અગર શ્લેષ્મ પીંડનો સંકોચ થઈ શરીરના જૂદા જૂદા ભાગો, અવયવો તથા મર્મસ્થાનો ખેંચાય છે તેવા દરદોમાં હીંગ ઘણી અકસીર દવા છે. ખેંચતાણ, દમ, છાતીનો થડકો તથા મોટી ઉધરસના પાછલના ભાગમાં હિંગ ઉપયોગી છે. હિસ્ટીરિયાના રોગમાં પણ હીંગ અપાય છે. તેથી તેનો ચડેલો આફરો તથા આવતી હેડકી દૂર થાય છે. હિસ્ટીરીયામાં સાધારણ રીતે ગર્ભાશયમાં કોઈ પણ જાતનો દોષ હોય છે; તે દોષને જો કે હીંગ બેસાડતી નથી તોપણ હિસ્ટીરીયાની ખેંચતાણને તથા હાથ પગનાં આંગળાં ઠરડાઈ જવાને તથા તેના ગોટલીને માટે તે ઘણી સરસ છે. ચિકિત્સાનો ક્રમ એવોછે કે હિસ્ટીરિયાનો જોસ્સો ઉપડેલો હોય તે વખતે તેમજ તે શાન્ત થઈ ગયા પછી દરમ્યાનમાં પણ હીંગ હમેશાં ખવરાવવી જોઇએ.

વાળાની અંદર હિંગ વિષે લોકોમાં તરેહવાર વહેમ ચાલેછે. તેને કેટલાક લોકો એમજ માને છે કે હીંગવાળાની અકસીર દવા છે પણ તેમ

નથી. એટલુંતો નક્કીછે કે જો વાળાવાળો દરદી હીંગનું સેવન કરેતો વાળાની અંદર મોળ, ઉછાળો, ઉલટી વિગેરે વાયુના પ્રકોપનાં ચિન્હ તેને થોડાં હેરાન કરેછે. બાકી તેમાં વાળાને બેચ્ચી કાઢવાનો કે નાશ કરવાનો ગુણછે એમ માનવું એ ફોકટ છે.

માત્રાઃ—હિંગાષ્ટક ચૂર્ણ ૦ાા તોલો.

## હીરા દખણ.

વર્ણનઃ—હીરા દખણ એક જાતના ઝાડનો રસ છે. તેના ઝાડનાં ફળમાં છેરા દેવાથી જે રસ જામેછે તેને હીરાદખણ કહેછે. સૌથી ઉતરતી હીરાદખણ તેના ફળને કચરી પાણીમાં ઉકાળવાથી થાયછે. તેના રાતા ગૂઢા રંગના કટકા આવેછે અને તે બહુ પોચાછે. આંગળીઉં વચ્ચે દાબવાથી તેનો ભૂકો થઈ જાયછે.

ગુણઃ—સ્તંભન તથા શીતળ.

ઉપયોગઃ—હીરાદખણ અતિસાર, સંગ્રહણી, તથા ઝાડામાં ઉપયોગી છે. જીર્ણ ઝાડાને તે કબજ કરેછે. હીરાદખણ લેપ તરીકે બહાર લગાડવાના કામમાં આવે છે. જ્યારે ખરજવામાં ધારાં પડ્યાં હોય છે, ખરજવું વધતુ જાય છે તથા તેમાં સખ્ત બળતરા થાયછે ત્યારે હીરાદખણનો ભૂકો તે ઉપર ભભરાવવાથી અગર સુખડની સાથે ઘસી ચોપડવાથી બળતરા શાન્ત થાય છે તથા ખરજવું રૂઝાય છે. જે ત્વક્‌દોષની અંદર ધારાં કચ્ચ કચ્ચેછે ને બળતરા થાય છે તેમાં હીરાદખણ આપવી યોગ્ય છે. ગરમાઈથી મોઢું આવી જાય ત્યારે હીરાદખણ તથા કાથાનો લેપ ઘણો અસરકારક છે. હીરાદખણ બાહારના ભાગમાં બે રીતે અસર કરેછે. એક પોતાનો શીતળ ગુણછે માટે દાહનું શમન કરેછે તથા બીજા સ્તંભન ગુણથી દરદના સ્વાભાવિક સ્રાવને બંધ કરી દરદને વધતાં અટકાવે છે અને રૂઝપર લાવેછે.

માત્રાઃ—૧ થી ૨ વાલ.

## હીરાબોળ.

વર્ણનઃ—હીરાબોળ ગુગળની પેઠે એક જાતના ઝાડનો ગુંદછે. ઇસસ અને હીરાબોળ એ બન્ને એકસરખાંછે, ગાંધી લોકો ઇસસને બદલે હીરાબોળના ચોખા કટકા આપેછે. મીણ હરમા પણ હીરાબોળની જાતની પેદાશછે અને મીણાહરમાને બદલે હીરાબોળના કટકા અપાયછે.

બનાવટઃ—બોલપર્પટિ રસ.

૧ બોલપર્પટિરસ=પારા અને ગંધકની કજ્જલી કરી તેની સાથે હીરાબોળનું ચૂર્ણ નાખી લોઢાની કડાઈમાં તપાવવું ને છાણના ભૂકા ઉપર કેળનું પાન મૂકી તે ઉપર તે રસ રેડી માથે બીજું કેળનું પાન ઢાંકી તે ઉપર છાણાનો ભૂકો નાખવો. જે તૈયાર થાય તે બોલપર્પટિરસ.

ગુણ:—કફઘ્ન, ઉષ્ણ, ઋતુ લાવનાર.

ઉપયોગ:—હીરાબોળ જીર્ણ ઉધરસ તથા ક્ષયની ઉધરસમાં અપાય છે. જ્યારે તાવ ભર્યો હોયછે ત્યારે હીરાબોળ આપવી યોગ્ય નથી. તે કફ શામકછે ને ખાલી ઉધરસને દબાવે છે. ઋતુ લાવનાર તરીકે તે ઘણી સરસ રીતે વખણાય છે ને તેટલા માટે એળીઆ સાથે તેનો સંયોગ કરવામાં આવેછે. હીરાકસી, હીરાબોળને એળીઓ તેની વાલ વાલની ગોળી કરી સવાર સાંજ લેવાથી તમામ જાતના ઋતુવિકારમાં ફાયદો થાય છે. દસ્તાન ઓછું આવતું હોય ત્યારે તેમજ દસ્તાનમાં પીડા થાય ત્યારે આ ગોળીઓ દસ્તાન આવવા પહેલાં અઠવાડીઆ આગળથી શરૂ કરવી અને તેથી નવું આવતુ દસ્તાન યોગ્ય અને પીડા રહીત આવશે હીરાબોળ દાંતના મંજનને માટે વખણાય છે અને જૂદી જૂદી જાતનાં દંત મંજનમાં તેને મેળવવામાં આવેછે. તેમાં કેટલેક દરજ્જે જંતુ નાશક ગુણ હોવાથી જે બારીક જંતુઓ દાંતની આસપાસ રેહેવાથી દાંતમાં કોતર પાડેછે તેવાં જંતુનો તે નાશ કરે છે, તેમજ દુષ્ટવૃણ જે રૂઝાતાં નથી તે ઉપર તેનો લેપ લગાડવામાં આવેછે. તે રોપણછે ને ભગંદર, નાસુર વિગેરે દુષ્ટવૃણમાં તેનો મલમ આપવો યોગ્ય છે. તેમાં સ્તંભન ગુણ રહેલો છે. જ્યારે કોઈ પણ નસ તુટેછે અને તેમાંથી ઘણો સખ્ત રકતસ્ત્રાવ થતો હોયછે ત્યારે હીરાબોળનો ભૂકો દાબવાથી રકતસ્ત્રાવ અટકે છે. સ્ત્રીના અત્યાર્તવમાં, પુરૂષના રકતપ્રમેહમાં તથા બીજી કેટલીક રકતપિત્તની વીકૃતિમાં હીરાબોળ વપરાય છે,

માત્રા:—૧ થી ૪ વાલ. બોલ પર્પટિરસ. ૧ થી ૨ વાલ.



# પ્રાણી વર્ગ પ્રકરણ.

આ પ્રકરણમાં જળચર અને સ્થળચર પ્રાણીઓમાંથી તેમજ પક્ષી વર્ગમાંથી નીકળતી દવાઓ આપવામાં આવી છે અને તેમનું વર્ણન પણ અક્ષર વાર ક્રમ પ્રમાણે આપવામાં આવ્યું છે. મોતી, પ્રવાળ અને શંખ પ્રાણી વર્ગમાં નાખવાં જોઇએ, પણ તેમની ક્રિયા બધી ધાતુની પેઠે હોવાથી તેમને આ પ્રકરણમાં નહિ ગોઠવતાં ધાતુ પ્રકરણમાં ગોઠવેલ છે.

## ઈંડાં.

ઈંડાં:—ખોરાક તરીકે તથા ઓષધ તરીકે પુષ્કળ વપરાય છે. ખોરાક તરીકે તે પુષ્ટિ આપનાર છે અને તેના ગુણ દુધને મળતા છે. એક ઈંડાંનું સાધારણ વજન ચારથી પાંચ તોલા થાય છે. ઔષધમાં તેમજ ખોરાકમાં તાજાં ઈંડાં વાપરવાં જોઇએ. તાજાં ઈંડાં અજવાળા તરફ રાખી તપાસતાં તેનો વચલો ભાગ સ્વચ્છ દેખાય છે અને પડતર અને ખરાબ થઈ ગએલ ઈંડાં ઉપલા ભાગમાં પારદર્શક દેખાય છે, કારણ કે તેની નીચેનો ભાગ ગળી ગએલો હોય છે. એક ભાગ મીઠાંને દશ ભાગ પાણીમાં નાખી તે પાણીમાં તાજું ઈંડું નાખવાથી તે તળે બેસે છે અને બગડેલ ઈંડું હલકું હોવાથી તરે છે. બગડેલ ઈંડું કેટલીક વખતે ચોખા પાણીમાં પણ તરે છે. માટે હમેશાં તાજાં ઈંડાં લેવાં.

ઉપયોગ:—ક્ષોભક પદાર્થો લેવાથી જે કાંઈ દાહની અસર આંતરડાંમાં થાય છે તે દૂર કરવા સારૂ ઈંડાંનો રસ વપરાય છે અને આવો ગુણ તેના ધોળા રસમાં વધારે રહ્યો છે; અને તેટલા માટે તેનો રસ સોમલ, રસ કપુર, મોરથુથુ વિગેરે ઝેરી ચીજ જ્યારે ખવરાવવામાં આવી હોય છે ત્યારે આપવામાં આવે છે. તેનો સફેદ પદાર્થ સ્નિગ્ધ હોવાને લીધે ઝેરી પદાર્થોના સૂક્ષ્મ બીંદુ ઉપર તેનો લેપ થઈ જાય છે ને તેથી તેની ઝેરી અસર જણાતી નથી. ઈંડાંની સફેદી, ફટકડી અને આંબાહળદર ક્ચર લાગેલા ભાગ ઉપર વાટીને ચોપડાય છેં. પૌષ્ટિક ખોરાક તરીકે તે નબળાં માણસોને બહુ માફક આવે છે.

## ઉંદરની લીંડી.

ઉંદરની લીંડી ઉંદરના ઝેર ઉપર ચોપડાય છે. જે જગ્યો ઉપર ઉં-

દર કરડી ગયો હોય તે ઉપર તેની લીંડી ચોપડવાથી ઉંદરનો જખમ જલદી રૂઝાય છે અને તેનાં બીજાં ઝેરી ચિન્હ થતાં નથી.

## અંબર.

અમ્બર એ એક જાતની માછલીની સૂકાઈ ગએલી હગાર છે. તે ભુંખરા રંગની અને લીલાસપર આવે છે. તે ઘણી મોંઘી હોવાને લીધે શુદ્ધ મળવી ઘણી મુશ્કીલ છે.

ગુણ:—ઉષ્ણ.

ઉપયોગ:—સન્નિપાત અને અત્યંત ક્ષીણતા જે, દરદીને કોઇ પણ મહારોગની અસાધ્ય સ્થિતીમાં થઈ આવે છે તેમાં અંબર ઉપયોગી છે. આખર અવસ્થામાં શરીરને સતેજ કરવાને માટે અંબર અને કસ્તુરી એ બન્ને સાથે ઘસીને અપાય છે. જ્યારે શરીરમાં વાયુ પ્રકૃતિ રહે છે, માથામાં ભ્રમ તથા ડોલ જેવું લાગે છે તથા પગમાં કળતર થયા કરે છે ને શરીરમાં બે ચેની રહે છે ત્યારે કેટલાક લોકો અંબર કસ્તુરીનું સેવન કરે છે. કેટલાક ગૃહસ્થ લોકોને આવી રીતે તેનું વ્યસન થઈ જાય છે. કમ કૌવતી, નબળાઈ તથા ધાતુ પુષ્ટિને માટે અમ્બરનો ઉપયોગ ઘણો પ્રશસ્ત છે. વાઈવાળા દરદીને તેમજ જે દરદીને વખતો વખત મગજમાં તમસ અને અંધારાં આવી જાય છે તેવા દરદીને અંબર ખવરાવાય છે. અંબર મગજને સતેજ કરનાર દવા છે અને મગજ શરીરમાં રાજા હોવાને લીધે કરીને જ્યારે શરીર અત્યંત ઘસાઈ જાય છે ત્યારે ટકાવ રાખવા સારૂ અંબર અપાય છે. ક્ષયની અંદર અંબર કસ્તુરીનો ઉપયોગ ઘણા દિવસ સુધી કરવામાં આવે છે તેમજ કોલેરાના રોગમાં જ્યારે દરદીને શીત વળવા લાગે છે, હાથ પગ ઠંડા થઈ જાય છે અને દરદીમાં કોઈ પણ જાતની શક્તિ રહેતી નથી ત્યારે તેને અંબર તથા કસ્તુરી અપાય છે. ટુંકામાં ગમે તે કારણથી શરીર ક્ષીણ થઈ ગયું હોય અને શક્તિ રહીત હોય ત્યારે શરીરને સતેજ કરવા માટે અંબર ઉપયોગી છે. જ્યારે દાંતની દાઢ વળી ગઈ હોય ત્યારે અંબર કસ્તુરી ચોપડાય છે.

માત્રા:—૧ ઘઉંથી ૧ રતીભાર.

## કરોળીઆનું પડ.

કરોળીઆનું ધોળું પડ ઉખેડી તેની ગોળી કરી આપવાથી વિશમ જ્વર ઉતરી જાયછે એમ માનવામાં આવેછે. તેની ગોળી ગોળમાં કરવામાં આવે છે. જ્યારે કોઈ પણ ભાગમાંથી રક્તસ્રાવ થાય છે ત્યારે તે

ઉપર કરોળીઆનું પડ લગાડવાથી બંધ થાય છે તેમજ આંખમાંથી જો બહુ પાણી પડતુ હોય તો તે પણ તેથી બેશી જાયછે.

## કસ્તુરી.

વર્ણનઃ—કસ્તુરી એ અત્યંત સુગંધી પદાર્થ છે અને તેના ડુંટા આવે છે. કસ્તુરીનો ડુંટો કસ્તુરી મૃગની નાભી અને જનનેંદ્રીયના ભાગની વચમાં થાય છે. સાચી અને ચોખ્ખી કસ્તુરી મળવી બહુ મુસ્કીલ છે કારણ કે તેની ભારે કિમત હોવાથી તેની અંદર ઘણી જાતનો ભેગ કરવામાં આવેછે. તેના ડુંટાની અંદરનો ભાગ ઘણોજ લીસો હોય છે અને તેમાંથી કસ્તુરી ઝરે છે. તેનો ઉપલો ભાગ ખરબચડો ને વાળ વાળો હોય છે. આ વાળની ગોઠવણમાં પણ કેટલોક ફેર છે. ઉપલા ભાગમાં પુષ્કળ વાળ હોય છે તથા ડુંટાની આસપાસનો ભાગ થોડા વાળ વાળો હોય છે. તે ડુંટો લંબાઈમાં આશરે બે ઈંચ હોયછે અને દરેક ડુંટામાંથી અરધાથી એક તોલો કસ્તુરી નીકળેછે. કસ્તુરીનો રંગ કાળો, ગુઢો ને જરા રતાશપર હોયછે. આ દેશમાં કેટલાક પરદેશી લોકો કૃત્રિમ ડુંટા લાવે છે. ખરા ડુંટામાંથી કસ્તુરી કાઢી લઈ તેની અંદર ધુળ અગર કાંકરા સારી રીતે ભરી તેનો છેદ બંધ કરી તે છેદ વાળના ડુંટાની અંદર સંતાડી દેવામાં આવે છે;માટે આવા કૃત્રિમ ડુંટા લેતી વખતે દરેક માણસે ઘણી સાવચેતી રાખવી જોઇએ. વાળની અંદર આવો કાંઈ પણ છેદ છે કે નહિ તેનો સારી રીતે તપાસ કરવો અને જો ક્યાંઈ સાંધો માલમ પડે તો સમજવું કે તેમાંથી કસ્તુરી કાઢી લેવામાં આવી છે. બીજા જે કૃત્રિમ ડુંટા આવે છે તેના માથે ખીસકોલીના રંગના તેમજ તેના વાળ જેવા સુંવાળા વાળ હોય છે. ખરા ડુંટાના વાળ સાવ સફેદ, જાડા અને ડાંડાજેવા હોયછે.

બનાવટઃ—કસ્તુર્યાદિ ગુટિકા.

૧ કસ્તુર્યાદિ ગુટિકા=કસ્તુરી અને કપૂર એકેક તોલો, લવીંગ બે તોલા, મરી, પીપર, બેહડાં ને કુલીંજન એ અરધો અરધો તોલો ને દાડમની છાલ ચાર તોલા. એ સઘળાને કાથાના રસમાં વાટી મગ મગ જેવડી ગોળી કરવી.

ગુણઃ—આક્ષેપરિ, વાજીકર.

ઉપયોગઃ—કસ્તુરીનો ઉષ્ણ ગુણ ઘણો સરસ છે; તેથી જ્યારે શરીર ક્ષીણ થઈ જાયછે ત્યારે તે અપાય છે. જૂદી જૂદી જાતના જ્વ-

૧, સંતતજ્વર, સન્નિપાત જ્વર વિગેરે દરદોમાં દરદી જ્યારે બેભાન પડ્યો હોયછે તથા ત્રિદોષ અવસ્થામાં ગણુ ગણ્યા કરતો હોય છે ત્યારે કસ્તુરી આપવી ફાયદા કારક છે. વૃદ્ધ માણસને ફેફસાંમાં વરમ થાયછે ત્યારે કસ્તુરી આપવી ઘણી યોગ્ય છે. વૃદ્ધ માણસને જ્યારે પાંચ સાત દિવસ અણઉતાર તાવ આવે છે ત્યારે તેને ફેફસામાં વરમ થઇ આવેછે અને તે એકદમ ક્ષીણ થઇ જાયછે અને તેને શ્વાસ ઉપડે છે. આવા દરદીને અવશ્ય કસ્તુરી આપવી જોઇએ. આવે વખતે સાધારણ રીતે ઉષ્ણ દ-વાની વધારે જરૂર છે ને કસ્તુરી ઘણી સરસ ઉષ્ણ વીર્ય હોવાથી તે બહુ માફક આવેછે. સન્નિપાત અને વિશેષે કરીને શીતાંગ સન્નિપાતની અંદર કસ્તુરી ઘણી સારી છે. શરીર જ્યારે નિર્માલ્ય અને શક્તિહીન થઈ જાયછે ત્યારે કસ્તુરી લેવાથી કાંટો આવેછે. તેથી શ્વાસ ઉપડેલો દબાય છે અને નાડી જોરમાં આવેછે તેમજ દરદીનો દેખાવ પણ વધારે શક્તિવાળો જણાયછે. કોલેરાની અંદર અને યક્ષ્માની અંદર જ્યારે દરદીની શક્તિ હઠવા માંડે છે ત્યારે કસ્તુરી અપાય છે. કોલેરામાં જ્યારે અત્યંત શીત વ-ળે છે તથા દરદી થોડી મુદતમાં બેભાન થઈ જાય છે ત્યારે અંબર અને કસ્તુરી ભેગાં મેળવી આપવાનો રીવાજ છે. તેથી શરીરની તંદ્રા દૂર થાયછે અને મગજ સતેજ બને છે. કસ્તુર્યાદિ ગુટિકા મોંમાં રાખવાથી ઉધરસ દબાય છે તેમજ તે ગોળી ખાવામાં પણ આવેછે. ઉધરસના દરદની અંદર જ્યારે છાતી ભરાઈ આવેછે તથા શરીર ધીરેધીરે નબળું પડેછે ત્યારે કસ્તુરી અ-પાય છે. કસ્તુરી, અફીણ ને આકડાનાં રવાઇડાંની ગોળી દમની અંદર બહુ ઉપયોગી છે. દમની અંદર ફેફસાંની બારીક શ્વાસ નળીકાઓનો સંકોચ થાયછે અને જેમ આંચકી, ધનુર વિગેરે વાત વ્યાધિમાં શરીરને બેહદ ગતિ આવે છે તેમ દમમાં પણ બારીક શ્વાસ નળીકાઓ ખેંચાય છે. આ બેહદ ગતિને કસ્તુરી દબાવે છે. મોટી ઉધરસમાં પણ કસ્તુરી અપાય છે. ખેંચતાણ તથા અપસ્મારવાળા દરદીને કસ્તુરી એક ઉત્તમ ઉપાય છે. ક્ષીણ થએલા વાત વ્યાધિના દરદીઓના કરતાં આવી રીતના સખ્ત વ્યાધિવાળાને તેની મોટી માત્રા આપવી કહેલ છે. અપસ્મારના દરદમાં તે આપવાથી વાઈ આવવાની મુદતમાં ફેરફાર થાય છે અને તેથી વાઈ આ-વવાની મુદત લંબાય છે. મગજના જીર્ણ વ્યાધિમાં અને કેટલાક દરદમાં જ્યારે દરદીને ઘણોજ વેહેમ રહેછે ને કેટલીક જાતની ભીતિ હોય છે ત્યારે

તેમજ સભય ઉન્માદ રોગની અંદર જ્યારે અફીણથી નિદ્રા નથી આવતી ત્યારે કસ્તુરી આપવાથી નિદ્રા આવે છે. કસ્તુરી આપણા દેશમાં પુરૂષત્વ આપનારી દવા ગણાય છે ને તેટલા માટે તે બહુ વપરાયછે. તેનો ઉપયોગ જૂદી જૂદી માત્રાઓ સાથે કરવામાં આવે છે. સુવર્ણ ભસ્મમાં કસ્તુરી, અભ્રખ ભસ્મમાં કસ્તુરી, મૃગાંકમાં કસ્તુરી, ચંદ્રોદયમાં કસ્તુરી, એવી રીતે જે બધી દૌવત આપનારી માત્રાઓ છે તેમાં કસ્તુરી મેળવવામાં આવે છે. કસ્તુરી મગજને તર કરેછે ને લોહીને તપ્ત કરેછે; તેથી શરીરમાં જુસ્સો રહેછે ને મગજ પ્રફુલ્લિત થાય છે. પુષ્ટિને માટે ત્રણ ભાગ સુવર્ણ ભસ્મ અને એક ભાગ કસ્તુરી મેળવી તે ચૂર્ણ ૧ રતી ભારથી ૨ રતીભાર માત્રામાં ઘી, સાકર અને મધ સાથે ચાટી જવું. આથી શરીરમાં સારો જુસ્સો દેખાય છે ને શરીર પ્રફુલ્લિત થાય છે. કેટલાક અમીરોને આવી રીતે કસ્તુરી ખાવાની ટેવ પડી જાય છે અને તેથી તેમને કસ્તુરી ખાધા વિના ચાલતુંજ નથી. તેથી વીર્યની વૃદ્ધિ થાય છે, વીર્યસ્ત્રાવનો મરજ દબાય છે અને તેથી રેહેતી કળતર તથા હમેશનો કમરનો દુખાવો દૂર થાય છે. જેઓ હમેશાં સુવર્ણ ભસ્મ, મૃગાંક અને ચંદ્રોદય અગર બીજી કોઈ બનાવટ સાથે કસ્તુરી મેળવી ખાયછે તેઓએ કસ્તુરીનો ઉપયોગ ઉનાળામાં બંધ કરવો જોઇએ. કસ્તુરી ચોમાસામાં અને વરસતે મેએ વધારે માફક આવે છે. અને ત્યારેજ તે મગજને ખરેખરી આનંદ આપનારી થઈ પડે છે. ત્રિદોષની અંદર જ્યારે સખ્ત હેડકી ઉપડી આવે છે ત્યારે કસ્તુરી અને બાવળનાં છોડીઆં ચલમમાં ભરી ફુંક મારવાથી તે એકદમ બંધ પડેછે.

**માત્રાઃ—કસ્તુરી ૧ રતીથી ૧ વાલ. કસ્તુર્યાદિ ગુટિકા ૧ થી ૨ વાલ.**

## ગોકળ ગાય.

**વર્ણનઃ—**ઔષધની અંદર ગોકળ ગાય વપરાય છે. ગોકળ ગાયને ચોમાસામાં વીણી સુકવી તેનું વસ્ત્ર ગાળ ચૂર્ણ કરવું. તે શિવાય ઔષધમાં તેને બાળી તેની ભસ્મ પણ વપરાય છે. ગોકળગાય વાતવ્યાધિમાં ઘણી ઉપયોગી છે. અર્ધાંગ, પક્ષઘાત, ને અર્દિતમાં તેમજ વાઈની અંદર તે અપાય છે. પેટપીડમાં જાયફળ અને ગોકળગાયનું ચૂર્ણ ફાયદો કરે છે. મીણની સાથે મેળવી હાથે લગાડવાથી સોજો ઉતરે છે. મુસલમાન હકીમોમાં તે બીબાટીના નામથી પ્રસિદ્ધ છે.

**માત્રાઃ—૧ વાલ.**

## ગોરોચન.

વર્ણનઃ—ગોરોચન એ ગાયના અગર બળદના પિત્તાશયમાં થતી એક જાતની કાંકરી છે. તે મોટી જાયફળ જેવડી થાય છે ને તેને ભાંગવાથી માલુમ પડે છે કે તેનાં બંધારણમાં ઉપરા ઉપર ભુંખરા રંગના થર આવેલા હોય છે. બકરાંનાં તથા ઉંટના પેટમાંથી એક જાતની કાંકરી નીકળે છે તેને પેદ બઝાર અને હજરત હાવ કહે છે,

ગુણઃ—સારક, શીતળ અને આક્ષેપારિ,

ઉપયોગ—ગોરચન ઝાડો સાફ લાવે છે અને બાળકોને ઉધરસ ભરાઈ આવવું અને હાથ પગ તણાવ ત્યારે ઘસીને પવાય છે તેમજ આંચકી, ખેંચતાણ વિગેરે દરદોમાં તે અપાય છે. બહાર લગાડવામાં લેપ તરીકે બીજા શીતળ પદાર્થો સાથે ખાજી ખરજ ઉપર ચોપડાય છે.

## ગૌમૂત્ર.

વર્ણનઃ—મૂત્રની અંદર ગૌમૂત્ર મુખ્ય છે. તે શિવાય બકરીનું મૂત્ર તથા મનુષ્યનું મૂત્ર વપરાય છે, તોપણ તે બધાંના અભાવમાં ગૌમૂત્ર ઉત્તમ છે. ગૌમૂત્ર ખાવાને માટે તથા બહાર લગાડવાને માટે વપરાય છે. તેની અંદર ક્ષારનો ભાગ રહેલ છે અને તેથી તે મૂત્રલ તથા સારક તરીકે અપાય છે. ધાતુની શુદ્ધિને માટે તેમજ તેલ, ઘી વિગેરે સિદ્ધ કરવામાં ગૌમૂત્ર કામમાં આવે છે. કેટલાંક ઔષધો ગૌમૂત્રની સાથે પીવાયછે ને મુખ્યત્વે કરીને તે મળાવરોધના રોગ ઉપર વધારે ઉપયોગી છે. ગમે તે રોગની અંદર મળાવરોધ થયો હોયતો તે દૂર કરવાને માટે ગૌમૂત્રની ભાવના દીધેલી સારક દવાઓ વધારે માફક આવે છે. મળાવરોધ, બંધકુષ્ટ, પેટપીડ, સોજો, કમળો, યકૃતોદર, પ્લીહોદર વિગેરે દરદોની દવાઓ ગૌમૂત્રની ભાવના વાળી વધારે સારી છે. સોનામુખીને ગૌમૂત્રની ભાવના દઈ તેનું ચૂર્ણ કરી લેવાથી તેની શોધક અસર વધે છે. તેથી વાતરક્ત, ઉંદરવા તથા ખોટી ગરમી વિગેરે દબાય છે.

શરીરે ચેળ થતી હોય ત્યારે ગૌમૂત્રના સ્નાનથી જરા ચટપટાટ જણાય છે અને ચેળ બેસી જાય છે તેમજ દરદ પણ રૂઝપર આવી જાય છે. જ્યારે જીર્ણ ત્વક્દોષમાં લોહી દુષિત થવાથી શરીર ઉપર જૂદાં જૂદાં ઢ્રામઠાં ઉપડી આવે છે ત્યારે તે ઉપરનો ઔષધનો લેપ ગૌમૂત્ર સાથે ચોપડાય છે. કુષ્ટ, ઉદંબર, ચિત્રી, દાદર તેમજ બીજા કેટલાક ત્વક્દોષમાં જ્યાં ચાઠાં

પડ્યાં હોય તે ઉપર લગાડવાનો લેપ ગોમૂત્રની સાથે વાટી લગાડાય છે.

ગાયના છાણનો રસ ગાળી તે સાથે પીંપર ઘસી આંખમાં આંજવાથી રતાંધળાપણું દૂર થાય છે. પુષ્પ ઉપર લગાડવાને કેટલીક વર્તિઓને ગોમૂત્રની ભાવના દેવામાં આવે છે. મીઠું નાખવાથી ખવાઈ ગએલ ઠામના ભૂકાને ગાયના છાણમાં નાખી શરીરે ચોપડવાથી સખ્ત વળતો પસીનો બંધ થાય છે. કેટલાક માણસને હાથે તથા પગે બેહદ પસીનો થાયછે અને થોડીવારમાં હાથ લુયા છતાં પાછા ભીના થઈ જાય છે તેમને આ ઉપચાર કરવો યોગ્ય છે. કેટલીક વખતે બકરીનું ને મનુષ્યનું મૂત્ર વપરાય છે. ચંદ્રપ્રભાવર્તિ નામની દવા બકરીના મૂત્રમાં બનાવવામાં આવેછે.

## ઘી.

વર્ણનઃ—ઘી સ્નિગ્ધ તથા દાહ શામક છે અને જેમ તાજું ઘી તેમ ખાવા માટે વખણાય છે. ઔષધને માટે તો ફક્ત તાજું અને ગાયનું ઘીજ કામમાં આવે છે. તે ખાવાથી શરીરની ચરબી વધેછે ને શરીરમાં ઠંડક થાય છે. જે ખોરાકમાં ઘીનો ભાગ વધારે આવેછે તે ખોરાક ઉત્તમ ગણાય છે. તે ખાવાથી શક્તિ વધે છે તથા નબળાઈ અને ગરમી હો છે. ઠાલી ઉધરસ ઉપર ઘી ચટાય છે તેમજ સોપારી વિગેરે રૂક્ષ ચીજ ખાવાથી ઉધરસ થઈ આવે છે ત્યારે ઘી ચાટવું યોગ્ય છે. તડકામાં મહેનત કરનારને તેમજ બહુ જેને કામ કરવું પડતુ હોય તેને ઘીનો ખોરાક રાખવાથી મહેનત જણાતી નથી. કેટલીક દવાઓમાં અનુપાન તરીકે ઘી અપાય છે. અજીર્ણના કેટલાક ભેદમાં સ્નેહપાન કરાવવાથી સારો ફાયદો થાય છે. ઝેર ખાધું હોય ત્યારે ઉલટી કરાવવા સારૂ ઘી ઉનું કરી પાય છે. ઝેરમાં ઘી પાવાનું કારણ ઉલટી કરાવવાનું છે તોપણ ઘીમાં ઉલટી કરાવવાનો ગુણ રહ્યો નથી. ગમે તે ચીજ વધુ પડતી પેટમાં જાયતો તેથી ઉલટી થાયછે ને તેમજ ઘી વિષે પણ છે. વિશેષમાં ઘીથી ઉલટી કરાવવાનું કારણ એ કે તે ચીકાશદાર હોવાથી ઝેરી પદાર્થનાં રજકણ તેમાં મળી જાય છે ને તે ઉલટી તથા ઝાડાવાટે બહાર નીકળી જાય છે અને જઠરના તથા આંતરડાના કોઈ પણ ભાગને ઇજા કરી શકતાં નથી. મીણ અને તેલ પાવાથી પણ ઘીની ગરજ થાય છે પણ ઘી સહેલાઈથી પીવાય છે અને મીણ તેલ સહેલાઈથી પીઈ શકાતાં નથી.

ઘી બહાર લગાડવામાં ઠંડું છે. જ્યાં કોઈ ક્ષોભક ચીજ અડી ગઈ હોય ત્યાં ઘી ચોપડાય છે. દેવતાથી અગર કોઈ તેજાબથી બળેલા ભાગ· પર ઘી લગાડાય છે. હાથ પગનાં તળાંની અને કપાળની સખ્ત બળતરામાં ઘી ઘસાયછે. તાજા ઘી કરતાં જુનું ઘી વધારે ફાયદો કરેછે ને સાદા ઘી કરતાં ધોએલ ઘી દાહ શાંતિ કરવા માટે વધારે વખણાય છે. દશ વરસનું અગર તેથી જુનું ઘી મળી આવે તે ધોઈ લગાડવાથી દાહનું વધારે સારૂં શમન થાયછે ને તેટલા માટે ૧૦૦ થી ૧૦૦૦ પાણીએ ધોએલ ઘી લગાડવામાં આવેછે. ઘીને ધોતી વખતે ઘીમાં થોડું પાણી નાખી આં- ગળીથી હલાવવું; તેથી પાણીમાં ફીણ વળેછે. તે પાણી કાઢી નાખી બીજું પાણી નાખી ધોવું. જેમ વધારે વાર પાણીથી ધોવાય છે તેમ તે વધારે સ્વચ્છ અને વધારે સફેદ થાયછે. આ ઘી વાતરક્તની સખ્ત બળત- રામાં ચોપડાય છે. સખ્ત સંતતજ્વરના તાવને પોચો પાડવાને માટે સો વખત ધોએલું ઘી તથા સુખડનું તેલ ચોપડી પાછળથી નવશેકા પાણીમાં થોડીવાર બેસવું અને દરદીને પાછો કમળના પાનની પથારી ઉપર સુવાડી રવો. તેથી તાવ ગમે તેવો સખ્ત ચડ્યો હોય તોપણ પોચો પડેછે. તાજું ઘી સુંઘાડવાથી નાકમાં માલણ વિગેરે જે ફોડલા થાયછે તે બેશી જાયછે તેમજ આંખ બળતી હોય ત્યારે કપાળે ચોપડવાથી બળતરા શાંત થાયછે. શિઆળામાં જ્યારે હોઠ ફાટેછે ત્યારે તે ભાગ ઉપર ઘી લગાડવામાં આવેછે. ઘી બહાર લગાડવામાં રોપણ છે. કચકચતાં ધારાંમાં તેમજ બીજાં દુષ્ટ વ્રણ ઉપર તે એકલું અગર બીજી દવા સાથે મેળવી સિદ્ધ કરી ચોપડવામાં આવેછે.

## ઘોડીની લાદ.

વર્ણનઃ—ઘોડીની લાદને પાણીમાં ચોળી તે પાણી ગળી લઈ તેમાં હિંગ નાખી પીવાથી સખ્ત શૂળ બંધ થાયછે. આ શિવાય ઘોડાનો વાળ બાંધવાથી મસ ખરી પડેછે.

## જળો.

વર્ણનઃ—જળો તલાવમાં, કાદવમાં, અગર કીચડવાળા પાણીમાં રહે છે. સ્વચ્છ પાણીમાં તે ક્વચિતજ મળી આવે છે. તેના સાચવનારને તેને પાણી અને માટીમાં રાખવી પડેછે. તે આશરે ઇંચ લાંબી તથા ક્વીલ-

પેનના પીંછાથી અર્ધું જાડી હોય છે પણ જ્યારે તે લોહી ચૂસે છે ત્યારે તે ડબલ લાંબી વધેછે તેમજ ક્વીલપેનથી પણ વધારે જાડી થાય છે. એક જળો આશરે અરધા રૂપીઆભાર લોહી ચૂસી શકેછે. નાની જળોજ માણસોને લગાડવામાં આવેછે. મોટી જળોને ભેંસાંજળો કહેછે અને તે લોહી બહુ ચૂસેછે. મોટી જળો કેટલીક વખતે કાદવમાંથી નીકળતી ભેંસને પગે લટકેલી દેખાયછે. નાની જળોનું વજન આશરે પાંચ વાલ હોય છે. આપણે જળોથી જેટલું લોહી ખેંચાવવું હોય તેના પ્રમાણમાં જળો લગાડવી જોઇએ.

**જળો લગાડવાની રીતઃ—** જે જગ્યાએ જળો લગાડવી હોય તે જગ્યા પહેલ વહેલી પાણી અને સાબુથી સાફ કરવી; જેથી તે જગ્યો ઉપર કાંઈ પણ લેપ અગર ચીકાશ રહે નહિ. જો જળો લાગતાં વાર લાગે તો તે ભાગ ઉપર જરા છેદ કરી થોડું લોહી ચોપડવું; આથી જળો એકદમ લાગી જશે; અગર કાગળમાં તીનું પાડી તે ઉપર જળો રાખવાથી તે એકદમ તે ભાગને લાગે છે.

**જળો લગાડવામાં રાખવી જોઈતી સાવચેતીઃ—** બાળકને તેમજ નાજુક બાંધાની સ્ત્રીને જળો લગાડતી વખતે ઘણી સંભાળ રાખવી પડે છે. જળો મૂખ્યત્વે કરીને પુષ્ટ તથા મજબુત માણસને લગાડવામાં આવે છે. આંખનું પાંપણુ કેટલીક વખતે લોહી ચડવાથી સોજી આવે છે પણ તે ઉપર જળો લગાડવી નહિ. તેમ કરવાથી આંખ ઉપર વધારે લોહી ચડી આવે છે ને ઉલટું નુકસાન થાય છે. ગુહ્ય ભાગની અંદર અગર શરીરના કોઈ પણ છિદ્રની આસપાસ જળો લગાડવી નહિ. કદી અવસ્ય લગાડવા જરૂર હોય તો ઘણી સંભાળ રાખી લગાડવી, કારણ કે જો જળો અંદર ચાલી જાય તો તેને કાઢતાં ઘણી મેહેનત પડે છે અને તે કાઢવામાં આવે તેની પહેલાં દરદી ઘણો હેરાન થઈ જાય છે. જળો તીક્ષ્ણ દરદવાળા ભાગના મધ્યસ્થાનમાં ન લગાડતાં તેની આસપાસના ભાગમાં લગાડવામાં આવે છે તેમજ જે જગ્યોએ તે લગાડવી હોય તે જગ્યોએ કોઈ મોટી તરી રહેલી લીલી નસ પણ હોવી ન જોઇએ. બાળકને એકથી ૭ વરસ સુધી જેટલાં વરસ થયાં હોય તેટલી જળો લગાડી શકાય છે. જળો જ્યારે ખરી પડે છે ત્યારે પાછુ તેના છેદમાંથી પણ તેણે ચૂસ્યું હોય તેટલું લોહી નીકળે છે અને વખતે તેથી વધારે

પણ લોહી નીકળે છે અને કેટલેક પ્રસંગે લોહી નીકળતું બંધ કરતાં ઘ-
ણી મુશ્કેલી વેઠવી પડે છે. લોહી બંધ કરવાને ઠંડું પાણી છાંટવું અગર
ઠંડા પાણીમાં ફટકડી અગર બીજી રક્ત સ્તંભક દવા નાખી તે પાણીનું
પોતું મૂકવું; અગર જળોના જખમની આસપાસ હાડકું હોય તો આંગ-
ળીથી તે ભાગ ઉપર દબાણ કરવું. તેથી જખમ તરફ જતું લોહી બંધ
થાય છે. સાધારણ રીતે બની શકે ત્યાં સુધી સવારેજ જળો લગાડવી;
તેમાં ખસૂસ કરીને બાળકોને તો સાંજે જળો લગાડવીજ નહિ કારણ કે
જો રાત્રીમાં લોહી બંધ ન થયું તો બાળક ઘણું હેરાન થાય છે.

ઉપયોગઃ—જળો લગાડવાથી કેટલાક જીર્ણ તેમજ તીક્ષ્ણ રોગમાં
લોહીનો જમાવ થયો હોય તો તે દૂર થાય છે. જ્યારે શરીરના કોઈ પણ
ભાગમાં અથવા મર્મસ્થાનમાં લોહીનો જમાવ થયો હોય છે અને તેથી
તે ભાગમાં અગર મર્મસ્થાનમાં પાક અગર વરમ થાય છે ત્યારે તેની યો-
ગ્ય ચિકીત્સા સાથે તે ભાગમાં જળો લગાડવામાં આવે છે. જ્યાં રૂમડી-
થી લોહી ખેંચવું યોગ્ય જણાય છે તે ઠેકાણે જળો વપરાય છે. મગજની
અંદર લોહી ચડી જવાથી દરદી બેભાન થઈ જાય છે ત્યારે તેમજ લો-
હીના જમાવને લીધે માથાનો સખ્ત દુખાવો થાય છે ત્યારે લમણા ઉપર
દશ બાર જળો લગાડવાથી લોહીનો જમાવ હઠે છે. તેવીજ રીતે મુંઝારા-
ની ગાંઠમાં કાળજાંના ભાગ ઉપર અને પેટના સજ્વર સખ્ત દુખાવામાં
પેટ ઉપર અવશ્ય જળો લગાડવા કહેલ છે. આંખની અંદર જ્યારે લોહી
ચડી આવે છે અગર ઉપદંશ અગર બીજા કારણોને લીધે કનિનીકાનો
અને કૃષ્ણ મંડળનો તીક્ષ્ણ વરમ થાય છે તથા લમણા ચસકે છે અને
ફાટે છે ત્યારે લમણા ઉપર જળો લગાડવાથી સખ્ત પીડા હલકી પડે છે.
કૃષ્ણ મંડળના આવા વ્યાધિને અધિમંથ રોગ કહે છે અને તે અધિમંથ
રોગમાં તેમજ આંખના જે જે વ્યાધિથી અધિમંથ રોગ થાય છે તે તે
વ્યાધિમાં જ્યારે સખ્ત પીડા ઉપડે અને તેથી અધિમંથ રોગ થાશે એવી
ધાસ્તી લાગે ત્યારે લમણા ઉપર જળો લગાડવી યોગ્ય છે. કાનના સખ્ત
વ્યાધિમાં ઘણું કરીને કોઈ પણ ભાગમાં પાક થએલ હોય છે ત્યારે કા-
નના પછવાડેના હાડકાના ટેચા ઉપર જળો લગાડવી કહેલછે. જો લોહીના જ-
માવથી કાનનો પાક થયો હોયતો જામેલું લોહી જળોની મારફત બહાર નીકળી
આવે છે. જ્યારે ઉદર રોગની અંદર સખ્ત ઉલટી થાય છે ત્યારે ઘણું
કરીને જઠરના તીક્ષ્ણ વરમનો શક પડે છે. નાભીના ઉપલા ભાગ ઉપર

હાથ મૂકતાં અત્યંત પીડા થાય છે તથા તે ભાગ ઉનો રગરગતો હોય એમ લાગે છે અને પેટમાં પાણી પણ બીલકુલ છબતું નથી ત્યારે હોજરીના ભાગ માથે ડુંટીથી આશરે ત્રણ ઈંચ ઉપર જળો લગાડવી જોઇએ. આંતરડાંના તીક્ષ્ણ વરમમાં જ્યારે એકદમ રક્તાતિસાર થઈ આવે છે, પેટમાં સખ્ત મરડો થાય છે તથા પા પા અગર અરધી અરધી કલાકે ઝાડે જવું પડે છે ત્યારે આંતરડાંના ભાગમાં વરમ થયેલો હોય છે. આવે પ્રસંગે નાભીથી આશરે બે ઈંચ નીચે જળો લગાડવી પડે છે. મૂત્રાશયના તીક્ષ્ણ રોગમાં પણ યોગ્ય ઠેકાણે જળો લગાડાય છે. ગર્ભવંતી સ્ત્રીની સખ્ત ઉલટીમાં તેમજ બીજા કેટલાક ત્રતુ દોષમાં સ્ત્રી અંડની અંદર લોહીનો જમાવ થએલો જોવામાં આવે છે. સ્ત્રીના ડાબા પેડુમાં ગાંઠ જેવું દેખાય છે અને અનાર્તવમાં આ ચિન્હ ખસૂસ કરીને મળી આવે છે. પેડુની ગાંઠ ઉપર જળો લગાડવાથી ત્રતુ દોષ સુધરે છે અને ઉલટી બંધ થાય છે. જ્યારે સ્ત્રીઅંડમાં તથા ગર્ભાશયમાં લોહીનો જમાવ થયો હોયછે ત્યારે ત્રતુ સમયે ઘણીજ સખ્ત પીડા થાય છે. સાથળના મૂળમાં અંદરની બાજુપર જળો લગાડવાથી આ પીડા બેશી જાય છે. કોઈપણ ભાગની અંદર સખ્ત શૂળ નીકળવાથી એમ અનુમાન થાય છે કે તે જગ્યોનું લોહી બગડેલું હશે અને તે ભાગને યોગ્ય પોષણ મળતું નહિ હોય. જળો લગાડી તે ભાગનું લોહી કઢવી નાખવાથી અમૂક શૂળ બેશી જવા સંભવ છે. કેટલાક જીર્ણ ગડની અંદર કાંઈપણ મેં માથું નથી હોતું ત્યારે જળો લગાડવાથી તે ગડ હલકો પડે છે. બદ જ્યારે બહુ મોટી થાય છે અને સાથળના મૂળમાં લાંબી લોળ જેવી ઉપડી આવે છે તથા તે પાક્યાનાં કાંઈ પણ ચિન્હ દેખાતાં નથી ત્યારે જળો લગાડવાથી તેમાંથી લોહી ખેંચાઈ જાય છે અને તેની અંદર થતું તાણ હલકું પડે છે. ટુંકામાં જે જગ્યોએ લોહીનો જમાવ થયો હોય તે જગ્યોએ જળો લગાડવાની જરૂર છે. સ્તનપાકની અંદર તેમજ અજગલ્લિકા નામના ક્ષુદ્ર રોગમાં થએલ ચાઠની આસપાસ જળો લગાડાયછે.

જળો સાધારણ રીતે પંદર મીનીટની અંદર પોતાની મેળે ખરી પડે છે. કદાપિ ને તે ખરી ન પડે તો ઉપર ઠંડું પાણી રેડવું અને માથે ખાંડની ચપટી નાખવી. કદાપિને જળો લગાડવાથી પૂરે પૂરૂં લોહી ખેંચાણું ન હોય તો તે ઉપર ઉના પાણીનો કપડેથી શેક કરવો. એથી લોહી વધારે વહે છે ને ધારેલી મુરાદ બર આવે છે.

## દાંત.

વર્ણનઃ—ઔષધમાં હાથી દાંત મુખ્યત્વે કરીને વપરાય છે. દાંત આ દેશમાં જંગબાર તરફથી પુષ્કળ આવે છે. તેના લાંબા ગોળ કટકા થાય છે ને તેમાંથી સ્ત્રીઓને પહેરવાનાં કંકણ તેમજ બીજાં કેટલાંક નકસીદાર કામ કરવામાં આવે છે. તે બહુ મોંઘો હોવાથી તેનો છોલ પડે છે તેનોજ સાધારણ લોકો ઔષધમાં ખપ લેછે ને તેની બાળીને રાખ કરવામાં આવે છે.

બનાવટઃ—દંતવર્તિ.

૧ દંતવર્તિ=હાથીનો દાંત, ડુકરનો દાંત, ઊંટનો દાંત, બળદનો દાંત, ઘોડાનો દાંત, બોકડાનો દાંત, ગધેડાનો દાંત, સાચાં મોતી અને સમુદ્રફીણ એ બધી ચીજો સમભાગે લઈ તેનું બારીક ચૂર્ણ કરી તેની વર્તિ બનાવવી.

ગુણઃ—સ્તંભન અને રોપણ.

ઉપયોગઃ—હાથીદાંત પેટમાં ખાવાને માટે ક્વચિતજ વપરાય છે અને તે બહાર લગાડવાના કામમાં ઘણો ઉપયોગી છે. દંતવર્તિ ફુલાં ઉપર લગાડવાથી આંખનું ફુલું ઘણી જલદથી કપાય છે. ફુલાં ઉપર આર્ય વૈદ્યોનાં જે જે પ્રયોગ છે તેમાં દંતવર્તિ એ એક ઉત્તમ પ્રયોગ છે. બાદ હાથીદાંતના ચૂર્ણને અર્ધા મોરથુથુ અને ડોઢા કેશર સાથે દૂધમાં મેળવી આંખમાં લગાડવાથી અભીષ્યંદમાં સારો ફાયદો થાય છે. દાંતનો છોલ બાળી તેને ઘીમાં કાલવી ખસ, ખરજવું તેમજ બીજાં કચકચતાં ઘારાં ઉપર લગાડવામાં આવે છે. બરનીંગળ ગુમડાંને રૂઝવવા માટે તેનો મલમ બહુ સારો છે.

## દૂધ.

વર્ણનઃ—ગાયનું, બકરીનું, ભેંસનું, ગાડરનું, સાંઢણનું, ગધેડીનું, ઘોડીનું, અને સિંહણનું દૂધ આપણા દેશમાં મળી આવે છે. તંદુરસ્ત માણસો ખાવાને માટે સાધારણ રીતે ગાયનું, ભેંસનું, ગાડરનું અને બકરીનું દૂધ વાપરે છે અને તેમાં પણ મુખ્યત્વે કરીને ગાયનું અને ભેંસનું વપરાયછે. થોડા ઘણા ફેરફાર શિવાય બધાં દૂધો ગુણમાં મળતાં છે. સર્વોતમ ઉપયોગને માટે ગાયનું દૂધ પસંદ કરવામાં આવે છે. ગાયના કરતાં ભેંસનું દૂધ બહુ ભારે હોય છે અને તે બહુ કૌવતદાર આદમીને પચે છે. બક-

રાંનું દૂધ હલકું હોવાથી બચ્ચાંઓને નિર્ભયપણે આપી શકાય છે તોપણ જ્યાં સુધી ગાયનું દૂધ માફક આવે ત્યાંસુધી બકરાંનું દૂધ અપાતું નથી. ઓષધમાં અનુપાન તરીકે સ્ત્રીનું દૂધ પણ કામમાં આવે છે અને તે નાનાં બચ્ચાંઓને ખોરાકનું કામ સારે છે. બચ્ચાંને જેવી રીતે તેમની માનું દૂધ માફક આવે છે તેવી રીતે બીજાું એકે દૂધ માફક આવતું નથી. દૂધને કદીનેજ ઉપયોગમાં લેવું જોઇએ; અગર જો તેને ઉકાળવું ન હોય તો તે શેડ કહું વાપરવું.

ગુણઃ—પૌષ્ટિક અને વૃષ્ય.

ઉપયોગઃ—દૂધ એ મનુષ્ય જાતનો ઉત્તમ ખોરાક છે અને જે ગુણો અનાજમાં રહેલા છે તે ગુણો દૂધમાં પણ રહેલા છે. કેટલાક માણસો અનાજ લીધા વગર ફક્ત દૂધ માથેજ કેટલાંક વરસો કાઢેછે. દૂધ શિવાય એવો બીજો એકે ખોરાક નથી જે એકલોજ લેવામાં આવે તો જીવતર ઘણા દિવસ ટકે. કેટલાક વૈદ્યો અમુક વ્યાધિમાં દૂધને માટે અટકાયત કરેછે અને તેથી થતાં નુકશાનને માટે ઘણોજ ભયંકર વહેમ રાખે છે પણ આ તેમની ભૂલછે. કેટલીક જાતના અજીર્ણના વ્યાધિમાં દૂધ માફક નથી આવતું અને ખાટા ઘચરકા આવે છે એ વાત ખરી તોપણ તાવવાળા દરદીને તે લેવાથી કમજો થાય છે, જખમવાળો દરદી દૂધ ખાયતો તેને રસી થાયછે તેમજ સ્નાતા સ્ત્રીને તથા સુવાવડી સ્ત્રીને દૂધ લેવાથી નુકશાન થાય છે આ વહેમ ખરેખર નિરાધાર છે. જખમી દરદીને, સ્નાતા સ્ત્રીને તેમજ સુવાવડી સ્ત્રીને કેટલીક જાતની ક્ષીણતા થાય છે અને તેથી કરીને દૂધની ઘણી જરૂર છે. તે પ્રસંગે તેમને દૂધ આપવામાં આવતું નથી એ ખરેખરી દીલગીરીની વાતછે. કદાપિને દૂધ ખાવાથી ઝાડો થઈ આવતો હોય અગર અજીર્ણના કોઈ પણ ભેદમાં તે માફક નથી આવતું એવું દરદીને યાતો વૈદ્યને અનુભવ સિદ્ધ થયું હોય તો દૂધ આપવું બંધ કરવું, તે શિવાય દૂધને માટે અટકાયત કરવી એ બહુજ ખોટું છે. દૂધ એ એક ઇશ્વરી તથા અમુલ્ય ઉમદો ખોરાક છે.

દૂધનો ઉપયોગ સાધારણ રીતે તમામ જાતના વ્યાધિમાં જ્યારે ક્ષીણતા થાયછે ત્યારે કરવો યોગ્યછે. જીર્ણ વ્યાધિમાં જે નબળાઈ દેખાય છે તે દૂધના પૌષ્ટિક ખોરાકથી દબાઈ જાય છે. દૂધ ખસૂસ કરીને છાતીના દરદીને બહુ માફક આવે છે. ક્ષયી તથા જીર્ણ ઉધરસવાળા દર-

હોય તેમજ જે દરદીને બહુજ કફ નીકળતો હોય ને શરીર સાવ ખોખું થઈ ગયું હોય તેને દૂધનો ખોરાક ખરેખર જીવનરૂપ છે. જીર્ણ જ્વરવાળા દરદીને પણ દૂધનો ખોરાક આપવો જોઇએ. અત્યંત વિષય સુખથી જ્યારે શરીર બહુ ક્ષીણ પડી જાય છે ત્યારે દૂધનો ખોરાક શરીરને કાંટામાં લાવે છે. દૂધ એક ઉત્તમમાંઉત્તમ ધાતુ પૌષ્ટિક દવા અને વાજીકર માત્રા છે. એક રતલ દૂધ સારી પેઠે કઢી તેમાં સાકર, એલચી, પીસ્તાં, બદામ અને કેશર નાખી પીવાથી જેવી શરીરની પુષ્ટિ થાય છે તેવી બીજી કોઈ પણ દવાથી થતી નથી. આવી રીતે દૂધ સવાર સાંજ બે માસ પીવાથી શરીરમાં બેહદ કૌવત આવે છે, શરીરનાં હાડકાં મજબુત થાય છે ને આંખો પ્રફુલ્લિત થાય છે. જે બાળક કાઠું ન કરતુ હોય અને ગળી ગએલ જેવું દેખાતુ હોય તેને આવી રીતે ઉકાળેલું દૂધ આપવાથી શરીર હૃષ્ટ પુષ્ટ થઈ આવે છે. આવી રીતે દૂધ પીવાથી મગજને અને શરીરને ગમે તેવો થાક લાગ્યો હોયતો તે તેથી ઉતરે છે ને ફરીથી નવું કામ કરવાને માટે તાકાત આવે છે. જઠરના અને આંતરડાંના વ્યાધિમાં જ્યારે કાંઈ પણ કડણ ખોરાક પેટમાં રહેતો નથી ત્યારે દૂધ વાળો પ્રવાહી ખોરાક ખાવાથી તે મર્મસ્થાનની અંદર દાહનો પ્રકોપ થતો નથી ને ઉલટો હલકો પડે છે અને તેને વધવાનું કારણ કાંઈ પણ મળી આવતુ નથી હૃદ્ રોગને માટે દૂધનો ખોરાક ઔષધના કરતાં પણ વધારે ફાયદા કારક છે તેમજ તમામ જાતના જીર્ણ વ્યાધિમાં દૂધ આપવું યોગ્ય છે. જીર્ણ વ્યાધિથી હમેશાં શરીર ક્ષીણ થવા સંભવ છે અને ક્ષીણતા દૂર થવાને માટે દૂધ પીવું કહેલછે. વીર્યસ્રાવ, ધાતુની કમકૌવતી તેમજ ગમે તે શૂક્રદોષ હોય તેને માટે દૂધ ઉત્તમ છે. દૂધ અને પાણી બંને સાથે મેળવી પીવાથી પેશાબ પુષ્કળ છૂટે છે ને પ્રમેહમાં ફાયદો થાય છે. દૂધનો ખોરાક લોહીને સુધારનાર ને પુષ્ટિ આપનાર છે. કેટલીકવખતે બીજા પૌષ્ટિક પદાર્થો દૂધમાં મેળવી પીવાય છે તેમજ તમામ વાજીકર અને ધાતુ પૌષ્ટિક ઉપાયો યોજ્યા પછી વૈદ્યો દૂધ ખાવાની ભલામણ કરે છે. જ્યારે બાળકને ગાયનું દૂધ માફક નથી આવતુ ત્યારે તેને બકરીનું દૂધ પવાય છે. કેટલીક વખતે ગાયના દૂધ સાથે કળી ચૂનાનું નીતારેલ પાણી મેળવવામાં આવે છે અને તેથી જો બાળકોને દૂધ પીવાથી ઉલટી થતી હોય તો તે બંધ થાય છે. બાળકને જ્યારે મોઢામાં ફોડલા ઉપડે છે ને મોઢું આવી જાય છે ત્યારે બકરીના દૂધની શેડ નાખવાથી મોઢું હલકું પડે છે. સાંઢણનાં દૂધને માટે લોકોમાં

ઘણો મોહ છે. જળંદરના દરદની અંદર સાંઢણનું દૂધ અકસીર ઉપાય છે એમ તેઓનું માનવું છે. તેઓનું વળી એમ પણ માનવું છે કે જે ખોરાક અને પાણી પેટમાં જાય છે તે બધું પેટમાં રહે છે ને જળંદર વધે છે પણ તેમ નથી. જળંદરનું પાણી લોહીમાંથી ઝરી એકઠું થાય છે. સાંઢણનું દુધ સારક છે અને જેમ બીજી સારક દવાઓ પેટમાં મળ ઓછો કરે છે અને તેથી પેટનાં આંતરડાં પાછાં હેઠાં બેસે છે અને પેટનો ભાર ઓછો જણાય છે તે પ્રમાણે સાંઢણનાં દૂધ વિષે પણ છે. જળંદરના ઉપર સાંઢણનાં દૂધની કાંઇ પણ ખાસ અસર નથી. મૂત્રલ અને સારક દવાનો સંયોગ સાંઢણનાં દૂધ કરતાં પણ વધારે ફાયદો કરે છે. કેટલાકોનું એમ માનવું છે કે જળંદરનું પાણી ઝરતું અટકાવવાનો ગુણ તેમાં છે. જળંદર ફોડ્યા પછી દરદીને અમે ફક્ત સાંઢણનાં દૂધ ઉપર રાખ્યે લ છે તોપણ પોટાશના[1] ક્ષારોની યોજનાથી પેટ ભરાતાં જેટલી મુદત લાગી હતી તેના કરતાં સાંઢણીનાં દૂધથી થોડી મુદતમાં પેટ ભરાણું હતું.

આંખમાં આંજવાની કેટલીક દવાઓ દૂધમાં ઘસવામાં આવે છે તેમજ દુખતી આંખ ઉપર દૂધનાં પોલ મૂકાય છે. બાળકોને ખાવાનાં કેટલાંક ઔષધો સ્ત્રીનાં દૂધમાં મેળવી અપાય છે.

દૂધમાંથી દહીં, છાશ, માખણ અને ઘી થાય છે. તમામ જાતનો સારો ખોરાક દૂધ અગર માવામાંથી બને છે. દહીં ગુણમાં ઠંડું છે અને તેને સાકરની સાથે મેળવી ખાવાથી શરીરની ખોટી ગરમી દૂર થાય છે. ઉનાળાની મોસમમાં શીખંડનો ખોરાક શરીરમાં ફૂટી નીકળતાં તાપોડીઆં, અળાઇ, ખીલ વિગેરેને દૂર કરે છે. દહીં ખાટું નહિ હોવું જોઇએ નહિતો તેથી માથું ઝલાઈ સખ્ત દુખાવો થાય છે. પિત્ત પ્રકોપ વાળા દરદીને જ્યારે શરીરમાં બહુ દાહ થાય છે ત્યારે તથા પિત્તાતિસારમાં તેમજ તડકે રખડવાથી પેશાબમાં જ્યારે બળતરા થાય છે ત્યારે દહીં પીવું યોગ્ય છે. દમ અને કફ પ્રકૃતિવાળા દરદીને દહીં બીલકુલ માફક આવતું નથી. તે હમેશાં પિત્ત પ્રકૃતિવાળા માણસને બહુ માફક આવે છે. તેની છા-

---

૧ પોટાશના ઘણા ક્ષારો થાય છે અને તે ઇંગ્રેજી વૈદાંની ઘણી ઉપયોગી ચીજ છે. તેના ક્ષારો તૃષા શામક, મૂત્રલ અને સારક છે. જળંદર, સંધિવા, અને પિત્તજ્વરમાં તે ઉપયોગી છે. તેની સંપૂર્ણ હકીકત માટે કોઈ ઇંગ્રેજી વૈદક પુસ્તકમાં જોવું.

શ કેટલાંક તેલ સિદ્ધ કરવાના કામમાં આવે છે અને તેના ગુણ કેટલેક દરજ્જે દહીંને મળતા છે. માખણ પૌષ્ટિક અને સ્તંભન છે. અર્શના દરદમાં ચણકબાબ સાથે તે અપાય છે, તેમજ સોનાનો વરખ, સાકર, માખણ, અને મધ એ ચારે ચીજો મેળવી લેવાથી ક્ષયમાં સારો ફાયદો થાય છે. કેટલાંક ઓષધોના અનુપાનમાં માખણ આવે છે.

## બગાં.

વર્ણનઃ—બગાં એ એક માખીની જાત છે. તેના પગ લાંબા અને અણીયાળા હોય છે. પાંપણમાં ખીલની અંદર જ્યારે લોહી ચડી આવે છે ત્યારે તે ઉપર બગાંને ફેરવવામાં આવે છે, તેના પગ અડવાથી ખીલમાંથી થોડું ઘણું લોહી નીકળે છે ને ખીલ થોડા ઘણા પોચા પડેછે.

## ભેંસનું છાણ,

વર્ણનઃ—ભેંસના છાણને પાણીમાં ખૂબ ડોઇ ગાળી તેમાં સાકર નાખી પીવાથી પ્રમેહની સખ્ત બળતરા શાન્ત થાય છે.

## મધ.

વર્ણનઃ—મધ જે મધમાખીનાં પોડાંમાંથી કાઢવામાં આવે છે તે મધ સારૂં ગણાય છે. બજારમાં ખાંડની ચાસણીનું કૃત્રિમ મધ વેચાય છે. તે શિવાય એક જાતનું સફેદ દાણાદાર મધ અર્બસ્તાનમાંથી આવે છે તેને બખાઇ મધ કહે છે અને તે ઘણું ચોખ્ખું હોયછે.

ગુણઃ—રોપણ અને કફ શામક.

ઉપયોગઃ—જ્યારે મોઢામાં ચાંદાં પડ્યાં હોય ત્યારે મધ પાણીમાં મેળવી તેના કોગળા કરવામાં આવે છે તેમજ બીજી કેટલીક દવાઓ પણ મધમાં ચોપડાય છે. તેથી મોઢાનાં ચાંદાં અને છારી હલકી પડે છે અને તે ભાગ જલદીથી રૂઝાય છે. કફના વ્યાધિમાં મધ, જવખાર, અને કાકડાશીંગી મેળવી ચાટવામાં આવે છે અને તેથી સખ્ત ઉધરસ બેશી જાય છે. દમવાળા દરદી રોટલી અને મધ ખાવાનો નિયમ રાખે તો તેનો કફ પાકી નીકળી જાય છે. ગુંમડાની ગાંઠ ઉપર મધ અને કળી ચૂનો ચોપડી તે ઉપર નાગરવેલનું પાન મૂકવામાં આવે છે અને તેથી તે ગાંઠ ગળે છે. કેટલીક દવાના અનુપાનમાં મધ આવે છે, તેમજ તે પાક, અવલેહ, આસવ, અરિષ્ટ વિગેરેમાં પડે છે.

## માંકડ.

વર્ણનઃ—માંકડની ગોળમાં ગોળી કરી લઈ જવાથી વિષમ જ્વર અટકે છે.

## મીણ.

વર્ણનઃ—મીણ પણ મધની પેઠે મધપુડામાંથી નીકળે છે. તે કેટલીક વખતે ચોખ્ખું તથા કેટલીક વખતે મેલું મળી આવે છે. તેની ચાકીઓ પીળી તથા ધોળી હોય છે.

બનાવટઃ—સાદો મલમ.

સાદો મલમઃ=મીણ એક ભાગ તથા તેલ ડોઢ ભાગ લઈ તે બન્નેને એક ઠામમાં ઉકાળવાં અને જ્યારે તે બન્નેનો એક રસ થઇ જાય ત્યારે ઉતારી ઠંડું કરવું. ઠંડું થઈ જામી જાય ત્યારે મલમ થયો કહેવાય.

ગુણઃ—સ્નિગ્ધ.

ઉપયોગઃ—મીણ જૂદી જૂદી જાતના મલમમાં આવે છે અને તેમાં સાદો મલમ એ મુખ્ય છે. ત્વક્દોષ ઉપર જે જૂદી જૂદી દવાઓ લગાડવામાં આવે છે તે સાદા મલમમાં મેળવી લગાડાય છે. અર્શ, પ્રદર અને રક્તાતિસારની અંદર સ્તંભન પદાર્થની ફલવર્તિ કરી લગાડાય છે જે બનાવવામાં મીણની જરૂર પડેછે.

## વાદળી.

વર્ણનઃ—વાદળી એ એક જાતનો પોચો હલકો અને મધપુડાની આકૃતિ જેવો પદાર્થ છે અને તેમાં બારીક છિદ્રો હોય છે. દરીઆની અંદર કેટલીક જાતના બારીક કીડા થાય છે તે આ છિદ્રોમાં રહે છે. વાદળી પાણીમાં બોળવાથી પાણી ચૂશી લે છે. વ્રણ ધોતી વખતે તે દાબવાથી પાણી નીકળે છે ને વ્રણ સાફ થઈ જાય છે.

ગુણઃ—શોધક અને જમાવને તોડનાર.

ઉપયોગઃ—વાદળી એમને એમ તથા બાળીને વપરાય છે. તેની રાખ અતિસાર, રક્તાતિસાર તેમજ જીર્ણ આંતરડાંના વ્યાધિમાં અપાય છે. તેલની સાથે વાટી તેની રાખ ગંડમાળ ઉપર લગાડાય છે. વાદળીની અંદર [1]આયોડીનનો ભાગ રહેલો છે. આયોડીન જોકે આર્ય વૈદ્યોની

---

૧ આયોડીન દરીઆ કીનારા નજીક અમૂક જાતના ઝીણાવેલા થાય છે તેમાંથી નિકળે છે. તે ઇંગ્લીશ પદ્ધતિવાળા ડાકટરોની શોધ છે. તેનો ગુણ ગ્રંથી શામક છે. શરીરના જૂદા જૂદા ભાગમાં ગાંઠું થાય છે તે પોચી પાડવાને આયોડીન લગાડાય છે. તેની ઘણી બનાવટો થાય છે અને તેનો ઉપયોગ પણ અનેક રોગ ઉપર કરવામાં આવે છે. આયોડીનની સંપૂર્ણ હકીકત વિષે કોઈ ઇંગ્રેજી વૈદ્યકપુસ્તક જોવું.

શોધનો પદાર્થ નથી તો પણ જે ગુણ આયોડીનમાં રહેલો છે તે ગુણ વાદળીમાં છે એ તેમના ધ્યાન બહાર નહોતું. આયોડીનનો ગુણ કોઈ ઠેકાણે થએલા જમાવ અગર ગ્રંથીને બેસાડનારો છે. પોટાસ આયોડીન નામનો ક્ષાર જેમાં આયોડીન આવે છે અને જેનાં ટીપાં આંખની અંદર ફુલાંને માટે નાખવામાં આવે છે તેવીજ રીતે દેશી લોકો પણ વાદળીના કટકાને પાણીમાં બોળી ફુલાં ઉપર લગાડે છે અને તેથી કેટલીક વખતે ફુલું કપાય છે. જેથી એમ સિદ્ધ થાય છે કે જે આયોડીનનો ભાગ વાદળીમાં રહેલા છે એમ ઇંગ્રેજી વૈદ્યો કારોએ સિદ્ધ કરી આપ્યું છે તે ભાગના જેવાજ ગુણોને માટે વાદળીનો ઉપયોગ દેશી વૈદ્યો કરે છે અને તેથી તે ગુણ તેમના ધ્યાનમાં છે એમ અનુમાન થાય છે.

## સર્પની કાંચળી.

**વર્ણનઃ**—સર્પની કાંચળીની ગોળમાં ગોળી કરી ખાવાથી વાળો બેશી જાય છે. તે ખાવાથી શરીરમાં બેહદ અગ્નિ જણાય છે. આવી અજમાયશો કેટલાક ગામડીઆઓ કરે છે પણ તેથી તેમને નુકસાન થાય છે.

## સમુદ્ર ફીણ.

**વર્ણનઃ**—સમુદ્રફીણ એક જાતની માછલીનું હાડ પીંજર છે અને તે બસરા તરફથી આ દેશમાં આવે છે. તે સફેત રંગનું તથા ઉપરથી ખુલું હોવાને લીધે જરા ભુંખરા રંગનું થઈ ગએલુ હોય છે. તેની અંદર કરકરીઆં વાળી કોર હોય છે. તે વજનમાં તદન હલકું છે ને તેની આકૃતિ માછલીની આકૃતિને મળતી આવે છે. સમુદ્રફીણને લીબુના રસમાં ખલી તડકે સુકવવાથી તે શુદ્ધ થાય છે. કેટલાકનું માનવું એમ છે કે તે દરીઆનું જામી ગએલું ફીણ છે પણ તે ભૂલ ભરેલું છે. શુદ્ધ કરેલ સમદર ફીણને દેવતા ઉપર શેકવાથી તેનો ભૂકો થઈ જાય છે.

**ગુણઃ**—ચક્ષુષ્ય. સ્તંભન. શીતળ.

**ઉપયોગઃ**—સમુદ્રફીણ આંખના દરદને માટે ઘણું સરસ વપરાય છે. સવ્રણ શુક્રરોગની અંદર સમુદ્ર ફીણ ઉપયોગી છે. તેથી આંખનું ઘારૂં જલદી રૂઝાય છે તથા પુષ્પ કપાય છે. સમુદ્રફીણને સાકરની સાથે ઘસી આંખમાં આંજવાથી અર્જુનરોગ દૂર થાય છે. સમુદ્રફીણ કાનના રોગ ઉપર પણ સારૂં ગણાય છે. તેનું ટીપું વેહેતા કાનમાં નાખવાથી કાન વેહેતા બંધ થાય છે. તેનો લેપ ખાજી ઉપર કરવાથી ચેળ કમતી પડે છે.

## સાબરશીંગું.

વર્ણનઃ—સાબરશીંગું એ સાબરનું શીંગડું છે. તે ઘણું કઠણ, વજનદાર અને ભુંખરા રંગનું થાય છે અને તેમાં ત્રણ ઉભાં ફડ હોય છે. તે શીંગડાંને એમને એમ અગર તેની રાખ કરી તે રાખ વાપરવામાં આવે છે. તેનાં શીંગડાંને ખુલ્લી હવામાં એમને એમ બાળવાથી રાખ થાય છે યાને તેના કટકા કરી તેને આકડાના રસમાં રાખી મૂકી તડકે સૂકવી પાછળથી શેકવાથી પણ તેની રાખ થાય છે.

ગુણઃ—સ્તંભન અને પૌષ્ટિક.

ઉપયોગઃ—તેનું ચૂર્ણ રકતાતિસારમાં અપાય છે તેમજ ઘા, જખમ ઉપર પણ લગાડવામાં આવે છે તેની રાખ જૂદી જૂદી જાતના ત્વક્‌દોષ ઉપર એમને એમ ભભરાવવામાં આવે છે અગર ઘીમાં કાલવી ચોપડાય છે. મધની સાથે તેની રાખ ચાટવાથી દમ, ઉધરસ, ક્ષય, વધરાવળ, ગ્રંથી, અપચી તેમજ શૂક્ર દોષમાં ફાયદો થાય છે.

માત્રાઃ—૧ વાલ.

## હરણ શીંગ.

વર્ણનઃ—હરણ શીંગ ઔષધમાં વપરાય છે તેનું ચૂર્ણ અને તેની રાખ પાર્શ્વશૂળ, કટીગ્રહ, રાંઝણ અને બીજી સાંધાની પીડાઓમાં દૂધ અગર માખણમાં અપાય છે.

માત્રાઃ—૨ વાલ.



# ચિકિત્સા પ્રકરણ.

ચિકિત્સા બે જાતની છે. ૧ ઔષધોપચારથી. ૨ કુદરતના અને વ્યવહારના વિચિત્ર ફેરફારથી. પહેલા વિભાગમાં જૂદાં જૂદાં ગુણવાળાં ઔષધો ગોઠવવામાં આવ્યા છે. ઔષધોના તેમના ગુણ પ્રમાણે કેટલાક વર્ગો પાડવામાં આવ્યા છે. બહુ બારીકાઈથી તપાસવા બેસીએ તો અસંખ્ય ગુણની ગણના થઈ શકે પણ તે બધો તાર્કિક ગોટાળો કાઢી નાખી વ્યવહારિક ઉપયોગમાં સુગમ પડે એવા તેના ફક્ત ૨૬ વર્ગ અહીં પાડવામાં આવ્યા છે.

| | |
|---|---|
| ૧ અમ્લ. | ૧૪ પિત્તશામક. |
| ૨ ઉષ્ણ. | ૧૫ નિદ્રા લાવનાર, માદક અને પીડા શામક. |
| ૩ ઋતુ લાવનાર અને વેણ લાવનાર. | ૧૬ પૌષ્ટિક. |
| ૪ કટુપૌષ્ટિક. | ૧૭ મૂત્રલ. |
| ૫ કફઘ્ન. | ૧૮ રેચક અને સારક. |
| ૬ કફશામક. | ૧૯ રોપણ. |
| ૭ કૃમિઘ્ન. | ૨૦ વમન કરનાર. |
| ૮ ગ્રાહી, સ્તંભન અને રક્તસ્તંભક. | ૨૧ વાતઘ્ન, વાતહર અને વાયુકર |
| ૯ છીંકું લાવનાર. | ૨૨ શીતળ. |
| ૧૦ દાહશામક. | ૨૩ શોથઘ્ન. |
| ૧૧ દીપન-પાચન. | ૨૪ શોધક. |
| ૧૨ દંભક અને ક્ષોભક. | ૨૫ સ્નાયુશૈથીલ્યકૃત્ ઉર્ફે આક્ષેપારિ |
| ૧૩ ધાતુપૌષ્ટિક. | ૨૬ સ્વેદલ. |

બીજા વિભાગમાં કુદરતના અને આબ હવાના જૂદા જૂદા ફેરફારો ગણવામાં આવ્યા છે. આ બાબત ઉપર પ્રથમથીજ યોગ્ય લક્ષ આપવામાં આવે તો કેટલાક વ્યાધિઓ ઉત્પન્ન થવા પામતા નથી અગર જો થાય તો ઘણુંજ થોડું જોસ કરે છે. કેટલીક વખતે જો વ્યાધિ સખ્ત નથી હોતો તો ઔષધોપચારની માવજત શિવાય ફક્ત વર્તનના ફેરફારથીજ સારૂં થાય છે. સખ્ત બીમારીમાં ઔષધોપચાર અને આરોગ્યતાના નિયમો એ બેને ઉપર આધાર રાખવાની અવશ્ય જરૂર છે.

આ વિભાગમાં નીચે પ્રમાણે વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

| | | |
|---|---|---|
| ૧ હવા. | ૨ પાણી. | ૩ ખોરાક. |
| ૪ રહેવાનીરૂઢી. | ૫ રીતભાત. | ૬ ધંધો. |
| ૭ સ્વભાવ. | ૮ સહવાસ. | ૯ રહેઠાણ. |
| ૧૦ અજવાળું. | ૧૧ સ્વચ્છતા. | ૧૨ ગંધકી. |
| ૧૩ કસરત. | | ૧૪ પોશાક. |

# વિભાગ. પહેલો.

## અમ્લ દવાઓ.

### અમ્લ.

જે દવાઓ સ્વાદે ખાટી હોયછે તેને " અમ્લ " દવાઓ કહેછે.

| | |
|---|---|
| ૧ આંબલી. | ૨ આંબો. |
| કોઠ. | આમળાં. |
| ચણાનોખાર. | આંગેરી. |
| નારંગી. | જાંબુ. |
| બીજોરૂં. | દાડમ. |
| લીંબુ. | દ્રાક્ષ. |

અમ્લ દવાઓ બધી શીત વીર્ય છે પણ તે વર્ગની કેટલીક ઓષધિમાં દીપનપાચન ગુણ રહ્યો છે અને કેટલીકમાં નથી. પેહેલા વર્ગમાં ગણાવેલ અમ્લ દવાઓથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે અને બીજા વિભાગના અમ્લ દવાથી તેમ થતું નથી. વિશેષમાં અમ્લ દવાઓ કેટલેક દરજ્જે કફકર છે. દીપન અમ્લ દવાઓનો સાધારણ રીતે લોકો મસાલામાં ઉપયોગ કરેછે. અનાજના પાચનને માટે જઠરની અંદર જે રસ ઉત્પન્ન થાય છે તે પણ અમ્લ છે અને અમ્લ ચીજો ખોરાકની સાથે લેવાથી ખોરાકનું જલદી પાચન થાય છે ને તેટલા માટે અમ્લ દવાઓ અજીર્ણના રોગમાં ઘણી ઉપયોગી છે. આ અમ્લ દવાઓ ભોજનની સાથે અગર ભોજન પછી તરતજ લેવી જોઇએ. જ્યારે જઠર નબળું પડી જાય છે અને કોઇ પણ જીર્ણ વ્યાધિને લીધે પોતાનું યોગ્ય કામ કરી શકતું નથી ત્યારેજ આ અમ્લ દવાઓ ઉપયોગી થઇ પડે છે.

વળી અમ્લ પદાર્થોને પુષ્કળ પાણીમાં નાખી તેમનું અમ્લ જોર સૂક્ષ્મ કરી મોટી માત્રાઓમાં આપવાથી તૃષા શાન્ત થાય છે. જૂદી જૂદી

જાતના વિષમજ્વરમાં તેમજ સતત્ અને સંતત્ જ્વરની સખ્ત તૃષાને માટે ઉપલી દવાઓનો રસ પાણી નાખી પીવાય છે. તેથી તૃષા છીપે છે, મોઢું સૂકાતું અટકે છે ને જીભ્યા વિગેરે મુખની અંદરના મર્મસ્થાનો આર્દ્ર રહે છે.

સખ્ત તૃષા લાગવી એ પિત્ત પ્રકોપનું મુખ્ય ચિન્હ છે અને તેને માટે પહેલા વિભાગ કરતાં બીજા વર્ગની અમ્લ દવાઓ વધારે આફક આવે છે.

આ દેશમાં જ્વરની અંદર અમ્લ ચીજનો ઉપયોગ કરતાં ઘણી સાવચેતી રાખવાની છે, કારણ કે તેઓ કફકર અને અભિષ્યંદી હોવાથી જડવું જડ થઈ જાય છે ને વખતે કફનો પ્રકોપ થઈ આવે છે તથા ખેંચતાણની પણ બીતિ રહે છે. દરદીને અમ્લ પદાર્થોની ટેવ છે અગર અગાઉ પણ જ્વરની અંદર અમ્લ પદાર્થોના પાનથી તેની તૃષા શાન્ત થઈ હતી એવી હકીકત મળે તોજ અમ્લ દવાઓનો ઉપયોગ કરવો નહિતર સજ્વર પીપાસાની અંદર અમ્લ ચીજને બદલે શીતળ પદાર્થોનું પાન કરાવવું એ વધારે સારૂં છે.

જે જે દરદોની અંદર દરદીના શરિરમાં અગ્નિ બહુ રહે છે પણ તાવ નથી રહેતો તેવા દરદીને અમ્લ પદાર્થોનું પાન યોગ્ય છે તડકામાં રખડી આવેલા દરદીને, સખ્ત લૂલાગેલા દરદીને અને અતિસારની સખ્ત તૃષાવાળા બીમારને અમ્લ પદાર્થોનું સેવન કરાવાય છે. અજીર્ણમાં વધારે ઉપયોગી થઈ પડે તેટલા માટે તેને જેમ ક્ષાર અને દીપન પાચન પદાર્થો સાથે મેળવવામાં આવે છે તેમ તેની શીતળતા વૃદ્ધિ પામે તેટલા માટે તે શરબતના રૂપમાં વપરાય છે. અમ્લ પદાર્થો શીતળ હોવાથી પિત્તનું શમન કરે છે. પિત્તના પ્રકોપવડે ઉલટી, ઉછાળા, મોળ વિગેરે આવતું હોય અગર જૂદી જૂદી જાતના ત્વક્દોષ ફુટી નીકળતા હોય ત્યારે અમ્લ પદાર્થો અપાય છે. અમ્લ ચીજોનો રસ મુખ શુદ્ધિ કરનાર છે અને જમ્યા પછી મુખવાસ તરીકે લેવાની ચીજ જેવાંકે ધાણા, કોઠાનાં બી વિગેરેને અમ્લ રસની ભાવના દેવામાં આવે છે. દાંતમાંથી લોહી નીકળવું એ એક પિત્ત પ્રકોપનું ચિન્હ છે જે અમ્લ પદાર્થોના સેવનથી દબાય છે, તેમજ અવાળુ ચડેલાં અને સોજેલાં રહેતાં હોયતો તે પણ હઠે છે. ઉલટી ઉપર પણ અમ્લ દવાઓ લાગુ પડે છે.

અમ્લ દવાઓ કફકર હોવાથી તેના ઉપયોગથી થતી વિકૃતિ અટ-

કાવવા તેમજ તેથી ઉલટોજ હેતુ પાર પાડવા માટે કેટલાંક ઓષધોનો એક બીજો પેટા વર્ગ પાડવામાં આવ્યો છે અને તેનું નામ "અમ્લ વિરૂદ્ધ" દવાઓ એવું આપવામાં આવ્યું છે. આ દવાઓ ઘણું કરીને ખટાશની અસરને દૂર કરે છે અને તે ક્ષારની બનેલી છે. નાચે લખેલી દવાઓ અમ્લ વિરૂદ્ધ ગણવામાં આવી છે.

| | | |
|---|---|---|
| શંખ. | સાજીખાર. | જવખાર. |
| સંચળ. | સેંધા. | વડાગરૂં મીઠું. |
| સાદું મીઠું. | અપામાર્ગ ક્ષાર. | ચીંચાક્ષાર. |
| ચિત્રકખાર. | પાપડખાર. | જવખાર. |
| ટંકણખાર. | નવસાર. | |

જઠરમાં અમ્લરસનું જ્યારે ઘણું જોર થઈ ગયું હોયછે ત્યારે આ ક્ષારો ઉર્ફે અમ્લ વિરૂદ્ધ ઓષધો ઉપયોગી છે. જ્યારે અજીર્ણની અંદર ખાટા ઘચરકા આવતા હોય દાંત અંબાઈ જતા હોય તેમજ અનાજની પાચન ક્રિયા પૂરી થયા પછી જ્યારે પવનનું જોર પેટમાં ઘણું રહેતું હોય અને પેટ ચડી આવી આફરા જેવું જણાતું હોય ત્યારે આક્ષાર પદાર્થો આપવા યોગ્ય છે.

અજીર્ણના રોગવાળાને પાચન થવાના અંતમાં એટલે ખોરાક લીધા પછી ચાર પાંચ કલાકે આ "અમ્લ વિરૂદ્ધ" પદાર્થો આપવા; કારણ કે અમ્લરસની વૃદ્ધિથી થતાં ચિન્હો જેવાં કે દાંત અંબાઈ જવા, ખાટા ઘચરકા આવવા વિગેરે તેમજ પેટ ચડી આવવું, પવન ભરાઈ આફરા જેવું થવું એ બધું અનાજ લીધા પછી ચાર પાંચ કલાકે થાય છે. ખાધા પછી તરતજ પેટમાં પવન ભરાતો નથી તેમજ ખાટા ઘચરકા આવતા નથી. વિશેષમાં ખાધા પછી તરતજ અમ્લવિરૂદ્ધ પદાર્થો આપવામાં આવે તો ઉલટું નુકશાન થાયછે કારણ કે ખોરાકના પાચનને માટે જઠરના રસમાં જેટલી અમ્લતા જોઇએ તેટલી અમ્લતા ક્ષાર લેવાથી રહેતી નથી અને તેથી ખોરાકનું યોગ્ય પાચન થતું નથી. ખોરાકનું પાચન વધારે સારી રીતે થાય તેટલા માટે ઉષ્ણ અને દીપન પાચન પદાર્થોની જરૂર છે માટે જો તે કદાપિ જમ્યા પછી લેવાયતો સારૂં. અમ્લવિરૂદ્ધ દવાઓ કાંઈ ખોરાકનું સારી રીતે પાચન કરનાર નથી પણ ખોરાકના પાચન થવામાંથી જે કાંઈ વિકૃતિ ઉત્પન્ન થાય તેને તે દૂર કરનાર છે.

વિશેષમાં અમ્લ વિરૂદ્ધ અગર ક્ષાર પદાર્થો લેવાથી લોહી તેમજ શરીરના દરેક રસ અને પ્રવાહી પદાર્થો વધારે પાતળા થવા સંભવછે અને તેટલા માટે ક્ષય, જીર્ણકાસ વિગેરે દરદોમાં જ્યારે કફ ઘાટો ને ચીકણો હોયછે ત્યારે કફઘ્ન દવાઓની સાથે ક્ષારની યોજના કરવામાં આવે છે. તેથી કફ પાતળો પડેછે અને બડખો સેહેલાઈથી નીકળી આવેછે. આવા હેતુને માટે બીજા ક્ષાર કરતાં જવખાર, અપમાર્ગક્ષાર, ટંકણ અને નવસાર વધારે માફક આવે છે. બીજા ક્ષાર તથા લવણો કફના કરતાં અજીર્ણ અને પાચનક્રિયાના દોષ દૂર કરવામાં વધારે ઉપયોગી છે.

નવસાર વળી પૈત્તિક વિકૃતિને શમાવનાર છે અને યકૃત્‌માં થએલ લોહીના જમાવને ત્રોડે છે.

જ્યારે પેશાબ રગડા જેવો ડોળો પડતો હોય છે ત્યારે ક્ષાર પદાર્થો પુષ્કળ પાણીની સાથે આપવાથી પેશાબ સ્વચ્છ થાય છે; પણ જો તે વધારે દિવસ ચાલુ રાખવામાં આવેતો સફેદ ખાર જેવો પદાર્થ પાછો પડેછે જે ઠામમાં રાખી મૂકવાથી પાછો તળે જામી રહે છે. ક્ષારના સેવનથી વખતે વખતે પેશાબ ધોળો છાશ જેવો ઉતરે છે.

અમ્લ પદાર્થથી થએલી વિકૃતિમાં તેમજ સંધિવામાં અમ્લ વિરૂદ્ધ દવાઓ અપાય છે. જ્યારે ગોઠણ, કમર, એડ, કાંડું વિગેરે શરીરના જૂદા જૂદા ભાગો ઝલાઈ જાયછે અને તેમની ગતિ બંધ થાય છે ત્યારે તે ભાગની અંદર એક જાતના [1]અમ્લ રસનો જમાવ થએલો હોય છે અગર તે રસ લોહીમાં મળેલો હોય છે. આવા દરદીને બીજી યોગ્ય દવા સાથે ક્ષાર પદાર્થોનું સેવન કરાવવાથી ફાયદો થાય છે. લોહીમાં મળેલી અમ્લતા દૂર કરવામાં અને તેથી કરીને જકડાઈ ગએલ સાંધાને છૂટ કરવામાં ક્ષારનો કેવો સરસ ગુણ છે તે કોઈ જકડાઈ ગએલ ભાગ ઉપર સિંધાલૂણનો કટકો રાખવાથી ખાત્રી થશે.

વિશેષમાં ક્ષારના ઉપયોગ કરનાર માણસને મેદરોગ થતો નથી.

## ઉષ્ણ દવાઓ.

જે દવાઓ પોતાના પ્રભાવવડે શરીરને જાગૃત કરે છે તથા તેના દરેક ભાગને પોત પોતાનું કામ કરવાને ચેતન આપે છે તેને "ઉષ્ણ" દવાઓ કહેવી.

---

૧ લેકટીક એસીડ.

| | | |
|---|---|---|
| અકલકરો. | અગર. | અંશેડો. |
| •અજમો. | •અરણી. | અરીઠાં. |
| આકડો. | •આદુ. | ઇસસ. |
| •ઉપલેટ. | કપૂર. | કાયફળ. |
| •ગજપીંપર. | જટામાંસી. | જવખાર. |
| જાયફળ. | જાર— | જાવંત્રી. |
| •ડુંગળી. | •તજ. | તુળશી. |
| તેજબળ. | •દશમૂળ. | નાગરમોથ. |
| •પીંપર. | પીંપરીમૂળ. | બારંગી. |
| •બીલાગું. | માલકાંકણું | •રાસ્ના. |
| •લવીંગ. | લસણ. | સમદરફળ. |
| •સુંઠ. | હીંગ, | હીરાબોળ. |
| •અમ્બર. | •કસ્તુરી | |

ઉષ્ણ દવાઓ સાધારણ રીતે મગજ ઉપર અસર કરીને જ્ઞાનતંતુને જોસ્સો આપેછે. અને જ્ઞાનતંતુને જોસ્સો મળવાથી હૃદયમાં આવેલા જ્ઞાનતંતુઓ હૃદયને કામ કરવામાં સતેજ કરે છે. હૃદય સતેજ થવાથી શરીરની અંદરનું લોહી જલદીથી ફરે છે ને કોઈ પણ ભાગને કમતી પોષણ મળવાથી થએલી બેશુદ્ધિ દૂર થાય છે. વિશેષમાં ઉષ્ણ દવાનો અતિ ઉપયોગ કરવો નુકસાનકારક છે. તેથી મગજમાં ઉલટી વધારે ગરમી ચડી જાય છે. દૃષ્ટિને પ્રેરણા કરનાર અજવાળું છે છતાં દાખલા તરીકે જો વધારે અજવાળાના લોભથી સૂર્ય સામું જોઈ રાખીએ તો જેમ દૃષ્ટિમંદ થાય છે તેમજ અત્યંત ઉષ્ણ પદાર્થ લેવાથી મગજમાં પિત્તનો પ્રકોપ થાય છે.

યોગ્ય પ્રમાણમાં ઉષ્ણ દવાઓનું સેવન કરવાથી હૃદય, ફેફસું અને બીજાં બધાં મર્મસ્થાનો પોતાનું યોગ્ય કામ સારી રીતે કરેછે ને તેથી પાચન પણ સારી રીતે થાય છે. જ્યારે શરીરની શક્તિઓ ક્ષીણ થઈ જાયછે ત્યારે ઉષ્ણ દવાઓનો ઉપયોગ કરવો યોગ્ય છે પણ જે જે દરદોની અંદર શરીર જોસમાં આવેલું હોય છે તેવા દરદમાં ઉષ્ણ દવાઓ વાપરવી નહિ. તેથી મૂળ દરદની વૃદ્ધિ થાય છે, વખતે જ્વર ચડી આવે છે, મગજની અંદર લોહી ઉછળ્યા કરેછે અને વખતે દરદી બેભાન થઈ ગુજરી જાય છે.

ઉષ્ણ દવાઓ ઘણા દિવસની નબળાઈમાં તથા ઘણા દિવસના મંદવાડ પછી દરદી સાજો થતો આવતો હોય ત્યારે તેમજ જ્યારે હાથપગ ઠંડા રેહેતા હોય ત્યારે સારો ફાયદો કરે છે. તીક્ષ્ણ જ્વરની અંદર ઉષ્ણ દવાઓ અપાતી નથી.

ઉષ્ણ દવાઓના બે વિભાગ કરવામાં આવ્યા છે ૧ શારીરીક ઉષ્ણ ૨ સ્થાનિક ઉષ્ણ. શારીરીક ઉષ્ણ દવાઓ એકદમ લોહીમાં મળી જાય છે. તેની અસર શરીરમાં એકદમ પસરાઈ જાયછે અને તેથી આખું શરીર એકદમ જાગૃત થાય છે. સ્થાનિક ઉષ્ણ દવાઓ શરીરના એકજ ભાગને અસર કરેછે અને તેની અસર તે ભાગના કર્મને સતેજ કરવાની છે. ઉપલા લિસ્ટમાં જે દવાઓ ઉપર *આકૃતિ કરીછે તે બધી શારીરીક ઉષ્ણ દવાઓ છે.

પૌષ્ટિક દવાઓ પણ ઉષ્ણ દવાની પેઠેજ શરીરને સતેજ કરે છે. ફેર માત્ર એટલોજ કે ઉષ્ણ દવાઓની અસર દવા લીધા પછી તરતજ જણાય છે અને પૌષ્ટિક દવાની અસર ઘણા દિવસ સુધી દવા લેવાથી માલમ પડે છે.

સ્થાનિક ઉષ્ણતો ઘણી દવાઓ છે. કોઈ ઓસડ કોઈ ભાગ ઉપર તો બીજું ઓસડ બીજા ભાગ ઉપર અસર કરેછે. આ પ્રમાણે મૂત્રલ, કફઘ્ન, રેચક, ઋતુ લાવનાર, થુંક લાવનાર, પિત્તનો સ્રાવ કરનાર વિગેરે દરેક વર્ગની દવાઓને સ્થાનિક ઉષ્ણ દવાઓની સંજ્ઞા આપી શકાય.

**ઉષ્ણ દવાનો ઉપયોગઃ—**શારીરીક ઉષ્ણ દવાઓ જ્યારે મર્મસ્થાનો પોતાનાં કાર્ય કરવામાં શીથીલ થઈ ગયાં હોય ત્યારે તેમને જાગૃત કરવાને તથા ક્ષીણતા અને થાક દૂર કરવાને માટે વપરાય છે. સ્થાનિક ઉષ્ણ દવાઓ અમુક ભાગનાં મંદ અગર બંધ થઈ ગએલ કાર્યને ફરીને ઠેકાણે લાવે છે.

ઉષ્ણ દવાઓ સન્નિપાતમાં અપાય છે. શીતાંગ સન્નિપાત તથા જે સન્નિપાતમાં દરદી બેભાન પડ્યો રહે છે અગર ઝીણું ઝીણું ગણગણ્યા કરે છે ત્યાં ઉષ્ણ દવાઓ કામની છે. સન્નિપાત જ્વરમાં જ્યારે નાડી ઘણી વેગવાળી તથા અનિયમિત રીતે ચાલે છે ત્યારે તેમજ વૃદ્ધ માણસોને ફેફસાંનો જે તીક્ષ્ણ વરમ થાય છે તેમાં પણ ઉષ્ણ દવાઓ સારૂં કામ કરે છે. ફેફસાંના તીક્ષ્ણ વરમને જૂદો રોગ ન ગણતાં આર્ય વૈદ્યકારોએ તેને સન્નિપાતમાં ગણ્યો છે. યક્ષ્મા અને બીજા જીર્ણજ્વરમાં પણ ઉષ્ણ દવા-

ઓનો ઉપચાર પ્રશસ્ત છે. બાદ જ્યારે દરદીને બેઠો કરતાં તેનું શરીર લથડી જાય છે અને તેનાથી બેસી શકાતું નથી ત્યારે તથા અત્યંત પરસેવો વળે છે અને સ્ફુર્તિ ન દેખાતાં ઉલટી વધારે ક્ષીણતા થાય છે ત્યારે, તેમજ તેનાં હાથ,પગ અને નાસીકા ઠંડાં પડી જતાં હોય ત્યારે ઉષ્ણ દવાઓ અપાય છે. વળી અત્યંત ક્ષીણતા થવાથી જ્યારે દરદીને ઉઠવા બેસવાની શક્તિ નથી રેહેતી અને તે બેભાન પડ્યો રહે છે તથા આંખ પણ ઢળેલી, બેશુદ્ધ અને અર્ધ વિંચાએલ રહેછે ત્યારે, તેમજ તેનાં જીભ, હોઠ વિગેરે શુષ્ક અને શ્યામ થઈ જતાં હોય ત્યારે ઉષ્ણ દવાઓ વાપરવી કહેલ છે. વૃદ્ધ માણસને જીર્ણ ઉધરસમાં અત્યંત ક્ષીણતા થાય છે તેમજ દરદીને ભાઠાં પડવાં એ પણ એક જાતનું ક્ષીણતાનું ચિન્હ છે. નાડીમંદ અને ત્રુટક થવી એ પણ ક્ષીણતાજ દર્શાવી આપે છે. આમ ક્ષીણતા થાય ત્યારે દરદી નિસ્તેજ થઈ જાયછે અને તેનામાં કાંઈ પણ શક્તિ રેહેતી નથી. ઉષ્ણ દવાઓનો ફાયદો આવે પ્રસંગે કેટલીક વખતે ચિકિત્સકને સાનંદાશ્ચર્ય પમાડ્યા વગર રેહેતો નથી.

જે સન્નિપાતના રૂપમાં દરદીનું સખ્ત માથું દુખતું હોય અને લમણાની નસો જોરથી ધ્રબકતી હોય તો ત્યારે, તેમજ જો દરદી ઉઠી ઉઠીને દોડતો હોય અને ઝાલ્યો ન રહેતો હોયતો ત્યારે ઉષ્ણ દવાઓ આપવી નકામી છે એટલુંજ નહિ પણ ઉલટી નુકસાનકારક છે.

કોલેરા અને સર્પદંશની અંદર શરૂઆતથીજ બીજી યોગ્ય દવાઓની સાથે ઉષ્ણ દવાઓનો ઉપયોગ કરવો કહેલ છે. કોલેરામાં એક બે ઝાડા કે ઉલટી થયા પછી શરીર શીથીલ લાગે ત્યારે, તેમજ સર્પદંશની અંદર પણ શરીર શીથીલ થવા લાગે ત્યારે બીજી તમામ દવાઓ બંધ કરી ફક્ત ઉષ્ણ દવાઓજ વાપરવી જોઇએ.

જખમ થયાથી જ્યારે અત્યંત લોહી વહે છે ત્યારે તથા સુવાવડી સ્ત્રીને પણ સુવાવડમાં જણ્યા પછી બહુ લોહી વહી શરીર ક્ષીણ થઈ ગયું હોય ત્યારે ઉષ્ણ દવાઓ અપાય છે. ઘણે ઉંચેથી પડવાને લીધે તેમજ બીજી સખ્ત ઇજાને લઇને દરદી બેભાન થઈ ગયો હોય અને તેના મગજને સખ્ત ધકો લાગ્યો હોય ત્યારે ઉષ્ણ દવાઓ આપવી ઉચિત છે. પાણીમાં ડુબી ગએલા દરદીને જો તરત કાઢવામાં આવ્યો હોય ને તેનો શ્વાસ કાયમ હોય તો કૃત્રિમ શ્વાસની સાથે ઉષ્ણ ચીજો આપવાનું વિધાન છે.

## ઋતુ લાવનાર અને વેણ લાવનાર.

જે દવાઓ ગર્ભાશયના શ્લેશ્મ પીંડને કૌવત આપી તેમને સંકુચિત કરે છે તથા મંદ થઈ ગએલી વેણુને પુનઃજાગૃત કરે છે તે દવાઓને વેણ લાવનાર દવાઓ કહે છે. જે દવાઓ પોતાના પ્રભાવ વડે બંધ થઈ ગએલ ઋતુને પાછું જાગૃત કરે છે તેને ઋતુ લાવનાર દવા કહેવી.

| ઋતુ લાવનાર | વેણ લાવનાર |
|---|---|
| ટંકણ | ટંકણ |
| નવસાર | લાંગુલી. |
| એળીઓ. | |
| જુઈ. | |
| શતાબ. | |
| હીરાબોળ. | |

લોહીને ખાસ પુષ્ટિ આપનારી દવાઓ. સારક અને રેચક દવાઓ.

જ્યારે ગમે તે કારણથી ઋતુ અનિયમિત આવે છે અગર મોડું અગર ઓછું દેખાય છે ત્યારે ઋતુ લાવનાર દવાઓનો સંયોગ પ્રશસ્ત છે. મળાવરોધ અને નબળાઈ એ બહુધા આર્તવ દોષનાં મુખ્ય કારણો નીવડે છે તેથી ઋતુ લાવનારી ચીજો સાથે લોહ અને એળીઆની કોઇપણ બનાવટ અપાય છે.

જ્યારે ગર્ભના પૂર્ણ સમયે જે પીડ ઉપડે છે અને જે ધીરેધીરે ગર્ભને નીચે ઉતારે છે તે સ્વાભાવીક પીડ જો કાંઈ કારણને લીધે મંદ થઈ ગઈ હોય ને સ્ત્રી તેથી કષ્ટાતિ હોય ત્યારે વેણ લાવનારી દવાઓ અપાય છે. આવે પ્રસંગે સ્ત્રીને કૌવત અને તેજદાર દવા આપવાની જરૂર છે. વેણ વધારે જોસદાર અને વધારે જલદી આવવાથી સ્ત્રી તરત પ્રસૂત થાય છે અને તે કષ્ટાતી મટે છે તેમજ ડશીઓ ફૂટ્યા પછી બાળક ઝાઝીવાર ગર્ભાશયમાં કે યોની માર્ગમાં રહેવાથી જે દુખદાયક પરિણામ નીપજવાની ભીતિ રહે છે તે અટકે છે. વેણ ટાઢી પડી જવાથી જો બાળકને બહાર નીકળતાં વાર લાગે તો તેનાથી પૂરેપૂરો શ્વાસ લેવાતો નથી ને તેથી તેમજ બીજા કોઈ ભાગના દબાણને લીધે બાળક મરી જાય છે ત્યારે સ્ત્રીની જીંદગીની ઘણી ભીતિ રહેછે. આ બધી ભીતિ અટકાવવા વેણ લાવનારી દવાઓ આપવા જરૂર છે.

## કટુ પૌષ્ટિક.

જે દવાઓ પોતાના પ્રભાવવડે શરીરમાં રહેતી નબળાઇને લઇને આવતા ઝીણા ઝીણા તાવને દૂર કરી શરીરને કેટલેક દિવસે કૌવત આપે છે તે દવાઓ કટુ પૌષ્ટિક કહેવાય.

| | |
|---|---|
| અતિ વિષની કળી | અરડુશો |
| કડવી નઇ | કરીઆતુ |
| કલંભો | કાંકચ |
| કાળીપાટ | ત્રાયમાણ |

વર્ણન.

આ વર્ગમાં જે દવાઓ છે તે કડવી છે અને તેથી તે ઝીણા ઝીણા તાવને રોકે છે. વિશેષમાં તે લેવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે અને ભુખ સારી પેઠે લાગે છે; જેથી તે તાવ ઉતારવાની સાથે સારી પેઠે ખોરાક લેવરાવી શરીરને કૌવત આપે છે. વળી એ બધી દવાઓમાં કૃમિ નાશ કરવાનો ગુણ પણ રહ્યો છે. આ વર્ગની દવાઓ તમામ જાતના પિત્તજ્વરમાં, વિશમજ્વરમાં અને કૃમિવિકારમાં કામની છે. આ દવાઓ સાધારણ જોસ-વાળી છે; અને તે સાધારણ તાવ અને નબળાઇને દબાવે છે. જીર્ણ વ્યાધિ પછી રહેલી નબળાઇમાં તેમજ દરદી સાજો થતો આવતો હોય તે પ્રસંગે બીજા કાંઈ પણ ઔષધ શિવાય ફક્ત કટુ પૌષ્ટિક દવા લેવાથી આરામ સારી પેઠે થઇ જાય છે.

## કફઘ્ન.

જે દવાઓ પોતાના બળવડે શ્વાસ નળીકાના શ્લેશ્મ પીંડ ઉપર અસર કરી તેના સ્રાવના ગુણ તથા સમુદાયને બદલાવે છે તેને "કફઘ્ન" દવા કહે છે.

| | | |
|---|---|---|
| *અગથીઓ | અઘેડો | અરડુશી |
| અરણી | આકડો | આંબાહળદર |
| ઇસસ | ઉનાબ | કાકડાશીંગી |
| કાંટા શેળીઓ. | કાયફળ | કુબો. |
| જવખાર | *જેઠીમધ | જંગલી પ્યાજ. |
| તાલીસ પત્ર | તુળશી | દેવદાર |
| બીડલુણ | ભોરીંગણી | વજ |
| *શરપંખો | સમદરફળ | સાલવણ |

*સોકેકાઈ. *હીરાબોળ.

કફઘ્ન દવાઓ આવી રીતે કફને જૂદો પાડી તેને પાતળો કરી નાખે છે અને નિયમિત રીતે ઉધરસ આવવાથી તે બહાર નીકળી આવે છે. કેટલીક વખતે આવા કારણોને લઈને કફઘ્ન દવાથી ઉધરસ વધતી જણાય છે તોપણ કફ બહાર લાવવાને માટે તે ઉધરસ થવાની જરૂર છે. જ્યાં સુધી છાતીમાં કફ ભર્યો હોય ત્યાં સુધી કફઘ્ન દવા આપવાની આવશ્યકતા છે. કફશામક દવાઓથી જો કે ઉધરસ બેસી જાય છે તોપણ જ્યાં સુધી છાતીમાં કફ હોય ત્યાં સુધી કફશામક દવા આપવી નહિ. આવે પ્રસંગે જો કફશામક દવા અપાયછે તો છાતીની અંદર કફનો જમાવ થઈ તે કોઈ ઠેકાણે ચોટી જાય છે અને તેમાંથી ક્ષય થવાની ધાસ્તી રહે છે. જ્યારે બીલકુલ કફ ન રહ્યો હોય ને ફક્ત ઠાલી ઉધરસ આવતી હોય ત્યારેજ કફશામક દવા અપાય છે.

કફઘ્ન દવાઓના અહિં બે વિભાગ પાડવામાં આવ્યાછે. પહેલા વિભાગની દવાઓ જેને માથે *નીશાની છે તે નિર્જ્વર કફના શમનને માટે કામની છે અને બાકીની સજ્વર કફની વ્યાધિમાં ઉપયોગી છે. પહેલા વર્ગની દવાઓ શીતવીર્ય છે અને બીજા વર્ગની દવાઓ ઉષ્ણવીર્ય છે ને તેથી તે કફની સાથે જો કોઈ વાત જન્યદોષ હોય તો તેને પણ સુધારે છે. જીર્ણ ઉધરસમાં, ક્ષયમાં અને કફકાસમાં બીજા વર્ગની દવાઓ ઘણી સરસ છે. તેમનો ક્વાથ કફજ્વર અને વાતજ્વરમાં પણ કામનો છે. તેથી પસીનો વળે છે તંન્દ્રા ઉડેછે કફની ચીકાશ છૂટી પડે છે ને બડખા સેહેલાઈથી બહાર આવે છે.

કફઘ્નના પહેલા વિભાગની દવાઓ વરમનું તીક્ષ્ણરૂપ શાન્ત થયા પછીજ અપાય છે.

## કફ શામક.

જે દવાઓ પોતાના પ્રભાવવડે શ્વાસ નળીકાના શ્લેસ્મ પોંડના સંગે‌. અને શાન્ત કરી અગર સ્રાવને કમી કરી ઉધરસ ઓછી કરે છે તેને કફશામક દવાઓ કહેવી.

| | | |
|---|---|---|
| *મનઃશીલ. | બેર. | *તમાકુ. |
| *ધતુરો. | લોબાન. | વડ. |
| વંશલોચન. | મધ. | શેનારસ. |

અફીણ. શતાબ.

જ્યારે છાતીમાંથી કફ નીકળી ગયો હોયછે અગર ઓછો થઈ ગયો હોય છે. ત્યારે કફશામક દવાઓ કામની છે. દમના રોગમાં*ચિન્હવાળી દવાઓનું ધૂમ્રપાન કરવું અતિ ઉપયોગીછે.જે થોડોઘણો કફ શ્વાસ નળીકામાં ભર્યો હોય તે તેથી ઓછો થઈ જાયછે. ક્ષયની શરૂઆતમાં અને જીર્ણ ઉધરસમાં જ્યારે કફ નીકળી ગયો હોયછે ત્યારે આ વર્ગની દવાઓ કામની છે. બાદ બીજા આસપાસના મર્મસ્થાનમાં કાંઈ ફેરફાર થવાથી અગર તેમનું ફેફસાં ઉપર દબાણ થવાથી કેટલીક વખતે ઉધરસ અને હાંફ થઈ આવે છે ત્યારે પણ કફશામક દવાઓ અપાય છે. ગર્ભિણી સ્ત્રીની ઉધરસમાં તેમજ પેટની બીજી ગાંઠુંમાં જ્યારે ઉધરસ ઉપડી આવે છે ત્યારે કફશામક ઓજો ઘણી ઉપયોગી છે.

આ વર્ગની દવાઓ જેમ દમ ઉપર સારૂં કામ કરેછે તેમ હેડકીને પણ બેસાડે છે. મનઃશીલ, ધતુર અને તમાકુનું ધૂમ્રપાન હેડકીને માટે પણ સારૂં છે. હેડકીનો અને દમનો ક્રમ કેટલેક દરજ્જે મળતો છે જેથી કફશામક ઓજો જે દમને બેસાડે છે તે હાંફને અને હેડકીને પણ બેસાડે છે.

## કૃમિઘ્ન.

જે દવાઓ પોતાના બળવડે આંતરડાની અંદર રહેલાં કૃમિનો નાશ કરે છે તે દવાઓ કૃમિઘ્ન કહેવાય છે. તેઓ નીચે પ્રમાણે.

| | | |
|---|---|---|
| ગંધક | અતિવિષની કળી | આંબો. |
| ઇન્દ્રજવ. | ઇન્દ્રવારૂણું | કડાછાલ. |
| કપૂર. | કપીલો. | કરીઆતું. |
| કચ્ચાં. | કાંકચ. | કાકમારી. |
| કાળાદાણા. | કાળીજીરી. | કીડામારી. |
| કીરમાણી. | કીન્ન. | આખરો. |
| એર. | ડેકામારી. | દાડમ. |
| રેવંચીનોશીરો. | લીમડો. | વખમો. |
| વજ. | વાવડીંગ. | હીંગ. |

કૃમિઘ્ન દવાઓના તેમની અસર પ્રમાણે પાંચ વિભાગ કરવામાં આવ્યા છે.

૧ ખાસ કૃમિઘ્ન એટલે જે દવાઓ પોતાની ખાસ અસરવડે આંતરડાની અંદર રહેલ કૃમિનો નાશ કરે છે તે; જેમકે કપીલો, કીરમાણી, કીડામારી, ખાખરો, દાડમ, વખમો, વાવડીંગ, કાળીજીરી વિગેરે.

૨ જે દવાઓ કૃમિને અડી તેમને જખમી કરી તેમનું યોગ્ય સ્થાન છોડાવે છે તે; જેમકે કવચાં.

૩ કૃમિઘ્ન દવાઓ જે આંતરડા ઉપર ધસારો કરી મળને બહાર ખેંચી કાઢતાં કૃમિને પણ સાથે ખેંચી કાઢે છે તે; જેમકે ઇન્દ્રવારણું, કાળાદાણા, રેવંચીનોશીરો, અને બીજી રેચક દવાઓ વિગેરે.

૪ જે દવાઓ કૃમિની ઉત્પતિ થતી અટકાવે છે તે પણ કૃમિઘ્ન દવાઓ કેહેવાય; જેમકે આંબો, ઇન્દ્રજવ, કરીઆતુ, લીંબડો, હીંગ, વજ, ડેકામારી, અતિવિષની કળી અને ખેર. મીઠું જે આપણે સાધારણ રીતે ખોરાકમાં લઇએછીએ તે પણ કૃમિની ઉત્પતિ રોકનાર છે તેમજ કટુ અને કટુપૌષ્ટિક પદાર્થોના સેવનથી પણ કૃમિ પડવા પામતાં નથી.

૫ એવી પણ કેટલીક કૃમિઘ્ન દવાઓ છે કે જે બહારના ક્ષત અગર જખમની અંદર જીવ પડેછે તેને દૂર કરનાર છે. આ દવાઓ છાંટવાથી ક્ષતના કૃમિનો નાશ થાય છે; જેમકે કપૂર, કીલ, ખેર, ગંધક, લીંબડો વિગેરે.

જે દવાઓ ખાસ કૃમિનો નાશ કરનાર છે તેમાં કેટલેક દરજ્જે કૃમિની ઉત્પતિ અટકાવવાના ગુણ પણ રહ્યા છે તેમજ જે કટુદવાઓ કૃમિની ઉત્પતિ અટકાવનાર છે તેમાં કેટલેક દરજ્જે ખાસ કૃમિનો નાશ કરવાનો ગુણ પણ રહ્યોછે. જે દવાઓ ખાસ કૃમિનો નાશ કરનારછે તે દવાઓ જ્યારે કૃમિનો ઉપદ્રવ જણાય ત્યારેજ ફક્ત એક બે અગર જરૂર પ્રમાણે વધારે વખત અપાય છે અને દર વખતે તેનો ઉપયોગ કર્યા પછી સાદો રેચ આપવાની જરૂર છે. કપીલા જેવી દવા જે કૃમિઘ્ન અને રેચક સાથેજ છે તે દવા આપ્યા પછી રેચ આપવાની જરૂર નથી. કૃમિની ઉત્પતિ અટકાવનારી દવા ઘણા દિવસ સુધી સેવન કરવાની જરૂર છે અને જેઓને પેટમાં વખતો વખત કૃમિ પડે છે તેમને તેનું કેટલાક દિવસ સુધી અવશ્ય સેવન કરવું જોઇએ. કવચાં એ કૃમિને જખમી કરેછે અને તે વાપર્યા પછી પણ એક રેચ લેવાની જરૂર છે. રેચક દવાઓ જોકે મળની સાથે કૃમિને ખેંચે છે તોપણ તે આપ્યા પેહેલાં જો એકાદ ખાસ કૃમિઘ્ન દવા આપી હોય તો ઘણાં ખરાં બધાં કૃમિ બહાર નીકળી આ-

પડે છે. જે દવાઓ જખમની અંદર પડેલ કૃમિનો નાશ કરે છે તેનો ભૂકો અગર તેલ અગર ક્વાથ ક્ષત ઉપર લગાડવામાં આવે છે.

જે દરદો કૃમિને લઈને ઉત્પન્ન થાય છે તેમાં કૃમિઘ્ન દવા આપવાની જરૂર છે. નીચે લખેલા રોગમાં કૃમિની ઉત્પત્તિનો શક પડે છે.

પેટચુંક, શૂળ, બદહજમી, ઝાડો, જળંદર, ખેંચતાણ (બાળકની અંદર) અપસ્માર, કોલેરા, નહિ રૂઝાતું વ્રણ શરીરનું ફીકું રેહેવું, ઉલટી, મોળ, ગુહ્યેન્દ્રિમાં ખરજ વિગેરે દરદોમાં કૃમિનો શક પડે છે ને ત્યાં કૃમિઘ્ન દવાઓનો ઉપયોગ કરવો યોગ્ય છે.

વાળની અંદર એક જાતના કૃમિ પડે છે ને તેથી આંખના પાંપણ વિગેરે ખવાઈ જાય છે અને કચકચે છે. ટાલ પડવાનું અગર વાળ ખરી પડવાનું કારણ પણ કેટલીક વખતે ત્યાં પડેલાં કૃમિ હોય છે જેને માટે કેટલાક ક્ષાર પદાર્થો વપરાય છે.

## ગ્રાહી, સ્તંભન અને રક્ત સ્તંભક.

જે દવાઓ શરીરના કોઇ પણ પ્રવાહી પદાર્થોનું શોષણ કરી તેમનું ઘટ બંધારણ કરે તેમને ગ્રાહી દવાઓ કહે છે અને જે દવાઓ પોતાના શીતવીર્ય તથા રૂક્ષ ગુણને લીધે કાંઈ પણ મળ મૂત્રાદિક પદાર્થને રોકી રાખે અને તેમને નીચે પડવા ન દે તેમને સ્તંભન દવાઓ કહે છે. રક્ત સ્તંભન દવાઓ ચૂર્ણ રૂપે અગર પ્રવાહી રૂપે ધમનીનીઓનાં તુટેલા મુખને અડવાથી તેમની અંદર વહેતા પ્રવાહને ઘટ કરે છે તથા તે ધમીનીના રેશાઓનો સંકોચ કરી તેમની અંદરના પ્રવાહને બહાર જતાં અટકાવે છે.

| | | |
|---|---|---|
| અગથીઓ | ૧ અફીણ | *અર્જુન વૃક્ષ. |
| *અરડુશી | આંબો | આવળ. |
| ઇન્દ્રજવ | ઇસબગુલ | કાંચનાર. |
| કડાછાલ | કમળકાકડી | કાથો. |
| કાળીપાટ | કેશર | ખાખરો. |
| ચાંગેરી | જાંબુ | ૧ જાયફળ. |
| ટીંબરૂ | ટેંડુ | તાલીસ પત્ર. |
| તેજબળ | દાડમ | દાંત. |
| દારૂ હળદર | નાગકેશર | *ફટકડી. |

| | | |
|---|---|---|
| બકુલ | બાવળ | બીલી. |
| મરડાશીંગી | માયફળ | મીંઢોળ. |
| ૧ મોચરસ | ૧ મોરથુથુ | રાળ. |
| લોદર | વડ | શંખજીરૂં. |
| શતાવરી | સાતવીણુ | સાબરશીંગું. |
| હીરાદખણુ | | *હીરાબોળ. |

ઉપર વ્યાખ્યામાં બતાવ્યા પ્રમાણે ગ્રાહીમાં અને સ્તંભનમાં માત્ર ફેર એટલોજ છે કે ગ્રાહી પદાર્થો ઝાડાને નહિ રોકતાં તેને કઠણ કરે છે જેથી ઝાડો ઓછો માલમ પડે છે. સ્તંભન દવાઓ તેને કઠણ નહિ કરતાં ફકત તેનું રૂંધન કરે છે જેથી એકલી સ્તંભન દવાઓ આપવાથી ઝાડો બંધ થઈ પેટ ચડી આવવાની ધાસ્તિ રહેછે અને તે ધાસ્તિ દૂર થાય તેટલા માટે તેની સાથે દીપન અગર વાતહર પદાર્થો મેળવવામાં આવેછે. ગ્રાહી દવાઓ જો ઝાડામાં આપવી હોય તો તેની સાથે દીપન અગર વાતહર દવાની જરૂર નથી; જેથી એમ સિદ્ધ થાય છે કે ગ્રાહી ગુણ એ દીપન સ્તંભન અગર વાતહર સ્તંભન ગુણની બરાબર છે કારણ કે પેટ ન ચડે અને આમનું પાચન થાય તેટલા માટે સ્તંભનની સાથે દીપન અગર વાતહર દવા મેળવવી પડે છે જેની જરૂરી યાત ગ્રાહી દવા યોજતાં રેહેતી નથી. ટુંકામાં ગ્રાહી દવાઓ મૃદુ સ્તંભન અને દીપન દવા છે.

સ્તંભન દવાઓ આપવાથી કોઈ પણ મર્મસ્થાનમાં યોગ્ય સ્રાવ થવાને બદલે બેહદ સ્રાવ થતો હોય તો તે અટકે છે તેમજ કોઈ પણ વ્રણમાંથી બહુ પરૂ વેહેતું હોય તો તે ઓછું થાયછે, તેનું ક્ષત શુષ્ક દેખાય છે અને રૂઝપર આવતું જણાય છે તથા તેનો આળો ભાગ જલદી સંકોચને પામે છે. બહાર વધેલ અગર શીથીલ થએલ ભાગો સ્તંભન દવાઓના સ્પર્શથી સંકોચને પામી પોતાની મૂળ સ્થીતિ ધારણ કરેછે.

અમુક ભાગમાંથી સ્રાવ થવો શરૂ થાય તે પેહેલાં તે ભાગમાં પાક થાયછે અને દરદીને થોડો ઘણો જ્વર ચડેછે. જ્યારે દરદનું આ તીક્ષ્ણ રૂપ શાન્ત થાય અને તે જીર્ણ રૂપમાં જતું હોય ત્યારેજ ગ્રાહી અગર સ્તંભન દવાઓ આપવી. જેમ દરદનું વધારે જીર્ણ રૂપ અને જેમ સ્રાવ વધારે તેમ વધારે સખત સ્તંભન દવાઓ આપવામાં આવે છે.

અતિસાર, રક્તાતિસાર અને બહુ મૂત્રતામાં ગ્રાહી અગર સ્તંભન દવાઓ ખાવાને માટે અપાય છે. પ્રમેહ, પ્રદર અને કર્ણસ્રાવમાં તેના હીમની અગર કવાથની પીચકારી મારવામાં આવે છે. વીર્યસ્રાવમાં અને ધાતુ કબજ કરવાને માટે સ્તંભન દવાઓ સાથે ધાતુપૌષ્ટિક દવાઓનું ચૂર્ણ પણ મેળવાય છે. તેના ઉકાળાથી ક્ષત ધોવાય છે. યક્ષ્મામાં અને જીર્ણ ઉધરસમાં જ્યારે બહુ બડખા પડેછે ત્યારે ગ્રાહી દવાઓ કામનીછે. બડખામાં ગમેતેવું લોહી પડતું હોય તો તેને પણ અરકુશી રોકેછે. આમણ અગર ગર્ભાશય બહાર નીકળતાં હોય તે ઉપર સ્તંભન દવાઓનું પાણી છંટાય છે. કેટલીક જાતના મુખપાકમાં પણ સ્તંભન દવાઓના કોગળા કામના છે. નાકમાંથી લોહી પડતું હોય ત્યારે તેની પીચકારી વપરાય છે. તેમજ આંખ ઉઠયા પછી તેની સખ્ત બળતરા શાન્ત થયા કેડે જ્યારે ફક્ત પાણીજ ઝરેછે ત્યારે સ્તંભન દવાઓનાં ટીપાં નખાય છે. જ્યારે જખમ થવાથી કોઈ નસ તુટે છે ને તેથી રક્તસ્રાવ થયા કરે છે ત્યારે સ્તંભન દવાઓના ભૂકા ભભરાવાથી અગર પાણી છાંટવાથી લોહી વહેતું અટકે છે.

કોઈ પણ મર્મસ્થાનનો સ્રાવ સાદો, આમવાળો અગર રક્ત મિશ્રિત હોય તોપણ સ્તંભન દવાઓ આપવી યોગ્ય છે.

ગ્રાહી અને સ્તંભન ગુણ, ઉપર આપેલ લીસ્ટની દવાઓમાં એવી રીતે સેળભેળ રહેલ છે કે તેમાંથી કેવળ ગ્રાહી ગુણવાળી અગર કેવળ સ્તંભન ગુણવાળી દવા નોખી પાડવી ઘણી મુસ્કેલ છે તોપણ ૧ વાળી દવાઓમાં ગ્રાહીના કરતાં સ્તંભન ગુણ ઘણોજ રહ્યો છે. *ચિન્હવાળી દવાઓ રક્તસ્તંભક છે.

## છીંકું લાવનાર.

જે દવાઓ પોતા બળવડે નાકના શ્લેષ્મ પડ ઉપર અસર કરી તેને એકદમ ક્ષોભમાં નાખી તેમાંથી સ્રાવ કરાવે તેને "છીંકું લાવનાર" દવા કહેવી.

કુકડવેલ, નાકછીંકણી, તમાકુ, નવસાર અને કળીચુનો.

આ દવાઓ સુંઘવાથી એકદમ છીંકુ આવે છે. તેથી નાકમાંથી પુષ્કળ પાણી ઝરે છે અને માથું હલકું પડે છે. જ્યારે શરદી લાગવાથી માથું ભારે થઈ રહ્યું હોય અને નાક બઝાઈ જવાથી બરાબર શ્વાસ ન

સેવાય ત્યારે છીંકું લાવનારી દવા અપાય છે. વિશેષમાં વાત જન્ય માથાના દુખાવામાં, સૂર્યાવર્ત તથા આધાશીશીમાં છીંકું લાવનારી દવા સુંઘવાનું કહેલ છે. નાકમાં છોડ જામતાં હોય ત્યારે આ દવાઓ સુંઘવાથી છીંક ભેગાં લોહીનાં જામેલ કપોટાં ઉખડી આવે છે. પીનસમાં આ વર્ગની દવા ઉપયોગી છે.

☞ છીંકું લાવવાનો હેતુ નહિ છતાં બીજી કેટલીક દવાઓ નસ્ય તરીકે વપરાય છે. તેથી મગજને ઠંડક થાય છે અને મગજના કેટલાક વ્યાધિમાં નસ્ય કર્મ કરવામાં આવે છે. માળણુ નામના રોગમાં તાજા ઘીનું અગર સુગંધીનું પુષ્પનું નસ્ય ઉત્તમ છે. અપસ્માર, સન્નિપાત વિગેરે દરદોમાં પણ નસ્ય અપાય છે. સન્નિપાતવાળા તથા બેશુદ્ધ દરદીને ઉષ્ણ ચીજોનું નસ્ય કરાવવાથી પ્રસંગે છીકું આવે છે.

## દાહશામક.

જે દવાઓ શીતવીર્ય હોવાથી લોહીને સુધારીને અગર બહાર લગાડવાથી તેમની ઠંડક અસર થઈ શરીરના કોઈ પણ ભાગની બળતરાને શાન્ત કરે તે દવાઓ દાહશામક કહેવાય.

| | | |
|---|---|---|
| ત્રિફળાં. | સડસડો. | અગર. |
| એલચી. | કપૂરકાચલી. | કેશર. |
| ચંદન. | તકમરીઆં. | બેહેડાં. |

આ શિવાય તમામ શીતળ અને પિત્તશામક દવાઓ પણ દાહશામક છે. આ દવાઓ ત્વક્દોષમાં જ્યારે ઘણી ચેળ આવતી હોય અને બળતરા થતી હોય ત્યારે ચોપડાય છે. તેમનું હીમ પ્રક્ષાલન તરીકે વપરાય છે અગર તેમનાં પોતાં મૂકાય છે. દાહશામક દવાઓનું સિદ્ધ કરેલ ઘી ચોપડવાથી પણ ત્વક્દોષનાં ધારાંની બળતરા શાન્ત થાયછે અને રૂઝ તરત આવેછે. પેશાબમાં બળતરા થતી હોય ત્યારે તેમજ ઉનવા અને પ્રમેહમાં આ વર્ગની દવાઓનાં હીમ પીવાય છે તેમજ જઠરના ભાગમાં જ્યારે વરમ થાયછે ત્યારે તે ભાગમાં ઘણો દાહ થાયછે અને ઉલટી થયા કરેછે. આ વર્ગની દવાઓનું પાન કરાવવાથી જઠરનો વરમ શાન્ત થાયછે ને તેથી થતી ઉલટી દબાય છે. આંખે બળતરા થતી હોય અને તેથી ઝાંખ આવતી હોય ત્યારે તથા ઝામર ઉપર તેમજ ગમે તે કારણથી બળતરા થતી હોય ત્યારે આ દવાઓ ચોપડાય છે તેમજ પીવાય છે. વાતરક્તના

દરદીને તેના હાથ પગમાં અસહ્ય દાહ થાય છે ત્યારે આ વર્ગની દવા સારો ફાયદો કરેછે.

ક્ખવાના શમનને માટે દાહશામક દવાનો લેપ સારો છે.

## દીપન-પાચન.

દીપન દવાઓથી ભુખ વધારે લાગે છે પણ તેમાં અપકવ ખોરાકનું પાચન કરવાનો ગુણ રહ્યો નથી. પાચન દવાથી અપકવ અનાજનું પાચન થાયછે પણ તેમાં ભુખ લગાડવાનો ગુણ રહ્યો નથી. કેટલીક દવાઓ એવી છે કે જેમાં દીપન પાચન બન્ને ગુણો રહ્યાં છે.

| પાચન | દીપન | દીપન-પાચન. |
|---|---|---|
| શંખ | લવણ | સાજીખાર. |
| કક્કુ | અજમો | આદુ. |
| કોલંબો | ચણાનોખાર | ઇન્દ્રજવ. કુલીંજન. |
| કાંકચ | જવખાર | ચણકબાબ. |
| ચાંગેરી | જાવંત્રી | ચિત્રક. |
| કેરકોચલું | તજ | તાલીસપત્ર. |
| નાગકેશર | તેજબળ. ધાણા | પીંપર.બાદીઆન. |
| બીલાગું | નારંગી | મરી. |
| | પીંપરીમૂળ | સુંઠ |
| | બીજોરૂં | સુવાદાણા. |
| | બીલી | |
| | લવીંગ | |
| | વરીયાળી. | |

પાચન વર્ગની દવાઓ એવી છે કે તે જઠરમાં જવાથી જઠર રસની વધારે ઉત્પત્તિ થાય છે અને તેથી અનાજનું વધારે સારી રીતે પાચન થાય છે. પાચન દવાઓ આપવાથી જઠરના શ્લેષ્મ પીંડને પુષ્ટિ મળે છે. અજીર્ણમાં જ્યારે અનાજ પચતુ નથી ત્યારે પાચન દવાઓ અપાય છે. પાચન દવાની સાથે સાધારણ રીતે દીપન દવાઓ મેળવવામાં આવે છે અગર દીપન પાચન ગુણવાળી દવાઓ વપરાય છે. આમાં આટલું ધ્યાન રાખવાનું છે કે પાચન દવાઓથી જેમ અનાજનું પાચન થાય છે તેમ તેથી થતી વિકૃતિને દીપન દવા દબાવે છે; જેમકે

અનાજનું પાચન થતાં તેમાંથી જૂદી જૂદી જાતનાં પવન ઉત્પન થાય છે; તેથી પેટ ચુંક થાય છે અને આફરો ચડી આવે છે. દીપન દવાઓ આપવાથી અપાનવાયુનો મોક્ષ થાય છે ને પેટ પીડ હલકી પડે છે; જેથી પાચન દવાઓ પાચનક્રિયાને સતેજ કરે છે અને દીપન દવાઓ પાચન ક્રિયાને સુધારનાર છે. વિશેષમાં દીપન દવાઓ ઉષ્ણ વીર્ય હોવાથી આંતરડાને પોતાનું કામ કરવાનું તેજ આપે છે. પાચન દવાઓ ખોરાક લીધા પછી તરત ઉપયોગની છે અને દીપન દવાઓ ખોરાક પકવ થવા આવે તે વખતે કામની છે. દીપન દવાઓ તેટલા માટે મસાલા તરીકે વપરાય છે એ દીપન દવાઓનું લીસ્ટ જોવાથી પણ જણાશે. દીપન દવાઓ સાધારણ રીતે પેટ ચડયું હોય, પેટમાં પીડ થતી હોય ત્યારે અપાય છે. અજીર્ણ શિવાય કદાપીને પવનથી અગર બીજા અતિસાર, રક્તાતિસાર વિગેરે દરદમાં પણ જો પેટમાં વીંટ આવતી હોય તોપણ તે દરદોની યોગ્ય દવા સાથે દીપન ચીજો પડે છે. રેચ આપવાથી થતી વીંટ અને ચુંથ અટકાવવાને માટે દીપન દવાઓ અપાય છે.

પાચન અને દીપન દવાઓની સંયુક્ત યોજનાની જરૂર હોય ત્યાં દીપન પાચન દવાઓ વપરાય છે. સાધારણ રીતે દીપન પાચન દવાઓ હમેશાં સાથેજ વપરાય છે.

## દંભક અને ક્ષોભક.

જે દવાઓ કોઈ પણ આળા ભાગ ઉપર અડવાથી અગર મસા વિગેરે ઉપર લગાડવાથી તેનો નાશ કરે છે તેને "દંભક" દવા કહેવી.

આના પેટામાં ક્ષોભક દવાઓ આવે છે. ક્ષોભક દવા શરીરના કોઈ પણ ભાગને અડવાથી તે ભાગ લાલચોળ થઇ જાય છે અને ત્યાં ફોલ્લો ઉઠે છે. વધારે સખ્ત ક્ષોભક દવાઓ દંભક દવાના મથાળા નીચે આવે છે.

૧ શંખ, હરતાળ, ચિત્રક, સરગવો.

૨ અક્કલકરો, આકડો, રાઈ.

૩ અગ્નિ.

ક્ષોભક દવા ઘણીવાર રહેવાથી દંભક દવા જેવીજ અસર કરે છે. જેમ ઇંગ્રેજી ઓષધોમાં તેજાબો વિગેરે ઘણીજ સખ્ત દંભક ચીજો છે તેવી દેશી વૈદ્યો પાસે નથી. તેમની અગ્નિ એજ ખરેખરી દંભક ચીજ

છે પણ તેનો ફાયદો આપણે તેજાબવડે બાળીને લઇએ છીએ તેવો નથી. અગ્નિ પણ દેશી વૈદ્યો ખાસ દંભક ગુણને માટે નથી વાપરતા. તેઓ તેનો ઉપયોગ અંદરના કોઈ પણ મર્મસ્થાનના વ્યાધિને બહાર ખેંચવા માટે કરે છે. ડાંભ દેવો એ આ કર્મને માટે આપણામાં સાધારણ સંજ્ઞા છે અને જૂદી જૂદી જાતના વ્યાધિમાં તે કરવામાં આવે છે.

તેજાબની પેઠે બાળવા સારૂ નં. ૧ વાળાં ઓષધો વપરાય છે. દુષ્ટ વ્રણમાં અને બહુ પરૂપાચવાળાં અને ઘણો કાળ થયાં નહિ રૂઝાતાં ઘારાં ઉપર અને અર્બુદના મસા ઉપર તેનો લેપ લગાડવામાં આવે છે. દુષ્ટ ત્વક્‌દોષમાં ચાઠાં ખવાઈ જાય તેટલા માટે તેમના લેપ અગર મલમો કામના છે. વાળ ખરવાનું તથા કેટલાક દુષ્ટ અને હઠીલા ત્વક્‌દોષ ઉપડવાનું મૂળ કારણ અમૂક જાતના જંતુઓ છે. તેનો નાશ કરવા સારૂ આ દંભક ચીજો વપરાય છે.

ક્ષોભક દવાઓ એ ઓછી દંભક છે અને તેમનો હેતુ દંભક દવાની પેઠે બાળવાનો નથી. તે લગાડવાથી અમૂક ભાગ વરમના ચિન્હ ધારણ કરે છે. વરમનો એવો નિયમ છે કે જે ભાગમાં વરમ થતો હોય ત્યાં આસપાસથી લોહી ખેંચાઈ જવું જોઈએ. જ્યારે અંદરના કોઈ પણ મર્મસ્થાનમાં વરમ થાય છે અને તેથી લોહીનો જમાવ ત્યાં થવા લાગે છે ત્યારે મર્મસ્થાનની ઉપરની ચામડીના ભાગ ઉપર ક્ષોભક ચીજો લગાડવાથી ત્યાં વરમ થાય છે. તેથી મર્મસ્થાનમાં થતો લોહીનો જમાવ અટકી તે જમાવ બહારના ભાગમાં થાય છે અને આવી રીતે મોટા દુખને બદલે એક નાનું દુઃખ સ્થાપન કરવાનો આપણો ક્ષોભક ચીજ વાપરવામાં હેતુ રહેલો છે.

ક્ષોભક દવાઓ જો થોડા જોસમાં લગાડવામાં આવે તો તેથી તે ભાગ લાલચોળ થઈ આવે છે. આથી જરા વધારે અસર થાય તો તેથી ફોડલો ઉઠે છે અને તેથી પણ જો વધારે અસર થાય તો પીળા પરૂવાળા ફોડલા ઉઠે છે. ફક્ત લાળચોળ થાય તેટલી જો ક્ષોભક દવાઓ લગાડવામાં આવે તો તેથી તે ભાગમાં જે કાંઈ વાયુનો પ્રકોપ હોય અગર થોડો ઘણો સોજો હોય તો હઠે છે. ફોડલો ઉઠે એટલે સુધી જ્યારે ક્ષોભક દવાઓ લગાડવામાં આવે ત્યારેજ અંદરના મર્મસ્થાનમાં થતો લોહીનો

જમાવ અટકે છે. આ ફોડલામાં ચોકખું પાણી ભર્યું હોય છે. બળવાથી અને બ્લીસ્ટર લગાડવાથી પણ આવી રીતનાજ ફોડલા ઉઠે છે. આ ફોડલા ફોડી તેમાંથી પાણી કાઢી નાખવું જોઇએ અને પછી જે ભાગ રહે તે ડામ અથવા ટાઢા દીધા જેવો જણાય છે. ડાંભ દીધાથી પણ ક્ષોભક દવાના બીજા દરજાની એટલે ફોડલા ઉઠવા જેટલીજ અસર થાય છે. પેટ ઉપર કાળજાના ભાગમાં ક્ષોભક દવાના લેપથી અગર બ્લીસ્ટરથી જે અસર થાય છે તેજ અસર ડાંભથી પણ થાય છે. દેશી વૈદ્યોમાં ડાંભ દેવો એ એક ચિકિત્સાનો મોટો ક્રમ છે. ગામડામાં કુંભાર તથા હજામના વૈદામાં તેમજ ઘર વૈદામાં અને ડોશીડગરાના વૈદામાં દરેક રોગ ઉપર ટાઢા દેવા એજ ઉપાય છે અને તેઓ દરેક રોગને માટે જૂદી જૂદી રીતે અને જૂદે જૂદે ઠેકાણે ડાંભ દેછે; પણ તે બધે ઠેકાણે અંદરના મર્મસ્થાનમાં વરમને લીધે જે લોહીનો જમાવ થાય છે તે અટકાવવાનો હેતુ તેમાં રહેલો છે. પરૂવાળા ફોડલા ઉપડે તેટલે દરજ્જે ક્ષોભક દવા લગાડવાનો હેતુ નથી પણ વખતે ચૂકથી તેમ થઈ જાય છે તેમજ ભીલામું અડી જવાથી પણ તેવા ફોડલા ઉપડી આવે છે.

ટાઢા દેવાનું અથવા ક્ષોભક દવાઓ લગાડવાનું વિધાન નીચેના રોગમાં કરવામાં આવેછે.

યકૃત્‌માં જ્યારે વરમ થાય છે અને પાકનાં ચિન્હ જણાય છે ત્યારે કાળજાના ભાગ ઉપર ટાઢા દેવાથી આરામ થાય છે અને તેવીજ રીતે ફેફસાંમાં અને મગજમાં લોહીના જમાવનાં ચિન્હ માલમ પડે અને તેથી ત્યાં પાક થશે એવી ધાસ્તી રહે છે ત્યારે છાતી ઉપર અને લમણા ઉપર ડાંભ દેવા યોગ્ય છે. જ્યારે સખ્ત ઉલટી થાય છે અને પેટમાં જરા પણ પાણી છબતું નથી ત્યારે નાભીથી બે ઇન્ચ ઉપર જઠરના ભાગ ઉપર ડાંભ દેવાનો રીવાજ છે. બાળકોની વધરાવળને લીધે જ્યારે પેડુમાં દુખાવો થયા કરેછે અને પેટમાં પીડ થાયછે ત્યારે પેડુમાં ડાંભ દેવાથી આરામ થાય છે. આ શિવાય પીંડીમાં જ્યારે સખ્ત ત્રુટ થાય છે ત્યારે પણ કેટલાક વૈદ્યો પીંડી ઉપર ચોબા દેવરાવે છે. તેમજ મોટી ઉમરના માણસોને પણ જે રક્તજન્યવૃષણ વૃદ્ધિ થાય છે તેમાં ડાંભ દેવાથી ફાયદો થાય છે.

આ શિવાય ટાઢા દેવાનો તેમજ ક્ષોભક દવાઓના ઉપયોગનો બીજો હેતુ એવોછે કે જ્યારે શરીરની રસવાહીની નળીઓમાં બરાબર રસ ફરી

શકતો નથી અને પ્રસંગે અમુક ભાગમાં તેનો જમાવ થઇ રહેછે ત્યારે આ જમાવ છુટો પાડવાને માટે તથા તે રસને બરાબર નિયમિત ફરતો કરવાને માટે ક્ષોભક દવાઓના તેલ ચોપડાય છે અને ટાઢા દેવાય છે. આવી રીતે રસનો જમાવ થવાથી કોઈ ભાગ અગર સાંધો સોજી આવેછે, તે ભાગમાં ચસકા નીકળે છે, તેની ગતિ નષ્ટ થએલી હોય છે અને તે ભાગ કેટલેક દરજ્જે જકડાઇ ગએલો જણાય છે. ક્ષોભક તેલો, ડાંભ અગર તેની આસપાસ કોરો શેક કરવાથી દરદીને સારી રીતે આરામ થાય છે. રક્તસ્રાવ થતો હોય તો તે અટકાવવાને ધમીનીના ત્રુટેલા મુખો ઉપર પણ ડાંભ દેવાય છે. બાદ ઝામરો, રસોળી, ગ્રંથી વિગેરે પોચી પડે અને તેમની થતી વૃદ્ધિ અટકે માટે તે ડંભાય છે અગર ત્રોફાયછે.

ડાંભવાને માટે લોઢાની સળીઓ વપરાય છે. જે ઠેકાણે અને જેટલા ડાંભ દેવાના હોય તે ઠેકાણે અને તેટલા ડાંભ દેવામાં આવે છે. ઝામરો ડાંભવાને માટે સોની લોકો સોનાની સળી વાપરે છે.

ડાંભ દેવાનો કેટલાકોને મોહ હોયછે. જરૂર વગર ડાંભ દેવા એ બહુજ ખોટું છે. લોઢાની કુંડલી કે કોશનું પાનું ડાંભ દેવાને માટે વાપરવું એ પણ ખોટું છે. જૂદી જૂદી આકૃતિના હથિઆરવડે જૂદા જૂદા ડાંભ દેવાય છે પણ ખરૂં જોતાં તેમ ન કરવું એજ વધારે યોગ્ય છે.

## ધાતુ પૈષ્ટિક.

જે દવાઓ પુરૂષની જનનેંદ્રિયોને સતેજ કરે અને તેમની સુરત સમાગમમાં પ્રીતિ વધારે તે દવાઓ ધાતુપૌષ્ટિક છે.

૧ અભ્રખ, મોતી વિગેરે તમામ પૌષ્ટિક અને કટુ પૌષ્ટિક દવાઓ.

| | | |
|---|---|---|
| ૨ અખોડ. | વિદારીકંદ. | ૩ અફીણ. |
| આસંધ. | વંશલોચન. | કેશર અને સ્તંભન દવાઓ (કેટલેક દરજ્જે) |
| ઉટંગણ. | શતાવરી. | ૪ ગોખરૂ. |
| એખરો. | સાલમ. | ચીકણા. |
| કવચાં. | | બળદાણા. |
| કસ્તુરી. | | બહુફળી. |
| દુધ. | | શેમળો. |
| મૂશળી. | | |
| વરધારો. | | |

જે દવાઓથી શરીરને સાધારણ રીતે પુષ્ટિ મળે છે તે દવાઓથી જનનેદ્રિયોને પણ પુષ્ટિ મળે છે. માટે તમામ જાતની પૌષ્ટિક અને કટુ પૌષ્ટિક દવાઓ પણ સુરતસ્થાનને પુષ્ટિ આપે છે. ધાતુપૌષ્ટિક દવાઓના ચાર વિભાગ કરવામાં આવ્યા છે.

૧ સાધારણ પૌષ્ટિક દવાઓ જે આખા શરીરને પુષ્ટિ આપી ધાતુને અને વીર્યસ્થાનને પુષ્ટિ આપેછે તે.

૨ ખાસ ધાતુપૌષ્ટિક દવાઓ જે ખાસ વીર્યની વૃદ્ધિ કરે છે તે. આ વર્ગની દવાઓને વૃષ્ય કહેછે.

૩ સ્તંભન દવાઓ જે વીર્યસ્રાવને અગર બહુ મૂત્રતાને અને સ્વપ્નામાં અગર બીજી કોઈ રીતે ધાતુ જતી હોય તેને અટકાવી ફાયદો કરે છે તે. આ વર્ગની દવાઓથી ધાતુ કબજ થાયછે અને તેથી ધાતુ જવાને લીધે થતી ક્ષીણતા અટકે છે. આ વર્ગની દવાઓની સાથે ખાસ ધાતુ પૌષ્ટિક દવાઓ પણ મેળવવામાં આવે છે.

૪ કેટલીક મૂત્રલ દવાઓ મૂત્ર માર્ગના વ્યાધિને શાન્ત કરી વીર્યસ્રાવ થવાને મળતા ઉત્તેજનને દબાવે છે અને આવી રીતે વીર્યસ્રાવ થતો અટકે એ પણ ધાતુપુષ્ટિ થવાનો એક રસ્તો છે.

જ્યારે સ્વપ્નામાં અગર જાગૃત અવસ્થામાં કે પેશાબ કરતી વખતે વીર્યપાત થાયછે ત્યારે આ વર્ગની દવાઓ કામનીછે. ધાતુક્ષીણતા, નપુંસકપણું અને તેથી થતા કળતર, ત્રુટ અને કમરના દુખાવામાં તેથી ફાયદો થાય છે.

ધાતુ ક્ષીણતા થવાથી અનેક જાતની શરીરમાં નબળાઈ થાયછે અને નબળાઇને લઇને જે શારીરીક અગર માનસીક પીડા થાય છે તે ધાતુ પૌષ્ટિક દવાઓનું સેવન કરવાથી દબાય છે.

## પિત્તશામક.

જે દવાઓ પોતાના જોરવડે કરી રેચ માર્ગે પિત્તને કઢાવી નાખે છે અગર તેની સાથે મળી તેના પ્રકોપને શાન્ત પાડી નાખે છે તે દવાને "પિત્તશામક" દવા કહેવી.

| | | | |
|---|---|---|---|
| ૧ કહોળું | બહેડાં. | ૨ નવસાર | ૩ મોતી અને શીતળ દવા- |
| ખડસલીઓ | ભાંગરો. | આંબલી. | ના પૌષ્ટિક પેટામાં ગણા- |
| ગળજીભી | મજીઠ | આમળાં | વેલી દવાઓ. |
| ગળો. | રતાંજળી. | ઇન્દ્રવણું | ૪ આંબો |

| | | | |
|---|---|---|---|
| ચંદન | લીમડો | કુંવાર | કડાછાલ. |
| કેરેર | લીંબુ. | તાંદળજો | દાડમ. |
| ધાણા. | વાળો | ત્રિફળાં. | દારૂહળદર. |
| નારંગી. | શેરડી | દ્રાક્ષ | બીલી. |
| બીજોરૂં | ચીકિકાઈ | ચણાનો ખાર. | |

પિત્ત શામક દવાઓના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે.

૧ ખાસ પિત્ત શામક ૨ સારક પિત્ત શામક ૩ પૌષ્ટિક પિત્ત શામક ૪ સ્તંભન પિત્ત શામક.

૧ ખાસ પિત્ત શામક દવાઓ અદૃશ્ય રીતે લોહીના પિત્તાધિક્ય દોષનું શમન કરેછે અને સાધારણ રીતે જે માણસની પિત્ત પ્રકૃતિ રહેછે તેને તે વધારે માફક આવેછે. પિત્ત પ્રકૃતિવાળા માણસનું શરીર પાતળું શુષ્ક, ફિકાશપર અને જરા ગરમ રહેછે. તેની આંખું બહુધા રૂક્ષ હોય છે અને તે વખતો વખત બળ્યા કરેછે. તે સ્વભાવે ઉતાવળીઓ અને મગજનો તેજ હોયછે. આવા માણસને ખાસ પિત્તશામક દવાઓનું સેવન કરવું બહુ માફક આવેછે. તેઓના શરીરમાં ગરમી બહુ રહેછે અને તેથી તેમને આ વર્ગની ઠંડી દવાઓ બહુ માફક આવેછે. તેથી લોહી સુધરેછે અને તેની રેહતી ગરમાઈ ઓછી થાયછે. લોહીની ઉપર વધારે સારી અસર થાય તેટલા માટે તેમને પુષ્કળ પાણી અગર શરબત સાથે મેળવી પવાય છે. સખ્ત જ્વરમાં જ્યારે તૃષા બહુ લાગે છે ત્યારે ખાસ પિત્તશામક દવાઓ પીવી કામની છે તેમજ મોળ, ઉલટી, દાહ વિગેરે તેથી દબાય છે. દાહની અંદર તેનું પાણી ચોપડાય છે. પિત્તજ્વરમાં અને વિષમજ્વરમાં આ દવાઓ ઘણા કામની છે. તડકામાં રખડવાથી લુ લાગે છે ત્યારે આ વર્ગની દવાઓ પીવી યોગ્ય છે. સ્કર્વીનો એક રક્ત વિકાર છે જેમાં દાંતમાંથી ને અવાળુમાંથી લોહી પડેછે તેમજ શરીરના જૂદા જૂદા ભાગમાં પણ લોહી ઉતર્યું હોય તેવાં લાલ ચાઠાં થઈ રહેછે ત્યારે ખાસ પિત્તશામક દવાઓ અપાય છે. જીર્ણ ત્વક્‌દોષની અંદર લોહીનું શોધન થાય તેટલા માટે આ દવાઓનું સેવન થાયછે.

૨ સારક પિત્તશામક—આ વર્ગની દવાઓ વધારે સખ્ત પિત્તના પ્રકોપને શાન્ત કરે છે. કાળજાની નીચે પિત્તાશય છે અને તેમાં પિત્તનો પ્રવાહી પદાર્થ એકઠો થાયછે. આ પિત્ત યકૃત્‌માંથી ઉત્પન્ન થાયછે. જે માણસમાં

આ પિત્ત જરા વધારે ઉત્પન્ન થાયછે તે માણસ ઉપર બતાવ્યા પ્રમાણે પિત્ત પ્રકૃતિવાળો હોયછે; જેથી પિત્ત પ્રકૃતિવાળા માણસમાં થોડું ઘણું પિત્તનું વિશેષપણું હોયછે. તેમાં પિત્તનો કાંઈ રોગ હોતો નથી અગર પિત્ત બહુ વધી ગયું હોતું નથી. પિત્ત પ્રકૃતિવાળા માણસને ખાસ પિત્તશામક દવાઓ કામની છે અને સારક પિત્તશામક દવાઓ ખસૂસ કરીને પિત્તનો બહુ પ્રકોપ થયો હોય ત્યારે અગર પિત્તનો કાંઈ વ્યાધિ થયો હોય ત્યારે અપાય છે. યકૃત્ના તીક્ષ્ણ વ્યાધિમાં વખતો વખત પિત્તનો પ્રકોપ થઈ આવેછે જેથી મુંઝારો, કમળો વિગેરે રોગ દેખાય છે. આ દરદમાં સારક પિત્તશામક દવાઓ બહુ કામની છે. વખતે આંખો, પેશાબ અને આખું શરીર હળદરવર્ણું થઈ જાયછે. આ વર્ગની દવાઓ પિત્તનો જમાવ ન નીકળતો હોય તેને આંતરડા વાટે બહાર એમી કાઢે છે. યકૃત્ની અને પ્લીહની જીર્ણ વૃદ્ધિમાં પણ આ દવાઓ કામની છે. પિત્તના તીક્ષ્ણ પ્રકોપથી જે જે ત્વક્દોષ ઉપડી આવે છે તેનું આ વર્ગની દવાઓ શમન કરેછે અને પિત્ત પ્રકૃતિના પ્રાધાન્યપણાથી જે કાંઇ ત્વક્દોષનાં ચિન્હ જેવું જણાય તેને ખાસ પિત્તશામક દવાઓ દબાવે છે.

## નિદ્રા લાવનાર, માદક અને પીડાશામક.

જે દવાઓ લેવાથી નિદ્રા આવે છે તે દવાઓને નિદ્રા લાવનાર દવા કહેવી. જે દવાઓ પોતાના પ્રભાવવડે દરદીને બેભાન કરી આપેછે અગર બકવાખોર કરી મેલેછે તેને માદક દવા કહેવી. જે દવાઓ લેવાથી અગર લગાડવાથી દરદીની પીડાનું શમન થાયછે અને તેની બેચેની કમી થાય છે તે દવાઓને "પીડાશામક" દવા કહેવી.

| | |
|---|---|
| ૧ અફીણ. | ૩ કીર્દમાન. |
| ૨ ભાંગ. | ખુરાસાની અજમો. |
| ધતુરો. | |

માદક પદાર્થો એવાછે કે તેથી પહેલ વહેલો શરીરમાં જુસ્સો આવે છે ને પછી તે શાન્ત પડેછે. માદક, નિદ્રા લાવનાર અને પીડાશામક કેટલેક દરજ્જે એક બીજા સાથે સંબંધ રાખે છે જેથી કોઇમાં એક ગુણ ઓછો તો બીજો ગુણ વધારે છે.

આમાં જે ઓસડો ગોઠવ્યાં છે તેમાં પહેલામાં અમુકગુણ વધારે તો બીજામાં ઓછો એમ ગુણના સમુદાય પ્રમાણે ક્રમવાર ગોઠવેલછે.નિદ્રા આવ-

વાને માટે મગજ સ્વસ્થ અને શાન્ત થવું જોઇએ. અફીણ અને ભાંગમાં નિદ્રા લાવનાર, માદક અને પીડાશામક ત્રણે ગુણો છે. ધતુરામાં માદક અને પીડાશામક એ બે ગુણોછે અને કીર્દમાન અને ખુરાસાની અજમામાં ફક્ત પીડાશામક ગુણ રહ્યો છે. જેથી પીડાશામક ગુણ તે પાંચેમાં, માદક ગુણ ત્રણમાં, અને નિદ્રા લાવનાર ગુણ ફક્ત બેમાં રહ્યોછે.

અફીણ અને ભાંગ બન્ને નિદ્રા લાવવાને માટે અપાય છે પણ તે બન્નેની અસરમાં ઘણો ફેર છે. અફીણ સ્વસ્થ નિદ્રા લાવે છે અને દરદવાળા ભાગના જ્ઞાનતંતુને તે બેશુદ્ધ કરેછે અને તેથી પીડા પણ જણાતી નથી. ભાંગ દરદીને સ્વસ્થ નિદ્રા નહિ લાવતાં તેને એક જાતના ભ્રમમાં નાખી દેછે અને તેથી તે ઘેનમાં પડ્યો રહે છે અને તેને પીડા જણાતી નથી. આટલા માટે ઉત્તમ નિદ્રા લાવનારી દવા અફીણ છે. ભાંગ નિદ્રા લાવવાના ગુણમાં અફીણથી ઉતરે છે પણ માદક ગુણમાં તેથી ચડે છે, ધતુરામાં અફીણની પેઠે સ્વસ્થ નિદ્રા લાવવાનો તેમજ ભાંગની પેઠે અમુક જાતનો ભ્રમ કરી દરદીને ઘેનમાં નાખી દેવાનો ગુણ પણ નથી અને ઉલટો તે મગજને અયોગ્ય જુસ્સો આપે છે; માટે તે ફક્ત પીડાશામક તરીકે થોડી માત્રામાં અપાયછે. નિદ્રા આવે એવડી મોટી માત્રા આપવાથી તે દરદીને બેહદ જુસ્સો આપે છે.

નિદ્રા લાવનારી દવાના સેવનથી મગજની જ્ઞાનશક્તિ કમી થાય છે. મગજ પોતાના જ્ઞાનેન્દ્રિયો સાથેના સંબંધવડે શરીરના દરેક ભાગનું જ્ઞાન મેળવે છે અને મગજનો ઇન્દ્રિયોની સાથેનો સંબંધ થોડા વખતને માટે ભ્રષ્ટ કરવો એજ નિદ્રા લાવનારી દવાઓનું કામ છે. કદાપીને આવી રીતના ગુણવાળી દવામાં જુસ્સો લાવવાનો ગુણ રહ્યો હોય તો તે માદક ગુણને દબાવે એવી બીજી કોઈ દવાનો ઉમેરો તેની સાથે કરવો જોઇએ. નિદ્રા લાવનારી દવાથી મનની બહિર્જ્ઞાન શક્તિ ઓછી થાયછે, મનોવિકાર ઉત્પન્ન થતા અટકે છે, દુખનું જ્ઞાન થતુ નથી ને નિદ્રા આવેછે. સ્પર્શજ્ઞાનશક્તિ પણ કેટલેક દરજ્જે કમી થઈ જાયછે અને તેના શરીરના કોઈ પણ ભાગને અડીએ તો તેની તેને ખબર પડતી નથી.

ઔષધમાં પણ આપણને માદક ગુણની જરૂર નથી પણ તેવા ગુણવાળી દવાઓ યોજતાં સાવચેતી રાખવા ખાતર તે ગુણનુ આ વિષયમાં થોડું વિવેચન આપ્યું છે.

જે ક્રમ નિદ્રા લાવવાનો છે તેજ ક્રમ પીડાશમન કરવાનો છે. વિશેષમાં નિદ્રા લાવનાર દવાઓમાં પીડાશામક ગુણ રહ્યો છે પણ પીડા શામક દવાઓમાં કાંઈ નિદ્રા લાવવાનો ગુણ રહી શકતો નથી. મગજના ઉપર અસર થાય તેવી દવાની યોજનાથીજ નિદ્રા આવે છે અને પીડાની શાન્તિ તો મગજના ઉપર અસર કરનારી દવાથી તેમજ જે ભાગમાં દરદ હોય તે ભાગ ઉપર અસર કરનારી દવાથી પણ થાય છે. અફીણ, ભાંગ, ધતુરો, કીર્દમાન તથા ખુરાસાની અજમો એ પાંચે દવા પેટમાં લેવાથી તેમજ દુખતા ભાગ ઉપર લગાડવાથી પણ પીડા શાન્ત થાય છે. વિશેષ જે દવાઓ દરદનું કારણ દૂર કરે છે તે દવાઓથી પણ પ્રસંગે પીડા શાન્ત થાય છે; જેમકે દુખતા સાંધા ઉપર કેટલાક તેલનું મર્દન, પાકની પીડા થતી હોય તેવા ભાગ ઉપર ઉના પાણીનો શેક, મળાવરોધથી પેટમાં પીડ થતી હોય ત્યારે રેચક દવાઓનો ઉપયોગ એમ બીજી કેટલીક દવાઓ પણ જૂદે જૂદે પ્રસંગે પીડા શાન્ત કરનાર થઈ પડે છે.

## પૌષ્ટિક.[1]

જે દવાઓ લોહીનું બંધારણ સાફ કરી શરીરના દરેક ભાગને યોગ્ય પોષણ આપે છે અને શરીરમાં સ્ફુર્તિ લાવે છે તથા માંસની વૃદ્ધિ કરે છે તેને "પૌષ્ટિક" દવાઓ કહેવી.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ અભ્રક. | અડદ. | મહુડા. | ૨ લોહ. | ૩ લીંબડો. |
| કલઈ. | અશળીઓ. | મેથી. | સુવર્ણમાક્ષિક. | સાતવીણ અને |
| જસત. | આસંધ. | વરધારો. | હીરાકશી. | કટુપૌષ્ટિક દવાઓ. |
| આપરીઓ. | કવચાં. | વિદારીકંદ. | અ અર્જુનવૃક્ષ. | |
| ત્રાંબું. | કેશર. | વંશલોચન. | આમળા. | ૪ પારો અનેબીજી. |
| મોતી. | ગુંદ. | શરપંખો. | ઉપલેટ. | શોધક દવાઓ. |
| મોરથુથુ. | ચણોઠી. | શંખાવાળી | કાંચનાર. | |
| રૂપું. | ચીકણાં. | સાલમ. | કહોળું. | |
| રૌપ્યમાક્ષિક. | બદામ. | સાબરશીંગુ. | ગળો. | |
| શિલાજીત. | બળબીજ. | દુધ. | ગુલાબનાં ફૂલ. | |
| સીસું. | બાવળ. | | રગતરોહીડો. | |

સોનું. બ્રાહ્મી.
સોમલ. ભાંગરો.

પૌષ્ટિક દવાઓની અસર એકદમ જણાતી નથી. તેઓ ધીરે ધીરે શરીરના દરેક ભાગને પુષ્ટિ આપે છે, તથા સ્નાયુને દૃઢ કરે છે અને તેથી જઠર, હૃદય, ફેફસું અને મગજ વધારે કામ કરવાને શક્તિમાન થાય છે. ઉષ્ણ દવાઓ પણ શરીરના દરેક અવયવને સતેજ કરે છે તોપણ પૌષ્ટિક દવાઓમાં અને ઉષ્ણ દવાઓમાં ફેર માત્ર એટલોજ કે ઉષ્ણ દવાથી શરીરમાં એકદમ તેજ આવી જાય છે અને પૌષ્ટિક દવાથી ધીરે ધીરે આવે છે; તેમજ વળી ઉષ્ણ દવાથી મળેલું તેજ થોડીક વખતજ ફક્ત જીંદગી જોખમમાં આવી પડી હોય તે વખતનો મામલો સાચવવા સારૂંજ રહે છે અને પૌષ્ટિક દવાનું તેજ ઘણા લાંબા વખત સુધી ટકે છે. (એટલે તેનો હેતુ જીંદગી જોખમમાં આવી પડે તેવો મામલો અટકાવવાનો છે. જેથી પૌષ્ટિક દવાઓ દરદીને દરદના પૂર આવવા પહેલાં પાળ બાંધવા રૂપ છે અને ઉષ્ણ દવાઓ દરદના પૂરમાં તણાતા દરદીને તારા રૂપ છે. જેમ પૂરમાં તણાતાં માણસને યોગ્ય અને શક્તિમાન તારાની મદદ મળે તો તે સહીસલામત કાંઠે પહોંચે છે તેમ યોગ્ય અને ઉત્તમ ઉષ્ણ દવાઓ પણ દરદના ભરપૂર વેગમાંથી દરદીને બચાવી લે છે. જેમ મજબૂત પૂલ બાંધવાથી પૂરની બીક પાન્થને લાગતી નથી તેમ પૌષ્ટિક દવાની યોગ્ય યોજનાવડે વ્યાધિના આવા ભયંકર રૂપમાંથી પણ દરદીની ગંજાઈ જવાની ભીતિ રહેતી નથી.

હમેશાં જીર્ણ રોગની અંદર પૌષ્ટિક દવાનો ઉપયોગ થાય છે. તેથી તમામ મર્મસ્થાન પોતાની શીથીલતા દૂર કરે છે. શરીરના જૂદા જૂદા ભાગ ઉપર અસર કરનારી જૂદી જૂદી પૌષ્ટિક દવાઓ હોવી જોઇએ અને તેટલા માટે પૌષ્ટિક દવાઓના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે.

૧ મગજને પુષ્ટિ આપનારી દવાઓ:—૨ લોહીને પુષ્ટિ આપનારી દવાઓ ૩ જઠરને પુષ્ટિ આપનારી દવાઓ ૪ શોધક પૌષ્ટિક દવાઓ.

૧ મગજને પુષ્ટિ આપનારી દવાઓ મગજ શરીરમાં રાજા હોવાથી જે ઔષધો મગજને પુષ્ટિ આપે છે તે વાસ્તવિક રીતે આખા શરીરને પુષ્ટિ આપે છે. મગજના જીર્ણ વ્યાધિમાં આ દવાઓ ઘણા કામની છે. મગજના વ્યાધિઓ જે વાતવ્યાધિના નામથી પ્રસિદ્ધ છે અને જે જે વાત વ્યાધિમાં ગતિમતિનો ભ્રમ પ્રાધાન્ય રૂપે રહે છે તેવા વાત વ્યાધિમાં આ

વર્ગની દવાઓ કામની છે. અપસ્માર હિસ્ટીરીયા, ખેંચતાણ, થડકી જવું ઉન્માદ, અર્ધાંગ, પક્ષાઘાત, અર્દિત વિગેરે વ્યાધિમાં આ દવાઓ અપાય છે. ઉન્માદ જેમાં બુદ્ધિનો ભ્રમ થાય છે અને અપસ્માર, ખેંચતાણ જેમાં શરીરનાં અવયવોને અસાધારણ ગતિ મળે છે અને જે વાત વ્યાધિઓ અમુક મુદતે ઉપડે છે તે વાતવ્યાધિમાં આ વર્ગની દવાઓ આપવાથી તેઓ ઉપડતા બંધ થાય છે અગર તેમની ઉપડવાની મુદત લંબાયછે.

૨ લોહીને પુષ્ટિ આપનારી દવાઓ—આ વર્ગની દવાના બે વિભાગ થઈ શકે છે.

૧ ખાસ લોહીને પુષ્ટિ આપનારી દવાઓ ૨ લોહીની શોધક પૌષ્ટિક દવાઓ. પેટાવર્ગ अ જુઓ લોહ, સુવર્ણ માક્ષિક અને હીરાકસી એ લોહીને ખાસ પુષ્ટિ આપનારી દવાઓ છે. લોહીની અંદર રહેલાં રક્ત કણ ગમે તે કારણથી ઓછાં થઈ ગયાં હોય તેને તે પાછાં લાવે છે. ઘણા દીવસના જીર્ણ જ્વર પછી, વિષમજ્વર પછી, તેમજ યકૃત્ અને પ્લીહના જીર્ણ વ્યાધિમાં શરીર સાવ ફીકું થઈ જાયછે. આ ફીકાશ થવાનું કારણ એટલુંજ કે લોહીમાંથી રક્ત કણ ઓછાં થઈ ગએલાં હોય છે. અર્શ, સંગ્રહણી, યક્ષ્મા અને બીજા તમામ રોગમાં પણ એજ પરિણામ થઈ આવે છે ત્યારે લોહના વર્ગની દવા આપવી ઉચિત છે. લોહીને પુષ્ટિ આપવાનો અને શરીરમાં રતાશ લાવવાનો ગુણ લોહના વર્ગની દવામાં જેવો રહ્યો છે તેવો બીજી એકે દવામાં રહ્યો નથી.

૨ લોહીનું શોધન કરી પુષ્ટિ આપનારી દવાઓ. આ દવાઓ સાધારણ રીતે લોહીના પૈત્તિક દોષનું શમન કરે છે. તપ્ત રહેતુ લોહી તેથી શાન્ત થાય છે અને જે લોહી વિકૃતિથી જૂદી જૂદી જાતના ત્વક્દોષ ફૂટી નીકળે છે તે પણ તેથી શાન્ત થાય છે. વિશેષમાં લોહીને ખાસ પુષ્ટિ ન આપતાં રક્ત પિત્તને લીધે જે લોહીનો ક્ષય થાય છે તે થતો ક્ષય અટકાવવાનો ગુણ તેમાં હોવાથી આ દવાઓ લોહીને પુષ્ટિ આપનારી દવાઓ ગણવામાં આવી છે.

૩ જઠરને પુષ્ટિ આપનારી દવાઓ—આ વર્ગની દવાઓ અનાજનું સારી પેઠે પાચન કરે છે અને અનાજનું યોગ્ય રીતે પાચન થવું એ પણ શરીરને પુષ્ટિ મળવાનો એક રસ્તો છે.

આ શિવાય દીપન પાચન દવાઓ પણ આજ વર્ગમાં આવી જા-

ય છે ને તે પણ પુષ્ટિ આપનાર દવાઓને સહાય ભૂત થઈ પડે છે. જ્યારે જઠરાગ્નિ મંદ થઈ ગઈ હોય અને અનાજનું પૂરે પૂરૂં પાચન થતું ન હોય અને તેથી નબળાઈ થયા કરતી હોય ત્યારે આ વર્ગની દવાઓ આપવી કહેલ છે.

૪ શોધક પૈષ્ટિક=પારો એ સર્વોત્તમ શોધક દવા છે અને તે શરીરની તમામ વિકૃતિ દૂર કરે છે. લોહીને પુષ્ટિ આપનારી દવાના પેટા વર્ગમાં જે બીજું લીસ્ટ લોહીની શોધક પૈષ્ટિક દવાનું છે તે ખાસ લોહીનું શોધન કરી તેને પુષ્ટિ આપે છે પણ આ ચોથા વર્ગની દવાઓ શરીરના અનેક જૂદા જૂદા રોગો મટાડી શરીરને પુષ્ટિ આપવાનું કામ સારે છે (શોધક દવા જુઓ.)

બાદ તમામ ઔષધો શરીરના જૂદા જૂદા રોગો મટાડનાર અને તેનું આરોગ્ય વધારનાર હોવાથી તે ઔષધો તેમજ સારો ખોરાક, સ્વચ્છ હવા, ચોખ્ખું પાણી, સ્વચ્છતા, સારી ગમત, ખુશનુમય વિચારો, ઉમદા પોશાક, અલંકાર વિગેરે જે જે વિષયો શરીરને સુખાકારી રાખેછે તે તે અદૃશ્ય રીતે પૈષ્ટિક દવાઓનું કામ સારે છે.

પારો એ શોધક પૈષ્ટિક છે અને કજ્જળી રૂપે તેની અસર લોહીના ઉપર અને રસ સિન્દુર રૂપે મગજના ઉપર થાય છે.

## મૂત્રલ.

જે દવાઓ પોતાના પ્રભાવવડે મૂત્ર પીંડના કાર્યને સતેજ કરે છે અને તેથી પેશાબનો જથો વધે છે તે દવાઓને "મૂત્રલ" દવા કહેવી.

| | | | |
|---|---|---|---|
| ૧ કલઈ | અનંતમૂળ. | ચણકબાબ | પાખણ ભેદ |
| શીલાજીત | અળશી | જવખાર | બળબીજ |
| ઉટંગણ | આસોંદરો | જુઈ | બહુફળી |
| એખરો | ઉત્કટારો | જંગલી પ્યાજ | વરણો. |
| ગોખરૂ | ઉંદરકાની | તલ | શતાબ |
| વિદારીકંદ | કાકડીનાં બી. | દગડફૂલ | શરપંખો. |
| શતાવરી | કાળીપાટ | દેવદાર. | શીવણમૂળ |
| ૨ ટંકણખાર | ખાખરો | નાગરમોથ | શરગવો. |
| સુરોખાર | ગરણી | નીર્મળી | સાટોડી. |

અધેડો. ગળજીભી નાળીએર

મૂત્રલ દવાઓના બે વિભાગો થઇ શકે છે.

૧ પૌષ્ટિક મૂત્રલ અને ૨ ખાસ મૂત્રલ.

ગોખરૂ શિવાયની પૌષ્ટિક મૂત્રલ વર્ગની સઘળી દવાઓ જીર્ણ મૂત્ર વ્યાધિમાં કામની છે. જેમ તીક્ષ્ણ વ્યાધિ તેમ ખાસ મૂત્રલ દવાઓ વધારે સારી અસર કરે છે અને તે વધારે સારી રીતે અસર કરે તેટલા માટે તેમને પૂષ્કળ પાણીમાં મેળવી અપાય છે.

અમૂક મૂત્ર વ્યાધિ લાંબો વખત રહ્યાથી મૂત્ર પીંડ અને મૂત્રાશય શીથીલ થઈ જાય છે તેમજ તેથી વીર્યાશયને પણ ઈજા પહોંચે છે ને વખતે શુક્ર દોષ ઉપડી આવે છે.

પૌષ્ટિક મૂત્રલ દવાઓ મૂત્ર વ્યાધિને તેમજ તેથી થતા શુક્ર દોષને અટકાવે છે. મૂત્ર પીંડના તીક્ષ્ણ તેમજ દીર્ઘ વરમને લીધે જ્યારે પેશાબ ઓછું આવેછે ત્યારે તેમજ દાહકારક ચીજ ખાવાથી અગર તડકે રખડવાથી જ્યારે પેશાબ ઓછું અને દાહ યુક્ત થાય છે ત્યારે મૂત્રલ દવાઓ અપાય છે. તેથી પેશાબની બળતરા શાન્ત થાય છે અને તેનાં મર્મસ્થાનનો વરમ પોચો પડે છે. જ્યારે પેશાબ ગમે તે કારણથી રોકાઈ રહે છે અગર દબાવવામાં આવે છે ત્યારે પેશાબમાં દાહ થાય છે. જ્વરમાં પણ પેશાબ લાલચોળ ઉતરે છે અને બળતરા થયા કરે છે. પેશાબમાં દાહ અને બળતરા થવી એ પણ પૈત્તિક દોષનું એક ચિન્હછે. તમામ જાતના જ્વરમાં પિત્તનો પ્રકોપ હોયછે જેથી તેમાં મૂત્રલ દવાઓ અપાયછે.

વિશેષમાં મૂત્રલ દવાનો ઉપચાર એ જ્વરની ચિકિત્સાનું એક ઉપયોગી અંગછે, પૈત્તિક વિકૃતિ મટાડવાને મૂત્રલ ચીજ અપાયછે. કમળો, હલીમક અને જળંદરની ઉપર મૂત્રલ ઉપાય પ્રશસ્ત છે. મૂત્રલ ઉપચાર યોજવાથી કમળાના દરદીને પૂષ્કળ પેશાબ છૂટે છે અને તેથી આંખની અને શરીરની પીળાશ કમી થાયછે. સોજો મૂત્ર પીંડના રોગથી થયો હોય અગર હૃદ રોગથી થયો હોય તો પણ મૂત્રલ દવાઓ આપવી સારી છે.

આખા શરીર ઉપર સખ્ત સોજો થયો હોય તો તે પણ તેથી બેશી જાય છે. જ્વરની અંદર મૂત્રલ ચીજને સારક પદાર્થો સાથે મેળવવામાં આવે છે અને પૈત્તિક વિકૃતિમાં તથા શોફમાં તેમને રેચક દવાઓ સાથે મેળવવામાં આવે છે. મૂત્રલ દવાનો ઉપચાર એ શોધન ક્રિયાનો એક

પ્રકાર છે અને તેથી જીર્ણ રોગમાં જ્યારે શરીરનું શોધન કરવું હોય છે ત્યારે તે અપાય છે.

મૂત્રલ દવાની અસર અફીણના બંધાણીને ઘણી કમી જણાય છે તેમજ તેની સાથે અફીણ મેળવવામાં આવે તેમજ રેચક અગર સ્વેદળ દવાની યોજના કરવામાં આવે તોપણ તેની અસર ઓછી થાયછે.

## રેચક અને સારક.

રેચક દવાઓના સંસ્કૃત વૈદ્યકારોએ ચાર જૂદા જૂદા ભેદ પાડ્યાછે

૧ અનુલોમન એટલે જે ઓસડો મળનો કોપ શાન્ત કરી તેને પચાવે તથા બંધકુષ્ટનો મળ જૂદો પાડી તેને નીચે ઉતારે તેને "અનુલોમન" દવા કહેવી.

૨ સ્રંસન એટલે જે દવાઓ મળાદિક દોષને પાચન ન કરતાં તેને એકદમ ધસડીને નીચે પાડે તે "સ્રંસન" દવાઓ.

૩ ભેદન એટલે જે દવાઓ શુષ્ક અને ગ્રંથી બંધાએલ મળને છૂટો પાડી તેને નીચે પાડે છે તે "ભેદન" દવાઓ.

૪ રેચક ઔષધો એટલે જે ઔષધો પક્વ અગર અપક્વ મળને પોતાના બળવડે પાણી જેવો પાતળો કરી તેને આંતરડાની બહાર ખેંચી કાઢે છે તે "રેચક" દવાઓ.

☞ મળ એટલે પક્વ થવાનો હોય અગર એમને એમ અપક્વ નીકળવાનો હોય પણ જઠરમાંથી આંતરડામાં આવેલો ખોરાક.

જોકે સંસ્કૃત વૈદ્યકારોએ આવી રીતે ચાર ભેદ કર્યા છે તો પણ વ્યવહારોપયોગી અને અનુભવથી સિદ્ધ થઈ શકે એવા તેના બે વિભાગ છે.

૧ શાન્ત રેચક, સારક, સાફ ઝાડો લાવે તે અગર હલકો જુલાબ લાગે તેવી દવાઓ.

૨ સખ્ત રેચક, રેચક અથવા ભારે જુલાબ લાગે તેવી દવાઓ.

૧ સારક ઔષધો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગંધક | આમળાં | ગરમાળો | તાંદળજો | મરી | સોનામુખી |
| લવણ | કડુ | ઝેરેર | ત્રાયમાણ | શંખાવળી | હરડે |
| આંબલી | કરીઆતુ | તલ | દ્રાક્ષ | સાટોડી | ગોરોચન. |

૨ રેચક ઔષધો.

| | | | | |
|---|---|---|---|---|
| ઔદાર | એળીઓ | કુકડવેલ | ગુલાબનાં ફૂલ | નેપાળો |

| | | | | |
|---|---|---|---|---|
| ઇન્દ્રવર્ણું | કપીલો | કુંવાર | દાંતીમૂળ | પટોળ. |
| એરંડો | કાળાદાણા | ગરણી | નશોત્તર | રેવંચીનોશીરો. |

સારક દવાઓ આપવાથી મળાવરોધ દૂર થાયછે. પેટમાં સેજસાજ અજીર્ણ રહેતુ હોય, તેથી માથું ભારે લાગતું હોય અને શરીર જડ થઈ રહ્યું હોય ત્યારે સારક દવાઓ અપાય છે. ત્વક્દોષની અંદર શરીરનું શોધન કરવાની જરૂર છે. પિત્તાધિક્ય દોષથી ઘણું કરીને ત્વક્દોષ ઉપડેછે. સારક દવાનો ઉપયોગ થોડા ઘણા દિવસ સુધી કરવાથી ઘણો સારો આરામ થાય છે. વાતરક્ત, ઉંદરનું ઝેર, શીતપિત્ત અને બીજા હઠીલા ત્વક્રોગમાં સારક દવાઓનો શાન્ત ઉપયોગ કેટલાક માસ સુધી જારી રાખવો પડેછે. સખ્ત રેચની દવા આપવાથી ઉલટી શરીરમાં વધારે ક્ષીણતા થાય છે અને તે જીર્ણ ત્વક્રોગીને વધારે હેરાન કરેછે. અમૂક વાત વ્યાધિ જેમાં થોડા ઘણા ચસકા નીકળે છે અને તે ભાગ ઝલાઈ ગયો હોય છે ત્યારે વાતહર દવાઓની સાથે સારક દવાની યોજના કરવાથી લોહીમાં જે દુષ્ટ પદાર્થ મળેલો હોય તે દૂર થાય છે.

વિશેષમાં તે સારક હોવાથી પિત્તનો પણ સ્રાવ કરેછે અને હલીમક, કમળા વિગેરેમાં તે અપાય છે. યકૃત્ અને પ્લીહની જીર્ણ વૃદ્ધિથી પેટમાં મોટી ગાંઠું થાય છે જેને સારક દવાઓ ગાળેછે. ગમે તે કારણથી સોજો થયો હોય તેને માટે સારક દવાઓ અકસીર ઉપાય છે. જ્યારે ઘણા દિવસ સુધી શોધન ક્રિયા કરવાની જરૂર હોય ત્યારે સારક દવાઓ અપાય છે. કૃમિની દવા આપ્યા પછી માથે સારક દવાની યોજના કરવી એ ઉત્તમછે તેમજ કૃમિથી ઉત્પન્ન થતા બીજા વ્યાધિમાં તેમનું વિધાન કહેલ છે.

કોલેરાની શરૂઆતમાં પેટમાં રહેલ અજીર્ણાંશને દૂર કરવા સારક દવાઓ અપાય છે તેમજ ઘણા દિવસના ઝાડાનું પણ અજીર્ણાંશ એ મુખ્ય કારણ થઈ પડેછે ત્યારે સારક દવા આપવી યોગ્ય છે.

રેચક દવાઓ જ્યારે સખ્ત બંધકુષ્ટ થયો હોય ત્યારે અપાય છે. સન્નિપાતમાં અને કેટલીક વખતે મગજને ઈજા થાય છે ત્યારે પણ સખ્ત બંધકુષ્ટ થઈ આવે છે. રેચક દવાઓ આવા બંધકુષ્ટમાં ફાયદો કરે છે. લોહી સુધારવાને માટે કેટલાક વૈદ્યો સારક દવા વાપરેછે અને કેટલાકો રેચક વાપરે છે પણ ખાસ જરૂરીયાત શિવાય રેચક દવા બને ત્યાં સુધી વાપરવી નહિ. જ્યારે લોહી બગડેલું હોય ત્યારે રેચ લેવાનો આ દેશમાં સાધારણ રીવાજ છે.

## રોપણ.

જે દવા પોતાના ગુણવડે ઘારાંના દુષ્ટ ભાગને દૂર કરી અંદરના તંદુરસ્ત ભાગને સતેજ કરી ઘારૂં રૂઝવે છે તેને "રોપણ" દવા કહેવી.

૧ કાંચનાર, ગુગળ અને બીજી કેટલીક શોધક દવાઓ.

| | | |
|---|---|---|
| ૨ ખાપરીઓ | સીન્દુર | એર |
| ગેરૂ | આંબાહળદર | ચગ્રોઠી |
| જસત | ઈસિસ | જુઈ |
| ટંકણ. | કપીલો | ટેટુ |
| બોદાર | કાંટાશળીઓ. | લોબાન. |
| મોરથુથુ | કાથો | દાંત |
| શંખ | કીલ | મધ. |

પહેલા વર્ગની દવાઓ ખાવાથી લોહીનું શોધન થાય છે અને તેથી જે ઘારાં પડ્યાં હોય તે રૂઝપર આવે છે અને સુકાઈ જાય છે. તે શિવાય બીજી કેટલીક શોધક દવાઓ પણ અદૃશ્ય રીતે રોપણ દવાનું કામ સારે છે.

બીજા વર્ગની રોપણ દવાઓ એ ખરેખરી રોપણ છે અને તે બહાર લગાડવાથી રૂઝ આવી જાય છે. ક્ષત ઉપર તેમાંની કેટલીકના લેપ, ઉબેરા, ઘી, મલમ વિગેરે લગાડાય છે તેમજ તેમનાં પાણીથી અગર કાઢાથી પ્રક્ષાલન કરવામાં આવે છે. દુષ્ટ વૃણ જે જલદી રૂઝાતાં નથી તથા કચકચ્યા કરે છે તે ઉપર તે ઉપયોગી છે. જૂદી જૂદી જાતના ત્વક્‌દોષમાં તે લગાડવાથી ચેળ કમી થાય છે, પરૂ ઓછું થાય છે અને દાહ શાન્ત થાય છે. રોપણ દવાઓ બધી શીત વીર્ય છે. ઉપદંશ, ઝામરો, ભાઠાં, અર્બુદ, ગડગુમડ, વાતરક્ત, કુષ્ટ, ખસ, ખરજવું, ગંભીર ગુમડું, જખમ અને કોઈ ભાગનું સડવું વિગેરેમાં બહાર લગાડ્યા તરીકે આ વર્ગની દવા કામની છે.

## વમન કરાવનાર.

જે દવાઓ પોતાના જોસથી પિત્તને, કફને અગર કાંઈ અપક્વ ખોરાકને જઠરમાંથી અગર તેથી ઉપલા ભાગમાંથી જોરથી કાઢી નાંખે છે તે "વમન" દવાઓ કહેવાય છે.

| | | |
|---|---|---|
| ૧ મોરથુથુ | ૨ લવણ. | અંકોલ. |
| મીંઢોળ. | અરીઠાં. | નિર્મળી. |
| રાઈ. | આકડો. | વજ. |

વમન દવાઓના તેમની અસર પ્રમાણે બે વિભાગ પાડવામાં આવ્યાછે. પેહેલા વર્ગની દવા જઠરમાં જઈ તેનો ક્ષોભ કરવા માંડે છે અને તેથી પુષ્કળ જઠરરસ પ્રદિપ્ત થઈ તે જઠરરસ, દવા અને જઠરમાં આવેલી તમામ ચીજો એકદમ બહાર નીકળી આવે છે. આ વર્ગની દવા જ્યારે કાંઈપણ ઝેરી ચીજ ખવાણી હોય છે ને એકદમ ઉલટી કરાવવાની જરૂર છે ત્યારે ઉપયોગી થઈ પડે છે.

૨ બીજા વર્ગની દવાઓ લોહીમાં મળી મોળ કરાવે છે ને પછી તેથી ઉલટી થાય છે. તેથી શરીરનો જુસ્સો નરમ થાય છે અને કોઈપણ મર્મસ્થાનના શ્લેશ્મ પીંડનો સંકોચ થતો હોય ત્યારે તે અપાય છે. દમની અંદર આ વર્ગની વમન દવાઓ ખસૂસ ઉપયોગી છે અને તેથી છાતીમાં થયેલો કફનો જમાવ જલદીથી બહાર નીકળી આવે છે.

કાંઈ પણ રૂક્ષ અગર અજીર્ણ કરે એવી ચીજ ખવાણી હોય ત્યારે તેમજ કાંઈ ઝેર ખવાણું હોય ત્યારે તથા જો શરીરનું શોધન કરવું હોય તો વાન્તિકર પદાર્થો આપવા.

અફીણ, સોમલ વિગેરે ઝેર ખાધા પછી ઉલટી કરાવાય છે તેમજ કોલેરાના દરદીને ઝાડો ઉલટી બંધ થઈ જવાથી પેટ ચડી આવે છે ત્યારે તેને ઉલટી કરાવવાની જરૂર છે.

જ્વરવાળા દરદીને ઉલટી કરાવવાથી ફાયદો થાય છે. વિષમજ્વર જેવા કે એકાહિક, દ્વયાહિક, ત્ર્યાહિક અને ચાતુર્થિકજ્વરની અંદર તેમજ સંતત્ અને સતતજ્વરમાં ઉલટી કરાવવી યોગ્ય છે. જેમ તરતનો જ્વર તેમ ઉલટીથી વધારે સારો ફાયદો થાય છે અને તૃતીયક તથા ચાતુર્થિક વિગેરે લાંબી મુદ્દત સુધી ચાલનાર જ્વરમાં તાવ આવવાની પેહેલાં ઉલટી કરાવવાથી સારો ફાયદો થવા સંભવ છે. આ બધા જ્વરમાં પિત્તનું જોર હોય છે અને ઉલટી કરાવવાથી પિત્તનું જોર કમી થાયછે અને પિત્ત કમી થવાથીજ જ્વરની અંદર ફાયદો થવા સંભવ છે. જ્વરની અંદર પિત્તનો પ્રકોપ હોવાથી ઘણું સખ્ત માથુ દુખે છે જે ઉલટી કરાવવાથી પોચું પડેછે.

ઉન્માદ રોગની અંદર દરદી જ્યારે ઘણો જોસમાં હોય છે ત્યારે

તેને ઉપરા ઉપરી ઉલટી કરાવવાથી તેનો જોરસો શાન્ત થાય છે અને નિદ્રા આવી જાય છે. સૂતિકા સ્ત્રીને પણ થયેલી ઘેલછામાં ઉલટી હીતકારી છે. બાદ આંચકી, ખેંચતાણ અને બીજા કેટલાક વાતવ્યાધિ જેમાં શરીરનાં જુદાં જુદાં અવયવો ખેંચાય છે અને જે કાંઈ અયોગ્ય દુર્જર પદાર્થ લેવાણાથી અગર ભાંગ, ઝેર કોચલું, ધતુરો વિગેરે વિષથી થઈ આવેલ હોય છે તેમાં ઉલટી દરદનું મૂળ કારણ દૂર કરી દરદીને ફાયદો કરે છે. અપસ્માર આવવાનો શક થાય કે તરતજ ઉલટી કરાવવાથી વાઈ આવતી અટકે છે.

જીર્ણ ઉધરસની અંદર જ્યારે જ્વર હોતો નથી પણ થોડો ઘણો દમ કે હાંફ હોય છે ને છાતીમાં પુષ્કળ બળગમ ભર્યો હોય છે ત્યારે બે ત્રણ દિવસ સુધી દરરોજ ઉલટી આપવાથી કફ કમી થાય છે. આવી રીતે કફ કમી થયા પછીજ કફ શામક દવાઓ આપવી. બાળકો જ્યારે ભરાઈ આવે છે, તેમની છાતીમાં તાંત બોલે છે, આખી છાતી સોવાય છે ને શ્વાસ ઘણો જલદ ચાલે છે ત્યારે પણ ઉલટી કરાવવાથી દરદીને ફાયદો થાય છે. સજ્વર કફવાળા દરદીને એટલે તીક્ષ્ણ કફજ્વરમાં પણ યોગ્ય પ્રસંગે વમન પ્રશસ્ત છે; પણ જો દરદી બહુ ક્ષીણ થઈ ગયો ન હોય તોજ ઉલટી કરાવનારી દવા આપવી.

**ઉલટી કરાવવામાં રાખવી જોઇતી સાવચેતીઃ**—અત્યંત ક્ષીણ તથા વૃદ્ધ માણસોને તેમજ જે માણસને અંતર્ગળ ઉતરતી હોય તેને, તથા જે બાળકને આમણ નીકળતી હોય તેને ઉલટી કરાવવી નહિ. ઉલટી કરાવવાથી આ દરદીઓનું મૂળ દરદ વૃદ્ધિ પામે છે. સાતમે, આઠમે કે નવમે માસે ગર્ભિણીસ્ત્રીને ઉલટી કરાવવાનો પ્રતિબંધ છે. સખ્ત ઉલટી કરાવવાથી ગર્ભપાત થવાની બીતિ રહે છે. જઠરના કેટલાક વરમમાં ઉલટી કરાવવાથી ઘણું નુકસાન થાય છે.

કેટલીક વખતે ઉલટી કરાવવાથી દરદી બહુ મુંઝાય છે અને જો તે બહુ ક્ષીણ હોય તો તેના ડોળા ફાટી રહે છે, આંખમાંથી ને નાકમાંથી પુષ્કળ પાણી ઝરે છે, પરસેવે રેબ ઝેબ થઈ રહે છે ને તેનું આખું શરીર તણાઈ જાય છે ને કેટલીક વારે તેને સોં વળે છે.

વળી ઉલટી કરાવવાથી બહાર નીકળતા પદાર્થ કેટલીક વખતે બહાર નહીં નીકળી આવતાં શ્વાસ નળીકામાં ઉતરી જાય છે; તેથી વખતે

દરદી મુંઝાય છે, છાતીમાં ભીસ જેવું લાગે છે, શ્વાસ રૂંધાય છે, જીભ હોઠ કાળાં થઈ જાય છે ને તેનો જીવ ઉંડો તરી જતો હોય તેમ લાગેછે. મોઢા ઉપર અને આખા શરીર ઉપર ટાઢાં પાણીનાં મોતીઆં વળે છે. એક ક્ષણવાર રહી તેને પાછી વળતર થાય છે પણ જો વળતર ન થાય તો વખતે તેના જીવને પણ જોખમ લાગી જાય છે. આવી રીતે ક્વચિત્તજ બને છે; બહુધા ઉલટી કરાવવાથી શરીરને ઘણી મહેનત પડી હોય એટલુંજ, ફક્ત જણાય છે.

## વાયુહર. વાતહર અને વાતઘ્ન.

વાયુહર, વાતહર, અને વાતઘ્ન એ ત્રણે સંજ્ઞાને એક બેકને બદલે કેટલાકો વાપરે છે તોપણ તે દરેકના ગુણમાં ફેર છે. તેમના યથાર્થ ભેદનું સ્પષ્ટીકરણ થવા; તેમની નીચે પ્રમાણે વ્યાખ્યા ગોઠવવામાં આવી છે.

૧ વાયુહર દવાઓ=જે દવા પોતાના ઉષ્ણ દીપન અગર પાચન ગુણવડે પેટની અંદર રહેલા પવનને દૂર કરે છે અગર તે પવનનાં ઉત્પન્ન થવાનાં કારણોને દબાવે છે તેને "વાયુહર" દવા કહેવી.

૨ વાતહર દવાઓ=જે દવાઓ પેટમાં ખાવાથી અગર બહાર લગાડવાથી શૂળ, ચસ્કા, જકડાઈ જવું વિગેરે જૂદાં જૂદાં વાત જન્ય ચિન્હોને શાન્ત કરે છે તે વાતહર દવાઓ કહેવાય,

૩ વાતઘ્ન દવાઓ=જે દવાઓ પેટમાં ખાવાથી મગજને પુષ્ટિ આપી ગતિ મતિનો ભ્રમ જેમાં પ્રધાન્ય રૂપે રહેલ છે તેવાં દરદોને દબાવે છે અગર તેમની આવવાની મુદત લંબાવેછે તે દવાઓ "વાતઘ્ન" કહેવાયછે.

| ૧ વાયુહર | | ૨ વાતહર | | ૩ વાતઘ્ન |
|---|---|---|---|---|
| ૧ લવણ | મેથી | ૨ અગથીઓ | પ્રસારણી | ૩ રૂપું |
| શંખ | લવીંગ | અરણી | વછનાગ | ઉપળેટ. |
| સાજીખાર | લસણ | આકડો | લવીંગ | કવચાં |
| અજમો | વાપુંબા | એરંડો | સુંઠ | ગુગળ |
| આદુ | વાવડીંગ | કરંજ | | દશમૂળ. |
| કુલીંજન | સુંઠ | કાયફળ | | પીંપરીમૂળ |
| ગજપીંપર | સુવાદાણા | કેરડાની પાડ | | બીલામું |
| ચિત્રક | હીંગ | ચણોઠી | | રાસ્ના |

| | | |
|---|---|---|
| ઝેરકોચલું | જાર | લસણ |
| તજ | ટીંબરૂ | વચ્છનાગ |
| તાલીસપત્ર | ડુંગળી | વજ |
| પીંપર | દશમૂળ | સમદરફળ |
| આદીઆન | નગોડ | ગોકળગાય. |

૧ વાયુહર દવાઓ દીપન પાચન છે. તેથી પેટ ચુંક, અછોછી, આફરો વિગેરે મટે છે, ને તીક્ષ્ણ અજીર્ણમાં આ વર્ગની દવાઓ અપાય છે. પેટમાં શૂળ થતુ હોય ને અજીર્ણને લીધે શરીર ભારે થઈ રહ્યું હોય તથા માથું ચડી આવતું હોય તો તે વાયુહર દવાથી મટે છે. તેથી અનાજનું સારી રીતે પાચન થાય છે, ભૂખ ખૂબ લાગે છે, પવન છૂટે છે ને પેટ હલકું પડે છે. રેચ આપતાં પેટમાં ચુંથ ન જણાય તેટલા માટે રેચક દવાઓની સાથે વાયુહર ઔષધનો સંયોગ કરવામાં આવે છે. આ વર્ગની દવાથી પેટનો પવન હેઠે છે.

૨ વાતહરઃ—આ વર્ગની દવાઓ ખાવાથી તેમજ ચોપડવાથી વાત જન્ય દોષ શાન્ત થાય છે. ગૃધ્રસી, ક્રોષ્ટૃશીર્ષ, કટીશૂળ, પાર્શ્વશૂળ, ચસ્કા વિગેરે દરદોમાં આ દવાઓનો ક્વાથ પીવાય છે તેમજ તેમનું તેલ વિગેરે ચોપડાય છે. આ રોગોની અંદર લોહી દુશીત થયેલું હોય છે. લેકટીક એસીડ નામનો ચીકટ પદાર્થ લોહીમાં મળેલો હોય છે. વાતજન્ય શોફની ઉપર આ વર્ગની દવાઓના લેપ ચોપડાય છે.

૩ વાતઘ્ન દવાઓ ખાસ મગજને પુષ્ટિ આપનાર છે અગર મગજને તેજ કરનાર છે. મગજમાં તેની કેવા પ્રકારે અસર થવાથી મુદતે ઉપડતા વાતવ્યાધિ દબાય છે તે હજી નકી થયું નથી તો પણ ઘણા દિવસ આ વર્ગની દવાઓ આપવાથી તેમની મુદત લંબાય છે અને તેનો જોસ હલકો પડે છે એ સિદ્ધ છે. અપસ્માર, હીસ્ટીરિયા, અર્ધાંગ, પક્ષાઘાત, અર્દિત વિગેરે વ્યાધિમાં તેમનું સેવન કરવું કહેલ છે. આ વ્યાધિમાં કેટલોક ફાયદો કાળે કરીને થાય છે અને કેટલોક ફાયદો ઔષધથી પણ થાય છે.

## શીતળ.

જે દવાઓ પોતાના ઠંડા ગુણવડે તાવનાં તૃષા, દાહ વિગેરે જૂદાં જૂદાં ચિન્હોને તેમજ શરીરના કોઈ ભાગમાં ગમે તે કારણથી થતા અમસ્તા દા-

હને કાંતો ખાવાથી કે ચોપડવાથી દૂર કરે તેને "શિતળ" દવા કહેતી.

૧ અશ્વગ્ધ. અર્જુનવૃક્ષ. આમળાં. ગોખરૂ. ચણોઠી. જેઠીમધ.
બદામ. બાવળ. વંશલોચન. શતાવરી. શ્રીમજો.
૨ ગેરૂ. કાથો. ખેર. મેંદી. હીરાદખણ.
૩ આમળાં. કડાછાલ. ગળજીભી. ગળો. ગોખરૂ
ચંદન. તાંદળજો. ત્રિફળા. દારૂહળદર. ધમાસો.
નારંગી. મજીઠ. રતાંજળી. લીંબુ.
૪ સુરોખાર. અળશી. ઉત્કટારો. ગળજીભી. ચણકબાબ.
દગડફૂલ.
૫ ઇસબગુલ. કડાછાલ. કમળકાકડી. કાથો. કેશર.
ચાંગેરી. જાંબુ. બાવળ. મોચરસ.
૬ આમળાં. ગુલાબનાંફૂલ. હરડે. ગોરોચન.
૭ અગર. એલચી. કપૂરકાચલી. કેશર. ચંદન.
તકમરીઆં. ત્રિફળાં. બહેડાં. સડસડો.

શીતળ શીવાય તેમની સાથે રહેલા બીજા ગુણ પ્રમાણે તેમના સાત વિભાગ કરવામાં આવ્યા છે. શીતળ ગુણ હોવાથી દરેક રોગના પિત્તાધિક્ય દોષનું તે શમન કરેછે. શીતળ પદાર્થોના જે સાત વિભાગ કરવામાં આવ્યા છે તેમનાં નામ.

૧ શીતળ પૌષ્ટિક. ૨ શીતળ રોપણ. ૩ શીતળ પિત્તશામક. ૪ શીતળ મૂત્રલ. ૫ શીતળ સ્તંભન. ૬ શીતળ સારક. ૭ શીતળ દાહ શામક.

જ્યારે શરીરમાં સાધારણ રીતે ગરમાઈ રહે છે ને કાંઈ ખાસ બાધિનાં ચિન્હ માલમ પડતાં નથી ત્યારે શીતળ દવાઓ અપાય છે. દરદીનું શરીર ગરમ રેહેતું હોય અગર તેની આંખો બળ્યા કરતી હોય અને શરીરમાં ફીકાશ જણાતી હોય તો શીતળ પદાર્થોનો ઉપયોગ કરવો. આંખે જ્યારે ઝાંખ આવે છે, ઝાંઝવાં જેવું દેખાય છે અને આંખોના ડોળા પીળા જણાય છે ત્યારે શીતળ પૌષ્ટિક દવાનો ઉપયોગ કરવો યોગ્ય છે. શીતળ રોપણ, શીતળ સારક અને દાહશામક પદાર્થો ખસૂસ કરીને ત્વક્દોષમાં ઉપયોગી છે. શીતળ રોપણ દવાઓ ત્વક્દોષનાં કચકચતાં ઘારાંને જલદી રૂઝપર લાવે છે; શીતળ સારક ત્વક્દોષના મુખ્ય કારણ રૂપ રક્તવિકારનું શોધન કરે છે અને શીતળ દાહશામક ત્વક્દોષમાં થતાં દાહ અને ચેળનું શમન કરે છે શીતળ મૂત્રલ પ્રમેહની સખ્ત બળતરામાં અ-

પાય છે. તેથી પેશાબ પુષ્કળ થાય છે અને તેની અંદર રેહેલા ક્ષાર પ્રમાણમાં ઓછા થાય છે. શીતળ પિત્તશામક તમામ જાતની પૈત્તિક વૃકૃતિને દબાવે છે. જોકે બધી શીતળ દવામાં પિત્ત શમાવવાનો ગુણ રહ્યો છે તો પણ પિત્તશામક શીતળ દવામાં તે ગુણ વિશેષે કરીને છે અને તે પિત્તના તીક્ષ્ણ પ્રકોપને શાન્ત કરે છે. જે જે રોગમાં સ્તંભન દવાની જરૂર છે તે તે દરદમાં જો પિત્તપ્રકોપનાં ચિન્હ મુખ્યત્વે કરીને મળી આવતાં હોય તો બીજી સ્તંભન દવાઓ કરતાં આ શિતળ સ્તંભન દવા વધારે સારૂં કામ કરે છે.

## શોથઘ્ન.

જે દવાઓ ખાવાથી રેચની મારફત અગર શરીરને કૌવત આપીને અગર સોજો થવાના જૂદાં જૂદાં કારણો દબાવીને અગર લેપ તરીકે તેમની ખાસ અસર હોવાથી સોજાને કમી કરે તે દવાને "શોથઘ્ન" દવા કહેવી.

૧ અરણી, આવળ, કડવી નઈ, કાળીપાટ, કીડામારી, દશમૂળ, સાટોડી.

તે શિવાય તમામ પૌષ્ટિક દવાઓ. સારક દવાઓ અનેવાતહર દવાઓ વખતે સોજો ઉતાર થઈ પડેછે.

સોજો એ કાંઈ ખાસ રોગ નથી. ધણાક જૂદા જૂદા રોગોનું તે એક ચિન્હ છે. સાધારણ રીતે સોજો એ વાયુનો પ્રકોપ ગણાય છે ને તેથી વાતહર દવાઓ તેમજ ઉપર બતાવેલી દવાઓ બહુ માફક આવે છે. સોજા ઉપર વાતહર દવાનો લેપ કરવાથી અગર તેમનું તેલ ઘસવાથી આરામ થાયછે. બાદ લોહી દુશીત થવાથી જો કાંઈ સોજો થયો હોય તો સારક દવાઓ માફક આવેછે તેમજ નબળાઈ અને ક્ષીણતાને લીધે જો કાંઈ ચેથર જેવો ભાવ જણાય તો તેને પૌષ્ટિક દવાની જરૂર છે.

અતિસાર, સંગ્રહણી, અર્શ અને જેથી શરીરમાં ક્ષીણતાની સાથે શોફ થયો હોય તેમાં પર્પટીઓ કામની છે. પર્પટીઓ સાધારણ રીતે સશોફ વ્યાધિ ઉપરજ લાગુ પડેછે તેમજ પ્લીહની અને યકૃત્‌ની જીર્ણ વૃદ્ધિથી જે શોફ જેવું થઈ આવેછે તેમાં તથા હૃદ્ રોગથી અને મૂત્રપીડના વ્યાધિથી જે શોફ ચડી આવેછે તેમાં રેચક દવાઓ બહુ અપાય

છે. લોહીમાં દુશીત પદાર્થ મળવાથી જો અમૂક ભાગમાં સોજો થઈ આવ્યો હોય તો વાતહર પદાર્થો આપવા.

આ શિવાય સોજો ગમેતે કારણથી થયો હોય તો તે કારણ દૂર કરવું; જેથી સોજો ઉતરેછે. કેટલાંક અવયવોની સ્થિતિમાં ફેરફાર થવાથાં અગર દુખનો ભાગ નહીં ગુજાવવાથી શોફ ઉતરે છે. પાકના શોફને પોલ્ટીસ અને વાળો ત્રુટ્યાથી થએલ એહદ શોફને લીંબડાનાં અને એરડાનાં વરાળીઆં પાન વધારે માફક આવે છે. હૃદ્ રોગના અને મૂત્ર પીંડના વ્યાધિને લીધે થએલો પગનો શોફ ફક્ત સાધારણ તંગ પાટો બાંધવાથીજ ઉતરી જાય છે.

## શોધક.

જે દવાઓ શરીરના કોઈ પણ મર્મસ્થાનની વિકૃતિ દૂર કરી તેને પોતાની યોગ્ય સ્થિતિએ ખબર ન પડે તેવી રીતે પહોંચાડે છે તે દવાને "શોધક" દવા કહેવી.

| પૌષ્ટિક શોધક | સારક શોધક | પરચુરણ શોધક. | |
|---|---|---|---|
| ૧ અભ્રખ | ગંધક સોનામૂખી | ૧ કચોરો | પ્રસારણી |
| કલઈ | પારદ (કજ્જળી) હરડે. | કોડ | વાપુંબા |
| આસંધ | આંબાહળદર | કહોળું | વાવડીંગ |
| ગુગળ | આમળાં | એર | પીડવણ |
| બ્રાહ્મી | આસોંદરો | ગળજીભી | શીવણમૂળ |
| ૨ લોહ | ઉંદરકાની | ગળો | ૩ કાળીપાટ |
| શિલાજીત. | એરંડો. | બેહેડાં | છાલ મોગરો |
| સુવર્ણ માક્ષિક | અંકોલ | મજીઠ | બાબચી |
| સોનું | કુંવાર. | લીંબડો | સાતવીણ. |
| ૩ ત્રાંબુ. | તાંદળજો | વાળો | ૪ કાંચનાર |
| સોમલ | ત્રિફળાં | શેમળો | કાંટા શેળીઓ |
| હરતાળ | નેપાળો. | સૂરણ. | ૫ અનંત મુળ |
| હીંગળો. | પટોળ | ૨ આકડો | રગતરોહડો |
| પારદ (રસસિન્દુર) | સાટોડી | ઉપળેટ | ૬ રસકપૂર |
| | | | ૭ નવસાર |

એક રીતે બધી દવાઓ શોધક ગણી શકાય પણ જે દવાઓના ગુણનું ખાસ સ્વરૂપ જણાયું છે તેવી દવાઓને તેમના ખાસ ગુણના વર્ગમાં આપેલ છે. શોધક દવાઓ લોહીના બંધારણમાં કાંઈ ફેરફાર કરે છે અને તેમની અસર શરીરના જુદા જુદા ભાગમાં પહોંચે છે. આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે શોધક દવાઓ ગાંઠો ગાળે છે, વૃણ શમવે છે, જીર્ણ ત્વક્‌દોષને સુધારે છે અને બીજા મર્મસ્થાનના જીર્ણ રોગને દબાવે છે.

શોધક દવાની અસર થવાને માટે ઘણો લાંબો વખત લાગે છે અને તેમનો ઉપયોગ પણ જીર્ણ રોગમાંજ કરવામાં આવે છે. તીક્ષ્ણ રોગમાં ઘણી સખ્ત દવા એકદમ અપાય છે અને જે રસ્તે તે અસર કરે તે પ્રમાણે તેમના ગુણ ગણવામાં આવે છે; જેમકે નેપાળાથી રેચ લાગવો, મીંઢોળથી ઉલટી થવી અને અફીણથી ગાડો કબજ થવો એ અસર પ્રત્યક્ષ રીતે થોડા વખતમાં દેખાઈ રહે છે. જો કે આ દવાઓ પણ શરીરમાં રહેલી વિકૃતિને સુધારે છે તોપણ તેમને શોધક દવાની સંજ્ઞા આપી નથી. શોધક દવાનો દાખલો "લોહથી રક્તને પુષ્ટિ મળવી, સોમલથી કોઈ જીર્ણ વાતવ્યાધિનું દબાવું, સોનામુખીના શાન્ત ઉપયોગથી જીર્ણ ત્વક્‌દોષનું સુધરવું તેમજ કોહોળાથી કોઈ પૈત્તિક વિકૃતિનું શમન થવું" એ બધું શોધક દવાની અસર છે અને તે અસર ઘણીજ અદૃશ્ય રીતે થાય છે. બીજી દવાઓની અસરથી અમુક કલાકમાં શું ફેર થયો તે જેમ જોઈ શકાય છે તેમ શોધક દવાની અસરથી શું ફેરફાર થયો તે અમુક દિવસે પણ જણાતો નથી. તેની અસર જણાવાને માટે તો કેટલાક માસ જોઇએ છીએ. દવાઓના જે ગુણ થઈ શકે તે ગુણનું શોધક ગુણ એ ફક્ત પરમાણું રૂપ છે. જેમ ઘણાંક પરમાણું ભેગાં થવાથી અમૂક ચીજ બને છે તેમજ અમુક રીતના શોધક ગુણનાં પરમાણું ભેગાં કરવામાં આવે તો તેમાંથી એક ઉગ્ર ગુણવાળી ચીજ બને છે.

દાંતમાંથી લોહી પડવું (સ્કર્વી) વિગેરે દરદોમાં જ્યાં રક્ત ફેરફાર દેખીતો જણાઈ રહે છે તે દરદમાં ફાયદો કરનાર દવા રક્ત શોધક ગણાય છે.

આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે શોધક ગુણનાં અસંખ્ય પેટા પાડી શકાય તો પણ વ્યવહારીક ઉપયોગીપણાની ખાતર અંત્રે તેના ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે.

૧ પૌષ્ટિક શોધક  ૨ સારક શોધક  ૩ પરચુરણ શોધક

૧ પૌષ્ટિક શોધક દવાઓ એ ખસૂસ કરીને શરીરને પુષ્ટિ આપીને તેને સુધારે છે અને જો કાંઈ જીર્ણ વિકૃતિનો અંશ હોય તો તેને દબાવે છે તેમજ તે જીર્ણ વિકૃતિ ઘણા વખત સુધી શરીરમાં રેહેવાથી જે કાંઈ નબળાઈ થઈ હોય તેને તે દૂર કરે છે.

આ પેટા વર્ગની નં ૧ ની દવા જે જીર્ણ પિત્તાંશ શરીરમાં હોય તેને સુધારે છે. તેથી તે મૂત્ર પીંડના જીર્ણ વ્યાધિમાં અને શુક્ર દોષમાં ઘણી ઉપયોગી છે. આ વ્યાધિઓ થવાનું કારણ પણ પિત્તની પ્રાધાન્યતા છે જેનું તેઓ શીતવીર્ય હોવાથી શમન કરે છે. નં ૨ ની દવાઓ સમસીતોષ્ણ વીર્ય છે અને ખસૂસ કરીને તેઓ લોહીને પુષ્ટિ આપનાર છે. નબળાઈ, પાણ્ડુ, ક્ષીણતા વિગેરે દોષો તેથી દબાય છે. નં. ૩ ની દવાઓ ઉષ્ણ વીર્ય છે અને વાત અગર કફનો જે કાંઈ જીર્ણ રોગ હોય તે ઉપર તે વપરાય છે. મુદતે ઉપડનારા વાત અને કફના વ્યાધિમાં તેમનો ઉપયોગ કરવો કહેલ છે. અપસ્માર, દમ, ખેંચતાણ, આધાશીશી, માથું દુખવું વિગેરે દરદો આ વિભાગની દવાના સેવનથી સારાં થાય છે. અમુક મુદતે ઉપડનારા વિષમ જ્વર પણ તેથી દબાય છે.

૨ સારક શોધક દવાઓ ઝાડો સાફ લાવી શરીરનું શોધન કરે છે અને પિત્તપ્રકોપથી થતા રોગ ઉપર તે અપાય છે. વાતરક્ત, કુષ્ટ, વિચર્ચિકા વિગેરે જીર્ણ ત્વક્દોષમાં તેમજ પિત્તાધિક્ય દોષવાળા ઉદર રોગમાં આ વર્ગની દવાઓ કામની છે. તેથી દાહની શાન્તિ થાય છે, દસ્ત સાફ આવે છે અને મળાવરોધ મટે છે. પિત્ત પ્રકૃતિ રેહેતી હોય તેને તેમજ પ્રદર, અને ઋતુ દોષવાળી સ્ત્રીને સારક શોધક દવાઓ ઘણી ઉપયોગી છે.

૩ પરચુરણ શોધક દવાના લીસ્ટમાં ઘણી જૂદી જૂદી રીતે અસર કરનારી દવાઓની ગણના કરવામાં આવી છે. આ પેટા વર્ગની નં. ૧ ની દવાઓ ખસ, ખરજવું, લુખસ, તાપોડીયાં વિગેરે ત્વક્દોષ જે તીક્ષ્ણ દાહ રૂપે દેખાય છે તેમાં અપાય છે. તે બધી પિત્તશામક શોધક છે અને તેથી તમામ પૈત્તિક વિકૃતિ દબાય છે. નં. ૨ ની દવાઓ ઉષ્ણ વીર્ય શોધક છે અને શરીરમાં કફાંશ કે વાતાંશ જે રેહેતો હોય તેને હરે છે. નં. ૩ ની દવાઓ ખાસ જીર્ણ ત્વક્દોષનું શોધન કરે છે. કેવી રીતે આ દવાઓ ફાયદો કરે છે તે નિશ્ચિત થયું નથી તોપણ એટલું તો સિદ્ધ છે કે ઘણાક

માસ સુધી તેમનું સેવન કરવાથી કુષ્ટ, વાતરક્ત વિગેરે જીર્ણ ત્વક્‌દોષમાં ફાયદો થાય છે. વિશેષમાં બાબચી અને છાલ મોગરો તો બહાર લગાડવાથી પણ ફાયદો કરે છે. નં. ૪ વાળી દવાઓ પોતાની શોધક અસરથી શરીરના જૂદા જૂદા ભાગના અને મર્મસ્થાનના વૃણને રૂઝવે છે અને તેથી થતી ક્ષીણતાને અટકાવે છે. નં. ૫ ની દવાઓ ખાસ લોહીને સુધારનાર છે. અને તેથી લોહીની તમામ વિકૃતિ દૂર થાય છે. નં. ૬ ની દવા ખાસ ઉપદંશથી બગડેલ લોહીને સુધારનાર છે અને નં. ૭ ની દવા ખાસ યકૃત્‌ની ઉપર અસર કરે છે અને પિત્તનું બંધારણ સુધારી તેથી થતી વિકૃતિને અટકાવે છે.

## સ્નાયુ શૈથીલ્ય કૃત્‌—આક્ષેપારિ.

જે દવાઓ પોતાના બળવડે શરીરના ખેંચાતા સ્નાયુને અગર શરીરના ગુહ્ય અવયવમાં રહેલ શ્લેષ્મ પીંડને સંકુચિત અવસ્થામાંથી ઢીલા કરેછે તેમને "સ્નાયુ શૈથીલ્ય કૃત્‌" દવા કહે છે. આવી દવાને આક્ષેપાન્તક અથવા આક્ષેપારિ દવા પણ કહે છે કારણ કે શરીરના જૂદા જૂદા ભાગમાં થતા આક્ષેપને તે દૂર કરે છે.

| | | |
|---|---|---|
| ૧ અફીણ | ૨ ત્રાંબુ | ધતુરો |
| કીર્દમાન | કપૂર | ૩ હીંગ |
| ખુરાસાની અજમો | જટામાંસી | કસ્તુરી |
| ભાંગ | તમાકુ | વાતઘ્ન દવાઓ |

સ્નાયુ શૈથીલ્યકૃત્‌ દવાના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે ૧ શામક સ્નાયુ શૈથીલ્યકૃત્‌ ૨ ખાસ સ્નાયુ શૈથીલ્યકૃત્‌ ૩ પૌષ્ટિક સ્નાયુ શૈથીલ્યકૃત્‌ ૪ વિવિધ દોષહર સ્નાયુ શૈથીલ્યકૃત્‌ ઔષધો.

૧ શામક સ્નાયુ શૈથીલ્યકૃત્‌ દવાઓઃ—જ્યારે દરદ તીક્ષ્ણ રૂપે ઉપડ્યું હોય છે, આક્ષેપ ચોખી રીતે જણાઈ રહે છે અને હાથ પગ તથા શરીરના બધા સ્નાયુ સાધારણ રીતે ખેંચાય છે ત્યારે આ વર્ગની દવા અવશ્ય આપવી પડે છે. આક્ષેપનો જુસ્સો શાન્ત કરવામાં ખરેખર આજ વર્ગની દવાઓ ઉપયોગી છે. શા કારણથી આક્ષેપ થઇ આવ્યો છે તે માલમ પડે તો આ વર્ગની દવા સાથે તેનું કારણ દૂર કરવાની દવા મેળવવી જોઇએ. કારણ દૂર થયું કે તરતજ આક્ષેપ બેસી જાય છે પણ કદાપીને આક્ષેપ ન બેસે તોપણ શામક સ્નાયુ શૈથીલ્યકૃત્‌ દવાઓ ખસૂસ આપવી

જોઇએ અને તે આપ્યાથીજ આક્ષેપનું જોર હલકું પડે છે.

૨ બીજા વર્ગની દવાઓ પણ આક્ષેપ ઉપર ખાસ અસર કરે છે. તે કેવી રીતે અસર કરેછે તે હજી નકી થયું નથી તો પણ એટલુંતો સિદ્ધ છે કે જેમ પહેલા વર્ગની દવાથી આક્ષેપનો જુસ્સો હલકો પડે છે તેમ આ વર્ગની દવાથી તેની આવવાની મુદત લંબાય છે; જેથી તીક્ષ્ણ આક્ષેપમાં પહેલા અને બીજા વર્ગની દવાઓ હમેશાં સાથેજ અપાય છે.

૩ પૌષ્ટિક સ્નાયુ શૈથીલ્યકૃત્ દવાઓ હમેશાં જીર્ણ વાત વ્યાધિમાંજ અપાય છે. તે મગજને પુષ્ટી આપી દરદ નાબુદ કરેછે અને જો કદી દરદ નાબુદ થતું નથી તો તેની ઉપડવાની મુદત લંબાય છે. બીજા વર્ગની દવાઓમાં ને આમાં ફેર માત્ર એટલોજ કે બીજા વર્ગની દવા તીક્ષ્ણ રૂપમાં અપાય છે અને આ વર્ગની દવા જીર્ણ રૂપમાં અપાય છે. તેમની અસરનો ક્રમ એક બીજાને મળતો છે. ટુંકામાં જે સંબંધ ઉષ્ણ દવાઓ પૌષ્ટિક દવા સાથે ધરાવે છે તેજ સંબંધ ખાસ સ્નાયુ શૈથીલ્યકૃત્ દવાઓ પૌષ્ટિક સ્નાયુ શૈથીલ્યકૃત્ દવા સાથે ધરાવે છે એટલે ખાસ સ્નાયુ શૈથીલ્યકૃત્ દવાઓ આક્ષેપના પૂરમાં ડુબતા દરદીને બચાવે છે અને પૌષ્ટિક સ્નાયુ શૈથીલ્યકૃત્ મગજ ઉપર એવી અસર કરેછે કે તેથી દરદ ઉપડતુંજ નથી અને જો ઉપડે છે તો તે ઘણુંજ હલકું અને ઘણીજ લાંબી મુદતે.

૪ વિવિધ દોષહર સ્નાયુ શૈથીલ્યકૃત્ દવાઓઃ-આક્ષેપનું અમુક કારણ મળી આવે તો તે દૂર થાય એવી દવા આપવાથી પણ આક્ષેપ પોચો પડેછે અને તેટલા માટે પાચન દીપન, કૃમિઘ્ન અને સારક દવાઓ તથાં રક્ત મોક્ષણ પણ આક્ષેપના શમનને માટે ઉપયોગી થઈ પડે છે.

ધનુર્, આંચકી, દમ, હિસ્ટીરીયા, અપસ્માર, હડકવા, મોટી ઉધરસ, ઉન્માદ, આધાશીશી, માથું દુખવું વિગેરે દરદોમાં સ્નાયુ શૈથીલ્યકૃત્ ઉર્ફે આક્ષેપારિ દવા આપવાનું વિધાન છે.

## સ્વેદલ.

જે દવાઓ શરીરમાંથો પસીનો છોડાવેછે તેને "સ્વેદલ" દવા કહેવી.

| | | | |
|---|---|---|---|
| સુરોખાર - | ઉનાબ | કુબો | માલકાંકણાં |
| અનંતમૂળ | અંકોલ | ટેટુ | ઉષ્ણોદક. |
| અફીણ | કપૂર | દેવદાર | |
| આકડો | કાંટાશેળીઓ | નાગરમોથ | |

સ્વેદલ દવાઓ જ્વરાદિક દોષને શાન્ત કરવાને અપાય છે. ગમે તે કારણથી જ્વર આવતો હોય, જ્વર વિષમ, આગન્તુક કે પ્રલેપક હોય તો પણ સ્વેદલ દવા ઉપયોગી છે. તેથી પુષ્કળ પસીનો છૂટે છે અને શરીરની ગરમાઈ ઓછી થાય છે. શરીરના કોઈ પણ ગુહ્ય મર્મસ્થાનમાં વરમ થતો હોય ત્યારે તેમજ કોઇ બહારના ભાગમાં પાક થતો હોય ત્યારે જ્વર ચડી આવે છે. સ્વેદલ દવાઓ આપવાથી શરીરમાં પસીનો વળેછે અને તેથી તે ભાગનો વરમ ઓછો થાયછે. વરમ થવાથી તે મર્મસ્થાનમાં લોહી વધારે ભરાઇ રહે છે. સ્વેદલ દવાઓ આપવાથી લોહી ઝડપથી ફરે છે અને તેથી વરમને લીધે જમાવ થએલું લોહી ઓછું થાયછે અગર જે મેલું લોહી ત્યાં ભરાઈ રહ્યું હોય તે વધારે ઓછું થાય છે.

સંધીવાની અંદર અને બીજા કેટલાક વાતવ્યાધિમાં તેમજ ઉપદંશ- માં જ્વર આવે છે ત્યારે તે દરદોની યોગ્ય દવા સાથે સ્વેદલ દવાઓ અજમાવાય છે.

જળોદર અને હૃદ્ રોગમાં સ્વેદલ દવાઓ અપાય છે અને તેથી તેનો શોફ હલકો પડે છે. શોફ થવાનું કારણ પણ શરીરના અમુક ભાગમાં જળની વૃદ્ધિ થવાનું છે અને નસું ઉપર અમુક ઠેકાણે વધતું ઓછું દ- બાણ થવાથી તેમાંથી પાણીનો ભાગ ઝરી જાય છે ને તેથી સોજો થઈ આવે છે. સ્વેદલ દવા આપવાથી લોહીની અંદરનો પાણીનો ભાગ બ- હાર ખેંચાઈ આવે છે અને તેથી સોજો પોચો પડેછે. સ્વેદલ દવાઓ- ના કરતાં ફલાલીન પહેરવાથી તેમજ ઉનાપાણીની બોક લેવાથી પુષ્કળ પસીનો છૂટે છે. પસીનો લાવવાને માટે ઉના પાણીની બોક જેવી બીજી એકે દવા નથી.

ત્વક્દોષની અંદર શરીરના કેટલાક ભાગમાં પસીનો આવતો નથી, તે ભાગ શુષ્ક અને રૂક્ષ રહે છે તથા દરદીને બેચેની આપ્યા કરે છે. પ- સીનો આવવાથી આ રૂક્ષતા મટે છે.

બેહદ પસીનો આવવાથી કેટલીક વખતે દરદીને બહુ વસમું લાગેછે ને તેનું શરીર ઠંડું પડી જાય છે. જો આમ થઈ પડે તો એકદમ ઉષ્ણ ઉપાય યોજવા જોઇએ.

# વિભાગ બીજો.

## કુદરતના અને આબ હવાના ફેરફારથી થતી ચિકિત્સા.

આ વિભાગમાં જે વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે તેમાંના પેહલા ત્રણ એટલે હવા, પાણી અને ખોરાક એ જીંદગીને ખસૂસ જરૂરના છે. આ ત્રણમાંના ગમે તે એકના અભાવથી મનુષ્યનું જીવતર બીલકુલ ટકતું નથી અને જ્યાં લગી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી આ ત્રણે ચીજની આવશ્યકતા છે અને તેટલા માટેજ આ ત્રણે પદાર્થો "જીંદગીના આધાર ભૂત પદાર્થો" કહેવાય છે. આ બાબતો બાદ કરતાં આ વિષયમાં બાકી જે બાબતો રહી તેને "જીંદગીની સહાય ભૂત બાબતો" એ પેટામાં ગણવામાં આવી છે અને તેમનું અહીં ટુંક વિવેચન કરવામાં આવ્યું છે.

## જીંદગીના આધાર ભૂત પદાર્થો.

### હવા.

શુદ્ધ હવા લેવાની દરેક માણસને જરૂર છે. ચોખી હવા લેવાથી શરીરમાં સ્ફુર્તિ આવે છે, ભૂખ બરાબર લાગે છે, ઝાડો સાફ ઉતરે છે તથા લોહી સ્વચ્છ થાય છે અને તે વધારે જલદીથી ફરે છે. દરેક મનુષ્યનો જીવનઆધાર શ્વાસો શ્વાસ ચાલવા ઉપર રહેલો છે અને જેમ શુદ્ધ હવાનો શ્વાસ લેવાય તેમ લોહી વધારે સારી રીતે સ્વચ્છ થાય છે તથા દુષિત લોહીથી જે રોગ થવા સંભવ છે તે બધા થતા અટકે છે. ચોખી હવા નહીં મળવાથી અગર શ્વાસમાંથી બહાર કાઢેલી હવાનો પાછો શ્વાસ લેવાથી મનુષ્યના ફેફસાંમાં બગાડો થાય છે. તેમના હોઠ સાધારણ રીતે કાળા રહેછે, આંખું નિસ્તેજ દેખાય છે અને શરીર બેચેન અને કમકૌવત જણાય છે. જેવી સ્વચ્છ અને છુટ હવા ગામડાના લોકોને મળેછે તેવી શહેરના લોકોને મળતી નથી અને તેથી તેમનાં શરીર નબળાં અને કમકૌવત માલમ પડે છે.

શુદ્ધ હવા એને કહેવી કે જેમાં કોઈ પણ જાતની દુર્ગંધી ન હોય તેમજ તે શરીરને અડવાથી બહુ ઉની કે બહુ ટાઢી લાગવી નહીં જોઇએ.

અશુદ્ધ, બંધીયા અને દુર્ગંધી વાળી હવા લેવાથી નીચે પ્રમાણે રોગો થાય છે:—માથું દુખે છે, અજીર્ણ થઈ આવે છે, ઝાડો સાફ ઉતર તો

નથી, અનાજનું પુરેપુરૂં પાચન થતું નથી અને શરીરનો બાંધો બરાબર વધતો નથી. છુટ હવા નહીં લેવાવાળાનું શરીર ગળી ગએલ જેવું લાગે છે, તેના માંસના લોચા ઢીલા થઈ જાય છે અને તેની કામ કરવાની શક્તિ ઓછી થઈ ગયેલી હોય છે તથા મનોશક્તિ નબળી પડી જાય છે.

છુટ હવા લેવાથી આ રોગો થતા નથી.

બહુશીત અથવા શરદ હવાનો શ્વાસ લેવાથી અગર શરીરને સ્પર્શ થવાથી શ્લેષ્મ, ઉધરસ વિગેરે થઈ આવે છે. શરદ હવાનો શ્વાસ લેવાથી લોહી ફેફસાંની અંદર ઘાટું થઈ જાય છે અને બધા ભાગમાં યોગ્ય રીતે ફરવાને બદલે અમુક ઠેકાણે એકઠું થાય છે. શરીરના જૂદા જૂદા ભાગોમાં લોહી એકઠું થવાથી નિચે પ્રમાણે રોગો થાય છેઃ--મગજમાં લોહી ચડી જાય છે અને મનુષ્ય બેભાન થઈ જાય છે. કાનનો બહાર ભાગ સૂજી આવે છે, વખતે કાનમાં ચસકા નિકળેછે અને આંચકી ઉપડી આવે છે.વિશેષમાં નજળો,સંધિવા વિગેરે પણ શરદહવામાંજ જોર કરેછે તેમજ ઉધરસ, દમ, સસણી વિગેરે પણ બહુધા ત્યારેજ ઉપડવા સંભવછે. વખતો વખત શરદી થવી એ ક્ષય ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ છે. ઠંડી હવા લાગવાથી હૃદયમાં, કલેજામાં, આંતરડામાં, જઠરમાં, મૂત્રપિંડમાં અને ગર્ભાશય વિગેરે દરેક મર્મસ્થાનમાં લોહીનો જમાવ થાય છે અને તેથી તે દરેક મર્મસ્થાનનો તીક્ષ્ણ વરમ ઉપડવા ભીતિ રહે છે. વખતે મૂત્રકૃચ્છ્ર બંધાય છે અને અટકાવ પણ બંધ થઈ જાય છે. દરેક ભાગનું શૂળ અગર પીડા શરદીથી જોર કરી આવે છે. શૂળ, સોજો અને જકડાઈ જવું વિગેરે વાત વ્યાધિઓ પણ શરદી લાગવાથી જોર કરેછે.

આવા દરદીને યોગ્ય ઓષધોપચાર સાથે શુદ્ધ હુંફવાળી હવામાં રાખવો. બહાર શુદ્ધ હુંફવાળી હવા મળવી મુશ્કેલ છે. યોગ્ય સાધનથી ઘરમાંજ શુદ્ધ હુંફવાળી હવા થઇ શકે છે.

બહુજ ઉષ્ણ પવન લાગવાથી શરીરમાં ફરતું લોહી વધારે તપ્ત અને વધારે પાતળું થાય છે. જેમ બહુજ શરદપવનથી કફ અને કેટલેક દરજ્જે વાતનો પ્રકોપ થઈ આવેછેતેમબહુજ ગરમ પવનથી પિત્તનો પ્રકોપ થાયછે. તેથી શરીર બળેછે અને અળાઈ,ગુમડાં,લુખસ વિગેરે ઉપડી આવેછે. આજ ઋતુમાં કુષ્ટ, વાતરક્ત, વિચર્ચિકા વિગેરે ત્વક્દોષનું જોર વધેછે અને દાહ થાયછે. ઉનવા, પ્રમેહ, પ્રદર, અને અસાતંત્ર ઉનો પવન સેવવાવાળાને બહુ પીડે છે. ઓરી, માતા, અછબડા વિગેરે ઓખાનું જોર પણ ઉષ્ણ

કાલમાંજ જણાય છે તેમજ પિત્તાતિસાર, કોલેરા વિગેરે ભયંકર દરદો ઉપડવાનો સંભવ પણ ઉષ્ણ હવાનું જોર હોય ત્યાં સુધીજ છે. ગરમ હવા ઝીલવાથી મગજમાં ભ્રમ થાય છે, આંખે અંધારી આવે છે, પાણી બહુ પીવું પડે છે અને કપાણ લાગે છે તથા શરીરને ચેન પડતું નથી.

આવા દરદીને યોગ્ય ઓષધોપચાર સાથે દરીયા કિનારાની અગર પર્વત ઉપરની ઠંડી હવામાં રાખવો.

## પાણી.

પાણી પણ હવાની પેઠે જીંદગીની આધારભૂત ચીજ છે. પીવાનું પાણી શુદ્ધ અને ચોખ્ખું હોવું જોઇએ. મેલું અને ગંદુ પાણી પીવું નહીં તેમજ ધોવા વિંછળવાના કામમાં પણ બની શકે ત્યાં સુધી તે લેવું નહીં. બરફ એટલે જામેલું પાણી જે બહુજ ઠંડું છે તે તથા ઉનું ઉકાળેલું પાણી પણ ઓષધમાં વપરાય છે. વ્યવહારિક ઉપયોગમાં સુગમ પડે માટે પાણીના ત્રણ જૂદા જૂદા વિભાગ પાડી તેનો ઉપયોગ બતાવવામાં આવ્યો છે.

૧ શુદ્ધોદક. ૨ ઉષ્ણોદક. ૪ શીતોદક.

**શુદ્ધોદક:—** જે જે રોગો ખરાબ પાણીથી થાય છે તે બધા રોગો ખરાબ પાણીને બદલે સારા અને ચોખા પાણીનો ઉપયોગ કરવાથી શાન્ત થાય છે. કેટલાંક પાણીમાં ક્ષારનો ભાગ વિશેષ હોય છે તો કેટલાંક પાણીમાં જૂદી જૂદી જાતનાં જંતુ રહેલાં છે તેમજ તેમાં વખતે સડેલો ગંદો પદાર્થ મળેલો હોય છે. જ્યારે પાણીની તંગાસ હોય છે ત્યારે પણ પાણી જલદીથી ગંદુ થઈ જાય છે અને લોકોને ગંદુ પાણી વાપરવું પડે છે.

નીચે લખેલાં દરદોમાં ખરાબ પાણીનો શક પડે છે:—

અજીર્ણ, અતિસાર, મરડો અને કોલેરાંમાં મુખ્ય દોષ પાણીનો હોય છે. કોલેરાની મહામારી ચાલતી હોય તે વખતે જે કુવામાંથી અગર વાવમાંથી પાણી પીવાતું હોય તે પાણી સ્વચ્છ રહે છે કે નહીં તેમજ તેમાં કાંઈ કૃત્રિમ બિગાડો કરવામાં આવે છે કે નહીં તેનો તપાસ રાખવા સારૂ લોકો ત્યાં ચોકી બેસાડે છે. ગમે તે રીતે પાણી બગડો તોપણ ચોમાસાની મોસમમાં જ્યારે વગડામાંથી ડોળ, ગંદકી વિગેરે ઘસડાઇને નદીમાં આવે છે ત્યારે સાધારણ રીતે ઝાડા મરડાનું જોર વિશેષ રહે છે. વિષમજ્વરમાં અને બીજા કેટલા ઝેરી જ્વરમાં બીગાડો પાણીવાટેજ થાય છે. બાદ ગલગંડ અને પથરીના રોગનું કારણ પણ પાણીમાં ક્ષારનો

ભાગ વિશેષ હોવાનું નિવડયું છે. અમુક ભાગનું પાણી ક્ષારયુક્ત હોવાથી તે ભાગમાં પથરીનું દરદ વધારે થાયછે એ ગણત્રીથી સિદ્ધ થઈ ચુકયું છે.

બાદ ખસ, દાદર, વાળો અને કેટલીક જાતના કુષ્ટ વ્રણનું તેમજ પેટનાં કૃમિનું કારણ પણ અશુદ્ધ પાણી છે.

આ બધાં દરદો શુદ્ધોદકનો ઉપયોગ કરવાથી અગર જે પાણીમાં જેવો દોષ હોય તે પાણીમાંથી તે દોષ કઢવી નાંખી ઉપયોગમાં લેવાથી અચૂક અટકે છે.

ઉષ્ણોદકઃ--આપણે જાણીએ છીએ કે નહાવાથી તેમજ ખસૂસ કરીને ગરમ પાણીવડે નહાવાથી શરીરનો મળ ધોવાય છે ને તે બરાબર સાફ થાય છે. કેટલાએક ચેપી ત્વચા રોગ ઉષ્ણોદકથી નહાનારા આદમીને થતાજ નથી. ખસ, ખરજવું, લૂખસ, દાદર વિગેરે કેટલાએક ચામડીના રોગનું જોર ગરમ પાણીવડે ન્હાવાથી કમી થાય છે તથા તેમાંની ચેળ હલકી પડે છે. દરેક જાતનાં ક્ષત, ચાંદાં, તથા જ્યાં જ્યાં સડેલો ભાગ વળગેલો હોય છે તે તે ઠેકાણે ઉષ્ણોદકનો ઉપયોગ ઘણો ફાયદાકારક છે; તેમજ બીજી આકાશદાર દવા લગાડવામાં આવી હોય તે પણ જો ઉના પાણીવડે ધોવાય તો તેનું દુઃખ ઘણું કમતી જણાય છે. ઉઠેલી આંખો જ્યાં ચીપડા ઘણા વળગેલા હોય છે તથા કાન વિગેરે જેમાંથી પરૂ ઘણું વહેતુ હોય છે તે પણ ગરમ પાણીથી સાફ કરવામાં આવે છે.

૨ આવી રીતે સાફ કરવાના કામ શિવાય તે પાક કરવામાં અતિ ઉપયોગી છે. નાનાં મોટાં ગુમડાં, પાઠું, બ્રામરી, સાતપડો, પેની પાકવી, રતનપાક, બદ, ગલગંડ વિગેરે જ્યાં સુધી કાચાં હોય છે ત્યાં સુધી તેમને ગરમ પાણીનો શેક કરવામાં આવે છે. ગરમ પાણીની અંદર ફલાલીનનું કપડું બોળી નીચોવી સહેવાય એવું દુખતા ભાગ ઉપર લગાડવું. આવી રીતે તેની અંદરની વરાળની અસરથી તેનો જલદીથી પાક થાય છે તથા દરેક કાચો ભાગ જ્યારે પાકે છે ત્યારે તેમાં કેટલીક પીડા થવાનો સંભવછે તે પીડા ગરમ પાણીનો શેક કરવાથી ઘણી કમતી થાય છે. જૂદી જૂદી જાતની લોપરીઓ (પોલ્ટીસ) અગર બીજા દવાના લેપો જે પકવવાને વાસ્તે વાપરવામાં આવે છે તેમાંનો એક ઉપાય પાક ક્રિયામાં ગરમ પાણીની તુલનાએ આવે એમ નથી. પાકની સાથે જે સોજો ચડી આવ્યો હોયછે તે પણ ગરમ પાણીથી હઠે છે ને દરદ થોડી જગામાં આવી ભરાઈ રહે

છે. પાકનો ગમે તેવો ભયંકર સોજો હોય તેપણ બે ત્રણ દિવસની અંદર તદન નાબૂત થઈ જાય છે. જે ગડ પકાવવા જેવા નથી હોતા તેવા ગડને ગરમ પાણીનો શેક પકાવવાને બદલે શાન્તપણે બેસાડી દેછે. દરદીને પીડા ઓછી જણાય તેટલા માટે અફીણના ડોડવા, અફીણ, કસુંબો, વિગેરે બીજી પીડા શામક દવા ગરમ પાણીમાં નાખવામાં આવે છે.

૩ ગરમ પાણીના શેકથી પેટના સખ્ત દુખાવામાં છાતી અને પાંસળાની અંદરના શૂળમાં, તથા મુંઝારાની ગાંઠની સખ્ત પીડામાં સારો ફાયદો થાયછે. ઘણું કરીને આવે સમયે ત્યાં પાક થતો હોય છે અગર લોહીનો જમાવ થયો હોય છે જેમાં આ શેકની અવશ્ય જરૂર છે. જમાવ થએલા લોહીને તે તોડી નાંખે છે.

૪ મગજના કેટલાક વ્યાધિમાં દરદીને ગરમ પાણીની અંદર બેસાડવાની જરૂર પડે છે. આંચકી તથા ધનુર રોગમાં દરદીને કમર સુધી આશરે દશ પંદર મિનિટ સુધી ગરમ પાણીમાં રાખ્યો હોય તો તેથી સારો ફાયદો જણાયછે. બાળકને જ્યારે ખેંચતાણ થાયછે ત્યારે આમ કરવાની અવશ્ય જરૂર છે. [1]બ્રોમાઈડ ઓફ પોટેશ્યમ તથા ક્લોરલ હાઇડ્રેટ વખતે કામ નથી કરતાં ને ગરમ પાણી ઘણો સારો ફાયદો કરે છે.

૫ ગર્ભાશયના કેટલાક વ્યાધિમાં ને તેમાં ખાસૂસ કરીને નષ્ટાર્તવ અને પીડિતાર્તવમાં જો સ્ત્રીઓના પગ ઘુંટણ સુધી ગરમ પાણીમાં બોળી રાખ્યા હોય તો તેની સારી અસર જણાય છે. બરાબર ફાયદો જણાવાને માટે ગરમ પાણીની અંદર રાઈનો ભૂકો નાખવામાં આવે છે. જનનેન્દ્રિયના કોઈ પણ ભાગની અંદર કાંઇ પાક થતો હોય તો ગરમ પાણીનો શેક કરવાથી તે તરત પાકી જાય છે. તેજ પ્રમાણે વૃષણના વરમ ઉપર પણ ગરમ પાણીનો શેક કરવામાં આવેછે. ઠંડો પવન અગર શરદી લાગવાથી જો મૂત્ર માર્ગનો સંકોચ થયો હોય, પેશાબ ઉતરતો ન હોય ને પેડુની અંદર સખ્ત પીડા થતી હોય ત્યારે દરદીને નવશેકા પાણીમાં પા કલાક સુધી બેસાડવાથી પેશાબ છૂટે છે. કેટલીક વખતે પેડુ ઉપર ગરમ પાણીનો શેક કરવાથીજ આરામ થાય છે. પેશાબ છોડાવવા સારૂ

---

૧ આ બન્ને ઇંગ્રેજી બનાવટની દવાઓ છે ને તે ખેંચતાણ અને આંચકી ઉપર ઘણી પ્રશસ્ત છે.

શળી (કેથેટર) નાખ્યા પછી કેટલીક વખતે પેડુમાં સખ્ત દુખાવો થાય છે ત્યારે ગરમ પાણીનો શેક કરવો યોગ્ય છે.

૬ ગળાની અંદર અગર શ્વાસ નળીકામાં જો કોઈ પણ જાતનો પાક માલમ પડે અગર ચોરીઆનો તીક્ષ્ણ વરમ જણાય ત્યારે ગળા ઉપર ગરમ પાણીનો શેક કરવો જોઇએ. જ્યારે મોઢું આવી જાય છે, અવાળુ પાકેછે અને મોઢામાં ચાંદાં પડે છે ત્યારે ગરમ પાણીના કોગળા કરવાથી તેની અંદરની બળતરા શાન્ત થાય છે. દાંત પડી ગયા પછી અગર દાંત છોડી લીધા પછી જો પીડા થતી હોય તો ગરમ પાણીના કોગળા કરવા એ સારો ઉપાય છે.

૭ સફરાના કેટલાક વ્યાધિમાં જ્યારે સખ્ત બંધકુષ્ટ માલમ પડે છે ને રેચ આપવા છતાં પણ બીલકુલ અસર થતી નથી ત્યારે ગરમ પાણીની સાદી બસ્તિથી મળ બહાર નીકળી આવે છે. ગરમ પાણીની સાથે બીજી રેચક દવાઓ પણ મેળવવામાં આવે છે. કેટલીક વખતે પખવાડીઆના અથવા મહિનાદિના સખ્ત બંધકુષ્ટમાં ગરમ પાણીની બસ્તિથી ફાયદો થયેલો આપણા જોવામાં આવે છે.

૮ પાણી અત્યંત ગરમ કરી તેની વરાળ લેવાથી શરીરમાંથી પુષ્કળ પસીનો છૂટે છે. જ્યારે તાવ સખ્ત ભર્યો હોય છે તથા સ્વેદલ દવાઓ આપવા છતાં પણ ઉતરતો નથી તેવા સંતત જ્વર, સતત જ્વર અને બીજા અણઉતાર તાવમાં ગરમ પાણીનો બાફ પસીનો લાવવા ચૂકતો નથી.

૯ રેચક અને વમનકારક પદાર્થો ગરમ પાણી સાથે લેવાથી વધારે સારી અસર કરે છે ને તેટલા માટે રેચક દવાઓ હમેશાં ગરમ પાણી સાથે અપાય છે.

૧૦ સુવાવડની અંદર અને બીજાં કેટલાંએક દરદોની અંદર જ્યાં ઠંડું પાણી પીવાથી દાંત કળી પડે છે ને જડબું તણાઈ જવાની ધાસ્તી રહે છે તેવે સમયે આપણા દેશમાં ગરમ પાણી પીવાનો રીવાજ ચાલે છે.

શીતોદકઃ—ટાઢું પાણી પણ ઉના પાણીની પેઠે દવા તરીકે વપરાય છે ને ટાઢા પાણીવડે નહાવાથી ગરમ પાણીની પેઠેજ શરીરનો મળ ધોવાય છે. ઉનાળાની ઋતુમાં તંદુરસ્ત માણસોએ હમેશાં શીતોદકથી નહાવું યોગ્ય છે. તેથી શરીરની ગરમી શાન્ત થાય છે તથા શરીર ઠંડું થાય છે. આવી રીતે બે ત્રણ વખત નહાવાથી અળાઈ, ખુરટ વિગેરે

પિત્તાધિક્ય ત્વક્દોષ[1] થવાનો ઉનાળામાં જે સંભવ છે તે દૂર થાય છે. બીજી ઋતુઓમાં પણ મનુષ્યોએ શીતોદકથી સ્નાન કરવું જોઇએ પણ જો અતિ કમકોવતીને લીધે શરીરમાંથી ધ્રુજ છૂટતી હોય અગર ઘણી ઠંડી ઋતુમાં જ્યારે સ્વભાવિક રીતે ધ્રુજ છૂટવાનો સંભવ છે ત્યારે માણસો એ ટાઢા પાણીવડે નહાવું નહિ. ભર્યે પેટે અગર પૂષ્કળ જમ્યા પછી ટાઢા પાણીવડે નહાવું એ અયોગ્ય છે. તેથી જઠરાગ્નિ મંદ થાય છે તથા ખાધેલું અનાજ પચતું નથી.

ગુણઃ—ગરમી શામક, સંકોચકૃત્, રક્ત સ્તંભક[2] તથા સંજ્ઞા સ્થાપક.[3]

ઉપયોગઃ—ગરમી શામક તરીકે ટાઢા પાણીનો ઉપયોગ ઘણી રીતે કરવામાં આવે છે. આંખે ચડેલી ગરમીને પણ ઠંડું પાણી શાન્ત કરે છે. દરેક વખતે ઉંઘી ઉઠ્યા પછી આંખે ટાઢું પાણી છાંટવાનો રીવાજ રાખવો એ ઘણો ફાયદાકારક છે. તેથી સુસ્તિ દૂર થાય છે તથા આંખની અંદર થતો દાહ શાન્ત થાય છે. ઘણા ખરા અભ્યાસ કરનારાઓને આંખે પાણી છાંટતાં આપણે જોઇએ છીએ. આ રીત દૃષ્ટિને ઘણી મજબુત કરનારી છે. બહુ વાંચવાથી ચડેલો થાક તે ઉતારે છે તથા કાગળની ગરમીને તે હરે છે. હાથ પગમાં તેમજ શરીરના બીજા કોઈ ભાગમાં જ્યારે સખ્ત દાહ થાય છે ત્યારે ટાઢાં પાણીનાં પોતાં મૂકવાથી આરામ થાય છે. આવા દરદીને વખતો વખત લીલી વનસ્પતિ ચોપડવાનું બતાવવામાં આવે છે પણ વનસ્પતિના ખાસ ગુણ કરતાં દાહ શમન કરવાને માટે તેની અંદરનો રહેલો ટાઢો રસ વધારે ઉપયોગી થઈ પડે છે. વાત રક્તના દરદીને ઉનાળામાં જ્યારે સખ્ત દાહ થાય છે ત્યારે તેના ખાટલા નીચે દશ વીશ ઘેડાં પાણી છાંટવાથી અગર જે બાજુથી પવન આવતો હોય તે બાજુ તરફ પાણીથી છાંટેલ ઘાસની, વાળાની, અગર પાલરાંની તટી રાખવાથી દરદીનો દાહ શાન્ત થાય છે. તાવના દરદમાં જ્યારે સખ્ત તાવ ચડે છે ત્યારે દરદીને ટાઢાં પાણીવાળાં કપડાં શરીરપર વીંટવામાં આવે છે અને કેટલીક વખતે તેના મસ્તક ઉપર ટાઢા પાણીના ગાભા બાંધવા પડે છે. સખ્ત સંતત્ જ્વરમાં અને મગજના તાવમાં તેમજ કેટલીક જાતના સજ્વર સન્નિપાતની અંદર દરદીના કપાળ ઉપર બરફથી ભરેલ રબરની કોથળી મૂકવાથી સારો ફાયદો થાય છે. એકસો ચાર, પાં·

---

૧ ચામડીના રોગ. ૨ લોહી રોકનાર ૩ શુદ્ધિમાં લાવનાર.

૫ અને ૭ ડીગ્રી સુધી ગરમી ચડે છે એવું ગરમી માપક યંત્ર બતાવી આપે ત્યારે આ પ્રમાણે ટાઢો ઉપચાર કરવાનો રિવાજ ચાલે છે. આમ કરતાં એકસો ડીગ્રી સુધી ગરમી ઉતરે ત્યારે ટાઢો ઉપચાર બંધ કરવો. સો નીચે ગરમી ગયા પછી જો શીતોદક વધારે જારી રાખવામાં આવે તો તે નુકસાનકારક છે. જ્યારે સખ્ત તૃષા લાગે ત્યારે જેમ વધારે ઠંડું પાણી તેમ થોડા પાણીથી તૃષા છીપે છે. જ્વરની અને કોલેરાની સખ્ત તૃષા છીપવાને માટે બરફના કકડા ચુસવા અપાય છે. લકવ્દોષમાં જ્યારે બહુ ચેળ આવે ત્યારે ટાઢા પાણીનાં પોતાં મૂકવાથી ફાયદો થાય છે. કપાવાની સખ્ત અસહ્ય બળતરામાં ટાઢાં પાણીનાં પોતાં મૂકવાં કહેલાં છે.

જ્યારે કોઈપણ જગ્યોએથી લોહી નીકળે છે ત્યારે ઠંડા પાણીની યોજના પ્રશસ્ત છે.[1]. નાકમાંથી નસકોરી ફુટ્યા પછી અગર દાંત પડ્યા પછી અગર કોઈપણ ભાગકાપ્યા પછી જ્યારે લોહી નીકળે છે ત્યારે ટાઢું પાણી છાંટવાથી તે બંધ થાય છે. તેટલા માટે નાકમાં તેની પીચકારી મારવામાં આવે છે તેમજ દાંત ઉખેડ્યા પછી તેના કોગળા કરવા રીવાજ ચાલે છે. ઠંડુ પાણી [2]રક્તસંભક તરીકે એક અકસીર ઉપાય છે. ગમે તેવો સખ્ત તરવારનો ઘા લાગ્યો હોય અગર બીજા કોઈ પણ કારણથી લોહી નીકળતું હોય ત્યારે ઠંડા પાણીનો પાટો બાંધવો એ એક ઉત્તમ ઉપાય છે. મોટી કાપકૂપ કર્યાં પછી ડાકટરો પણ ઠંડા પાણીના પાટા બંધાવે છે. કાપકૂપ કરતાં જે બારીક નસોનું છેદન થયું હોય તેના મુખને તે સંકુચિત કરે છે તથા કપાએલ મુખ તરફ આવતા લોહીને [3]ઘટ્ટ કરે છે; જેથી વધારે લોહી બહાર નીકળવા પામતું નથી. (કોઈ પણ મોટી નસ કપાયા વગર) બીજી નાની નસો કપાયાથી તેમજ ઘણા વિસ્તારવાળા ભાગમાં ઈજા થવાથી ગમે તેવો [4]રક્તસ્રાવ થતો હોય તો પણ ઠંડુ પાણી તેમને અટકાવે છે. આવી રીતે ઠંડુ પાણી એક બે દિવસ સિંચવું પડે છે અગર લાકડાની ઘોડી કરી તેમાં ગળતી બાંધી જખમ ઉપર તે ટપકવા દેવાની અવશ્ય જરૂર છે. આથી દરદીને ઠંડ ચડશે એવી ધાસ્તી કોઈ પણ વૈદ્યે રાખવી નહિ; કારણ કે ઠંડું પાણી જોકે સ્પર્શે શીતળ છે તોપણ શરીરની અંદરની ગરમીને તે જાગૃત

---

૧ વખણાએલી. ૨ લોહી રોકનાર. ૩ ઘાટું. ૪ લોહીનું વહેવું.

કરે છે જણવા પછી જ્યારે ઘણો ભયંકર રક્તસ્ત્રાવ થાય છે ત્યારે ગર્ભાશયની અંદર ઠંડું પાણી રેડવાથી ફાયદો થાય છે. ઠંડું પાણી ગર્ભાશયની [1]ધમનીનાં ત્રુટેલાં મુખને એકદમ સંકુચિત કરે છે તથા રક્તસ્ત્રાવ બંધ કરે છે. પેડુ, સાથળ તથા જનનેંદ્રિઓ ઉપર પણ ઠંડા પાણીનાં પોતાં મૂકવાથી ફાયદો થાય છે. જો લોહી જલદીથી બંધ ન થાય તો ગર્ભાશયમાં બરફનો કડકો મૂકવો કહેલ છે. કસુવાવડમાં પણ લોહી બંધ કરવા માટે આ ઉપાય લાગુ પડે છે. થોડું થોડું લોહી વહેવાથી કસુવાવડ અગર ગર્ભપાત થશે એવી જ્યારે ધાસ્તી રહે છે ત્યારે પેટ, પેડુ અને જનનેંદ્રિપો ઉપર ઠંડા પાણીનાં પોતાં મૂક્યાં હોય તો વખતે ગર્ભપાત થતો અટકે છે.

ઢીલા પડી ગએલા ભાગોનો સંકોચ કરી ઠંડું પાણી તેમને કૌવત આપે છે. નસો સુજવાથી જ્યારે વૃષણ મોટું થઈ આવે છે (રક્તજન્ય વૃષણ વૃદ્ધિ) ત્યારે ઠંડા પાણીનાં પોતાં રાખવાથી સોજો ઉતરે છે તેમજ જ્યારે વૃષણની અંદર આંતરડું ઉતરે છે ને બરાબર હસ્તક્રિયાથી ચડાવતાં પણ ચડતુ નથી તેવે સમયે ઠંડા પાણીનાં પોતાં અગર બરફ રાખવો એ ઉત્તમ ઉપાય છે. કેટલીક વખતે [2]અંતરગળ ઘણું ભયંકર થઈ પડે છે અને થોડી મુદતમાં દરદીનો જીવ જશે એવી ધાસ્તી રહે છે તેવા કષ્ટ[3]સાધ્ય અંતર્ગળની અંદર બરફ અગર ઠંડા પાણીનાં પોતાં મૂકવાથી ફાયદો થાય છે. જો બરફ ન મળે અને પાણી વધારે ઠંડું કરવું હોય તો તેની અંદર નવસાર નાખવો. પ્રદર રોગની અંદર ઠંડું પાણી છાંટવાથી અગર પીચકારી મારવાથી નીકળતો સફેદ પદાર્થ બંધ થાય છે. સુવાવડને લીધે નબળી સ્ત્રીઓના ગર્ભાશયના શ્લેષ્મ પોંડ કમકૌવત થઈ જવાથી ગર્ભાશય બહાર નીકળશે એવી ધાસતી રેહેતી હોય તો યોની માર્ગમાં ઠંડા પાણીની પીચકારી મારવાથી ડોલ બહાર નીકળતું અટકે છે. યોની નાદ એટલે સુવાવડ પછી સ્ત્રીને એક જાતનો એવો રોગ થાય છે કે ગર્ભાશયની અંદર પવન ભરાય છે તથા જ્યારે સ્ત્રી પોતે બેસવાની અગર ઉઠવાની સ્થિતિ બદલાવે છે ત્યારે પવન બહાર નીકળે છે ને અવાજ કરે છે. આવા દરદને સ્ત્રીઓ ડીલ બોલે છે એમ કહે છે. સંસ્કૃત શબ્દ એને માટે યોનીનાદ છે. આ દરદની અંદર ઠંડા પાણીનો ઉપયોગ પ્રદરની માફક કરવામાં આવે તો ફાયદો થાય છે. જીર્ણ ઝાડા અને અતિ-

---

૧.નાડી. ૨ વૃષણમાં આંતરડાનું ઉતરવું. ૩ ઘણી મેહેનતે મટે તેવું.

સારની અંદર અતિ કમકૌવતી થવાથી બાળકોને ગુદભ્રંશ થાય છે (આમણ[1] નીકળે છે) ત્યારે પુંઠ ઉપર ઠંડું પાણી છાંટવું યોગ્ય છે. તેથી સફરાના શ્લેષ્મ પીંડમાં કૌવત આવે છે તથા ધીરે ધીરે પુંઠ નીકળતું બંધ થાય છે. વીર્યસ્ત્રાવના દરદમાં ઠંડું પાણી અતિ ઉપયોગી છે. જે માણસને વખતો વખત વીર્યસ્ત્રાવ થાય છે તે માણસે હમેશાં રાત્રે સુતી વખતે પેડુ તથા કમર ઉપર ઠંડું પાણી છાંટવું. તે ભાગના નબળા પડી ગએલા જ્ઞાન તંતુઓને તે કૌવત આપે છે. જેમ આંખે દિવસમાં બે ચાર વખત પાણી છાંટવાથી ફાયદો થાય છે તેમ પેડુ, કમર અને જનનેંદ્રિયો ઉપર ઠંડું પાણી છાંટવાથી વીર્ય વાહિની નળીઓને કૌવત મળે છે, તેની ઉષ્ણતા દૂર થાય છે તથા તે ભાગનાં શ્લેષ્મ પીંડ સંકોચને પામી દૃઢ થાય છે ને તેથી વીર્યસ્ત્રાવ થતો અટકે છે. મજબૂત બાંધાના માણસને વીર્યસ્ત્રાવ થતો હોય તો હમેશાં વેહેલા ઉઠી ઠંડા પાણીથી તેમણે નહાવું ને દશ મિનિટ સુધી પેડુ તથા કમર ઉપર ઠંડા પાણીની ધાર પડવા દેવી. જે સ્ત્રી ઋતુમાં હોય તે સ્ત્રીએ ઠંડા પાણીનું સેવન કરવું નહિ કારણ કે તેથી ઋતુ દેખાતુ વખતે બંધ થાય છે; પણ જે સ્ત્રીઓને અત્યાર્તવ[2] હોય તે સ્ત્રીને ખસૂસ કરીને ઠંડા પાણીનો ઉપયોગ ફાયદો કરે છે.

## ખોરાક.

હવા અને પાણીની પેઠે ખોરાક પણ જીંદગીનો એક આધારભૂત પદાર્થ છે. દેશ દેશની હવાને માફક આવે તેવો ત્યાં ત્યાંની જમીનમાં ઈશ્વરે ખોરાક ઉત્પન્ન કર્યો છે. જો કે ખોરાક એ એક ઈશ્વરી બક્ષીસ છે તોપણ તેનો યોગ્ય ઉપયોગ કરવામાં નીચે બજેની ત્રણ સૂચનાઓ અવશ્ય મનન કરવા જોગ છે. ખોરાક (૧) પ્રકૃતિને માફક આવે તેવો, (૨) યોગ્ય પોષણ આપે તેવો અને (૩) યોગ્ય પોષણ આપે તેટલો હોવો જોઇએ.

(૧) ખોરાક પ્રકૃતિને માફક આવે તેવો હોવો જોઇએઃ—આ મનુષ્ય દેહમાં ત્રણ જુદી જુદી પ્રકૃતિઓ રહીછે. વાત, પિત્ત અને કફ પ્રકૃતિ. જે માણસની વાત પ્રકૃતિ હોય તેને વાયડી ચીજ માફક નથી આવતી. તુવર, ચણા, વટાણા, વાલ, ધીંસોડા, ગુવાર વિગેરે ખાવાથી તેમને પેટમાં ચુંથ થાય છે, અજીર્ણ, આફરો વિગેરે થઇ આવે છે તથા માથું

૧ પુંઠની ઉપરનો આંતરડાનો ભાગ. ૨ ઋતુનું ઘણું દેખાવું.

ભારે રહે છે અને તેનામાં કામ કરવાની તાકાદ રહેતી નથી. આવા માણસને બાજરો વધારે માફક આવે છે અને રીંગણા, મેથી વિગેરે ગરમ ચીજ ખાવી યોગ્ય છે. જે જે ખોરાક તે લે તેમાં તેને પુષ્કળ મસાલાની જરૂર છે. તેને મરચાં બહુ માફક આવેછે. ટુંકામાં જેની વાત પ્રકૃતિ હોય તેણે ખસૂસ કરીને ગરમ ચીજનું સેવન રાખવું જોઇએ.

(૨) કફ પ્રકૃતિવાળાને હમેશાં ખાંડ ખટાણથી આડવેર રહે છે. કઠોળ તથા વાયડી ચીજ તેમજ ગરમ મસાલાદાર ચીજ પણ તેને માફક આવે છે. કફ પ્રકૃતિવાળો જો ખાંડ ખટાણ ખાય તો તેને જ્વર ચડેછે, છાતી ભરાઈ આવે છે, દમ ઉપડે છે અને આખું શરીર જકડાઈ ગયેલ જેવું જણાય છે. તેને વખતો વખત ઉધરસ થઈ આવે છે અને ગળામાં તાંત બોલે છે. તીક્ષ્ણ ફેફસાંના વરમના જેવાં અગર તીક્ષ્ણ સસણીના જેવાં બધાં ચિન્હો મળી આવે છે. આમ થાય ત્યારે તેને જ્વરઘ્ન, કફઘ્ન અને શાન્ત વાતહર ઉપચાર સાથે લવણાદિક મિશ્રિત કરી મસાલાવાળો ખોરાક આપવો જોઇએ.

પિત્ત પ્રકૃતિવાળા માણસને ગરમ ચીજ બીલકુલ રૂચતી નથી. જો તે લાગલું બે દીવસ મરચ્ચાંનું શાક ખાય અગર ઘણી ગરમ ચીજોનું સેવન કરે તો તેના પેટમાં દાહ થાય છે, મોઢું શુષ્ક લાગે છે, આંખું બળે છે અને ઝાડે વધારે વખત જવું પડે છે તથા દાહ થાયછે. વાયડી ચીજ ગમે તેટલી તે ખાયતો પણ તેને તે નડતી નથી અને હજમ થઈ જાય છે.

(૨) ખોરાક યોગ્ય પોષણ આપે તેવો હોવો જોઇએઃ—દરેક મનુષ્યના ખોરાકમાં પોષક પરમાણું, અગ્નિ પ્રદિપ્ત કરનાર પરમાણું તથા ક્ષાર અને પાણી રહેલાં છે. પોષક પરમાણું (નાઇટ્રોજીનસ સબ્સ્ટન્સ) કઠોળમાં બહુ છે અને અગ્નિ પ્રદિપ્ત કરનારાં પરમાણું (સ્ટાર્ચ) ઘી, તેલ, સાકર, ગોળ વિગેરેમાં મળી આવે છે. મનુષ્યના ખોરાકમાં ઓછામાં ઓછો ચોથો ભાગ પોષક પરમાણુંનો હોવો જોઇએ અને પોણો ભાગ સ્ટાર્ચનો હોવો જોઇએ. ખોરાકમાં પોષક પરમાણુંનો ભાગ વિશેષ આવવાથી જઠરાગ્નિ મંદ થાય છે અને અજીર્ણ થઈ આવે છે. સ્ટાર્ચનો ભાગ વિશેષ આવવાથી શરીર કમકોવત અને મેદથી ભરપૂર થાય છે.

(૩) યોગ્ય પોષણ આપે તેટલો ખોરાક હોવો જોઇએઃ—ઝાઝો થોડો ખોરાક ખાવો એ મનુષ્યની જઠરાગ્નિ ઉપર આધાર રાખે છે. દરેક મનુષ્યને ચોવીસ કલાકની અંદર એક અગર સવા રતલ ખોરાકની જરૂરછે. પોતાની

પાચન શક્તિથી પચે તે ઉપરાંત ખોરાક ખાવાથી પેટ તણાય છે, જઠર ફુલે છે, પેટમાં પીડ થાય છે, આફરો ચડી આવેછે અને વખતે ઝાડો થઈ પડેછે. અજીર્ણ થવાથી દરદીનું માથું દુઃખેછે અને માથું ભારે થલ થઈ રહે છે. અકરાંતીઆની પેઠે ખાવાવાળો માણસ થોડી મુદતમાં નબળો થઈ જાય છે. શરીરને પોષણ આપવાનો જે હેતુ ખોરાક લેવામાં રહ્યો છે તેથી ઉલટીજ રીતે વધુ પડતો ખોરાક લેવાથી શરીર નબળું અને રોગી થઈ જાયછે. જેમ વધુ પડતો ખોરાક લેવો એ નુકસાનકારકછે તેમ જોઇએ તે કરતાં ઓછો ખોરાક લેવાથી પણ નુકસાન થાય છે. ઓછો ખોરાક લેવાથી અગર ભૂખે મરવાથી શરીરને કેવી જફા પહોંચે છે તે વિષે દુકાળમાં લોકોની જે ખરાબી થાય છે તેનો વિચાર કરવાથી ખાત્રી થશે. તેથી શરીર નબળું થાયછે, દીનપરદીન ગળતું જાયછે અને જઠરનો અગર આંતરડાનો કોઈ પણ વ્યાધિ થઈ આવે છે. કેટલીક વખતે ત્વક્દોષ ફુટી નિકળે છે. વિશેષમાં દુષ્કાળને લઇને એક ચેપી તાવ ઉત્પન્ન થવા સંભવ છે. ટુંકામાં ભૂખે મરવાથી પિત્તનો પ્રકોપ થાય છે અને વધુ પડતો ખોરાક લેવાથી વાતાધિક્ય દોષ માલમ પડી આવે છે.

મિતાહારથી આ ઉભય પ્રકોપનું પ્રશમન થાય છે.

## જીંદગીની સહાયભૂત બાબતો.

### રહેવાની રૂઢી, રીતભાત અને સ્વભાવ.

આ ત્રણે અદૃશ્ય રીતે તન્દુરસ્તીને સુધારવાને અગર બગાડવાને સહાયભૂત થઈ પડેછે. જેવો જેનો સ્વભાવ તે પ્રમાણે તેની રહેવાની રૂઢી હોય છે અને તદનુસાર તે પોતાની રીતભાત સ્થપિત કરે છે. જેમ આ શરીરના બંધારણમાં વાત, પિત્ત અને કફ એવી ત્રણ પ્રકૃતિ રહીછે તેમ સ્વભાવ અગર માનસીક વૃત્તિના બંધારણમાં પણ સત્વ, રજસ્ અગર તમસ્ એવા ત્રણ ગુણ અગર પ્રકૃતિઓ રહ્યાં છે. જેનામાં જે ગુણ પ્રાધાન્યરૂપે રહેલ છે તેને અનુસરીને તેની રહેવાની રૂઢી અને રીતભાત હોય છે. સત્વગુણ વાળાની રીતભાત બધી શાન્ત હોયછે અને તે શરીરને વધારે સુખાકારી રાખેછે. કદાપિને તેને કોઈ વ્યાધિ થાય તો તેની તેને ઓછી પીડા જણાય છે. તેની રહેવાની રૂઢી અને રીતભાત એવાંછે કે તે થોડો બીમાર થવા સંભવ છે. રજસ્ અને તમોગુણવાળા કરતાં પ્રમાણમાં તેની જીંદગી વધારે સુખાકારી અને દુઃખરહિત ગુજરે છે.

રજોગુણ જો કે શરીરને વધારે સાચવનાર દેખાયછે તો પણ તે શરીરને બહુધા નાજુક કરેછે. જેમ ઉછીનું લીધેલું ધન સાચવવાની પંચાત પડે છે તેમ રજોગુણની કેટલીક વધુ પડતી રીતભાત જાળવવાની વળી તે મનુષ્યને કુટ પડેછે અને મગજને તથા શરીરને ઉપાધિરૂપ થઈ પડેછે. આ સ્થિતિના સાધનોનો અભાવ શરીરને પીડેછે. આવાં વધુ પડતાં સાધનોની સત્વગુણીને જરૂર નથી ને તેથી તેમને તેમના અભાવની પીડા થાય એ કદી બનતું નથી.

તમોગુણી સ્વભાવવાળાની રહેવાની રૂઢી અને રીતભાત હમેશાં અવિચારી અને નુકશાનકારક હોયછે. તેમનું નિત્યવર્તન નિયમિત રીતે તેમના શરીરને ઘસાવનાર છે. આ સ્વભાવની સાથે સર્વ જાતની લુચ્ચાઈ, લફંગાઈ અને વ્યસનો જોડાયેલછે અને તેને લઇને અનેક જાતની આધિ, વ્યાધિ અને ઉપાધિ ઉત્પન્ન થાય છે જે આ દુર્લભ દેહને ઘસવી ઘસવીને વહેલો અંત લાવે છે અગર તેમનું અકાલમૃત્યુ કરાવે છે.

સારઃ—રહેવાની રૂઢી અને રીતભાત એ સ્વભાવ ઉપર આધાર રાખે છે અને સ્વભાવ એ સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણનું બંધારણ છે; જેથી આ ત્રણે ગુણના વધતા ઓછા પ્રમાણ પ્રમાણે દરેક મનુષ્યના સ્વભાવમાં, રહેવાની રૂઢીમાં અને રીતભાતમાં ફેર પડેછે. સત્વગુણી સ્વભાવવાળાની રહેવાની રૂઢી અને રીતભાત એવાંછે કે તે પોતાને પૈસે (સત્વગુણ રૂપી સાધનવડે) તન્દુરસ્તિનો વેપાર કર્યા બરાબર છે અને જેમ પોતાની સોડ તેવડી પછેડી પ્રમાણે વેપાર કરનાર માણસ ગાંજતો નથી તેમ સત્વગુણી માણસ બહુધા દુઃખી થતો નથી.

રજોગુણી સ્વભાવવાળાની રૂઢી અને રીતભાત એવાં છે કે તે પારકે પૈસે (રજોગુણરૂપી પંપાળવડે) તન્દુરસ્તિનો વેપાર કર્યા બરાબર છે અને જેમ પારકી મુડીવડે વેપાર કરનાર માણસને અનેક જાતની ચિન્તા રહે છે ને ફાવતો નથી તેમ રજોગુણનું શરીર બહુ સુખી રહેતું નથી.

તમોગુણી સ્વભાવવાળાની રહેવાની રૂઢી અને રીતભાત એવાં છે કે વગર નાણે ઓટા ડોળઘાલુની પેઠે ( તામસાઇને લીધે ) આ અમુલ્ય તન્દુરસ્તીનો ઉંધો વેપાર કર્યા બરાબર છે અને જેમ આવી રીતનો ઉંધો વેપાર કરનાર માણસ હમેશાં ખોટ ખાયછે તેમ તમોગુણીનું શરીર પાયમાલ થયા વગર રહેતું નથી.

## ધંધો.

ધંધો દરેક મનુષ્યને અવશ્યનો છે. ધંધા વગરના માણસને આળસુ બેસી રહેવું પડે છે ને તેથી તેનું મન વિપરીત વર્તન કરે છે. નઠારા સહવાસથી જે પરિણામો નીપજે છે. ધંધા વગરનો માણસ ભોગ થઈ પડે છે. શરીરને વસમું ન લાગે તેટલે દરજ્જે ઉદ્યોગમાં મચી રહેવાથી તન અને મન બન્ને પ્રફુલ્લિત રહે છે અને શરીરમાં કૌવત વધે છે. સારી સોબત, ખુશનુમય વિચાર અને જે બધી બાબતો જીંદગીને સહાયભૂત થઈ પડે છે તે બધું શારીરીક સુખ મેળવવાને ધંધો કરવાની જરૂર છે.

## સહવાસ.

સહવાસ કેટલેક દરજ્જે રીતભાત અને રહેવાની રૂઢીનાં બંધારણુ બંધાવામાં સહાયભૂત થઈ પડેછે અને જેવો સહવાસ તે પ્રમાણે મનુષ્યની રીતભાત બંધાય છે. સારા સહવાસથી સારી રીતભાત બંધાય છે અને નઠારા સહવાસથી નઠારી રીતભાત બંધાય છે ને તેથી સહવાસ અદૃશ્ય રીતે રીતભાતના બંધારણમાં ફેરફાર કરી તન્દુરસ્તીને નુકસાનકર્તા અગર સુધારનાર થઈ પડે છે. સારી સોબત એ ક્ષીણ થતા દરદીને સારી પૌષ્ટિકદવાનું કામ સારે છે અને કેટલાક જીર્ણ રોગ કે જે કાળે કરીને સારા થાય છે અને જેમાં દીલાસાની અવશ્ય જરૂર છે તેમાં સારી સોબત એ દીલોજાન દીલાસા તરીકે સંપૂર્ણ રીતે સંતોષકારક નીવડી છે.

## અજવાળું.

મનુષ્યે પોતાનાં ઘર બાંધવામાં હવા અને અજવાળું સારી રીતે જળવાય છે કે નહીં તે વિષે અવશ્ય ધ્યાન આપવું જોઇએ. જે ઘરમાં અજવાળું પુરેપુંરૂ હોય છે તે ઘરમાં હવા પણ સ્વચ્છ રહે છે કારણ કે સંપૂર્ણ રીતે અજવાળું મેળવવાને માટે બારી, બારણા વિગેરે જે સાધનોની જરૂર છે તેજ સાધનવડે પુરતી હવા ઘરમાં આવી શકે છે. જે ઘરમાં અંધારૂં હોય તે ઘરમાં ચોખી હવા પેસવા કદી પામતી નથી તેમજ તેમાં સ્વચ્છતા છે કે કેમ તે પણ બરાબર જોઈ શકાતુ નથી. અંધારામાં રહેવાથી આંખના કેટલાક રોગ થાયછે. આંખનાં ખીલ, તાપોડીઆં વિગેરે બહાર ફરવાવાળી સ્ત્રીઓનાં કરતાં ઓઝલવાળી સ્ત્રીઓને વધારે પીડે છે. તેથી માથું ભારે રહે છે, શરીર કૃશ બને છે અને તેના શરીરનો બાંધો વધવા પામતો નથી. યોગ્ય વરસાદ થયા પછી જો આકાશ

ખુલું થતું નથી અને દહાડા ગમગીન રહેતો જેમ મોલ સારો પાકતો નથી તેમ ગમે તેવા રૂષ્ટ પુષ્ટ બાળકને અંધારામાં રાખવામાં આવે તો તે વધી શકતું નથી. અંધારામાં જોવાવાળા માણસોને આંખ બહુ ખેંચવી પડે છે અને તેથી દૃષ્ટિ કમકૌવત થાય છે. પુરંતુ અજવાળું અનુભવવાથી આ દુઃખદ પરિણામ દૂર રહે છે.

## સ્વચ્છતા અને ગંદકી.

આ બંને એક બીજાને અભાવે વૃદ્ધિ પામે છે. જ્યાં સ્વચ્છતા ઓછી દેખાય છે ત્યાં ગંદકી વધારે હોય અને જ્યાં ગંદકી ઓછી હોય છે ત્યાં સ્વચ્છતા વધારે રહે છે. સ્વચ્છતા એ શરીર સાચવવાનું મુખ્ય સાધન છે. ઘર, ચોક, આંગણાં, લુગડાં વિગેરે દરેક ચીજ સ્વચ્છ રાખવાથી શરીર વધારે સુખાકારી રહે છે. સ્વચ્છતા રાખવાથી કેટલાક રોગ થવા પામતા નથી અને કેટલાક રોગમાં સ્વચ્છતા રાખવી એજ આરામીપર લાવવાનો મુખ્ય ક્રમ છે. શરીર સ્વચ્છ રાખવાથી કેટલીક જાતના ત્વક્દોષ થવા પામતા નથી તેમજ ગમે તે ત્વક્દોષ થયો હોય ત્યારે દુઃખવાળો ભાગ સ્વચ્છ રાખવાથી પરૂ પાચ વિગેરે ઓછાં થાય છે, જખમની અંદરનો સડો દૂર થાય છે, તેમાં જંતુ પડવા પામતાં નથી અને તે જલદી રૂઝપર આવે છે. શરીરના ગમે તે ભાગમાં અને ગમે તે સ્થાનમાં ઘારૂં, જખમ, વૃણ વિગેરે થઈ જ્યાં ચામડી ફાટી હોય ત્યાં સ્વચ્છતા સહાયભૂત થઈ પડે છે. સ્વચ્છતા રાખવાથી ઝાડો, અતિસાર, કોલેરા, અજીર્ણ અને માથું દુઃખવું વિગેરે કેટલાંક દરદો હલકાં પડે છે. કોલેરાની મહામારી ચાલતી હોય ત્યારે સ્વચ્છતા રાખવી એ તે દરદ અટકાવવાનો મુખ્ય રસ્તો છે. સ્વચ્છતા રાખવાથી વાતાવરણ શુદ્ધ રહે છે અને શુદ્ધ વાતાવરણ થવાથી અસંખ્ય રોગ થતા અટકે છે અગર દાબમાં રહે છે.

## રહેઠાણ.

તન્દુરસ્તી જાળવવાને માટે અવશ્યનું છે. તાપ, ટાઢ, પવન અને વરસાદના ઝપાટામાંથી મનુષ્ય દેહનું તે રક્ષણ કરે છે અને તેટલા માટે તે ઉપર ખસૂસ ધ્યાન રાખવાની આવશ્યકતા છે. રહેઠાણ બને ત્યાં સુધી ભીની ભેજવાળી જગ્યામાં કરવુંજ નહીં તેમજ ગટર કે ખાળ ઉપરના ઓરડામાં રહેવુંજ નહીં. રહેવાનાં ઘરમાં પુષ્કળ અજવાળું અને હવા જોઇએ એટલુંજ નહીં પણ તે સ્વચ્છ અને ચોખ્ખું

હોવું જોઇએ. ઉપરથી પાણી ગળતું હોય તો તેની યોગ્ય અટકાયત કરવા સાથે ઘરની આસપાસની જગ્યામાં કયાંઈ ચોમાસાનું પાણી ભરાઈ રહેવા આપવું નહીં તેમજ ઘરની આસપાસ ઉકરડો કે બીજી કોઈ જાતની ગંદકી રહેવા દેવી નહીં. ભેજવાળી જગ્યામાં રહેવાથી શરીર સુસ્ત રહે છે, વખતો વખત શરદી થઈ આવે છે અને સાંધા ઝલાઈ જાય છે તથા શરીરના જાદા જૂદા ભાગમાં શુળ, ચસ્કા વિગેરે અનેક જાતની પીડાઓ થાય છે. હુંફવાળી જગ્યામાં રહેવાથી આ બધાં દરદો દૂર રહે છે. ઘરનાં આંગણાં આગળ ગંદકી રહેવાથી વાતાવરણ અશુદ્ધ થાય છે અને અશુદ્ધ વાતાવરણથી થતા તમામ રોગ સારા રહેઠાણમાં રહેવાથી અટકે છે. વિશેષમાં ખરાબ રહેઠાણ રાખવાથી અજીર્ણ, ઝાડો, ક્ષય વિગેરે થઈ આવે છે. ખરાબ રહેઠાણને લીધે થતા રોગની અંદર ઠામ પાટલો કરવાના અદભૂત ફાયદાઓ આપણે વખતો વખત જોઇએ છઇએ. જ્યારે કુટુંબના ઘણાંખરાં માણસો એક પછી એક માંદાં થયા કરેછે અગર ગુજરી જાય છે ત્યારે તેમના ઘરમાં તન્દુરસ્તીને બીગાડનાર કાંઈ પણ કારણ હોય છે જેથી રહેવાનું ઘર બદલાવવાની ડાક્ટરો વખતો વખત ભલામણ કરે છે.

## કસરત.

મન અને તનને બરાબર કસવું એ કસરત; પણ હાલમાં કસરતથી ફક્ત તનની કસરતજ સમજાય છે. જો કે મનની કસરત ઘણી અગત્યની છે તોપણ તનની કસરત કાંઈ નમાલી ગણી કાઢવાની નથી. બલીહારા બદનનું બલીદાન દઈ મગજ મોહીની મેળવવામાં મગ્ન રહેવું એ ખરેખર દીવો લઈ કુવામાં પડવા જેવું છે; કારણ કે શક્તિવાન શરીર સાથજ મજબૂત મગજ રહે છે. કસરતની ખામીથી શરીર નબળું થઈ જાય છે, તેના જૂદાં જૂદાં અવયવો શીથીળ રહે છે, કાંઈ કામ કરવા તેની ઇચ્છા થાય છે પણ તે કરવાની તેનામાં શક્તિ રહેતી નથી અને મગજ કમકોવત થઈ જવાથી કોઈ પણ વિષયનું તેનાથી સ્પષ્ટીકરણ થતું નથી. કસરત કરવાથી ફેફસું વધારે ઝડપથી પોતાનું કામ કરે છે, લોહી વધારે સારી રીતે ચોખ્ખું થાય છે અને સ્નાયુ મજબૂત અને લઠ બને છે. કસરત કરવાથી અનાજનું સારી પેઠે પાચન થાય છે અને ઝાડો સાફ ઉતરે છે. કસરત કરતી વખતે શ્વાસ વધારે જોસથી ચાલે છે અને છાતી

વધારે પ્રફુલ્લિત થાય છે ને તેટલા માટે તે વખતે છાતી ઉપર કાંઈ પણ તંગ કપડું રાખવું નહીં.

## પોશાક.

પોશાકનો મુખ્ય હેતુ શરીરને ટાઢ તડકાથી બચાવવાનો છે અને તેટલા માટે તે ઋતુને અનુસાર હોવો જોઇએ. આ શીવાય પોશાકનો બીજો હેતુ મર્યાદા સાચવવાનો તથા શરીર શોભાવવાનો છે, પણ અહીં આ બીજા હેતુની જરૂર નહીં હોવાથી ફક્ત ટાઢ તડકામાંથીજ શરીરને બચાવવા વિષેજ સૂચના આપી છે.

પોશાક ઘણો કીંમતી, ટાપટીપથી ભરેલો કે અંદર કાંઈ શીવણીની ચતુરાઈવાળો હોવાની જરૂર નથી; પણ તે સાદો, આબહવાને અને ઋતુને અનુસાર તથા સ્વચ્છ હોવો જોઇએ. સ્વચ્છ પોશાક રાખવાથી શરીરના જૂદા જૂદા ત્વક્દોષ ઉપડવાનું એક મુખ્ય કારણ દૂર થાય છે. ઋતુ અને આબહવાને અનુસરતાં કપડાં પહેરવાથી ટાઢ તડકામાંથી શરીરને બચાવવાનો હેતુ પાર પડે છે. ગ્રીષ્મ ઋતુમાં ખાસાં પણ ખાદીનાં કપડાં શું કામનાં? તેમજ શરદ ઋતુમાં સ્વચ્છ પણ પામર પોશાક કેમ પોષાય? તેમજ વળી વર્ષા ઋતુમાં વહાલાં લાગે એવાં પણ ભીનાસવાળાં કપડાં કેમ ભાવે? કપડાં સાધારણ વપરાશને માટે સુતરનાં, રેશમનાં, ઉનનાં કે ફલાલીનનાં બનાવવામાં આવે છે. ગ્રીષ્મ ઋતુમાં સુતરનાં કે રેશમનાં કપડાં વધારે માફક આવે છે અને તે ઘણાં આછાં હોવાં જોઇએ. શીયાળામાં ઉનનાં કે ફલાલીનનાં કપડાં પહેરવાં અગર જાડાં સુતરાઉ કપડાં વાપરવાં. ચોમાસામાં ગમે તે જાતનાં કપડાં વાપરો પણ તેમને વાછટ લાગવાથી તેઓ ટામરવાયાં થઈ જાય છે માટે કપડાં ઉપર જલાભેદ્ય[1] કપડું પહેરવું જોઇએ. ઘણીવાર પહેરેલું કપડું પહેરાય તો ધારેલી ધારણાથી વિપરીત ફળ આવે છે. રાત્રીમાં વપરાતાં કપડાં સેજ સાજમાં મેલાં થઈ જાય છે. ઠંડા દેશમાં ઉનનાં ગરમ

---

૧ જલાભેદ્ય કપડું એ સાફ સુતરાઉ કપડું છે ને તે ઉપર એક જાતના ઝાડનો રસ લગાડવાથી તેમાં પાણીનો પાસ ઉતરતો નથી. આ કપડું વધારે સુશોભીત દેખાય અને તેજ કરે તેટલા માટે તે ઉપર વાર્નીશ લગાડવામાં આવે છે. તેનાં ડગલા, બુંટ, ટોપીઉં વિગેરે થાય છે. આને ઈંગ્રેજીમાં "વોટર પ્રૂફ ક્લોથ" કહે છે.

કપડાં કે ચાંમડાનાં કપડાં પહેરાય છે. ગરમ દેશમાં સફેદ સૂતરાઉ કપડાં વધારે માફક આવેછે.



# વ્યાધિ પ્રકરણ.

આ પ્રકરણમાં પણ રોગની ગણના અક્ષરવાર ક્રમ પ્રમાણે કરવામાં આવી છે.

## અછબડા.

**નિદાનઃ**—આ શીળી અને માતાની જાતનો એક ઓખો ગણાયછે, પણ તે હલકો મરજ છે. એકાદ દીવસ થોડો ઘણો તાવ આવ્યા બાદ શરીરના જૂદા જૂદા ભાગ ઉપર એના દાણા દેખાયછે. આ દાણાની આસપાસની ચામડી લાલ હોયછે અને દાણો પોતે શરૂઆતમાં લાલ થઈ પાછળથી પાણી ભરાવાને લીધે સફેદ થઈ જાયછે. બહુ ત્યારે પચી-શ પચાસ દાણા આખા શરીર ઉપર માંડ ઉપડેછે અને તે બહુધા ચહેરા ઉપર થતાજ નથી. દાણા ફુટી ભીંગડા ઉખડી દરદી એક અઠવાડીઆની અંદર સાજો થઈ જાયછે. આ એક ઉડતો ચેપી રોગછે અને જે લત્તામાં તે આવેછે તે લત્તાનાં ઘણાં ખરાં છોકરાંને તે પીડેછે. આ રોગ ફક્ત નાનાં બચ્ચાંઓનેજ થાયછે.

**ઉપાય**—તેલ ૨૭૪. લીંમડાનું હીમ ૩૬૪.

## અફોઈ.

**નિદાન**—આ કાંઈ રોગ નહીં હોતાં તાણીને જમ્યાનું એક ચિન્હ છે. તેથી પેટ તણાયછે અને ભારે શલ થઈ રહેછે. દરદીમાં હરવા ફરવાની શક્તિ રેહેતી નથી અને તેને સૂઈ રેહેવું પડેછે. પેટ તણાવાથી શરીરને જે કષ્ટ પડેછે તેથી તેને પસીનો આવેછે. અરધી કલાક કે કલાકની અંદર અનાજ હેઠું બેસેછે અને દરદીને આરામ થાયછે. કેટલીક વખતે ઉલટી થવાથી અગર ઝાડો થવાથી પેટનો ભાર ઓછો થાયછે અને તેની પીડા શાન્ત થાયછે.

**ઉપાય**—એલચી ૧૬૫. બાદીઆન ૩૨૦. વાયુહર દવાઓ ૪૭૦.

## અજીર્ણ.

**નિદાન**—અનાજનું પુરેપુરૂં પાચન નહીં થવાથી જે રોગ ઉત્પન્ન થાય તેનું નામ " અજીર્ણ. જઠર કે આંતરડાના રસની ન્યુનાધિક્યતાથી આ રોગ ઉત્પન્ન થાયછે. તે શિવાય દુર્જર, સડેલો અને વધુ પડતો ખો-રાક લેવાથી પણ અજીર્ણ થઈ આવેછે. બાદ ઉજાગરો પણ અજીર્ણને

सहाय भूत थई पडेछे. तेथी दरदीने जम्या पछी पेटमां दुखावो रह्या करे छे, तेनी अनाज उपर प्रीति थती नथी अने तेने भूख लागती नथी. केटलीक वखते पेट तणायछे, पेटमां भार जेवुं लागेछे, छातीमां अगर पेटमां दाह थायछे, दांत अंबाई जायछे अने खाटा अगर कडवा पचरका आवेछे. पेटनी अंदर पवन भराई रहेवाथी पेट ढमढोल जेवुं थई रहेछे. केटलीक वखते मोळ आव्या करेछे अने उलटी थई जायछे. वखते झाडो थई आवेछे अने वखते झाडो कबज थायछे. तेथी पेटमां सख्त दुखावो थायछे, जीभ मेली रहेछे, दांत ढीला अने पोचा पडी जायछे, श्वास गंधायछे, माथुं दुखेछे अने पेटमां, वांसामां तेमज शरीरना जूदा जूदा भागमां शूळ निकळेछे. दरदी दीनपरदीन गळतो जायछे तथा तेना हाथ पगमां दाह थायछे. नबळाइने लइने जे बधां चिन्ह थवां जोइए ते बधां चिन्ह अजीर्णना दरदीने थायछे, छातीमां थडको रहेछे अने कांई पण काम करवानी ताकाद तेनामां रहेती नथी.

उपाय—अजमानी फाकी ११३ अजीर्ण कंटकरस ३७३ अफीण १२४ अभ्रख भस्म १४ अम्लदवाओ ४३४ अम्ल विरुद्ध दवाओ ४३६ अरडुसानी छाल १३१ आदु १३९ इन्द्रिवर्णु १५३ उपलेट १६० एरंड तेल १६२ एळीआनी गोळी १६७ कडु १७३ कलंभो १८५ कलौंजी जीरुं २५६ कांकच १८८ काळा दाणा १९४ काळीजीरी १९६ काळीपाट १९८ कीडामारी १९९ कुलींजन २०३ खंडामलकी १४६ गजपीपर २०८ गरमाळानोगर २२२ गंधक २४ चणानोखार २३९ चित्रकखार २४३ जवखार २५१ जायफळ २५३ जावंत्री २५४ जीरकादि मोदक २५६ जीरुं २५६ झेरकोचलानीफाकी २६१ झेरकोचलुं २६२ टंकण २८ तज २६७ तमाकु चाववी २७१ तेजबळ २७८ त्रिमद २४३ त्रिवृत्तादि चूर्ण ३०२ धात्री लोह १४६ नाराच चूर्ण ३०२ नारीकेल खंडपाक ३०५ नारंगी ३०५ नेपाळो ३०९ पाचन दवाओ ४५० पित्तांकरस ५५ पींपर ३१४ पींपरीमूळना गंठोडा ३१६ पिपल्लासव ३१४ बीजोरुं ३२३ बीडलवण ६८ बृहत् पंचमूळादि क्वाथ २८३ भल्लातक हरितकी ३३७ भांग ३३२ भीलामुं ३३६ मधुपक्व हरितकी ४०९ मरी ३४३ मालकांकणा ३४६ मोरथुथु ५७ राई ३५४ रामबाणरस ३७३ लघुक्रव्याद रस २४ लवण ६७ लवींग ३५८ लींबु ३६७ वखमो ३७० वछनाग ३७३ वजादि चूर्ण ३७५ वडवानल चूर्ण २४३

વમન કરાવનાર દવાઓ ૪૬૭ વસંત કુસુમાકરરસ ૪૭ વાયુહર દવાઓ ૪૭૦ વાવડીંગ ૩૮૧ શતાબનો સ્વરસ ૩૮૬ શંખ ભસ્મ ૮૦ શંખવટી ૮૦ ષડ્ધરણયોગ ૨૪૩ સાજીખાર ૮૩ સારક દવાઓ ૪૬૫ સીકેકાઈ ૩૯૯ સીંધાલૂંણ ૬૮ સુંઠ ૪૦૧ સુલોચનાભ્રક ૧૪ સુવાનું હીમ ૪૦૪ સૂરણ ૪૦૩ સોનામુખી ૪૦૫ સ્નેહ પાન ૨૭૪—૪૨૦ હરેડ (મોટી) ૪૦૮ હીંગ ૪૧૧ હીમજ ૪૦૮

## અતિસાર અને ઝાડો.

નિદાન—ઘણીવાર અને પાતળો ઝાડો આવ્યા કરે તે રોગને "અતિસાર" કહે છે. આંતરડામાં રૂક્ષ અગર વધુ પડતો ખોરાક જવાથી તેમજ તેની અંદર કૃમિ હોવાથી અતિસાર થઈ આવે છે. કેટલીક વખતે શરદી લાગવાથી અને કેટલીક વખતે તડકે રખડવાથી પણ અતિસાર થઈ આવવા સંભવ છે. બાદ બહુજ ગરમ ખોરાક તેમજ સોમલ, રસક-પૂર અને બીજાં કેટલાંક ક્ષોભક વિષ લેવાથી અતિસાર થઈ આવે છે. જીર્ણજ્વર, ક્ષય અને અત્યંત નબળાઇનું એ એક છેલું ચિન્હ છે. કોલે-રાના પૂર્વરૂપમાં અતિસાર જણાયછે. અતિસાર વાળા દરદીને ઝાડે ઘણી વખત જવું પડે છે અને ઝાડો પાતળો, પાણીજેવો, વખતે પીળો દહીં જેવો ફીફૂટાંવાળો અગર દુર્ગંધિયુક્ત હોય છે. કેટલીક વખતે ઝાડામાં લોહી પડે છે અને પેટમાં વાઢ કે ચૂંથ થાય છે, હાથ પગ ત્રૂટે છે, પગમાં કળ-તર થાય છે તેમજ વખતે ગોટલી પણ ચડે છે અને ઉલટી પણ થાયછે. સાદો ઝાડો એ અતિસારનું ફક્ત શાન્ત રૂપ છે.

ઉપાય—અફીણ ૧૨૩ અમ્લ દવાઓ ૪૩૫ અરડુસો ૧૩૧ અરી-ઠાનુ પાણી ૧૩૩ આકારકરભાદિચૂર્ણ ૧૦૮ આંબાના પાનનો સ્વરસ ૧૪૩ આમળાનુ પાણી ૧૪૮ ઇન્દ્રિજવ ૧૫૧ ઇન્દ્રયવાદિકાઢો ૧૫૧ ઇ-ન્દ્રયવાદિ પ્રમથ્યા ૧૫૧ ઇસબગુલ ૧૫૪ કટ્ફલાદિ ચૂર્ણ ૧૯૩ કડાછાલ ૧૭૧ કપિત્થાષ્ટક ૨૧૦ કપૂર ૧૭૭ કમળકાકડી ૧૮૧ કલંભો ૧૮૫ કળી-ચૂનાનું પાણી ૮૦ કાથો ૧૯૨ કાળીપાટ ૧૯૭ કુટજપુટપાક, કુટજાદિચૂર્ણ, કુટજાવલેહ ૧૭૧ કુંકુમવટી ૧૨૪ કૃમિઘ્ન દવાઓ ૪૪૬ કોઠ ૨૧૦ ખાખરાની લાખ ૨૧૫ ગજપીંપર ૨૧૮ ગોખરૂ ૨૩૭ ગંધકવટી ૨૪ ગ્રહણી કપાટરસ ૫૭ ચાંગેરીનો સ્વરસ ૧૪૧ ચિત્રક ૨૪૫ જંબ્વાદિસ્વરસ ૨૫૨ જવનું પાણી ૨૫૧ જાયફળ ૨૫૩ ટીંબરૂ ૨૬૪ ટેંટુનો પુટપાક ૨૬૪ ટંકણ ૨૯ તજ

૨૬૭ તાલીસપત્ર ૨૭૬ દાડિમવટી ૨૮૫ દાડિમાષ્ટક ૨૮૫ દીપન દવાઓ ૪૫૧ ધાવરીનાં ફુલ ૩૦૦ પર્પટાદિહીમ ૨૧૪ પાકેલી કેરીનો રસ ૧૪૨ ફટકડી ૪૮ બાળાગોળી ૧૧૩ બીજોરૂં ૩૨૪ બીલીનાં ફળનો ગરભ ૩૨૪ બિલ્વાદિ ચૂર્ણ ૩૨૪ ભાંગ ૩૩૨ મરડાશીંગી ૩૪૨ મુશળી ૩૪૯ મેંદાલકડીનું હીમ ૩૫૦ મોરથુથુ ૫૭ મોરથુથુની બસ્તિ ૫૭ રસપર્પટી ૪૫ રસવંતી ૨૮૮ રસાંજનાદિ ચૂર્ણ ૨૮૮ રાળ ૩૫૭ લોદર ૩૬૮ લોદરનું ચૂર્ણ ૩૬૯ લોહ ૭૩ વખમો ૩૭૦ વજ ૩૭૫ વાદળીની રાખ ૪૩૦ વાસા પુટપાટક ૧૩૧ વૃદ્ધ ગંગાધર ચૂર્ણ ૩૫૨ શતાવરીનાં મૂળની ફાકી ૩૮૭ શેમળાંના તાજાં ફુલનો સ્વરસ ૩૮૯ શેમળાનાં મૂળીઆં ૩૮૮ શોથઘ્ન દવાઓ ૪૭૨ શંખજીરૂં ૮૨ શંભુનાથ રસ ૧૨૪ સમદર ફળ ૩૯૪ સુંઠ ૪૦૨ સુવર્ણ પર્પટી ૯૨ સ્તંભન દવાઓ ૪૪૮ હીંગ ૪૧૧ હીંગળો ૧૦૪ હીરાકશી ૧૦૫ હીરાદખણ ૪૧૨.

## અત્યંત પરસેવો આવવો.

**નિદાન**—અમુક ભાગના જ્ઞાન તંતુમાં ફેરફાર થવાને લીધે તે ભાગમાં બહુજ પસીનો વળેછે. બહુજ પસીનો વળવાના મુખ્ય સ્થાન હાથ પગનાં તળાં અને બગલ છે. કેટલાકને એટલો બધો પસીનો આવેછે કે તેઓ રૂમાલથી હાથ લુછ નાખે કે પાછા પાંચ મીનીટમાં હાથ પરશેવેથી ભીના થઇ રહેછે તેમજ કેટલાકના પગ શીયાળામાં પણ એટલા બધા ઓગળતા હોયછે કે તેઓ છો ઉપર ચાલે કે તેમની નિશાની તરતજ પડી રહેછે. ફક્ત બેચેની શિવાય કોઇ પણ જાતનું દુઃખ દાયક ચિન્હ આ રોગમાં થતું નથી.

**ઉપાય**—અંબર ૪૧૫ ઉષ્ણ દવાઓ ૪૪૦ કળથીનો લોટ ઘસવો ૧૮૭ ગાયના છાણનો લેપ ૪૨૨ નાગકેશરનું ચૂર્ણ ૩૦૩

## અત્યશ્રુ

**નિદાન**—આ કાંઇ આંખનો ખાસ રોગ નથી. પણ તે કેટલાક રોગનું એક ચિન્હ છે. ખી પરવાળાં વિગેરે બહારના ભાગના વ્યાધિને લઇને આખમાંથી હમેશાં પાણી ઝર્યા કરેછે.

**ઉપાય**—કાસાંજણ ૨૭ મોરથુથુ ૫૮

## અત્યાર્તવ.

**નિદાન**—અટકાવની વખતે ઘણું લોહી પડવું અગર અટકાવ ઓછી

મુદતે દેખાવો તેનું નામ અત્યાર્તવ. ગર્ભાશયની અંદર ક્ષત, મસા વિગેરે વ્યાધિને લઇને તેમજ ગર્ભ અંડના કેટલાક વ્યાધિને લઇને ઋતુ નિયમિત કરતાં વધારે દેખાય છે. પિત્ત પ્રકૃતિવાળી, નાજુક અને નબળા બાંધાની તથા ગરમદેશની સ્ત્રીઓને અત્યાર્તવ વધારે પીડે છે. બાદ ગરમ ખોરાક, અત્યંત રતિ વિલાસ, પાંડુ, ક્ષય, વિગેરે દરદોમાં પણ અત્યાર્તવ માલુમ પડી આવે છે. સ્ત્રીઓ આને વાંધુ કહેછે. તેથી ઘણું લોહી પડેછે, સ્ત્રી કૃષ અને નબળી થઇ જાય છે, કમરમાં દુખાવો થાયછે અને હાથ પગ તુટે છે. લાંબા વખત સુધી જો આ દરદ ચાલેતો સ્ત્રીનું શરીર ફીકું થઇ જાય છે. અને સંતતિ થવાની તેને આશા રહેતી નથી.

ઉપાય—અફીણ ૧૨૬ આંબાની ગોટલી અને છાણ ૧૪૨ આમળાંનો કલ્ક ૧૪૬ ઓથમી જીરૂ ૧૫૪ કન્યાધૃત ૨૦૭ કાંચનારની છાલનો ઉકાળો ૧૯૧ કોળુ ૨૧૩ ગુંદનો પાક ૨૩૨ ધાવરીનાં ફુલ ૩૦૦ પ્રદરારિ લોહ ૧૭૩ ફટકડીની પીચકારી ૫૦ બાવળનાં પાનનો રસ ૩૨૨ ભાંગ ૩૩૧ રસાંજનાદિ ચૂર્ણ ૨૮૮ લોદર ૩૬૯ વૃદ્ધ ગંગાધર ચૂર્ણ ૩૫૨ શીમળાના મૂળીઆં ૩૮૮ શંખજીરૂ ૮૨ હીરાબોળ ૪૧૩

## અધિમંથ.

નિદાન—અધિમન્થ રોગ એ આંખના કૃષ્ણ મંડળનો રોગ છે. શરૂઆતમાં આંખ ઉઠયા જેવું જણાય છે પણપાછળથી તીવ્ર વેદના થાય છે અને કાળો ડોળો ફૂટી જાય છે. દરદી આંખ આડા હાથ રાખેછે, આંખ ઉઘાડી શકતો નથી, અને તેની દૃષ્ટિ ઘણે ભાગે નષ્ટ થએલી હોયછે.

ઉપાય—જળો લગાડવી ૪૨૩ રસકપૂરનું ટીપું ૬૪

## અનાર્તવ.

નિદાન--અનાર્તવ બે જાતનોછે. એકતો ઋતુ બરાબર સ્થપિત થયા પછી તે ઓછો દેખાય છે અગર નથી. દેખાતો તે તથા બીજો બાળાને યોગ્ય ઉમર પ્રાપ્ત થયા છતાં અટકાવ બીલકૂલ આવતોજ નથી તે. આવી રીતનો અટકાવનો અભાવ જનનેંદ્રિય આડો પડદો હોવાને લીધે થાયછે. આ પડદો પુખ્ત ઉમરે ફૂટે છે પણ કેટલીક સ્ત્રીઓને તે ફૂટતો નથી ત્યારે શસ્ત્રવડે ફોડવાની જરૂર પડે છે. આ સ્ત્રીને અટકાવ આવે છે પણ તે ગર્ભાશયની અંદર અગર જનનેંદ્રિયની અંદર ભરાઇ રહેછે અને ત્યાં તેની ગ્રંથી બંધાયછે. આ અનાર્તવની અંદર કાંઇ પણ ઓષધોપચાર કામનો નથી. અટકાવ

સાધારણ રીતે ગર્ભિણી સ્ત્રીને તેમજ છોકરૂં ધાવતું હોય ત્યારે બંધ રહે છે. નવલ વધુને પણ અટકાવ બે ચાર મહીના ચડી જાય છે. પ્રદર, ક્ષીણતા, અને શરદી પણ અટકાવની રોકાયત કરનાર છે. માનસીક ચિંતા શિવાય અટકાવ રોકવાનાં બીજાં દુઃખદાયક ચિન્હ થતાં નથી.

ઉપાય—એળીઆ ૧૬૭ કન્યા ૨૦૭ જળો લગાડળી ૪૨૪ ટંકણ ૨૮ નવસાર ૩૭ મંજીષ્ટાદિ કાઢો ૩૪૧ રાઈવાળા ગરમ પાણીમાં કટી સ્નાન ૩૫૪ લોહ ૭૫ વજ ૩૭૫ હીરાકશી ૧૦૬.

## અનિદ્રા.

નિદાન—પેલછાનું આ મુખ્ય પૂર્વ રૂપ છે. બાદ ચિંતા, બીતિ સ્વપ્નાં, માંકડ, ચાંચડ, ઉકળાટ વિગરે અયોગ્ય બિછાત પણ અનિદ્રાને સહાયભૂત થઈ પડે છે. શરીરના ગમે તે ભાગમાં કાંઈ પાક થાય છે તેને લઇને તેમજ બીજા કેટલાએક વ્યાધિની પીડાને લઇને દરદીને નિદ્રા આવતી નથી. કેટલાક મહા રોગમાં જ્યારે દરદીને ઘણા દિવસ સુધી નિદ્રા નથી આવતી ત્યારે તેનું શરીર ઘણું ક્ષીણ થઈ જાય છે અને તે પણ એક મૃત્યુસૂચક ચિન્હ છે.

ઉપાય—અફીણ ૧૨૫ પીપરીમૂળના ગંઠોડા ૩૧૬ ભાંગ ૩૩૧

## અનિયમિત આર્તવ.

નિદાન—નિદાનને માટે અનાર્તવના પેટામાં જુઓ.

ઉપાય—એરંડીએલ તેલ ૧૬૫ કન્યા ૨૦૭ કન્યા લોહાદિ ગુટિકા ૧૬૮ નવસાર ૩૭ હીરાબોળ તથા એળીઆની ગોળી. ૧૬૮

## અપચી.

નિદાન—અપચીની ગાંઠું ગળામાં અગર સાથળના મૂળમાં થાયછે. તે ગાંઠ એકલી મોટી હોયછે અગર વખતે બે ચાર ગાંઠું સાથે પણ થાય છે. તેમાંની કેટલીક પાકેછે, અંદરથી રસી ઝરેછે અને એક મટ્યા બાદ પડખે બીજી ઉપડે છે. આ ઘણો જીર્ણ રોગ છે અને તેથી શરીર ઘણું કૃષ થાય છે. જીર્ણજ્વર કે કફના બાધિ રહિત જો આપચીની ગ્રંથી ઉપડી હોય તો તે દરદીની જીંદગીને બહુ ઇજા કરતી નથી. અંગ્રેજીમાં તેનો પર્યાય એનલાર્જમેન્ટ ઓફ ધી લીમફેટીક ગ્લેન્ડસ થઇ શકે છે.

ઉપાય—કચોરો ૧૬૯ કાંચનાર ૧૯૧ દાંતીમૂળનો લેપ ૨૮૭ નગો-

ડનાં પાન બાફીને બાંધવાં ૩૦૦ મંડુર ૭૫ યોગરાજ ગુગળ ૨૩૦ રાઇનો લેપ ૩૫૫ લોહ ૭૫ ધરગવાની છાલનો લેપ ૩૯૪ સાબરસીંગાની રાખ ૪૩૨.

## અપસ્માર.

નિદાન—હાથપગના સ્નાયુ ખેંચાવા સાથે મોઢામાં ફીણ આવી જે રોગમાં ક્ષણિક બેશુદ્ધિ થઈ જાય તે રોગને અપસ્માર કહેછે. તેનાં બીજાં નામ વાઇ, ફેફરૂ અને મૃગી છે. જ્યારે વાઇ આવેછે ત્યારે દરદી એકદમ પડી જાયછે, તેના મોઢામાંથી ફીણ નીકળે છે, આંખમાં પાણી આવે છે, દાંત કરડેછે, મોઢું વાંકુ થઇ જાયછે અને જીભ દાંત વચે આવી જવાથી તેમાંથી વખતે લોહી નીકળે છે. તેની આંખ અર્ધ મીચાએલ અને ઢળેલી દેખાય છે અને તેના ડોળા ઉપર આંગળી ફેરવતાં આંગળીનો સ્પર્ષ થાયછે કે નહિ તેની તેને ખબર રહેતી નથી. વખતે પેશાબ કે ઝાડો નીકળી જાયછે અને ઉલટી થાય છે. તેનો શ્વાસ બહુ ઘુંટાય છે અને સાવ બંધ પડી ગયો હોય તેમ દેખાય છે. આ સ્થિતિમાં બે ત્રણ મિનિટ રહ્યા પછી દરદીને પાછી શુદ્ધિ આવેછે અને તે વખતે તેને નિદ્રા આવવા લાગેછે અને તેનું માથું દુખેછે. કેટલાકને વાઇ ચાર મહીને? છ મહીને? અગર બાર મહીને આવેછે તેમજ તે અઠવાડીએ? ત્રણ ત્રણ દિવસે અગર દરરોજ આવેછે તેમજ દીવસમાં વીશ વખત પણ આવે છે. દીવસમાં વીશ વખત આવતી હોય અને મોઢે ફીણ વિગેરે ન દેખાતાં હોય તેવા દરદને વાઇને બદલે આંચકીની સંજ્ઞા આપવી યોગ્ય છે, કારણ કે તેમાં બહુધા બેશુદ્ધિ થતી નથી અને ફક્ત હાથ પગજ ખેંચાય છે. વાઇના પૂર્વ રૂપમાં દરદીને કેટલાક ચિત્ર વિચિત્ર દેખાવો નજરે તરે છે અને તેના હાથમાંથી અમુક જાતનો સલવલાટ ઉપર ચડતો હોય એમ દેખાય છે. આ સલવલાટ બંધ થયો કે તરતજ તે તીક્ષ્ણ ચીસ પાડે છે અને તરત જ બેશુદ્ધ થઇ જાયછે. કેટલાંક કુટુંબમાં આ રોગ હોયછે અને તે વંશપરંપરા ઉતરે છે. વીર્યસ્રાવ, અત્યંત રતિ વિલાસ. કૃમિ, દાંત આવવા, ગર્ભાશયના વ્યાધિ અને કેટલાક મગજના વ્યાધિમાં વાઈ થઈ આવવા સંભવ છે. ગુરદાના જીર્ણ રોગમાં જ્યારે આખર આવેછે, ત્યારે દરદીને તીક્ષ્ણ ચીસની સાથે ખેંચતાણ થઈ આવે છે અને કોલેરામાં પણ તેમજ થાયછે. આ ખરેખર મૃત્યુ સૂચક ચિન્હ છે.

ઉપાય—અંબર ૪૧૫ કરંજ ૧૮૪ કસ્તુરી ૪૧૭ કીરમાણી ૨૦૧ કૃમિઘ્ન દવાઓ ૪૪૬ ખર્પર ૧૯ ગોકળ ગાયનું ચૂર્ણ ૪૧૮ ચિન્તામણિ ચતુર્મુખ ૪૬ છીંક લાવનારી દવાઓનું નસ્ય ૪૪૮ જટામાંસી ૨૫૦ જસતભસ્મ ૨૬ ઝેરકોચલું ૨૬૨ નાકછીંકણીનું નસ્ય ૩૦૩ પીંપર ૩૧૫ પૌષ્ટિકશોધક દવાઓ ૪૭૫ બ્રામીનું ઘી ૩૨૯ ભાંગ ૩૩૨ મગજને પુષ્ટિ આપનારી દવાઓ ૪૬૧ માલકાંકણીની ગોળી ૩૪૬ મોરથુથુ ૫૭ મોરથુથુની ગોળી ૫૮ રૌપ્ય ભસ્મ ૬૫ રૌપ્ય માક્ષિક ભસ્મ ૬૬ લવીંગ ૩૫૮ લોહ ૭૪ વજ ૩૭૫ વમન કરાવનાર દવાઓ ૪૬૮ વાતારિરસ ૨૭ વાતઘ્ન દવાઓ ૪૭૦ સોનું ૬૨ સોમલ ૧૯૭ સ્નાયુ શૈથીલ્યકત્ દવાઓ (નાં ૩) ૪૭૭ હરતાળ ૧૦૦

## અભિષ્યંદ.

નિદાન—આંખ ઉઠવી એ તેની સાધારણ સંજ્ઞા છે. પવન લાગવાથી, ઝોંકો લાગવાથી, અગર આંખમાં લોહી ચડી આવવાથી આંખ ઉઠી આવેછે. તેથી આંખ દુઃખેછે, અંદર ખટકો થયા કરેછે અને આંખ ઉપર વલુર આવે છે. આંખમાંથી બહુજ પાણી ઝરે છે, ચીપડા બાઝેછે અને આંખના ડોળામાં જાણે રેતીની કણીઓ ખુંચતી હોય એમ લાગે છે. આંખ લાલચોળ અને ઉપર લોહીની નસું તરી આવેલી હોય એમ દેખાય છે. ડોળો અને પાંપણ સુજેલાં જણાય છે અને માથામાં અને લમણામાં ભારે પીડા થાય છે. નિદ્રા નથી આવતી અને તડકામાં આખ ઉઘડતી નથી. કેટલીક વખતે આંખની અંદર બળતરા થાય છે.

ઉપાય—અફીણ અને અજમાની પોટલીનો શેક ૧૨૭ અફીણ અને ફુલાવેલ ફટકડીનું ટીપું ૧૨૭ આમળાના તાજારસનું ટીપું ૧૪૮ એરડાનું પાંદડુ નવશેકું બાંધવું ૧૬૪ કળથીની પોટલી ૧૮૭ કાંસાંજણ ૨૭ ચિમેડનું ભરણ ૨૪૫ દૂધનાં પોલ ૪૨૮ ફટકડીનું ટીપું ૫૦ ફટકડીવાળું લીંબુનું ફડાશીઊં આંખ ઉપર રાખવું. બાવળનાં પાનના રસનું ટીપું ૩૨૩ બાવળનાં પાનની પોટલી આંખ ઉપર રાખવી ૩૨૩ બહેડાંની છાલનો લેપ ૩૨૬ મોરથુથુ ૫૮ રસવંતીનું ટીપું ૨૮૯ રસવંતીનો લેપ ૨૮૯ લોદરનો લેપ ૩૬૮ લોદરનું અંજન ૩૬૮ વડાગરૂં મીઠું ૬૯ સ્તંભન દવાનું ટીપું ૪૪૮ સરગવાના પાનના રસનું ટીપું તથા તેનો લેપ ૩૯૪ હાથીદાંતના ચૂર્ણનું અંજન ૪૨૫

## અમુક ભાગનું જકડાઈ જવું.

નિદાન—કોઈપણ સાંધાની આસપાસની ચામડી જાડી થઈ જવાથી અગર તેની અંદર કાંઈ અમ્લ રસનો જમાવ થવાથી અગર તે ઠેકાણે કાંઈ સોજો થવાથી તે ભાગનાં સ્નિગ્ધ પરમાણું ઓછાં થઈ જાયછે ને તે ભાગ જકડાઈ ગયેલ જણાય છે. બળ્યા પછી રૂઝ આવતાં અગર હાડકું ભાંગી ગયા પછી અગર ખડી ગયા પછી કેટલીક વખતે અમુક ભાગ ટુંકો થઇ ગએલા રહેછે. શરૂઆતમાં દરદીને થોડી ઘણી પીડા થાયછે પણ પાછળથી પીડા જણાતી નથી. જકડાઈ ગએલો ભાગ પોતાનું યોગ્ય કામ કરી શકતો નથી.

ઉપાય—સીધાલુણ ૬૮.

## અમુક ભાગનું લાલચોળ થઈ આવવું.

નિદાન—વલુરવાથી અગર, મછર, માંચડ, વિગેરેના ડંસથી તે ભાગ લાલચોળ થઈ જાય છે. ખોટી ગરમાઇને લઇને, બાળકોના શરીર ઉપર અને ગરદનના ભાગમાં લાલાશ જણાય છે. આ નજીવું દરદ છે. તેને કેટલાક અજ્ઞાની લોકો રતવા સમજી એની ઘણી બીક રાખે છે.

ઉપાય—કાંસાંજણ ૨૭.

## અમ્લપિત્ત.

નિદાન—ક્ષીર મત્સ્યાદિનો વિરૂદ્ધ આહાર કરવાથી, બગડેલું અને ખાટું અન્ન સેવવાથી તેમજ બળતરા કરનારાં અને પિત્તને વધારનારાં અન્નપાનનું સેવન કરવાથી અમ્લપિત્ત રોગ થાય છે. તેથી અનાજ પુરેપુરૂં પચતું નથી, મોઢામાં પાણી આવ્યા કરેછે, કડવા અને ખાટા ઘચરકા આવે છે, છાતીમાં દાહ થાયછે અને શરીર સુસ્ત અને નબળું થઈ જાયછે. આ યકૃતનો એક જાતનો જીર્ણ વ્યાધિ છે ને તે અજીર્ણને મળતો છે. આ દરદીને જમ્યા પછી તરતજ ઉલટી થઈ જાયછે. આ દરદની સાથે જ્યારે જ્વર અને ઉધરસ મળે છે ત્યારે શરીરમાં જફા પહોંચે છે. અનેક જાતનાં અજીર્ણનાં ચિન્હ તેને પીડે છે.

ઉપાય—ગળોનો સ્વરસ ૨૨૫ દ્રાક્ષાસવ ૨૯૧ નારીકેલ ખંડ પાક ૩૦૫ પટોળાષ્ટક ચૂર્ણ ૩૧૧ પીંપર ૩૧૫ લીંબડાનો સ્વરસ ૩૬૬.

## અરૂચિ.

નિદાન—અરૂચિ એ કાંઈ ખાસ રોગ નથી તો પણ તે અજીર્ણનું

એ મુખ્ય ચિન્હ છે. અનાજ પુરેપુરૂં પચ્યું ન હોય ત્યારે અનાજ ઉપર રૂચી ન થાય એ સ્વભાવિક છે તેમજ મન પસંદ ખોરાક ન હોય તે ઉપર પણ માણસને રૂચી થતી નથી. જુદા જુદા વ્યાધિમાં પીડાને લઇને દરદીનું ખાવા ઉપરથી મન હઠી જાય છે.

ઉપાય—અભ્રખભસ્મ ૧૪ કીડામારી ૧૯૯ જવખાર ૨૫૧ જીરકાદિ મોદક ૨૫૬ ટંકણ ૨૯ નારીકેલખંડપાક ૩૦૫ નારંગી ૩૦૬ પીંપરીમૂળ ના ગંઠોડા ૩૧૬ બીજોરૂં ૩૨૪ બૃહત્ પંચમૂળનો ક્વાથ ૨૮૩.

## અર્દિત.

નિદાન—આ દરદ પક્ષાઘાતની સાથે અગર એકલું હોય છે. એક પડખાનો મોઢાનો ભાગ રહી ગએલો દેખાયછે. તે પડખાનો ભાગ શિથીલ અને શકિતહીન જણાય છે. તે બાજુ ઉપર મોઢામાંથી થુંક નીકળી જાયછે અને હોઠનો ખુણો ઢળેલો દેખાય છે. તે બાજુપરથી તે પુરેપુરી ફુંક મારી શકતો નથી તેમજ મોઢું ખીડતાં તે બાજુપર જરા મારગ રેહી જાય છે. તે બાજુપર તેનાથી ખોરાક ખવાતો નથી અને જડબાની અને ગલાફાની વચમાં ખોરાક ભરાઈ રેહે છે. કફ, વિગેરે ઓષ્ઠસ્થાનિ અક્ષરો તે બરોબર બોલી શકતો નથી. પાણી પીતી વખ્તે તે બાજુપરથી થોડું પાણી નીકળી પડે છે અને તે બરાબર થુંકી શકતો નથી. તે બાજુની આંખ પુરેપુરી મીંચાતી નથી અને ડોળો ખુલો રેહેછે. તેનાથી હસાતું નથી, રોવાતુ નથી તેમ ભવાં ચડાવી ગુસ્સો થઈ શકતો નથી. હાથની મદદ શિવાય હોઠ ઊંચા કરી તે પોતાના દાંત બતાવી શકતો નથી. જીભ પણ તે બાજુ તરફ વધારે વળતી દેખાય છે અને ક્વચિત તે બાજુપરની તેની રસજ્ઞશકિત નષ્ટ થયેલી હોય છે. તેનું મોઢું વાંકું દેખાય છે. આ દરદને માટે લૌકિક સંજ્ઞા અડદીયો વા છે.

ઉપાય—અડદ ૧૧૪ કવચાંનાં મૂળનો ક્વાથ ૧૮૭ કુબ્જપ્રસારણી તેલ મર્દન ૩૧૭ ગુગળ ૨૨૮ ગોકળ ગાયનું ચૂર્ણ૪૧૮ બ્રાહ્મી ૩૨૯ મગજને પુષ્ટિ આપનારી દવાઓ ૪૬૧ માશબલાદિકવાથ ૨૪૨ રાસ્ના પંચક ૩૫૬ વરધારાદિચૂર્ણ ૩૭૯ વાતઘ્ન દવાઓ ૪૭૦ સમીરગજકેશરી રસ ૬૧ સાલમ ૩૯૮ સ્વલ્પ રસોનપીંડ ૩૨૯ હીંગ ૪૧૧.

## અર્બુદ.

નિદાન—એ એક એવી દુઃસાધ્યરક્ત વિકૃતિ છે કે તેથી શરીરના

જૂદા જૂદા ભાગમાં ગડ ઉપડેછે જે પાછળથી ફુંસડેછે અને ક્ષત પડેછે. સડેલો ભાગ કાપીને કાઢી નાખ્યા છતાં અગર બાળી નાખ્યા છતાં તે પાછો ફરીને ઉપડે છે. મોટી ઉમરમાં અને વિશેષે કરીને સ્ત્રીઓને આ રોગ વધારે પીડેછે.

ઉપાય—અફીણ ૧૨૫ ઇસસની આગળી ૧૫૬ કળીચુનો ૮૧ દંભક દવાઓ ૪૫૨ ફટકડીની પીચકારી ૫૦ રોપણ દવાઓ ૪૬૬.

## અર્ષ.

**નિદાન**—ગુદાના મુખ ઉપર એક જાતના નાના નાના મસાઓ થાય છે તેને અર્ષ કહે છે. અર્ષના બે પ્રકાર છે. એક બાહ્ય અર્ષ અને બીજા અંતર્અર્ષ. બાહ્યઅર્ષ પ્રથમ ગુદાની કોર ઉપર લોહીના જમાવ તરીકે સોજાની પેઠે દેખાય છે. પાછળથી ધીરે ધીરે તેમાંથી મસા થાય છે ત્યારે તેઓ કઠણ અને કોરની ઉપર જરા ચડા હોય તેમ દેખાય છે. કોઈ બાહ્ય ચીજની પેઠે ફક્ત તે બેચેની કરેછે પણ જ્યારે તેની અંદર ઘણોજ લોહીનો જમાવ થાય છે અગર તે પાક ઉપર આવે છે ત્યારે બેહદ પીડા થાય છે. ગુદાની અંદરે બળતરા અને શૂળ નીકળતું હોય તેમ લાગે છે તથા ઝાડે જાતાં બહુ મેહેનત પડેછે, પેટમાં વીંટ આવેછે, વાંસામાં અને સાથળમાં પીડા થાય છે અને વખતોવખત પેશાબ નીકળી જાયછે; પ્રસંગે મૂત્રકૃચ્છ્ર બંધાય છે અગર સ્ત્રીને ગર્ભાશયનો કોઈ વ્યાધિ ઉપડી આવે છે. અંતર્અર્ષ ગુદાના દ્વારથી અંદર ઊંચા હોય છે અને તેઓ ત્યાં મસારૂપે અગર લોહીનો ચડાવ થઈ રહ્યો હોય તેમ જણાય છે. મસા જે વધારે લાંબા હોય તે ફક્ત ઝાડે જતી વખત બહાર આવે છે. ઝાડે જતી વખતે મસાનો ભાગ છોલાય છે ને તેથી ઘણું લોહી પડે છે. વખતો વખત અર્ષવાળા દરદીને ઝાડામાં લોહી પડે છે, તેને પેટમાં વીંટ આવે છે અને ઉપરાઉપર રક્તાતિસારના ઉથલા થવાથી આંતરડામાં છિદ્રો પડે છે અને વખતે ઝાડામાં પરૂ પડે છે. આથી દરદી ધીરે ધીરે ક્ષીણ થઈ જાય છે અને તેનો દેખાવ ગળી ગયેલ અને પાંડુરોગી જેવો જણાયછે. તેની આંખો પીળી પડી જાય છે અને હાથ પગ અને મોઢા ઉપર ચેથર ચડે છે અને બહુ દુઃખી થઈ તેના શરીરનો ધીરે ધીરે અંત આવેછે.

ઉપાય—અઘેડાના બીના કલ્કનો લેપ ૧૧૨ અર્કતેલ ૧૩૯ આકડાનું છીર (મસા ઉપર) ૧૩૮ આદુ ૧૩૯ આંબલી પાનનો સ્વરસ ૧૪૧

આંબાની ગોટલી અને છાલ ૧૪૨ આમળાંનો મુરબો ૧૪૬ ઇન્દ્રજવ૧૫૧ ઉત્પલાદિશૃતમ્ ૧૮૧ એળીઓ ૧૬૭ કાંકાયનગુટિકા ૩૩૬ કાંચનારની છાલનો ઉકાળો ૧૯૧ કાશી સાદ્ય તેલ ૧૦૫ કાળીપાટનો કવાથ ૧૯૮ કુટજાવલેહ ૧૭૨ કુમારીકાસવ ૨૦૬ કોહોળુ ૨૧૨ ખાસ લોહીને પુષ્ટિ આપનાર દવાઓ ૪૬૨ ગંધક શુદ્ધ ૨૩ ગંધક રસાયન ૨૪ ચણકબાબ ૨૦૮ ચિત્રકનું દહીં ૨૪૮ ચ્યવન પ્રાસ્યાવલેહ ૧૪૬ તલનું ચૂર્ણ ૨૭૩ દાડમ ૨૮૫ દ્રાક્ષાસવ ૨૯૧ ધોળી મુશળી ૩૪૯ નવસાર ૩૬ નાગકેશર ૩૦૩-પથ્યાદિગુડ ૪૧૦ પવિત્ર ચૂર્ણ ૪૦૬ પ્રાણદા ગુટિકા ૩૪૩ બીલી ૩૨૫ ભાંગરાનું ચૂર્ણ ૩૩૪ ભીલામાનો લેપ ૩૩૬ ભલ્લાતકામૃત ૩૩૬ ભીલામાની ધુંવાડી ૩૩૭ મરીનો આથો ૩૪૩ માખણ ૪૨૯ માયફળનો મલમ ૩૪૫ મીણની બનાવેલી ફુલ વર્ત્તિ ૪૩૦ મોતી ૫૫ યોગરાજ ૭૮ રગત રોહીડો ૩૫૩ રાજવલ્લભરસ ૩૬ રોપ્યભસ્મ ૬૫ લોદર ૩૬૮ લોહ ૭૩ વર્દ્ધમાન પીપલી ૩૧૪ વરધારાદિ મોદક ૩૭૯ શોથઘ્ન દવાઓ ૪૭૨ શંખવટી ૮૦ ષડ્ધરણ યોગ ૨૪૦ સુવર્ણમાક્ષિક ભસ્મ ૮૯ હરડે મોટી ૪૦૮.

## અવાળુનું ચડી આવવું

**નિદાન**—દાંતની નીચેનો અવાળુનો ભાગ તેની અંદર લોહીનો જમાવ થવાથી સોજી લાલચોળ દેખાય છે. આંગળી લગાડી દાબવાથી પુષ્કળ લોહી નીકળે છે. આંગળીના દબાણથી લોહી નીકળ્યા પછી તે ભાગ ધોળો દેખાય છે, પણ થોડીવારમાં પાછો તે કાળો થઈ જાય છે.

અજીર્ણના વ્યાધિમાં, સ્કર્વિમાં કે રસકપૂર અગર પારો ખાવાથી અવાળુ બહુ કરીને સુજી આવે છે. વખતે તેમાં ધારાં પડે છે.

**ઉપાય**—અમ્લ દવાઓ ૪૩૫ કોઠ ૨૧૦ ખાસ પિત્ત શામક દવાઓ ૪૫૬ ટંકણનું મંજન ૩૦ દાડમ ૨૮૫ ફટકડીના કોગળા ૫૦ બકુલની છાલના કોગળા ૩૧૭ માયફળના ઉકાળાના કોગળા ૩૪૫ મોરથુથુના કોગળા ૫૯ લીંબુ ૪૬૭ લોદરના ઉકાળાના કોગળા ૩૬૮

## અશ્મરી અથવા પથરી.

**નિદાન**—પથરી એ મૂત્રાશયની અંદર અગર મૂત્રપિંડની અંદર લોહીમાંથી ઝરીને એક જાતનો જમાવ થયેલો કાંકરો છે અને તે ધીરે ધીરે બંધાય છે. તેથી કછોટામાં હમેશાં થોડું થોડું દુખ્યા કરે છે, પેસાબ

કરવા વારંવાર જવું પડે છે અને પેસાબ થોડો થોડો ઉતરેછે. કેટ- લીક વખતે પથરી આડી પડી જવાથી પેસાબ બંધ થઈ જાય છે તેમજ વખતે પેસાબમાં બે ધાર થાય છે. મણીની નીચે બહુ દુખતું હોય એમ લાગે છે અને તેથી છોકરાંઓ પોતાનાં શિશ્ન (ઇંદ્રિ) ને બહુજ ચોળે છે અને ચોળતાં ચોળતાં કૂદતાં દેખાય છે. કેટલીક વખતે પેડુમાં અને સાથળના મૂળમાં પણ પીડ થાયછે. પેશાબમાં વખતે વખતે લોહી અને પરૂ પડેછે. પેસાબ કરવા ટાણે જોર કરવાથી વખતે આમણ અને ઝાડો નીકળી આવેછે. લોખંડની શલાકા નાખવાથી પથરીની પરીક્ષા ઘણીજ ખાત્રી પૂર્વક થાય છે.

ઉપાય—અફીણ ૧૨૫ ઉત્કટારો ૧૫૭ ગોખરૂ ૨૩૬ જવનું પાણી ૨૫૧ વરૂણાદિ ક્વાથ ૩૭૭ વરૂણાદિ ઘૃત. ૩૭૮ શીલાજીત ૭૭

## અસ્થિ રોગ.

નિદાન—હાડકાંની અંદર શરૂઆતમાં પાકનાં ચિન્હ થઈ પા- ળથી તે સડે છે અને ઝીણી ઝીણી હાડકાંની કટકીઓ તેમાંથી નીકળે છે. જ્યારે કોઈ હાડકામાં પાક થાય છે ત્યારે તે ભાગઉપર દાબવાથી દુખે છે. દરદ ઘણુંજ ઊંડું હોય તેમ લાગે છે અને તે દરદ રાત્રે અથવા શરદીને લઈને વૃદ્ધિ પામે છે. સદરહુ હાડકાનો ભાગ સોજેલો જણાયછે. ઉપદંશ એ બહુધા અસ્થિરોગનું મુખ્ય કારણ નીવડી આવે છે,

ઉપાય—કેશરાદિ ગોળી ૬૩ યોગરાજ ગુગળ ૨૩૦ રસ કપુર ૬૩ હીંગળો ૧૦૩

## અળાઇ.

નિદાન—શરીરમાં ગરમાઇને લઇને સફેદ ફણગી વાંસા ઉપર, ચ- હેરા ઉપર અને ખભાના ભાગ ઉપર ઉપડી આવે છે, તેને અળાઈ કહે છે. ગ્રીષ્મ ઋતુમાં આખે શરીરે આ ફોડલીઓ ઉપડે છે અને તેથી અત્યંત વલૂર આવે છે. અને જેમ તેને વલૂરવામાં આવે તેમ તેની અંદરનો દાહ વધતો જાય છે.

ઉપાય—કોળાં પાક ૨૧૩ ગેરૂ ૨૧ ત્રિફળાનું ચૂર્ણ ૨૮૦ શીખંડ ૪૨૮ સુખડનો લેપ. ૨૪૭

## અક્ષિ રોગ.

નિદાન—અક્ષિરોગની અંદર આંખના જુદા જુદા રોગ આ-

વે છે જે આ બતાવેલ ઔષધ ઉપરથી તે કઈ કઈ વિકૃતિ ઉપર લાગુ પડે છે તે માલમ પડશે.

ઉપાય—અગ્નિળિયાનાં પોલ ૧૩૩ આંમલીનાં પાન બાફીને બાંધવાં ૧૪૧ આંમાહળદર ૧૪૨ આંમળા ૧૪૮ મોરથુથુ ૫૮ રસકપુર ૬૪ શંખ ૮૧ સાટોડીના મૂળનું અંજન ૩૯૬ સુરમો ૮૬ સુવર્ણમાક્ષિક ભસ્મ ૮૯

## આંકડી.

નિદાન—રક્તાતિસારની અંદર અગર રેચ લેવાથી પેટમાં ચુંથ થાય છે અને આંતરડાંની અંદર ભારે દુખાવો થતો હોય એમ જણાય છે. આ દુખદાયક ચિન્હને આંકડી કહે છે.

ઉપાય—અજમો ૧૧૩ સમદરફળ ૩૯૪

## આંખના ખીલ તથા તાપોડિયાં.

નિદાન—આ એક જીર્ણ દુઃસાધ્ય વ્યાધિ છે, જેથી કરીને આંખના પાંપણની અંદરના મર્મસ્થાનમાં લોહીનો જમાવ થાય છે અને તેની અંદર સફેદ દાણા જામી રહે છે. આ દાણાનો દેખાવ સાબુ ચોખાના દાણા જેવોછે, તોપણ કેટલીક વખતે તે ઘણા લાલ હોય છે. તેથી આંખમાં ચેળ આવે છે, ખટકો થાય છે અને પુષ્કળ પાણી ઝરે છે. વખતે કૃષ્ણ મંડળના ઉપર લોહીનો જમાવ થાય છે અને તેથી રક્ત પુષ્પ પણ થઈ આવે છે. ખીલને લઇને કૃષ્ણમંડળમાં ક્ષત પડવા સંભવ છે. આ દરદ થોડો વખત દાબમાં રહી પાછું ઉપડે છે. નાજુક બાંધાની અને ઘરમાં ગોંધાઈ રહેવાવાળી સ્ત્રીઓને, બચ્ચાંઓને તેમજ શરદીવાળા અને અંધારાવાળા ઘરમાં રહેનારને આ દરદ વિશેષે કરીને થાયછે. જેમની વખતોવખત આંખો ઉઠી આવે છે અગર જેમની આંખો ઝીણી થઈ જાયછે તેમની આંખોમાં તપાસ કરતાં ખીલ માલમ પડેછે.

ઉપાય—ખર્પર અંજન ૨૦ બગાં ફેરવવી. ૪૨૯ મોરથુથુ યા રતનજોતની સળીઓ ૫૮ રસકેશ્વર ૨૦ વડાગરૂં મીઠું ૬૯.

## આંખની પીડા.

નિદાન—ગમે તે રોગને લઇને આંખની અંદર પીડા થવાસંભવ છે.

ઉપાય—અજમાની પોટલીનો શેક ૧૧૩.

## આંખની કોર ઉપર ઝીણી ઝીણી ફણગીનું ઉપડી આવવું.

નિદાન—પાંપણની કોર ઉપર ઝીણી ઝીણી ફણગી ઉપડે છે. તે ફૂટી જવાથી

થોડા વખત સુધી તે ભાગ કચકચ્યા કરે છે. આથી કરીને તેની કોર જાડી થઇ જાય છે. આ રોગમાં દરદનું મૂળ સ્થાન પાંપણના મૂળમાં રહે છે. તેથી કરીને વખતોવખત પાંપણ ખરે છે, આંખ ઉપર હમેશાં ચી- પડા અને પરૂ બાઝે છે અને તેનો દેખાવ તે ઠેકાણે જાણે ખરજવું થયું હોય તેવો માલમ પડે છે. આ દરદની અંદર એક જાતના કૃમિ થાય છે જેને આપણામાં સાવાં કહે છે.

ઉપાય—હીંગળાનો મલમ.

## આંખનું બબડી આવવું.

**નિદાન**—આંખનાં પાંપણમાં સાવાં પડવાને લીધે પાંપણો ભેગી ચોંટી થાય છે જેને આંખનું બબડી આવવું કહે છે.

ઉપાય—કાસાંજણ ૨૭

## આંખની ગરમાઈ.

**નિદાન**—ઝામર, અભિષ્યંદ, આંખની કર્મકોવતિ તથા શારીરીક ક્ષીણતાને લઇને આંખ વખતોવખત બળ્યા કરે છે, ડોળા શુષ્ક રહે છે અને દરદીની દૃષ્ટી નબળી પડી જાય છે. આ એક જાતનો પિ- ત્તાધિક્ય દોષ છે. આ દેહમાં જે જે રોગ ખાસ પિત્ત પ્રકોપથી થઇ આવે છે તેમાં આંખુ બળવા સંભવ છે.

ઉપાય—અગરનો લેપ ૧૧૦ આંમળા ૧૪૮ એળચી ૧૬૬ કપૂર ૧૭૯ કન્યાસવ અથવા ઘૃત ૨૦૭ કપાળ ઉપર દાહશમક દવાઓનો લેપ ૪૪૯ કેરીનો મુરબ્બો ૧૪૩ ખર્પર અંજન ૧૯ ગળજીભી ૨૨૨ ગળો ૨૨૫ ગુલાબજળ ૨૩૪ ઘીનો લેપ ૪૨૧ ત્રિફળાનું હીમ છાંટવું ૧૪૮—૨૮૧ ત્રિ ફળાઘૃત ૨૮૧ દ્રાક્ષ ૨૯૧ બદામનો આથો ૩૧૮ મરીનો આથો ૩૪૩ મો- તીનો સુરમો ૫૫ રસકેશ્વર ૧૯ સુરમો ૮૬ હરીતકીઅવલેહ ૪૦૯.

## આંખે અંધારાં આવવાં.

**નિદાન**—ઝામર રોગની અંદર તેમજ મગજને ભ્રમ થવાથી, તડકે રખડવાથી અગર આંખને બહુ કસવાથી આંખે અંધારાં આવે છે. આંખે અંધારાં આવવાં એ નબળાઇનું એક ખાસ ચિન્હ છે.

ઉપાય—અખોડ ૧૦૮ અમર ૪૧૫ ચંદ્રોદયાવર્ત્તિ ૮૧ લોહ ૭૪ સુંઠ ૪૦૨ હરીતકી અવલેહ ૪૦૯.

## આંગળાંનું ઠરડાઇ જવું.

**નિદાન**—ક્ષીણ માણસોનાં આંગળાને વધારે કસવાથી આંગળાં

વખતે ઠરડાઈ જાય છે. ઘણીવાર લખ્યા પછી જ્યારે હાથને થાક લાગે છે ત્યારે આંગળાં ઠરડાઈ જવાને લીધે કેવી રીતે કલમ પડી જાય છે અને લખવું બંધ રાખવું પડે છે તે અમારા સુજ્ઞ વાંચનારાઓથી ક્વચિતજ અજાણ્યું હશે.

ઉપાય—ઍરકોચલું ૨૬૨ હીંગ ૪૧૧.

## આંચકી અથવા ખેંચતાણ.

નિદાન—જે દરદની અંદર આખું શરીર એકદમ ખેંચાઈ જાયછે ને તેના સ્નાયુ કઠણ અને તંગ થઈ જાયછે તે દરદને આંચકી, ખેંચતાણ અગર ધુરી આંચકી કહે છે. આ દરદ બચ્ચાંઓને દાંત આવતી વખતે, ગર્ભિણી સ્ત્રીઓને જણવા પહેલાં કે જણ્યા પછી થવા ઘણો સંભવ છે. કેટલીક વખતે આખું શરીર નહિ ખેંચાતાં ફક્ત હાથ પગજ, અગર ચહેરો અગર એકલા હાથ અગર એકલા પગજ ખેંચાય છે. ધુરી આવે કે તરતજ તેનો ચેહેરો બગડી જાય છે, મોઢું લાલચોળ થઈ જાય છે, દાંત કડકડાટી કરે છે, અને જીભ બહાર નીકળી આવે છે. શ્વાસ બહુજ મેહેનતથી લેવાય છે, તેમજ ઝાડો પેશાબ વિગેરે નીકળી જાયછે. જ્યારે તાણ ઉપડે છે ત્યારે પોતાનાં અવયવો ઉપર દરદીનો કાંઈ પણ હુકમ રહેતો નથી. સ્વતઃ ઉપડેલી આંચકીના કરતાં જખમને લઈને ઉપડેલી આંચકી વધારે ભયંકર છે.

ઉપાય—અફીણ ૧૨૫ એળિયો ૧૬૭ કપૂર ૧૭૭ કસ્તુરી ૪૧૭ કૃમિઘ્ન દવાઓ ૪૪૬ કીરમાણી ૨૭૧ કીર્દમાન ૨૦૦ ખુરાસાની અજમો ૨૧૬ ગોરોચન ૪૧૯ તમાકુની લુબદી.૨૭૧ તુળશીનો સ્વરસ ૨૭૭ દશમૂળાદિ ક્વાથ ૨૮૩ પીંપર ૩૧૫ પૌષ્ટિક શોધક દવાઓ ૪૭૫ ભાંગ ૩૩૧ ભાંગરાની ખીર ૩૩૪ મગજને પુષ્ટિ આપનાર દવાઓ ૪૬૧ માલકાંકણનું તેલ. ૩૪૬ (જાડાં છુટવા માટે) લસણ ૩૬૦ વમન કરાવનાર દવાઓ ૪૧૮ સ્નાયુ શૈથીલ્યકૃત્ દવાઓ ૪૭૭ સ્વલ્પ રસોનપિંડ ૩૬૦ હીંગ ૪૧૧.

## આંઝણી.

નિદાન—પાંપણની કોરમાં રહેલી ગ્રંથીમાંની એકાદ ગ્રંથી સોજી આવે છે અને પાકે છે, તેનું નામ આંઝણી. પાંપણના બહારના ભાગમાં કોરની આસપાસ એક રાતીચોળ જેવી ગાંઠ ઉપડે છે, જેને દાબવાથી તેની અંદર એક જાતની ગાંઠ હોય એમ માલમ પડેછે: તેને લ-

ઈને આંખ ઉપર ભાર થાય છે, આંખમાં અને પાંપણની અંદર પીડા થાય છે અને તે આંઝણી પાકીને ફૂટે છે. એક પછી બીજી એમ કેટલીક આંઝણી વારાફરતી ઉપડે છે. આંખને બહુ ખેંચવાથી પણ આંઝણી ઉપડવા સંભવ છે.

ઉપાય—સિંદુરાદિ તૈલ ૮૪.

## આંતરડાંનું ક્ષત.

નિદાન—અતિસાર અને સંગ્રહણીની અંદર તેમજ કેટલાક દરદોની અંદર જ્યારે ઘણાજ સખ્ત રેચ લેવાય છે, ત્યારે આંતરડાની અંદર ઘારૂં પડે છે. આવી રીતના ક્ષતથી પેટમાં વખતોવખત વીંટ આવે છે અને જે જગ્યાએ ક્ષત પડ્યું હોય તે જગ્યાએ દાબતાં દુખે છે. ઝાડે ઘણી વખત જવું પડે છે, અને ઝાડો દુર્ગંધિયુક્ત લોહીવાળો કે પરૂવાળો હોયછે. આપણામાં આને જુદો રોગ નહિ ગણતાં તેને રકતાતિસાર અગર સંગ્રહણીના પેટામાં ગણેલ છે પણ બહુજ વીંટ આવ્યા પછી પાંચ પંદર પરૂનાં કે લોહીનાં ટીપાં પડે ને આવી સ્થિતિ જો ઘણા દિવસ સુધી જારી રહે તો આંતરડામાં ક્ષત પડ્યું છે એમ નકી અટકળ કરવી જોઇએ. આવા દરદીને અતિસાર અને સંગ્રહણીની સાથે જીર્ણજ્વર પણ રહેછે. તેનાથી અનાજ લેવાતું નથી અને શરીર દિનપ્રતિદિન ઘસાતું જાય છે.

ઉપાય—બીલી ૩૨૪ હીરાકશી ૧૦૫.

## આધાશીશી.

નિદાન—આધાશીશી એ એક જાતનો નિયમિત માથાનો દુખાવો છે જે હમેશાં નિયમિત વખતેજ થાય છે. સાધારણ રીતે એક બાજુનુંજ માથુ દુઃખે છે. આંખનાં ભવાં ઉપરના ભાગમાં સખ્ત શૂળ કે ચસ્કા નીકળતા હોય એમ લાગે છે. કેટલીક વખતે આ દુખાવો એટલો સખ્ત હોયછે કે દરદીને માથું દબાવી પડ્યું રહેવું પડેછે અને તેથી કાંઈ પણ કામ કરવું ગમતું નથી. તે ભાગ વધારે ગરમ હોય એમ દેખાય છે. આવી આધાશીશી માણસને ઘણા દિવસ સુધી ચડેછે. જેમ જૂદી જૂદી જાતના વિષમજ્વર પોતાની મેળે નિયમિત મુદતે આવે છે તેમ આધાશીશી પણ પોતાનો સમય ચુકતી નથી જેથી મેલેરીયાની અસરને લઇને આધાશીશી થતી હોય એમ અનુમાન થઈ શકે છે. તેને એક જાતનો વાતરોગ

ગણવામાં આવેલ છે કારણ કે મગજની નબળાઈને લઈને તે થાય છે. વિશેષમાં તેમાં પિત્તાદિક દોષ પણ મળેલો હોય છે. યુવાવસ્થામાં આધાશીશી વધારે પીડે છે.

**ઉપાય**—અફીણ ૧૨૫ અરીઠાના પાણીનું ટીપું નાકમાં નાખવું ૧૩૩ ગરણીના મૂળનું ટીપું નાકમાં નાંખવું ૨૧૯ ગળોનું સ્વરસ ૨૨૫ છીંકોલાવનાર દવા સુંઘવી ૪૪૯ ધતુરો ૨૯૫ ધાણા ૨૯૯ નગોડના ફુલનો લેપ ૩૦૨ નાકછીંકણીનું નસ્ય ૩૦૩ પપૈટાદિ હીમ ૨૧૪ ભાંગ ૩૩૦ મનઃશીલનું ચૂર્ણ સુંઘવું ૫૩ વચ્છનાગ ૩૭૩ શોધક પૌષ્ટિક દવાઓ ૪૭૫ સોમલ ૯૭ સ્નાયુ શૈથીલ્ય કૃત્ દવાઓ ૪૭૭.

## આફરો.

**નિદાન**—આફરો એ એક ખાસ રોગ નહિ હોતાં અજીર્ણનું એક ચિન્હ છે. અનાજનું પાચન થતી વખતે કેટલીક જાતનો દુર્ગંધી પવન આંતરડામાંથી ઉત્પન્ન થાય છે જે બહાર નહિ જતાં પેટમાં ભરાઈ રહે તો આફરો ચડી આવેછે. ઘણું જમવાવાળાને તેમજ જમ્યા પછી શરદીમાં પડ્યા રહેવાવાળાને તથા મળમૂત્રાદિ રોકવાથી આફરો ચડી આવવા સંભવ છે. આવા દરદીનું પેટ ચડેલું દેખાયછે, પેટ ઠોકવાથી નગારા જેવો અવાજ થાય છે, તેની અંદર કેટલોક દુખાવો થાય છે અને પેટમાં અને વાંસામાં શૂળ નીકળે છે અને ફાટેછે. દરદીનાથી બેસી શકાતુ નથી તેમજ સુતાં પણ તેને વિશ્રાંતિ મળતી નથી. તે આમથી તેમ પોતાનાં પડખાં ફેરવેછે પણ તેને ચેન બીલકુલ પડતુ નથી. ઓડકાર અને ખાટા ઘચરકા એમને એમ આવ્યા કરેછે, તેનો શ્વાસ બહુજ ખેંચાય છે અને તેની સ્થિતિ બહુજ ભયભીત માલમ પડે છે. પવન છૂટવાથી અગર એક બે દસ્ત આવવાથી આ બધાં ચિન્હો શાંત થાય છે.

**ઉપાય**—અકલકરો ૧૦૭ અજમાની ફાકી ૧૧૩ અપામાર્ગ ક્ષાર ૧૧૧ આદુ ૧૩૯ એળચી ૧૬૬ અમ્લવિરુદ્ધ દવાઓ ૪૩૬ કડુકી ચૂર્ણ ૧૭૪ કાળીજીરી ૧૯૬ કીડામારી ૧૯૭ કુલીંજન ૨૦૩ ગજપીંપર ૨૧૮ ચણાનો ક્ષાર ૨૩૯ ચીત્રો ૨૪૩ જાયફળ ૨૫૩ જાવંત્રી ૨૫૪ જીરકાદિવટી ૨૫૬ તજ ૨૬૭ તાલીસાદિવટી ૨૭૬ તુળશીના પાન ૨૭૭ તામ્ર ૩૪ ત્રિવૃતાદિ ચૂર્ણ ૩૦૨ દાંતીમૂળ ૨૮૬ નારાચ રસ ૨૮૭ નારાચ ચૂર્ણ ૩૦૨ નેપાળો ૩૦૮ બાદીઆન ૩૨૦ બીજોરૂં ૩૨૩ મરડાશીંગી ૩૪૨ મેથી

૩૪૯ લવણ ૬૮ લસણનું ચૂર્ણ ૩૬૦ વખમા ૩૭૦ વરિયાળી ૩૮૦ વાયુહર દવાઓ ૪૭૦ શંખ ભસ્મ ૮૦ સાજીખાર ૮૩ સુંઠ ૪૦૧ સુવાનું હીમ ૪૦૪ હીંગ ૪૧૧ હીંગફળ વર્તિ ૪૧૧.

## આમવાત.

નિદાન—જૂદા જૂદા કારણોને લઇને અજીર્ણ થવાથી યોગ્ય પોશકરસ થવાને બદલે તેમાંથી આમ ઉત્પન્ન થાયછે, જે ખરૂં જોતાં અપકવ પોશકરસ છે. આવી રીતના અજીર્ણના ભાવને લઇને શરીર ક્ષીણું ઝીણું દુખેછે, તેનામાં કામ કરવાની તાકાત રહેતી નથી ને તેની કમ્મર ઝલાઈ જાય છે. કેડમાં ઘણી પીડા થાય છે અને તે શિવાય બીજા સાંધાઓમાં પણ સોજો અને દુખાવો રહે છે. વખતોવખત શરીરની અંદર શૂળ નીકળે છે અને દરદી ઘણોજ કમકૌવત અને કામ કરવાને નાલાયક થઈ જાય છે. આ દરદીને અજીર્ણના તમામ ચિન્હની સાથે સંધિવાનાં પણ ચિન્હો થાયછે. આમ વાત એ ખરૂં જોતાં અજીર્ણ અને સંધિવાનો મિશ્રણ રોગ છે.

ઉપાય—એરંડના રસમાં પુટપાકની રીતે પકવેલી સુંઠનો રસ ૧૬૪ પટોળ ૩૧૧ રાસ્ના પંચક ૩૫૬ લવણુ ભાસ્કર ચૂર્ણ ૬૯ લસણ પાક ૩૬૦ સિંહનાદ ગુગળ ૨૪.

## ઇંદ્રિનું વાંકું વળી જવું.

નિદાન—પ્રમેહની અંદર ઇંદ્રી જાગૃત થાયછે ને વાંકી વળી જાયછે. આ ચિન્હ ઘણુંજ પીડાકારી છે અને તે પ્રમેહનાજ દરદીને ફક્ત થાય છે. આ એક જાતનો રોગ છે પણ કાંઈ શક્તિનો વધારો નથી. ઇંગ્રેજી વૈદ્યકારોએ તે ચિન્હને (કોંડી)ની સંજ્ઞા આપી છે.

ઉપાય—અફીણ ૧૨૬ કપૂર ૧૭૮.

## ઉછાળો.

નિદાન—આ ખાસ રોગ નહિ હોતાં એક જાતનું અજીર્ણનું ચિન્હ છે ને તેથી અનાજ પેટમાંથી પાછું આવતું હોય એમ લાગેછે પણ અનાજ પાછું નહિ આવતાં ફક્ત પાણીજ મોંમાં આવે છે.

ઉપાય—પર્પટાદિ હીમ ૨૧૪ તજ ૨૬૭ સાકર્કાઈ ૩૯૯ સોભાગ્ય શુંઠી પાક ૪૦૧ હીંગ ૪૧૨.

## ઉંદરનું ઝેર.

નિદાન—ઝેરી ઉંદરના કરડ્યા પછી જો કાંઈક ખાટું ખવાય તો ઉંદરના ઝેરનાં ચિન્હ શરીરમાં ફુટી નીકળે છે. ઉંદરના ડંસનું ચિન્હ તેના કરડના જખમ શિવાય બીજું કાંઈ નથી; પણ જો અયોગ્ય ખોરાકથી તે ફુટી નીકળે તો ઘણાં દુઃસહ્ય ચિન્હ માલમ પડે છે. અયોગ્ય આહારે થયો કે તરતજ દરદીને સપ્તજ્વર ચડે છે, માથામાં ઝણઝણાટ નીકળી જાયછે અને આખા શરીરમાં આતસ થાયછે. બે ચાર દીવસ કેડે જ્વર શાંત થયા પછી શરીરના જૂદા જૂદા ભાગ ઉપર ઘ્રામઠાં ઉપડી આવે છે. કેટલાક દરદીને જ્વરની સાથે શીળસ જેવું ઉપડે છે. ઊંદરના ઝેરને લઇને વાતરકત, કુષ્ટ વિગેરે હઠીલાત્વક્ દોષનાં જેવાં ચિન્હ જણાઈ આવેછે. હાથ પગનાં આંગળાં સોજી આવેછે અને આખે શરીરે લાલ ચાઠાં ચાઠાં થઈ રહેછે. વાતરકતની પેઠે શરીરમાં અસહ્ય બળતરા થાયછે, અને જુદા જુદા ભાગમાં શૂળ નીકળ્યા કરેછે. આ દરદ ખરેખર વાતરક્તની સાથે ભુલાવો ખવરાવે તેવું છે પણ દરદીની ઉમર ઉપર ધ્યાન આપવાથી તેમનું સ્પષ્ટીકરણ થઈ શકે છે. (સોમલ જુઓ) ઉંદરના ઝેરને લઇને હાથ પગમાં ક્ષત પડેછે. તે ધારાં વરસ ૭ મહિના સુધી રૂઝાતાં નથી અને વખતે આંગળુ વગેરે ખવાઈ જાયછે. સારક શોધક દવાથી દરદીને આરામ થાયછે.

ઉપાય—અફીણ ૧૨૭ આસોંદરો ૧૪૯ ઉંદર કાનીનો રસ ૧૫૮ ઉંદરની લીંડીનો લેપ ૪૧૪ અંકોલ ૧૬૮ તિક્તાદિ ઘૃત ૧૮૪ પુનર્નવાષ્ટક ૩૬૯ ભાંગ પીવી ૩૩૨ મંજીષ્ટાદિ લેપ તથા કાઢો ૩૪૧ રતાજળી ૩૫૩ વંશલોચન ૩૮૫ સારક દવાઓ ૪૬૫ સોનામુખી ૪૦૫.

## ઉદર રોગ.

નિદાન—આ સંજ્ઞા નીચે જળોદર, પ્લીહોદર અને યકૃતોદર શિવાય બીજા કેટલાંએક અનિશ્ચિત રોગો પણ આવે છે. ગમે તે ઉદરની અંદર રહેલા મર્મ સ્થાનને લઇને પેટમાં દુખતુ હોય તે દરદને ઉદર રોગની સંજ્ઞા આપવામાં આવી છે. જે ઓષધો ઉદર રોગને માટે બતાવવામાં આવ્યાં છે તે બધાં તેની જૂદી જૂદી વિકૃતિને શમાવનાર છે.

ઉપાય—અપામાર્ગ ક્ષાર ૧૧૧ અર્કાદિ કવાથ ૧૩૭ ઇંદ્રવર્ણાનો રેચ ૧૫૩ એરંડ મૂળનો કવાથ ૧૬૩ કરંજનો કવાથ ૧૮૪ કુમારિકા સવ

૨૦૬ ગરણીના બી ૨૧૯ ગરણીનું ચૂર્ણ ૨૧૯ ગર્ભવિલાસરસ ૫૭ જળો લગાડવી ૪૨૦ તામ્ર ૩૩ દશ મૂળાદિ ક્વાથ ૨૮૪ પટોળાષ્ટક ચૂર્ણ ૩૧૦ પીંપર ૩૧૪ પીપલ્યા સવ ૩૧૪ પીંપળી મૂળના ગંઠોડા ૩૧૬ ભાંગરાનું ચૂર્ણ ૩૭૪ ભીલામું ૩૩૬ મેથી ૩૪૯ મોરથુથુ ૫૭ લવીંગ ૩૫૮ વડવાનળ રસ ૮૫ વર્દ્ધમાન પીપલી ૩૧૪ વર્ણાનાંપાન ૩૭૭ વરૂણાદિ ચૂર્ણ ૩૭૭ સરગવાની છાલનો ક્વાથ ૩૯૩ સારક શોધક દવાઓ ૪૩૫ સીંધાલુણ અને બીડલોણ ૬૮.

## ઉંદરી.

**નિદાન**—ઉંદરી એ દાદરની જાત છે અને તે માથામાંજ થાય છે. વાળના મૂળમાં ઝીણી ફણગી થઈ ફૂટેછે અને પછી તે કચકચે છે, તેમાંથી પરૂ નીકળેછે અગર પરૂ ત્યાં જામી જઈ તેમાંથી પીળા રંગનાં ભીંગડાં ઉખડે છે. આ વ્યાધિને લીધે તે જગ્યોએથી વાળ ખરી પડે છે અને માથામાં બહુ ખરજ આવે છે. આ રોગ થવાનું કારણ વાળના મૂળમાં રહેલ એક જાતના કૃમી છે. તેનો સંસ્કૃત પર્યાય (ઇંદ્રલુપ્ત) છે.

**ઉપાય**—અફીણ ૧૨૭ આકડાનું છીર ૧૩૮ કાકમારી ૧૯૦ કીલનો મલમ ૨૦૨ ગુંજાદિ તેલ ૨૪૦ જાંબુનાં ફળનો લેપ ૨૫૨ ટંકણ ૩૦ તેલ લગાડવું ૨૭૩ ફટકડીનું પાણી ૫૧ મોરથુથુ વાળો મલમ ૫૯ લીંબોળીનું તેલ ૩૬૬ લીંબુ ૩૬૭ હરતાલનો લેપ ૧૦૧.

## ઉદર્દ.

**નિદાન**—ઉદર્દ એ શીળસને મળતોજ રોગ છે. તેનાં પણ શીળસનાં જેવાં ચાઠાં થાયછે ને વલુર ઘણી ઉપજે છે. આ ચાઠાં વચમાંથી ઉંડાં અને કોર ઉપર જરા ઉંચાં ઉપસેલાં હોયછે. બે ચાર વખત શીળસ ઉપડ્યા પછીથી જો ચાઠાં સ્થપિત રીતે રહેતો તે ઉદર્દ રોગ કહેવાય.

**ઉપાય**—કનાસવ ૨૦૭ ચંદ્રપ્રભા ૭૮ જવખાર ૨૫૧ તેલ લગાડવું ૨૭૩.

## ઉદાસીન વૃત્તિ રહેવી.

**નિદાન**—મનુષ્ય પોતાને થયેલા દરદની અંદર આખો દીવસ ચિત પરોવી રાખે તો તેની અહુધા ઉદાસીન વૃત્તિ થઈ જાયછે. પ્રમેહ, ચાંદી વિર્યસ્રાવ, ષંઢત્વ અને ગર્ભાશયના વ્યાધિમાં દરદી પોતાની હકીકત કોઈને નહી કહી શકવાથી તેની વૃત્તિ હમેશાં ઉદાસી રહેછે. તેઓ પોતે મિત્ર સમાજમાં ભાગ લેતા નથી અને પોતાના દુઃખની ધડ ભાંગ પોતાના

મનમાંજ કર્યા કરેછે. આવા રોગ શિવાય રહેલી ઉદાસીન વૃત્તિ ઉન્માદ અગર ઘેલછાનું પૂર્વરૂપ છે. તેમનાં પવન વેગી મનમાં તર્કવિતર્ક થાયછે અને તેમનું મન હમેશાં બીતુ રહેછે. યોગ્ય ઉપચાર કરવાથી જો આ ઉદાસી વૃત્તિ શાંત ન થઈ તો તે સંપૂર્ણ ઘેલછા સ્થપિત થયા પછી બંધ થાયછે.

ઉપાય—જટામાંસી ૨૫૦ બીલીનું મૂળ ૩૨૫ બ્રાહ્મીનું ઘી ૩૨૯ સા-રસ્વત ચૂર્ણ ૩૨૯.

## ઉધરસ.

નિદાન--ઉધરસ એ ખાસ રોગ નહી હોતાં અનેક જાતના રોગનું એક ચિન્હ છે. નાચેના કારણોને લઇને ઉધરસ ઉપડવા સંભવ છે. ગ-ળામાં અગર શ્વાસ નળીકામાં કાંઈ બાહ્ય પદાર્થ રહી જવાથી અગર તે સ્થાનમાં કાંઈ રોગ થવાથી ઉધરસ થાયછે. ચોરીયાના સોજામાં,"કાકડો વધ્યો હોય ત્યારે તથા શ્વાસ નળીકાના ભાગમાં જો કાંઈ ક્ષત થયું હોય તો વખતો વખત ઉધરસ આવેછે. ફેફસાના દરદમાં, ક્ષયમાં, અને શ્વાસ નળીકાના દરદમાં પણ હમેશાં ઉધરસ આવેછે. બાદ ગરમ ચીજ ખાવાથી તેમજ ગર્ભાશયની વૃધ્ધી થવાને લીધે બીજાં મર્મસ્થાનોનું ફેફ-સાં ઉપર દબાણ થવાથી ઉધરસ થઈ આવેછે. આ શિવાય બચ્ચાંઓને મોટી ઉધરસનો રોગ થાયછે જે ઉધરસ તેને ઘણી વસમી લાગેછે. ફેફસાંના અને શ્વાસ નળીકાના વ્યાધિ શીવાયની બીજાં બાહ્ય કારણોને લઈને થયેલી ઉધરસ જલદીથી મટી જાયછે.

ઉપાય —અફીણ ૧૨૬ અમ્લ વિરૂદ્ધ દવાઓ ૪૩૭ અરડુશીનોકાઢો ૧૩૧ અરડુશીનો સ્વરસ ૧૩૦ અર્કઅહિફેનાદિ ગુટિકા ૧૩૭ અલસીની પોટીસ (છાતી ઉપર) ૧૩૪ આકડાનીને જેઠીમધની ગોળી ૧૩૭ આ-દુનો સ્વરસ ૧૩૯ આંબાહળદર ૧૪૨ ઇસસ હોકામાં નાખી પીવો ૧૫૬ ઉપળેટ ૧૬૦ ઉપળેટનું ધૂમ્રપાન ૧૬૦ એલચી ૧૬૫ કપૂર ૧૭૭ કફકેતુ-રસ ૩૭૫ કફઘ્ન દવાઓ ૪૪૩ કફશામક દવાઓ ૪૩૩ કસ્તુર્યાદિ ગુટિકા ૪૧૭ કાકડાશીંગી ૧૮૯ કાંટાશેળીઆનો સ્વરસ ૧૯૨ કાયફળ ૧૯૩ કી-ર્દમાન ૨૦૦ કીલ ૨૦૨ કુબાનો સ્વરસ ૨૦૩ કોળું ૨૧૨ ખુરાશાની અજ-મો ૨૧૫ ખેરસાર ૨૧૭ ગોરોચન ૪૧૯ ઘી ચાટવું ૪૨૦ ચણકબાબ ૨૩૮ ચણોઠીનાં મૂળ ૨૪૦ ચિંતામણી ચતુર્મુખ ૪૬ જવખારની ગોળી ૨૫૧

જેઠીમધનો શીરો ૨૫૮ તમાકુની બીડી ૨૭૦ તાલીસ પત્ર ૨૭૬ તુલશીનો સ્વરસ ૨૭૭ દશમૂળાદિકવાથ ૨૮૭ દાડમની છાલ ૨૮૫ દુધ ૪૨૬ દેવદાર્વાદિ ક્વાથ ૨૮૯ દ્રાક્ષાસવ ૨૯૧ દ્રાક્ષનું આટણ ૨૯૨ ધતુરો ૨૯૩ નાગરમોથ ૩૦૪ પીડવણનો સ્વરસ ૩૧૨ પીંપર ઘુંટેલી ૩૧૪ પિપલ્યાસવ૩૧૪ બાવળનાં પાન ચાવવાં ૩૨૨ બેહડાંની છાલ (ઘીમાં તળેલી) ૩૨૬ બંગભસ્મ ૧૭ બાંગ ૩૩૨ ભાંગરાનું ચૂર્ણ ૩૩૩ ભોરીંગણીનો ક્વાથ ૩૩૯ મધ ૪૨૯ મનઃશીલ ૫૩ મેથી ૩૫૦ લવીંગાદિવટી ૩૫૯ લોબાન ૩૬૮ વડનાં કુંપળીઆ ચાવવાં ૩૭૬ વરધારો ૩૭૯ શતાવરીનું ઘી ૩૮૭ શરપંખાનાં મૂળનું ધૂમ્રપાન ૩૮૯ શીલાજીત ૭૮ શૃંગ્યાદિ ચૂર્ણ ૧૮૯ શીલારસની વરાળ લેવી ૩૯૦ સમદરફળ ૩૯૪ સાબરશીંગાની રાખ ૪૩૨ સાલવણ ૩૯૮ સીતોપલાદિચૂર્ણ ૩૮૫ સ્તંભન દવાઓ ૪૮૮ હરિતકી અવલેહ ૪૦૪ હીરાબોળ ૪૧૩.

## ઉનવા.

**નિદાન**—ઉનવા એ ખાસ રોગ નહી હોતાં કેટલાક રોગનું તે એક ચિન્હ છે ને તેનો અર્થ પેશાબની અંદર બળતરા થવી એજ છે. પ્રમેહમાં અને તણખીયામાં હમેશાં પેશાબમાં બળતરા થાયછે. તે શિવાય પેસાબ ઘણી વાર દબાવી રાખવાથી, તડકે ફરવાથી, ગરમ ચીજ બહુ ખાવાથી અગર મૂત્ર માર્ગમાં કાંઈ પણ સડો થવાથી પેશાબ બળેછે. ગર્ભાશયના દબાણને લીધે, અશ્મરીને લીધે અને બીજી કોઈ ગ્રંથીનું મૂત્રાશયના ઉપર દબાણ થવાને લીધે વારંવાર પેશાબ કરવો પડેછે અને ઘણી વાર પેસાબ કરવાથી તે થોડો થોડો બળેછે. જ્વરવાળા દરદીને પેશાબ હમેશાં લાલચોળ અને બળતરા યુક્ત હોયછે.

**ઉપાય**—અનન્તમૂળ ૧૧૭ અળશીનો ક્વાથ ૧૩૪ અળશીનું તેલ૧૩૪ આમળાના પાણીની પીચકારી ૧૪૮ આસોંદરો ૧૪૯ ઉટકંટારો ૧૫૭ ઓથમીજીરૂં ૧૫૪ કાકડીનાં બી ૧૮૯ કાળીપાટનું ચૂર્ણ ૧૯૮ ગળજીભી ૨૨૧ ગળોનો સ્વરસ ૨૨૫ ગોખરૂ ૨૩૬ ચણકબાબ ૨૩૭ ચણોઠીનાં પાન ૨૪૦ જવનું પાણી ૨૫૧ જેઠીમધ ૨૫૮ તકમરીઆનો લુવાબ ૨૬૭ તાંદળજાની ભાજી ૨૭૫ તૃણ પંચમૂળાદિ ક્વાથ ૩૯૦ ત્રિફળાનું ચૂર્ણ ૨૮૦ દાહશામક દવાઓનું હીમ ૪૪૯ ધોળી મુશળીનો લુવાબ ૩૪૮ નિર્મળી ૩૦૭ પાખણભેદ ૩૧૧ પાણકંદો ૨૫૯ પિતપાપડો ૨૧૪ બળદાણા૩૧૯ બહુફળી ૩૨૦ બાવળનાં પાનનો રસ ૩૨૭ મંજીષ્ટાદિકાઢો ૩૪૧ શીલાજીત

૭૭ શીવણમૂંળનો સ્વરસ ૩૮૮ શેમળાનો લુવાબ ૩૮૯ ષડંગપાનીય ૩૯૨ હરડાંનો ક્વાથ ૪૦૯.

## ઉન્માદ.

**નિદાન**--ઉન્માદ એ એક જાતનો મગજનો ભ્રમ છે અને તેથી મગજ પોતાનું રાજ્ય બરાબર ચલાવી શકતું નથી અને તેને આપણે ઘેલછા, ગાંડાપણું, ચિત્તભ્રમ વગેરે અનેક નામથી ઓળખીએ છીએ. તેનો દેખાવ ચિત્ર વિચિત્ર દેખાયછે અને તેનો સ્વભાવ ઘણે દરજ્જે બદલાઈ જાયછે. ઘણાજ શાંત મીજાજવાળો માણસ તેથી બકવાખોર થઈ જાયછે અને ઘણોજ આકરો માણસ હોય તે શાંત ગમગીનીમાં પડ્યો રહેછે. ઉન્માદના પૂર્વ રૂપમાં વખતે દરદીનું સખ્ત માથું દુખેછે અગર તેને ચકરી આવે છે. વખતો વખત તે ચીડાઈ જાયછે ને પુરતા કારણો વગર એકદમ ગુસ્સામાં આવી જાયછે. વખતે બેહદ વહેમ આવવા, હમેશનાં કામકાજ તરફ મન ન ચુંચવું, નિંદ્રા આવવી, સાધારણ બાબતોની પણ વિસ્મૃતિ થઈ જવી, હમેશની રીત ભાતમાંથી પણ કાંઈક ફેરફાર થઈ જવો, આચરણ ચપળ અને વિહ્વળ થવું તેમજ અક્ષરનો ઉચ્ચાર ભાંગ્યો તૂટો થવો એ બધું દરદીને ઉન્માદ થશે તેની ખાતરી કરાવી આપેછે.

ઉન્માદ સ્થપિત થયાપછી દરદી જેમ પોતાની મરજીમાં આવે તેમ બોલેછે, બકેછે, સંબંધ વગરની આડીઅવળી વાતો કરેછે, ગમે ત્યાં ચાલ્યો જાયછે, ગમે તે ચાળા કરેછે, કાંઈપણ કામની તેને ખબર રહેતી નથી તેમજ ગમે તેમ તેને માટે બોલો તેની તેને દરકાર નથી. તેનું સમગ્ર વર્તન સમજણ વગરનું લાગે છે. કેટલીક વખતે ચિતભ્રમ માણસો સારાં થાય છે તેમજ અમૂક જાતની ઘેલછાવાળા દરદી પણ વખતે સુધરે છે. અમૂક જાતની ઘેલછાવાળા દરદીનું મન અમૂક રસ્તે દોરાયેલું હોયછે જે તેમની ભીતીનું કારણ દુર થવાથી પાછું શાંત થાયછે. સાવ ગાંડા માણસો કદી સારા થતા નથી.

**ઉપાય**—અફીણ ૧૨૪ અરીઠાંનો ધુમાડો ૧૩૩ આંબલીનું મન્થ ૧૪૧ ઇન્દ્રવરણું ૧૫૩ ઉન્માદ ગજેકશરી રસ ૨૬૫ એળીઓ ૧૬૭ કપૂર ૧૭૭ કસ્તુરી ૪૧૮ ખુરાસાની અજમો ૨૧૬ ધંતુરાનું મૂળીઊં ૨૯૫ ને પાળો ૩૦૮ બળદાણા ૩૧૯ બ્રાહ્મીનું ઘી અગર સ્વરસ ૩૨૮ મોરથુથુ૫૮ વમન કરાવનાર દવાઓ ૪૬૭ સ્નાયુ શૈથીલ્યકૃત્ દવાઓ ૪૭૭.

## ઉપદંશ.

**નિદાન**— ઉપદંશ એ એક ચેપી રોગ છે ને જ્યારે શરીરના કોઇપણ આળા ભાગ ઉપર તેનો ચેપ અડેછે ત્યારે ઉપદંશ થવા સંભવ છે. ચાંદી ટાંકી, એ ઉપદંશનું પ્રથમ સ્વરૂપ છે અને તે બે પ્રકારની છે. એક શરીરમાં ફુટી નીકળનારી ચાંદી અને બીજી સાદી ચાંદી. સાદી ચાંદીનો ચેપ જનનેંદ્રીયના ભાગમાં અડવાથી અગર બીજા ગમે તે ભાગમાં અડવાથી ફક્ત તેજ ઠેકાણે તેવું ઘારૂં પડેછે પણ તે રૂઝાયા બાદ શરીરમાં તેનું કાંઇપણ ચિન્હ ફુટી નીકળતું નથી. ચેપ અડ્યા પછી બે ત્રણ દીવસની અંદરજ આ ઘારૂં દેખાય છે જે થોડાઘણા સ્તંભન ઉપેરા લગાડવાથી મટી જાયછે. સાદી ટાંકીવાળા દરદીને પારદ કે પોટાસ આયોડીડની કાંઇપણ જરૂર રહેતી નથી. શરીરમાં ફૂટી નીકળનારી ચાંદી પણ પ્રથમ જનનેંદ્રીય ઉપર ઘારાં રૂપે દેખાયછે અને તે ચેપ અડ્યા પછી પંદર વીસ દીવસે પ્રગટ થાય છે. આ ચાંદીનાં સાદી ચાંદીની પેઠે બે ચાર ક્ષત પડતાં નથી કારણ કે એક ઠેકાણે આ ચાંદીનું ઘારૂં પડ્યું તે આખા શરીરનું લોહી દુઃષિત થયા પછીજ પડેછે. સાદી ટાંકીનાં ઘારાંમાં અને તેની આસપાસના ભાગના લોહીમાં ફેર હોવાથી તે જગ્યાએ સાદી ટાંકીનો ચેપ અડે તો ત્યાં બીજું નવું ઘારૂં પડે છે; પણ કઠણ ટાંકીમાં બધું લોહી એકજ સરખુ હોવાથી ત્યાં ઘારૂં પડવા સંભવ નથી. ફૂટી નીકળતી ચાંદીનું ઘારૂં રૂઝાયા બાદ લોહી બગડેલું હોયછે અને તેથી શરીરમાં અનેક વિકૃતિઓ થાયછે, જેને માટે પારદ અને બીજી શોધક દવાની જરૂર છે. ફૂટી નીકળતી ચાંદીનું ઘારૂં રૂઝાયા પછી બે ત્રણ મહીનાની અંદર શરીરમાં તે ફુટ કરેછે અને તેથી પહેલવહેલા જુદી જુદી જાતના ત્વક્ દોષ ઉપડે છે. આખા શરીર ઉપર કઠણ લાલ રંગની ફોડલી ઉપડે છે જે ફૂટી તે ઠેકાણે કઠણ ગાંઠા જેવું જામી જાય છે. કેટલીક વખતે આનાં ભીગડાં ઉખડી જાયછે અને કેટલીક વખતે ઘણી મૂદત સુધી કચકચ્યા કરેછે. કેટલીક વખતે શરીરની અંદર ખરજવું, ગુંમડાં, વિગેરે થઇ પડે છે અને આએ શરીરે જે જૂદા જૂદા ત્વકદોષ ફૂટી નીકળેછે તેથી કરીને તે વિસ્ફોટકનું રૂપ ધારેણ કરેછે. આખા શરીર ઉપર ફૂટી નીકળતી ચાંદીનું નામ વિસ્ફોટક છે. તે શિવાય મોઢાંમાં, જીભ ઉપર, તાળવામાં અને જીભના મૂળ ઉપર ઝીણી ઝીણી ફોડલીઓ ઉપડેછે. બાદ ગળાની ગાંઠો પણ ઉપડી

આવે છે અને હોઠના ખુણા ખવાઈ જાયછે.

ગુદા ઉપર,જનનેંદ્રીય ઉપર, જીભ ઉપર અને દાંતની વચમાં ઝીણા ઝીણા મસા થાય છે. ઉપદંશવાળા દરદીના વાળ પાંખા પડી જાયછે અને ખરી પડેછે. તેના સાંધા ઝલાઈ જાયછે અને હાડકાની કોર ઉપર ઝીણી ઝીણી ગ્રંથી બંધાયછે, જે આગળ ઉપર સડેછે ને હાડકાંને પણ સોડવેછે. બાદ ઉપદંશની વિકૃતિથી ફેફસું,મગજ,હૃદય અને આંતરડાં, આંખ વિગેરેનાં મર્મ સ્થાનો બગડેછે એટલુંજ નહિ પણ તેની અસર વંશપરંપરા પણ ઉતરેછે. ગરમીવાળા માબાપનાં છોકરાં નબળા બાંધાનાં અને શીથીળ સ્નાયુવાળાં હોયછે અને તેમને ગળામાં ગ્રંથી ઉપડી આવે છે. તેમની માટી પાકણી હોયછે અને જો કાંઈ તેમને ઈજા થાય તો તે તરત રૂઝપર આવતી નથી.

ઉપાય—અનન્ત મૂળ ૧૧૭ આકડો ૧૩૬ અંકોલ ૧૬૮ કજ્જલી ૪૫ કાથાનો ઉભેરો ૧૮૩ કાસાંજણ ૨૭ કીડામારીનો રસ ૧૯૯ ખર્પર ૧૯ ગળજીભી ૨૨૧ ચંદ્રપ્રભા ૨૩૦ ચોપચીની ૨૪૬ છાલ મોગરાનું તેલ ૨૪૯ ટંકણના કોગળા ૩૦ ત્રિફળાંની રાખનો ઉભેરો ૨૮૧ પરચુણ શોધક દવાઓ ૪૭૬ પટોળ ૩૧૦ પાતાપગરૂડી ૩૧૨ પારદ કજ્જલી દાબવી ૪૬ પારાનો મલમ સાથળમાં ઘસવો ૪૬ બ્રાહ્મી ૩૨૭ મોરથુથુનો ઉભેરો ૫૯ મંજીષ્ઠાદિ કાઢો ૩૪૧ રતાંજળી ૩૫૩ રસકપૂર ૬૩ રોપણ દવાઓ ૪૬૬ લીંબડાનો ઉભેરો ૩૬૬. શંખજીરાનો ઉભેરો ૮૨ સપ્ત શાલીવટી૪૬ સ્વેદળ દવાઓ૪૭૮ હીંગળો ૧૦૩.

## ઉબકો.

નિદાન—ઉબકામાં પણ શરીરની અંદરની ક્રીયા ઉલટીની પેઠેજ થાયછે. માત્ર ફેર એટલોજ કે ઉલટીથી જઠર માહેલી કાંઈક ચીજ બહાર આવેછે અને ઉબકાથી આવતી નથી.

ઉપાય—અનન્તમૂળનો ક્વાથ ૧૧૭ આંબાનો મોર ૧૪૩ કપૂરકાચલી ૧૭૯ કીડામારી ૧૯૯ બાળાગોળી ૧૧૩ બીજોરૂં ૩૨૪ વાવડીંગ ૩૮૧.

## ઉરઃક્ષત.

નિદાન—ઉરઃક્ષત એ ક્ષયનો એક ભેદ છે જેની અંદર બડખામાં લોહી પડેછે. જે જે કારણોને લઈને ક્ષય થવા સંભવ છે તેજ કારણોથી ઉરઃક્ષત પણ થાયછે. તેથી છાતી દુઃખેછે, પાંસળામાં અને પડખામાં શૂળ

નીકળેછે,ઘણા દીવસ સુધી દરદીને જીર્ણજ્વર આવ્યા કરેછે,તથા જઠરાગ્નિ મંદ થઈ જવાથી ઝાડો પાતળો અને ઘણી વાર આવેછે. આવા દરદીને ફેફસાંની અંદરનો કાંઈ પણ ભાગ ખવાઈ ગયેલા હોયછે જેથી બડખા રક્તમિશ્રિત, દુર્ગંધિ યુક્ત અને પરૂવાળા હોયછે. ઉરઃક્ષતમાં ફેફસાંની અંદર એક ગુમડું થાયછે જે પાકીને ફુટેછે. આ ઘણો દુઃસાધ્ય રોગ છે.

ઉપાય—અફીણ ૧૨૬ અર્ક અહિફેનાદિ ગુટિકા ૧૩૭ કુષ્માંડ૨૧૨ તાલીસપત્ર ૨૭૬ દ્રાક્ષાસવ ૨૯૧ ફટકડી ૪૮ બંગ ભસ્મ ૧૭ બીલામું ૩૩૭ લોહ ૭૩.

## ઉરૂસ્થંભ.

નિદાન—આ દરદની અંદર કેડ નીચેનો બધો ભાગ શક્તિહીન થઈ જાય છે, પગમાં સત્તા રહેતી નથી ને દરદી પોતાની મેળે ટટાર ઉભો થઈ શકતો નથી એટલુંજ નહિ પણ તે પોતાનો પગ પણ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફેરવી શકતો નથી. જો દરદ ઓછા જોસમાં હોય તો તે ચાલી શકે છે પણ સ્થિરપણાથી પડ્યા વગર તેનાથી ચાલી શકાતું નથી. કેટલીક વખતે તેના પગ કંપે છે. સખ્ત રૂપમાં પેશાબ અને ઝાડો એની મેળે નીકળી જાય છે અગર મૂત્ર કૃચ્છ્ર બંધાય છે અને મૂત્ર ઘણો વવખત અંદર ભરાઇ રહેવાથી ગંધાઈ જાય છે, જેથી મૂત્રાશયનો તીક્ષ્ણ વરમ થઈ આવે છે.

ઉપાય—ગુગળ ૨૩૧ ચણોઠી ૨૪૦ દશમૂળાદિક ક્વાથ ૨૮૩ પીંપરનું સિદ્ધ કરેલ તેલ ૩૧૫ પુનર્નવાષ્ટક ૩૯૬ રાસ્ના પંચક ૩૫૬ સિંધાલુણનું તેલ ૬૮.

## ઉલટી.

નિદાન—ઉલટી એ ખાસ રોગ નહીં હોતાં તે ઘણાક રોગનું ચિન્હ છે. પિત્તજ્વર, અજીર્ણ, અતિસાર, રક્તાતિસાર, કોલેરા, કૃમિ વગેરે દરદોમાં ઉલટી થાયછે તેમજ ગર્ભાધાન થવાથી તથા પેટની અંદરના મર્મસ્થાનની જીર્ણ વૃદ્ધિ થવાને લીધે જઠર ઉપર જો કાંઈ દબાણ થતું હોય ત્યારે પણ ઉલટી થવા સંભવ છે.

ઉપાય—અગરનો ક્વાથ ૧૧૦ અજમો ૧૧૩ અતિ વિષાદિગુટિકા ૧૧૬ અનન્તમૂળનો ક્વાથ ૧૧૭ અફીણ ૧૨૬ અમ્લ દવાઓ ૪૩૫

અભ્રખ ભસ્મ ૧૪ આંબલીકાપાન અને મત્ય ૧૪૦ આંબાની ગોટલી ૧૪૨ આમળાંનો સ્વરસ ૧૪૬ આસોંદરાનો ક્વાથ ૧૪૯ ઇન્દ્રજવ ૧૫૨ ઇન્દ્રયવાદિ પ્રમથ્યા ૧૫૨ એલાદિચૂર્ણ ૧૬૬ ઓથમીજીરૂં ૧૫૪ કપૂર ૧૭૭ કમળકાકડી ૧૮૧ કલંભો ૧૮૫ કળીચુનાનું પાણી ૮૦ કાયફળ ૧૯૩ કીડામારી ૧૯૯ કોઠાનું શરબત ૨૧૦ કૃમિઘ્ન દવાઓ ૪૪૬ ખુરાસાની અજમો ૨૧૬ ગળો ૨૨૪ ગુલાબજળ ૨૩૪ ગંધક વટી ૨૪ ચતુઃસમવટિ ૩૫૯ જમ્બ્વાદિ સ્વરસ ૨૫૨ જવનું પાણી ૨૫૨ જળો લગાડવી (ડુંટીની ઉપર પેટ માથે) ૪૨૪ જાયફળ ૨૫૩ જેઠીમધ ૨૫૯ ઝેરકોચલાંની ફાકી ૨૬૨ ડાંભ દેવો ૪૫૩ ડેકામારી ૨૬૬ તજ ૨૬૭ તાંદળજાની ભાજી ૨૭૫ તાલીસવટી ૨૭૬ ત્રિફળાનો ક્વાથ ૨૮૦ દશમૂળાદિ કવાથ ૨૮૩ દાડમ૨૮૫ દાહશામક દવાઓનું પાન ૪૪૯ ધમાસાનું હીમ ૨૯૮ ધાણા ૨૯૯ ધાવરીનાં ફુલ ૩૦૦ નાગકેશર ૩૦૩ નાગરમોથ ૩૦૪ નારી કેલખંડપાક ૩૦૫ નારંગી ૩૦૬ પર્પટાદિહીમ ૨૧૪ પાઠાદિ ક્વાથ ૧૯૭ પિત્તશામક દવાઓ ૪૫૬ બીજોરૂં ૩૨૩ બીજોરાનાં પાનનો રસ ૩૨૪ ભાંગરો ૩૩૨ રતાંજળી ૩૫૩ રસવંતી ૨૮૮ રાઇનું પ્લાસ્ટર (પેટઉપર) ૩૫૪ લઘુ ક્રવ્યાદ રસ ૨૪ લવણ ભાસ્કર ચૂર્ણ ૬૮ લવીંગ ૩૫૮ લીબડાનું હીમ ૩૬૪ લીંબડાનો સ્વરસ ૩૬૬ લીંબુ ૩૬૭ લોદર ૩૬૮ વજ ૩૭૫ વરીયાળીનું પાણી ૩૮૦ વાવડીંગનું હીમ ૩૮૧ શંખવટી ૮૦ સીતોપલાદિ ચૂર્ણ ૩૮૫ સુવાનું પાણી ૪૦૪.

## ઋતુ દોષ.

**નિદાન**—અત્યાર્તવ, અનાર્તવ, અને પીડિતા ર્તવ વિગેરે ઋતુ દોષ છે.

**ઉપાય**—ઋતુ લાવનાર દવાઓ ૪૪૧ ગુગળ ૨૩૦ ચીમડ ૨૪૫ ચંદ્રપ્રભા ૨૩૦ જળો લગાડવી ૪૨૪ ભાંગ ૩૩૧ લસણ ૩૬૧ શીલાજીત ૭૮ સારક શોધક દવાઓ ૪૭૫ સોનું ૯૨ હીરાબોળની ગોળી ૪૧૩.

## ઓખો.

**નિદાન**—માતા, ઓરી, અછબડા, રાતોતાવ, રંગીલું, રતવા, મરકિનોતાવ, વિગેરે ફુટી નીકળતા તાવોના સમુદાયને ઓખો એવું નામ આપ્યું છે; જેમને માટે તેમના વિષયમાં યોગ્ય વિવેચન આપવામાં આવશે.

**ઉપાય**—ગુલકંદ ૨૩૫ ગુલાબપાક ૨૩૫ મોરથુથુનાં ટીપાં ૫૯.

## ઓરી.

નિદાન—આ એક જાતનો ઉડતો ઓખો છે જેમાં ત્રણ દીવસ સખ્ત તાવ આવ્યા બાદ ચોથે દીવસે આખા શરીર ઉપર ઝીણી રાતી રાતી ફોડલી ઉપડે છે અને તે પાછી પોતાની નિયમિત મુદતે એટલે સાતમે દીવસે કરમાઈ જાય છે. જ્યારે ઓરીના વાસરા હોયછે ત્યારે ઘણાંક છોકરાંઓને એક સામટી ઓરી નીકળે છે. તાવની સાથે બચ્યાંઓ ભરાઈ જાય છે, તેમના નાકમાંથી તથા આંખમાંથી પાણી ઝરેછે અને જે બધી વિકૃતિ શરદીને લઇને થવી જોઇએ તે તમામ વિકૃતિ ઓરીમાં થાય છે. ઓરી મટ્યા પછી પણ શરીરમાં કેટલીક ગરમાઈ રહે છે. જેથી કરીને પાછળથી શરીરના જૂદા જૂદા ભાગ ઉપર ગડ ઉપડે છે. (શરદ હવાનો વિષય જુઓ.)

ઉપાય—ગુલકંદ ૨૩૫ ગુલાબપાક ૨૩૫ ફટકડીનું ટીપુ ૫૦ મોરથુથુનું ટીપું ૫૯ લીંબડાનું હીમ ૪૬૪ લોહ ૭૫.

## ઔદુંબર.

નિદાન—આ એક જાતનો કુષ્ટનો ભેદછે. તેથી સખ્ત બળતરા થાય છે, શૂળો ફુટેછે અને ચામડી લાલચોળ થઈ આવેછે; તથા તેમાં ખરજ ઘણી આવેછે. જે ભાગ ઉપર કુષ્ટનાં ચાઠાં હોયછે તે ભાગ ઉપરના વાળનો રંગ કાળો શાઈ જેવો દેખાય છે. આ કુષ્ટના ચાઠાંનો દેખાવ ઉમરાંનાં ફળના જેવોછે.

ઉપાય—કૃષ્ણજીરકાદિ લેપ ૨૫૭ ગોમૂત્રમાં ઘસી લગાડેલો લેપ ૪૧૯ મંજીષ્ઠાદિ કાઢો ૩૪૧ સોમલ ૯૮ હરતાળ ૧૦૧ હીંગળાનો લેપ૧૦૪.

## અંડ વૃદ્ધિ.

નિદાન—અંડવૃદ્ધિ ઘણાં જૂદાં જૂદાં કારણોને લઇને થાય છે. વૃષણના વરમને લીધે અગર વૃષણની કોથળીમાં પાણી ભરાવાથી, આંતરડું ઉતરવાથી, કે કોઈ ગ્રંથી થવાથી અંડવૃદ્ધિ થાયછે. વૃષણની કોથળીમાં આંતરડું ઉતરવાથી જે રોગ થાયછે તેને અંતરગળ કહે છે.

ઉપાય—એરંડ તેલ ૧૬૪.

## કખવા.

નિદાન—આ એક ફુટી નીકળતો દાહયુક્ત ત્વક્ દોષ છે જેમાં શ-

રીરના જુદા જુદા ભાગ ઉપર મગના કણથી નાના નાના મોતીના દાણા જેવા ફોડલા ઉપડેછે અને તેની આસપાસની ભોંય લાલ હોય છે. એક બે દીવસ તાવ આવ્યા પછી આ ફોડલા ઉપડી આવે છે અને કેટલીક વખતે તેમાં અસહ્ય બળતરા થાય છે. આ દરદ ઘણુંકરીને કાખની નીચે પડખા ઉપર થાયછે અને તેથીજ તેને કખવા નામ આપવામાં આવ્યુંછે. ચાર પાંચ દીવસમાં તે દાણા ફુટી તેનાં ભીંગડાં અગર ફોતરાં ઉખડી જાય છે.

ઉપાય—ગેરૂ ૨૦ દાહશામક દવાઓનો લેપ ૪૫૦.

## કચર અને લચક.

**નિદાન**—જ્યારે અમૂક ભાગને ઇજા થાયછે ત્યારે ફુટ નહીં થતાં તે ભાગમાં દુઃખાવો રહેછે, જરા સોજો ચડેછે અને તે ભાગ પોતાનું યોગ્ય કામ કરી શકતો નથી. આ બધાં ચિન્હો થવાનું કારણ તે ભાગમાં થયેલો લોહીનો જમાવ છે જેથી કરીને તે ભાગ જરા કાળાસપર દેખાય છે.

ઉપાય—અર્જુન વૃક્ષની છાલ ૧૨૮ અશેળીઆનો લેપ ૧૩૪ ઇસસનો લેપ ૧૫૬ ઇંડાની સફેદીનો લેપ ૪૧૪ ગુગળનો લેપ ૨૩૨ નાળીએરનું પાણી ૩૦૫ ફટકડી ૪૯ બ્રાહ્મીનો સ્વરસ ચોપડવો ૩૨૯ મેંદાસકડીનો લેપ ૩૫૦ સાજીખાર ૮૩.

## કટીગ્રહ.

**નિદાન**—કટીગ્રહ એટલે કેડ ઝલાઈ જવી. સંધિવાને લઇને જેમ બીજા સાંધાઓ ઝલાયછે તેમ કમર પણ ઝલાઈ જાય છે ત્યારે તેને કટીગ્રહ કહે છે. કેડ ઝલાઈ જવાથી માણસ પોતાની કમ્મર નમાવી શકતો નથી અને જ્યારે તેને ઉઠવું પડેછે ત્યારે તેની કમ્મર દુખેછે અને તેનું શરીર ખુંધ (અક્કડ) થઈ ગયું હોય એમ દેખાય છે. પડખાભર નમીને કાંઇ પણ ચીજ ઉપાડી લેવી હોય તો તે બનવું તેનાથી અશક્ય છે.

ઉપાય—અડદ ૧૧૪ એરંડમૂળનું ચૂર્ણ ૧૬૪ ચણોઠી ૨૪૦ ઝેરકોચલાંની ફાકી ૨૬૧ નશોતરનો રેચ ૩૦૨ પીંપરનું સિદ્ધ કરેલ તેલ મર્દન ૩૧૫ રાઇનો લેપ ૩૫૪ લવણ ભાસ્કર ચૂર્ણ ૬૮ વછનાગ ૩૭૩ શતાવરીનું તેલ ૩૮૭ સુંઠનું તેલ ૪૦૩ સોનામુખી ૪૦૫ હરડે મોટી ૪૦૯ હરણ શીંગ ૪૩૨.

## કટીશૂળ.

નિદાન—ગમે તે દરદને લઇને કેડમાં શૂળ નીકળતું હોય તેને કટીશૂળ કહેછે. જેમ બીજા ભાગમાં શૂળ નીકળેછે તેમ કમ્મરમાં પણ શૂળ નીકળે છે. તે શિવાય વાતવ્યાધિમાં તેમજ બસ્તીની અંદર રહેલા કોઈપણ મર્મ સ્થાનમાં પાક થતો હોય ત્યારે કમ્મરમાં શૂળ નીકળેછે. માતાની અંદર સારી રીતે કેડ ફાટેછે. ત્રણ ચાર દિવસ સખ્ત અણઉતાર તાવ આવે અને કમ્મરમાં ઘણી સખ્ત ફાટ થાય તો માતા નીકળશે એ અનુમાન કરવામાં આવે છે.

ઉપાય—અફીણ ૧૨૫ એરંડમૂળનો કવાથ ૧૬૩ એરંડી ૧૬૩ કપૂરનું તેલ ૧૬૮ કીર્દમાન ૨૦૦ કુષ્ટ તેલ ૧૬૦ ગુગળ ૨૨૮ ચંદ્રપ્રભા ૨૩૦ લવણ ભાસ્કરચૂર્ણ ૬૮ લસણ ૩૬૦ લીંબડાનુ તેલ ૩૬૬ લોહ ૭૫ વાતહર દવાઓ ૪૭૦ શીલાજીત ૭૮ સિંહનાદ ગુગળ ૨૪.

## કનીકાનો વરમ.

નિદાન—કનીકાના વરમને લીધે આંખ લાલ ચોળ થઈ આવેછે તથા આંખમાં અને કપાળમાં ચસ્કા નીકળે છે. કીકી સાંકડી થાયછે અને દરદીથી અજવાળા સામું જોઈ શકાતું નથી. આ રોગ થવાનું કારણ કેટલીક વખતે ઉપદંશ હોયછે. આંખમાંથી પુષ્કળ પાણી ઝરેછે અને તેની વેદના રાત્રે વધતી જણાય છે. આંખ ઉપર કંઈ લાગવાથી પણ કનીકાનો વરમ થઈ આવેછે.

ઉપાય—અફીણ ૧૨૫ જળો લગાડવી (લમણામાં) ૪૨૨.

## કફ.

નિદાન—ઉધરસ ખાતી વખતે છાતીમાંથી જે ચીકણો પીળા રંગનો પદાર્થ પડેછે. તેને કફ કહેછે આ કફ વખતે બહુ ચીકણો હોયછે અને વખતે પાતળો હોયછે ને કેટલીક વખતે તે રકતમિશ્રિત અગર પરૂ મિશ્રીત હોય છે. જ્યારે તે બહુ ચીકણો હોયછે ત્યારે ઉધરસ ભેગો તે બહુ મહેનતે નીકળે છે.

ઉપાય—અપમાર્ગક્ષાર ૧૧૧ અરડુશીનો સ્વરસ ૧૩૦ અર્ક અહિફેનાદિ ગુટિકા ૧૩૭.

## કમરની પીડા.

નિદાન—કમ્મરની પીડાએ નબળાઇનું એક મૂખ્ય ચિન્હ છે. કટીશૂળ એ જેમ શૂળનું અગર વાત વ્યાધિનું એક ચિન્હ છે તેમ કમ્મરની પીડા એ નબળાઇનું એક ચિન્હછે. કમ્મરની પીડા એ શાંત રૂપછે ને કટીશૂળ એ તીક્ષ્ણ સ્વરૂપછે. કમ્મરની અંદર પીડા થવાથી તે ભાગના જ્ઞાનતંતુઓ પીડા રૂપી દૂતની સાથે કહેવરાવે છે તે ભાગમાં પોષણની વધારે જરૂર છે.

ઉપાય—અભ્રખભસ્મ ૧૪ અગેળીઆની રાખ ૧૩૪ આસંધનો ઉકાળો ૧૫૦ એળીઓ ૧૬૭ કપૂરનું તેલ ૧૭૮ કસ્તુરી ૪૧૮ ગુંદનો પાક ૨૩૨ ચીકણા ૨૪૨ ટંકણ ૨૯ ધાતુ પૌષ્ટિક દવાઓ ૪૫૫ ધોળી મુશળી ૩૪૮ બદામ ૩૧૮ બહુફળી ૩૨૦ ભાંગ ૩૩૧ મેથી ૩૪૯ લોહ૭૪ વજનો કાઢો ૩૭૫ વૃદ્ધદંડ ચૂર્ણ ૧૮૭-૨૩૯ સોનું ૯૨ હરડે મોટી ૪૦૯.

## કમળકંદનું ક્ષત.

નિદાન—કમળકંદમાં ક્ષત થવાથી કમળનાં મોઢાં ઉપર ઘારૂં પડેલું હોયછે જેથી પ્રદર અને અત્યાર્તવ હમેશાં દેખાય છે. કમળ કંદના ઉપર કોઈ પણ ચીજનો સ્પર્શ થાય તો તેથી સ્ત્રીઓને ઘણો દુઃખાવો થાયછે. જે સ્ત્રીઓને રતિ વિલાસ વખતે બહુ પીડા થાયછે તે સ્ત્રીઓને કમળ કંદમાં કાંઈ પણ ક્ષત થયુંછે એમ સમજવું. આ દરદમાં ગર્ભાશયના મુખ ઉપર થોડો ઘણો સોજો રહેછે ને તેથી કમ્મરમાં પણ થોડો ઘણો દુખાવો થયા કરેછે. આ દરદનો યોગ્ય ઉપાય કરવામાં ન આવે તો સ્ત્રીને વંધ્યાપાનો ભારી શાપ સહન કરવો પડેછે.

ઉપાય—ફટકડીની પીચકારી ૫૦.

## કમળો.

નિદાન—કમળો એ એક જાતનો પિત્તનો પ્રકોપ છે અને જે જે કારણોથી પિત્તનું રૂંધન થાયતેછે તે કારણોને લીધે કમળો ઉપડી આવેછે. જુદા જુદા જ્વરમાં યકૃત્‌ની અંદર લોહીનો જમાવ થાયછે ને યકૃત્‌માંથી પિત્તનો યોગ્ય સ્રાવ નહિ થવાને લીધે કમળો ઉપડી આવવા સંભવ છે. આંખ, જીભ, પેશાબ અને આખું શરીર પીળું હળદર વર્ણું થઈ જાયછે એટલુંજ નહી પણ તેનો પરસેવો પણ પીળો થાયછે અને તેનું બીછાનું પીળા રંગનું થઈ રહેલું હોયછે. દરદીને કેટલીક વખતે જ્વર હોયછે અને

કેટલીક વખતે જ્વર હોતો નથી તો પણ તે અશક્ત અને ક્ષીણ હોયછે. તેનો ઝાડો સાફ આવતો નથી અને પેસાબ છુટથી થતો નથી. તેની અનાજ ઉપર પ્રીતી રહેતી નથી અને ખાધેલો ખોરાક પૂરે પૂરો પચતો નથી.

ઉપાય—અરડુશી ૧૩૫ આમળાનું અંજન ૧૪૮ ઇન્દ્રવરણું ૧૫૩ એળીઓ ૧૬૭ કડવી ઘાંસોડીનું ટીપું નાકમાં નાંખવું ૩૧૦ કડાછાલનો સ્વરસ ૧૭૩ કુમારીકાસવ ૨૦૬ કોળાંપાક ૨૧૩ ગળોનો શ્વરસ ૨૨૫ ગાજરનો ઉકાળો ૨૨૬ ગુડાષ્ટક ૨૮૭ ગોમૂત્રની ભાવના દીધેલી દવાઓ ૪૧૯ ચંદ્રપ્રભા ૭૮ ત્રિફળા ચૂર્ણ ૨૮૦ દારૂહળદરનો સ્વરસ ૨૮૮ ધોળી મુશળી ૩૪૯ નવસાર ૩૬ દાંતીમૂળ ૨૮૬ પટોળનો રેચ ૩૧૦ પિત્તાંકરસ ૫૬ પારદ ૪૪ પુનર્નવાષ્ટક ૩૯૫ મૂત્રલ દવાઓ ૪૬૩ લીમડાનો સ્વરસ ૩૬૫ લોહ ૭૩ લોહ અને તામ્રનો સંયોગ ૩૩ સમદરફળ ૩૯૪ સારકપિત્તાશામક દવાઓ ૪૫૭ સારક દવાઓ ૪૬૫ સીકકાઈ ૩૯૯ સુરોખાર ૮૭.

## કરોળીઆ.

નિદાન—કરોળીઆ એ એક જાતનો ત્વક્દોષછે જેમાં શરીરના ઉપર સફેદ ચાઠાં થઈ રહેછે, ઉપત્વચા ઉપરથી ઉખડી જાયછે અને નીચેથી સફેદ ચાઠાં નીકળતાં જાયછે. કરોળીઆના હલકા સ્વરૂપને ચિત્રી કહેછે. મોઢા ઉપર, છાતી ઉપર, વાંસા ઉપર અને વખતે આખે શરીરે કરોળીઆનાં ચાઠાં માલમ પડેછે. પ્રસંગે તેમાં થોડી ઘણી ચેળ આવેછે.

ઉપાય—કરંજ તેલ ૧૮૪ કાળીજીરી ૧૯૬ ગંધકાદિ તેલ ૨૫ ગંધકાદિ લેપ ૨૫ મનઃશીલ ૫૩ મંજીષ્ટાદિ કાઢો ૩૪૧ મંજીષ્ઠાદિલેપ ૩૪૧ હરતાળનો લેપ ૧૦૧.

## કર્ણનાદ.

નિદાન—એક અગર બન્ને કાનમાં અહોનિશ ઝણઝણાટ થયા કરે છે અને દરદીને કાને થોડી ઘણી ધાક પડેલી હોયછે. કર્ણપટલ(ટીમ્પેનમ) જે કાનના મધ્ય ભાગમાં રહેલો છે તે ઉપર મેલ વિગેરે બીજી કોઈ બાહ્ય ચીજના દબાણથી કાનમાં અવાજ થયા કરેછે. આ અવાજ કેટલીક વખતે ઝીણો ઝણઝણાટ જેવો હોયછે અને કેટલીક વખતે ઢોલ વાગતો હોય તેવો અવાજ બન્ને કાનમાં થયા કરેછે. કાનમાં રૂનાં પુંબડાં રાખવાથી આ અવાજ બંધ થાયછે અગર હલકો પડેછે.

ઉપાય—અખોડ ૧૦૮ અપામાર્ગક્ષાર તૈલનું ટીપું ૧૧૨ અર્કાંકુર રસનું ટીપું ૧૩૮ માશપલાદિ કવાથ ૨૪૨ મેથી ૩૫૦.

## કર્ણપાક.

**નિદાન**—જ્યારે કાન પાકેછે ત્યારે કાનની અંદર ઘણીજ તીવ્રવેદના થાયછે. બચ્ચાઓમાં કર્ણપાક બહુ થાયછે. બે ત્રણ દિવસ સુધી તેમને તાવ આવેછે. પોતાનું માથું તેઓ આમથી તેમ ઘોડીઆમાં ફેરવ્યા કરેછે ને સખ્ત રીતે રોયા કરેછે. બાળકો જ્યારે બહુજ રડવા લાગે ત્યારે કાંતો તેઓ ભૂખ્યાં હોયછે, કાંતો પેટની અંદર પીડા થતી હોયછે અગર કાન પાકતો હોયછે. જો ભૂખ્યું હોય તો ધાઈ ઉપર લગાડવાથી તે એકદમ ધાવવા લાગે છે અને રડતું બંધ થાયછે. પેટ પીડને લીધે તે પોતાનો ગોઠણ પેટ ઉપર વાળી જાયછે ને લાંબો કરતું નથી. કર્ણપાકને લીધે તે પોતાનો કાન ચોળ્યા કરેછે ને રડ્યા કરેછે અને ધાવવું તેને બિલકૂલ ગમતું નથી. કર્ણ-શૂળની અંદર પણ કર્ણપાકની પેઠેજ પીડા થાયછે પણ કર્ણશૂળની પીડા શૂળ નીકળ્યા પછી શાંત થાયછે. પાકની પીડા ફૂટ્યા શિવાય મટતીજ નથી. આ પીડા ઘણી ભયંકર છે અને બાળકોને આ દુઃખ ખરેખરૂં ત્રાસદાયક છે. તેને ત્રણ ચાર દિવસ અને રાત્રી રોયામાં અને પીડામાં-જ જાયછે અને જ્યારે પાક થયા બાદ ફૂટી પરૂ બહાર નીકળે છે ત્યારે બચ્ચાંને શાંત નિદ્રા આવેલી આપણે જોઈએ છીએ. જે બચ્ચું પહેલાં બેહદ રાડું પાડતું તે ફૂટ્યા પછી પાંચ મિનીટમાં ઉંઘી જાય છે. જો કે પાછળથી કાન ઘણા દીવસ સુધી વહેછે અને પરૂ નીકળ્યા કરે છે તોપણ બાળકને તેની પીડા થતી નથી. પીડા તો ખરેખરી પાક થવા-માંજ રહેલી છે અને તે ખરેખરી દુઃસહ્ય છે.

**ઉપાય**—અલસીની પોટીસ ૧૭૫ (ગરમીથી થતો હોય તો) રસકપૂર ૬૪ (ક્ષત થયા પછી) ફટકડીની પીચકારી ૫૦.

## કર્ણશૂળ.

**નિદાન**—કાનની અંદર કાંઈ બાહ્ય ચીજ જવાથી અગર ત્યાં કોઈ પાક થવાથી કે ચોરીયાના તીક્ષ્ણ વરમને લીધે તેમજ સંધીવા અને શરદીને લીધે કાનમાં વખતો વખત શૂળ નીકળે છે, કાનમાં તીક્ષ્ણ ચસકો આવે છે જે પાછો બેસી જાય છે અને ફરી પાછો ઉપડેછે. કેટલીક વખતે કર્ણ-શૂળ થવાનું કારણ દાંતનું કોતર અથવા સડવું હોયછે. તે એક વાતજન્ય ચિન્હછે.

**ઉપાય**—અપામાર્ગ ક્ષાર તેલનું ટીપું ૧૧૨ અફીણ ૧૨૬ અકીકુર રસનું ટીપું ૧૩૮ આદુના રસનું ટીપું ૧૩૯ ડુંગળીના રસનું ટીપું ૨૬૫

બાંગ ૩૩૧ લસણના રસનું ટીપું ૩૬૧ સરગવાના ગુંદથી કકડાવેલ તેલનું ટીપું ૩૯૩ સીંધાલુણથી કકડાવેલ તેલનું ટીપું ૬૯.

## કર્ણસ્રાવ.

**નિદાન**—કાનમાં ક્ષત થવાથી તેમાંથી પરૂ નીકળ્યા કરે છે. કાનમાં અગ્નિને લીધે તેમજ કર્ણ ફનળીના માર્ગમાં કાંઈ ઘારૂં પડે છે ત્યારે પરૂ નીકળ્યા કરે છે. કાનના હાડકામાં સડો પડેલો હોય છે અને તેથી પણ કર્ણસ્રાવ થયા કરેછે.

**ઉપાય**—જુઇના રસનું ટીપું ૨૫૮ ટેટુના તેલનું ટીપું ૨૬૫ ફટક-ડીની પીચકારી ૫૦ મરડાશીંગીનો ભૂકો છાંટવો ૩૪૨ રસવંતીનું ટીપું ૨૮૯ સમદરફીણનું ટીપું ૪૩૧ સ્તંભન દવાઓની પીચકારી ૪૪૮.

## કસુવાડ.

**નિદાન**—સુવાવડનો યોગ્ય વખત આવ્યા પહેલાં અધવચથી જ્યારે સુવાવડ આવે છે તેને કસુવાવડ કહે છે. અધુરે છોકરૂં આવવાથી તે પૂર્ણ સ્થિતિએ પોંહોચેલું હોતું નથી. જો સાતમા મહીના પહેલાં છોકરૂં આવે તો તે બિલકૂલ બચતુંજ નથી. ઘણાં નાનામાં નાનાં છોકરાં સાતમા મ-હીનામાં થયેલ બચેલાં જોવામાં આવે છે. વળી જે સ્ત્રિને એકવાર કસુવા-ડ થાય તેને પાછી વારંવાર કસુવાવડ થવા સંભવ છે તેમજ જે સ્ત્રીને ગર-મીનો રોગ થયેલો હોયછે તેને વખતો વખત કસુવાવડ થવાનો સંભવ છે. બાદ ગર્ભાશયના રોગથી પણ કસુવાવડ થઈ જાય છે. બહુ મહેનત કર-વાથી અને ખડખડાટ થતી ગાડીમાં બેસવાથી પણ કસુવાવડ થાય છે. કસુવાવડ થવાનું મૂખ્ય ચિન્હ એ છે કે પેટમાં પીડ થાયછે ને ગર્ભાશયના મુખમાંથી લોહી વેહવા માંડે છે. આ પીડ જણતરની પીડને મળતી છે અને તે પેડુની અંદર રહેલી ચીજને નીચે ઉતારતી હોય તેવી રીતે આવ્યા કરે છે. યોગ્ય મુદત શિવાય જો ગર્ભિણી સ્ત્રીને લોહી દેખાય તો તે એકદમ બંધ કરવું જોઇએ. પણ કદાપિ ને તપાસ કરતાં માલમ પડે કે ગર્ભાશયનું મૂખ ઘણું ખૂલેલું છે અને બચ્ચું બહાર આવ્યા વગર નહીં રહે ત્યારે વેણસતેજ થાય અને તરત જણતર થાય એવી દવા આપવાની જ-રૂર છે તેમજ ગર્ભાશયમાં છોકરૂં મરેલું છે એમ માલમ પડે તોપણ સ્ત્રી તરત પ્રસુત થાય એવા ઉપાય યોજવાનું વિધાન છે.

**ઉપાય**—અફીણ ૧૨૬ આમળાં ૧૪૬ ઉત્પલાદિશૃતમ ૧૮૧.

## કળતર.

**નિદાન**—આ પણ એક જાતનું ક્ષીણતાનું ચિન્હ છે. નબળાઇને લઇને અગર બહુ ખાટલે રહેવાથી હાથના અને પગના માંસના ભાગમાં એક જાતની પીડા થાય છે જેને કળતર કહે છે. આ પીડા શરદી લાગવાથી વૃદ્ધિ પામે છે તેમજ થાકોડો લાગવાથી પણ કળતર થાય છે.

**ઉપાય**—અજમાનું તેલ ૧૧૪ અફીણ ૧૨૭ અભ્રખભસ્મ ૧૪ અરીઠાનું પાણી પીંડી ઉપર ચોપડવું ૧૩૩ આસંધનો ઉકાળો ૧૫૦ ઇસસનો લેપ ૧૫૬ એખરો ૧૬૧ અંબર ૪૧૫ કપૂરનું તેલ ૧૭૮ કસ્તુરી ૪૧૮ ગુંદ ૨૩૩ ગંધકવટી ૨૪ ચીકણા ૨૪૨ ચંદ્ર પ્રભા ૨૩૦ ચંદ્રોદય ૯૨ ઝેરકોચલાંની ફાકી ૨૬૧ ધાતુપૌષ્ટિક દવાઓ ૪૫૫ ધોળી મુશળી ૩૪૮ પીંપરીમૂળના ગંઠોડા ૩૧૬ બદામ ૩૧૮ બહુફળી ૩૨૦ બંગભસ્મ ૧૭ ભૈરવ રસ ૩૭૩ મૃગાંક ૯૨ મેથી ૩૪૯ મેંદાલકડીનો લેપ ૩૫૦ લસણ ૩૬૧ લોહ ૭૪ વછનાગ ૩૭૨ વર્દ્ધમાન પીપલી ૩૧૪ વિદારી ચૂર્ણ ૩૯૪ વૃદ્ધદંડ ચૂર્ણ ૧૮૭ શીલાજીત ૭૯ સીંધાલુણનું તેલ ૬૮ સોનું ૯૨ હરડે ૪૦૯.

## કાકડાનું વધવું.

**નિદાન**—ગળાનો કાકડો કેટલીક વખતે વધીને ગળાના પાછલા ભાગમાં, જીભનાં મૂળ ઉપર અને શ્વાસ નળીકાના ઉપલા ભાગમાં અડેલો હોય છે જેથી ત્યાં તેનું ઘર્ષણ થવાથી ઠાલી ઉધરસ આવેછે અને અવાજ કેટલેક દરજ્જે ઘુઘરો થઈ ગયેલો હોય છે અગર બેસી જાય છે.

**ઉપાય**—અકલકરો ૧૦૭ ફટકડીના કોગળા ૪૯.

## કુષ્ટ.

**નિદાન**—કૃષ્ટ ઘણી જાતના થાય છે. સંસ્કૃત વૈદ્યકારોએ તેના અઢાર જૂદા જૂદા ભેદ પાડ્યા છે. જેને આપણે કોઢ કહીએ છીએ તે કુષ્ટનો એક ભેદ છે અને તેને શ્વેતકુષ્ટ કહે છે. દાદર, ચિત્રી, કરોળીયા, વિચર્ચિકા, પામા (ખસ) વગેરે પણ કુષ્ટના અંગમાં ગણવામાં આવે છે. એમને વિષે તેમને યોગ્ય ઠેકાણે જૂદું જૂદું વિવેચન કરવામાં આવ્યુંછે. બાકીના જે હઠીલા ત્વક્દોષ રહ્યા તેમને કુષ્ટમાં ગણવામાં આવેલ છે. જે ભાગ ઉપર કુષ્ટ થાયછે તે ભાગ સ્પર્શ કરતાં બેહદ સુંવાળો અગર ખડબચડો લાગે છે, તે ભાગ ઉપર પરસેવો બહુ વળેછે કીંવા વળતોજ નથી તથા તે ભાગનો

રંગ બદલાય છે અને ઉપર બળતરા થયાજ કરેછે. ત્યાં વાલુર આવે છે અને વખતે સ્પર્શજ્ઞાન હોતુંજ નથી, વખતે સોયો ભોંક્યા જેવી પીડા થાય છે, વખતે ફક્ત ચામડીનો રંગ બદલાયેલો હોય છે, વખતે તે ઠેકાણે ફક્ત ચામડી કઠણ થઈ ગયેલી હોય છે અગર તેમાં કાંઈ ચાઠાં પડેલાં હોય છે. વખતે તેને ખંજોળવાથી ઢીમડાં થઈ આવે છે, વખતે ઝીણી ફોડલીઓ ઉપડે છે અને જખમ પડે છે. ચામડી સૂકી, લુખી અને ઉપરથી ફોતરાં ઉતરતાં હોય એમ લાગે છે. કાંઈ પણ કારણ નહીં છતાં જખમ પડી આવે છે અને પીડા કરેછે તથા લોહી કાળું પડી જાયછે. કોઢ અથવા જેને શ્વેતકુષ્ટ આપણે કહીએ છીએ તેમાં શરીરના ઉપર જૂદે જૂદે ઠેકાણે સફેદ રંગનાં ચાઠાં પડે છે. શરૂઆતમાં તે પગ ઉપર, આંગળાનાં ટેરવાં ઉપર અને હોઠની કોર ઉપર ફક્ત ચાંદલાની પેઠે દેખાય છે પણ પાછળથી તે ધીરે ધીરે વધતુ જાયછે અને ઘણોક ભાગ ઘેરી લેછે આ દરદ બે ત્રણ દીવસ જ્યારે દેખાયા પછી શરૂ થાય છે.

ઉપાય—અનન્તમૂળ ૧૧૭ અફીણ ૧૨૭ આકડો ૧૩૬ આમળાં ૧૪૭ એરંડમૂળનો ક્વાથ ૧૬૩ કચોરો ૧૬૯ કાંચનાર ૧૯૧ કાંટાશેળીઆની છાલનો કાઢો ૧૯૨ કાળીજીરી ૧૯૬ કાળીજીરીનો લેપ ૧૯૬ કાળીપાટ ૧૯૮ કુમારીકાસવ અને કુમારીકા ઘૃત ૨૦૬ કુષ્માંડ ૨૧૨ કૃષ્ણજીરકાદિ લેપ ૨૫૭ કૈશોર ગુગળ ૨૩૦ ખદિરાદિ હીમ ૨૧૭ ખરીરાષ્ટક ૨૧૭ ગરણીનાં બીજનો લેપ ૨૧૯ ગળો ૨૨૬ ગુગળ ૨૩૧ ગોમૂત્રમાં ઘસેલો લેપ ૪૧૯ ગંધકનો લેપ ૨૪ ચણોઠીનો કલક ૨૪૦ ચિત્રકનો લેપ ૨૪૫ ચંદ્રપ્રભા ૭૮ તાંદળજાની ભાજી ૨૭૪ તાલકેશરી રસ ૧૦૧ ત્રિફળા ગુગળ ૨૮૦ દંતી હરિતકી ૨૮૭ ધમાસાના ઉકાળાવડે પ્રક્ષાલન ૨૯૮ નાગકેસર ૩૦૩ નીંબ પંચાંગ ચૂર્ણ ૩૬૫ પટોળનો કાઢો ૩૧૦ પથ્યાદિગુડ ૪૧૦ પરગુરણ શોધક દવાઓ (નાડ) ૪૭૬ પારદ ૪૮ પુનર્નવાષ્ટક ૩૯૬ પૃથ્વિસાર તેલ ૧૮૪ બાબચી ૩૨૧ બાબચીનો લેપ ૩૨૨ બૃહત સોમરાજી તેલ ૧૯૬ બ્રાહ્મીનું ઘી (ચોપડવાને તથા ખાવાને માટે) ૩૨૭ મનઃશીલ ૫૩ મેંદીનો ઉકાળો ૩૫૧ મંજીષ્ઠાદિ ક્વાથ ૩૪૦ મંજીષ્ટાદિ ઘૃત ૩૪૧ રોપણ દવાઓ ૪૬૬ રૌપ્યમાક્ષિક ૬૬ લીંબડાના પાનના ઉકાળાવડે પ્રક્ષાલન ૩૬૫ લોહ ૭૫ વિડંગાદિ લેપ ૩૮૧ સડસલાના બીનું તેલ ૩૯૨ સારક શોધક દવાઓ ૪૭૫ સિંહનાદ ગુગળ ૨૩૦ સીંદુર ૮૩ સુવર્ણ માક્ષિક ભસ્મ ૮૯ સોનામુખી ૪૦૫ સોમલ ૯૭ હરતાળ ૧૦૧ હીંગળાનો લેપ ૧૦૪.

## કૃમિ.

**નિદાન**—પેટની અંદર ઘણી જાતનાં કૃમિ રહેલાં છે. કેટલાંક કૃમિ નાંનાં હોયછે ને કેટલાંક મોટાં અને ગોળ થાયછે. કૃમિને લીધે પેટમાં દુઃખ્યા કરેછે અને પેટમાં વખતે વઢાતું હોય તેમ લાગેછે; પ્રસંગે પીડ ઉપડે છે, ઉલટી થાયછે અને ઉછાળા આવ્યા કરેછે અને પેટ ઢમઢોલ જેવું જણાયછે. તેની જીભ મેલી હોયછે અને તેનો શ્વાસ ગંધાય છે. પ્રસંગે ઝાડો કબજ થાયછે અને પ્રસંગે ઝાડો વધેછે. ઉલટીમાં અને ઝાડામાં કૃમિ બહાર નિકળી આવેછે. કૃમિને લઇને બચ્ચાંઓને પૂંઠે ખરજ થાયછે, દરદીનું શરીર ફીકું અને ક્ષીણ રહેછે, અનાજનું પુરેપૂરૂં પાચન થતું નથી અને વખતે ખેંચતાણ, અપસ્માર, હીસ્ટીરીયા વિગેરે થઈ આવેછે. કોલેરામાં પણ કૃમિનો શક પડેછે. તે શિવાય જખમમાં જીવડા પડેછે અને કેટલાક ત્વક્દોષ થવાનું કારણ પણ વાળના મૂળમાં રહેલાં કૃમિ છે.

**ઉપાય**—અજમો (છુવારી અને કીરમાણી) ૧૧૩ અતિ વીષનીકળી ૧૧૬ આંબાની ગોટલી અને છાલ ૧૪૨ ઈન્દ્રજવ ૧૫૨ ઈન્દ્રવરણું ૧૫૩ એળીઓ ૧૬૭ કટુ પૌષ્ટિક દવાઓ ૪૪૨ કડાછાલ ૧૭૩ કપીલો ૧૭૫ કરંજનું તેલ ૧૮૪ કલંભો ૧૮૫ કાંકચ ૧૮૮ કાળાદાણા ૧૯૪ કાળીજીરી ૧૯૬ કાળીપાટ ૧૯૮ કીડામારી ૧૯૯ કીલ (ક્ષતનાં કૃમિ માટે) ૨૦૨ કૃમિ કુઠાર ૧૭૩ કૃમિઘ્ન દવાઓ ૪૪૬ કેરડાંનો સ્વરસ ૨૦૮ ખદિરારિષ્ટ ૨૧૮ ખાંડ ૬૯૦ ખેરની છાલના ઉકાળાવડે પ્રક્ષાલન ૨૧૮ ડેકામારી ૨૬૬ તમાકુની ધુંવાડી ૨૭૦ દાડમનાં મૂળની છાલનો ઉકાળો ૨૮૫ નગોડનાં પાનનો રસ છાંટવો [ ક્ષતનાં કૃમિ ઉપર ] ૩૦૧ પલાશકલ્ક ૨૧૫ પીતપાપડો ( ખાખરાનાં બી ) ૨૧૫ બૃહત્ પંચ મૂળનો કવાથ ૨૮૩ ભેરવશીંગના કાંટા ૧૮૬ લીંબડાનાં પાનના ઉકાળાવડે સ્નાન ૩૬૫ લીંબડાનું ચૂર્ણ ૩૬૫ વખમો ૩૭૦ વજ ૩૭૫ વાપુંબા ૩૮૦ વાવડીંગ ૩૮૧ સાતવીણ ઘીમાં તળેલ ૩૯૭ સારક દવાઓ ૪૬૫ સોનામુખી ૪૦૫ હીંગ ૪૧૧ હીમજ ૪૦૮.

## કૃષ્ણમંડળનું ક્ષત.

**નિદાન**—આંખના કાળા ભાગમાં ઝીણાં ઝીણાં ઘારાં દેખાય છે અગર તે ઉપર સફેદ ટપકાં દેખાય છે જે પણ કૃષ્ણ મંડલમાં પડેલ ક્ષતની એક નિશાની છે. બરાબર ડોળો તપાસતાં કાળો ભાગ કેટલેક ઠેકાણે

બેઠેલો અને ખાડ વાળો માલમ પડેછે, દરદીનું માથું અને લમણું ચસ્કે છે, તેનાથી પુરેપુરૂં જોઈ શકાતું નથી અને તેની આંખોમાંથી પુષ્કળ પાણી ઝરે છે. કૃષ્ણ મંડલની આસપાસની શ્વેત પરીધીમાં લોહીનો જમાવ થયેલો હોયછે.

ઉપાય—અફીણ ૧૨૫ કાસાંજણ ૨૭ ચીમેડનું ભરેણ ૨૪૫ જળો લગાડવી ૪૨૩.

## કોલેરા.

**નિદાન**—કોલેરા,વિશુચિકા અથવા માહામારી એ ઘણોજ ભયંકર રોગ છે અને જ્યારે તેનો ઝેરી પવન ઉપડે છે ત્યારે હજારો માણસ તેનાં ભોગ થઈ પડે છે. આ રોગ એકદમ ઉપડે છે અને ત્રણથી વીસ કલાકની અંદર મૃત્યુ થઈ જાય છે. બહુજ સખ્ત ઝપાટો ચાલતો હોય તે વખત ફક્ત બેથી પાંચ કલાકની અંદર દરદી ગુજરી જાય છે. દરદીને શરૂઆતમાં એકાદ ઝાડો થાયછે અને એકાદ ઉલટી થાય છે. ઝાડો પ્રથમ અજીર્ણવાળો હોય તેમ જણાય છે પણ પાછળથી તેનો રંગ ચોખાના ધોણ જેવો સફેદ માલમ પડેછે. આ કોલેરાનો ખાસ ઝાડો છે. આવા ઝાડા એક બે થયા કે તરતજ શરીરમાંથી બેહદ પસીનો છુટે છે. હાથ, પગ, દાઢી, નાક, કપાળ, કાનની બુટ વગેરે ભાગો ઠંડા થઈ જાય છે અને આંખો ઊંડી ઉતરી જાય છે. ઉપાય કરતાં પણ ઝાડો ઉલટી બંધ થતાં નથી અને તેને સખ્ત તૃષા લાગે છે. ગમે તેટલું પાણી પીએ તોપણ તેની તૃષા છીપતી નથી અને ઉલટી કરી નાંખે છે. નખ અને મોઢાનો દેખાવ જે તેજસ્વી હતો તે થોડો ઘણો પસીનો આવ્યા બાદ શ્યામ થઇ જાય છે અને દરદી થોડા વખતમાં સાવ થંડો પડી જાય છે, તેનો સાદ બહુજ ઝીણો થઇ જાય છે અને તે પૂરેપૂરૂં બોલી શકતો નથી. નખ અને ચહેરો શ્યામ થઇ જવો, આંખો ઊંડી ઉતરી જવી, સાદ બેસી જવો અને પસીનો ન અટકવો એ દરદનું વધતુ જતુ અસાધ્યપણું બતાવી આવે છે. એક બે ઝાડા થયા કે તરતજ ગોટલી ચડવા લાગે છે અને તે ગોટલી પીંડી ઉપર, સાથળમાં, પેટના પડદાના સ્નાયુમાં અને હાથમાં ચડે છે. તેનાં આંગળાં પીડાને લીધે ઠરડાઈ જાય છે. ગોટલીનો ગાંઠો એક ઠેકાણેથી ખસી બીજે ઠેકાણે ચડતો આપણે નજરે દેખીએ છીએ. આથી દરદીને ઘણીજ સખ્ત પીડા થાય છે. કોલેરાના દરદમાં ગોટલી શિવાય બીજું એકે ચિન્હ પીડાકારક નથી.

બાકીનાં બધાં ચિન્હો શરીરને એકદમ ક્ષીણ કરનારાં છે. શરીર જ્યારે સાવ ઠંડું પડી જાય છે ત્યારે વખતે ઝાડો ઉલટી હલકાં પડે છે. શરીર ઠંડુ પડ્યા પછી પણ દરદીને પાછો વળતર ભાવ થાય છે અને શરીર પુનઃ જાગૃત થાય છે અને કેટલીક વખતે તેની શીત અવસ્થામાં દરદી ગુજરી જાય છે. ઝાડો ઉલટી બંધ થઈ વખતે પેટ ચડી આવે છે અને પેટમાં ઘણીજ ચુંથ થયાં કરે છે. શરીરનાં મર્મસ્થાનો આ રોગની અસરથી ઘણા-જ થોડા વખતમાં વિપરીત વર્તનવાળાં થઈ જાય છે. જેથી દવાઓ બિ-લકુલ લાગુ પડતી નથી. નેપાળા જેવા સખ્ત રેચ પણ વખતે કોલેરાના બંધ કુષ્ટને છોડાવવાને માટે થોથાં છે. ઇશ્વરેચ્છાથી જો દરદીને સારૂં થવું હોય તો થાય છે પણ બીજાં દરદોની પેઠે એમાં વૈદ્યનાં જોર કે પ્રતિજ્ઞા કામ આવતાં નથી. શીત અવસ્થામાં જેમ ઝાડો કબજ થાય છે તેમ પેશાબની ઉત્પત્તિ પણ બંધ થાય છે, દરદીને પેડુના ભાગમાં સખ્ત દુઃખાવો થાય છે અને તે ભાગ ચડેલો દેખાય છે. આ વખતે મૂત્ર પીંડની અંદર બીલકુલ પેસાબ ઉત્પન્ન થતુંજ નથી. દરદના છેવટના ભાગમાં દરદીની આંખ વખતે લાલચોળ થઈ આવે છે અને વખતે ફીકી રહે છે તોપણ તે ઘેનમાં પડ્યો રહેછે અને તેની આંખ અર્ધ મીંચેલી અને ઢળે-લી જણાય છે. આંખના ડોળા ઉપર આંગળી ફેરવતાં તે આંખ ખેંચતો નથી અને તેની આંખને સ્પર્શ થાય છે કે નહીં તેની તેને ખબર પડતી નથી. મોઢેથી અવાજ કરી બોલાવ્યા છતાં પણ તે સાંભળી શકતો નથી. તે-ની ઇંદ્રીઓ બધી નષ્ટ થયેલી હોય છે. આવાં નષ્ટજ્ઞાનનાં ચિન્હ થયા પહેલાં દરદીના શરીરમાં બેહદ જુસ્સો આવે છે અને બક્યા કરેછે અને પોતાનાં લુગડાં ફેંકી નાંખે છે. આવો જોસ્સાવાળો સન્નેપાત રહ્યા પછી શરીર પાછું ક્ષીણ થવા લાગે છે. કેટલીક વખતે દરદીને ખેંચતાણ અને આંચકી ઉપડે છે. આ બધાં ચિન્હો કોલેરાનું અસાધ્યપણું બતાવી આ-પેછે. જોતાં જોતાંમાં શ્વાસ ઘુંટાય છે અને તે ક્ષણવારમાં એક બે ડચકાં ભરી પ્રાણમુક્ત થાય છે. જે કોલેરાના દરદીને સારૂં થવાનું હોય તેને એક બે ઝાડા થઈ થોડી ઘણી ગોટલી ચડી પરસેવો આવ્યા બાદ વળતર થવા લાગે છે. અત્યંત શીતતા, મૂત્રાભાવ અને શરીરમાં ઘણાં-ખરાં અસાધ્ય ચિન્હ દેખાણા પછી વળતર સેંકડે પાંચ ટકા માંડ થાય છે. અમુક જાતની ઝેરી હવાથી આ રોગ થતો માનવામાં આવ્યો છે. ઉંચ

કરતાં નીચ કોમના લોકોને તે વધારે પીડે છે અને સાધારણ રીતે તે પિત્તપ્રકૃતિવાળા માણસને બહુ થાય છે. કોલેરાની રૂતુમાં અજીર્ણ ન થાય એવી ખાસ સંભાળ રાખવી જોઇએ અને બે ઉપર ત્રીજો ઝાડો ગમે તે કારણથી થાય તોપણ તેને માટે અચૂક ધ્યાન આપવું જોઇએ.

ઉપાય—અજમો ૧૧૩ અજમાનું ફૂલ (શીત અટકાવવા માટે) ૧૧૪ અફીણ ૧૨૩ અરીઠાનું પાણી ૧૩૩ આમરાક્ષસી ૧૨૩ ઉપલેટનું હીમ ૧૬૦ ઉષ્ણ દવાઓ ૪૪૦ એરંડીયુ તેલ ૧૬૨ અંબર ૪૧૫ કપૂર ૧૭૭ કપૂર બાળવો ૧૭૭ કસ્તુરી ૪૧૭ કાયફળનું ઘર્ષણ ૧૯૩ કૃમિઘ્ન દવાઓ ૪૪૬ ગંધક ૨૪ ગંધકની ધુમાડી ૨૫ ગંધકવટી ૨૪ ચારફળ ૨૭૮ જાયફળ ૨૫૩ જાવંત્રી ૨૫૪ ડુંગળી ( ખાવા માટે તથા બહાર લગાડવા માટે) ૨૬૫ તજનું તેલ ૨૬૮ માલકાંકણાનું તેલ ( ગોટલી ઉપર ચોળવા સારૂ ) ૩૪૬ લવણ ૬૮ લશુનાદિવટી ૩૬૦ વડવાનલ રસ ૮૫ શંખવટી ૮૦ સારકદવાઓ ૪૬૫ સિંધાલુણનું સિદ્ધ કરેલ તેલ ૬૮ સુંઠ ઘસવી ૪૦૨.

## કંડુ ખરજ અગર ચેળ આવવી.

નિદાન—કંડુ, ખરજ, ને ચેળ આ ત્રણે એકજ છે. ખસ, ખરજવું દાદર, ચિત્રી, શીળસ વિગેરે ત્વક્‌દોષમાં બહુજ ચળ આવેછે. અળાઇમાં પણ આએ શરીરે વલુર છુટેછે ને તેથી બહુજ ઘસવું પડેછે. ખંજોળવાથી તે વખતને માટે ચેળ મટી પડેછે, તોપણ પાછળથી તે ઠેકાણે દાહ થાયછે. ખંજોળવા વખતે ચેળવાળા ભાગને એટલા જોસથી ઘસવામાં આવે છે કે તેથી લોહી નીકળે છે.

ઉપાય—આમળાનો મુરબ્બો ૧૪૭ આમળાંના પાણીવડે સ્નાન કરવું ૧૪૭ કઠ ૧૮૦ કપીલો ૧૭૫ કપૂર ૧૭૮ કપૂરકાચલી ૧૮૦ કરંજ ૧૮૪ કળી ચુનાના પાણીનાં પોતાં ૮૦–૧૮૪ કાંટાશેળીઆની છાલ (ક્વાથમાં) ૧૯૨ કાળીજીરીનો લેપ ૧૯૬ કાળીપાટ ૧૯૮ કીલ ૨૦૨ કુવાડીઆનાં બીજ ૨૦૪ કૃમિઘ્ન દવાઓ ૪૪૬ કોકમનું તેલ ૨૦૯ કહોળુ ૨૧૨ ખેરની છાલના ઉકાળાવડે સ્નાન ૨૧૮ ગળજીભી ૨૨૧ ગળોનો સ્વરસ ૨૨૫ ગોરોચનનો લેપ ૪૧૯ ગોમૂત્રવડે સ્નાન ૪૧૯ ગંધકનો લેપ ૨૪ ચ્યવન પ્રાશ્યાવલેહ ૧૪૭ ટંકણનું પાણી ૩૦ તાંદળજાની ભાજી ૨૭૪ તેલ તલનું ૨૭૩ દાહશામક દવાઓનો લેપ ૪૪૯ દેવદારવાળો લેપ ૨૯૦ ધમાસાના ઉકાળાવડે સ્નાન ૨૯૭ નવસારનાં પોતાં ૩૮ ફટકડી ૫૧ બૃહત્ સોમરાજી તેલ ૧૯૬

ભાંગ ખાવાને માટે ૩૩૨ મજીઠનો કટકો દુધમાં ઘસી લગાડવો ૩૪૧ મનઃશીલ ૫૪ મનઃશીલાદિલેપ ૫૪ મેંદીનો લેપ ૩૫૧ રોપણ દવાઓ ૪૬૬ લીંબડાનાં પાનના ઉકાળાવડે સ્નાન ૩૬૫ વાળાના પાણીવડે સ્નાન ૩૮૨ સમદર ફીણનો લેપ ૪૩૧ સુખડનો લેપ ૨૪૭ સોનામુખી ૪૦૫.

## ખરજવું.

નિદાન—ખરજવું એ એક મોટો ત્વક્રોગ છે. તે શરીરના ગમે તે ભાગ ઉપર થાયછે. હાથ ઉપર, પગ ઉપર, માથામાં, કાનની કોર ઉપર આંખની પાંપણ ઉપર કે ગુહ્ય ઇંદ્રિના ભાગમાં પણ તે થયા વગર રહેતું નથી. જ્યાં તે થાયછે તે ઠેકાણે ત્વચાના ભાગમાં વખતે પાક થાયછે ને તેમાં સખ્ત બળતરા થયા કરેછે અને ત્યાં ઘારૂં પડી ઘણા વખત સુધી તે કચકચ્યા કરેછે. થોડી મૂદતે સુકાઈ જાય છે અને પાછુ ઉપડેછે. વખતે આખી પીંડી ઉપર આવી રીતનું પ્રસરાએલું ખરજવું આપણે જોઇએ છીએ. ખરજવું બે જાતનું થાયછે. એક સુક ખરજવું અને બીજું કચકચતુ ખરજવું. સુક ખરજવામાં બહુ ચેળ આવેછે અને નિત્ય ઘર્શણથી તે જાડું અને ખડબચડું થઈ જાય છે. ખરજવું એ ચેપી રોગ નથી.

ઉપાય—અર્કતેલ ૧૩૭ કપૂર ૧૭૮ કરવીરાદિ તેલ ૧૮૩ કરંજ૧૮૪ કાકમારી ૧૯૦ કાસાંજણ ૨૭ કીલ ૨૦૨ ખર્પરનો ભૂકો ૧૯ ગંધકનો લેપ ૨૪ છાલમોઘરાના તેલનો મલમ ( સુકા ઉપર ) ૨૪૯ જીરકાદિ તેલ ૨૫૬ ટંકણ ૩૦ તલનું તેલ ૨૭૩ દાંતના છોલની રાખનો મલમ ૪૨૫ નિમ્બાદિ તેલ ૨૬૫ પરચૂરણ શોધક દવા ( ના. ૧ ) ૪૭૫ ફટકડી ૫૧ ભાંગ ખાવાને માટે ૩૩૨ મોરથુથુ ૫૯ રાળનો મલમ ૩૫૭ રોપણદવાઓ ૪૬૬ લસણનો રસ ૩૬૧ લીંબડાનાં પાનના ઉકાળાવડે સ્નાન ૩૬૫ સિંદુર ૮૩ હીરાદખણનો લેપ ૪૫૨.

## ખસ.

નિદાન—ખસ એ એક જાતનો ચેપી રોગ છે અને તે એક કુટુંબમાં એક માણસને થયો તો તે આખા કુટુંબને થાયછે. ખસનો પહેલવહેલો દાહયુક્ત સફેદ રંગનો ફોડલો થાયછે જેમાં પહેલવહેલું ચિકણું પાણી હોયછે પણ પાછળથી તેમાં પરૂ ભરાય છે અને તે પીળો દેખાયછે. જ્યારે

તેમાં પરૂ થાયછે ત્યારે તે ભાગની ચામડીમાં પાક થતો હોયછે જેથી ફ-રીને ફોડલાની આસપાસની ચામડી લાલ અને સોજેલી જણાયછે. જ્યારે ખસનો ફોડલો ભરાતો હોય છે ત્યારે તેમાં બહુ પીડા થાય છે અને ત્રંભે છે. આ ફોડલાઓ ફૂટ્યા પછી જો તેના ઉપર તેલ સિંચન કરવામાં નથી આવતું તો સૂકાય છે અને ત્યાં ચિરાડીમાં પડે છે. ખસની અંદર બહુજ ચળ આવે છે અને તેથી ખણીને દરદી વખતો વખત લોહી કાઢે છે. બચ્ચાંઓને ખસ બહુ હેરાન કરેછે. ખસની અંદર એક જા-તનો જંતુ થાય છે. આ જંતુ જ્યારે ખસની અંદરના ભાગમાં ફરે છે ત્યારે માણસને ચેળ આવે છે.

ઉપાય—અર્ક તેલ ૧૩૯ આંબાની છાલની રાખ ૧૪૧ કપીલો૧૭૫ કરંજ ૧૮૪ કાકમારી ૧૯૦ કુવાડીઆનાં બીજ ૨૦૪ ગળજીભી ૨૨૧–૨૨૨ ગળોનો સ્વરસ ૨૨૫ ગુલાબના ફુલનો રેચ ૨૩૪ ગોરોચનનો લેપ ૪૧૯ ગંધકનો લેપ ૨૪ ગંધકનો મલમ ૨૪ જીરકાદિ તેલ ૨૫૬ ટંકણ ૩૦ તલ-નું તેલ ચોપડવું ૨૭૩ તાંદળજાનો સ્વરસ ૨૭૫ ત્રાયમાણની રાખ ૨૭૯ દગડફુલનો લેપ ૨૮૨ દાંતના છોલની રાખનો મલમ ૪૨૫ ધતુરો (બહાર લગાડવા માટે) ૨૯૫ ધમાસાનાં પાણીવડે સ્નાન ૨૯૭ નિમ્બાદિ તેલ ૩૬૫ પરચુરણ શોધક દવાઓ ૪૭૫ પારાનો મલમ ૪૨ પારસ પીંપળાના ડોડવાનો રસ (બાહ્યોપચાર) ૩૧૨ મનઃશીલ ૫૪ મનઃશીલાદિ લેપ ૫૪ માલકાંકણાનાં બીનો લેપ ૩૪૬ મોરથુથુ ૫૯ મંજીષ્ટાદિ કાઢો ૩૪૦ રો-પણ દવાઓ ૪૬૬ લીંબડાનાં પાનના ઉકાળાવડે સ્નાન ૩૬૫ સમદર ફીણનો લેપ ૪૩૧ સીંદુર ૮૩ સુખડનું તેલ ૨૪૮ સોનામુખી ૪૦૫.

## ખીલ.

નિદાન—ખીલ બહુ કરીને કપાળ ઉપર, ખભા માથે અગર વાંસામાં થાય છે. ચામડીની અંદર રહેલા એક જાતના સ્નિગ્ધ પીંડનો જ્યારે સ્રાવ થતો નથી ત્યારે ખીલ થઈ આવેછે. પહેલવહેલું ખીલને ઠેકાણે જરા સોજેલું કઠણ ચડા જેવું જણાયછે; પણ પાછળથી વખતે તે પાકેછે ત્યારે તેનો દેખાવ નાનાં ગુમડાં જેવો જણાય છે. ખીલ ઘણુંકરીને યુવા-વસ્થામાં થાયછે અને તે વીર્યોત્પતિ સાથે કેટલોક સંબંધ ધરાવેછે.

ઉપાય—કપીલો ૧૭૫ કાસાંજણ ૨૭ કુલીંજન (બહાર. ઘસીને લ-

ગાડવા માટે) ૨૦૪ ટંકણ ૩૦ મંજીષ્ટાદિ લેપ ૩૪૧ શીખંડ ૪૨૮ સુખડનો લેપ ૨૪૭.

## ખીલી.

નિદાન—આંગળીના ટેરવામાં કાંટો વિગેરે કાંઈ બાહ્ય ચીજ રહી જવાથી ત્યાં સખ્ત પાક થાય છે. પાક થવાથી તે ભાગ સોજી જાયછે, લાલચોળ થઈ આવેછે અને ત્યાં ઘણી સખ્ત પીડા થાયછે. તે ફુટ્યા બાદ તેમાંથી થોડું ઘણું પરૂ નીકળે છે અને તેની આસપાસનો ભાગ વખતે ખવાઈ જાય છે તે એટલે સુધી કે ફકત ટેરવુંજ બાકી રહે છે. ખીલીની પીડા ઘણીજ સખ્ત છે.

ઉપાય—ઇન્દ્રવરણું ૧૫૪.

## ખોડો.

નિદાન—ખોડો એક જાતનો જંતુ છે જે માથાના વાળનાં મૂળમાં રહે છે. તેથી માથામાંથી ધોળી ફોતરી ઉખડતી જણાય છે. ખોડાને લીધે વાળ ખરી પડેછે અગર ઓછા થઈ જાય છે.

ઉપાય—ગુંજાદિ તેલ ૨૪૦ બદામનું તેલ ૩૧૯ ભાંગરાનું તેલ ૩૩૩ લીંબોળીનું તેલ ૩૬૬ હરતાળનો લેપ ૧૦૧.

## ગડ.

નિદાન—જ્યારે કોઈ ભાગ પાકેછે ત્યારે, તે ભાગ લાલચોળ થઈ આવેછે અને સોજેછે તથા તેમાં બહુજ પીડા થાયછે, જે પીડા તેને ફોડી પરૂ કાઢ્યા પછી શાંત થાય છે. ગડ શરીરના ગમે તે ભાગ ઉપર થાયછે અને તેથી બે ચાર દહાડા જ્વર ચડેછે. વાળાને લઇને અગર બીજા કારણોને લીધે કેટલીક વખતે ગડ ઉપડે છે. કેટલાક ગડ એવા પણ થાયછે કે તે લાલચોળ હોતા નથી, તેમાં કાંઈ પીડા થતી નથી તેમજ તાવ હોતો નથી, પણ તે ગડ દાબતાં પોચા લાગેછે અને તેની અંદર પરૂ ભરેલું હોયછે. બાંબુડીની આકૃતીવાળી સોઈ ઘોંચવાથી તેની ફાટમાં પરૂનાં ટીંપાં નીકળી આવેછે, જેથી ખાતરી થાય છે કે તેની અંદર પરૂ ભરેલું છે.

ઉપાય--અળસીની પોટીસ ૧૩૫ કુંવાર ઓઢવીને બાંધવી ૨૦૫ ખદિરારિષ્ટ ૨૧૮ જળો લગાડવી ૪૨૪ ડુંગળીની પોટીસ ૨૬૫ લીંબડાનાં પાનની પોટીસ ૩૬૯.

## ગર્ભપાત.

નિદાન—નિદાનને માટે કસુવાવડ જુવો.

ઉપાય—અફીણ ૧૨૬ ગર્ભ વિનોદ રસ ૮૯ સુવર્ણ માક્ષિક ભસ્મ ૮૯.

## ગર્ભાશયના વ્યાધિ.

નિદાન—પ્રદર, કમળકંદનું ક્ષત, ગર્ભાશયનો ભ્રંશ, વરમ વિગેરે અનેક વ્યાધિઓ થાય છે.

ઉપાય—ઉત્પલાદિઘૃતમ્ ૧૮૧ ટંકણ ૨૮ શતાવના પાનનો સ્વરસ ૩૮૬ શીલાજીત ૭૮ સુવર્ણમાક્ષિક ભસ્મ ૮૯ સોનું ૯૨.

## ગર્ભાશયનો વરમ.

નિદાન—વરમને લીધે ગર્ભાશયમાં થોડો ઘણો સોજો થાયછે, પણ તે ઘણુંકરીને તેનાં મૂળ આગળજ રહેછે. તેથી પેડુમાં અને વાંસામાં થોડીઘણી પીડા થાયછે. ગર્ભાશયનો તીક્ષ્ણ વરમ, જણતી વખતે ગર્ભાશયને બહુજ મહેનત પડે અગર હથીયારની મદદવડે જણાવવામાં આવે ત્યારેજ થાયછે. અને જે ચિન્હ પાકનાં થાયછે તેજ ચિન્હ ગર્ભાશયના વરમને લીધે પણ થાયછે. અને તેથી આસપાસના મર્મસ્થાનમાં પણ વરમ થવા સંભવ છે. બહુધા ગર્ભાશયનો જીર્ણવરમ મળી આવે છે. અને તે. માંથી તે કમળ કંદના ક્ષતનું રૂપ ધારણ કરેછે.

ઉપાય—અળસીની પોટીસ ૧૩૫.

## ગર્ભીણીની ઉલટી.

નિદાન—ગર્ભિણી સ્ત્રીને બીજે મહીને ઘણુંકરીને ઉલટી થાય છે. કેટલીક સ્ત્રીને તે ગર્ભ રહ્યા પછી એક અઠવાડીયામાંજ જણાય છે. પણ બહુધા તે દોઢ માસ પછી મળી આવે છે.સવારના પહોરમાં ઉઠતી વખતે સ્ત્રીને કાળજાના ભાગમાં કાંઈ દુખતું હોય એમ જણાયછે, પેટમાં ચુંથ થાયછે માટે મોળ આવેછે અને ઉલટી કરી નાખેછે. પછી આખો દીવસ તેને કાંઇ જણાતું નથી. ફરી સવારમાં તેને તેજ પ્રમાણે થાય છે. આવીરીતે ઉલટીઓ સ્ત્રીને પખવાડીયુ, મહીનો અગર બે મહિના સુધી રહેછે. હમેશાં ઉલટી કરવાથી સ્ત્રી બહુજ કમકૈવત અને ક્ષીણ થઇ જાયછે, તેમજ કેટલીક સ્ત્રીઓને આખો દીવસ ઉલટી થયા કરેછે. થોડા દીવસ સુધી ઉ-

લટી દેખાઈ તે પાછી બેસી જાય છે અને છઠે સાતમે મહિને તે ફરી શરૂ થાયછે. કેટલીક વખતે ઉલટીનું જોર એટલું સખ્ત હોયછે કે તેથી પેસાબ પણ નીકળી જાયછે અને વખતે કસુવાવડ પણ થઈ જાયછે. દુબળી કરતાં રૂષ્ટ પુષ્ટ સ્ત્રીને ઉલટી વધારે પીડે છે.

ઉપાય—કલંભો ૧૮૫.

## ગલગ્રહ.

નિદાન—એક જાતનો વાતવ્યાધિ છે. ને તેથી ગળું ઝલાઈ જાય છે અને આજુબાજુ ફેરવી શકાતું નથી. ખાતાં, પીતાં, બોલતાં અગર અડએ પડએ જોતાં ગળુ દુએછે.

ઉપાય—માશબલાદિ ક્વાથ ૨૪૨.

## ગલગંડ.

નિદાન—ગળાની અંદરના ભાગમાં રસવાહીની નળીઓ સાથે જે ગ્રંથીઓ આવેલીછે તે વધીને મોટી થાયછે. તે ગાંઠોને લીધે ગળામાં પીડા થાયછે. આ ગાંઠો ઘણી મુદતે પાકેછે, ફુટેછે અને પછી રૂઝાઈ બેસી જાય છે. કેટલીક વખતે એક ગાંઠ મટ્યા પછી બીજી ગાંઠ ઉપડેછે અને કેટલીક વખતે એ ગાંઠો ફુટ્યા વગર એમને એમ પણ બેસી જાય છે.

ઉપાય—કચોરો ૧૬૯ કાંચનાર ૧૯૧ દશાંગ લેપ ૩૯૨ નગોડનાં પાન બાફીને બાંધવાં ૩૦૦ નિંબાદિ તેલ ૩૬૫ મંડુર ૭૫ યોગરાજ ગુગળ ૨૩૦ લોહ ૭૫ વરણાનાં પાનના ભૂકાનો લેપ ૩૭૮ સોનું ૯૩.

## ગુદ ભ્રંશ.

નિદાન—તેનો લૌકીકપર્યાય આમણછે. છોકરાંઓને જીર્ણ અતિસાર ને રકતાતિસારની અંદર ઘણી મેહનત કરવાથી સફરાનો ભાગ મળદ્વારની બહાર નીકળી આવેછે. ઘણીવાર આ ભાગ બહાર રહેવાથી તે સોજી જાયછે. કેટલીક વખતે તે પોતાની મેળે ઉપર ચડી જાયછે. આમણ બહાર નીકળવાથી તે વખતે છોલાય છે.

ઉપાય—કમળકાકડી ૧૮૧ ખપૅર ૧૯ ચાંગેરીનો સ્વરસ ૨૪૧ ચાંગેરીનું ઘી ૨૪૧ જાંબુની છાલના ઉકાળાવડે પ્રક્ષાલન ૨૫૨ ઝેરકોચલાંની ફાકી ૨૬૧ ફટકડીની પીચકારી ૫૧ ભાંગની થેપલી ૩૨૧ માયફળના ઉકાળાવડે પ્રક્ષાલન ૩૪૫ મોરથુથુનું પાણી છાંટવું ૬૦ વસંતમાલીની ૧૯ સ્તંભન દવાઓનું પાણી છાંટવું ૪૪૮ હીરાકશીનું પાણી છાંટવું ૧૦૫.

## ગુમડાં.

**નિદાન**—શરીરના કોઈ ભાગનું લોહી દુષિત થયાથી તે ઠેકાણે ગુમડું થાયછે જે પાકેછે ને પાછળથી ફુટેછે. આ ગુમડાં નીચે જબરી લોહીની ચાક જામેછે જેથી તે બધો ભાગ દુખે છે ને લાલચોળ થઈ આવે છે. જ્યારે તે ફુટેછે ત્યારે તેમાંથી થોડુંક પરૂ નીકળેછે. ફૂટયા છતાં તે ઉપર લોપરી બાંધવાની જરૂર પડેછે નહિતર લોહીની જામેલી ચાક ગળતી નથી. આ દરદની અંદર લોહી બગડેલું હોયછે જેથી એક ગુમડું મટયા પછી બીજા ગુમડાં ઉપડેછે. લોહીમાં પિત્તાધિક્ય દોષ મળેલા હોયછે.

**ઉપાય**—અફીણના ડોડવાનો શેક ૧૨૮ આમળાં ૧૪૭ ઇન્દ્રવરણા-ની પાક ૧૫૪ ઇસબ ( બહાર લગાડવા માટે ) ૧૫૬ ઉપલેટનો ઉકાળો છાંટવો (વૃણ થયા પછી) ૧૬૦ કપૂરકાચલી ૧૮૦ કાંચનાર ૧૯૧ કાસાંજણ ૨૭ કુમારીકાસવ અને કુમારીકા ઘૃત ૨૦૬ ખર્પરનો ભૂકો ૧૯ ખદિરારિ-ષ્ટ ૨૧૮ ગળજીભી ૨૨૧ ગુંજાદિ તેલ ૨૪૦ ચિત્રકનો લેપ ૨૪૪ ચંદ્રપ્રભા ગુટિકા ७૮ ત્રિફળાનું ચૂર્ણ ૨૮૦ દાંતના છોલની રાખનો મલમ ૪૨૫ મરી ૩૪૪ મોરથુથુવાળો મલમ ૫૯ મંજીષ્ઠાદિ કાઢો ૩૪૧ મંજીષ્ઠાદિ લેપ ૩૪૧ રતાંજળીનો લેપ ૩૫૩ રસકપૂર ૬૪ રોપણ દવાઓ ૪૬૬ લીંબડા-નું હીમ ( ઓખા પછી ફુટી નીકળતાં હોય તેમાં ) ૩૬૫ લીંબડાનો સ્વરસ ૩૬૫ લોહ ७૫ વાળાનો લેપ ૩૮૨.

## ગુરદાનો જીર્ણ વરમ.

**નિદાન**—આની હકીકતને માટે મુત્રપીંડના વ્યાધિ જુઓ.

**ઉપાય**—અભ્રક ભસ્મ ૧૪ બંગભસ્મ ૧७ હરીશંકર રસ ૧૪.

## ગુલ્મ.

**નિદાન**—પવનને લઇને પેટની અંદર અનેક જાતના ગુલ્મ થાયછે જેથી પેટમાં દુખી પેટ ચડી આવેછે, ઓડકાર આવેછે, જઠરાગ્નિ મંદ પડી જાયછે અને મળમૂત્ર પરાણે થાયછે ને પેટ દાબતાં એક જાતનો કાંઇક અવાજ થાયછે. પાંસળામાં, છાતીમાં, હૃદયમાં અને નાભીની આસ-પાસ શૂળ નીકળેછે. કેટલીક વખતે ગુલ્મ અમુક જગ્યામાં નજરે દેખાઈ રહે છે ને કેટલીક વખતે પેટમાં ફરતો લાગેછે. પેટ મોટું અને ફુલેલું લાગેછે અને અપાનવાયુ જલદી છુટતો નથી. આવા ગુલ્મ ઉપડવાનું કારણ સાધારણ રીતે અજીર્ણ છે. ટાઢો અને દુર્જર ખોરાક ખાવાથી વખતો વખત પેટમાં ગુલ્મ

ઉપડી આવેછે તેમજ કાંઈ ઈજા થવાથી પેટમાં લોહીનો જમાવ થવાને લીધે ગુલ્મ થાયછે.

ઉપાય—અપામાર્ગ ક્ષાર ૧૧૧ એરંડીયું તેલ ૧૬૨ કુમાર્યાસવ ૨૦૭ કાંકચ ૧૮૮ કાળા દાણા ૧૯૪ કીડામારી ૧૯૯ કીર્દમાન ૨૦૦ ખદિરારિષ્ટ ૨૧૮ ચિત્રક ખાર ૨૪૮ જવખાર ૨૫૧ ત્રાંબુ ૩૩ નારાચરસ ૨૮૭ નેપાળો ૩૦૮ પથ્યાદિ ગુડ ૪૧૦ બીજોરૂં ૩૨૩ મધુ પકવ હરિતકી ૪૦૯ મેથી ૩૪૯ મોરથુથુ ૫૭ રોહીતક લોહ ૭૩ લવણ ૬૮ લસણ ૩૬૦ વરણાનો ક્વાથ ૩૭૮ શંખભસ્મ ૮૦ સોનામુખી ૪૦૫.

## ગૃધ્રસી.

નિદાન—કમરના નીચલા ભાગથી શરૂ થઈને કમર, ઘુટણ, જાંગ અને પગની પીંડીઓ વિગેરે ખેંચાઈ જાયછે. તે અવયવોમાં ધ્રુજારી છુટેછે તથા સોય ખોસ્યા જેવી પીડા થવા માંડેછે. તેનું શરીર જડ થઈ જાયછે ને અનાજ ઉપર પ્રીતિ રહેતી નથી. ગૃધ્રસીમાં બહુ કરીને સાથળના મૂળનો બહારનો ભાગ ઝલાઈ જાયછે ને ત્યાં દુખાવો થયા કરેછે. અજીર્ણ થવાથી ઝાડો કબજ થવાને લીધે ગૃધ્રસીની પીડામાં વધારો થાયછે.

ઉપાય—અડદ ૧૧૪ એરંડી ૧૬૩ કુબ્જ પ્રસારણી તેલ ૩૧૭ ગુગળ ૨૨૮ ત્રિફળા ગુગળ ૨૮૦ નસોતર ૩૦૨ નેપાળો ૩૦૯ પીંપર ૩૧૫ પુનર્નવાષ્ટક ૩૯૬ ભાંગ ૩૩૨ ભીલામું ૩૩૭ રાસ્ના પંચક ૩૫૬ લસણ પાક ૩૬૦ લોહ ૭૪ વાતહર દવાઓ ૪૭૦ સિંહનાદ ગુગળ ૨૪ સુંઠનું તેલ ૪૦૩ હરતાળ ૧૦૦.

## ગોટલી ચડવી.

નિદાન—કોલેરાના દરદમાં એક બે દસ્તને ઉલટી થયા પછી હાથમાં, પગમાં ને પેટના સ્નાયુમાં ગોટલી ચડેછે, સ્નાયુ ખેંચાયછે ને તેમાં સંકોચ થવાથી તે દડા જેવું રૂપ ધારણ કરેછે. કેટલીક વખતે અતિસારની અંદર પણ ગોટલી ચડેછે. બાદ કાંઈ પણ બીમારી વગરના ફક્ત નબળા માણસને પણ પગ લાંબો ટુંકો કરતી વખતે ગોટલી ચડી આવેછે.

ઉપાય—આમરાક્ષસી ૧૨૪ કપૂર ૧૭૭ કપૂરનું તેલ ૧૭૭ ગંધક વટી ૨૪ તજના તેલનો લેપ ૨૬૮ સીંધાલુણનું તેલ ૬૮ હીંગ ૪૧૧.

## ગોટો.

નિદાન—અજીર્ણને લઈને થતો એક જાતનો પેટની અંદરનો તે ગુલ્મછે, જેથી પેટની અંદર સખ્ત દુખાવો થાયછે ને દરદી રાડો રાડ પાડ્યા

કરેછે. કૃમિને લઇને પણ ગોટો ચડેછે. બાદ મળાવરોધ તથા પેટમાં પવન ભરાવાથી પણ ગોટો ચડી આવેછે.

ઉપાય—ડેકામારો ૨૬૬ લઘુક્રવ્યાદ રસ ૨૪ વખમો ૩૭૦ સાજીખાર ૮૩.

## ગંડમાળ.

**નિદાન**—ગળાની અંદર હાડીઆની જમણી બાજુપર એક મોટી ગાંઠ થાયછે જે ધીરે ધીરે વધવાથી બન્ને બાજુ પર ફેલાઇ જાયછે. આ ગાંઠ પાછળથી ફુટેછે ને એક બાજુ ઉપરથી ફુટતી ચાલી બીજી બાજુ પર રૂઝાય છે. આ ઘણો જીર્ણ રોગછે ને તે ઘણી લાંબી મુદત સુધી ટકેછે. ત્યાં વ્રણ હોવાથી દરદીને ઘણીજ બેચેની થયા કરેછે. તેથી શરીર ક્ષીણ થાયછે ને તેને સેદીઓ તાવ હમેશાં આવેછે.

ઉપાય—કાસાંજણ ૨૭ પારદ કજ્જલી ૪૪ ભીલામાનો લેપ ૩૩૬ મંડુર ૭૫ યોગરાજ ગુગળ ૨૩૧ લોહ ૭૫ વરણાનો કાઢો ૩૭૯ વાદળીની રાખનો લેપ ૪૩૦ હીંગળો ૧૦૪.

## ગંભીરવ્રણ.

**નિદાન**—જે વ્રણ બહુજ ઉંડું હોયછે અને સાધારણ રીતે જલદીથી તેમાં રૂઝ નથી આવતી તેને ગંભીર વ્રણ કહેછે.

ઉપાય—ગુગળ ૨૩૦.

## ગ્રંથી.

**નિદાન**—ગ્રંથી ઘણી જાતની અને શરીરના ગમે તે ભાગ ઉપર થાયછે. નાનામાં નાની વટાણાના દાણા જેવડીથી તે મોટા નાળીએર જેવડી મળી આવે છે. કેટલીક ગ્રંથીમાં વખતે કાંઈ પ્રવાહી પદાર્થ રહેલો હોયછે ને કેટલીક નકર હોયછે તો કોઈમાં ઘઉંની કણક જેવો ચીકણો પદાર્થ માલમ પડેછે. કેટલીક ગ્રંથીમાં અત્યંત દાહ થાયછે, કેટલીકમાં થોડીઘણી પીડા થાયછે ને કેટલીકમાં બીલકુલ પીડા હોતીજ નથી. કેટલીક ગાંઠો પાકીને મટી જાયછે ને કેટલીક ગાંઠોને કાપી કાઢવાની જરૂર પડેછે તેમજ કાપ્યા પછી પણ કેટલીક ગાંઠો ફરીને ઉપડેછે. એક ગાંઠ બેસી ગયા પછી પડખે બીજી ગાંઠ ઉપડેછે એવી રીતે એક પછી એક ગાંઠો ઉપડે ત્યારે કાંઈ લોહી વિકૃતિ છે એમ સમજવું

ઉપાય—અર્જુન વૃક્ષની છાલ ૧૨૯ અળસીની પોટીસ ૧૩૫

આકડાનાં પાનનું બંધાણ ૧૩૭ એરંડમૂળનો કવાથ ૧૬૩ કળીચુનો ૮૧ કાંચનારે ૧૯૦ કુવાડીઆનો લેપ ૨૦૪ કુંવારનું બંધાણ ૨૦૫ જારનાં પાનની પોટીસ ૨૫૪ ડાંભ દેવો ૪૫૪ દશાંગ લેપ ૩૯૨ દોશઘ્ન લેપ ૩૯૩ નગોડનાં પાન બાફીને બાંધવાં ૩૦૧ પારાનો મલમ ૪૬ મીઠાંની ખીર ૬૯ રગત રોઇડો ૩૫૨ રસ કપૂર ૬૩ સાબર શીંગાની રાખ ૩૩૨ હીંગળો ૧૦૩.

## ધારાં અથવા ચાંદાં.

નિદાન—કોઈ પણ ઠેકાણે જખમ થવાથી અગર પાક થઈ તે ફુટવાથી તેમજ કેટલાક ત્વક્દોશની અંદર શરીરના જુદા જુદા ભાગમાં ધારાં પડેછે. ધારાં પડવાથી તે ભાગ આળો થઈ જાયછે ને તેમાંથી પાણી પરૂ વિગેરે સ્રાવ થયા કરેછે. કુષ્ટ,વાતરક્ત, ઉપદંશ અને ખરજવા વિગેરે દરદમાં શરીરના જુદા જુદા ભાગમાં ધારાં પડેછે.

ઉપાય—અર્જુન વૃક્ષની છાલના ક્વાથવડે પ્રક્ષાલન ૧૨૯ ઉનાબના મૂળની છાલના ઉકાળાવડે પ્રક્ષાલન ૧૫૮ ઉપળેટના ઉકાળાનું પ્રક્ષાલન ૧૬૦ એરંડીઓલ તેલ ૧૬૫ એળીઓ ૧૬૮ અંકોલ ૧૬૮ કપીલાનો મલમ ૧૭૫ કપૂર ૧૭૯ કાથો ૧૯૩ કીલ ૨૦૨ ખપરનો ભૂકો ૧૯ છાલ મોગરાનું તેલ ૨૪૮ જાત્યાદિ ઘૃત ૨૫૮ ટેટૂંના હીમનું પ્રક્ષાલન ૨૬૪ દાંતના છાલની રાખનો મલમ ૪૨૫ દારૂ હળદરના ઉકાળાનું પ્રક્ષાલન ૨૮૮ દાહ શામક દવાઓનું સિદ્ધ કરેલ તેલ ૪૪૯ દંભક દવાઓ ૪૫૨ પંચવલ્કલના કષાયવડે પ્રક્ષાલન ૩૭૬ ફટકડીનાં પાણીનું પ્રક્ષાલન ૫૧ બકુલની છાલના ઉકાળાવડે પ્રક્ષાલન ૩૧૮ બાવળની છાલની રાખ દાબવી ૩૨૩ બોદાર લગાડવો ૫૨ બોરડીની પાડના ઉકાળાવડે પ્રક્ષાલન ૩૨૩ બ્રાહ્મીનું ઘી ૩૨૭ બ્રાહ્મીનો ભુકો છાંટવો ૩૨૭ મેંદીના ઉકાળાનું પ્રક્ષાલન ૩૫૧ મોરથુથુ ૫૯ લોબાનનો લેપ ૩૬૯ શીતળ રોપણ દવાઓ ૪૭૧. શેશગુંદરની આગળી ૧૫૬ હીરાદખણનો ભુકો ભભરાવવો ૪૧૨.

## ધુમધા.

નિદાન—શરીરને બાહ્ય ઇજા થવાથી તે ઠેકાણે ફુટ ન થતાં તે ભાગ તેવોને તેવો દેખાય છે, ને થોડો થોડો દુખેછે તથા ત્યાં થોડો ઘણો લોહીનો જમાવ થયો હોય છે. ફુટ થયા વગર, લાગવાથી આવી રીતનો ત્રંભ થતો હોય તેને ધુમધા કહેછે.

ઉપાય—અશેળીઆનો લેપ ૧૩૪ ફટકડી ૪૯ સાજીખાર ૮૩.

## ચકાંભાં ચાઠાં અગર ધ્રામઠાં.

**નિદાન**—ચાઠાં ને ચકાભાં એ કુષ્ટ જેવા ત્વક દોષનું એકસાધારણ ચિન્હ છે. શરીરમાં કોઈ ઠેકાણે રાતા રંગના તો કયાંઈ ધોળા રંગનાં એવાં અનેક ચાઠાં શરીર ઉપર થઈ આવેછે. આ ચાઠાં ચામડીથી જરા ચડીઆતાં હોયછે અને તેમાં કેટલીક વખતે દાહ ને બળતરા થાયછે.

**ઉપાય**—કૃષ્ણ જીરકાદિ લેપ ૨૫૭ કોઠોળું ૨૧૨ નારંગી ૩૦૬ હરતાળનો લેપ ૧૦૨.

## ચક્રી.

**નિદાન**—નબળાઇને લઇને, તડકે રખડીને આવવાથી તેમજ નીશો કરવાથી માણસને માથામાં ચક્રી આવેછે. તેથી તેને ભોંત આવેછે ને તે પડી જાયછે. પરૂ પાચ જોવાથી તેમજ કાંઈક કમકમાટ ભરેલો દેખાવ નજરે પડવાથી નબળા મગજના માણસને ચક્રી આવેછે ને તે હેઠો પડી જાયછે આંખના રોગમાં અને મગજની નબળાઈથી પણ ચક્રી આવવા સંભવ છે.

**ઉપાય**—તાલીસાદિ ચૂર્ણ ૨૭૬ નાક છીંકણીનું નસ્ય ૩૦૩ બદામનો આથો ૩૧૮ મરી ૩૪૩ માલકાંકણાની ગોળી ૩૪૬ મેથીના લાડુ ૩૫૦ લોહ ૭૪ શતાવરીનું ઘી ૩૮૭.

## ચર્મદળ,

**નિદાન**—આ એક કુષ્ટનો ભેદછે, જેમાં શૂળ નીકળેછે અને વલુર આવે છે. તે રંગે લાલ હોયછે તથા તેમાં ઝીણા ઝીણા ફોડલાઓ થઈ તે ફુટેછે આ કુષ્ટ ઉપર હાથનો સ્પર્શ પણ સહેવાતો નથી.ત્વચા ફાટે કીંવા ચીરાય છે તેથી આ કુષ્ટને ચર્મદળ એવું નામ આપ્યું છે.

**ઉપાય**—મંજીષ્ટાદિ ક્વાથ ૩૪૦

## ચસકા.

**નિદાન**—આ એક કેટલાક રોગનું ચિન્હ છે અને તે શૂળમાંતથા વાત વ્યાધિમાં મળી આવેછે. ચસકાનો અર્થ તીક્ષ્ણ પીડાએટલોજ છે અને ગમે તે રોગમાં તીવ્ર વેદના થાયછે, પાછી બેસી જાય અને પાછી ઉપડે તેને ચસકા નીકળવા એવી સંજ્ઞા આપવામાં આવે છે.

**ઉપાય**—અંકોલ ૧૬૮ કીર્દમાન ૨૦૦ કુષ્ટ તૈલ ૧૬૮ ગુગળ ૨૨૮ ગુગળનો લેપ ૨૨૯ ભેસા ગુગળની પટી ૨૨૯ ડાંભદેવો ૪૫૪ તજ ચોપ-

ડવો ૨૬૮ નેપાળો ૩૦૯ રાઈનો લેપ ૩૫૫ લીંબડાનું તેલ ૩૬૬ વાતહર દવાઓ ૪૭૦ સારક દવાઓ ૪૬૫ સીંધાલુણનું કકડાવેલ તેલ ૬૯.

## ચીકણા બડખા.

**નિદાન**—ફેફસાંના કેટલાક રોગમાં અને શ્વાસ નળીકાના રોગમાં ઉધરસ ખાવાથી બડખા નીકળે છે. આ બડખા ઘણા ચીકણા હોવાથી વખતે કાઢતાં બહુ મહેનત પડેછે અને દરદી બહુ મુંઝાઈ જાય છે; માટે આવા ચીકણા બડખા છૂટા કરવા અને પાતળા કરવા એ વૈદ્યની ફરજ છે.

**ઉપાય**—અપામાર્ગ ક્ષાર ૧૧૧ ઇસસ ૧૫૬ ટંકણ ૨૮ નવસાર ૩૭ પાણકંદો ૨૫૯.

## ચીત્રી.

**નિદાન**—આ કરોળીઆની જાતનો એક રોગ છે, જેમાં ઉપલક્ રજની માફક ઘર્ષણ કરવાથી ખરી પડેછે અને નીચે સફેદ ચાઠાં થઈ રહે છે. તેમાં થોડી ઘણી ચેળ આવેછે. મોઢાં ઉપર, ખભા ઉપર અને વાંસા-ઉપર ચિત્રી થાય છે.

**ઉપાય**—કરંજનું તેલ ૧૮૪ કાળીજીરી ૧૯૬ કાળીજીરીનો લેપ ૧૯૬ કુષ્માંડ ૨૧૨ ખદીરાષ્ટક ૨૧૭ ખદીરારિષ્ટ ૨૧૭ ગૌમૂત્રમાં ઘસી લગાડેલો લેપ ૪૨૦ ગંધકાદિ તેલ ૨૫ ગંધકાદિ લેપ ૨૫ ચંદ્રપ્રભા ૭૮ તલના તેલનો લેપ ૨૭૩ બાબચીનો લેપ ૩૨૨ બૃહત્ સોમરાજી તેલ ૧૯૬ મનઃશીલ ૫૩ મોરથુથુ ૫૯ મંજીષ્ટાદિ ક્વાથ ૩૪૦ વિડંગાદિ લેપ ૩૮૧ હરતાળ ૧૦૧ હરતાળનો લેપ ૧૦૧ હીંગલાનો લેપ ૧૦૪.

## ચોરીયાનો સોજો.

**નિદાન**—તીક્ષ્ણ રૂપે અને જીર્ણ રૂપે મળી આવેછે. જ્યારે ચોરીઆનો તીક્ષ્ણ વરમ થાયછે ત્યારે એક બે દીવસમાં મોઢું લાલ થઈ આવી જાય છે. ચોરીયાની ગાંઠુ સોજી આવેછે જે બહારથી ગળાના ભાગમાં વધેલી દે-ખાઈ રહેછે. તેથી કાનના ભાગ તરફ સખ્ત ચસ્કા નીકળેછે અને દરદીને બહુ વ્યાધિ થતી હોય એમ લાગેછે. અનાજ લેતી વખતે અગર દુધ પીતી વખતે પણ બહુજ મહેનત પડેછે. મોઢાની અંદર તપાસીએ તો ચોરીઆની બંને ગાંઠુ લાલચોળ અને વધેલી દેખાય છે. આવો તીક્ષ્ણ વરમ શાંત થયા પછી ત્યાં થોડો ઘણો જીર્ણ સોજો રહેછે. જેથી કરીને

ઘોડાઘણા દુખાવા શિવાય બીજાં ચિન્હ થતાં નથી. શરદી લાગવાથી ઓ. રીયાં સોજી જાયછે.

ઉપાય—અક્લકરો ૧૦૭ ફટકડીના કોગળા ૪૯ માંયાંના ઉકાળાના કોગળા ૩૪૫.

## છાતીનો થડકો.

**નિદાન**—છાતીનો થડકો હૃદયનો અત્યંત વેગ સૂચવે છે. નબળાઇને લઇને અગર બીજા રોગની અંદર જ્યારે શરીર નબળુ પડી જાયછે ને છાતી ઉપરના સ્નાયુ ગળી જાયછે ત્યારે છાતીનો થડકો પ્રત્યક્ષ રીતે દેખાઈ રહેછે. બાદ બહુ મહેનત કરવાથી અને બીતીથી પણ છાતીનો થડકો ઉપડી આવે છે. તે નજરે જોવાથી છાતી ઉપર દેખાઈ રહે છે અગર છાતી ઉપર હાથ રાખવાથી માલમ પડી આવેછે. ગમે તે રીતે છાતીનો થડકો થાય પણ તે અંતઃકરણની નબળાઈ સુચવે છે.

**ઉપાય**—બીલીનાં મૂળ ૩૨૫ લોહ ૭૫ હીંગ ૪૧૧ હીરાકશી ૧૦૫.

## છોડ.

**નિદાન**—જ્યારે નસ્કોરાંની અંદરના મર્મસ્થાનમાં પાક થાયછે અગર ત્યાં કાંઈ ફોડલો વિગેરે થયો હોયછે તે પાકી ફુટી જાય ત્યારે તેનાં ભીંગડાં જામી રહેછે. નસ્કોરી ફુટવાથી તેમજ નાકની અંદર બીજો કાંઈ રોગ થવાથી તેનાં કપોટાં જામી રહેછે. નાક છીંકવાથી આવું કપોટું બહાર નીકળી આવેછે જેને નાકમાંથી છોડ નીકળ્યું એમ આપણે કહીએ છીએ. તેથી નાક હલકું પડી જાયછે.

આ શિવાય સ્ત્રીઓને પણ એકજાતનો છોડ થાયછે. સ્ત્રી ગર્ભિણી થયા પછી તે ગર્ભ કેટલાંક કારણોને લીધે વૃદ્ધિ પામતો નથી અને ગર્ભાશયમાં પડ્યો રહેછે તેને છોડ કહેછે. ગર્ભાશયમાં ગ્રંથી અને બીજા કેટલાક રોગ થવાથી પણ ગર્ભ રહ્યાનાં ચિન્હ થોડા વખત સુધી દેખાય છે પણ તે ગર્ભ નહી હોવાથી પાછળથી તે બંધ થઇ જાયછે અને આવી રીતે ગર્ભ રહ્યાનાં ચિન્હ દેખાવાં બંધ થવાથી તે દરદને સ્ત્રીઓ છોડ થઈ ગયો એમ કહેછે.

**ઉપાય**—(ગર્ભાશયનો) વરધારો ૩૭૯. (નાકનો) છીંકું લાવનાર દવા સુંઘવી ૪૪૯ તમાકુ સુંઘવી ૨૭૧ બદામના મગજ નુનસ્ય ૩૧૮.

## જખમ.

**નિદાન**—શરીર ઉપર ઇજા થવાથી તેનો ચામડીનો ભાગ કપાઈ જાયછે

તેને જખમ કહેછે. જખમ થવાથી તે ભાગમાંથી લોહી નીકળે છે અને દરદીને મોત આવી જાયછે. તીક્ષ્ણ ધારવાળાં હથીયારના જખમ કરતાં પથ્થર વિગેરેથી છુંદાએલા જખમો રૂઝાતાં ઘણીવાર લાગેછે અને બંદુકના જખમો રૂઝાવા સૌથી વધારે મૂશ્કેલ છે.

**ઉપાય**—અફીણ ૧૨૫ આંબાહળદર ૧૪૨ ઉનાબનાં મૂળની છાલનું પાણી ૧૫૮ ઉપળેટનો ભૂકો ૧૬૦ ઉષ્ણ દવાઓ ૪૪૦ કરંજ ૧૮૪ કીડામારીનાં પાનનો સ્વરસ ૧૯૯ ખોદાર બહાર લગાડવા માટે ૫૨ રસકપૂર ૬૪ રોપણ દવાઓ ૪૬૬ લવણનાં પાણીનાં પોતાં ૬૮ સાબરશીંગાની રાખનો લેપ ૪૩૨ સ્તંભન દવાઓનાં પાણી અગર ભૂકા છાંટવાં ૪૪૮ હીરાકશીનું પાણી છાંટવું ૧૦૫.

## જણતર.

**નિદાન**—જણતર એ સ્વાભાવિક રીતે ઇશ્વરી નિયમ પ્રમાણે ગર્ભનું ગર્ભાશયમાંથી બહાર આવવું છે તો પણ તેથી સ્ત્રીને કેટલીક કાષ્ટી પડેછે અને તે નીકળવા પહેલાં તથા નીકળ્યા પછી પણ સ્ત્રીને ઘણી વ્યાધિ થાયછે ને વખતે ઘણોજ સખ્ત રક્ત સ્ત્રાવ થાયછે.

**ઉપાય**—(અત્યંત કષ્ટાતી વખતે) ટંકણ ૨૮ (પછીથી થતા સખ્ત સ્ત્રાવમાં) અફીણ ૧૨૬ ફટકડીની પીચકારી ૫૦ ફટકડીનો કટકો મુકી રાખવો ૫૦ ( પછીની સખ્ત વ્યાધિમાં ) અરડુશાની તાજી છાલ ૧૩૧.

## જળોદર.

**નિદાન**—પેટની અંદર પાણી ભરાવું તે દરદનું નામ જળોદર. સોજાની અંદર શરીરના બીજા ભાગમાં પાણી ભરાયછે. કલેજાંના, પ્લીહના, હૃદયના અને ગુરદાના જીર્ણ વ્યાધિને લઇને જળોદર થઈ આવેછે. જળોદર થવાથી પેટ ધીરે ધીરે વધતું જાયછે અને આ વૃદ્ધિમાં તેમના શરીરની સ્થિતિ પ્રમાણે ફેર પડેછે. જ્યારે દરદી બેઠો હોયછે ત્યારે પેટની વૃદ્ધિ ડુંટીના નીચલા ભાગમાં થાયછે અને જ્યારે તે પડખા પર સૂએ ત્યારે જે પડખે તે સૂતો હોય તે પડખું વધેલું જણાય છે અને સામેનું પડખું ખાલી જણાય છે; કારણ કે પાણી હમેશાં ઢળતા ભાગ તરફ ભેગું થાય છે. જ્યારે પેટમાં પાણી પુસ્કળ ભરાય છે ત્યારે આખું પેટ મોટું થઈ રહેછે અને તે ઉપર લીલી નસો તરી રહેછે. પેટની એક બાજુ ઉપર હથેળી રાખી બીજી બાજુ પર આંગળીનું ટેરવું ઠોકવાથી તે ભાગના પાણીને ગતિ મળેછે અને તેની અસર હથેળીમાં જણાયછે. જળોદર

થવાથી પેટ તણાય છે અને દરદીને હાંફ ચડેછે. જમવાથી તેમજ પાણી પીવાથી પેટ વધારે ફાટે છે અને તેને એક બે રેચ આપવાથી અગર પેસાબ પુશ્કળ આવે એવી દવા આપવાથી જરા આરામ થાયછે. દરદીનું શરીર ફિક્કું અને શીથીળ થઇ જાયછે.

ઉપાય—અપામાર્ગ ૧૧૧ અપામાર્ગનું ફાન્ટ ૧૧૧ અર્કાદિક્વાથ ૧૩૭ આકડો ૧૩૭ ઇન્દ્રવરણું ૧૫૩ એખરાનાં મૂળનો ઉકાળો અને તેના ઝાડની રાખ ૧૬૧ એરંડ મૂળનો ક્વાથ ૧૬૩ કાળા દાણા ૧૬૪ કેરડાની પાડનો ક્વાથ ૨૦૮ કૃમિઘ્ન દવાઓ ૪૪૫ ગરણીના બી ૨૧૯ ગરમાળાનો ગર ૨૨૦ ટંકણ ૨૯ દાંતીમૂળ ૨૮૬ દેવદાર્વાદિ ક્વાથ ૨૯૦ નવસાર ૩૬ નસોતર ૩૦૧ નેપાળો ૩૦૮ પુનર્નવાષ્ટક ૩૯૫ બીલીનું મૂળ ૩૨૫ મૂત્રલ દવાઓ ૪૬૩ મેથી મોદક ૩૫૦ રેવંચીનો શીરો ૩૫૭ લોહ અને તામ્રનો સંયોગ ૩૩ વન્હિ રસ ૪૬ વરૂણાદિ ચૂર્ણ ૩૭૮ સરગવાની છાલનો ક્વાથ ૩૯૩ સાંઢણનું દુધ ૪૨૯ સુરોખાર ૮૭ સુવર્ણ માક્ષિક ભસ્મ ૮૯ સ્વેદલ દવાઓ ૪૭૮.

## જાનવો વાયુ--ક્રોષ્ટુ શીર્ષ.

નિદાન—જાનવો વાયુ એટલે ગોઠણનો વા. આ એક જાતનો વાત વ્યાધિ છે. જેથી ગોઠણ સોજી જાયછે અને તેમાં ચસ્કા નીકળે છે. આ દરદને સંસ્કૃત વૈદ્યકારોએ ક્રોષ્ટુશીર્ષ એવી સંજ્ઞા આપી છે, કારણ કે તેથી ગોઠણ સૂજીને શિયાળના માથા જેવડો મોટો થાય છે. આ રોગ ગોઠણનો સંધિવા છે એમ સમજી લેવો. જેથી સંધિવાની તમામ ચિકીત્સા ક્રોષ્ટુ શીર્ષના રોગ ઉપર લાગુ પડેછે.

ઉપાય—એરંડમૂળ ૧૬૪ વરધારાનું ચૂર્ણ ૩૭૯ વાતહર દવાઓ ૪૭૦ શતાવરીનું તેલ ચોપડવું ૩૮૭ સરગવાનાં પાન બાફીને બાંધવાં ૩૯૮.

## જીભનાં ધારાં.

નિદાન—જે જે કારણોને લઇને મુખ પાક થઈ આવે છે તે બધાં કારણોને લઇને જીભનાં ધારાં પણ પડે છે. બહુજ ગરમ ખોરાક ખાવાથી, અજીર્ણની કોઈ વિકૃતિ હોવાથી તેમજ પારદ, રસ કપૂર વિગેરેનું સેવન કરવાથી જીભની અંદર ધારાં પડેછે. ઉપદંશમાં પણ જીભનો ભાગ ખવાઇ જાયછે. મોઢાની અંદર થએલા દરદના સ્પર્શને લીધે તેવુંજ દ-રદ જીભમાં થાય છે.

ઉપાય—ટંકણના કોગળા ૨૯ ફટકડીના કોગળા ૪૯ મોરથુથુ ૫૯.

## જીર્ણ સસણી.

**નિદાન**—તીક્ષ્ણ સસણી મટી ગયા પછી જીર્ણ સસણી રહેછે. તીક્ષ્ણ સસણીનાં સખ્ત જ્વર, ઉધરસ, અને છાતીની ભીંસ મટ્યા બાદ પુષ્કળ ખડખા નીકળવાથી તે દરદનું જોર હલકુ પડી જાય છે અને પછી તે જીર્ણ રૂપે રહી જાયછે અગર તીક્ષ્ણ સસણીના ઉપરાઉપર બે ચાર વખત ઉથલા થવાથી તે દરદ શરીરમાં ઘર કરી રહે છે. આવા દરદીને વખતોવખત ભરાઈ જવાની ટેવ હોય છે, તેમના ગળામાં તાંત બોલે છે, ખાંડખટાણ ખાવાથી કે શરદી લાગવાથી તનું દરદ વધારે જોર કરી આવે છે અને તાવ પંણ આવી જાય છે. જીર્ણ સસણીમાં વખતે દરદીને પુષ્કળ બડખા પડ્યા કરેછે પણ ત્યારે તેનું રૂપ દરદીના ભરાઈ આવ્યાના જેવું હોતુ નથી. આ રૂપમાંથી ક્ષય થવા સંભવ છે અને ભરાઈ આવવાના રૂપમાંથી દમ ઉપડવા સંભવ છે.

**ઉપાય**—અજમો ૧૧૩ અભ્રક ભસ્મ ૧૪ અરડુશી ૧૩૦ ઇસસ ૧૫૫ ઉષ્ણદવાઓ ૪૪૦ કીર્દમાન ૨૦૦ કીજ ( વરાળ લેવી ) ૨૦૧–૨૦૨ ચિન્તામણી ચતુર્મુખ ૪૬ ટંકણ ૨૮ નવસાર ૩૭ નાગરમોથ ૩૦૪ પ્રવાલ ભસ્મ ૪૭ બંગ ભસ્મ ૧૭ રસ સિન્દુર ૪૫ રૌપ્ય ભસ્મ ૭૫ વમન કરાવનાર દવાઓ ૪૬૮ શૃંગારાભ્ર ૧૪ સોનું ૯૧ હીંગળો ૧૦૪.

## જૂ.

**નિદાન**—જુ હમેશાં વાળનું આશ્રય કરીને રહેછે. વાળ અને કપડાં સાફ નહિ રાખવાથી જૂ પડી આવે છે. વાળમાં રહેવાવાળી જૂ કાળી હોયછે અને કપડામાં રહેવાવાળી જુ સફેદ હોયછે. જૂંના કરડયો તે ભાગ ઉપર ખરજ આવેછે ને તે જગ્યાએ જરા ખણવું પડેછે.

**ઉપાય**—આમળાંનું તેલ ૧૪૮ ઉપલેટના ઉકાળાનું પાણી ૧૬૭ કાકમારી ૧૯૦ કાળીજીરી લીંબુના રસમાં ચોપડવી ૧૯૭ ધતુરાનું કડુડાવેલ તેલ ૨૯૫ પારો ૪૬ રસ કપૂર ૬૪ લીંબોળીનું તેલ ૩૬૬.

## જ્વર વિષય.

સુસ્તી, નબળાઈ અને અન્ન ઉપર અભાવો થયા પછી શરીરમાં ઝીણી ઝીણી થંડી લાગ્યા બાદ આખુ શરીર એકદમ તપી આવે તે રોગનું નામ "જ્વર" જ્વરને લઇને નાડી જલદ ચાલેછે, શરીરના સ્નાયુ શિથીલ થઈ જાય છે અને ઘણાંખરાં મર્મ સ્થાનોને પોતાનું યોગ્ય કામ કરવામાં અડચણ પડે છે.

આ રોગ કેટલીક વખતે બીજા મર્મ સ્થાનના કાંઈપણ રોગ શિવાય પોતાની મેળે થઈ આવેછે અને કેટલીક વખતે કોઈ મર્મ સ્થાનના રોગનું તે ફક્ત ચિન્હરૂપ છે. જ્વરનો સોથી પ્રત્યક્ષ પુરાવો શરીરનું તપી આવવું છે. હાથ લગાડવાથી શરીર ઉનું લાગેછે અને ગરમી માપકયંત્ર બગલમાં રાખવાથી તાવના જોસ પ્રમાણે સોથી એકસો પાંચ અગર સાત ડીગ્રી સુધી પારો ચડે છે.

ચામડી રૂક્ષ અને સુકી લાગેછે, મોઢું અને જીભ સુકાં થઇ જાય છે, તૃષા બહુ લાગેછે, અનાજ ભાવતું નથી, પેશાબ થાડું અને લાલચોળ ઉતરે છે, નાડી અને શ્વાસ જલદ ચાલેછે, આંખો બળેછે, કાંઇ પણ કામકાજ કરવાની શક્તિ તેનામાં રહેતી નથી અને સખ્ત માથુ દુઃખેછે. થોડાઘણા કલાક સુધી આવી રીતે જ્વર રહ્યા બાદ પસીનો વળી અગર વગર પસીને તે એની મેળે ઉતરી જાય છે. જ્વર આવવાની, ઉતરવાની, રેહેવાની અને તેનાં બીજાં ચિન્હોની ખાસીયત પ્રમાણે તેના અનેક વિભાગો કરવામાં આવ્યા છે.

ઉપાય—અગથીઆની છાલ ૧૦૯ અતિ વિષની કળી ૧૧૬ અનન્તમૂળનો ક્વાથ ૧૧૭ અનન્તમૂળનું હીમ ૧૧૮ અભયાદિ ક્વાથ ૪૧૦ અમૃતાષ્ટક ૨૨૪ અરડુશાની છાલ ૧૩૧ અળસીની પોટીસ ( પાકજ્વર ) ૧૩૪ આકડાનાં પાંદડાં કપાળે બાંધવાં ૧૩૭ ઇન્દ્રજવ ૧૫૨ ઉંદરેકાની ૧૫૮ ઉનાબ ૧૫૮ ઉનાબનું હીમ ૧૫૮ કચોરો ૧૬૯ કટુ પૌષ્ટિક દવાઓ ૪૪૨ કડવીનઇ ૧૬૯ કડાછાલ ૧૭૨ કડુ ૧૭૭ કપૂર ૧૭૭ કમળનાં પાનની શય્યા ૧૮૧ કરીઆતુ ૧૮૨ કરીઆતાનું હીમ ૧૮૨ કરેણ (પીળી)ની છાલ ૧૮૨ કલંભો ૧૮૫ કલોંજી જીરૂં ૨૫૭ કસ્તુરી ૪૧૬ કાકડાશીંગી૧૮૯ કાયફળ ૧૯૩ કાળીજીરી ૧૯૭ કાળીપાટ ૧૯૭ કીડામારી ૧૯૮ કુકડવેલ ૨૦૨ કુબાનો ખાક ૨૦૩ કુમારીકાસવ ૨૦૬ કુવાંડીઆનાં પાનનીચાર૨૦૫ કુષ્ટ ૧૬૦ કંટકારી ૩૪૦ ખડસલીઓ ૨૧૪ ગરમાળાનોગર ૨૨૦ ગળો ૨૨૩ જવખાર ૨૫૧ જ્વરઘ્નિ ગુટીકા ૧૫૩ જ્વર પ્રમાથ ૯૭ જ્વરમુરારિ રસ ૩૭૨ ટેટુનું ચૂર્ણ (સંધીવાના જ્વર ઉપર) ૨૬૫ ત્રાયમાણ ૨૭૮ દશમૂળાદિ ક્વાથ ( સૂતિકાના જ્વર ) ૨૮૩ દારૂ હળદર ૨૮૮ દેવદાર્વાદિ ક્વાથ ૨૭૯ દ્રાક્ષ ૨૯૧ ધતુરો ૨૯૫ ધમાસાનું હીમ ૨૯૮ નાગરમોથ૩૦૪ પટોળ ૩૧૦ પાખાણભેદ ૩૧૧ પાણકંદો ૨૫૯ પારદ ૪૩ પિત્તશામક દ-

વાઓ ૪૫૬ પીંપર ૩૧૪ પીંપરીમૂળના ગંઠોડા ૩૧૬ પુનર્નવાષ્ટક ૩૯૬ પંચભદ્રરસ ૨૨૪ પંચવક્ત્ર રસ ૩૭૨ બાલચાતુર્ભદ્ર ૧૧૬ ભજીત ૧૭૩ ભારંગી ૩૩૪ ભૈરવ રસ ૩૭૨ મરીનોચા ૩૪૩ મૂત્રલ દવાઓ ૪૬૪ મૃત્યુંજય રસ ૩૭૨ યોગરાજ ૭૮ રતાંજળી ૩૫૩ રત્નગીરી ૯૩ રોહીતારિષ્ટ ૩૫૩ લઘુસુદર્શન ચૂર્ણ ૧૮૨ લીંબડાનું હીમ ૩૬૪ વછનાગ ૩૭૨ વમન કરાવનાર દવાઓ ૪૬૭ શતાબનાં પાનનો સ્વરસ ૩૮૬ શંભુનાથ રસ ૧૨૪ સડસડાની છાલ ૩૯૨ સાતવીણ ૩૯૬ સુંઠવાળો કાઢો ૪૦૧ સુદર્શન ચૂર્ણ ૧૮૨ સુરોખાર ૮૭ સોનામુખી ૪૦૫ સોમલ ૯૬ સ્વેદલ દવાઓ ૪૭૮ હરતાળ ૧૦૦ હરેડ ૪૦૯ હરિતકી અવલેહ ૪૦૯.

**કફજ્વર નિદાન**—આ એક જ્વરનો ભેદછે અને તેમાં જ્વરનાં સામાન્ય ચિન્હો થયા બાદ મુખ્યત્વે કરીને કફનો પ્રકોપ વિશેષ હોય છે. શરીર જડ થઈ જાયછે, અનાજ ઉપર બહુજ અભાવ આવે છે અને ઉધરસ ઉપડેછે. વખતે ફેફસાંનો વરમ થાયછે અને ઉધરસ ખાતાં બડખા નીકળે છે જે ચિકણા, રક્ત મિશ્રિત અગર પરૂવાળા હોય છે. છાતી દુઃખેછે, શ્વાસ વધારે ઝડપથી ચાલેછે અને તે દુર્ગંધિયુક્ત હોય છે.

**ઉપાય**—અરડુશી ૧૩૦ અરડુશીનો કાઢો ૧૩૧ કટ્ફલાદિ ચૂર્ણ ૧૯૩ કફઘ્ન દવાઓ ૪૪૩ દેવદાર્વાદિક્વાથ ૨૮૯ નાગરમોથ ૩૦૪ ભારંગ્યાદિ ક્વાથ ૩૩૫ ભોરીંગણી ૩૩૯ લઘુ પંચમૂળાદિ ક્વાથ ૨૮૩ વમન કરાવનાર દવાઓ ૪૬૮ સ્વલ્પ જ્વરાંકુશ ૨૯૫.

**પિત્તજ્વર નિદાન**—આમાં પણ જ્વરનાં સામાન્ય ચિન્હો થયા બાદ તૃષાનું જોર બીજી જાતનાં જ્વરો કરતાં બહુ રહેછે, મોળ આવેછે અને ઉલટી થયા કરેછે. આખા શરીરમાં દાહ થાયછે, આંખું બળ્યા કરેછે અને શરીરમાંથી અગ્નિ છુટે છે. પેશાબમાં પણ સખ્ત દાહ થાય છે. કફજ્વરનો પેશાબ વિશેષે કરીને ડોળો હોયછે. પિત્તજ્વરમાં દરદીને મગજમાં ભ્રમ થાયછે અને જેમતેમ બકેછે અને બોલેછે. મગજ ઉપર બેહદ ગરમી ચડીગઈ હોય તેમ દેખાયછે, આંખો લાલચોળ થઈ રહેછે અને નાડી સખ્ત રીતે ઉછળ્યા કરેછે. ઝાડો શુષ્ક થઈ જાયછે અને યકૃત્‌નો કોઈપણ વ્યાધિ થવા સંભવ રહેછે.

**ઉપાય**—અગરનો લેપ ૧૧૦ આંબલી ૧૪૦ આંબલીનાં પાન ૧૪૦ આંબલીક્રામન્થ ૧૪૦ આંબાનો મોર ૧૪૩ આમલા ૧૪૫ ઇન્દ્રય

વાદિ પ્રમથ્યા ૧૫૨ કટુપૌષ્ટિક દવાઓ ૪૪૨ કડાછાલ ૧૭૨ કડુ ૧૭૪ કમળ ૧૮૧ કાશ્મરીનાં ફુલ ૩૮૮ કાળીપાટ ૧૯૭ ગળજીભી ૨૨૧ ગળો ૨૨૪ ગુલાબજળ ૨૩૪ ચણાનો ખાર ૨૩૮ જવનું પાણી ૨૫૧ જેઠીમધ ૨૫૯ ઝેરેર ૨૫૯ તકમરીઆં ૨૬૭ તાંદળજાની ભાજી ૨૭૫ ત્રાયમાણ ૨૭૮ દાડમ ૨૮૪ દારૂહળદર ૨૮૮ દ્રાક્ષ ૨૯૧ ધમાસાનું હીમ ૨૯૮ ધાણા ૨૯૯ નારંગી ૩૦૬ પર્પટાદિ હીમ ૩૧૪ બીજોરૂં ૩૩૪ મહુડાનાં ફુલનું ફાંટ ૩૪૪ પિત્તશામક દવાઓ ૪૫૬ રતાંજળીનું હીમ ૩૫૩ લીંબડાનું હીમ ૩૬૪ વાળો ૩૮૨ ષડંગપાનીય ૩૮૨ શીખંડાદિ ચૂર્ણ ૨૪૭.

વાતજ્વર નિદાન—જ્વરનાં સામાન્ય ચિન્હ થયા બાદ એમાં વાત પ્રકોપનાં ચિન્હ પ્રધાન્ય પણે મળી આવેછે. દરદી તન્દ્રામાં બેભાન પડેલો હોયછે અને તેની આંખ ઢળેલી તથા અર્ધ મીંચેલી દેખાય છે. શરીરના જુદા જુદા ભાગમાં શૂળ અને કળતર થાયછે, મોઢામાં પાણી છુટે છે, ઝાડો સાફ ઉતરતો નથી અને પેટમાં પવન ભરાણો હોય તેવી રીતે પેટ ચડી આવે છે. દરદીને બહુજ ઓડકાર આવે છે, વખતે તેને સખ્ત હેડકી પીડે છે અને શરીરના જુદા જુદા અવયવોમાંથી તેને ધ્રૂજ છૂટે છે.

ઉપાય—અરણીનું ફાન્ટ ૧૩૨ કફઘ્ન દવાઓ ૪૪૩ કુબાની ભોક ૨૦૩ કુબાનો લેપ ૨૦૩ જાવંત્રી ૨૫૪ તજ ૨૬૭ તુલશી ૨૭૭ દશમૂળનો કવાથ ૨૮૨ પીંપર ૩૧૪ મીઠી જારનાં મૂળનો ક્વાથ ૨૫૩ લવીંગ ૩૫૮ સુંઠ ૪૦૧ હીંગુલેશ્વર ૧૦૪

વિષમજ્વર. નિદાન—વિષમજ્વર અમુક મુદતે આવેછે અને અમૂક મુદતે ઉતરેછે. સામાન્ય જ્વરની પેઠે પ્રથમ શરીરમાં જરા આળસ આવેછે અને ડીલ ભાંગેછે. શરીર સુસ્ત દેખાણું કે તેટલામાં સખ્ત ટાઢ આવેછે અને શરીર ધ્રૂજેછે. શરીરનાં રૂવાડાં ઉભાં થઈ જાયછે, મોઢું સૂકું થઇ જાયછે અને દરદીને પુષ્કળ કપડાંથી ટાંકવો પડેછે. બીજા જ્વરની અંદર પણ શરીરમાં થંડી આવેછે અને ધ્રૂજ છૂટેછે પણ તે બહુજ થોડી હોયછે. વિષમજ્વરની થંડી અને ધ્રૂજ ઘણીજ સખ્ત હોયછે અને કેટલાંક ગોદડાં નાખ્યા બાદ બે ત્રણ માણસો તેને દબાવીને પડેછે ત્યારે તેને માંડ શાંતિ થાયછે. આ ધ્રૂજમાં કેટલાક દરદીને ઉલટી થાયછે. ધ્રૂજ અને ટાઢ બરાબર નિયમિત વખતે આવીને ઉભી રહેછે. પાથી અર્ધા કલાકસુધી ટાઢ રહ્યા બાદ તે ઘટવા માંડેછે અને પછી શરીર તપે છે. જેમ ટાઢ થોડો વખત રહે તેમ દરદનું જોસ

કમતી ગણાય છે. બે ચાર પાંચ કલાક અગર તેથી પણ વધારે વખત શરીર ગરમ રહ્યાબાદ પુષ્કળ પસીનો છુટેછે અને દરદીને સાવ આરામ થઈ જાયછે. પાછળથી પણ તેજ વખતે ધ્રુજ આવીને તાવ ચડી આવેછે. મલેરીયાની ઝેરી હવાથી આ તાવ આવેછે અને તે ભાદરવા માસની આખરથી શરૂ થાયછે અને માગશર મહીનો બેસે ત્યારે તે શાંત થાયછે. આસો અને કાર્તિક માસમાં તે પૂર્ણ જોસથી ફેલાય છે અને ઘણે ખરે ઘેર તેના ખાટલા ઢળાય છે. આશ્વીન અને કાર્તક માસમાં વિષમજ્વરનું જોર એટલું બધું સખ્ત હોયછે કે તે માસને **યમદંષ્ટ્રા** અથવા જમની દાઢો એવું નામ આપવામાં આવ્યું છે. આ તાવ કેટલાકને રોજ આવેછે, કેટલાકને એક દિવસ મૂકી બીજે દિવસે આવેછે, કેટલાકને બે દિવસ મુકી ત્રીજે દિવસે આવેછે અને કેટલાકને ચોથે દિવસે આવેછે. વિષમ જ્વરના તેની આવવાની મૂદત પ્રમાણે છ ભેદ પાડવામાં આવ્યાછે. પેહેલો સતત્, બીજો સંતત્, ત્રીજો રોજીયો ઉર્ફે એકાહિક, ચોથો એકાંતરીયો ઉર્ફે દ્વયાહિક, પાંચમો તરીયો ઉર્ફે ત્ર્યાહિક અને છઠો ચોથીયો ઉર્ફે ચાતુર્થિક.

રોજીઓ તાવ—એ વિષમજ્વરનો એક ભેદછે જેમાં તાવ અમૂક વખતે આવી પાછો ઉતરી જાયછે અને બીજે દીવસે ફરી તેજ વખતે આવેછે.

એકાંતરીયો તાવ—આ તાવ એક દીવસ મુકી દઈ બીજે દિવસે આવેછે જેથી પહેલે દીવસે જે વખતે તાવ આવ્યો હોય તે વખતથી અડતાલીસ કલાક આંતરો ગયા પછી ફરીને તે પાછો આવેછે. વિષમ જ્વરની સામાન્ય રીત પ્રમાણે તે થોડા વખતમાં ઉતરી જાયછે અને પાછો તેજ નિયમ પ્રમાણે આવેછે.

ત્ર્યાહિક અથવા તરીઓ બહુ તેર કલાકને આંતરે આવેછે અને ચોથીઓ છનુ કલાકને આંતરે આવેછે.

**ઉપાય**—અતિ વિષનો કાઢો. ૧૧૬ અમ્લ દવાઓ ૪૩૫ આંમળાં ૧૪૫ કડાછાલ ૧૭૨ કરીઆતુ ૧૮૨ કરોળીઆનું ૫ડ ૪૧૫ કટુપૌષ્ટિક દવાઓ. ૪૪૨ કલૌંજી જીરૂ ૨૫૬ કાંકચનાં બીજ ૧૮૮ કીડામારી ૧૯૯ કુમારીકાસવ ૨૦૬ ખપૅર ૧૯ ખાસ લોહીને પુષ્ટિ આપનારી દવાઓ ૪૬૧ ગળો ૨૨૩ ગળોસત્વ ૨૨૩ ઘન ૧૭૨ ઘનમિશ્રિત ક્વિનાઇનની ગોળી. ૧૭૨ ચિકણાનો ક્વાથ. ૨૪૨ જ્વર બ્રહ્માસ્ત્ર ૯૭ તુળશીનો સ્વરસ ૨૭૭ ત્રાંબુ ૩૨ ત્રિકટુ ચૂર્ણ ૩૧૫ દશ મૂળનો ક્વાથ ૨૮૩ ધતુરો. ૨૫૫ પટોળાદિકાઢો ૩૧૦ પીંપર ૩૧૪ પીળી કરેણની છાલ ૧૮૩ પિત્તશા-

મક દવાઓ. ૪૫૬ પિતાંકરસ ૫૫ પૌષ્ટિક શોધક દવા (નં-૩) ૪૭૫ મરી. ૩૪૩ માંકડની ગોળી ૪૩૦ મોટી હરડે ૪૦૮ લીંબડાનું હીમ તથા ક્વાથ. ૩૬૪ લોહ ૭૨ વસંતમાલીની ૧૯ વખમો ૩૭૦ વજનો કાઢો ૩૭૬ વમન કરાવનાર દવાઓ. ૪૬૭ વરીઆળીનું પાણી ૩૮૦ વિશ્વતાપહરણ ૩૨ શીતારિરસ ૩૨ સ્વછંદ ભૈરવરસ ૩૩ સ્વેદલ દવાઓ. ૪૭૮ સાતવીન ૩૯૭ સુંઠ ૪૦૧ સુંઠ કપાળ ઉપર ચોપડવી ૪૦૧ સોમલ ૯૬ હડતાળ ૧૦૦ હીંગળો ૧૦૪ હીરાકશી ૧૦૫

☞ એકાહિક, દ્વયાહિક, ત્રયાહિકઅને ચાતુર્થિક વિગેરે વિષમજ્વરના ઉપાય અને સામાન્ય વિશમજ્વરના ઉપાય પણ એકજ છે.

**સતતજ્વર.** નિદાન—આ તાવ એક દીવસમાંબે વખત ચડેછે. જે મેલેરીયાના જોસથી વિષમજ્વર આવેછે એમ માનવામાં આવ્યું છે તેનું જોર જ્યારે ઘણુંજ હોય ત્યારે સતતજ્વર આવેછે અને જેમ વધારે આંતરો તેમ તેનું જોર કમતી ગણાય છે. સતતજ્વરમાં જો કે દીવસમાં બે વખત ટાઢ આવેછે તોપણ બીજા વખતની ટાઢ આવવા પહેલાં આગલા જ્વરમાંથી શરીર તદન નિર્મુક્ત થઈ જાય છે.

ઉપાય—અમ્લ દવાઓ ૪૩૫ કડાછાલ ૧૭૨ કડુ ૧૭૪ કીડામારી ૧૯૯ જ્વર બ્રહ્માસ્ત્ર ૯૭ ત્રાંબુ ૩૨ નવસાર ૩૫ પર્પટાદિ હીમ ૨૧૪ પટોળાદિ કાઢો ૩૧૦ પારદભસ્મ ૪૩ ભૂતભૈરવરસ ૧૦૦ લીંબડો ૩૬૩ લોહ ૭૨ વમન કરાવનાર દવાઓ ૪૬૭ વાળો ૩૮૨ સાતવિણ ૩૯૭ સુરોખાર ૮૭ સોમલ ૯૬ હડતાલ ૧૦૦ હીંગળો ૧૦૪

**સંતતજ્વર.** નિદાન—આ તાવ પણ મેલેરીયાની ઝેરી હવાથી ઉત્પન્ન થાયછે અને તેમાં તેનું એટલુંબધું જોસ હોયછે કે કેટલાક દિવસ સુધી અણુતાર તાવ ભર્યો રહેછે. બીજા વિષમજ્વરની અંદર તાવ તદન ઉતરી જાયછે અને પછી ફરી ટાઢ આવેછે પણ આ તાવમાં તાવ તદન ઉતરી જતો નથી એટલુંજ નહીં પણ થોડોઘણો રહેછે અને ફરીથી ટાઢ આવેછે અને પાછો તાવ ચડે છે. આ તાવની અંદર જ્વરનાં સામાન્ય ચિન્હ ઘણાં સખ્ત હોય છે અને ઘણા દિવસ સુધી અણુતાર તાવ રહેવાને લીધે અંદરના મર્મ સ્થાનોની વિકૃતિ થવા સંભવ છે. બીજા વિષમજ્વરની અંદર હમેશાં પ્લીહની અંદર લોહીનો જમાવ થાયછે અને વખતે તેના અમૂક ભાગમાં તીક્ષ્ણ પાક થઈ આવે છે જેને માટે લોકોમાં મુંઝારાની ગાંઠ એ એક સાધારણ સંજ્ઞા છે; ફેફસાંમાં, મગજમાં અથવા મૂત્રપીંડમાં પણ વખતે ઈજા થાયછે, ઉધરસ ઉપડી

આવેછે, બડખા નીકળેછે, છાતી દુઃખેછે, વખતોવખત ઉલટી થઈ જાય છે અને પેશાબ દાહયુક્ત અને લાલચોળ લોહીના રંગ જેવો ઉતરે છે. માથામાં સખ્ત દુખાવો રહેછે અને મગજને ઇજા થવાથી દરદી વખતોવખત બકેછે અને બોલેછે. આ વ્યાધિ ઘણો તીક્ષ્ણ અને ભયંકર છે તોપણ યોગ્ય ધ્યાન રાખવાથી તે સાધ્ય છે.

ઉપાય—અમ્લ દવાઓ ૪૩૫ અભયાદિ કવાથ ૪૨૦ આસોંદરાનો કવાથ ૧૪૯ ઉત્કંટારો ૧૫૭ કસ્તુરી ૪૧૭ કાળીપાટ ૧૯૭ ગળો ૨૨૩ ચંડેશ્વરરસ ૫૩ દારૂ બ્રહ્માસ્ત્ર ૯૭ દેવદારે ૨૮૯ નવસાર ૩૫ નાગરમોથ ૩૦૪ પપૈટાદિ હીમ ૨૧૪ પપૈટાદિ કવાથ ૩૧૦ પારદ ભસ્મ ૪૩ ભોરીંગણીનો અવલેહ ૩૧૯ મનઃશીલ ૫૩ મૃત્યુંજયરસ ૩૭૨ લીંમડાનું હીમ ૩૬૪ લીમડાનુ પાણી ૩૮૦ વરીઆળીનું પાણી ૩૮૦ વમન કરાવનાર દવાઓ ૪૬૭ વાળો ૩૮૨ સાતવીણ ૩૯૭ શાલીપર્ણ્યાદિ કવાથ ૩૯૯ સોમલ ૯૬ સો પાણીએ ધોએલ ઘીના લેપનો પ્રયોગ ૪૨૧ સુરોખાર ૮૭ હડતાલ ૧૦૦ હિંગળો ૧૦૪

**સન્નિપાતજ્વર. નિદાન**—ગમે તે જ્વરમાં વાતપિત્ત અને કફનો સાથે પ્રકોપ થાય તે જ્વરને સન્નિપાતજ્વર કહેછે. આમાં શરીરનાં જુદાં જુદાં મર્મસ્થાને ઉપર થોડીઘણી જફા થયેલી હોયછે. એકાદું મર્મસ્થાન તદન બગડી ગયેલું હોયછે. જે મર્મસ્થાનનો વ્યાધિ થયેલો હોય તે ઉપર યોગ્ય લક્ષ રાખીતેની ચિકીત્સા કરવી જોઇએ. સન્નિપાતજ્વર ખાસ રોગ નહિ હોતાં તે દરેક રોગનું આખરનું ચિન્હ છે.

આ બધા જુદી જુદી જાતના ટાઢ આવી આવનારા વિષમજ્વરોને શીત પૂર્વક વિષમજ્વર એવી સંજ્ઞા આપી શકાય છે. તેથી ઉલટીજ રીતે બીજો ઉષ્ણ પૂર્વક વિષમજ્વરછે જેમાં નિયમિત મુદતે તાવ ચડેછે પણ ટાઢ આવતી નથી. શરીરની અંદર પિત્તાધિક્ય દોષ હોવાથી આ જ્વર ચડી આવે છે.

ઉપાય—ઉષ્ણ દવાઓ. ૪૩૯ કસ્તુરી ૪૧૭ ગળો ૨૨૪ ચંડેશ્વરરસ ૫૩ તજનું પાણી ૨૬૮ તજનો કાઢો ૩૭૫ તીંખાનો કવાથ ૩૪૩ દશમૂળાદિ કવાથ ૨૮૩ દેવદાર ૨૮૯ નવસાર ૩૫ પંચવકત્રરસ ૩૭૨ પારદક જ્જલી ૪૪ મનઃશીલ ૫૩ મરીનું અંજન ૩૪૩ લવીંગવાળો કવાથ ૩૫૮ લીમડો. ૩૬૪

## ઝાંખ.

નિદાન—ઝાંખ ઘણાંક આંખના રોગનું એક ચિન્હ છે. કૃષ્ણ મંડળમાં ક્ષત પડવાથી, આંખ ઉપર પૂષ્પનો જમાવ થવાથી તેમજ આંખની અંદરના ભાગમાં રહેલાં મર્મસ્થાનના રોગથી આંખે ઝાંખુ દેખાયછે. બાદ મગજને ગરમી ચડી જવાથી અને નબળાઇથી પણ આંખે ઝાંખ આવે છે. ઝાંખ થવાથી કોઈ પણ ચીજ સ્પષ્ટ દેખાતી નથી અગર તેની નજરમાં કેટલીક ફેર પડેછે. ઝામરવાળા દરદીને આંખ આડા ધુંવાડાના ગોટેગોટા જેવું જણાય છે અને તેથી દરદીને દરેક ચીજ ધુંવાડાવાળી દેખાય છે.

ઉપાય—આમળાં ૧૪૮ કપૂર ૧૭૯ ખાપરીઆનું અંજન ૨૦ ગુલાબ જળમાં ઘુંટેલો સુરમો ૨૩૪ દાહ શામક દવાઓ ૪૪૯ દ્રાક્ષ ૨૯૧ બદામનો આયો ૩૧૯ મરીનો આયો ૩૪૩ મોતીનો સુરમા ૫૫ શીતળ પૌષ્ટિક દવાઓ ૪૭૧.

## ઝામર.

નિદાન—આ આંખનો એક ઘણોજ ભયંકર રોગ છે. તે પુખ્ત ઉમરે અને સ્ત્રીઓને વિશેષે કરીને થાયછે. તેથી આંખ લાલચોળ થઈ આવે છે અને કટાયછે તથા આંખ આડા ધુવાડાના ગોટેગોટા દેખાય છે. તેનાથી સ્પષ્ટપણે કોઈ પણ ચીજ જોઈ શકાતી નથી. ઝામરના રોગમાં આંખની અંદર ઘણીજ તીવ્ર વેદના થાયછે અને તેથી દરદીને અંધાપોજ આવેછે. કેટલીક વખતે ઝામર એવી તો તીક્ષ્ણ રીતે દેખાયછે કે દરદી ચાર પાંચ દીવસની અંદર સાવ આંધળો થઇ જાય છે.

ઉપાય—ખપેર અંજન ૧૯ ચંદ્રોદયાવર્તિ ૮૧ ત્રિફળાં ઘૃત ૨૮૧ ત્રિફળાનું હીમ ૧૪૮ દાહ શામક દવાઓનાં પાન અને લેપ ૪૪૯ રસકેશર ૧૯.

## ઝામરો.

નિદાન—આ એક જાતનો ત્વક્દોષ છે જેમાં પહેલવહેલો ફડફોલો ઉપડે છે. આ ફડફોલો પ્રથમ પાણીથી ભરેલો હોય છે પણ પાછળથી તેમાં પાક થઇ પરૂ થાય છે. ફોડલાની આસપાસનો ભાગ બધો સોજી જાય છે અને તેમાં સખ્ત પીડા અને બળતરા થયા કરે છે. એ ઉપર દરદીનાથી કાંઈ પણ ચીજ સહેવાતી નથી.

ઉપાય—અફીણ ૧૨૫ ડાંબરદેવો ૪૫૪ તકમરીઆં અને મરી

વાટીને ચોપડવાં ૨૬૭ મરી બહાર લગાડવા માટે ૩૪૪ રોપણ દવા- ઓ ૪૬૬.

## ઝેર.

**નિદાન**—જે કોઇ ચીજ પેટમાં જવાથી અગર લોહીમાં મળવાથી જીંદગીનો એકદમ નાશ કરે તે ઝેર કહેવાય છે. સખ્ત ઝેર ઘણાજ થોડા વખતમાં અને બહુજ નાની માત્રામાં શરીરનો નાશ કરેછે. ઝેર જૂદી જૂદી જાતનાં હોવાને લીધે કરીને તેમનાં જૂદાં જૂદાં ચિન્હ થાય છે. સોમલ વછનાગ, અફીણ, ધતુરો વિગેરે અનેક ઝેરો છે. તેમની અસર વિષે તેમના ખાસ વિષયમાં વિવેચન આપવામાં આવ્યું છે.

**ઉપાય**—અરીઠાંનું પાણી ૧૩૩ ઈંડાનો રસ ૪૧૪ ધીપાવું ૪૨૦ તામ્ર ભસ્મ ૩૪ મીંઢોળનો ગર્ભ ૩૪૭ મોરથુથુ ૫૭ રાઈ ૩૫૪ વમન કરાવનાર દવાઓ ૪૬૭.

## ઝેરી પ્રાણીનો ડંસ.

**નિદાન**—ભમરી, મધમાખ, વીંછી, સરપ વિગેરે પ્રાણીનો ડંસ બહુજ પીડા કરેછે. સર્પ દંશમાં શરીરને જફા પહોચવાની બહુ બીતી રહેછે. ઘણાજ ઝેરી સર્પોના દંશથી માણસ પાંચથી પંદર મીનીટની અંદર ગુજરી જાયછે. સર્પ શિવાય બીજા ઝેરી જંતુના ડંસથી તે ઠેકાણે ઘણી સખ્ત પીડા થાય છે, સોજો ચડી આવે છે અને તે ભાગ જરા લાલ થઇ જાય છે. વીંછીના ડંખવાળો ભાગ વખતે કાળો પડી જાય છે.

**ઉપાય**—અઘેડાની ફુલવાળી કળીનો રસ ચોપડવો ૧૧૧ ગેરૂ ૨૧.

## ટાંકી.

**નિદાન**—આ ઉપદંશનું પ્રથમ સ્વરૂપ છે. ગુહ્ય ઈંદ્રી ઉપર ઘારૂં પડેછે જેથી વખતે તેમાં બળતરા થયા કરેછે અને તેની અંદરથી પરૂ વહે છે: વખતે એક ઘારૂં હોયછે અને વખતે બે ચાર ઘારાં પણ હોયછે.

**ઉપાય**—અર્જુન વૃક્ષની છાલનો ઉકાળો ૧૨૯ કરેણનાં મૂળની લુબ્દિ ૧૮૩ ખર્પરનો ભૂકો ૧૯ ગેરૂનો ઉકાળો ૨૧ ગેરૂનો લેપ ૨૧ હીંગળો અને કાથાનો ઉકાળો ૧૦૪.

## ટાલ અથવા પલિત રોગ.

**નિદાન**—ઘણાક દીવસની માંદગીમાં વાળ ખરી પડે છે. તે શિવાય ઉપદંશને લઇને, તથા ઊંદરી થવાથી પણ વાળ ખરી પડે

છે. ગર્ભિણી સ્ત્રીને પણ અમૂક ભાગમાંથી વાળ ખરતા જાયછે. માથામાં ખોડો હોવાથી વાળના મૂળમાં કાંઈ સડો થવાને લીધે માથામાં ટાલ પડે છે. તે શિવાય કેટલાકને જન્મથીજ ઝગઝગાટ ટાલ હોય છે અને ત્યાં વાળ ઉગતા નથી.

**ઉપાય**—ચણોઠીના ભુકાનો લેપ ૨૪૦ પટોળ ૩૧૧ ભાંગરાનું તેલ ૩૩૩ મરીનો ભુકો ઘસવો ૩૪૪ ક્ષાર પદાર્થનો લેપ ૪૪૬.

## તણખીઓ.

**નિદાન**—તણખીયો એ કાંઈ પ્રમેહની પેઠે ચેપી રોગ નથી. ફક્ત બે ત્રણ દીવસ સુધી પેશાબમાં બળતરા થઈ મૂત્ર માર્ગમાંથી રસી ઝરેછે અને તે થોડા દીવસમાં બેસી જાય છે. બહુ ગરમ ચીજ ખાવાથી અને તડકે રખડવાથી આ રોગ થઈ આવેછે. ઉનવા, તણખીયો અને પ્રમેહ આ ત્રણે સંજ્ઞાઓ એક બીજાને અભાવે કેટલાક લોકો વાપરેછે પણ તેમના યથાર્થ અર્થમાં કેટલોક ફેર છે. ઉનવાથી ફક્ત પેશાબની અંદર બળતરા સમજાય છે. તણખીયાની પેઠે તેમાં મૂત્ર માર્ગના વરેમનાં કેટલાંક ચિન્હ થતાં નથી તેમ તે રોગની અંદર રસી ઝરતી નથી. તણખીયામાં પ્રમેહની પેઠે પેશાબમાં દાહ થાયછે અને રસી પડેછે પણ તેની પેઠે તે કાંઈ સખત અને ઝેરી રોગ નથી તેમજ પ્રમેહ થવાથી જેમ બીજી વિકૃતિઓ શરીરમાં ફુટી નીકળેછે તેમ તણખીયામાં થતું નથી. તણખીયો મટ્યો કે બધું દરદ તદન નાબુદ થાય છે. પ્રમેહ મટ્યા પછી તેની વિકૃતિઓ શરીરમાં રહી જાય છે. જે સંબંધ સાદી ચાંદીને ફુટી નીકળતી ચાંદી સાથે છે તેજ સંબંધ પ્રમેહ અને તણખીયાની વચ્ચે રહેલ છે; તણખીયો સાદી ચાંદીની પેઠે સ્વલ્પ દોષ યુક્ત દેખાય છે અને પ્રમેહ ફૂટી નીકળતી ચાંદીની માફક અનેક દોષથી ભરપૂર છે.

**ઉપાય**—ઓથમી જીરૂં ૧૫૪ કાળીપાટનું ચૂર્ણ ૧૯૮ ગળજીભી ૨૨૧ ગળોનો સ્વરસ ૨૨૫ ચણોઠીનાં પાન ૨૪૦ જવનું પાણી ૨૫૧ જેઠીમધ ૨૫૮ તાંદળજાની ભાજી ૨૭૫ ત્રિફળાનું ચૂર્ણ ૨૮૦ નિર્મળી ૩૦૭ પીતપાપડો ૨૧૪ બળદાણા ૩૧૯ બહુફળી ૩૨૦ બાવળનાં પાનનો રસ ૩૨૨ મંજીષ્ટાદિ કાઢો ૩૪૧ શતાવરી ૩૮૭ શીલાજીત ૭૧ શીવણ મૂળ ૩૮૮ સુરોખાર ૮૭.

## તમસ.

**નિદાન**—ચકરીમાં જુઓ.

**ઉપાય**—અંબર ૪૧૫ બદામનો આથો ૩૧૯.

## તાપોડીઆં.

**નિદાન**—ખોટી ગરમાઈને લીધે શરીરના જૂદા જૂદા ભાગમાં ગુમડાં ફૂટી નીકળે છે જે પાકે છે, ફૂટેછે, અને રસી નીકળી રૂઝાઈ જાય છે;ગુમડાંની પેઠે તેમાં પણ ચાક થાયછે જે નાનકડી ચણીયા બોર જેવડી હોય છે. ગુમડાની ચાક નાનકડી ચણી બોરેથી તે મોટી નાળીએર જેવડી હોયછે. ટૂંકામાં તાપોડીયાં એ નાનાં ગુમડાં છે. લોહી બગડવાથી આવાં ગુમડાં ઉપડી આવેછે અને થંડક કરવાથી તે મટી જાયછે.

**ઉપાય**—આમળાં ૧૪૭ આંમળાંનો મુરબો ૧૪૭ ઇન્દ્રવરણાનાં ફળ અને પાડ ૧૫૪ કાસાંજણ ૨૭ ગળજીભી ૨૨૧ ચ્યવન પ્રાશ્યા વલેહ ૧૪૭ ત્રિફળાનું ચૂર્ણ ૨૮૦ પરચુરણ શોધક દવાઓ (નં ૧) ૪૭૫ મંજીષ્ટાદિ લેપ તથા કાઢો ૩૪૧ રતાંજળીનો લેપ ૩૫૩ વાળાનો લેપ ૩૮૨ શીખંડ ૪૨૮.

## તાળવાનાં ધારાં.

**નિદાન**—મોઢાના બીજા ભાગની પેઠે તાળવામાં ધારાં પડે છે. ઉપદંશથી પણ તાળવામાં ધારાં પડે છે. ઉપદંશને લીધે તાળવાની અંદર ઘણાં સખ્ત ધારાં પડે છે અને તે ધીરે ધીરે ખવાતું જાય છે ને તેથી અવાજ પણ બગડી જાય છે.

**ઉપાય**—ફટકડીના કોગળા ૪૯ મોરથુથુ ૫૯ રસકપૂર ૬૬.

## તાળવી.

**નિદાન**—તાળવી એ ગર્ભાશયનું થોડું ઘણું બહાર આવવું છે; જ્યારે ગર્ભાશય શીથીલ થાય છે ત્યારે તે બહાર નીકળી આવવા સંભવ છે.

**ઉપાય**—ફટકડીની પીચકારી ૫૧.

## તૃષા.

**નિદાન**—તૃષા લાગવી એ જ્વરનું એક મુખ્ય ચિન્હછે. જ્યારે તાવ ચડે છે ત્યારે સખ્ત તૃષા લાગે છે. તે શિવાય કોલેરાના દરદીને અને મધુ પ્રમેહના દરદીને તૃષા ઘણી સખ્ત હોય છે અને તેઓ ગમે તેટલું પાણી પીએ તોપણ તેમની તૃષા છીપતી નથી. કેટલીક વખતે સખ્ત તૃષા

લાગવાની સાથે સખ્ત ઉલટી પણ હોય છે અને દરદી પાણી પીએ કે તરત ઉલટી વાટે કાઢી નાંખે છે.

ઉપાય—અનન્ત મૂળનો કવાથ ૧૧૭ અમ્લ દવાઓ ૪૩૪ આંબાનો મોર ૧૪૩ અમલીકા પાન તથા મન્થ ૧૪૦ આમળાનો સ્વરસ ૧૪૬ આમળાંનું હીમ (પાણી) ૧૪૬ આસોંદરાનો કવાથ ૧૪૯ ઇન્દ્રયવાદિ પ્રમથ્યા ૧૫૨ ઉત્કંટારો ૧૫૭ ઉનાબ ૧૫૮ ઉનાબનું હીમ ૧૫૮ ઓથમી જીરૂં ૧૫૪ કમળ કાકડી ૧૮૧ કાકડીનાં બીનું હીમ ૧૮૯ કાસ્મરીના ફળ ૩૮૮ કુમારીકા સવ ૨૦૭ ગળો ૨૨૪ ચણાનો ખાર ૨૩૮ ચતુઃસમવટી ૩૫૯ ચાંગેરીનો સ્વરસ ૨૪૧ જવનું પાણી ૨૫૧ જેઠીમધ ૨૫૯ ઝેરે ૨૫૯ તક મરીઆં ૨૬૭ તાંદળજો ૨૭૫ દાડમ ૨૮૫ દારૂ હળદરનું ફળ ૨૮૯ દ્રાક્ષ ૨૯૧ દ્રાક્ષાસવ ૨૯૧ ધમાસાનું હીમ ૨૯૮ ધાણા ૨૯૯ નાગકેશર ૩૦૩ નાગરમોથ ૩૦૩ નારંગી ૩૦૬ નારીએળનું પાણી ૩૦૫ પર્પટાદિ હીમ ૨૧૪ પાઠાદિ કવાથ ૧૯૩ પિત્ત શામક દવાઓ ૪૫૬ બીજોરૂં ૩૨૪ બીલીનું શરબત ૩૨૫ ભાંગ ૩૩૨ મરી ૩૪૩ મહુડાનું ફાન્ટ ૩૪૫ રતાંજળી ૩૫૩ રતાંજળીનું હીમ ૩૫૩ લીંબડો ૩૬૪ વાળો ૩૮૨ શેરડીનો રસ ૩૮૯ શ્રીખંડાદિ ચૂર્ણ ૨૪૭.

## તન્દ્રા.

નિદાન—આ એક વાત જન્ય ચિન્હ છે ને જે જે રોગમાં વાત ચિન્હ પ્રાધાન્ય થાય તેમાં તે રોગનાં ખાસ ચિન્હ સાથે દરદીને તંદ્રા રહે છે. તન્દ્રા હોવાથી દરદીની આંખો ઢાળેલી દેખાય છે. તે પોતાની આંખ ઉઘાડી બરાબર જોઈ શકતો નથી ને તે બેશુદ્ધ અને ઘેનમાં પડ્યો હોય તેમ દેખાય છે. વાતજ્વર, સંતત્જ્વર સન્નિપાતજ્વર તેમજ કોઈ પણ મર્મસ્થાનના તીક્ષ્ણ વરમની અંદર દરદીને તન્દ્રા હોય છે. કોલેરાની પાછળ અવસ્થામાં પણ દરદીને તન્દ્રા થાય છે. મર્મસ્થાનો શકિતહીન ન થઈ ગયાં હોય અને કેવળ તન્દ્રા હોય ત્યારે દરદીની જીંદગી વિષે સારી આશા રહે છે. મર્મસ્થાન ક્ષીણ થઈ જવાથી ને શકિત ઘટી ગયા પછી જે તન્દ્રા થાય છે તે અસાધ્ય છે. તે બેશુદ્ધિનું એક પૂર્વ રૂપ છે. શરીર પડી જાય તેવા જીર્ણ રોગની અંદર બેશુદ્ધિ પ્રથમ શરીરમાં તન્દ્રા રૂપે પેસારો કરે છે.

ઉપાય—અકલકરાનું ફાન્ટ ૧૦૭ અરણી ૧૩૨ આદુ ૧૩૯ કફઘ્ન દવાઓ ૪૪૩ કસ્તુરી ૪૧૭ કુબાની બોક ૨૦૩ તજ ૨૬૭ તજનું અંજન ૨૬૮ તુળશી ૨૭૧ પીંપર ઘુંટેલી ૩૧૪ ભારંગ્યાદિ કવાથ ૩૩૫ મરી

૩૪૩ મીઠી જારનાં મૂળનો ક્વાથ ૨૫૩ લવીંગ ૩૫૮ વછનાગ ૩૭૩ વજનો કાઢો ૩૭૫ સરગવાના બીજનું અંજન ૩૯૪ સુંઠ ૪૦૧ સોનાનો ઉકાળો ૯૨ હિંગૂલેશ્વર ૧૦૪ હિરણ્યગર્ભ ૯૨.

## ત્રુટ.

**નિદાન**—કેટલાંક માણસો ત્રુટ અને કળતર બન્ને એકજ ગણેછે પણ તેમના યથાર્થ અર્થમાં ફેર છે. કળતર એટલે પીંડી વિગેરે માંસના લોચાની અંદર ઝીણું ઝીણું દુખવું અને ત્રુટ એટલે પીંડી વિગેરે માંસના લોચાઓને લાગેલો થાક. ત્રુટ થવાથી માંસના લોચા ત્રુટી પડતા હોય એમ દેખાય છે અને તેથી તે વધારે કામ કરવાને માટે અશક્ત છે એમ જણાવી આપે છે. કળતર એ ફક્ત તે ભાગમાં થતો એક જાતનો ઝીણો ઝીણો દુખાવો છે.

**ઉપાય**—કાંકચ ૧૮૮ કોળાંપાક ૨૧૩ ગુંદ ૨૩૩ ચીકણા ૨૪૨ ઝેર કોચલાંની ફાકી ૨૬૨ ડાંભ દેવો ૪૫૩ ધાતુ પૌષ્ટિક દવાઓ ૪૧૫ મરી ૩૪૩ લોહ ૭૫ વછનાગનો ઘસારો ૨૬૩ વૃદ્ધ દંડ ચૂર્ણ ૨૩૬ સાલમ ૩૪૮.

## થેથર.

**નિદાન**—એ અમુક ભાગનું શીથીલ થઈ જઈ ચડી આવવું છે. પ્રત્યક્ષ રીતે સોજો થયા શિવાય કોઈ જીર્ણ વ્યાધિમાં ક્ષીણતાને લીધે અમુક ભાગ ફેફરેલ જેવો લાગે છે તેને થેથર કહે છે.

**ઉપાય**—અભ્રક ભસ્મ ૧૪ લોહ ૭૩ શોથઘ્ન દવાઓ ૪૭૨ સુંઠ ૪૦૧.

## દગ્ધ વ્રણ.

**નિદાન**—જ્યારે સારી પેઠે બળે છે ત્યારેજ વ્રણ થાયછે. સેજ અગ્નિ અડી જવાથી તે ભાગ લાલ ચોળ અને આળો થઈ જાયછે પણ તેથી કાંઈ વ્રણ પડતું નથી. આથી જો જરા વધારે અગ્નિની અસર થઈ હોય તો ત્યાં ફરફોલો ઉઠેછે, પાણી ભરાય છે ને તે ફુટી પાણી નીકળી જઈ આરામ થાય છે. એથી પણ વધારે જો અગ્નિની અસર થઈ હોયતો તેમાં વ્રણ પડેછે ને તે ભાગ સડી તેમાંથી રસી વિગેરે નીકળે છે. આ વખતે તેમાં દાહ થાયછે. જેમ ઝાઝો ભાગ બળી ગયો હોય અને ઘણો અગત્યનો ભાગ આવી ગયો હોય તેમ તે પ્રમાણે તેમાંથી સારૂં નરસું પરિણામ નીપજે છે. શરીરના બીજા બધા ભાગ કરતાં ચેહેરા ઉપ-

રનું બળવું વધારે ભયંકર છે. બળી જવાથી માણસના મગજને ઘણો સખ્ત ધક્કો પોહોચે છે. તેને શરીરમાંથી ધ્રુજ છુટે છે ને શરીર થંડું થઈ જાયછે. પાછળથી થોડા વખતમાં તેને આરામ થાયછે અને બળવાથી થએલ વ્રણના પ્રમાણમાં તેને ઝાઝી થોડી ઈજા રહેછે. તેને બે ચાર દીવસ તાવ આવેછે ને વખતે અંદરનાં મર્મસ્થાનનો વરમ થઇ દરદી ગુજરી જવાની ધાસ્તી રહેછે. જો આવું સખ્ત બળવું થયું હોય તો બળેલા ભાગમાં રસી થયા પછી તેમાંથી તન્દુરસ્ત અંકુર ફુટે છે ને ધીરે ધીરે રૂઝપર આવેછે. સાંધાવાળો ભાગ દાઝયો હોય ત્યારે રૂઝ આવતાં તે ભાગ વખતે ટુંકો થઈ જાયછે.

ઉપાય—અફીણ ૧૨૫ અળશીનું તેલ ૧૩૫ કળીચુનાનું પાણી ૮૧ ખપૅરનો ભૂકો ૧૯ ઘી લગાડવું ૪૨૧ બળેલું ટોપરૂં લગાડવું ૩૦૫ બાફેલું ગાજર ૨૨૬.

## દમ.

નિદાન—દમ એ છાતીનો એક તીક્ષણ રોગ છે. જ્યારે તે ઉપડે છે ત્યારે દરદીનો શ્વાસ ખૂબ ઘુંટાય છે ને તેને પોતાના બે હાથપર ભાર રાખી ઘણા જોસથી શ્વાસ લેવો પડેછે. તેનાથી સ્પષ્ટ પણે વાત ચીત થઈ શકતી નથી અને તેના શ્વાસનો અવાજ અડખે પડખે ઉભેલાં માણસ સાંભળી શકેછે. આવી રીતે દમ ખેંચતાં દરદીને એટલી બધી મેહેનત પડેછે કે તેના શરીરે પરસેવાનાં ટીપેટીપાં પડ્યા કરેછે. આ દમ સાધારણ રીતે રાત્રીના પાછલા પોહોરમાં ઉપડે છે. જે રાત્રીએ પાછલા પોહોરમાં દમ ઉપડવાનો હોય તે રાત્રીના આગલા પોહોરમાં દરદીને પુષ્કળ ઝોલાં આવેછે ને તે ચેનમાં હોય તેમ દેખાય છે તેમજ તેને પુષ્કળ પેશાબ છુટે છે. શ્વાસ નળીકાઓ કોઈ પણ કારણને લીધે સંકુચિત થાય છે ત્યારે હવા યોગ્ય પ્રમાણમાં જાઆવ કરી શકતી નથી, જેથી પુરતી હવાની આવ જાવ કરવાને માટે શ્વાસ નળીકાઓને વધારે જોસથી કામ કરવાને ફરજ પડેછે. જેને આપણે દમ કહીએ છીએ તે દમ મુદતે ઉપડેછે અને તે કેટલાક કુટુંબમાં પેઢી ઉતાર ચાલ્યો આવેછે. ખાંડ ખટાણ ખાવાથી તેમજ શરદી લાગવાથી દમ ઉપડી આવવા સંભવછે.

ઉપાય—અરડુશીનો કાઢો ૧૩૧ અરીઠાં ૧૩૩ અર્કઅહિફેનાદિ ગુટીકા ૧૩૭ અપામાર્ગક્ષાર ૧૧૧ અફીણ ૧૨૬ આકડાનું ચૂર્ણ ૧૩૭ કાસક

## દાંતના રોગ.

**નિદાન**—દાંતમાં ઘણા રોગ થાયછે. દાંત ઉપર બેરી જામેછે અગર તેમાં શૂળ નિકળતું હોયછે; વખતે ત્યાં કોતર પડેછે, તે ઢીલા થઈ જાયછે અગર તેનાં પીઢાંમાંથી લોહી નીકળેછે. બેરી એ દાંત ઉપર થતો એક જાતનો કાંકરીના જેવો જમાવછે. અજીર્ણના રોગીને તેમજ મળાવરોધના રોગીને દાંત ઉપર બેરી વિશેષે કરીને જામી જાયછે. જે દાંત ઉપયોગમાં નથી આવતા તે ઉપર બેરી વિશેષ જામે છે. કોઇ પણ બાજૂનો દાંત દુખવાથી તે ભાગે અનાજ ચાવી શકાતું નથી ત્યારે ત્યાં બેરી જામી જાયછે. તરત જામેલી બેરી પોચી ભુંખરા પીળા રંગની હોયછે. લાંબા દીવસની જામેલી બેરી કઠણ અને વધારે કાળા રંગની થાયછે. બેરી અવાળુની કોર ઉપરથી જામવા લાગેછે. તેથી દાંતનાં પેઢાં ધીરે ધીરે પોચાં પડતાં જાયછે અને તેમાંથી લોહી નીકળે છે.

દંતશૂળ એટલે દાંતનું દુખવું. નબળાઈ, શરદી, મેલેરીયા વિગેરે જે જે કારણોને લઇને શરીરના જૂદા જૂદા ભાગમાંથી શૂળ નીકળે છે તેજ કારણોને લઇને દાંતમાંથી પણ શૂળ નીકળે છે. તે શિવાય ગર્ભાધાન સમયમાં

પણ દાંતમાંથી શૂળ નિકળવા સંભવ છે. દાંતના અને જડબાના કેટલાક રોગમાં દાંત દુખેછે.જ્યારે દાંત ઢીલા પડી ગયા હોયછે ત્યારે,તેમજ તેમાં કોતર પડવાથી દાંત દુખ્યા કરેછે.દાંતના કોતરની કોર ઉપર કાંઈ પણ કઠણ ચીજ અડવાથી એકદમ ચસ્કો નીકળી જાયછે. અનાજ લીધા પછી મોઢું બરાબર સાફ કરવામાં ન આવે તો તેમાં અનાજનો ભાગ કેટલોક રહી જાયછે જેથી કરીને તે દાંત સડવા લાગેછે. કેટલીક વખતે દાંત પડએથી સડેછે પણ બહુધા તે ઉપરથીજ સડેછે અને ઊંડો ખાડો થઇ જાય છે. દાંતમાં કોતર પડવાથી ઘણીજ સખ્ત વ્યાધિ થાયછે અને વખતે આખું જડબું દુખેછે. વૃદ્ધાવસ્થામાં દાંતની આસપાસના બંધન શિથીલ થઈ જવાથી દાંત ઢીલા પડી જાયછે અને તે હાલે છે. ગરમાઇને લઇને તે-ના અવાળુમાં કેટલાક રોગ થાયછે જેથી તેમાંથી લોહી નીકળ્યા કરેછે અને તેથી દાંતને પણ ઇજા થાયછે.

ઉપાય—અકલ કરો ૧૦૭ અફીણ ૧૨૭ અમ્લ દવાઓ ૪૩૫ આદુના રસનું ટીપું (સાકું અગર સિંધાલુણ સાથે તેલમાં કકડાવેલ) ૧૩૫ કપૂર ૧૭૯ કાયફળવાળું મંજન ૧૯૪ જાયફળનાં તેલનું ટીપું ૨૫૩ ટંકણનું મંજન ૨૯ તજના તેલનું ટીપું ૨૬૮ તમાકુ ઘસવી ૨૭૨ તમાકુની ડાંડલી ચાવવી ૨૭૨ તુળશી ૨૭૭ ધતુરાનાં બીજની ગોળી ૨૯૬ નાગકેશરની લુબ્દી ૩૦૩ બીલનું શરબત ૩૨૫ ભોરગણીનાં બીની ધુંવાડી ૩૩૯ મોરથુથુ વાળું મંજન ૬૦ રસ કપૂર ૬૪ લવીંગના તેલનું ટીપું ૩૫૮ લુણીના રસમાં બોળેલું પુંબડું દાંતમાં રાખવું ૩૬૮ લોદરના ઉકાળાના કોગળા કરવા ૩૬૮ લોદરનું મંજન ૩૬૮ વડનું દાતણ ૩૭૬ શરગવાનો ગુંદ રાખવો ૩૯૩ સુરોખાર ૮૮ હીંગનો કટકો દાંતમાં રાખવો ૪૧૧ હીંગળો ૧૦૩ હીરાબોળવાળું મંજન ૪૧૩

## દાઝ.

નિદાન--દાઝ ઘણું કરીને ઉપલા જડબાના ભાગમાં પડેછે અને તે ભાગની ચામડી કાળી પડી જાયછે. બહુ દુઃખ સહન કરવાવાળા માણસને તેમજ માનસીક ઉપાધિવાળાને દાઝ બહુ પડેછે.

ઉપાય—કોળું ૨૧૨ ચંદ્રપ્રભા ગુટિકા ૭૮ મંજીષ્ટાદિ લેપ ૩૪૧.

## દાદર.

દાદર શરીરના ગમે તે ભાગમાં થાયછે અને શરમીઆમાં તેનાં

ગોળ રાતા રંગના ચકરડાં જણાય છે. આમાં ચેળ બહુ આવેછે અને ખંજોળવાથી વખતે થોડું ઘણું લોહી પણ નીકળે છે. કેટલીક વખતે દાદર પાકેછે અને ત્યારે તેમાં બળતરા થાયછે જે ભીંગડાં ઉખડી ગયા પછી શાન્ત થાયછે. ઘણા વખતની જુની દાદર કાળી પડી જાયછે. દાદર બહુ કરીને કમરના ભાગમાં, બગલના ભાગમાં, અગર સાથળના મૂળમાં જ્યાં પરશેવો ભરાઈ રહેવાનો વધારે સંભવ છે ત્યાં મળી આવેછે. જરા ખંજોળવાથી તે ઉપરથી ઝીણી ફોતરી ઉખડી પડેછે. ખોરાકની સાથે દાદરને ઘણો સંબંધ રહેલો છે. બહુજ ખાટો અને બહુજ ગરમ પદાર્થ ખાવા વાળાને તેમજ મલીન માણસને આ દરદ બહુ થાયછે.

**ઉપાય**—આંબાની છાલની લાખ ૧૪૨ કપીલો ૧૭૫ કપૂર ૧૭૮ કરવીરાદિ તૈલ ૧૮૩ કરંજનું તૈલ ૧૮૪ કાળીજીરી ૧૯૬ કાળીજીરીનો લેપ ૧૯૬ કીલનો મલમ ૨૦૨ કુંવાડીઆનાં બી ૨૦૪ કૃષ્ણજીરકાદિ લેપ ૨૫૭ ખાખરના બીના ભૂકાનો લેપ ૨૧૫ ગંધકનો લેપ ૨૪ ગાજરના બીનો લેપ ૨૨૬ ગૌમૂત્રમાં ઘસી લગાડેલો લેપ ૪૦૯ ટંકણ ૩૦ ધમાસાના પાણી વડે સ્નાન ૨૯૭ ફટકડીનું પાણી ૫૧ બૃહત્ સોમરાજી તૈલ ૧૯૬ મનઃશીલ ૫૩ મંજીષ્ટાદિ ક્વાથ ૩૪૦ મોરથુથુ ૫૮ લીંબડાના પાણીના ઉકાળાવડે સ્નાન૩૬૫ લીંબુ ૩૬૭ વીડંગાદિ લેપ ૩૮૧ સીંદોરનો અને હરતાળનો લેપ ૧૮૧ સોનામુખી ૪૦૫ હીંગળાનો લેપ ૧૦૪.

## દાહ.

**નિદાન**—દાહ અને બળતરા એ બન્ને એકજ છે. આ એક જાતનો પિત્તનો પ્રકોપ છે અને દાહ થતા શરીરમાંનું લોહી બગડેલું હોયછે. દાહ શરીરના જુદા જુદા ભાગમાં થાય છે. હાથ પગનાં તળામાં, કપાળમાં, શરીરના ગમે તે ભાગમાં અને મળમૂત્રાદિકના માર્ગ વગેરેમાં પણ દાહ થાય છે. જે ભાગમાં વરમ અગર પાક થાયછે ત્યાં પણ દાહ થવા સંભવ છે. વાતરક્ત, કુષ્ટ અને વિચર્ચિકા વિગેરે ત્વક્ દોષમાં શરીરના અમૂક ભાગમાં દાહ થયા કરેછે. કેટલીક જાતના જ્વરની અંદર તેમજ જખમ થયા પછી તે જખમમાં તેમજ બીલામું વિગેરે કોઈ દંભક ચીજ અડવાથી તેમજ અગ્નિએ બળવાથી પણ દાહ થાય છે.

**ઉપાય**—અંકોલ ૧૬૮ આસોંદરાનો ક્વાથ ૧૪૯ ઇંડાનોરસ ૪૧૪ ઉંદરકાનીનો રસ ૧૫૮ ઉંદરકાનીના પાનનો લેપ ૧૫૮ કડવીનઇનો લેપ

૧૬૯ કમળ કેસરનો લેપ ૧૮૧ કમળના પાનની શય્યા ૧૮૧ કળી ચુનાનું પાણી ૮૧ કેરીનો મુરબ્બો ૧૪૩ કોળું ૨૧૨ ખપરનો ભૂકો ૧૯ ગળજીભી ૨૨૧ ગળોનો સ્વરસ ૨૨૫ ગળો ૨૨૪ ગુલકંદ ૨૩૫ ગોક્ષુરાદિ કાઢો ૨૩૫ ચણકબાબ ૨૩૭ ચંદનાદિ ચૂર્ણનો લેપ ૨૪૮ ચણાનો ખાર ૨૩૮ જવનું પાણી ૨૫૧ તકમરીઆં ૨૬૭ તાંદળજાની ભાજી ૨૭૪- ૨૭૫ ત્રિફળાનું ચૂર્ણ ૨૮૦ દહિં ૪૨૮ દાડમ ૨૮૫ દ્રાક્ષ ૨૮૧ ધાણા ૨૯૯ ધોળી મુશળીનો લુવાબ ( પેશાબના દાહને ) ૩૪૮ નવસારનાં પોતાં ૩૭ નાગકેસર ૩૦૩ નારંગી ૩૦૬ નાળીએરનું પાણી ૩૦૫ પર્પટાદિ હીમ ૨૧૪ પવિત્ર ચૂર્ણ ૪૮૫ પાતાળ ગરૂડી ૩૧૨ પિત્તશામક દવાઓ ૪૫૬ બળદાણા ૩૧૯ બહુફળી ૩૨૦ બીલાંનુ શરબત ૩૨૫ બીજોરાંનો રસ ૩૨૪ બેહડાના મીંજનો લેપ ૩૨૬ ભાંગ ૩૩૨ મૂત્રલ દવાઓ ૪૬૩ મંજીષ્ઠાદિ લેપ ૩૪૧ મહુડાંનુ ફાંટ ૩૪૫ માયફળનો મલમ (અર્શના મસા ઉપર) ૩૪૫.

## ધનુર.

નિદાન—ધનુર એ તીક્ષ્ણ આક્ષેપવાળો મહા ભયંકર વ્યાધિ છે. શરૂઆતમાં ડોક થોડી થોડી દુખેછે પણ પાછળથી જડબાના, મોઢાના અને આખા શરીરના સ્નાયુ ખેંચાય છે. જડબાના અને મોઢાના સ્નાયુ ખેંચાયાથી જડબું બંધ થઈ જાયછે અને તે બીલકુલ ઉઘડતું નથી. જ્યારે આક્ષેપનું જોર કમી થાયછે ત્યારે સ્નાયુ ઢીલા થાયછે. આક્ષેપને લઈને દરદી તીરકામઠાંની પેઠે વળી જાયછે. કેટલીક વખતે તે પેટની તરફ કમાનની પેઠે વળેછે અને કેટલીક વખતે તે બરડાની તરફ તીરકામઠાંની પેઠે વળે છે અને કેટલીક વખતે તે પડખેથી આડત્રાંસ બની જાય છે. આ રોગમાં આખા શરીરના સ્નાયુને બેહદ જોસ મળે છે. તેની જીભ દાંત વચ્ચે આવી જવાથી તુટી જવાની ઘણી ધાસ્તી રહે છે, તેમજ શ્વાસ નળીકાનું રૂંધન થવાથી શ્વાસ લેવાઈ શકાતો નથી અને તેથી દરદી વખતે એકદમ ગુજરી જાય છે. આ ઘણોજ સખ્ત વ્યાધિ છે અને તે પૂર્ણ જોસમાં ઉપડે તો બે કલાકથી બે દીવસની અંદર મૃત્યુ કરાવેછે. જખમવાળા દરદીને ઉપડેલું ધનુર ઘણુંજ ભયંકર છે. ધનુરનાં જેવાં ચિન્હ ઝેરકુચલાની ઝેરી અસરથી પણ થાયછે. તેમનો યથાર્થ ભેદ સમજવાને માટે ઝેર કૂચલાનો વિષય જુઓ.

ઉપાય—અફીણ ૧૨૫ અંબર ૪૧૫ કસ્તુરી ૪૧૭ કીર્દમાન ૨૦૦ ખુરાસાની અજમો ૨૧૬ ટંકણ ફુલાવેલો ૨૯ તમાકુની લુગ્દી ૨૭૧ દશ-

મૂળાદિ ક્વાથ ૨૮૩ પીંપર ૩૧૫ ભાંગ ૩૩૧ સ્નાયુ શૈથીલ્યકૃત્ દવાઓ ૪૭૭.

## ધાતુ ક્ષીણતા અથવા ધાતુક્ષય.

**નિદાન**—અત્યંત રતિવિલાસ કરવાથી, વીર્યસ્ત્રાવના દરદથી તેમજ હસ્તક્રિયાથી અગર બીજી કોઈ રીતે જ્યારે વીર્યનો બહુ ગેર ઉપયોગ થાયછે ત્યારે ધાતુ ક્ષીણ પડી જાયછે. તેથી શરીર નબળું થઈ જાય છે અને શરીર નબળું થવાથી જે રોગ થવા જોઇએ તે બધા રોગ ધાતુક્ષીણ માણસને થાય છે. ગમે તે કારણથી નબળાઇ થાય ત્યારે શરીરમાં ધાતુની ઉત્પતિ ઓછી થાય છે અને તેથી ધાતુક્ષય થયાનાં જેવાં ચિન્હ જણાય છે. શરીરમાં ત્રુટ થાય છે, કમર દુખેછે, ચેહેરો ફીકો અને ઝોલાં ખાતો રહે છે અને તેનામાં કાંઈપણ કામ કરવાની તાકાદ હોતી નથી.

**ઉપાય**—ઓથમીજીરૂં ૧૫૪ ગુંદ ૨૩૩ ધાતુ પૌષ્ટિક દવાઓ ૪૫૫ પીંપરીમૂળના ગંઠોડા ૩૧૬ પૂર્ણ ચંદ્રોદય ૪૫ બહુફળી ૩૨૦ મોતી ૫૫ સુલોચનાભ્ર ૧૪.

## ધૂમદર્શી.

**નિદાન**—આ રોગમાં આંખ આડા ધુમાડાના ગોટે ગોટા દેખાયછે. ઝામરના દરદીને આંખ આડા ધુંવાડા દેખાવાથી તેને દરેક ચીજ ઝાંખી દેખાયછે અને માથે ધુમાડો લાગ્યો હોય એમ તેને લાગેછે. વધારે શ્રમ આપવાથી પણ આંખ આડા ધુમાડાના ગોટા થતા હોય એમ જણાય છે.

**ઉપાય**—આંમળાનું હીમ છાંટવું ૧૪૮ ખર્પરે અંજન ૧૯ ત્રિફળાનું ચૂર્ણ ૨૮૦ ત્રિફળાનું હીમ છાંટવું ૨૮૧ રસકેશ્વર ૧૯ સુરમો ૮૬.

## ધૂળ ખાવી.

**નિદાન**—નાનાં બચ્ચાંઓને ધૂળ ખાવાની બહુ ટેવ હોય છે. ધૂળ ખાવાથી તેમનું પેટ મોટું થઇ જાય છે અને વખતો વખત પેટ ચડી આવે છે તથા ઝાડો સાફ ઉતરતો નથી. પેટ કઠણ તથા તેમાં મળની ગ્રંથી બંધાએલી માલમ પડી આવે છે. તેનો ચેહેરો ફીકો અને પાંડુ રોગીના જેવો દેખાય છે અને તેના હાથ પગ ગળી ગયેલ જેવા હોય છે ને તેનો બાંધો બહુ વધી શકતો નથી અને દુબળો અને ગળી ગયેલ જેવો રહે છે.

**ઉપાય**—બોદાર વિરેચન ૫૧ ભજીત ૧૭૪.

## નજળો.

**નિદાન**—નજળો શરદી લાગવાથી અગર સંધિવાને સહાયભૂત થઈ પડે એવાં કેટલાંક કારણોને લઇને રાત્રીમાં એકદમ ઉપડી આવેછે. તેથી પગના અંગુઠામાં સખ્ત બળતરા થાય છે અને તે સોજી જાય છે તથા દુખ્યા કરેછે. તેથી દરદીને તાવ આવે છે, થંડી છૂટે છે અને ઝાડો કબજ થઇ જાય છે. અંગુઠાની અંદરની પીડા ઘણીજ ત્રાસદ્દાસદાયક છે અને તે એક જાતનો અંગુઠામાં થતો તીક્ષ્ણ સંધિવા છે. થોડા ઘણા દીવસમાં આરામ થયા બાદ તે અચાનક પાછો ફરીને ઉપડી આવે છે. બહુ દારૂ પીવા વાળાને, તથા અત્યંત મસાલાદાર ખોરાક લેવાવાળાને આ રોગ થવા ઘણોજ સંભવ છે. વળી આ રોગ વંશપરંપરા ઉતરે તેવો છે.

**ઉપાય**—એરંડમૂળ ને એરંડીનું તેલ ૧૬૪ ઓથમીજીરાંની પોટીસ ૧૫૫ કેરડાંની પાડનો ક્વાથ ૨૦૮ ગુગળ ૨૨૮ ચોરફળ ૨૭૮ જ્વરઘ્નિ ગુ-ટીકા ૧૫૩ વછનાગ ૩૭૨.

## નપુંસકપણું.

**નિદાન**—નપુંસકપણું એટલે સુરતશ્રમ કરવાની અશક્તિ. માનસીક ગ-મગીનીથી, ચિંતાથી, ભયથી અને સ્ત્રી પ્રત્યેના કંટાળાને લઇને પણ પુ-રૂષની સુરતશકિત તે પ્રસંગને માટે દાબમાં રહી જાય છે અને તે સંપૂર્ણ હોવા છતાં અમૂક પ્રસંગને માટે તે ન હોય તેમ દેખાય છે. બાદ અત્યંત વિષય જીજ્ઞાસા તૃપ્ત કરવાથી, હસ્તક્રિયાની ખરાબ ટેવથી, પ્રમેહ અને વીર્યસ્ત્રાવના દરદથી પુરૂષની જનનેંદ્રીયની જાગૃત શક્તિ કમી થઈ જાય છે અગર તેની ધાતુ ક્ષીણ થઇ જાય છે. આથી પણ પુરૂષ સુરતશ્રમ કરવાને માટે અશકત થઈ જાય છે. પ્રથમ દર્શાવેલ માનસીક કારણોના કરતાં આવ્યાધિજનિત નપુંસકપણું મટવું વધારે મુશ્કીલ છે. કેટલાક પુરૂષોની અંદર વીર્યનો અભાવ હોવાથી તેમને નપુંસકપણું પ્રાપ્ત થાયછે જે અસાધ્ય છે. તે શિવાય તમામ જાતની નબળાઇને લઇને સુરત શ્રમ કરવાની શક્તિ ઓછી થવા સંભવ રહે છે.

**ઉપાય**—અણોડીનો પાક ૨૪૦ ચંદ્રોદય ૯૨ ધાતુ પૌષ્ટિક દવાઓ ૪૫૫ મૃગાંક ૯૨ લોહ ૭૪ વસંત કુસુમાકરરસ ૪૭ શીલાજીત ૭૮ સોનું ૯૨ સાલમપાક ૩૯૮.

## નબળાઈ.

**નિદાન**—જ્યારે શરીરને યોગ્ય પોષણ નથી મળતું ત્યારે તે કમકોવત

થાયછે તેમજ યોગ્ય મહેનતનો અભાવ, અત્યંત ચિંતાતુરપણું, પાંડુ, ક્ષય, રક્તપિત્ત, મૂત્રપિંડનો કોઈ જીર્ણ વ્યાધિ, હૃદ્રોગ અને વીર્યસ્ત્રાવ વિગેરે દરદો શરીરને ખાસ માંદુ કર્યા શિવાય કમકોવત કરી નાખેછે તેમજ દરેક જાતની માંદગી પછી શરીર સાધારણ રીતે કમકોવત થઇ જાયછે.

ઉપાય—અભ્રક ભસ્મ ૧૪ અરડુશો ૧૩૧ અંબર ૪૧૫ આસંધ ૧૫૦ એખરો ૧૬૧ કરીઆતુ ૧૮૨ કવચાં ૧૮૬ કટુપૌષ્ટિક દવાઓ ૪૪૨ કલંબાની ચા ૧૮૫ કોળાંપાક ૨૧૭ ગળો ૨૨૪ ગળોનું સત્વ ૨૨૫ ગુંદ ૨૩૩ ગોખરૂ ૨૩૬ ઘી ૪૨૦ ચણોઠીનો પાક ૨૪૦ ચિન્તામણી ચતુર્મુખ ૪૫ જઠરને પુષ્ટિ આપનારી દવા ૪૬૨ ઝેર કુચલાની ફાકી ૨૬૧ દુધ ૪૨૬ ધાતુપૌષ્ટિક દવાઓ ૪૫૫ધોળી મુશળી ૩૪૮ પીંપર ૩૧૪ પીંપરીમુળના ગંઠોડા ૩૧૬ પૌષ્ટિક દવાઓ (ન.૨) ૪૭૫ બહુફળી ૩૨૦ મોરથુથુ ૫૭ રસસીંદુર ૪૫ રૌપ્ય ભસ્મ ૬૫ લીંમડો ૩૬૪ લોહભસ્મ ૭૨ વર્દ્ધમાન પીંપળી ૩૧૪ શતાવરીનું ઘી ૩૨૭ શાલમપાક ૩૫૮ શીલાજીત ૭૮ શોથઘ્ન દવાઓ ૪૭૨ હીરાકશી ૧૦૫.

## નસકોરી ફુટવી.

નિદાન—કપાળ અને નાક ઉપર લાગવાથી તેમજ મગજને સખત ઇજા થવાથી પણ નાકમાંથી લોહી નીકળે છે. નાનાંબચ્ચાંઓને કોઈ પણ જાતના દૃશ્ય રોગ શિવાય અમસ્તુ નાકમાંથી લોહી નીકળે છે. હૃદ્રોગ તથા મૂત્રપીંડના રોગવાળા દરદીને નાકમાંથી લોહીનું પડવું બહુ દુખદાયક ચિન્હ છે. પિત્તાધિક્ય પ્રકૃતિવાળા મનુષ્યોને નસ્કોરી બહુ ફુટે છે. ઉપદંશને લઇને નાકની અંદર એક જાતનો સડો થાય છે તેથી કરીને પણ નાકમાંથી વખતો વખત લોહી નીકળવા સંભવ છે.

ઉપાય—આંબાની ગોટલીના સ્વરસનું નસ્ય ૧૪૨ કેશર ૨૦૯ ગળોનો સ્વરસ ૨૨૫ તમાકુ સુંઘવી ૭૧ દાડમનાં ફુલના રસનું ટીપું ૨૮૫ ફટકડીની પીચકારી ૪૬ બદામના મગજનું નસ્ય ૩૧૮ મોરથુથુની પીચકારી ૫૭ મોટી હરડે ૪૦૯ સ્તંભન દવાની પીચકારી ૪૪૮.

## નષ્ટાર્તવ.

નિદાન—અનાર્તવ જૂઓ.

ઉપાય—અરીઠાંની છાલની સોગઠી ૧૩૩ કન્યા ૨૦૭ કોહોળું ૨૧૩ ગુંદનો પાક ૨૩૨ ટંકણ ૨૮ શતાબનાં પાનનો સ્વરસ ૩૮૬.

## નાસૂર.

નિદાન—જ્યારે ગુમડું ભરનીંગળ થાય છે તથા ભરાય અને ફુટે છે ત્યારે તેનો છેદ બહુ સાંકડો થઇ જાય છે. આનો જખમ ઘણો ઉંડો અને સાંકડો હોય છે જેને નાસૂર અથવા નાળ કહેછે. ભરનીંગળ ગુમડામાં અને નાસૂરમાં એટલોજ ફેર છેકે ભરનીંગળ ગુમડું મોટું, છીંછરૂં અને પહોળા મોઢાવાળું હોય છે. નાસૂર લાંબું, ઉંડું અને સાંકડા મોઢાવાળું હોય છે. ભરનીંગળ ગુમડામાંથી રસી નીકળે છે અને નાસૂર (નાળ)માંથી ચીકણું પાણી ઝરે છે.

ઉપાય—આંમળાં ૧૪૭ નગોડનું સિદ્ધ કરેલ તેલ ૩૦૧ પારસ પીંપળાના ડોડવાનો રસ ૩૧૨ યોગરાજ ગુગળ ૨૩૦ હીરાબોળનો મલમ ૪૧૩.

## પશ્ચાદ્વેણ.

નિદાન—જણ્યા પછી ઓરનો ભાગ અંદર રહી જવાથી સ્ત્રીને વખતો વખત વેણ આવે છે અને તેમાં કુદરતનો હેતુ અંદર રહેલા પદાર્થને બહાર કાઢવાનો છે. કેટલીક વખતે આપશ્ચાદ્વેણ ઘણુંજ ભયંકર રૂપ ધારણ કરે છે.

ઉપાય—કલોંજી જીરૂ ૨૫૭.

## પક્ષાઘાત.

નિદાન—અર્ધાંગ અને અર્દિતની જાતનો આ એક વાતવ્યાધિ છે અને તથી શરીરનું એક પડખું શક્તિહીન થઇ જાયછે. એક બાજુ પરનાં હાથ, પગ, અને પડખાં પોતાનું કામ બીલકુલ કરી શકતાં નથી. તેનો હાથ નિર્માલ્ય થઈ જાયછે ને તે કોઈ પણ ચીજ પકડી શકતો નથી તેમજ તે પોતાનો હાથ બરાબર ઉંચો કરી શકતો નથી. ચાલવામાં પણ તેને કેટલીક અડચણ પડે છે. તેનો પગ શકિતહીન થઈ જવાથી બરાબર ઉપડી શકતો નથી. ચાલતાં ચાલતાં અંગુઠો પગ નીચે આવી જાય છે અને તે પોતાનો પગ ઘસડતો ચાલે છે. પક્ષાઘાતની સાથે વખતે અર્દિત પણ મળેલો હોય છે. આ દરદ અચાનક ઉપડે છે અને રાત્રીમાં ઘણું કરીને દરદી ઉઠેલો હોયછે ત્યારે તે એકદમ પડી જાય છે, ઝાડો પેશાબ વિગેરે નીકળી જાયછે અને તેને કોઈ પણ જાતનું ભાન હોતું નથી. આવા તીક્ષ્ણ રૂપમાં દરદી કેટલીક વખતે ગુજરી જાય છે પણ જો તે તેમાંથી

હયાત રહેતો જીંદગી પર્યંત દુખી જીવતર ભોગવવું પડે છે. જો નાની ઉમરમાં આ રોગ ઉપડ્યો હોય તો વખતે દરદીને સારૂં થઈ જાય છે. વૃદ્ધાવસ્થામાં થયેલું આ દુઃખ ઘણુંજ ભયંકર છે.

ઉપાય—અડદ ૧૧૪ કવચાં ૧૮૭ કુબ્જપ્રસારણી તેલ ૩૧૭ ગોકલ ગાયનું ચૂર્ણ ૪૨૮ બ્રાહ્મી ૩૨૯ મગજને પુષ્ટિ આપનાર દવાઓ ૪૬૧ માલકાંકણાની ગોળી ૩૪૬ રાસ્ના પંચક ૩૫૬ લોહ ૭૪ વરધારાદિ ચૂર્ણ ૩૭૯ વાતઘ્ન દવાઓ ૪૭૦ સમીરગજ કેશરીરસ ૨૬૧ સાલમ ૩૯૮ સ્વલ્પરસોનપિંડ ૩૬૦ શતાવરીનું તેલ ૩૮૭ હરતાળ ૧૦૦.

## પાકવું અગર પાક.

નિદાન—આ એક ખાસ રોગ નહી હોતાં તે કેટલાક રોગનું એક ચિન્હ છે. વાત વ્યાધિ શિવાય જે રોગો તીક્ષ્ણ દાહરૂપે દેખાય છે તેમાં શરીરના કોઇ પણ ભાગમાં અચૂક પાક થયેલો હોય છે. આ પ્રમાણે જ્વરમાં તથા ફેફસાંનાં, આંતરડાનાં અને મગજના વરમમાં તેમજ શરીરના ગમે તે મર્મસ્થાનમાં અગર બહાર ચામડીના ભાગમાં વરમ થાય છે ત્યારે ત્યાં પાકનાં ચિન્હ જણાય છે. પાક થવાથી તે ભાગમાં લોહીનો જમાવ થાય છે, ત્યાં થોડો ઘણો સોજો હોય છે અને તે ઠેકાણે હમેશાં પીડા થયા કરેછે. પાક થવાથી હમેશાં દરદીને જ્વર ચડી આવે છે.

ઉપાય—અફીણના ડોડવાનો શેક ૧૨૮ અળસીની પોટીસ ૧૩૪ એરંડબીજની લોપરી ૧૬૪ નવસારનાં પોતાં ૩૬.

## પાઠું.

નિદાન—એ એક જાતનો તીક્ષ્ણ ત્વક્દોષ છે જેને લઇને તે ભાગ સોજી આવે છે, તેમાં બહુજ તીક્ષ્ણ દુખાવો થાય છે અને તે પાકી રસી થઈ અનેક છીદ્રોથી ફૂટે છે તથા તેમાંથી સડેલો ડુચો નીકળી આવી તે ઠેકાણે મોટી ખાડ પડી જાય છે. ગડની અંદર ફક્ત એક મૂખ થાયછે ને તેમાંથી પરૂ નીકળી જઈ આરામ થાય છે તથા અંદરથી રૂઝ આવી તેનું મોઢું બંધ થઈ જાય છે પણ પાઠાંની અંદર એટલું બધું સામટું પરૂ નહી નીકળતાં સડેલા માંસના ડુચાજ નીકળે છે.

ઉપાય—અફીણ ૧૨૫ શેશગુંદરની આગળી ૧૫૬.

## પાન્ડુરોગ.

નિદાન—પાંડુરોગની અંદર લોહીના રક્ત કણ બહુજ ઘટી ગયેલાં

હોયછે અને તેથી આખું શરીર ફીકું થઇ જાય છે. તેનો ચેહેરો ફીકો અને શિથીળ દેખાય છે તેમજ પાંપણની અંદરના તથા હોઠની અંદરના ભાગમાં તથા જીભના ભાગમાં પણ બીલકુલ રતાશ હોતી નથી. ધૂળ ખાવાવાળા બાળકોને તેમજ અતિ સાર, સંગ્રહણી, રક્તપિત્ત તથા જ્વર પીડિત દરદીઓ પણ પાંડુ વર્ણના દેખાય છે. ખરેખરા પાંડુરોગીને કાંતો હૃદ્રોગ અગર યકૃત્નો જીર્ણ વ્યાધિ હોયછે. તેથી સ્ત્રીને પ્રદર, અનાર્તવ વિગેરે જણાય છે. તેનું શરીર સાવ ફીકું દેખાયછે અને તે ઉપર લીલી નસો તરી રહેછે.

**ઉપાય**—કોહોળાંપાક ૨૧૩ ખંડામલકી ૧૪૬ ગળોનો સત્વ ૨૨૫ ચ્યવનપ્રાશ્યાવલેહ ૧૪૬ જસત ભસ્મ ૨૬ ધાત્રીલોહ ૧૪૬ ૧૪૭ પથ્યાદિ ગુડ ૪૧૦ પીંપરીમૂળના ગંઠોડા ૩૧૬ પૌષ્ટિક શોધક દવાઓ (નાં-૨) ૪૭૫ બંગ ભસ્મ ૧૭ બૃહત્ પંચમૂળનો ક્વાથ ૨૮૩ રૌપ્ય ભસ્મ ૬૫ રૌપ્યમાક્ષીક ૬૬ લોહ અને તામ્રનો સંયોગ ૩૩ લોહ ૭૨ વર્દ્ધમાન પીંપળી ૩૧૪ શતાવરીનું ઘી ૩૮૭ સુવર્ણમાક્ષિક ભસ્મ ૮૯ હીરાકશી ૧૦૫.

## પાદદારી અથવા વ્યાફાટવી.

**નિદાન**—જે માણસોને પગે ઘણી મજલ કરવી પડેછે તેમના પગો રૂક્ષ થઈ જવાથી તેમાં ચીરા પડેછે. આથી દરદીને ઘણીજ પીડા થાય છે. આ દરદને આપણા દેશમાં વ્યાફાટવી કહેછે.

**ઉપાય**—આંમળા ૧૪૭ કાંટાશેળીયાનાં પાનનો સ્વરસ ચોપડવો ૧૯૨ કાસાંજણ ૨૭ કોકમનું તેલ ૨૦૯ ગુલકંદ ૨૩૫ ત્રિફળાનું ચૂર્ણ ૨૮૦ મેંદીનાં પાનનો લેપ ૩૫૧ રાળનો મલમ ૩૫૭ વડના છીરનો લેપ ૩૭૬.

## પારીગર્ભિક રોગ.

**નિદાન**—બચ્ચાંઓને ગર્ભવંતી સ્ત્રીનું દુધ બીલકુલ માફક આવતું નથી; તેથી તેમને ઝાડો થાય છે અને દીનપરદીન છોકરૂં ગળતું જાયછે. દુધ નહિ માફક આવવાથી દુધનો જે હેતુ શરીરને પુષ્ટિ આપવાનો છે તેથી ઉલટીજ રીતે તે શરીરને નુકસાન કરેછે. તેનું પેટ વધેછે અને હાથ પગના સ્નાયુ શિથીલ થતા જાય છે.

**ઉપાય**—કાળીપાટ ૧૯૮ મરીની ચા ૩૪૪ સુંઠ ૪૦૨.

## પિત્તની કાકરી.

**નિદાન**—પિત્તાશયની અંદર એક જાતની કાંકરી થાયછે. તે જ્યારે નીચે

આંતરડામાં આવવાને માટે ઉતરેછે ત્યારે દરદીને જમણે પડખે કાળજાની કોર નીચે ઘણીજ સખ્ત પીડા થાયછે. દરદી બેવડ વળી જાયછે, તેને કોઈ પણ રીતે ચેન પડતું નથી, ઝાડો કબજ રહેછે અને વખતે ઉલટી ને મોળ થાય છે. કેટલીક વખતે દરદીને કમળો પણ થઇ આવે છે.

ઉપાય—અફીણ ૧૨૪.

## પીડિતાર્તવ.

નિદાન—સ્ત્રીને ઋતુ સમયે ઘણીજ સખ્ત પીડા થાયછે. આ પીડા ઘણી વખતે બહુજ સખ્ત હોય છે. તેથી પેટમાં સખ્ત વાઢ થાય છે, સ્ત્રી લોટપોટ પડી રહેછે ને પેડુમાં, ઓડમાં અને માથામાં ફુખાગો થાય છે. કેટલીક વખતે બહુજ સ્રાવ થવાથી આ પીડા શાંત થાયછે. નબળી અને નાજુક બાંધાની સ્ત્રીઓને ઋતુ વખતે સાધારણ રીતે પીડા થાય છે. અટકાવ બહાર નીકળવામાં કોઈ પણ જાતની અટકાયત થવાથી ઋતુ સમયે પીડા થવા સંભવ છે.

ઉપાય—અફીણ ૧૨૬ કપૂર ૧૭૮ કહોળું ૨૧૩ ગુંદનો પાક ૨૩૨ ટંકણ ૨૮ ધોળી મુશળીનો લુવાબ ૩૪૮ બાવળનાં પાનનો રસ ૩૨૩ રાઇવાળા ગરમ પાણીમાં કરી સ્નાન ૩૫૪ સુરોખાર ૮૮

## પીનસ.

નિદાન—પીનસ એ નસ્કોરાંની અંદરના રસ પડનો એક જીર્ણ વરમ છે અને ઘણો વખત થયાં સળેખમ રહ્યું હોય એવાં તેનાં ચિન્હ જણાય છે. તેથી દરદી બેચેન રહેછે અને તેના નાકમાં કાંઈ આડો ડુચો ભર્યો હોય એમ લાગેછે. વખતે તે સડેછે અને પરૂ નીકળેછે અને કેટલીક વખતે તેના સ્રાવનો જમાવ થઈ તેનાં છડદાં બહાર નીકળી આવેછે.

ઉપાય—કુષ્માંડ ૨૧૨ છીંકો લાવનાર દવાનું નસ્ય ૪૪૯ તુલસીનાં પાનનાં ચૂર્ણનું નસ્ય ૨૭૮ નાક છીકણીનું નસ્ય ૩૦૨

## પેટચુંક.

નિદાન—પેટચુંક એટલે પેટની ચુંક-શૂળ-પીડ-વીંટ અથવા વાઢ-પેટની અંદર અજીર્ણનો ભાવ હોવાથી તેમજ બહુ ગરમ અગર વાયડી ચીજ ખાવાથી પેટની અંદર ચૂંક ઉપડે છે. તે શિવાય કોઈ પણ જાતનું ઝેર પેટમાં જવાથી, મળાવરોધ થવાથી, અગર આંતરડાના કોઈ પણ વ્યાધિને લઇને

પેટમાં ચુંક થવા સંભવ છે. તે શિવાય શરદી લાગવાથી તેમજ કોઈ વાત વ્યાધિનો પ્રકોપ થાયછે ત્યારે પણ પેટ પીડ ઉપડવા સંભવ છે. બહુ ખાવાથી વખતોવખત પેટપીડ ઉપડે છે ને તેથી દરદીના પેટમાં દુખ્યા કરેછે. આ દુખાવો કેટલીક વખતે બહુ ધીરો અથવા શાંત હોયછે અને કેટલીક વખતે સખ્ત, અંદરથી સોયું ખેંચાતો હોય તેવો અને કેટલીક વખતે અંદરથી વઢાતું હોય તેવો જણાય છે. દરદી પોતાના પેટ ઉપર ખૂબ જોસથી દાબેછે, ઘુંટણીયા વાળી પડ્યો રહેછે અને આમથી તેમ અફાળા માર્યા કરેછે. દરદીનો દેખાવ ઘણોજ દુઃખદાયક જણાય છે. રેચ લેવાથી તેમજ અતિસાર અને રક્તાતિસારની અંદર આંતરડામાં ઘણીજ સખ્ત ચૂંથ આવેછે અને ચુંથ આવ્યા પછી ઝાડો ઉતરેછે તે વખત ઝાડા ભેગાં લોહીનાં ટીપાં પણ પડેછે. આને વીંટ, વાઢ અથવા મરડો કહે છે.

ઉપાય—અકલકરો ૧૦૭ અજમો ૧૧૩ અજમોદાદિ ચૂર્ણ ૧૧૩ અપામાર્ગ ક્ષાર ૧૧૧ અગ્નિમુખ ચૂર્ણ ૧૬૦ અગ્નિકુમારરસ ૮૦ અફીણ ૧૨૪ આદુ ૧૩૯ ઇંદ્રવરણું ૧૫૩ ઇંદ્રજવ ૧૫૨ એરંડીયું તેલ ૧૬૨ એલચી ૧૬૬ એળીયો ખાવાને માટે તેમ પેટ ઉપર બહાર લગાડવા માટે ૧૬૭ કૃમિઘ્ન દવાઓ ૪૪૬ કટુકી ચૂર્ણ ૧૭૪ કાંકચ ૧૮૮ કાયફળ ૧૯૩ કાળીજીરી ૧૯૬ કુકડવેલ ૨૦૨ કુમારીકાસવ ૨૦૭ કુલીંજન ૨૦૩ કલૌંજી જીરૂં ૨૫૬ ગજપીંપર ૨૧૮ ગુલ્મકલાનન રસ ૩૩ ગોકળગાયનું ચૂર્ણ ૪૧૮ ગોમૂત્રની ભાવના વાળી દવાઓ આપવી ૪૧૯ ચણાનો ખાર ૨૩૯ ચિત્રક ૨૪૩ જવખાર ૨૫૧ જાયફલ ૨૫૩ જાવંત્રી ૨૫૪ જીરૂં ૨૫૬ ઝેરકોચલાંની ફાકી ૨૬૧ (ખાવા પહેલાં) ટંકણ (૨૯) ડેકામાલી ૧૯૯ તજનું પાણી ૨૬૭ તજના તેલનું ટીપું ચુસવું ૨૬૮ તુલશી ૨૭૭ તેજબલ ૨૭૮ દીપન દવાઓ ૪૫૦ નિર્મલી ૩૦૭ પાતાલગરૂડી ૩૧૨ પીંપર ૩૧૪ બાદીઆન ૩૨૦ બીજોરૂં ૩૨૩ મરડાશીંગી ૩૪૨ મરી ૩૪૩ મેથી ૩૪૯ મોરથુથુ ૫૭ સજીકાદિ ચૂર્ણ ૮૩ લવણ ૬૮ લવીંગ ૩૫૮ લઘુક્રવ્યાદરસ (૨૪) વખમો ૩૭૦ વાવડીંગ ૩૮૧ વરીઆળી ૩૮૦ વાપુંબા ૩૮૦ વાયુહર દવાઓ ૪૭૦ શંખવટી ૮૦ સાજીખાર ૮૩ સુંઠ ૪૦૧-૪૦૨ સુવાનું હીમ ૪૦૪ હીંગ ૪૧૧ હીંગ નાખી-ઘોડીની લાદનું પાણી પીવું ૪૨૧.

## પેશાબનું બળવું.

નિદાન—જ્યારે પેશાબ ઘણા વખત સુધી રોકવામાં આવેછે,

અગર કોઈ મૂત્ર માર્ગના વ્યાધિને લીધે પેશાબ ઘણા વખત સુધી રોકાઈ રહેછે ત્યારે તેની અંદર રહેલો ખારનો ભાગ યોગ્ય પ્રમાણના કરતાં વધી જવાથી પેશાબ મૂત્ર માર્ગના ભાગ ઉપર થઈને વહેતાં જરા તરા બળતરા કરતો હોય તેમ દેખાય છે.બાદ જો કે પેશાબ બરાબર તન્દુરસ્ત હોયછે અને કોઈ પણ રીતે તેમાં ક્ષારનો ભાગ વિશેષ હોતો નથી તે છતાં મૂત્ર માર્ગ આળો હોવાથી અગર તેમાં કોઈ પણ જાતનું ક્ષત હોવાથી પેશાબ બળેછે.

ઉપાય—અનંતમૂળ ૧૧૭ આંબલીનાં પાનનો સ્વરસ ૧૪૧ આંબલીનાં છોડીઆંની રાખ ૧૪૧ આમળાંનું પાણી પીવું ૧૪૮ ઉટંગણ ૧૫૭ ઓથમી જીરૂં ૧૫૪ ગળજીભી ૨૨૧ શીલાજીત ૭૭ સુરોખાર ૮૭.

## પેશાબમાં રેતી પડવી.

**નિદાન**—પેશાબની અંદર ઝીણી ઝીણી રેતી પડેછે. બહુ નબળા દરદીઓને તેમજ જે દરદીને અજીર્ણનો રોગ હોયછે તેમને તથા નબળા અને સંધિવાવાળા દરદીને પેસાબમાં રેતીપડવા સંભવછે. રેતીવાળું પેશાબ કેટલીક વખતે બહાર આવતી વખતે દાહ કરેછે. થોડી વાર પેશાબ રાખી મૂકવાથી તેમાં તળે જમાવ થયેલો દેખાય છે. કેટલીક વખતે અંદર ક્ષાર મળેલા હોયછે અને તેથી તે ધોળું છાસ જેવું દેખાય છે.

**ઉપાય**—કળથીનો ઉકાળો ૧૪૭ ટંકણ ખાવાને માટે તથા પીચકારીને માટે ૨૯ ત્રિવિક્રમરસ ૪૬ વરૂણાદિ તેલની પીચકારી ૩૭૮ સરગવાનો કવાથ ૩૯૩.

## પ્રદર.

**નિદાન**—સ્ત્રીની જનનેંદ્રીયમાંથી એક જાતનો થતો સ્રાવ. નબળા બાંધાની સ્ત્રીઓને તેમજ ગર્ભાશયના દીર્ઘ વરમને લીધે અથવા કમળ કંદના ક્ષતને લીધે સ્ત્રીઓને સફેત પદાર્થ પડેછે જેને પ્રદર કહેછે. સ્ત્રી પુષ્પ ઉમરે પહોંચે ત્યારે તેને પ્રદરનો રોગ જણાય છે. કેટલીક વખતે નાની છોકરીઓને કૃમિને લઈને, દાંત આવવાથી તથા કેટલાક જ્વર પછી યોનીમાં પાક થાયછે અને તેથી તેમને પ્રદર જેવું જણાય છે. આ પાણી વખતે પાતળું અને વખતે ઘાટું દહીં જેવું હોયછે. તેથી સ્ત્રીની કમર દુખે છે, માથું ચડે છે અને તે બેચેન રહેછે. ગર્ભાશયના જીર્ણ વરમથી થયેલું અગર કમળકંદના ક્ષતથી થયેલું પ્રદર ઘણુંજ મુસ્કેલીથી મટે તેવું છે.

ઉપાય—આંબાનો મોર ૧૪૩ ઓથમી જીરૂં ૧૫૪ કોહોળાંપાક ૨૧૩ ખપૈર ૧૯ ગળોનું સત્વ ૨૨૫ ગુંદ ૨૩૩ ચંદ્રપ્રભા ૨૩૦ ચીકણાનીપાડનું ચૂર્ણ ૨૪૨ ચીમેડ ૨૪૫ જસત ભસ્મ ૨૫ જાંબુના છાલના ઉકાળાની પીચકારી ૨૫૨ ટંકણનાં પોતાં ૨૯ (યોનીનું મુખ તતડી આવેતો) ત્રિફલાનું ચૂર્ણ ૨૮૦ ધોળી મુશળી ૩૪૮ પંચવલ્કલકષાયવડે પ્રક્ષાલન ૩૭૬ પ્રદરારિ લોહ ૭૫-૧૭૩ ફટકડીની પીચકારી ૪૯ મંજીષ્ટાદિ કાઢો ૩૪૧ મંડુર ૭૫ માલતીવસંત ૧૯ મીણમાં બનાવેલી ફલવર્તિ ૪૩૦ મેથીના લાડુ ૩૪૮ મોરથુથુની પીચકારી ૫૭-૬૦ રસવંતી ૨૮૮ રસાંજનાદિ ચૂર્ણ ૨૮૮ લોદર ૩૬૮ વૃદ્ધગંગાધર ચૂર્ણ ૩૫૨ શતાવરીનું ઘી ૩૮૭ શીલાજીત ૭૮ સોનું ૯૨ સ્તંભન દવાઓની પીચકારી ૪૪૮ સારક શોધક દવાઓ ૪૭૫

## પ્રમેહ.

પ્રમેહ એ મૂત્ર માર્ગનો એક ચેપી રોગ છે અને ત્રતુ સમયે તેનો ચેપ અડવાથીજ તે રોગ થાયછે. તેથી મૂત્ર માર્ગની અંદર પાક થાયછે, શિશ્ન સોજી આવે છે અને તેમાં અત્યંત બળતરા થાય છે. મદન છત્ર સોજી આવેછે અને શિશ્નનું મુખ લાલચોળ અને સોજેલું જણાયછે. તેને દાબવાથી તેમાંથી ચિકણો સફેદ પદાર્થ નીકળે છે. પેશાબ કરતી વખતે મૂત્ર દાહ થાયછે અને રાડો પાડવી પડેછે. શિશ્નમાંથી રસી ઝર્યા કરેછે જેના ડાઘ કપડામાં જણાઇ રહેછે. ઉપદંશની પેઠે આની વિકૃતિ પણ શરીરમાં ફુટી નીકળે છે અને તેમાં સાંધા વિગેરે ઝલાઈ જાયછે. તેથી વૃષણનો વરમ થઈ આવેછે અને વીર્યં વાહીની નળી સૂજી જાયછે. મૂત્ર માર્ગની અંદરનું ક્ષત રૂઝાવાથી તે ભાગ સાંકડો થઈ જાયછે અને વખતો. વખત પેશાબ અટકી પણ જાયછે.

પ્રવાહીકામાં અને અતિસારમાં ફેર એટલોજછે કે અતિસારની અંદર દર વખતે થોડો ઘણો ઝાડો હોયછે પણ પ્રવાહીકામાં એકલું પૂષ્કળ પાણી છુટે છે.

ઉપાય—અળશીનું તેલ ૧૩૪ અરડુશો ૧૩૧ આંબલીનાં છોડીઆંની રાખ ૧૪૧ આંબાનો મોર ૧૪૩ આમળાનાં પાણીની પીચકારી ૧૪૮ આસોદરો ૧૪૯ એખરો ૧૬૧ ઉત્કંટારો ૧૫૭ કડાછાલનો સ્વરસ ૧૭૩ કપૂર ૧૭૮ કાકડીનાં બી ૧૮૯ કીડામારીનો રસ ૧૯૯ ગળોનોસ્વરસ ૨૨૫ ગુગળ ૨૩૦ ગુંદનું પાણી ૨૩૩ ગોખરૂ ૨૩૬ ચણકબાબ ૨૩૭ ચંદ્રપ્રભા

૨૩૦–૭૭ જેઠીમધ ૨૫૮ તકમરીયાંનો લુવાબ ૨૬૬ તૃણ પંચમૂલાદિ ક્વાથ ૩૯૦ ત્રિફળાં ૨૮૦ દાહશામક દવાઓ ૪૪૯ દારૂ હળદરનો સ્વરસ ૨૮૮ દુધ ૪૨૭ ધોળીમુશલીનો લુવાબ ૩૪૮ નાગભસ્મ ૮૫ નિર્મલી ૩૦૭ પાણ-કંદો ૨૫૯ પાતાલ ગરૂડી ૩૧૨ પાષાણભેદ ૩૧૧ પીતપાપડો ૨૧૪ બળ-દાણા ૩૧૯ બહુફૂલી ૩૨૦ બાવલનાં પાનનો રસ ૩૨૩ ભેંશનું છાણ ૪૨૯ ભારીંગણીનો સ્વરસ ૩૩૯ મંજીષ્ઠાદિ ક્વાથ ૩૪૧ માયાંના ઉકાળાની પી-ચકારી ૩૪૫ મોરથુથુની પીચકારી ૬૦ રૌપ્યમાક્ષિક ૬૬ લોદરના પાણીની પીચકારી ૩૬૯ શતાવરી ૩૮૭ શરપંખાનું પચાંગ ૩૮૭ શીવણ મૂળનો સ્વરસ ૩૮૮ શીતળમૂત્રલ દવાઓ ૪૭૧ શ્રીખંડાદિ ચૂર્ણ ૨૪૧ શીલાજીત ૭૭ શેમલાનો લુવાબ ૩૮૯ શેમલાની છાલનો સ્વરસ ૩૮૯ સુરોખાર ૪૭૦ સ્તંભન દવાઓની પીચકારી ૪૪૮ ષડંગપાનીય ૩૮૨ હરડાનો ક્વાથ ૪૦૯.

## પ્લીહોદર.

**નિદાન**—પ્લીહની અંદર ઘણોજ લોહીનો જમાવ થાયછે. વિષમ જ્વરની અંદર બહુધા પ્લીહની જીર્ણ વૃદ્ધિ થવા સંભવ છે. બડેલ પોતાનું યોગ્ય સ્થાન છોડી બહાર વધી આવેછે, તે આખા પેટમાં છવ-રાઈ રહેછે અને બોજા રૂપ જણાય છે. બડેલ બહુ વધવાથી આસપાસનાં મર્મસ્થાન ઉપર દબાણ થાયછે. તેથી દરદી ઝાઝું ખાઈ શકતો નથી અને વખતો વખત કામ કરતાં તે હાંફી રહેછે. તે બહુ શ્રમ કરી શકતો નથી અને તેનું શરીર નબળું અને ફેફરેલ જેવું જણાય છે. બડેલની જીર્ણ વૃદ્ધિથી વખતે જળંદર પણ થઈ આવેછે. પ્લીહના જૂદા જૂદા વ્યાધિ થવાથી તેની જીર્ણ વૃદ્ધિ થવા સંભવ છે.

**ઉપાય**—અર્કાદિ ક્વાથ ૧૩૭ અભ્રક ભસ્મ ૧૪ અશેલીઓ ૧૩૪ આકડો ૧૩૭ ઇન્દ્રવર્ણું ૧૫૩ કુકડવેલ ૨૦૨ કુમારિકાસવ ૨૦૬ કુમારીકા ઘૃત ૨૦૬ ખદીરારિષ્ટ ૨૧૮ ગરણનાંબી ૨૧૯ ગરમાળાનો ગર ૨૨૦ ગજો ૨૨૫ ગૌમૂત્રનીભાવનાવાળી દવાઓ ૪૧૯ ચણાનો ખાર ૨૩૯ ચિત્રકક્ષાર ૨૪૪ જવખાર ૨૫૧ તાંદળજાની ભાજી ૨૭૫ તાલીસાદિ ચૂર્ણ ૨૭૬ ત્રા-યમાણ ૨૭૮ ત્રિકટુ ૪૦૧ ધાત્રીલોહ ૧૪૭ નવસાર ૩૬ નશોતર ૩૦૭ પ-ટોળાષ્ટક ચૂર્ણ ૩૧૦ પથ્યાદિગુડ ૪૧૦ પીપલ્યાસવ ૩૧૪ પુનર્નવાષ્ટક ૩૯૫ મંડુરવટી ૭૨ મીઠી જારનાં મૂળનો ક્વાથ ૨૫૪ રોહિતારિષ્ટ ૩૫૨ લોહ ૭૨ લોહ અને તામ્રનો સંજોગ ૩૩ લોહાસવ ૭૨ વરૂણાદિ ચૂર્ણ ૩૭૮

શરગવાની છાલનો કવાથ ૩૯૩ શેમળાનાં ફુલબાફેલ ૩૮૯ શંખવટી ૮૦ ષડ્ધરણયોગ ૨૪૪ સંચળ ૬૯ હીરાકશી ૧૦૫.

## ફીરંગ વાયુ.

**નિદાન**—ફીરંગ વાયુ એક જાતનો ઉપદંશનો વિકાર છે.

**ઉપાય**—ચંદ્રપ્રભા ૨૩૦ રસકપૂર ૬૪ હીંગળો ૧૦૨.

## ફુલું.

**નિદાન**—ફુલું (પૂષ્પ) એટલે આંખના કૃષ્ણ મંડળની અંદર થતો એક જાતનો સફેદ ડાઘ. જ્યારે કૃષ્ણ મંડળની અંદર ક્ષત પડેછે ત્યારે તે રૂઝાયા બાદ ત્યાં જે ડાઘ રહેછે તેનું નામ ફુલું. ફુલું જ્યારે નાનું અને બાજુ પર હોયછે ત્યારે જોવામાં હરકત આવતી નથી. પણ જો તે બહુ મોટું હોય અને કીકીના ભાગ ઉપર આવેલું હોય તો તેથી દરદી જોઈ શકતો નથી.

**ઉપાય**—અઘેડાનાં મૂળનું અંજન ૧૯ ગૌમૂત્રની ભાવના દઈ બનાવેલી વર્તિઓનું અંજન ૪૨૦ ચંદ્રોદયાવર્તિ ૮૧ દંતવર્તિ ૪૨૫ નિર્મળી ૩૦૭ પલાશાંજન ૨૧૫ મનઃશીલ ૫૪ મોરથુથુ ૫૮ રસકેશ્વર ૧૯ વડના ક્ષીરમાં ઘસેલા કપૂરનું અંજન ૩૭૬ વડાગરૂં મીઠું ૬૯ સમુદ્ર ફીણ ૪૩૧ સોનામુખી ૮૯.

## ફેફસાંનો વરમ.

**નિદાન**—ફેફસાંના વરમની આપણા દેશી વૈદ્યોએ કફ જ્વર અને સન્નીપાત જ્વરની અંદર ગણના કરીછે. બે ચાર દીવસ સખ્ત અણુતાર તાવ આવ્યા બાદ સાથે થોડી થોડી ઉધરસ જણાય છે. તાવ આવવા પહેલાં દરદીને થંડી લાગે છે અને તાવ એટલો બધો સખ્ત હોય છે કે દરદી બેભાન પડ્યો રહેછે અને બકબક કરેછે. તેની આંખુ ઢળેલી હોયછે, જીભ સુકી અને કાંટાવાળી જણાય છે અને દરદીને બોલવાની શક્તિ હોતી નથી. ગરમી માપક કાચની નળી બગલમાં રાખવાથી પારો ૧૦૩, ૧૦૪ અગર ૧૦૫ ડીગ્રી સુધી ચડેછે. આ દરદમાં અત્યંત તૃષા લાગેછે અને પેશાબમાં દાહ થાયછે તથા લોહી પડેછે. ફેફસાંના હેડલા ભાગમાં સાધારણ રીતે પાક થયેલો હોયછે. અને તે ભાગમાં થોડું થોડું દુઃખે છે, ઉધરસ આવે છે અને તેની અંદર ચીકણો, પરૂવાળો અગર રક્ત મિશ્રિત બડખો નીકળે છે. શ્વાસ બહુજ જલદ ચાલેછે અને શ્વાસ ઘુંટાતો હોય એમ દેખાયછે.

આ દરદ ઘણુંજ ભયંકર તીક્ષ્ણ રૂપ ધારણ કરેછે તો પણ તે બહુજ સાધ્ય બ્યાધિ છે.

ઉપાય—અળસીની પોટીસ ૧૩૪ ઉષ્ણ દવાઓ ૪૩૯ કસ્તુરી ૪૧૭ કંટકારી અવલેહ ૩૩૯ જંગલી પ્યાજ ૨૫૯ નાગરમોથ ૩૦૪ શાલિપર્ણ્યાદિ ક્વાથ ૩૯૯ સુરોખાર ૮૭.

## બદ.

નિદાન--સાથળના મૂળની રસ વાહીની ગ્રંથીઓનો આ તીક્ષ્ણ પાક છે. એ ગાંઠો બહુજ સોજી આવેછે, તેમાં અત્યંત પીડા થાયછે અને તે પાક થઈ ફુટેછે તથા ત્યાં મોટાં ઘારાં પડેછે. આ એક ઉપ-દંશની વિકૃતિ છે અને ઉપદંશ થયા બાદજ બદ ઉપડેછે. તે શિવાય કેટલીક વખતે જ્વરની અંદર પણ એ ગાંઠો સોજી આવેછે જે જ્વર શાંત થયા પછી તે પાછી પોતાની મેળે શાંત થઈ જાયછે. કમકૌવત દરદીને વખતે તે ફુટે છે અને પીડેછે.

ઉપાય—અળસીની પોટીસ ૧૩૫ ઇસસ ૧૩૬ નવસારનાં પોતાં ૩૭

## બહુ થુંક આવવું.

નિદાન—પારદ, રસકપૂર, અને હીંગળાનું સેવન કરવાથી થુંક બહુ વધેછે અને ત્યારેજ તેમની અસર શરીરમાં પહોંચી એવું મનાય છે. કેટલીક વખતે થુંક બહુ વધેલું નથી હોતું પણ તે ગળી જવાને બદલે જો થુંકવામાં આવે તો તે વધુ થતું હોય એમ દેખાય છે. મુખની અંદર કોઈ પણ જાતનો પાક થવાથી, અવાળુ ચડી આવવાથી અગર દાંતના અને જડબાના રોગથી થુંક બહુ વધારે આવેછે. બાદ અજીર્ણના દરદીને, પેટમાં કૃમિ હોય ત્યારે તેમજ ગર્ભિણી સ્ત્રીને થુંક બહુ આવેછે. બચ્ચાંઓને અને બુઢાઓને મોઢામાંથી બહુ લાળ ઝરે છે અને તેમ થવાનું કારણ હોઠ બંધ રાખવાની ખબર નહી હોવાનું છે.

ઉપાય—અફીણ ૧૨૭ કાંચનારની છાલના ઉકાળાના કોગળા ૧૯૧ એરની છાલના ઉકાળાના કોગળા ૨૧૭ ટંકણના કોગળા ૩૦૫ પંચવલ્કલ-કશાયના કોગળા ૩૭૬ ફટકડીના કોગળા ૪૯

## બહુ મૂત્રતા.

નિદાન—બહુ મૂત્રતા એટલે પેશાબ ઘણો ઉતરવો અગર

પેશાબ કરવા ઘણી વખત જવું પડે તે ઘણો પેશાબ કરવો અને ઘણી વખત પેશાબ કરવો એ બન્નેનો સમાવેશ બહુ મૂત્રતામાં આવી જાયછે. મૂત્રાશયના વરમને લઇને પેશાબ ઘણો ક્ષાર યુક્ત હોવાથી તેમજ અશ્મરીના દરદમાં પેશાબ ઘણી વખત કરવો પડેછે. બુઢા માણસોને પ્રોસ્ટેટ પીંડની વૃદ્ધિ થઈ હોયછે અને તેથી કરીને તેમને વખતો વખત પેશાબ કરવા જવું પડેછે. બચ્ચાંઓને અજીર્ણને લઇને, કૃમિથી અને કેટલાક અપસ્માર, એચતાણ અને માનસીક ભીતીના રોગોમાં વખતો વખત પેશાબ નીકળી જાયછે. સ્ત્રીઓને હીસ્ટીરીયાના રોગમાં વખતો વખત પેસાબ કરવા જવું પડેછે. ગર્ભિણી સ્ત્રીને ગર્ભાશયમોટું થવાને લીધે મૂત્રાશય ઉપર દબાણ થાયછે અને તેથી ગર્ભિણી સ્ત્રીને પેશાબ ઘણી વખત જવું પડેછે અને વખતે તે એમને એમ પોતાની મેળે ટપક્યા કરેછે. કેટલીક વખતે ગર્ભિણી સ્ત્રીને બહુ મૂત્રતા બહુજ કંટાળો આપે છે.

ઉપાય—આમળાંના કલ્કનો લેપ પેડુ ઉપર ૧૪૮ કાયફળ ૧૯૩ ઓકણાનીપાડનું ચૂર્ણ ૨૪૨ ધાવડીનાં ફુલ ૩૦૦ બંગભસ્મ ૧૭ લોહ ૭૫ સ્તંભન દવાઓ ૪૮૮.

## બુરટ.

**નિદાન**—બુરટ સાથે આવી ગયેલ છે.

**ઉપાય**—ગળોનો સ્વરસ ૨૨૫ ત્રિફળાનું ચૂર્ણ ૨૯૦ ભાંગ ૩૩૨ મીઠું તેલ ૨૭૩ સોનામુખી ૪૦૫

## બેચેની.

આ એક માનસીક રોગ છે જે જ્યારે પુરૂષને કોઈ ગુહ્ય રોગ થયો હોય ત્યારે તેના ચહેરા ઉપર સંપૂર્ણ રીતે છવાઈ રહેછે. બીજા તમામ બાહ્ય રોગથી પણ શરીર બે ચેન રહેછે પણ તે પ્રત્યક્ષ રીતે દેખાઈ રહેછે.

**ઉપાય**—અભ્રખ ભસ્મ ૧૪ અંબર ૪૧૫ ગળોનું સત્વ ૨૨૫ ચણોઠીનો પાક ૨૪૦ તાલીસાદિ ચૂર્ણ ૨૭૬ વાળાનો લેપ ૩૮૨

## બેશુદ્ધિ.

**નિદાન**—બે શુદ્ધિ એ કાંઈ ખાસ રોગ નહી હોતાં તે કેટલાક રોગનું એક ચિન્હ છે અને જ્યારે કોઈ પણ વ્યાધિની અસર મગજને પહોંચે છે ત્યારેજ બેશુદ્ધિ થાયછે. મગજને સખ્ત ઈજા થવાથી, ખોપરીનાં

તળાંનું હાડકું ભાંગી જવાથી અને મગજની અંદર લોહીનો જમાવ થવાથી માણસ બે શુદ્ધ થઈ જાયછે. તે શિવાય અપસ્માર, હીસ્ટીરીયા, ખેંચતાણ, આંચકી અને ઉન્માદ તેમજ ગમે તે રોગમાં સન્નિપાત થાયછે ત્યારે દરદી બેભાન થઈ જાયછે. બહુજ શરદી લાગવાથી, બહુજ લુ લાગવાથી અગર વીજળીનો ઝબકારો પાસેથી નીકળી જવાને લીધે માણસ બેભાન થઈ પડી જાયછે. ભાંગ, ધતુરો, અફીણ, વિગેરે વિષ ખાવાથી પણ માણસ બેભાન બની જાયછે. અત્યંત ઘાટી અને ઉન્મદવાળી બે શુદ્ધિ એ મૃત્યુનું એક મૂખ્ય ચિન્હ છે.

**ઉપાય**—અકલકરાનું નસ્ય ૧૦૮ અરીઠાંનાં પાણીનું ટીપું નાકમાં નાંખવું ૧૩૩ ઈન્દ્રવર્ણું ૧૫૩ ઉભણુ ઓજોનું નસ્ય ૪૪૯ કપૂર ૧૭૭ ડુંગળીનો રસ સુંઘવો ૨૬૫ તજનું અંજન ૨૬૫ નાક છીંકણીનું નસ્ય ૩૦૩ પીંપર ૩૧૫ પીંપરનું નસ્ય ૩૧૫ પીંપરનું અંજન ૩૧૫ મનઃશીલના ચૂર્ણનું નસ્ય ૫૩ રાઈ ૩૫૪ લવીંગ ૩૫૮ શ્વાસકુઠારનો ભૂકો સુંઘવો ૫૩ શરગવાનાં બીજનું અંજન ૩૯૪ હિરણ્યગર્ભ ૯૨ હીંગળો ૧૦૪.

## બંધકુષ્ટ અને મળાવરોધ.

**નિદાન**—અજીર્ણના દરદીને વખતોવખત બંધકુષ્ટ થઇ આવેછે અને પેટ ચડી આવેછે. કેટલીકવખતે રૂક્ષ ખોરાક આંતરડામાં ભરાઈ રહેછે અને જમાવ થવાથી મળ આંતરડાંની અંદર સૂકાઈ જાયછે તેમજ તેના નીચલા ભાગમાં કોઇપણ જાતનો વ્યાધી હોવાને લીધેદરદીને ઝાડે જતાં દુખાવો થાય છે. અને તેથી તે વખતોવખત ઝાડો રોકેછે. બાદ જૂદા જૂદા રોગને લઇને થતી નબળાઈમાં ઝાડે ઓછી વખત જવું પડેછે તેમજ જ્વરાદિ દોષથી પણ ઝાડો શુશ્ક થઈ જાય છે અને વખતોવખત આંતરડામાં ભરાઈ રહે છે. બંધકુષ્ટ થવાથી પેટની અંદર દુખ્યા કરેછે અને વાંસામાં તથા પડખામાં શૂળ નીકળ્યા કરેછે. કેટલીક વખતે મળ એવો સખ્ત જામી ગયેલા હોયછે કે ઘણી વખત ઝાડે જતાં પણ તે બહાર નીકળતો નથી અને દરદીને બહુ હેરાન કરેછે. તેથી માથુ દુઃખેછે તથા વખતોવખત ખેંચતાણ ઉપડી આવે છે.

**ઉપાય**—અભયાદિ કવાથ ૪૧૦ આકડાનાં પાનનું બંધાણ ૧૩૮ ઈન્દ્રવર્ણું ૧૫૩ ઇન્દ્રવર્ણાંનાં મરી ૧૫૪ એરંડીઉ તેલ ૧૬૨ એળીઓ ૧૬૭

કુન્જવલ્લી ૪૩ કટુકીપાચન ૧૭૪ કન્યાઘૃત ૨૦૭ કાળા દાણા ૧૯૪ કીડામારી ૧૯૯ કુંવારનું બંધાણ ૨૦૫ ગરમાળાનો ગર ૨૨૦ ગુડાષ્ટક ૨૮૭ ગોમૂત્રની ભાવનાવાળી દવાઓ ૪૧૯ જ્વરમુરારિરસ ૩૭૨ ત્રિવૃતાદિ ચૂર્ણ ૩૦૨ દાંતીમૂળ ૨૮૬ દ્રાક્ષાસવ ૨૯૧ નશોતર ૩૦૨ નારાચ ચૂર્ણ ૩૦૨ નારાચ રસ ૨૮૭ નેપાળો ૩૦૮ પટોળ ૩૧૦ મરીનો ચા ૩૪૩ રેચક દવાઓ ૪૬૫ રેવંચીનો શીરો ૩૫૭ શતાબનાં પાનનો સ્વરસ ૩૮૫ સારક દવાઓ ૪૬૫ સારકશોધક દવાઓ ૪૭૫.

## ભગંદર.

**નિદાન**—ભગંદર એ મોટી ઉમરના માણસને મળદ્વારની આસપાસ થયેલું એક જાતનું વૃણ છે જેનું એક મોઢું બહાર હોયછે અને બીજુ મોઢું સફરાની અંદર હોયછે. કેટલીક વખતે તેનું બીજુ મોઢું ઠેઠ સફરા સુધી પહોંચતું નથી અને ત્યારે તેની અંદરથી ફક્ત પરૂ નીકળેછે. તે વખતોવખત ભરાયછે અને ઠલવાય છે. સફરાની અંદર મોઢાવાળા ભગંદરમાંથી વખતે પરૂની સાથે ઝાડો પણ નીકળેછે. તેની અંદર વખતોવખત સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે અને ઠણકા ઉઠેછે.

**ઉપાય**—આકડાના છીરમાં ઘુંટેલું દારૂ હળદરનું ચૂર્ણ ૧૩૯ કરંજનું તેલ ૧૭૪ ખદિરારિષ્ટ ૨૧૭ ત્રિફળા ગુગળ ૨૮૦ નગોડનું સિદ્ધ કરેલ તેલ ૩૦૧ નિમ્બાદિ તૈલ ૩૬૫ મોરથુથુ ૬૦ યોગરાજ ગુગળ ૨૩૦ સુરણ ૪૦૩ હીંગળો ૧૦૨ હીરાબોળ ૪૧૩.

## ભમરીનો ડંખ.

**નિદાન**—ભમરી કરડી જવાથી તે ભાગમાં બળતરા થાય છે, સોજો ચડેછે અને લાહાશ આવેછે.

**ઉપાય**—ગેરૂ ૨૧.

## ભરાઈ આવવું.

**નિદાન**—આ રોગ બચ્ચાંઓને અને નાની ઉમરનાં છોકરાંઓને વખતોવખત થઈ આવેછે. ભરાઈ આવવું એ એક જાતનો કફનો પ્રકોપ છે. ખાંડ, ખટાણ કે તેલવાળી ચીજ ખાવાથી અગર શરદી લાગવાથી બાળક ભરાઈ આવેછે. આ રોગ પંદર વરસની ઉમર પછીના આદમીને થતો નથી. જેમની કફ પ્રકૃતિ હોય તેમનેજ ભરાઈ આવવાની ભીતિ રહે છે. તાવ ચડી

આવે છે, ગળામાં તાંત બોલે છે, છાતી દુખે છે અને ઉધરસ ઉપડે છે. માથું ભારે શલ થઈ રહેછે. અને છાતી દુખે છે. બે ત્રણ દીવસમાં યોગ્ય ઉપચારથી તે શાંત થાયછે.

ઉપાય—અરડુશીનો સ્વરસ ૧૩૦ આદુનો સ્વરસ ૧૩૯ કાકડાશીંગી ૧૮૯ કાંટાશેળીઆનો સ્વરસ ૧૯૨ ગોરોચન ૪૧૯ જવખાર ૨૫૧ તાલીસાદિ ચૂર્ણ ૨૭૬ પીઠવણનો સ્વરસ ૩૧૨ ભાંગરાનો રસ ૩૩૪ વજ ૩૭૫ શતાબનો સ્વરસ ૩૮૬ સમદરફળ ૩૦૪ હીંગળો ૧૦૪.

## ભસ્મક રોગ.

નિદાન—આ એક અજીર્ણનો ભેદ છે. અને તેમાં જઠરાગ્નિ ઘણીજ પ્રદીપ્ત હોયછે. દરદીને ઘણી વખત અને ઘણુંજ ખાવું પડેછે અને તેની ક્ષુધા શાંત થતી નથી.

ઉપાય—અખેડાની ખીર ૧૧૧ નશોતરનાં બી નાંખી ઉકાળેલું દુધ ૩૦૨ વિદારીકંદનું સિદ્ધ કરેલ ઘી ૩૮૪.

## ભાઠું.

નિદાન—જ્યારે ઘણા દીવસની માંદગીને લીધે શરીર ઘણું ક્ષીણ થઈ જાયછે અને હરી ફરી શકાતું નથી ત્યારે અમુક ભાગ એકને એક ઠેકાણે રાખી મૂકવાથી ત્યાં ભાઠું પડી આવેછે. જે ભાગ નીચે આવ્યા હોય અને તે ઉપર શરીરનું દબાણ હોય ત્યાં ભાઠું પડવા વધારે સંભવ છે. ભાઠું ઘણું કરીને કેડની નીચેના હાડકા ઉપર પડેછે કારણ કે ત્યાં આખા શરીરનું દબાણ આવેછે. તે શિવાય ઘુંટી ઉપર પણ ભાઠાં પડવા સંભવ છે. જે જગ્યોએ ભાઠું પડવાનું હોય તે ભાગ ઉપર દબાણ થવાથી તે ભાગ થોડો થોડો દુખે છે અને પાછળથી ત્યાં સોજો અને થોડો ઘણો ઝગઝગાટ માલમ પડે છે તથા પાછળથી તે ભાગ સડી ખવાઈ જાયછે.

ઉપાય—એરંડીએલ તેલ ૧૬૫ એળીઆનો મલમ ૧૬૮ કપૂર ૧૭૮ રોપણ દવાઓ ૪૬૬,

## ભાર.

નિદાન—જ્યારે બાળક કાંઈ વાઈડી ચીજ ખાયછે ત્યારે અગર સ્ત્રી જો કાંઈ પણ વાઈડી ચીજ ખાય તો તેનાં બાળકને પેટમાં ભાર જેવું જણાય છે. પેટ ચડેલું અને ઢમ ઢોલ જેવું બોલે છે અને બાળક હાંફ્યા કરેછે. તેનાથી કાંઈ પણ ખોરાક ખાઈ શકાતો નથી. તેને પેટમાં

દુખે છે અને વખતો વખત ઝાડે જવું પડેછે. દીપન પદાર્થ સાથે એક બે દસ્ત સાફ આવે તેવી દવા મેળવી આપવાથી બચ્યું સાજું થઈ જાય છે.

ઉપાય—એરંડીઉ તેલ ૧૬૨ કડુ ૧૭૩ બર્જીત ૧૭૩ કરીઆતુ ૧૮૨ કીડામારી ૧૯૯ ગરમાળાનો ગર ૨૨૦ પારદ ૪૩ બોદાર ૫૧ મરી-ની આ ૩૪૩ રેવંચીનો શીરો ૩૫૭

## ભ્રમ.

નિદાન—ભ્રમ એ એક જાતની સૂક્ષ્મ બેશુદ્ધિ છે. તેથી માથામાં જરા તમસ આવેછે અને હાથમાંની કોઈ પણ ચીજ પડી જાયછે. બહુ તડકે રખડીને આવવાથી અગર શરીર ક્ષીણ થઈ જવાથી તેમજ કેટ-લાક જ્વરની અંદર મનુષ્યને ભ્રમ થાયછે. ભ્રમ એ મગજની અશક્તિનું એક ચિન્હ છે.

ઉપાય—અખોડ ૧૦૮ અજમાનું લુણ ૧૧૪ અંબર ૪૧૫ કુબાની બોક ૨૦૩ કુમારીકાસત્વ ૨૦૭ ગળો ૨૨૪ નારંગી ૩૦૬ બીજોરાંનો રસ ૩૨૪ બારંગ્યાદિ ક્વાથ ૩૩૫ મરી ૩૪૩ મહુડાનું ફાનૃ ૩૪૫ લવીંગ ૩૫૮ લોહ ૭૪

## મધુ પ્રમેહ.

નિદાન—મધુ પ્રમેહ એ ઘણોજ જીર્ણ વ્યાધિ છે જેમાં પુષ્કળ પેશાબ ઉતરે છે અને તેમાં સાકરનો ભાગ હોયછે. શરૂઆતમાં દરદીને પુષ્કળ વખત પેશાબ કરવા જવું પડેછે અને પેશાબ ઝાંખું દેખાય છે. તેનું વિશિષ્ટ ગુરૂત્વ એક હજારને પાંત્રીસથી ચાળીસ ડીગ્રી સુધી હોયછે. આ દરદમાં દરદીને બહુ તૃષા લાગેછે. આ તૃષા એટલી બધી સખ્ત હોયછે કે દરદી ગમે એટલું પાણી પીએ પણ તે છીપતી નથી અને પાણી પીધાનું મા-ગ્યાજ કરેછે. તેને ઝાડે કબજ રહેછે, શરીર ફીકું થાયછે અને દીન પરદીન ગળતું જાયછે. તેની દૃષ્ટિ નબળી પડી જાયછે અને અજવાળામાં તેને જવું હોય તો આંખ આડો હાથ દેવો પડેછે. તેની આંખમાં એક જાતનો મોતીપો બંધાયછે. મધુ પ્રમેહીનાં અવાળુ ચડી આવેછે અને વખતે દાંત સડેછે; હાથે પગે થેથર જેવું દેખાય છે, શરીરના જૂદા જૂદા ભાગમાં ધારાં પડેછે અને ઘણુજ દુખી જીવતર ભોગવી ફેફસાંનો અગર બીજાં કોઇ મર્મસ્થાનનો કાંઈ તીક્ષ્ણ વ્યાધિ ઉપડવાથી તે ગુજરી જાયછે. મધુ પ્રમેહીની સૃષ્ટિ ઉત્પત્તિ

શકતી ઘણી કમી થઈ ગયેલી હોયછે. વખતે તેને તીક્ષ્ણ સસણી, ફેફસાંનો વરમ, કે ક્ષય સાથેથઈ આવેછે અગર ઘણા દીવસે શરીર ઘસાઈને નાશ પામેછે.

ઉપાય—અફીણ ૧૨૭ કુર્લીંજન ૨૦૪ ખર્પર ૧૯ જાંબુની ગોટલી ૨૫૨ નિર્મળી ૩૦૭ બંગભસ્મ ૧૭ બૃહત્‌બંગેશ્વરરસ ૧૭ લોહ ૭૫ વરૂણાદિ ઘૃત ૩૭૮ વસંત કુસુમાકરરસ ૪૭.

## મસા.

નિદાન—મસા શરીરના ગમે તે ભાગ ઉપર થાયછે. જ્યારે તે ચામડી ના જેવા રંગના અને બહારના ભાગમાં હોયછે ત્યારે તેને મસા કહેછે. આ મસા કપાળ ઉપર, વાંસામાં, હાથે અગર પગે બધે મળી આવે છે અને તે ઝીણા બોર જેવા દેખાય છે. તે બોરીયાંની પેઠે શરીર ઉપર વળગેલા માલમ પડેછે. જીભ ઉપર, હોઠ ઉપર, નાકમાં, કાનમાં, મળદ્વારે પાસે અગર સ્ત્રી પુરૂષની જનનેન્દ્રિયના મર્મસ્થાન ઉપર પણ મસા ઉપડેછે અને તેથી ત્યાં કેટલીક પીડા થાય છે.

ઉપાય—અપામાર્ગ ક્ષારનો લેપ ૧૧૨ અર્ક તેલ ૧૩૯ આકડાનું છીર ૧૩૮ કળીચુનો ૮૧ કાશીસાદ્ય તેલ ૧૦૫ ઘોડાનો વાળ બાંધવો ૪૨૧ દંભક દવાઓ ૪૫૨ રસકપૂર ૬૩.

## માતા.

નિદાન—આ એક જાતનો ઉડતો સખ્ત ઓખો છે. માતાના વાસરામાં ત્રણ દીવસ સુધી સખ્ત અણુતાર તાવ આવ્યા બાદ જો કમરમાં સખ્ત ફાટ ઉપડે તો માતા નીકળશે એમ શંકા પડેછે. અને બીજેજ દીવસથી એટલે તાવ આવ્યાને ચોથે દીવસે માતાના દાણા ફુટી નીકળવા માંડેછે. તે દાણા શરૂઆતમાં લાલ રંગના અને કઠણ હોય છે પણ પાછળથી તેની અંદર પાણી ભરાય છે અને રસી થાયછે તથા ચામડી નીચેનો કેટલોક ભાગ સોડવેછે. આ દાણા જ્યારે પાકેછે અગર તેમાં પરૂ થાયછે ત્યારે આઠમે કે નવમે દીવસે પાછો સખ્ત તાવ આવેછે અને દરદીને અસહ્ય બળતરા થાય છે તથા તેનાથી હરીફરી શકાતુ નથી. માતાના દાણા ચહેરા ઉપર, ગરદન ઉપર, આંખ ઉપર, પેટ ઉપર, માથા ઉપર, ગુહ્ય ઈંદ્રી ઉપર, હાથ ઉપર, પગપર અને શરીરના દરેક ભાગ પર જણાયછે. જેમ દાણા પારવા અને થોડા તેમ તેનું જોર ઓછું હોયછે. દાણાની આસપાસની ચામડી લાલ હોય છે. આ દાણા પાક્યા પછી તેની ઉપરની ચામડી કાળી પડી

જાયછે અને તે ફૂટી ભીંગડા વળી ઉખડી જાય છે. જેમ દાણા નીચેનો ચામડીનો ભાગ વધારે ઊંડો સડેલો હોયછે તેમ તેના રૂઝાયા પછીના ખાડા ઊંડા રહે છે. ઘણાંજ ખુબસુરત સ્ત્રી પુરૂષોને પણ માતા બેહદ બેડોળ કરી નાખે છે. માતાનો રોગ ચાલતો હોય ત્યારે એક જાતના કેટલાંક છોકરાંઓને ઉપરાઉપર માતા નીકળેછે. માતાને લઇને આંખમાં અને કાનમાં પાક થાયછે. કેટલાંક છોકરાંઓની આંખ ફૂટી જાયછે અને તેથી તેઓ કાણાં કે આંધળાં થઈ જાય છે. કેટલાંક બેહેરાં પણ થઈ જાય છે.

માતાના સખ્ત તાવમાં ફેફસાંનો વરમ થવાનો ઘણો સંભવ છે અને ફેફસું બગડવાથી અગર મગજ બગડવાથી દરદી ગુજરીજવાની ભીતિ રહેછે. માતામાં આંચકી ઉપડવી એ ઘણુંજ ત્રાસદાયકછે અને તેથી ઘણીક વખતે દરદીની જીંદગીને જફા પહોચે છે.

ઉપાય—ગુલાબપાક ૨૩૫ ગુલકંદ ૨૩૫ તેલ ૨૭૪ ફટકડીનું ટીપું ૫૦ મોરથુથુનાં ટીપાં ૫૯ લીમડાનું હીમ ૩૬૪.

## માથું દુખવું.

નિદાન—માથું દુખવું એ પણ એક ખાસ રોગ નહિ હોતાં તે કેટલાક રોગનું ચિન્હ છે. મગજમાં લોહીનો જમાવ થવાથી અગર મગજને પુરતુ પોષણ નહી મળવાથી માથું દુખેછે. શૂળ અને બીજા વાતવ્યાધિને લીધે પણ માથું ચસ્કે છે. અજીર્ણ અને યકૃત્ના વ્યાધિમાં તેમજ જુદી જુદી જાતના જ્વરની અંદર તથા પ્રદરમાં અને વીર્યસ્ત્રાવમાં પણ માથાનો દુખાવો રહેછે. બહુ મહેનત કરવાથી, તડકામાં રખડવાથી, ઉજાગરો કરવાથી તથા અત્યંત વિષય સુખ અનુભવવાથી માથું ચડી આવે છે. બાદ, આંખના રોગને લીધે, તથા કાનના અને નાકના રોગને લઇને પણ માથું દુખેછે.

ઉપાય—અગથીઆના રસનું નાકમાં ટીપુ નાંખવું ૧૦૯ અગરનો લેપ ૧૧૦ અફીણ ૧૨૫ અભ્રક ભસ્મ ૧૪ અરીઠાંનાં પાણીનું ટીપું નાકમાં નાખવું. ૧૩૩ આકડાનાં પાન કપાળ ઉપર રાખવાં ૧૩૮ આદુના સ્વરસનું ટીપુ નાકમાં નાખવું ૧૩૯ આસોદરના સ્વરસનો કપાળ ઉપર લેપ ૧૪૯ એળીઓ ૧૬૭ કળિચુનો ૮૧ કાયફળનું નસ્ય ૧૯૩ કુષ્ટ તેલ ૧૯૦ કુમાનો લેપ ૨૦૩ ગુંદ ૨૩૩ ગુલાબજળનું પોતું ૨૩૪ ચાંગેરીનો સ્વરસ ૨૪૧ છીંકો લાવનાર દવા સુંઘવી ૪૪૯ જવખાર ૨૫૧ જળો લગાડવી ૪૨૩ જાયફળનો લેપ ૨૫૩ તખમરીઆનો લુવાબ ૨૬૭ તમાકુ સુંઘવી ૨૭૧ તાંદળજો

૨૭૫ દગડફુલનો લેપ ૨૮૨ દશાંગ લેપ ૩૯૨ દાડમ ૨૮૫ દંતીહરિતકી ૨૮૭ દ્રાક્ષ ૨૯૧ ધતુરો ૨૯૫ ધાણા ૨૯૯ ધોળી મુશળી ૩૪૮ નસોતર ૩૦૨ નવસાર ૩૬ નવસારનાં પોતાં ૩૮ નારાચરસ ૨૮૭ નાક છીંકણીનું નસ્ય ૩૦૨ નારંગી ૩૦૬ પર્પટાદિ હીમ ૨૧૪ પીંપરીમૂળના ગંઠોડા ૩૧૬ પૌષ્ટિક શોધક દવાઓ (નં-૩) ૪૭૫ બકુલના સુકેલાં ફુલનો ભૂકો (નસ્ય તરીકે) ૩૧૮ ભાંગ ૩૩૧ મનઃશીલના ચૂર્ણનું નસ્ય ૫૩ માશપત્રાદિ ક્વાથ ૨૪૨ રતાંજળીનો લેપ ૩૫૩ લવિંગનો લેપ ૩૫૮ લોહ ૭૪-૭૫ વાળાનો લેપ ૩૮૨ સ્નાયુશૈથીલ્યકૃત્ દવાઓ ૪૭૭ ષડ્બિંદુ તૈલનું નસ્ય ૩૩૪ સુખડનો લેપ ૨૪૮ સુંઠ ચોપડવી ૪૦૧ સુરમો આંજવો ૮૬ હિંગળો ૧૦૩ હીરાકશી ૧૦૫.

## માલણ.

**નિદાન**—માલણ એ નાકના ફોગ્રાંની અંદર થતી એક જાતની ફોડલી છે જે નાક નહિ સાફ રાખવાથી થઈ આવેછે.

**ઉપાય**—ગુલાબનું ફુલ સુંઘવું ૨૩૫ તાજું ઘી સુંઘવું ૪૨૧.

## મુખપાક.

**નિદાન**—મોઢાંની અંદરનાં મર્મસ્થાનના પાકને મુખપાક કહેછે અને તે મુખ્યત્વે કરીને બચ્ચાંઓને થાયછે.બચ્ચાંઓને જ્યારે દુધ માફક નથી આવતું અગર અજીર્ણ થાયછે ત્યારે, તેમજ મોઢું આવી જાય તેવી ચીજ મોમાં ઘાલવાથી મુખપાક થઈ આવેછે. દાંત આવતી વખતે પણ થોડોઘણો પાક થાય છે. હીંગળો, પારદ, રસકપૂર વિગેરે ઓષધોનું અયોગ્ય સેવન કરવાથી મોઢાંનો સખ્ત રીતે પાક થઈ આવેછે.

**ઉપાય**—આવળનાં પાન ૧૪૮ કાથો ૧૯૨ ખેરસાર ૨૧૬ ચણકબાબ ૨૩૮ ચણોઠીનાં મૂળીઆં અગર પાંદડાં મોમાં રાખવાં ૨૪૦ જાુઈનાં પાન મોમાં રાખવાં ૨૫૮ જેઠીમધનો શીરો મહોમાં રાખવો ૨૫૮ ટંકુનાહીમના કોગળા ૨૬૪ ટંકણના કોગળા ૨૮-૩૦ ધમાસાનો ગોળ મોહોમાં રાખવો ૨૯૮ પર્પટાદિ હીમના કોગળા અને પીવાને માટે ૨૧૪ પંચવલ્કલકષાયના કોગળા ૩૭૬ ફટકડીના કોગળા ૪૯ બકરીના દુધની શેડ ૪૨૭ બાવળનાં પાંદડાં મોહોમાં રાખવાં અને તેની છાલના ઉકાળાના કોગળા કરવા ૩૨૧ મધના કોગળા ૪૨૨ માયાંનાં ઉકાળાના કોગળા ૩૪૫ મોરથુથુ ૫૯ મોરથુથુનાકોગળા ૬૦ મોટી હરડે ૪૧૦ રસકપૂર ૬૩ રસવંતી મધમાં

લગાડવી. ૨૮૮ વંશલોચનની ગોળી ૩૮૫ સ્તંભન દવાઓના કાગળા ૪૮૮ હીરાદખણ ૪૧૨.

## મૂર્છા.

**નિદાન**—મૂર્છા એ એક જાતની ક્ષણીક બેશુદ્ધિ છે જે થોડા વખતમાં પાછી વળે છે. નબળા બાંધાનાં માણસોને કેટલીક ત્રાસદાયક ચીજ નજરે પડવાથી મૂર્છા આવે છે. તે શિવાય અપસ્માર અને બીજા કેટલાક વાતવ્યાધિમાં દરદી મૂર્છિત થઈ પડી જાય છે અને પાછળથી તે બેશુદ્ધ પડ્યો રહે છે.

**ઉપાય**--અજમાનું લૂણ ૧૧૪ લસણનો રસ સુંઘવો ૩૬૧ વજનું અંજન ૩૭૫.

## મૂત્રકૃચ્છ્ર.

**નિદાન**—ગમે તે કારણથી પેશાબની અટકાયત થાય તે મૂત્રકૃચ્છ્ર કહેવાયછે. પ્રમેહની બળતરાને લીધે કરીને, પથરી આડી આવીજવાથી અગર મૂત્ર માર્ગના રસ્તામાં કાંઈ સંકોચ થવાથી મૂત્ર આવતું અટકી જાયછે. શરદીને લઇને તેમજ પ્રોસ્ટેટપીંડની વૃદ્ધિથી પણ મૂત્રકૃચ્છ્ર થવા સંભવ છે. કોલેરાના દરદીને જો કે પેશાબ દેખાતો નથી તોપણ તે દરદમાં પેશાબ ઉતરવામાં કોઈપણ જાતની અટકાયત હોતી નથી.

**ઉપાય**—ઉત્કંટારો ૧૫૭ કાકડીનાં બી ૧૮૯ કેસુડાં ૨૧૫ ગોક્ષુરાદિ કાઢો ૨૩૭ ચાંગેરીનો સ્વરસ ૨૪૧ જવનું પાણી ૨૫૧ જાંબુનાં ફળ ૨૫૨ તૃણ પંચમૂળાદિ ક્વાથ ૩૯૦ નારીએળનું પાણી ૩૦૫ પાખણભેદ ૩૧૧ પુનર્નવાષ્ટક ૩૯૫ ભોરીંગણીનો સ્વરસ ૩૩૯ મૂત્રકૃચ્છ્રાન્તકરસ ૩૮૪ વરૂણાદ્ય ઘૃત ૩૭૮ શીલાજીત ૭૭ સુરોખાર ૮૭.

## મૂત્રપિંડના વ્યાધિ.

**નિદાન**—મૂત્રપીંડના વ્યાધિને લઇને ગુરદામાં હમેશાં થોડો થોડો દુખાવો થાયછે, શરીર બેચેન રહેછે અને વખતોવખત જ્વર સાથે તે વ્યાધિનો તીક્ષ્ણ પ્રકોપ થઈ આવેછે. શરદી લાગવાથી તેમજ ઝાડો કબજ થવાથી મૂત્રપીંડના વ્યાધિને પૂષ્ટિ મળે છે. મૂત્રપીંડના વ્યાધિવાળા દરદીનું મોઢું ફેફરેલ જેવું અને આંખનાં પોપચાં સોજેલાં રહેછે તેમજ તે હમે-

શાં કમકૌવત રહેછે અને તેને વખતોવખત આખા શરીરે શોફ થઈ આ વવા સંભવ છે. પેશાબ નિયમિત કરતાં વધારે આવે છે અગર ઓછો આ-વેછે અને કેટલીક વખતે મૂત્રપીંડમાંથી રસ પડના ઢાળીયા પેશાબ ભેગા નીકળી આવેછે. કેટલીક વખતે મૂત્રમાં સફેદ પદાર્થ પડેછે અને કેટલીક વખતે પેશાબ ડોળો ઉતરે છે જે ડોગ થોડો વખત પેશાબને રાખી મૂક-વાથી તળે જામી રહેછે.

ગુગળ ૨૩૦ જવનું પાણી ૨૫૧ પૌષ્ટિક શોધક દવાઓ (નં. ૧) ૪૭૫ બંગભસ્મ ૧૭ લોહ ૭૪ શતાબનાં પાનનો સ્વરસ ૩૮૬ શતાવરી ૩૮૭ શોથઘ્ન દવાઓ ૪૭૨.

## મૂત્રવ્યાધિ.

**નિદાન**—મૂત્રપીંડના, મૂત્ર માર્ગના અને મૂત્રાશયના દરદોનો સમાવેશ મૂત્ર વ્યાધિમાં કરવામાં આવ્યો છે.

**ઉપાય**—અજમો (બોડી) ૧૧૩ અનન્તમૂળ ૧૧૭ અભ્રખ ભસ્મ ૧૪ એખરો ૧૬૧ કીલ ૨૦૧ ગુગળ ૨૩૦ ગોખરૂ ૨૩૬ ગોક્ષુરાદિ કાઢો ૨૩૬ ગોખરૂનો અવલેહ ૨૩૭ ચણકબાબ ૨૩૭ ચન્દ્રપ્રભા ગુટીકા ૭૭ ત્રિવિક્-મરસ ૪૬ પાણકંદો ૨૫૯ પ્રવાલભસ્મ ૪૭ બંગભસ્મ ૧૭ મૂત્રલ દવાઓ ૪૬૩ યોગરાજ ૭૮ રસાયનચૂર્ણ ૧૪૮ વરૂણાદિ કવાથ ૩૭૮ વસંત કુસુ-માકરરસ ૪૭ શીલાજીત ૭૭ સુવર્ણમાક્ષિક ભસ્મ ૮૯ હરીશંકરરસ ૧૪૮.

## મૂત્રાશયના વ્યાધ.

મૂત્રાશયની અંદર તીક્ષ્ણવરમ થાયછે તેમજ તેમાં અસ્મરી રહેછે. કેટલીક વખતે અસ્મરીને લઇને મૂત્રાશયનો તીક્ષ્ણ વરમ થઈ આવે છે. જે પાછળથી અસ્મરી રહે ત્યાં સુધી જીર્ણરૂપે રહે છે. મૂત્રાશયના વ્યાધિને લઇને પેસાબ ડોળો અને દાહયુક્ત આવેછે અને કેટલીક વખતે ઘણા વખત સુધી મૂત્રાશયમાં રહેવાથી તે દુર્ગંધીવાળો થઈ ગયેલો હોય છે. વખતે પેસાબ અટકી પડે છે અને વખતે એનીમેળે નીકળી જાય છે.

**ઉપાય**—ચણકબાબ ૨૩૮ જળો લગાડવી ૪૨૪ ટંકણ ૨૯ દેવદા-વાદિ કવાથ ૨૯૦ પુનર્નવાષ્ટક ૩૯૫ શરપંખો ૩૮૮

## મોટી ઉધરસ.

**નિદાન**—મોટી ઉધરસ એ એક જાતનો ચેપી રોગ છે અને તે ઘ-ણશાં નાનાં બચ્ચાંઓને થાય છે જેમાં થોડોઘણો તાવ આવે છે અને

ઉધરસ ખાતાં ઉલટી થઈ જાયછે. આ દરદની ઉધરસ જોકે દીવસમાં ઘણી થોડી વખત આવેછે તો પણ તે ઘણીજ સખ્ત આવેછે અને ઉપરા ઉપર બચ્ચાંને ઉધરસ ખાવી પડે છે. તેથી તે મુંઝાઇ જાય છે, તેના હોઠ કાળા પડી જાય છે અને ઉધરસ ખાતાં ઉલટી થઈ જાયછે તેમજ પેશાબ નીકળી જાય છે. કેટલીક વખતે મોટી ઉધરસમાં ખેંચતાણ થઈ આવેછે. આ દરદ ત્રણ પખવાડીંએ મટેછે અને બીજા પખવાડીયામાં તે ઘણુંજ સખ્ત રૂપ ધારણ કરેછે. આ દરદમાં દરદીને સંભાળવાની ઘણીજ જરૂરછે.

ઉપાય—કપૂર ૧૭૭ કસ્તુરી ૪૧૭ કાંટાશેળીઆની છાલનો કાઢો ૧૯૨ કીર્દમાન ૨૦૦ ફટકડી ૪૮ સોમલ ૯૭ સ્નાયુશૈથીલ્યકૃત્ દવાઓ ૪૭૭ હીંગ ૪૧૧.

## મંદાગ્નિ.

નિદાન—એ એક જાતનું અજીર્ણનું કારણ અને ચિન્હ છે. જઠરાગ્નિ મંદ થઈ જવાથી અનાજ બરાબર પચતું નથી, શરીર બેચેન રહેછે અને પેટમાં બોજા જેવું લાગેછે.

ઉપાય—અગ્નિમુખ ચૂર્ણ ૧૬૦ અભ્રખ ભસ્મ ૧૪ એળીઓ ૧૬૭ કલોંજી જીરૂં ૨૫૭ ઝેરકોચલાંની ફાકી ૨૬૧ તેજબળ ૨૭૮ પીંપરીમૂળના ગંઠોડા ૩૧૬ મરી ૩૪૩ માલકાંકણા ૩૪૬ લવીંગ ૩૫૮ વડવાનલ રસ ૮૫ શૂલહરણ યોગ ૨૬૨.

## યકૃતોદર.

નિદાન—જુદી જુદી જાતના જ્વરમાં અને ખસૂસ કરીને વિષમ જ્વરમાં તથા સંતત્ જ્વરમાં યકૃત્‌ની અંદર લોહીનો જમાવ થાયછે. તે શીવાય આસપાસનાં મર્મસ્થાનમાં વરમ થવાથી પણ યકૃત્ સોજી આવવા સંભવ છે. વિષમ જ્વર પછી બરોલની પેઠે યકૃત્‌ની પણ જીર્ણ વૃદ્ધિ રહી જાયછે જેને આપણે મુંઝારાની ગાંઠ કહીએ છીએ. દારૂ પીવાવાળા માણસને યકૃત્‌ની વ્યાધિ બહુ પડેછે. આવા દરદીનું જમણું પડખુ તપાસીએ તો તે ચડેલું દેખાયછે અને દાબતાં ત્યાં મોટી ગાંઠ હોય એમ માલમ પડેછે ને તે પેટમાં ભાર રૂપ થઈ પડેછે. દરદી કમ કૌવત જણાયછે અને કામ કાજ કરતાં હાંફી જાયછે. જ્યારે તીક્ષ્ણ વરમ થઈ આવેછે ત્યારે તાવ ચડેછે, પેટમાં સખ્ત દુખાવો થયા કરેછે અને જમણા ખભામાં શૂળ નીકળતું હોય એમ જણાયછે. ફેફસાં ઉપર યકૃત્‌નું દબાણ થવાથી ઉધરસ ઉપડી આવેછે, જીર્ણ યકૃત્‌ના વ્યાધિમાં અજીર્ણના ચિન્હ

બહુધા જણાય છે, અનાજ પચતુ નથી, વખતે જમ્યા પછી ઉલટી થઈ જાયછે અને વખતે ઝાડો ઉથલા માર્યા કરે છે. યકૃતના દરદીને લોહી ખંડ ઝાડો બહુ પીડેછે તેમજ તેને અર્શ ઉપડી આવેછે. શરીર ફીકું અને શુષ્ક રહેછે અને કમળાનો ભાવ પણ વખતે જણાયછે.

ઉપાય—અભ્રક ભસ્મ ૧૪ અર્કાદિ કવાથ ૧૩૭ અશેળીઓ ૧૩૪ આકડો ૧૩૭ ઇન્દ્રવરણું ૧૫૩ એળીઓ ૧૬૭ કાળાદાણા ૧૯૪ કુકડવેલ ૨૦૨ કુમારિકા ધૃત ૨૦૬ કુમારિકાસવ ૨૦૬ ખદિરારિષ્ટ ૨૧૮ ખાસ લોહીને પુષ્ટિ આપનારી દવાઓ ૪૬૧ ગંધક ૨૪ ગરણીનાં બી ૨૧૯ ગરમાળાનો ગર ૨૨૦ ગળો ૨૨૫ ગૌમૂત્રની ભાવના વાળી દવાઓ ૪૧૯ ચિત્રકક્ષાર ૨૪૪ જવખાર ૨૫૧ ઝેરૈર ૨૬૦ ડાંભ દેવો ૪૫૩ તાંદળજાની ભાજી ૨૭૫ તામ્ર અને લોહનો સંયોગ ૩૩ તામ્ર ભસ્મ ૩૩ તલીસાદિ ચૂર્ણ ૨૭૬ દાંતીમૂળ ૨૮૬ ધાત્રીલોહ ૧૪૭ નવસાર ૩૫ નસોતર ૩૦૧ પટોળાષ્ટક ચૂર્ણ ૩૧૦ પાઠાદિ કવાથ ૧૯૭ પિત્તાંકરસ ૫૫ પીપલ્યાસવ ૩૧૪ પુનર્નવાષ્ટક ૩૫૫ ભાંગરાનું ચૂર્ણ ૩૩૪ મધુપક્વહરિતકી ૪૦૯ મંડુરવટી ૭૨ રાઇનો લેપ ૩૫૫ રોહીતકલોહ ૭૩ રોહિતારિષ્ટ ૩૫૨ લોહ ૭૨ લોહાસવ ૭૨ શોથઘ્ન દવાઓ ૪૭૨ શંખવટી ૮૦ સરગવાની છાલનો કવાથ ૩૬૩ સારક દવાઓ ૪૬૫ સારક પિત્તશામક દવાઓ ૪૫૭ સાકેકાઈ ૩૯૯ સુરોખાર (તીક્ષ્ણ રૂપમાં) ૮૭ સંચળ ૬૯ હીરાકશી ૧૦૫.

## રકતપિત્ત.

**નિદાન**—રકતપિત્ત એ પિત્ત પ્રકોપનું એક મુખ્ય ચિન્હ છે. આ રોગમાં દરદીને તેના શરીરનાં જુદાં જુદાં છીદ્રોમાંથી લોહી પડેછે. રકતપિત્તના બે ભેદ છે; એક ઉર્ધ્વગ અને બીજો અધોગ. મોઢામાંથી બડખા વાટે અગર ઉલટી વાટે લોહી પડવું તેમજ નાકમાંથી લોહી પડવું વિગેરે ઉર્ધ્વગ રકતપિત્તની સંજ્ઞામાં આવી જાયછે. પુંઠેથી, મૂત્ર માર્ગમાંથી અગર ગર્ભાશયમાંથી બહુ લોહી પડવું એ અધોગ રકતપિત્તની સંજ્ઞા તળે આવી શકેછે. માનીસીક ચિન્તાથી, અત્યંત રતિ વિલાસથી તેમજ બહુજ ગરમ ચીજ ખાવાથી રકતપિત્ત થવા સંભવ છે. જે જે કારણોને લઇને પિત્તનો પ્રકોપ થાય તે તે કારણોથી રકતપિત્ત ઉપડેછે. ક્ષીણતા એ રકતપિત્ત ઉપડવાનું ઘણુંજ સબળ કારણ છે. હમેશાં લોહી પડવાથી દરદી દીન પરદીન ક્ષીણ થતો જાયછે. અત્યંત ક્ષીણતા થવાથી કોઈ પણ

મર્મસ્થાનમાં પાક થઈ આવેછે પણ ખસૂસ કરીને જે મર્મસ્થાનમાંથી લોહી પડતું હોય તે મર્મસ્થાન ખવાઇ જાયછે ને તેથી દરદી ગુજરી જાયછે.

**ઉપાય**—અફિણ ૧૨૫ અરડુસી ૧૩૦ અર્કઅહિફેનાદિ ગુટીકા ૧૩૭ આંબાની ગોટલી ને આંબાની છાલ ૧૪૨ આમલકયાદિ લોહ ૭૩ ઇંદ્રયવાદિ કાઢો-ઇંદ્રયવાદિ પ્રમથ્યા ૧૫૧ કુટજાવલેહ ૧૭૨ કુમારીકાસવ ૨૦૬ કેશર ૩૦૯ કોળુ ૨૧૨ ખંડામલકી ૧૪૬ ગળોનો સ્વરસ ૨૨૫ ચ્યવનપ્રાશ્યાવલેહ જમ્બ્વાદિ ક્વાથ ૨૨૫ તાંદળજો ૨૭૫ ત્રિફળાનું ચૂર્ણ ૨૮૦ દાડમ ૨૮૫ દારૂ હળદર ૨૮૮ ધાત્રીલોહ ૧૧૬ ધાવડીનાં ફુલ ૩૯૦ નવસાર ૩૬ નારીકેલખંડપાક ૩૦૫ નારંગી ૩૦૬ પથ્યાદિ ગુડ ૪૧૦ ફટકડી ૪૯ બીલી ૩૨૫ મોતી ૫૫ મોરથુથુની પીચકારી ૫૭ રોપ્ય ભસ્મ ૬૫ લોહીનું શોધન કરી પુષ્ટિ આપનારી દવાઓ ૪૬૧ લોહ ૭૩ વાસા ખંડ પાક ૧૩૦ સાલવણનું મણ્ડ ૩૯૯ હીરાકશી ૧૦૫ હીરાબોળ ૪૧૩.

## રકતમૂત્રતા.

**નિદાન**—કેટલાક જ્વરાદિક દોષમાં પેશાબમાં લોહી પડેછે. મૂત્ર પીંડના, મૂત્રાશયના અને મૂત્ર માર્ગના કેટલાક વ્યાધિને લઇને પણ પેશાબમાં લોહી પડવા સંભવ છે. પ્રમેહ, અર્બુદ વિગેરે દરદોમાં મૂત્ર માર્ગમાં કાંઈ જખમ હોયછે ને તેથી તે ભાગમાંથી લોહી પેશાબ સાથે આવેછે.

ઉપાય—ધાવડીનાં ફુલ ૩૦૦ લોહ ૭૩.

## રકતસ્રાવ.

**નિદાન**—શરીરનો કોઈ પણ ભાગ કપાવાથી ત્યાંથી રકતસ્રાવ થાય છે. બાદ ક્ષય, નસકોરી ફુટવી, અર્શ, ઉલટી વિગેરેમાં પણ લોહી પડેછે. દાંત ઉખડી ગયા પછી તેમજ કોઈ પણ જાતની કાપકૂપ કર્યા પછી પણ લોહી વહેછે. થોડું ઘણું લોહી વહેવાથી કાંઇ નુકસાન થતું નથી પણ જો બહુજ લોહી વહેવા માંડે તો પછી જીંદગીને જફા પહોંચવા ભીતિ રહેછે.

**ઉપાય**—આમળાં ૧૪૬ ઉત્પલાદિ ઘૃતમ્ ૧૮૧ ઉષ્ણ દવાઓ ૪૪૦ કરોળીઆનું પડ લગાડવું ૪૧૫ ટંકણ ૨૮ ડાંભ દેવો ૪૫૪ ફટકડીનાં પોતાં ૫૦ ભાંગ ૩૩૧ રાળનો ભૂકો દાબવો ૩૫૭ લવણનાં પાણીનાં પોતાં ૬૮ શશગુંદર ૧૫૬ સ્તંભન દવાઓનું પાણી છાંટવું ૪૪૮ હીરાબોળ ૪૧૩.

## રકતાતિસાર અથવા લોહીખંડ ઝાડો.

**નિદાન**—ઘણા દીવસ સુધી અતિસાર રહેવાથી અગર યકૃતના

જીર્ણ વ્યાધિને લઈને લોહી ખંડ ઝાડો વખતો વખત ઉપડી આવેછે આ દરદને આપણા લોકો સાધારણ રીતે મરડો કહેછે કારણ કે તેમાં ઘણી સખ્ત વીંટ આવ્યા બાદ થોડાં ઘણાં લોહીનાં ટીપાં પડેછે. બહુ ગરમ ચીજ ખાવાથી, દારૂ પીવાથી તેમજ અર્શ વિગેરે આંતરડાના વ્યાધિવાળા દરદીને લોહી ખંડ ઝાડો થઈ આવવા બહુ સંભવ છે. જ્યારે આ દરદ તીક્ષ્ણ રૂપે ઉપડે છે ત્યારે દરદીને એક દીવસમાં વીસ ત્રીસ અગર ચાલીશ વખતે ઝાડે જવું પડેછે અને સખ્ત વીંટ બાદ આવ્યા થોડાં ઘણાં લોહીનાં ટીપાં માંડ પડેછે. શરૂઆતમાં થોડું ઘણું લોહી પડેછે પણ પાછળથી લોહી બીલકુલ દેખાતું નથી ને પેટમાં સખ્ત રીતે વઢાતું હોય એમ દરદીને જણાય છે. દરદીને ઝાડે જવા કરતાં આ વાઢની પીડા ઘણીજ સખ્ત હોયછે, તેને ઉલટી થયા કરેછે અને પેટમાં પાણી જેવી ચીજ પણ છખતી નથી. કેટલીક વખતે આંતરડાંમાં દરદીને છીદ્ર પડે છે અને તે ગુજરી જાયછે. સાધારણ રીતે આ દરદનો દેખાવ ઘણોજ ભયંકર છે પણ તે સુસાધ્ય છે. આતરડાંમાં છીદ્ર પડ્યાં હોય ત્યારેજ અગર આસપાસનાં મર્મસ્થાનમાં પાકનાં ચિન્હ સાથેજ થયાં હોય ત્યારે દરદીની જીવવાની આશા થોડી રખાયછે.

ઉપાય—અફીણ ૧૨૩ અરડુશાની છાલ ૧૩૧ આકાર કરભાદિચૂર્ણ ૧૦૮ આંબાની ગોટલી અને આંબાની છાલ ૧૪૨ ઇન્દ્રજવ ૧૫૧ ઈસબગુલ ૧૫૪ કડાછાલ ૧૭૧ કાંચનારની છાલનો ઉકાળો ૧૯૧ કાંટાળુ માયું ૩૪૫ કાથો ૧૯૨ કુટજપુટપાક, કુટજાદિ ચૂર્ણ અને કુટજાવલેહ ૧૭૧ કોઠ ૨૧૦ ખર્પર ૧૯ ચાંગેરીનો સ્વરસ ૨૪૧ ચિત્રક ૨૪૫ જવનું પાણી ૨૫૧ જળો લગાડવી ૪૨૪ જંબ્વાદિ સ્વરસ ૨૫૨ ટેટુ ૨૬૪ દાડીમાષ્ટક ૨૮૫ દીપન દવાઓ ૪૫૦ ધાવડીનાં ફુલ ૩૯૦ નાગકેશર ૩૦૩ પંચામૃત પર્પટી ૪૫ બાવળની છાલ ૩૨૨ બીલીનાં ફળનો ગર્ભ ૩૨૪ માલીતી વસંત ૧૯ મીંઢોળનો ગર્ભ ૩૪૭ મીણમાં બનાવેલી ફલવર્તિ ૪૩૦ મોરથુથુ ૫૭ મોરથુથુની બસ્તી ૫૭ રસ પર્પટી ૪૫ રસાંજનાદિ ચૂર્ણ ૨૮૮ રાળ ૩૫૭ લોદર ૩૬૮ લોહ ૭૩ વાદળીની રાખ ૪૩૦ વાસાપુટપાક ૧૩૧ વૃદ્ધ ગંગાધર ચૂર્ણ ૩૫૨ શતાવરીનાં મૂળની ફાકી ૩૮૭ શેમળાનાં મૂળીયાં ૩૮૮ શંખજીરૂં ૮૨ સમદરફળ ૩૬૪ સાબરશીંગુ ૪૩૨ સુવર્ણ પર્પટી ૯૨ સ્તંભન દવાઓ ૪૪૮ હીરાકશી ૧૦૫.

## રતવા.

**નિદાન**—બે ચાર દીવસ તાવ આવ્યા બાદ શરીરનો કોઈ ભાગ લાલ સૂજી આવેછે અને તેમાં તણખા માર્યા કરેછે. કોઈ પણ જખમ સડવાથી તેમાંથી જે રતવા ઉપજ થાયછે તે એની મેળે ઉપડેલ રતવાના કરતાં વધારે ભયંકર છે. આ એક જાતનો ઝેરી હવાનો ઉડતો રોગછે. આપણા દેશમાં રતવા ને માટે બહુ વહેમ છે. કોઈ સાકુ ગુમડું અગર તાપોડીયું પાક ઉપર આવ્યું હોય તેને પણ લોકો રતવા કુટી પાડેછે. રતવા વાળો ભાગ બહુજ લાલ હોયછે અને અંદરથી ઠણકા માર્યા કરેછે આ દરદ આસપાસના ભાગમાં પણ ફેલાતું જાયછે અને દરદીને સખ્ત તાવ ભર્યો રહેછે. બચ્ચું શ્વાસ ઘણી જલદીથી લેછે અને તેની આંખો ઢળેલી અને મીંચેલી દેખાય છે. જો આ તીક્ષ્ણ રૂપમાંથી તે બચે તો લાલાશ વાળી ગાંઠુ પાકેછે અને ફુટેછે અને કેટલીક વખતે દરદી ઘસાઈ ઘસાઇને ગુજરી જાયછે.

**ઉપાય**—અગર ૧૧૦ ઉંદરકાની ૧૫૮ કમળાનાં ફુલ અને પાનનો લેપ ૧૮૧ ગેરૂ ૨૦ ફટકડી ૪૮ વાળાનો લેપ ૩૮૨ સુખડનો લેપ ૨૪૭

## રતાંધળાપણું.

**નિદાન**—નબળાઈથી, અત્યંત તેજ સામુ જોઈ રહેવાથી અને અયોગ્ય ખોરાક લેવાથી રતાંધળાપણું પ્રાપ્ત થાયછે. દ્રષ્ટિના જ્ઞાન તન્તુમાં કાંઈ ગૂઢ ફેરફાર થઈ જવાથી દરદી રતાંધળો થાયછે.

**ઉપાય**—અઘેડાનું મૂળ ૧૧૨ ખાપરીઆનું અંજન ૨૦ ગાયના છાણના રસનું અંજન ૪૨૦.

## રસોળી.

**નિદાન**—એ એક જાતની પ્રવાહી ગ્રંથી છે. તે દાબતાં પોચી અને ઘઉંના કણક જેવી જણાયછે. નક્કર ગ્રંથીની પેઠે આખી ગાંઠ એક સરખી હોતી નથી. તેને ચીરતાં તેમાં એક થેલી માલમ પડેછે જેમાંથી ચીકણો રસ અગર ઘઉનાં કણક જેવો ડુચો નિકળતો દેખાય છે. જ્યારે તે પાકે છે ત્યારે તેમાં પરૂ થાયછે. વખતે આ પરૂ દુર્ગંધિ યુક્ત હોય છે.

**ઉપાય**—ડાંભ દેવો ૪૫૪.

## રસકપૂરનું ઝેર.

**ઉપાય**—ટંકણના કોગળા ૩૦ (પારદજુઓ)

## રાંઝણ.

**નિદાન** તથા **ઉપાયને** માટે ગૃધ્રસી જુઓ.

## રાફી.

**નિદાન**—આ એક જાતનું જન્તુ જન્ય પગનું દરદ છે જે સાધારણ રીતે ફણામાં કે એડી ઉપર થાયછે. પગનો કેટલોક ભાગ ખવાઈ જાયછે અને તેમાં ઘણાંક છીદ્રો પડી ત્યાંથી પરૂ વહેછે. રાફીનો જખમ તપાસતાં તેમાં તેનાં ખાસ અંકુર માફક દાણા દેખાઈ રહેછે જે રાતા, ધોળા અગર કાળા હોય છે. રાફી વાળો ભાગ ઠેઠ હાડકાં સુધી સડી જાયછે.

**ઉપાય**—નિમ્બાદિ તેલ ૩૬૫.

## રાત્રે વળતો પસીનો.

**નિદાન**—નબળાઇને લઇને અગર જીર્ણ જ્વરમાં રાત્રીએ પસીનો વળેછે. શરીરના કોઈપણ મર્મસ્થાનમાં જ્યારે ક્ષત પડેછે ત્યારે તથા જે જ્વર સાંજરે આવેછે તેમાં રાત્રે પસીનો વળેછે. ક્ષય, ઉરઃક્ષત અને યકૃતના ગુમડાંમાં દરદીને રાત્રે બહુજ પસીનો આવેછે. આ દરદોના જ્વરને પ્રલેપક જ્વર કહેછે. આ જ્વરનું ઇંગ્રેજી નામ "હેટટીક ફીવર" છે.

**ઉપાય**—ખર્પર ૧૯.

## લાલી.

**નિદાન**—શરીરનો કાંઈ પણ ભાગ ત્યાં પાક થયાનાં ચિન્હ થયા શીવાય લાલ થઈ જાયછે. નાનાં બાળકોને તેમજ ગોરી ચામડીવાળાને આવી ક્ષણીક લાલી બહુ થઈ આવેછે. જુ, મછર, માંકડ વિગેરેના ડંસથી તેમજ ત્યાં ખંજેળવાથી અગર ખોટી ગરમાઇને લીધે ચામડીનો કોઇ કોઈ ભાગ લાલ થઈ જાયછે. વખતે તેમાં ચેળ પણ આવેછે.

**ઉપાય**—અમુક ભાગનું લાલચોળ થઈ આવવું જુઓ (પૃષ્ટ ૫૦૫)

## લુખસ.

**નિદાન**—આ દરદમાં આખા શરીર ઉપર બહુજ ચેળ આવેછે અને ખણવાથી ત્યાં લોહી નીકળે છે અને છડદાં પડેછે. વખતે છડદાંની આસપાસનો ભાગ સોજી જાયછે અને તેની ચડીઆવેલી કોરમાં બહુ ચેળ આવેછે. અળાઈ અને ખુરટમાં આખા શરીર ઉપર ઝીણી ઝીણી ફણગી

થાયછે જેમાંનું લુખસમાં કાંઈ થતું નથી. લુખસ બહુધા વૃષણ ઉપર બહુ થાયછે અને તેથી ત્યાં બારીક ગુમડાં થયાં હોય એમ જણાયછે.

ઉપાય—આમળાં ૧૪૭ આમળાનો મુરબ્બો ૧૪૭ કપૂરકાચલી ૧૮૦ કાળીપાટ ૧૯૮ કોળાપાક ૨૧૩ ખદિરારિષ્ટ ૨૧૮ ગળજીભી ૨૨૧ ગળોનો સ્વરસ ૨૨૫ ગુલાબનાં ફુલનો રેચ ૨૩૪ ચ્યવનપ્રાશ્યાવલેહ ૧૪૭ તાંદળજાનો સ્વરસ ૨૭૫ ત્રિફળાનું ચૂર્ણ ૨૮૦ તેલનો લેપ ૨૭૩ દેવદારવાળો લેપ ૨૯૦ ધમાસાના પાણીવડે સ્નાન ૨૯૭ નસોતર ૩૦૨ પરચુરણ શોધક દવાઓ (ના૧) ૪૭૫ બદામના તેલ વાળો મલમ ૩૧૯ ભાંગ ૩૩૨ મંજીષ્ઠાદિ ક્વાથ ૩૪૦ લીમડાના પાનનો સ્વરસ ૩૬૫ સુખડનો લેપ ૨૪૭ સોનામુખી ૪૦૫

## લુ લાગવી.

નિદાન—તડકામાં કામકરનાર માણસને લુ લાગેછે. લુ લાગવાને માટે ઘણી કલાક સુધી તડકો સહન કરવાની જરૂર છે તો પણ નાનાં બચ્ચાંઓને તેની અસર તરત જણાઈ રહેછે. શરીર આખું બળવા લાગેછે, દરદીને બહુ તરસ લાગેછે અને માથામાં ફેર આવેછે. થોડાજ વખતમાં તે ચકર ખાઈ બેશુદ્ધ થઈ પડી જાયછે. ઉનાળામાં જ્યારે ઘણો સખ્ત ઉનો પવન છપાટા મારતા હોયછે ત્યારે માણસોને લુ લાગવા સંભવ છે.

ઉપાય—અમ્લ દવાઓ ૪૩૫ આકડાનાં પાન કપાળ ઉપર બાંધવાં ૧૩૮ ખાસ પિત્તશામક દવાઓ ૪૫૬ ગરમાળો ૨૨૧ ગેરૂ ૨૧ તકમરીઆંનો લુવાબ ૨૬૭ બહુફળી ૩૨૦ સુખડનો લેપ ૨૪૮.

## લોહીના બડખા.

નિદાન—શ્વાસ નળીકાના અને ફેફસાંના કેટલાક રોગને લીધે બડખામાં લોહી પડેછે. ક્ષય, ફેફસાંનો વરમ કે અર્બુદ એ લોહીવાળા બડખા પડવાનું મુખ્ય કારણ છે. કેટલાક હૃદ્રોગમાં અને ગળાની પછવાડેના ભાગમાં ક્ષત વિગેરે થવાથી પણ બડખો કાઢતાં લોહી સાથે નિકળે છે. કેટલીક વખતે ઉલટીમાં પણ લોહી પડેછે. બડખામાં લોહી પડતું હોયછે ત્યારે છાતી સાધારણ રીતે દુઃખતી હોયછે. વખતે સાથે જઠરની પણ કાંઈ વિકૃતિ હોયછે અને દરદીની સ્થિતિ બહુ ભયભીત

જણાય છે. જે દરદીને લોહીના બડખા પડેછે તેને કોઈ સમયે ઉધરસ ખાતી વખતે નાકમાંથી પણ લોહી નિકળેછે.

ઉપાય—અર્ક અહિફેનાદિ ગુટીકા ૧૨૬ અર્જુન વૃક્ષની છાલ ૧૨૯ કુષ્માંડાવલેહ ૨૧૨ કેશર ૨૦૯ તાલીસ પત્રનો ભૂકો ૨૭૬ ફટકડી ૪૮ મોતી ૫૫ લોહ ૭૩ વાસાપુટપાક ૧૩૦ વાસાવલેહ ૧૩૦ સોનાનો વરખ ૯૨ સ્તંભન દવાઓ ૪૮૮.

## લોહીની ઉલટી.

પેટ ઉપર અગર વાંસામાં ઇજા થવાથી ઘણી વખતે લોહીની ઉલટી થાયછે. તેમજ જઠરના, આંતરડાના અને યકૃતના વ્યાધિમાં પણ લોહીની ઉલટી થાયછે. રસ કપૂર અને સોમલ વિગેરે કેટલાંક ક્ષોભક વિષથી પણ લોહીની ઉલટી થવા સંભવ છે. તેથી પેટમાં દુખ્યા કરેછે, અને મોળ ઉછાળા વિગેરે આવ્યા કરેછે. મોઢામાંથી લોહી પડવાનાં ત્રણ મુખ્ય કારણ છે. બડખાનું લોહી ઉલટીનું લોહી અગર મોઢાનાં મર્મસ્થાનમાંથી જે લોહી નિકળતું હોય તે. અજવાળામાં મોઢાંનાં બધાં મર્મસ્થાન જીભ તાળવું, દાંત, અવાળુ, વિગેરે તપાસવાથી જો ત્યાં લોહી પડવાનું કારણ હશે તો મળી આવશે. ઉલટીમાં લોહી પડતું હોય ત્યારે દુખાવો હમેશાં પેટના ભાગમાં રહેછે અને બડખામાં લોહી પડતું હોય ત્યારે દુખાવો છાતીના ભાગમાં અને પાંસળામાં હોયછે. એકમાં લોહી છાલક બંધ પડેછે અને બીજામાં ધીરે ધીરે બડખે બડખે નિકળેછે. પેહેલું લોહી કાળું અને એક સરખું હોયછે અને બીજુ લોહી ચળકતું લાલ રંગનું અને અંદર પવન મળેલો હોવાથી બારીક ફીણ અગર પરપોટાવાળુ હોયછે. પહેલા લોહીમાં વખતે અનાજનો ભાવ હોયછે અને બીજા લોહી સાથે વખતે પરૂવાળા અગર ચીકણા કફના બડખા હોયછે.

ઉપાય—કુષ્માંડાવલેહ ૨૧૨.

## વધરાવળ.

નિદાન—વૃષણ ગમે તે કારણથી મોટું હોય તેને આપણા લોકો સાધારણ રીતે વધરાવળ કહેછે. વૃષણના વરમને લઇને, અંતર્ગળથી કે ત્યાં કોઈ ગ્રંથી હોવાથી વૃષણ મોટું થાયછે. વૃષણની આસપાસ રસ પડની

પેલી છે. તેમાં પાણી ભરાય તેજ દરદનું નામ વધરાવળ. પાણી ઘણું ધીરે ધીરે ભરાય છે અને વૃષણની ગોળી પછવાડેના અને ઉપલા ભાગમાં રહેછે. તેનો આકાર પેરના જેવો જણાયછે અને એક બાજુ પર હથેળી રાખી બીજી બાજુ પરથી આંગળી ઠોકી હોય તો જળંદરની પેઠે આ દરદમાં પણ પાણીનો થડકો હથેળીને જણાયછે.

ઉપાય—કાંકચનું ચૂર્ણ ૧૮૮ ઝેરેર ૨૬૦ ડાંભ દેવો ૪૫૩ નવસારનાં પોતાં ૩૭ શેલારસ લગાડવો ૩૯૦ શેરા ગુંદર ૧૫૬ સાબર શીંગાની રાખ ૪૩૨.

## વાતરકત.

નિદાન—આ મહા ભયંકર કુષ્ટ ત્વક્રોગ છે. તે સાધારણ રીતે મનુષ્યને નાની ઉમરની અંદર થાયછે અને તે વંશ.પરંપરા ઉતરે છે. ઘણા વધેલા રોગનો દેખાવ એવો ભયંકર છે કેલોકો તેનો સહવાસ કરતા નથી. આ રોગમાં શરૂઆતમાં હાથ પગમાં દાહ થાયછે ને વખતે ઝીણો ઝીણો સળવળાટ થાયછે. હાથ પગમાં થતો દાહ વખતે એટલો ભયંકર હોયછે કે દરદી બરાડા પાડયા કરેછે. દાહની સાથે બે ચાર દીવસ તાવ પણ આવેછે અને આખા શરીર ઉપર ધ્રામઠાં ધ્રામઠાં થઈ રહેછે. આ ચિન્હ પ્રથમ હાથ પગનાં આંગળાં ઉપર, નાક ઉપર, કપાળ ઉપર અને કાનની બુંટ ઉપર જણાય છે. તે ભાગ ચડેલા અને રંગમાં બદલાયલા દેખાય છે. ધીરે ધીરે આખું શરીર વ્યાધિ ગ્રસ્ત થાયછે, હાથ પગ ઠુંઠા થઈ જાયછે અનેધારાં પડી ને વહેવા માંડે છે. વાતરક્તનું ઘારૂં ઘણા કાળ સુધી રૂઝાતું નથી. આ દરદીને વખતોવખત અસહ્ય પીડા ઉપડે છે અને તે દુઃખી જીવતર ભોગવે છે ને ઘણાક વર્ષે ઘસાઈ ઘસાઇને ગુજરી જાયછે.

ઉપાય—અંકોલ ૧૬૮ અફિણ ૧૨૭ આકડો ૧૩૬ આમળાં ૧૪૭ આસોંદરાની છાલ ૧૪૯ ઉંદર કાનીનોરસ ૧૫૮ એરંડ મૂળનો કવાથ ૧૫૩ એરંડીઉ તેલ ૧૬૩ કરણનું તેલ ૧૮૩ કરંજનાં પાન ૧૮૪ કાંટાશેળીઆનાં પાનનો કાઢો ૧૯૨ કાળીજીરી ૧૯૬ કુમારીકા સવ ૨૦૬ કુમારીકા ઘૃત ૨૦૬ કુવાડીઆનાં બી ૨૦૪ કૈશોર ગુગળ ૨૩૦ કોળું ૨૧૨ ખદિરારિષ્ટ ૨૧૮ ગળજીભી ૨૨૧ ગલિત કુષ્ટ કુઠાર ૪૪ ગળો ૨૨૬ ચણોઠીનો કલ્ક ૨૪૦ ચંદ્રપ્રભા ગુટીકા ૭૮ ચિત્રકનો લેપ ૨૨૫ છાલ મોઘરાનું તેલ ૨૪૮ તાંદળજાની ભાજી ૨૬૭ ત્રિફળાનું ચૂર્ણ ૨૮૦ દશાંગ લેપ ૩૯૨ દાહ શામક દવાઓનો લેપ ૪૪૯ નીંબપંચાંગ ચૂર્ણ ૩૬૫ નાગકેશર ૩૦૩ પટોલનો

કાઢો ૩૧૦ પથ્યાદિ ગુડ ૪૧૦ પરચુરણ શોધક દવાઓ ૪૩૬ પારદ ૪૪ પુનર્નવાષ્ટક ૩૬૬ બાબચી ૩૨૧ બ્રાહ્મી ૩૨૭ બેહેડાનાં મીંજનો લેપ ૩૨૬ ભાંગ ૩૩૨ ભીલામું ૩૩૭ મંજીષ્ટાદિ કાઢો ૩૪૦ મંજીષ્ટાદિ ઘૃત ૩૪૧ મેંદીનાં પાનનો લેપ ૩૫૧ મેંદીના પાનનો ઉકાળો ૩૫૧ રતાંજળી ૩૫૩ રોપણ દવાઓ ૪૬૬ વંશલોચન ૩૮૫ સારક દવાઓ ૪૬૫ સારક શોધક દવાઓ ૪૭૫ સીંહનાદ ગુગળ ૨૩૦ સોનામુખી ૪૦૫ સોમલ ૯૭ સોમલની ગોળી ૯૮ હજાર પાણીએ ધોએલું ઘી ૪૨૧ હરતાલ ૧૦૧.

## વાતરોગ.

**નિદાન**—વાતવ્યાધિ ઘણા પ્રકારના વિચિત્ર રૂપવાળા છે. તેમનાં સામાન્ય ચિન્હમાં જકડાઈ જવું, શૂળ, સોજો અને ગતિ મતિનો ભ્રમ એ પ્રાધાન્ય રૂપે રહેલાં છે. વાતવ્યાધિમાં વખતે કોઈ ભાગ શક્તિ હીન દેખાયછે તો વખતે કોઈ ભાગમાં અત્યંત કંપ હોયછે. શૂળ, સંધિવા, અર્દિત, પક્ષાઘાત, અર્ધાંગ, ક્રોષ્ટ્રશીર્ષ, અપસ્માર, હીસ્ટીરીઆ વિગેરે અનેક રોગોની ગણના વાતવ્યાધિમાં કરવામાં આવેલી છે.

ઉપાય—અકલકરો ૧૦૭ અડદ ૧૧૪ આસોંદરાનો ક્વાથ ૧૪૯ એરંડી ૧૬૩ કવચાં ૧૮૭ કન્યાસવ ૨૦૭ કુબ્જ પ્રસારણી તેલ ૩૧૭ કેરડાંની છાલ ૨૦૮ ગુગળ ૨૨૮ ગોકળ ગાયનું ચૂર્ણ ૪૧૮ ગંધક ૨૪ ચણોઠી ૨૪૦ ચીકણા ૨૪૨ જટામાંસી ૨૫૦ જાયફળનો લેપ ૨૫૩ જાવંતરી ૨૫૪ ઝેરકોચલું ૨૬૨ ડુંગળી ૨૬૫ ત્રિફળા ગુગળ ૨૮૦ દોષઘ્ન લેપ ૩૯૪ નગોડ ૩૦૦ નેપાળો ૩૦૯ પટોળ ૩૧૧ પીંપરી મૂળ ૩૧૬ બીલીનું મૂળ ૩૨૫ બ્રાહ્મી ૩૨૭ ભાંગ ૩૩૧ ભીલામું ૩૩૭ ભૈરવ રસ ૩૭૩ મરીનું તેલ ૩૪૪ મરી (ખાવાને)માટે ૩૪૪ મગજને પુષ્ટિ આપનારી દવાઓ ૪૬૦ માષબલાદિ ક્વાથ ૧૧૪ માલકાંકણીની ગોળી ૩૪૬ મેથી ૩૪૯ મોટી હરડે ૪૦૯ રાઇનો લેપ ૩૫૪ રાસ્નાપંચક ૩૫૫ રૌપ્ય ભસ્મ ૬૫ લઘુરાજ મૃગાંક ૨૭૮ લસણ ૩૬૦ લોહ ૭૨ વછનાગ ૩૭૨ વજની લોપરી ૩૭૫ વમન કરાવનાર દવાઓ ૪૬૮ વાતગજાંકુશ ૬૫ વાતઘ્ન દવાઓ ૪૭૦ સમદરસોષનું મૂળ ૩૯૫ સાલમ ૩૯૮ સારક દવાઓ ૪૬૫ સીંહનાદ ગુગળ ૨૪ સુંઠ ૪૦૨ સોમલ ૯૭ સ્વેદલ દવાઓ ૪૭૮ શતાબનો સ્વરસ ૩૮૬ શતાવરી ૩૮૭ શીલાજીત ૭૮ હરતાલ ૧૮૦ હીંગલો ૧૦૪ હીંગ ૪૧૧ વર્દ્ધમાન પીંપળી ૩૧૪.

## વાવલું.

**નિદાન**—આ એક જાતનું આંખના કૃષ્ણ મંડળના ક્ષતનું પૂર્વ રૂપ

છે. આંખના કાળા ભાગમાં તે સફેદ દાણા રૂપે દેખાય છે. વાસ્ત વિક- જોતાં કૃષ્ણ મંડળના બાહ્ય પડમાં રહેલું તે પરૂ છે. બે ચાર દીવસમાં તે સફેદ દાણો ખસી જાયછે અને ત્યાં ખાડો પડી રહેલો જણાયછે. જ્યારે આંખમાં વાવલું પડેછે ત્યારે સખ્ત પીડા થાયછે તથા લમણું અને કપાળ ચડે છે, આંખ લાલચોળ થઈ આવેછે, દરદીથી તેજ સહન થઈ શ- કતું નથી અને આંખ આડો હાથ રાખવા જરૂર પડેછે.

ઉપાય—વડાગરૂં મીઠું. ૬૯

## વાળનું ખરી જવું.

**નિદાન**—ઉપદંશમાં, કોઈ જીર્ણ વ્યાધિને લઇને તેમજ વાળના મૂ- ળમાં કોઈ રોગ થવાથી તથા કેટલીક ગુર્ભોણી સ્ત્રીઓને સહેજ સાજમાં વાળ ખરી પડેછે.

**ઉપાય**—અનન્ત મૂળ ૧૧૭ કુષ્માંડ ૨૧૩ ગુંજાદિ તેલ ૨૪૦ દંભક દવાઓ ૪૫૨ ભાંગરાનું તેલ ૩૩૪ રસ કપૂર ૩૬૮.

## વાળો.

**નિદાન**—આ એક જાતનો જંતુ છે જે આશરે હાથ અગર સવા- હાથ લાંબો હોયછે. કેટલાકને વાળો તરતો હોય ને ઘણા દીવસ સુધી તે જગ્યાએ પડયો રહે તો પણ કાંઈ ચિન્હ થતું નથી. વખતે તે જગ્યોએ ચેળ આવેછે ને ખંજોળતાં ત્યાં ગાંઠો ઉપડી આવેછે પણ પાછો તે થોડા વ- ખતમાં પોતાની મેળે બેસી જાયછે. વાળા વાળા કેટલાક દરદીને આગમ- ચથી શીળસ ઉપડે છે અને ઉલટી થાયછે. જે દરદીને શીળસ ઉપડી શરૂ થાય તેને વાળો થોડી ઈજા કરેછે એમ કેટલાક લોકોનું માનવું છે. જે જગ્યોએ વાળો નિકળવાનો હોય ત્યાં તે ચટકાં ભરતો લાગેછે તથા એ જગ્યો એ જરા ખંજોળી એ કે તરત ત્યાં ફરફોલો ઉપડે છે. આ ફરફોલામાં ચીકણું પાણી હોયછે જે એકાદ દીવસમાં તે ફુટયા પછી નીકળી જાયછે. આ ફરફોલાની અંદરના ભાગમાં વાળાની મુછ હોયછે. કેટલીક વખતે વાળો બે ચાર દીવસમાં એની મેળે નીકળી જાયછે પણ વખતે તે ત્રુટે છે ત્યારે ભારે પીડા કરેછે. તે ભાગ એકદમ સોજી જાયછે, અંદર અત્યંત દુખાવો થાયછે અને ત્યાં જુદા જુદા ગડ ઉપડે છે જે પાકેછે અને ફુટેછે. વાળાનાં આગડને બીલાં કહેછે.

**ઉપાય**—અફીણ ૧૨૫ આકડાનાં પાન ૧૩૮ એરંડાનાં પાન ૧૬૫

એરંડીએલ તેલ ૧૬૫ ઓથમી જીરાંની પોટીસ ૧૫૫ કાકમારીનો રસ ૧૯૦ કુંવારનું લફરૂં ઓઢવીને બાંધવું ૨૦૬ કેરડાની પાડની લુગ્દી ૨૦૮ ધતુ-રાનું પાન ૨૯૬ મરી ૩૪૪ લીંબડાનાં પાન બાફીને બાંધવાં ૩૬૬ સરગવાની છાલનો લેપ ૩૯૪ હીંગ ૪૧૧.

## વિચર્ચિકા.

નિદાન—દેશી વૈદ્યકારોએ વિચર્ચિકાને કુષ્ટનો એક ભેદ ગણ્યો છે. આ રોગમાં શરીરની ચામડીમાં રાતા રંગનાં જરા ચડીઆતાં ગોળ ચકરડાં હોયછે, જેમાં અત્યંત ચેળ આવેછે, ખંજોળવાથી ધોળી ભુખરા રંગના ફોતરી ઉતરેછે તથા ચામડી રૂક્ષ અને જાડી થઈ જાયછે અને તે ધોળા અભ્રખની પેઠે વખતે ચળકે છે. આ રોગમાં દરદીને અત્યંત હેરાન કરનાર ફક્ત ચેળછે.

ઉપાય—અફીણ ૧૨૭ આમળા ૧૪૭ આસોંદરાની છાલ ૧૪૯ એળીઓ ૧૬૮ કપીલાનો મલમ ૧૭૫ કરંજનું તેલ ૧૯૪ કાસાંજન ૨૭ કાકડા શીંગી ૧૮૯ કાકમારી ૧૯૦ કાંચનાર ૧૯૧ કાંટા શેલીઆની છાલનો કાઢો ૧૯૨ કાળીજીરી ૧૯૬ કાળીપાટ ૧૯૮ કીલનો મલમ ૨૦૨ કુવાડીઆનાં બી ૨૦૪ કુમારીકાસવ—કુમારીકા ઘૃત ૨૦૬ કુષ્માંડ ૨૧૨ કૃષ્ણ જીરકાદિ લેપ ૨૫૭ ખદિરાષ્ટક ૨૧૭ ખદિરારિષ્ટ ૨૧૭ ગળો ૨૨૬ ગાજરનાં બીનો લેપ ૨૨૬ ગુલાબનાં ફુલનો રેચ ૨૩૨ ગંધકનો લેપ ૨૪ ગેરૂ ૨૦ ચણોઠીનો કલ્ક ૨૪૦ જીરકાદિ તેલ ૨૫૬ ટંકણ ૩૦ તાંદળજાની ભાજી ૨૭૪ ત્રિફળાનુંચૂર્ણ ૨૮૦ ધતુરો બાહાર લગાડવો ૨૯૬ ધમાસાનાં પાણીનું સ્નાન ૨૯૭ નારંગી ૩૦૬ નીંબપંચાંગ ચૂર્ણ ૩૬૫ પટોળનો કાઢો ૩૧૦ પારેદ ૪૪ પારાનો મલમ ૪૬ પારસ પીપળાના ડોડવાનો રસ (બહાર લ-ગાડવો) ૩૧૨ પુનર્નવાષ્ટક ૩૯૬ પથ્યાદિ ગુડ ૪૧૦ ફટકડી ૫૧ બાબચી ૩૨૧ બ્રાહ્મીનું ઘી ચોપડવા માટે ને ખાવાને માટે ૩૨૭ મેંદીનો ઉકાળો ૩૫૧ મંજીષ્ટાદિ કાઢો ૩૪૦ રતાંજળી ૩૫૩ લોહ ૭૫ સારક શોધક દવાઓ ૪૭૫ સીંદુર ૨૮૪ સોનામુખી ૪૦૫ હરતાલ ૧૦૧ હરતાલનો લેપ (બહાર લગાડવા માટે) ૧૦૧.

## વિદ્રધિ.

નિદાન—એ એક જાતનું ગુમડું થાયછે.તે શરીરના ગમે તે બાહ્ય ભાગ ઉપર થાયછે એટલુંજ નહીં પણ અંદરના મર્મસ્થાનો પણ તેનાથી મુક્ત

રહી શકતાં નથી. મર્મસ્થાનના ઉપર થયેલી વિદ્રધિ બાહ્ય વિદ્રધિ કરતાં વધારે ભયંકર છે. આ ગુંમડાની અસર કેડ હાડકાં સુધી પહોંચેલી હોયછે અને તેને ગંભીર ગુંમડું કહેછે.

**ઉપાય**—કાંચનાર ૧૬૧ મંડુર ૭૫ યોગરાજ ગુગળ ૨૩૦ લોહ ૭૫ સરગવાનાં મૂળનો કવાથ ૨૯૩.

## વીસ્ફોટક.

**નિદાન**—આ રોગમાં શરીરના જુદા જુદા ભાગમાં પરૂવાળાં કચકચતા મોટાં મોટાં ગુંમડાં થાયછે જેમાં ઉપરથી ભીંગડાં વળેછે અને નીચે કચકચ્યા કરતું હોયછે. ઉપદંશનાં ચાંદાંનો દેખાવ પણ વિસ્ફોટકનાં ચાંદાં જેવોજ જણાયછે. તેથી દરદીને થોડો થોડો તાવ આવેછે. આ એક જાતની લોહી વિકૃતિ છે. શરીરને યોગ્ય પોષણ આપે તેવો અને તેટલો ખોરાક નહીં ખાવાથી આ રોગ થઈ આવેછે.

**ઉપાય**—અનન્ત મૂળ ૧૧૭ કજ્જલી ૪૫ કપીલાનો મલમ ૧૭૫ કરવીરાદિ તૈલ ૧૮૩ કાસાંજણ ૨૭ કીલ ૨૦૨ ગળજીભી ૨૨૧ ચોપ ચીનીનો પાક ૨૪૬ જુઈના હીમનું સ્નાન ૨૫૮ પંચ વલ્કલ કશાયવડે પ્રક્ષાલન ૩૭૬ બ્રાહ્મી ૩૨૭ મોરથુથુ ૫૯ મંજીષ્ટાદિ કવાથ ૩૪૦ હીંગળો ૧૦૩.

## વીંછીનો ડંખ.

**નિદાન**—વીંછી કરડયો હોય તે જગ્યોએ બળતરા થયા કરેછે અને ઘણી સખ્ત પીડા થાયછે. વળી આવા પ્રાણીઓના ડંખની ખુબી એવીછે કે જેમ જેમ વખત થતો જાય તેમ તેમ તેની બળતરા ઉપરે વધતી જાય છે અને દરદીને બરાડા પડાવે છે. ઓછા ઝેરી વીંછીના ડંખથી ફક્ત તે જગ્યોએ જરાવાર દુખાવો થાયછે.

**ઉપાય**—અધેડાની ફુલવાળી કળીઉંનો રસ ચોપડવો ૧૧૧ ઉનાબનાં કુણા પાનની લુબ્દી ૧૫૮ જાંબુના પાનની પોટીસ ૨૫૨ શાહજીરાંની લુબ્દી ૨૫૬.

## વીર્યસ્રાવ.

**નિદાન**—કોઈ પણ કારણને લીધે વીર્યનો બહુ પાત થાય તે રોગને વીર્ય સ્રાવ કહેછે. પુરૂષ યોગ્ય ઉમરે પોહોચ્યા પછી થોડા ઘણા દીવસને અંતરે વીર્ય પાત થવો એ સ્વાભાવીક છે. પણ જો એકાંતરા, દરરોજ કે દીવસમાં બે ચાર વખત વીર્ય જાય ત્યારે તે રોગ ગણાય છે.'ક્ષીણ મનુ-

થયને ઘણે દીવસે પાત થાય તે પણ દુઃખ દાયક છે. વીર્ય સાધારણ રીતે પેશાબમાં, સ્વપ્ના વસ્થામાં અગર હસ્ત ક્રિયાથી પડેછે. ઝાડો કબજ થ- વાથી, અજીર્ણને લઇને તેમજ મૂત્રા શયના વ્યાધિથી વીર્ય પાત થાયછે. બહુ વીર્ય પાત થવાથી શરીર ક્ષીણ થાયછે, કમર દુઃખે છે, પગમાં કળતર થાયછે, કામ કાજ કરવા ઉત્સાહ થતો નથી, હાથ પગનાં તળાંમાં દાહ થાયછે, ચેહેરો ફીકો અને નિસ્તેજ જણાય છે, માથું ચડી આવેછે, આંખુ ઉંડી ઉતરી જાયછે, પેડુમાં દુખાવો થાયછે, મન ચીંતાતુર રેહેછે અને દરદીની સ્થીતિ અર્ધ ગાંડા જેવી જણાયછે. વાઈ, ક્ષય, નપુંસકપણું વિગેરે અનેક રોગ ઘણા સખ્ત વીર્યસ્રાવના દરદીને થવા સંભવ છે.

ઉપાય—આકારકરભાદિ ચૂર્ણ ૧૦૮ આમળાં ૧૪૭ કપૂર ૧૭૮ કસ્તૂરી ૪૧૮ ગોખરૂ ૨૩૬ ચણકબાબ ૨૩૮ ચણોઠીનો પાક ૨૪૦ ચંદ્રપ્રભા ૨૩૦ ચંદ્રોદય ૯૨ જેઠીમધ ૨૫૮ ઝેરકોચલું ૨૬૬ તકમરીઆંનો લુઆબ ૨૬૭ દુધ ૪૨૭ ધાતુ પૌષ્ટિક દવાઓ ૪૫૫ પટોળ ૩૧૦ પૂર્ણ ચન્દ્રોદય ૪૫ પંચામૃત પર્પટી ૭૫ બદામ ૩૧૮ મેંદીનો સ્વરસ ૩૫૧ મૃગાંક ૯૨ રસ- સિન્દુર ૪૫ રસાયન ચૂર્ણ ૧૪૭ લોહ ૭૪ લોહ પર્પટી ૭૪ વસંત કુસુમા કર રસ ૪૭ વાનરીવટીકા ૧૮૭ વિદારીકંદનો સ્વરસ ૩૮૪ શતાવરીનું ઘી ૩૮૭ શીલાજીત ૭૮ સોનું ૯૨ સ્તંભન દવાઓ ૪૪૮.

## વ્રણ.

નિદાન—ને માટે ધારાં અથવા ચાંદાં જૂઓ.

ઉપાય—અગર ૧૧૦ આમળા ૧૪૭ ઇસિસ (બહાર લગા ડવા માટે ) ૧૫૪ ઉપળેટનો મલમ ૧૬૦ કપીલાનો મલમ ૧૭૫ કાંચ નાર ગુગળ ૧૯૧ કાસાંજણ ૨૭ કાયફળના ઉકાળાથી પ્રક્ષાલન ૧૯૪ કૃમિઘ્ન દવાઓ ૪૪૬ કેશરાદિ ગોળી ૬૩ ખદિરાષ્ટક ૨૧૭ ખદિરારિષ્ટ ૨૧૭ ખદિરની છાલના ઉકાળાથી પ્રક્ષાલન ૨૧૮ ગળો ૨૨૬ ચોપચીનીનો પાક ૨૪૬ જાયફળના તેલનો મલમ ૨૫૩ ટેંટુનાં હીમથી પ્રક્ષાલન ૨૬૪ તલની લોપરી ૨૭૩ તિકતાદિ ધૃત ૧૮૪ ત્રિફળા ગુગળ ૨૮૦ તેલ સીંચવું ૨૭૪ દંભક દવાઓ ૪૫૨ ધમા- સના ઉકાળાવડે પ્રક્ષાલન ૨૯૮ નગોડનું સીદ્ધ કરેલ તેલ ૩૦૧ નાગર મોથનો સ્વરસ લગાડવો ૩૦૪ પરચુરણ શોધક દવાઓ ૪૭૬ પૂતિ સાર તૈલ ૧૮૪ પારાનો મલમ ૪૬ પારસ પીંપળાના ડોડવાનો રસ ૩૧૨ ફટ-

કડીના પાણીથી પ્રક્ષાલન ૫૧ બકૂલની છાલના ઉકાળા વડે પ્રક્ષાલન ૩૧૮. બાવળની છાલની રાખ દાબવી ૩૨૩ બાફેલું ગાજર ૨૨૬ બોરડીના ઉકાળા વડે પ્રક્ષાલન ૩૨૩ મીઠાનાં પાણીવડે પ્રક્ષાલન ૬૯ મેંદીના ઉકાળાનું પ્રક્ષાલન ૩૫૧ મોરથુથુના પાણીનું પ્રક્ષાલન ૫૯ યોગરાજ ગુગળ ૨૩૦ રોપણ દવાઓ ૪૬૬ લીંબડાનાં પાનના ઉકાળા વડે પ્રક્ષાલન ૩૬૫ લીંબડાના પાનની લુગ્દી ૩૬૫ લોબાનનો લેપ ૩૬૯ સ્તંભન દવાઓ ૪૪૭ હરતાળ ૧૦૧ હીંગળાની ધુંવાડી ૧૦૩ હીરાકશીનું પાણી છાંટવું ૧૦૫ હીરાબોળનો મલમ ૪૧૩.

## વૃષણનું સોજી આવવું.

**નિદાન**—વધરા વળને લઇને, વૃષણમાં કોઈ ગ્રંથી થવાથી તેમજ વૃષણના તીક્ષ્ણ યાને જીર્ણ વરમથી વૃષણ સોજી જવા સંભવ છે.

**ઉપાય**—એરંડાનું પાન ૧૬૪ કાંકચના ચૂર્ણને એરંડાના પાન ઉપર નાખી તે પાન બાંધવું ૧૮૮ તમાકુનાં પાન શેલા રસવાળાં કરી બાંધવાં ૨૭૦ રસકપૂર ૬૩.

## વેલ.

**નિદાન**—આંખના અગર અંદર બહારના ખુણામાંથી રસ પડ વધી કૃષ્ણ મંડળના ભાગ ઉપર ચોટેલું દેખાય છે તેને વેલ કહેછે. જો આ વેલ કીકી સુધી આવી હોય તો દૃષ્ટિ ને ઇજા પહોચે છે. તેથી આંખમાં બહુ દુઃખ થતું નથી પણ વખતેકાંકરા ખુંચતા હોય એવું લાગેછે.

**ઉપાય**—ખર્પર અંજન ૨૦ ચંદ્રો દયાવર્ત્તિ ૮૧ પલાંશાંજન ૨૧૫ મોરથુથુ ૫૮ રસકેશર ૨૦.

## વ્યાફાટવી.

**નિદાન**—પાદદારી જુઓ,

**ઉપાય**—પાદદારી જુઓ.—

## શરદી શ્લેષ્મ.

**નિદાન**—શરદ હવાથી થતી અસર જુઓ પૃષ્ટ ૪૮૦.

**ઉપાય**—અરડુશીનો સ્વરસ ૧૩૦ અરણીનો સ્વરસ ૧૩૨ (શ્લેષ્મ જુઓ.)

## શરીરના અમુક ભાગનું બહેર મારી જવું.

**નિદાન**—વાતરક્ત, ઉપદંશ વિગેરે આધિથી કેટલાક ભાગનું સ્પર્શ

જ્ઞાન નષ્ટ થઈ જાયછે તેમજ કોઈ ભાગમાં જખમ થવાથી અગર તે ભાગના જ્ઞાનતંતુનો કાંઈ રોગ થવાથી તે સ્થાનનું સ્પર્શ જ્ઞાન વખતે નષ્ટ થએલું હોયછે. આવા ભાગમાં ચોંટીઓ ભરવાથી કે સોઈ ઓંચવાથી દરદીને કાંઈ પીડા થતી નથી.

ઉપાય—ચિત્રકનો લેપ ૨૪૪.

## શીતપિત્ત.

નિદાન—શીળસ એ એક જાતનો કંડુયુક્ત ત્વક્ દોષ છે. જેમાં પ્રથમ ચેળ આવેછે અને ખંજોળવાથી તે ઠેકાણે પ્રાંમઠાં ઉપડી આવેછે. શીળસ ઉપડવાથી ચહેરો અને આખું શરીર સોજેલું દેખાય છે. કેટલીક વખતે થોડા કલાક પછી આ શીળસ પાછું એની મેળે બેસી જાયછે. પણ કેટલાકને તે બે ચાર દીવસ સુધી રહેછે અને પાછું થોડા થોડા દીવસને આંતરે ઉપડે છે. ખાટી અગર અજીર્ણ કરે તેવી ચીજ ખાવાથી તેમજ વાળાને લઇને શીળસ બહુધા ઉપડી આવે છે. ચાંચડ. માંકડ, મચ્છર વગેરે જંતુનાં દંશથી તે ઠેકાણે શીળસના જેવું પ્રાંમઠું દેખાયછે.

ઉપાય—અજમો (બોડી) ૧૧૩ એળીઓ ૧૬૮ કચોરો ૧૬૯ કાળી જીરી ૧૯૬ કાળીપાટ ૧૯૮ કોળા પાક ૨૧૩ ચંદ્રપ્રભા ૭૮ પારદ ૪૪ પુનર્નવાષ્ટક ૩૮૬ મંજીષ્ટાદિ ક્વાથ ૩૪૦ લીંબડાનાં પાનનો સ્વરસ ૩૬૫ સારક દવાઓ ૪૬૫ સોનામુખી ૪૦૫ સોમલ ૯૮ હરતાળ ૧૦૧.

## શુક્રરોગ.

નિદાન—આમાં અનેક જાતના ધાતુ વિકાર આવી જાયછે.

ઉપાય—અડદીઆ ૧૧૫ ઉતકંટારો ૧૫૭ ગુગળ ૨૩૦ ગુંદનો પાક ૨૩૩ ગોખરૂ ૨૩૬ ચણકબાબ ૨૩૮ ઝેરે કોચલું ૨૬૨ દુધ ૪૨૭ પૌષ્ટિક શોધક દવાઓ (નં.૧) ૪૭૫ મૂત્રલ દવાઓ ૪૬૩ મોતી ૫૫ રસાયન ચૂર્ણ ૧૪૭ વસંત કુસુમાકર રસ ૪૭ વૃદ્ધદંડ ચૂર્ણ ૨૩૬ શીલાજીત ૭૮ સાબર શીંગાની રાખ ૪૩૨.

## શૂળ.

નિદાન—શરીરના કોઈ પણ ભાગના તીક્ષ્ણ દુખાવાને શૂળ કહેછે. વિશેષમાં બીજા દુખાવામાં અને શૂળમાં એટલો ફેરછે કે શૂળનો દુખાવો થોડો વખત રહ્યા બાદ શાન્ત થઈ પાછો ફરી દેખાય છે. આવા પ્રત્યેક સમયના દુખાવાને શૂળ અથવા ચસકો કહેછે. અને બીજો દુખાવો સા-

ધારણ રીતે એમને એમ રહ્યા કરેછે. પેટમાં, દાંતમાં, કાનમાં, પડખામાં, પેડુમાં, કમરમાં એવી રીતે શરીરના જુદા જુદા ભાગોમાં શૂળ નીકળે છે. શરદી, ઉજાગરો, નબળાઈ વિગેરે કારણોને લઇને શૂળ ઉપડી આવવા ઘણો સંભવ છે. શૂળની પીડા ઘણીજ દુખ દાયક છે.

ઉપાય—અફીણ ૧૨૪ આંબાની ગોટલીનું તેલ ૧૪૨ એરંડ મૂળનો ક્વાથ ૧૬૩ કપૂર ૧૭૮ કીર્દમાન ૨૦૦ કૃમિઘ્ન દવાઓ ૪૪૬ કંટકારી અવલેહ ૩૩૯ ખોરાસાની અજમો ૨૧૬ ગજપીંપર ૨૧૮ ગજ કેશરી રસ ૩૪ ગુગળનો લેપ ૨૨૯ ગંધક વટી ૧૨૪ ઘોડીની લાદ ૪૨૧ ચણાનો ખાર ૨૩૯ જવખાર ૨૫૧ જીરકાદિ વટી ૨૫૬ તજ ચોપડવો ૨૬૮ ત્રાંબુ ૩૩ તુળશીનો સ્વરસ ૨૭૭ દશમૂળાદિ ક્વાથ ૨૮૩ દેવદાર્વાદિ ક્વાથ ૨૮૯ ધતુરો ૨૯૫ નવસાર ૩૮ નારીયેળનું ચૂર્ણ ૩૦૫ નારીકેલ ખંડ પાક ૩૦૫ નેપાળો ૩૦૯ પાઠાદિ ક્વાથ ૧૯૭ બીજોરાંનો રસ ૩૨૪ ભાંગ ૩૩૧ રાઇનો લેપ ૩૫૫ લસણનું તેલ ચોપડવું ૩૬૧ વછનાગ ૩૭૨ વડવાનલ રસ ૮૫ વરણાનો ક્વાથ ૩૭૮ વાતહર દવાઓ ૪૭૦ વાયુહર દવાઓ ૪૭૦ શંખવટી ૮૦ સાજીખાર ૮૩ સીતોપલાદિ ચૂર્ણ ૩૮૫ સીંધા લુણનું તેલ ૬૮ સોમલ ૯૭ હરણ શીંગ ૪૩૨ હીંગ ૪૧૧;

## શ્લેષ્મ.

નિદાન—શરદી જુઓ.

ઉપાય—અગથીઆનો સ્વરસ ૧૦૯ અળસી ૧૩૪ આદુનો સ્વરસ ૧૩૯ ઉનાબ ૧૫૮ કટ્ફલાદિ ચૂર્ણ ૧૯૩ કફકેતુરસ ૩૭૩ કાકડાશીંગી ૧૮૯ કાંટા શેળીયાનો સ્વરસ ૧૯૨ કાયફળ ૧૯૩ કુબાનો સ્વરસ ૨૦૩ કુષ્માંડ ૨૧૨ છીંકું લાવનારી દવા સુંઘવી ૪૪૮ તજનો લેપ ૨૬૮ તમાકુ સુંઘવી ૨૭૧ તુળશીનો સ્વરસ ૨૭૭ ભાંગરાનું ચૂર્ણ ૩૩૩ ભારંગી ૩૩૪ ભારીંગણીનો કાઢો ૩૩૯ વાપુંબા ૩૮૧ શતાબના પાનનો સ્વરસ ૩૮૫.

## શ્વાસ.

નિદાન—શ્વાસોશ્વાસ લેવો એ જીવન ક્રિયાનું એક મુખ્ય સાધન છે અને તે જીવન રૂપ રહે તેટલા માટે તે યોગ્ય નિયમિત પ્રમાણમાં ચાલવાની જરૂર છે. બહુ શ્રમ કરવાથી તેમજ નબળાં માણસોને સહેજ શ્રમ પછી પણ શ્વાસ ઘણોજ ઝડપથી ચાલેછે. શ્વાસ નળીકામાં જ્યારે સોજ થયો હોયછે અગર શ્વાસ માર્ગ સંકોચને પામ્યો હોયછે તથા ત્યાં કાંઈ

સ્ન્ધન થાય તેવું કારણ નીપજી આવેછે ત્યારે માણસને શ્વાવ વધારે ઝડપથી લેવો પડેછે. દમમાં, ઉધરસમાં, ક્ષયમાં, અને ઘણાખરા દરદીને આખર અવસ્થામાં શ્વાસ ઘણો ઉપડે છે. કેટલીક વખતે હીસ્ટીરીઆમાં કાંઈ ખાસ શ્વાસ નળીકાના રોગ શીવાય શ્વાસ ઘુંટાયા કરેછે.

ઉપાય—અપામાર્ગ ક્ષાર ૧૧૧ અફીણ ૧૨૬ આંબાહળદર ૧૪૨ કસ્તુરી ૪૧૭ કંટકારી અવલેહ ૩૩૯ ખુરા સાની અજમો ૨૧૫ ગજપીંપર ૨૧૮ ચ્યવન પ્રાશ્યાવલેહ ૧૪૭ તુળશીનો સ્વરસ ૨૭૭ દશમૂળાદિ ક્વાથ ૨૮૩ બૃહત્ પંચ મૂળાદિ ક્વાથ ૨૮૩ ભારીંગણીનો ક્વાથ ૩૩૯ શીલાજીત ૭૮ સોનું ૯૧ હરીતકી અવલેહ ૪૧૦ હીંગળો ૧૦૪ હીરા કશી ૧૦૫.

## ષંઢત્વ.

**નિદાન**—નપુંસકપણું જુઓ.

ઉપાય—ગોખરૂ ૨૩૬ મહા લક્ષ્મિ વિલાસ રસ ૧૫ વિદારી ચૂર્ણ ૩૮૪ સોનું ૯૩.

## સન્નિપાત.

**નિદાન**—આ કાંઈ ખાસ રોગ નથી પણ તે દરેક રોગનું એક આખરનું ચિન્હ છે. આખર સમયે શરીરમાં અનેક ચિન્હ થાયછે જે રોગનું અસાધ્ય પણું સૂચવે છે. આવાં આખરનાં ચિન્હના સમુદાયને લોકો સન્નિપાત કહેછે. સન્નિપાતમાં દરદોની સ્થિતિ નીચે પ્રમાણે હોયછે.—

પ્રથમ તો દદી ખાટલા વશ હોયછે ને તે પોતાની મેળે ઉઠી કે બેસી શકતો નથી. પડખું ફેરવવામાં પણ તેને બીજા માણસોની મદદની જરૂર પડેછે. કેટલીક વખતે દરદીને શ્વાસ એટલો બધો પડેછે કે તેનાથી સુઈ શકાતું નથી. તેને ખાટલા ઉપર બેસી રહેવું પડેછે પણ આ સમયે તેને બે માણસોએ ટેકો આપેલો હોયછે. જો આ મદદ ખસેડી લેવામાં આવે તો તેનાથી બેસી શકાતું નથીને તે એકદમ પડી જાયછે. તેનું શરીર શક્તિ હીનને નિસ્તેજ દેખાયછે. તેની મુખ મુદ્રા બદલાયેલી, આંખો ઊડી ઉતરેલી, ફીકી તથા રૂક્ષ હોયછે. તેમાંથી પાણી ગળ્યા કરેછે જે ગાલ ઉપર જામી રહેછે. વખતે આંખો સાવ મીંચેલી હોયછે ને વખતે ડોળા તદન ખુલ્લા માલમ પડેછે તેમજ વખતે આંખો અર્ધ મીં-

એલી અને ઢળેલી હોયછે. ડોળા ઉપર આંગળી ફેરવવાથી તેને આંગળીનો સ્પર્શ જણાતો નથી અને તેથી તે આંગળી અડાડ્યા છતાં આંખ મિંચતો નથી. કેટલીક વખતે આંખ ઘણો વખત સુધી ખુલી રહેવાથી તેમાં કચરો ભરાય છે અને કૃષ્ણમંડળને પોષણ મળવું બંધ થવાથી ત્યાં ક્ષત પડે છે. આવી રીતે આંખની સ્થિતિ બરાબર હોતી નથી. નાકની અણી વધારે નીકળતી અને તેની સાથે મોઢું તપાસતાં ચહેરાનો સંપૂર્ણ દેખાવ ઘણોજ ખિન્ન કરે તેવો હોયછે. ચહેરાને યોગ્ય પોષણ મળતું હોય તે વખતનું નુર બીલકુલ જણાતુ નથી અને મડામાંના જેવો દેખાવ દરદીનો સંપૂર્ણ રીતે જણાઈ રહેછે.

તેને કેટલાક ભાગમાં તીક્ષ્ણ દુખાવો થાય છે અને મદદને માટે ચીસ પાડેછે.

તેના શરીર ઉપર હાથ મુકવાથી તે બરફ જેવું ટાઢું હોયછે. કપાળ, નાક, કાનની બુંટ, હડપચી અને હાથ પગ એ હમેશાં ટાઢાં થઈ જાય છે. જોકે શરીરના બીજા ભાગ ગરમ હોયછે તો પણ આ ભાગ પ્રથમ ઠંડા થાયછે અને આ ભાગ ઠંડા થવા એ પણ એક ત્રાસ દાયક ચિન્હ છે. તેનાં આખા શરીર ઉપર પરસેવો વળતો હોયછે અને તે શ્યામ વર્ણનું અને ચળકાટ રહીત દેખાયછે તેમજ તેના સ્નાયુના લોચા પણ જીવન વગરના જણાય છે.

નાક અણીશુદ્ધ અને શ્યામ રંગનું હોયછે તથા તેના નસ્કોરામાં સુકલ ખરેટાં જણાયછે, તેમજ તે વધારે ફુલેલાં અને શ્વાસ લેવાને માટે વધારે મહેનત કરતાં હોય એમ દેખાયછે.

મોઢું તપાસતાં દાંત સુકા, ભુંખરા રંગના અને ઝેરીના જમાવ વાળા દેખાયછે. જીવતા દાંતનું તેજ તેમાંથી નષ્ટ થયેલું હોયછે. જીભ સુકી, કાળા રંગની અને કાંટા વાળી હોયછે તથા મોઢામાં થુંક બીલકુલ હોતું નથી. ચૂર્ણ કે બીજી કોઈ કોરી ભૂકી તેના મોઢામાં નાખવામાં આવે તો તે માટીના કે ધાતુના કોરા પાત્રમાં નાખ્યાની પેઠે થુંકના અભાવને લીધે કોરી રહેછે; તેમજ કોઈ પ્રવાહી દવા પાવામાં આવે તો તે પણ ગળે ઉતરતી નથી. હોઠના ખુણા ઉપર અને તેની આસપાસ પણ થુંકના ખરેટા જામેલા જણાયછે. ગાલ અને હોઠ શકિત હીન થઈ જવાથી મોઢામાં પાણી વિગેરે રહી શકતું નથી અને તે બહાર નિકળી જાયછે. છાતી તપાસતાં તે સોવાતી હોય એમ જણાયછે. શ્વાસ ઘણો ઝડપથી

ચાલેછે અને ગળામાં ખરેરી બોલેછે. ડાબી કોરે છાતીના ભાગમાં પણ ધડકો હોયછે અને અંતઃકર્ણને ઘણા જોરથી કામ કરવું પડેછે. નાડી ઉતાવળી, નબળી અને ત્રુટક થતી જાયછે.

હકીકત પુછતાં અનાજ ઘણો વખત થયાં બંધ થયું છે એટલુંજ નહીં પણ હાલમાં દુધ કે પાણી સરખું પણ કાંઈ ઉતરતું નથી એવી હકીકત મળી આવેછે. ઝાડો પેશાબ વખતે બંધ થઈ ગયેલાં હોય છે અને વખતે તે એની મેળે બીછાનામાં નીકળી જાયછે. પેટ ચડેલું, ફુલેલું અને ઢમઢોલ જેવું હોયછે તેમજ વખતે સાવ લાંપસ થયેલું અને બેઠેલું જણાય છે.

શરીરની ગતિ સંપૂર્ણ રીતે નષ્ટ થએલી હોયછે. એકે અવયવો પોતાનું કામ કરી શકતાં નથી. હાથેથી તે કાંઈ ચીજ ઝાલી શકતો નથી અને તેના હાથ પગ હરી ફરી શકતા નથી. જો કે આવી રીતે આખા શરીરની ગતિ નષ્ટ થયેલી હોયછે તો પણ તે સાથે વખતે કોઈક ભાગની ગતિ અત્યંત વધેલી દેખાયછે ને ત્યાં કંપ થયા કરેછે. કેટલાક દરદીનો પોંચેથી હાથ ધ્રુજ્યાજ કરેછે, તો કોઈનો વખતે પગનો અંગુઠો ફરક્યાજ કરેછે, તો કોઈ દરદી નિરંતર પોતાનો પગ ગોઠણથી ઉભો કરેછે અને પાછો લાંબો કર્યા કરેછે. અગર હાથ એક ઠેકાણેથી ઉપાડી બીજે ઠેકાણે મુક્યા કરેછે. આવી રીતે તે કોઈ ભાગ ઉપાડ મુક કર્યા કરેછે પણ તેનું તેને ભાન હોતું નથી. આવાં ચિન્હને અંતકાળનાં "ચેન અથવા ચાળા" કહેછે. લુગડાં ફેકવાં, જેમ તેમ બકવું અગર છીણું ગણગણાટ કરતું પડ્યું રહેવું એ પણ સન્નિપાતના ચાળામાંજ ગણાયછે.

આ બધાં ચિન્હો સાથે દરદીને ઘણીજ બેશુદ્ધિ હોયછે. મોટેથી રાડું પાડીને કહીએ તો પણ તે સાંભળતો નથી તથા આંખે જોઇ શકતો નથી. ગમે તેવી ચીજો નાક પાસે ધરવામાં આવે તો તેની તેને ખબર પડતી નથી.

આ બધાં ચિન્હો અવસાન સમયની તૈયારી કરવાનું અને ઔષધો પચારનું નિર્માલ્યપણું સૂચવે છે.

ઉપાય—અકલકરાનું ફાન્ટ ૧૦૭ અફીણ ૧૨૬ ઈસસ ૧૫૬ ઉગ્ર ચીજોનું નસ્ય ૪૪૯ ઉગ્ર દવાઓ ૪૩૯ અંબર ૪૧૫ કપૂર ૧૭૭ કસ્તુરી ૪૧૭ કાયફળનું ઘર્ષણ ૧૯૩ ગરમાળાનો ગર ૨૨૦ તજનું પાણી ૨૬૮

રેચક દવાઓ ૪૬૫ વાસા પુટપાક ૧૩૧ સોનાનો ઉકાળો ૯૨ હિરણ્ય ગર્ભ ૯૨ ટંકણ ૨૯.

## સર્પદંશ.

નિદાન—સર્પ કરડવાથી ડંસને ઠેકાણે સખ્ત બળતરા અને સોયું ભોંકયા જેવી સખ્ત પીડા થાયછે એટલુંજ નહીં પણ દરદીને થતી માનસીક ભીતિ ઘણીજ ત્રાસદાયક છે. ઘણાજ ઝેરી સર્પના ડંસથી શરીર એકદમ શીથીલ થવા લાગેછે, નાડી મંદ અને ક્ષીણ થતી જાયછે, બોલ્યાની તેને શુદ્ધિ રહેતી નથી અને થોડાજ વખતમાં બેભાન થઈ દરદી ગુજરી જાયછે. ઓછા ઝેરી સર્પના ડંસથી જો કે દરદી બેભાન થઈ જાયછે તો પણ તેનો કાંઠલો સાવ ઢળી પડતો, નથી. થોડો ઘણો મગજમાં ડોલ આવેછે અને ઉલટી થયા બાદ આરામ થાયછે. કેટલીક વખત સર્પદંશ થયા પછી દરદી તરતજ મરતો નથી પણ ડંસની આસપાસનો ભાગ સોજે છે, સડેછે અને દરદી ક્ષીણ થઈ જઈ ગુજરી જાયછે.

ઉપાય—અઘેડાની ફુલવાળી કળીઉંનો રસ ચોપડવો તથા તેનાં બી અને પાન વાટીને પાવાં ૧૧૧ અરીઠાં ૧૩૩ અરીઠાનાં ફળનું અંજન ૧૩૩ આંબાહળદર ૧૪૨ ઉષ્ણ દવાઓ ૪૪૦ કુકડ વેલ ૨૦૨ પીઠવણનો સ્વરસ ૩૧૨ મરી ૩૪૪ માલ કાંકણાની જડનો લેપ ૩૪૬ સોમલની ગોળી ૯૮.

## સસણી.

નિદાન—આ એક જાતનો શ્વાસ નળીકાનો તીક્ષ્ણ વરમ છે જેમાં દરદીને તાવ આવ્યા બાદ છાતીમાં અને વાંસામાં ભીંસ થાયછે અને દુખે છે. શ્વાસ વધારે જોરથી ખેંચવો પડેછે અને ઉધરસ ખાતી વખતે બડખા પડેછે. જુદા જુદા જવરમાં, ફેફસાંના વરમને લીધે તથા શરદીને લઈને સસણી ઉપડી આવેછે.

ઉપાય—અગથીઆનો સ્વરસ ૧૦૯ કપૂર ૧૭૭ કાકડાશીંગી ૧૮૯ પીઠવણનો સ્વરસ ૩૧૨ બારંગી ૩૩૫ સમદર ફળ ૩૯૪.

## સ્કર્વિ.

નિદાન—એ એક જાતની રક્ત વિકૃતિ છે જે ફળ, ફુલ, તાજી લીલોતરી વિગેરેથી દુર રહેવાવાળાને થાયછે. આ રોગીનાં અવાળુ ચડેલાં રહે

છે. વખતે તે ખવાઈ જાયછે અને મોઢું ગંધાય છે. શરીરના જુદા જુદા ભાગમાં ચામડી ઉપર લોહી વિકારના રાતાં ચાઠાં જણાયછે.

ઉપાય—નારંગી ૩૦૬.

## સાદ બેસી જવો અથવા સ્વર ભંગ.

નિદાન—ગરમ ચીજ ખાવાથી, શરદી લાગવાથી તેમજ ગળાના મર્મસ્થાનમાં કાંઈ રોગ થવાથી સાદ બેસી જાયછે. તે શીવાય સાદ બેસી જવો એ ક્ષયનું એક ભયંકર ચિન્હ છે તેમજ ગળા ઉપર ઇજા થવાથી પણ દરદીથી બરાબર બોલી શકાતું નથી.

ઉપાય—આમળાનું ચૂર્ણ ૧૪૮ એળચી મોંમાં રાખવી ૧૬૬ કફ કેતુરસ ૩૭૩ કાથો ૧૯૩ કોહોળું ૨૧૨ ખેરસાર ૨૧૭ ચણકબાબ ૨૩૮ ચણોઠીનાં પાન મોંમાં રાખવાં ૨૪૦ જેઠીમધનો શીરો મોંમાં રાખવો ૨૫૮ દ્રાક્ષાસવ ૨૯૧ નાગકેશર મોંમાં રાખવું ૩૦૪ પીંપર ઘુંટેલી ૩૧૪ બાવળનાં પાન મોંમાં રાખવાં ૩૨૧ બેહેડાંની છાલ તળીને મોંમાં રાખવી ૩૨૬ બ્રાહ્મીના પાંદડાં તળીને મોંમાં રાખવાં ૩૨૯.

## સાંધાની નબળાઈ.

નિદાન—સંધિવા જુઓ.

ઉપાય—લોહ ૭૪.

## સાંધાનું અકડાઈ જવું.

નિદાન—સાંધા ઉપર ઇજા થવાથી અગર તે ભાગમાં કાંઈ રોગ થવાને લીધે જ્યારે સાંધાવાળો ભાગ હરી ફરી શકતો નથી ને એકની એક સ્થિતિમાં ઘણા દીવસ સુધી રહેછે ત્યારે તે સાંધો અકડાઈ જાયછે.

ઉપાય—અગથીઆનાં મૂળના કલ્કનો લેપ ૧૦૬ અજમાનું લુણ ૧૧૩ અજમાનું તેલ ૧૧૪ આસંધના પાનનો લેપ ૧૫૦ કેશરાદિ ગોળી ૬૩ ગળો સત્વ (સાંધાના કળવામાં) ૨૨૫ ગુગળ ૨૨૮ ગંધક ૨૪ ચણોઠી ૨૪૦ ચોપચીનીનો પાક ૨૪૬ ડાંભ દેવો ૪૫૪ ધતુરાનો લેપ ૨૯૫ રસકપૂર ૬૩ લીંબડાનું તેલ ૩૬૬ સિંધાલુણનું તેલ ૬૮ હરણ શીંગ ૪૩૨.

## સારણ.

નિદાન—પેટના પડદાના છીદ્રોમાંથી આંતરડું સાથળના મૂળમાં

સરી આવે તે સારણ. વૃષણની થેલીમાં આંતરડું ઉતરે તેને તેમજ ડુંટીના છીદ્રમાંથી આંતરડું પેટ ઉપર ઉપસી આવતું દેખાય તેને પણ કેટલાકો સારણ કહેછે પણ તેમને માટે ખરી સંજ્ઞા અંતર્ગળ અને ડુંટો છે. સારણ સ્ત્રીઓને બહુ થાયછે.

ઉપાય—નવસારનાં પોતાં ૩૭.

## સ્તનપાક.

નિદાન—નવોઢાનાં, ગર્ભિણી સ્ત્રીનાં તેમજ છોકરાં ધાવતાં હોય તેવી સ્ત્રીઓનાં સ્તન પણ પાકે છે. કેટલીક વખતે જુવાન છોકરાઓની ધાઈ પણ પાકી આવેછે પણ તે કાંઈ સાદા ગુમડાં કરતાં વધારે દુઃખદાયક નથી. સ્ત્રીની આખી ધાઈ સોજી આવેછે. ત્યાં ઠણકા માર્યા કરેછે અને ભારે પીડા થાયછે. તે પાકેછે, ફુટેછે અને તેમાંથી પુષ્કળ પરૂ અને સડેલા માંસના લોચા નિકળેછે. કેટલીક વખતે દુધ વાહીની નળી અંદર આવી જવાથી દુધ પણ ઝરેછે. તે રૂઝાયા બાદ વખતે સ્તનમાં ગાંઠો પણ રહી જાયછે જે પાછળથી યોગ્ય ઉપચાર કરતાં ગળી જાયછે.

ઉપાય—એરડાનાં પાન ૧૬૪ જળો લગાડવી ૪૨૪ ધતુરાનાં. પાન બાંધવાં ૨૯૫ નવસારનાં પોતાં ૩૬.

## સ્ત્રી ઉન્માદ.

નિદાન—આ દરદને ઇંગ્રેજીમાં હીસ્ટીરીઆ કહેછે. તે બહુધા સ્ત્રીઓનેજ થાયછે ને વખતે નાની ઉમરના કમકોવત પુરૂષોને પણ તે થઈ આવેછે. આ દરદમાં સ્ત્રીનું શરીર એકદમ ખેંચાઈ જાયછે, હાથ પગનાં આંગળાં ઠરડાઈ જાયછે અને વખતે તે રાડો પાડેછે, છાતીમાં મુઠીઉં મારેછે, પોતાના વાળ ખેંચેછે અને લુગડાં ફેંકી દેછે અગર ફાડી નાખેછે. કેટલીક વખતે તે ગાયછે, કેટલીક વખતે તે રૂએછે અને વખતે ખડ ખડ હસે છે. તેના પેટમાં એક જાતનો ગુલ્મ ઉપડે છે અને જ્યારે તેને ગુલ્મ ઉપડે ત્યારેજ આવાં ચિત્ર વિચિત્ર ચિન્હો થાયછે. આ રોગીને ગર્ભાશયનો કાંઈ પણ ઉપદ્રવ હોયછે.

ઉપાય—અરીઠાંની ધુમાડી ૧૩૩ એળીઓ ૧૬૭ કાંકચ્યુ ૧૮૮ કીદેમાન ૨૦૦ કીરમાણી ૨૦૧ ખર્પર ૨૧૯ જટામાંસી ૨૫૦ જસત ભસ્મ ૨૬

ઝેરકોચલું ૨૬૨ પીંપર ૩૧૫ મગજને પુષ્ટિ આપનાર દવાઓ ૪૬૧ મોરથુથુ ૫૭ રૌપ્યભસ્મ ૬૫ લવીંગ ૩૫૯ લસણ ૩૬૦ વાતઘ્ન દવાઓ ૪૭૦ વાતારિરસ ૨૭ શતાબનાં પાનનો સ્વરસ ૩૮૬ સોમલ ૬૦ સ્નાયુશૈથીલ્યકૃત્ દવાઓ ૪૭૭ હીંગ ૪૧૧.

## સૂર્યાવર્ત્ત.

**નિદાન**—આ રોગીને સૂર્યોદય થાય કે તરતજ માથું ધીરે ધીરે દુખવા માંડેછે અને જેમ સૂર્ય ચડતો જાય તેમ તેમ નેત્ર અને ભૃકુટીની વચ્ચે વધુ વધુ દુખ્યા કરેછે. આ મસ્તક શૂળ સૂર્યની વૃદ્ધિની સાથે વધેછે અને સૂર્યાસ્ત સમયે તદ્દન મટી જાયછે.

**ઉપાય**—છીંકું લાવનાર દવા સુંઘવી ૪૪૯.

## સોજો અથવા શોફ.

**નિદાન**—સોજો એટલે અમુક ભાગનું સોજી આવવું. (જાડું થવું) પાક થવાથી તથા શરદી લાગવાથી લોહીનો જમાવ થવા સંભવછે. તે શિવાય શરીર નબળુ થવાથી તેમજ કોઈ જીર્ણ વ્યાધિ પછી પણ શોફ થઈ આવેછે. ક્ષય, અતિસાર, પાંડુ, નબળાઈ, હૃદ્રોગ તથા ગુરદાના જીર્ણ વરમને લીધે શોફ થઈ આવેછે; તેમજ કોઈ પણ ભાગ ઉપર કાંઈ દબાણ કરવામાં આવે તો તે નીચેનો ભાગ સોજી જાયછે. સોજો હમેશાં નીચલા ભાગમાં થવા સંભવ છે. ગર્ભિણી સ્ત્રીને વખતે એક અગર બન્ને પગ સોજી જાયછે જે સોજો જણ્યા પછી ઉતરી જાયછે. જીર્ણ વ્યાધિમાં શરીર ક્ષીણ થવાથી જે સોજો ચડે તે ખરેખરો ભયંકર છે.

**ઉપાય**—અગ્નિમંથાદિ લેપ ૧૩૨ અપામાર્ગ ૧૧૧ અરણી ૧૩૨ આકડાનાંપાનનું બંધાણ ૧૩૮ આવળનાં પાનનું બંધાણ ૧૪૯ આસોંદરો ૧૪૯ ઇસસનો લેપ ૧૫૬ એખરો ૧૬૧ એખરાનાં મૂળનો ઉકાળો અને છાલની રાખ ૧૬૧ એરડાનાં વરાળીઆં પાંન ૧૬૪ અંકોલનાં નવશેકાં પાનનું બંધાણ ૧૬૯ કડવી નઈ ૧૭૦ કાંટાશેળીઆનો સ્વરસ ૧૯૨ કાળાદાણા ૧૯૪ કાળીપાટનો રસ પીવાને માટે તથા ચોપડવા માટે ૧૯૮ કેરડાંનો સ્વરસ ૨૦૮ ગુડાષ્ટક ૨૮૭ ગોકળ ગાય લગાડવી ૪૧૮ (મીણમાં મેળવીને) ગોળાધરી લાકડું અને ઝેરી નારીએળ ૨૬૩ ગોમૂત્રની ભાવના વાળી

દવાઓ. ૪૧૯ ચિત્રક ૨૪૫ ઝેરકોચલાંની, ફાકી ૨૬૧ દશમૂલાદિક્વાથ ૨૮૩ દશાંગલેપ ૩૯૨ દાંતીમૂળ ૨૮૬ દુગ્ધવટી ૧૨૪ દેવદાર્વા-દિક્વાથ ૨૮૯ દોશઘ્ન લેપ ૩૯૩ નગોડનાં પાન વાટી ચોપડવાં ૩૦૦ નગો-ડનાં પાન બાફીને બાંધવાં ૩૦૦ નસોતરનો રેચ ૩૦૨ નવસારનાં પોતાં ૩૮ પટોળનું ચૂર્ણ ૩૧૧ પ્રસારણી લેહ ૩૧૭ પાણકંદો ૨૫૯ પુનર્નવાષ્ટક ૩૯૫ બંગભસ્મ ૧૭ બીલીનું મૂળ ૩૨૫ બેહેડાંના મગજનો લેપ ૩૨૬ મૂત્રલ દ-વાઓ ૪૬૩ રાઇનો લેપ ૩૫૪ લવીંગનો લેપ ૩૫૮ લીંબડાનાં પાન વરાળી-આં કરીને બાંધવાં ૩૬૬ લોહ ૭૩ લોહ અને તામ્રનો સંયોગ ૩૩ વાતહર દવાઓનો લેપ ૪૭૦ વરૂણનાં પાનનો લેપ ૩૭૮ સાજીખાર ૮૩ સુંઠ ૪૦૨ સુવર્ણ માક્ષિક ભસ્મ ૮૯ સુવર્ણ પર્પટી ૯૨ શોથઘ્ન દવાઓ ૪૭૨

## સંગ્રહણી.

**નિદાન**—અતિસાર ઘણા દીવસ ચાલે અને તેની સાથે જઠરાગ્નિ મંદ થાય ત્યારે તે રોગ સંગ્રહણી કહેવાય.

**ઉપાય**—અભ્રકભસ્મ ૧૪ અફીણ ૧૨૩ અગ્નિ મંથાદિ લેપ ૧૩૨ કપિત્થાષ્ટક ચૂર્ણ ૨૧૦ કોઠ ૨૧૦ કોહોળુ ૨૧૨ ખાખરાની રાખ ૨૧૫ ખાસ લોહીને પુષ્ટિ આપનારી દવાઓ ૪૬૧ ચિત્રક ૨૪૫ જીરકાદિ મોદક ૨૫૬ ટંકણ ૨૮ ટીંબરૂ ૨૬૪ ટેંટુનો પુટપાક ૨૬૪ તાલીસાદિ વટી ૨૭૬ દાડિમાષ્ટક ૨૮૫ દુગ્ધ વટી ૧૨૪ ધાવડીનાં ફુલ ૩૦૦ નાગ ભસ્મ ૮૫ પંચામૃત પર્પટી ૪૫ પથ્યાદિ ગુડ ૪૧૦ બીલીનાં ફળનો ગર્ભ ૩૨૪ ભાંગ ૩૩૨ ભાંગરાનું ચૂર્ણ ૩૩૪ મોરચુથુ ૫૭ મોરથુથુની ગોળી ૫૭ રસ પર્પટી ૪૫ લોહ ૭૩ શંખ વટી ૮૦ શોથઘ્ન દવાઓ ૪૭૨ સાત્વીન ૩૯૭ સુવર્ણ પર્પટી ૯૨ હીરાકશી ૧૦૫ હીરા દખણ ૪૧૨ હીંગ ૪૧૧.

## સંધિવા.

**નિદાન**—શરદી અગર ભેજ લાગવાથી ઘણું કરીને ઉપડી આવેછે. બે ચાર દીવસ સખ્ત તાવ આવ્યા બાદ સાંધાઓમાં સખ્ત દુખાવો થાયછે, તે સોજી જાયછે અને અડતાં દુખેછે તથા તે સાંધો હેરવી ફેરવી શકાતો નથી. પાછળથી તાવ ઉતરી ગયા કેડે પણ સાંધાનો દુખાવો જારી રહેછે અને તેની સાથે તેને ઝીણો ઝીણો તાવ રહેછે. સાંધાનો દુઃખાવો એટલો બધો સખ્ત હોયછે કે તેનાથી હરી ફરી શકાતુ નથી ને, જો તે સાં-ધાને જરા પણ મહેનત આપવામાં આવે તો ત્યાં સખ્ત ચસ્કો નિકળે છે.

કોણી, ગોઠણ, કમર અને બીજા બધા સાંધાઓ આ રોગમાં ઝલાઈ રહે છે. આ રોગ ઘણો લાંબો વખત ચાલે છે અને તે શરીરમાં જીર્ણ રૂપે રહેછે.

ઉપાય—અગથીયાનાં મૂળના કલ્કનો લેપ ૧૦૯ અગ્નિ મન્થાદિ લેપ ૧૩૨ અજમાનું તેલ ૧૧૪ અનંત મૂળ ૧૧૭ અમ્લ વિરૂદ્ધ દવાઓ ૪૩૭ અળશીઆની રાબ ૧૩૪ અળશીની પોટીસ ૧૩૫ આકડાના છીરનો લેપ ૧૩૮ આકડાનું રૂ ૧૩૮ આસંધનો કવાથ ૧૫૦ ઈન્દ્રવર્ણું ૧૫૩ એખરો ૧૬૧ એખરાનું તેલ ૧૬૧ એરંડ મૂળ ૧૬૪ એરંડીઉ તેલ ૧૬૪ ઓથમી જીરાંની પોટીસ ૧૫૫ કપૂરનું તેલ ૧૭૮ કુષ્ઠ તેલ ૧૬૦ કરંજનું તેલ ૧૮૪ કીર્દમાન ૨૦૦ કેરડાની પાડનો કવાથ ૨૦૮ કેશોર ગુગળ ૨૩૦ ખુરાસાની અજમો ૨૧૬ ખુરાસાની અજમાના કલ્કનો લેપ ૨૧૬ ગળજીભી ૨૨૧ ગુગળ ૨૨૮ ચિત્રકનો લેપ ૨૪૪ ચીરફળ ૨૭૮ જારનાં પાન બાફીને બાંધવાં ૨૫૪ ટેંટુનું ચૂર્ણ ૨૬૫ તમાકુનું પાંદડું બહાર લગાડવું ૨૭૧ ચંદ્રપ્રભા ७૮ દોષઘ્ન લેપ ૩૯૪ નશોતર ૩૦૨ પ્રસારણી ૩૧૭ પાતાલ ગરૂડી ૩૧૨ પારસ પીંપળાનાં પાન વરાળીયાં કરી બાંધવાં ૩૧૨ પીંપર ૩૧૫ પીંપરી મૂળના ગંઠોડા ૩૧૬ બ્રાહ્મી ૩૨૯ ભીલામું ૩૩૭ માલકાંકણાંની ગોળી ૩૪૬ માલકાંકણાંનું તેલ ૩૪૬ મેથી ૩૪૯ રાઇનો લેપ ૩૫૪ રાસ્ના પંચક ૩૫૬ લસણ ૩૬૦ વછનાગ ૩૭૨ વછનાગનો લેપ ૩૭૩ વજનો કાઢો ૩૭૫ વરણાંનો સ્વરસ ૩૭૮ વરધારાદિ ચૂર્ણ ૩૭૯ સમદર સોષનું મૂળ ૩૯૫ સમીર ગજ કેશરી રસ ૨૭૧ સુરોખાર ૮૭ સીંહનાદ ગુગળ ૨૩૦ સ્વેદળ દવાઓ ૪૭૮ શતાવરીનું તેલ ૩૮૭ હીંગળો ૧૦૩.

## હડકવા.

નિદાન—હડકવા એ કુતરાં, વરૂ તથા શીયાળ વિગેરેના કરડવાથી ડોઢથી ચાર માસની અંદર ઉપડતો એક જાતનો વાતવ્યાધિ છે. આ દરદ સંપૂર્ણ જોસમાં ઉપડે ત્યારે તેનું આખું શરીર એંચાય છે, ગળામાં એક જાતનો અવાજ થયા કરેછે અને મોઢામાંથી થુંક વહ્યા કરેછે. પાણી પીવાથી, અગર જોવાથી અગર બહુજ અજવાળામાં રાખવાથી તેને એંચતાણ ઉપડી આવેછે અને શ્વાસ મુંઝાયછે. આ દરદીને પાણીનો ઘણોજ મોટો ડર હોયછે ને તેથી આ રોગને ઈંગ્રેજીમાં "હાઈડ્રોફોબી-

આ" અને સંસ્કૃતમાં " જલસંત્રાસ " કહેછે, જેનો અર્થ પાણીનો ડર એવો થાયછે. આ રોગ ઘણોજ ભયંકર છે અને દરદી બીજે કે ત્રીજે દીવસે ગુજરી જાયછે.

**ઉપાય**—અઘેડાનાં પાન તથા બી વાટીને પાવાં ૧૧૧ અફીણ ૧૨૫ કુકડવેલ ૨૦૨ ભાંગ ૩૩૧ સ્નાયુ શૈથીલ્ય કૃત દવાઓ. ૪૭૭

## હલીમક.

**નિદાન**—આ એક કમળાનો ભેદછે જેમાં સખ્ત કમળા સાથે દરદીનું શરીર પાડુંવર્ણું થઈ ગયું હોયછે અને તેની સાથે તેને જીર્ણ જ્વર ચડેછે. કમળો અને જીર્ણ જ્વર સંયુક્ત હોય તે રોગનું નામ હલીમક.

**ઉપાય**—અરડુશી ૧૩૧ એળીઓ ૧૬૭ ચંદ્રપ્રભા ૭૮ નવસાર ૩૬ પિત્તાંક રસ ૫૫ મૂત્રલ દવાઓ ૪૬૩ લોહ ૭૩ લોહ અને તામ્રનો સંયોગ ૨૩ સારક દવાઓ ૪૬૫.

## હાડકાનું ભાગી જવું.

**નિદાન**—જે ભાગમાં હાડકું ભાંગ્યું હોય તે ભાગ સામી બાજુના તેજ ભાગ સાથે સરખાવતાં વાંકો ચૂકો, ખાડવાળો અગર ટુંકો જણાય છે. ઉપલો કટકો ઝાલી રાખી નીચલો ભાગ હલાવતાં ત્યાં કટ કટ એવો અવાજ થાયછે. શીવાય તે ઠેકાણે સોજો હોયછે, દુખાવો થાયછે અને દરદીનાથી તે ભાગ હેરવી ફેરવી શકાતો નથી.

**ઉપાય**—અર્જુન વૃક્ષની છાલ ૧૨૮.

## હાંફ.

**નિદાન**—શ્વાસ જૂઓ.

**ઉપાય**—ઈન્દ્રવર્ણું ૧૫૩ અવન પ્રાશ્યાવ લેહ ૧૪૭ ધતુરો ૨૬૫ પાણકંદો ૨૫૯ બંગ ભસ્મ ૧૭ વરધારો ૩૭૯ શૃંગ્યાદિ ચૂર્ણ ૧૮૯.

## હીંગળાથી મોઢું આવી જવું.

**નિદાન**—હીંગળો પણ રસકપૂરની પેઠે પારદનો એક ક્ષારછે અને તેનો વધુ પડતો ઉપયોગ થાય તો રસકપૂરનાં જેવાંજ ઝેરી ચિન્હો થાયછે જેની પ્રથમ સૂચના મોઢું આવી જવાથી મળેછે.

**ઉપાય**—ટંકણના કોગળા ૩૦.

## હૃદ્રોગ.

**નિદાન**—હૃદ્રોગીને છાતીના ડાબા પડખામાં દુખ્યા કરેછે. આ દુખાવો વખતે ડાબાં પાસળાંમાં અને વાંસામાં તેમજ જમણી કોરની છાતી સુધી પણ ફેલાયેલો હોયછે ને વખતે તે એટલો બધો સખ્ત હોયછે કે દરદી-નાથી પુરો શ્વાસ પણ લઈ શકાતો નથી. બોલવાથી, પડખું ફેરવવાથી અને ઉધરસ ખાવાથી છાતી દુખ્યા કરેછે. જો શરીર દુબળું હોય તો છાતીમાં અગર પાંસળાંમાં થડકો જણાઈ રહેછે, શરીર બેચેન અને કમકોવત રહેછે તથા કાંઈ પણ કામ કરવા ઉપર તેનું મન થતું નથી. વખતે પગે સોજો ચડેછે. જે દરદી એકાએક મુંઝ ચડવાથી ગુજરી જાયછે તેમાંના ઘણા ખરાને હૃદ્ રોગ હોયછે.

**ઉપાય**—અર્જુન ઘૃત ૧૨૮ અર્જુન વૃક્ષની છાલ ૧૨૮ અર્જુનાભ્ર ૧૪ કોહોળું ૨૧૨ દુધ ૪૨૭ લોહ ૭૪ શોથઘ્ન દવાઓ ૪૭૨ સ્વેદલ દવાઓ ૪૭૮ હૃદયાર્ણવ રસ ૩૪.

## હેડકી.

**નિદાન**—અજીર્ણને લઇને, ગર્ભ રહ્યાથી તેમજ હીસ્ટીરીઆ વિ-ગેરે વાતવ્યાધિમાં હેડકી બહુ આવેછે. હેડકી આવવી એ પણ એક જાતનો આક્ષેપ છે અને જેમ બીજા દરદોમાં સ્નાયુ ખેંચાઈ શરીર ક્ષીણ થઈ જાયછે તેમજ હેડકીમાં પણ બને છે. સન્નિપાતમાં આખરનાં ચિન્હ તરીકે હેડકી થવી એ ઘણુંજ ભયંકર ચિન્હ છે. ક્ષીણ થયેલ અને ઘણા વખતના વૃદ્ધબીમારને હેડકી બેચાર માસ સુધી રહેછે. કોલેરામાં કેટલાક દરદીને હેડકી ઉપડેછે અને કોલેરા મટ્યા પછી કેટલાક દરદીને ઘણાક દીવસ સુધી હેડકી આવ્યા કરેછે.

**ઉપાય**—અજમોદ (બોડી) ૧૧૩ આંમળાંનો સ્વરસ ૧૪૬ કફ શામક દવાઓનું ધૂમ્રપાન ૪૪૪ કંટકારી અવલેહ ૩૩૯ ગુલાબ જળ ૨૩૪ ચંદ્રમૂર રસ ૧૩૩ જવનું પાણી ૨૫૧ જીરકાદિ વટી ૨૫૬ ટીંબરૂની બીડી ૨૬૪ તામ્ર ભસ્મ ૩૩ દશ મૂળાદિ ક્વાથ ૨૮૩ દેવદાર્વાદિ ક્વાથ ૨૮૯ ધતુરાનું ધૂમ્રપાન ૨૯૫ નગોડનાં બીજનો કાઢો ૩૦૦ પીંપર ઘુંટેલી ૩૧૪ બાંગ ૩૩૨ મરી ૩૪૨ લસણ ૩૬૦ શંખવટી ૧૮૦ સુવર્ણ ભસ્મ ૯૩ સુવાનું હીમ ૪૦૪ સૌભાગ્ય શુંઠીપાક ૪૦૧.

## ક્ષત.

નિદાન—ધારૂં અથવા ચાંદુ જુઓ.

ઉપાય—ગેરૂ ૨૦ જાત્યાદિ ઘૃત ૨૫૮ દારૂહળદરના ઉકાળાનું પ્રક્ષાલન ૨૮૮ ધમાસના ઉકાળાવડે પ્રક્ષાલન ૨૯૮ પંચવલ્કલકષાય વડે પ્રક્ષાલન ૩૭૬ રોપણ દવાઓ ૪૬૬ સ્તંભન દવાઓ ૪૪૭.

## ક્ષય.

નિદાન—શરૂઆતમાં કાંઈ પણ ખબર પડતી નથી પણ શરીર ગળતુ જતું અને બેચેન લાગેછે તથા અનાજ ઉપર અપ્રીતિ થાયછે ને પુરેપુરો ખોરાક લેવાતો નથી. ધીરેધીરે થોડી ઉધરસ દેખાયછે જે પાછળથી વધતી જાયછે અને વખતે બડખામાં લોહી પણ પડેછે. દરદીના શરીરમાં ઝીણો ઝીણો તાવ રહેછે અને રાત્રે પુષ્કળ પસીનો આવેછે. કામ કરવાની તેનામાં શક્તિ રહેતી નથી ને તે હાંફી જાયછે. જ્યારે ક્ષય બરાબર સ્થપિત થાય ત્યારે સાંજરે હમેશાં ચોખે ચોખો તાવ આવેછે. ઉધરસ પણ બહુ હેરાન કરેછે અને સાદ બેસી જાયછે. દરદીનું શરીર ગળી જઇ હાડપીંજર જેવું થઇ જાયછે. અનાજ લેવાથી ઉલટી થઈ જાયછે. અનેક ઉપાયો યોજવામાં આવે તો પણ ફેર પડતો નથી અને આખરે ઝાડો થાયછે ને દરદી ઘસાઈ ઘસાઇને ગુજરી જાયછે.

ઉપાય—અભ્રક ભસ્મ ૧૪ અફીણ ૧૨૬ અર્ક અફીનાદિ ગુટીકા ૧૨૬-૧૩૭ અરડુશીનાં મૂળનું સિદ્ધ કરેલ ઘી ૧૩૧ અરડુશીનો કાઢો ૧૩૧ આસંધ ૧૫૦ આસંધનો ઉકાળો ૧૫૦ અમ્લ વિરૂદ્ધ દવાઓ ૪૩૭ અંબર ૪૧૫ ઇસસ ૧૫૫ ઉષ્ણ દવાઓ ૪૩૯ કંટકારી અવલેહ ૩૩૯ કસ્તુરી ૪૧૭ કફઘ્ન દવાઓ ૪૪૩ કફ શામક દવાઓ ૪૪૪ કટ્ફલાદિ ચૂર્ણ ૧૯૩ કીર્દમાન ૨૦૦ કીલની વરાળ ૨૦૧-૨૦૨ કોળું ૨૧૨ ખર્પર ૧૯ ખાસ લોહીને પુષ્ટિ આપનારી દવાઓ ૪૬૧ ગળો ૨૨૪ ગ્રહણી કપાટ રસ ૫૭ (થતાઝાડા અટકાવવા સારૂં) ચિંતામણી ચતુર્મુખ ૪૬ ચ્યવન પ્રાશ્યાવલેહ, બંડા મલકી, ધાત્રી લોહ ૧૪૬ છાલ મોગરાનું તેલ ૨૪૯ જસત ભસ્મ ૨૬ જંગલી ખાજ ૨૫૯ તાલીસ પત્ર ૨૭૫ ત્રિફળાનું ચૂર્ણ ૨૮૦ દુધ ૪૨૬ દ્રાક્ષાસવ ૨૯૧ નવસાર ૩૭ નાગરે મોથ ૩૦૪ નારીકેળ ખંડ પાક ૩૦૫ નાગ ભસ્મ ૮૫ પ્રવાળ ભસ્મ ૪૭ પીપલ્યા સવ ૩૧૪ બ્રાહ્મીનું ચૂર્ણ ૩૨૯ બંગ ભસ્મ ૧૭ બ્રેન્ડી ૪૫ ભારંગીના મૂળનું સિદ્ધ

# અનુક્રમણિકા.


સમાપ્ત.